।। श्रीस्वामिनारायणो विजयतेतराम् ।।

# श्रीस्वामिनारायण-संस्कृतविद्याप्रतिष्ठानम्

## संचालक : स्वामी योगेश्वरदासजी

नव्यव्याकरणाचार्यः, नव्यन्यायाचार्यः, वेदांताचार्यः
(लब्धद्विस्वर्णपदकः) (M.A.),Ph.D.,D.Lit.

:: प्रयोजक ::

## प.पू. स.गु. स्वामी श्रीनित्यस्वरूपदासजी

**Shree Swaminarayan Temple - Sardhar**
Dist : Rajkot (Guj) 360 025
Mo : +91 76000 23716
Email : yswami108@gmail.com
Web : www.sardhardham.org

નાગેશ ભટ્ટ
વિરચિત

# પરિભાષેન્દુશેખર

( ગુજરાતી અનુવાદ, પ્રસ્તાવના અને વિવેચનાત્મક ટિપ્પણ )

: સંપાદક :

**ડૉ. ભગવતીપ્રસાદ દેવશંકર પંડ્યા**

એમ. એ; પીએચ.ડી.
વ્યાકરણાચાર્ય, કાવ્યતીર્થ, પુરાણતીર્થ.
રીડર, સંસ્કૃત વિભાગ, ભાષા-સાહિત્ય ભવન,
ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.

યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ - ગુજરાત રાજ્ય

નાગેશ ભટ્ટ

વિરચિત

# પરિભાષેન્દુશેખર

( ગુજરાતી અનુવાદ, પ્રસ્તાવના અને વિવેચનાત્મક ટિપ્પણ )

: સંપાદક :

**ડૉ. ભગવતીપ્રસાદ દેવશંકર પંડ્યા**
એમ. એ; પીએચ.ડી.
વ્યાકરણાચાર્ય, કાવ્યતીર્થ, પુરાણતીર્થ.
રીડર, સંસ્કૃત વિભાગ, ભાષા-સાહિત્ય ભવન
ગુજરાત યુનિવર્સિટી, અમદાવાદ.

યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ
ગુજરાત રાજ્ય; અમદાવાદ–૬

# THE PARIBHĀṢENDUŚEKHARA OF NĀGEŚA BHAṬṬA

Translation into Gujarati with Introduction and Critical Notes

by

**Dr. Bhagavatiprasad D. Pandya**

: પ્રકાશક :

**જે. બી. સેંડલ**

અધ્યક્ષ

યુનિવર્સિટી ગ્રંથ નિર્માણબોર્ડ. ગુજરાત રાજ્ય.

અમદાવાદ-૬.



પ્રથમ આવૃત્તિ : ૧૯૮૪

નકલ : ૧૧૦૦

કિંમત રૂ. : ૩૮-૦૦

"Published by the University Book production Board, Gujarat State, under the Centrally Sponsored Scheme of Production of Books and Literature in Regional Languages at the University level, of the Government of India in the Ministry of Education and Social welfare (Department of Culture), New Delhi."

: મુદ્રક :

વ્યવસ્થાપક, શ્રી સરસ્વતી કમ્પોઝ,

૫, સ્ટરલિંગ સેન્ટર, ખાનપુર,

અમદાવાદ-૩૮૦૦૦૧.

# પ્રકાશકનું પુરોવચન

ઉચ્ચ કેળવણીનું માધ્યમ માતૃભાષા બને એ માટે યુનિવર્સિટી કક્ષાએ પ્રત્યેક વિદ્યાશાખા માટે વિપુલ ગ્રંથસામગ્રી તૈયાર થવી જોઈએ. આ હેતુથી કેન્દ્ર સરકારે આર્થિક સહાય આપીને પ્રાદેશિક ભાષાઓમાં યુનિવર્સિટી કક્ષાનાં પુસ્તકો અને સાહિત્ય પ્રકાશિત કરવાની યોજના ઘડી અને તેને સાકાર કરવા માટે ૧૯૭૦માં આ બોર્ડ રચવામાં આવ્યું. કેન્દ્ર સરકાર તરફથી આ કાર્ય માટે મળતાં અનુદાનો ઉપરાંત એપ્રિલ ૧, ૧૯૭૬થી આ યોજનામાં રાજ્ય સરકારે અમુક અનુદાન આપવાનું સ્વીકાર્યું છે.

આ યોજનામાં રાજ્યની વિવિધ યુનિવર્સિટીઓના પ્રાધ્યાપકો અને અન્ય વિદ્વાનો દ્વારા યુનિવર્સિટી કક્ષાના અભ્યાસક્રમને આવરી લેતાં પાઠ્યપુસ્તકો અને સંદર્ભગ્રંથો પ્રકાશિત કરવામાં આવ્યા છે અને એ કાર્ય હજુ વણથંભ્યુ ચાલુ જ છે.

રાજ્યની યુનિવર્સિટીઓમાં **વિનયન** વિદ્યાશાખાના **સંસ્કૃત** વિષયમાં નિયત થયેલ પાઠ્યક્રમોના સંદર્ભમાં **ડૉ. ભગવતીપ્રસાદ દેવશંકર પંડ્યાએ નાગેશ ભટ્ટ વિરચિત : 'પરિભાષેન્દુશેખર' એ ગ્રંથ અનુવાદ, પ્રસ્તાવના અને ટિપ્પણ** સાથે તૈયાર કર્યો છે તે પ્રકાશિત કરતાં આનંદ અનુભવું છું.

આશા છે કે આ વિષયના વિદ્યાર્થીઓ તથા સંસ્કૃતના વિદ્વાનોને આ ગ્રંથ અભ્યાસમાં ખૂબજ ઉપયોગી થશે. અનુસ્નાતક કક્ષાએ સંસ્કૃત વિષયમાં વ્યાકરણ-શાસ્ત્રનો અભ્યાસ કરતા વિદ્યાર્થીઓની જરૂરીઆત પૂરી પાડશે. એટલું જ નહી પણ સંસ્કૃતના વિદ્વાનોનો આવકાર પણ આ પ્રમાણભૂત ગ્રંથ પામશે એવી શ્રદ્ધા છે.

યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડ,
ગુજરાત રાજ્ય અમદાવાદ-૩૮૦૦૦૬
ફેબ્રુઆરી, ૧૯૮૪

**જે. બી. સેંડિલ**
અધ્યક્ષ

# अस्मदीयम्

નાગેશ ભટ્ટ કે નાગોજિ ભટ્ટનો પરિભાષેન્દુશેખર સંસ્કૃત વ્યાકરણ શાસ્ત્રનો બહુમૂલ્ય અને પાયાનો ગ્રંથ છે. ગુજરાતની યુનિવર્સિટીઓ તથા દેશની અન્ય યુનિવર્સિટીઓમાં વ્યાકરણ શાસ્ત્રના અભ્યાસીને માટે પરિભાષેન્દુશેખરનો અભ્યાસ અનિવાર્ય હોય છે. આ ગ્રંથ જેટલો મહત્ત્વનો છે એટલોજ દુર્બોધ અને દુરૂહ પણ છે. ગુજરાત યુનિવર્સિટીમાં આ ગ્રંથનું અધ્યાપન કરવાનો મને લાભ મળ્યો છે તેના પરિપાક રૂપે પાંચ વર્ષનો અનવરત સ્વાધ્યાય કરીને જે ગ્રંથરાજને ગુજરાતી અનુવાદ, ટિપ્પણ અને પ્રસ્તાવના સાથે તૈયાર કરવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું, તેને આજે આ વિષયના અભ્યાસીઓ સમક્ષ રજુ કરતાં અત્યંત આનંદ થાય છે.

પરિભાષેન્દુશેખર ઉપર સંસ્કૃતમાં લગભગ ત્રીસેક ટીકાઓ લખાઈ છે. તેમાં ૨૦ જેટલી તો મુદ્રિત કે અમુદ્રિત રૂપે મળી આવે છે. આ સૌમાં વૈદ્યનાથ પાયગુંડની 'ગદા' ટીકા મુખ્ય છે, કારણ કે તેઓ નાગેશના પ્રત્યક્ષ શિષ્ય હોવાથી નાગેશનું હાર્દ તેમાં વધારે જોવા મળે છે. પરિભાષેન્દુશેખરની વિષમ પંક્તિઓના વિવરણ રૂપે રાઘવેન્દ્રાચાર્યની ત્રિપથગા ટીકા, પ્રૌઢ વિદ્વાનોના સંશયને દૂર કરતી ભૈરવમિશ્રની ભૈરવી ટીકા, ભાસ્કર શાસ્ત્રી અભ્યંકરની ભાસ્કરી, તાત્યા શાસ્ત્રી પટવર્ધનની ભૂતિ ટીકા, એ સાથે જયદેવ મિશ્રની વિજયા ટીકા, વેણીમાધવ શાસ્ત્રીની શાસ્ત્રાર્થકલા ટીકા, મ.મ. શ્રી વાસુદેવશાસ્ત્રી અભ્યંકરની 'તત્ત્વાદર્શ' ટીકા વગેરે ટીકાઓ રચાયેલી છે. આ બધી ટીકાઓ સંસ્કૃતમાં લખાયેલી છે.

આ ઉપરાંત મન્યુદેવની દોષોદ્ધારણ, ગોવિંદશાસ્ત્રી અષ્ટપુત્રેની ભાવાર્થ દીપિકા વિષ્ણુશાસ્ત્રીની વિષ્ણુભટ્ટી, ગોપાલાચાર્ય કરહાડકરની દુષ્કરોદ્ભેદ (કે જેમાં વિષ્ણુભટ્ટીમાં વિચારિત પદાર્થોનું ખંડન કરવામાં આવ્યું છે તે), વિષ્ણુશાસ્ત્રી ભટ્ટની ચિચ્ચંદ્રિકા (જેમાં ગોપાલાચાર્યનું ખંડન છે તે), નારાયણ શાસ્ત્રિગલની નાગેશાશય નિર્ણય, કાશીનાથશાસ્ત્રી અષ્ટપુત્રેની પરિભાષેન્દુ, હરિશાસ્ત્રી ભાગવતની વાક્યાર્થ ચંદ્રિકા, બાલાશાસ્ત્રી રાનડેની પરિભાષેન્દુ શેખર વ્યાખ્યા, શિવકુમાર શાસ્ત્રીની પરિભાષેન્દુ, ગણપતિશાસ્ત્રી મોકાટેની તત્ત્વ પ્રકાશિકા, ગોવિંદશાસ્ત્રી ભારદ્વાજની અંબાકર્ત્રી, વિશ્વનાથ દંડિભટ્ટની પરિભાષેન્દુ ચન્દ્રિકા, અને અન્ય ટીકાઓ પ્રાચીન સમયમાં લખાઈ છે. પરિભાષેન્દુશેખરનાં અર્વાચીન સંપાદનોમાં ડૉ. કીલહોર્નનો

પૂનાથી વિવરણ સહિત અંગ્રેજી અનુવાદ, નાગપુરથી રા. બ. નારાયણશાસ્ત્રી દાજીબા વાડેગાંવકરનો સવિવરણ મરાઠી અનુવાદ, અને દિલ્હીથી ડૉ. હર્ષનાથ મિશ્રનો હિન્દી સંસ્કૃત ટીકા સાથેનો સવિવરણ હિન્દી અનુવાદ ઉપલબ્ધ છે. પરંતુ ગુજરાતી ભાષામાં આ વિષે કોઈ પણ અનુવાદ કે સામગ્રી હતાં નહીં. એ સ્થિતિમાં ગુજ-રાતીમાં પ્રકાશિત થતા આ ગ્રંથને વિદ્વજ્જનો આવકારશે તેવી શ્રદ્ધા છે.

આ ગ્રંથનું કીલહોર્ન દ્વારા થયેલું સંપાદન સર્વાંગીણ હોવા છતાં તેમાં પાણિનિનાં સૂત્રો નહીં પણ સૂત્રોનો અષ્ટાધ્યાયીનો ક્રમાંકજ અપાયો છે, જ્યારે રા.બ. વાડેગાંવકરના ઉત્કૃષ્ટ મરાઠી સંપાદનમાં તે તે સૂત્રોનો સિદ્ધાન્ત કૌમુદીમાં પ્રાપ્ત થતો ક્રમાંક અપાયો છે, અષ્ટાધ્યાયીનો નહીં. તેથી અભ્યાસી વર્ગને કેટલીક મુશ્કેલીઓનો અનુભવ થતો હતો. તે સ્થિતિમાં મેં અષ્ટાધ્યાયીના ક્રમ સહિત પાણિનિનાં સૂત્રો અને સિદ્ધાન્ત કૌમુદીમાં પ્રાપ્ત થતી તેમની વ્યાખ્યાને આધારે ગુજરાતીમાં અર્થ આપ્યો છે. પ્રાચીન સંસ્કૃત ટીકાઓમાં થયેલું વિવરણ અતિશય સમૃદ્ધ છે, પણ મોટે ભાગે તે પરિષ્કાર પદ્ધતિ પ્રમાણે અને શાસ્ત્રીય સંસ્કૃતમાં લખાયેલ હોવાથી આ વિષયના પ્રવિવિક્ષુઓને તે સુબોધ ન હતું. તેથી નાગેશનો મૂળ આશય જલ્દી અને સુગમતાથી સમજાય એ બાબતને મનમાં રાખી પરિભાષેન્દુ-શેખર મૂલ ગ્રંથનું જ સાંગોપાંગ વિવરણ કરવાનો પ્રયત્ન અહીં કરવામાં આવ્યો છે. વળી પરિભાષેન્દુશેખરમાં આવતી અવતરણિકામાં અને મૂલ પંક્તિઓના વિવેચનમાં નાગેશે વ્યાકરણશાસ્ત્રીય સેંકડો પ્રયોગો આપ્યા છે. જો આ પ્રયોગોની પ્રક્રિયા સમજાય નહીં તો મૂલમાં પ્રવેશ જ થઈ શકે નહીં, તેથી તે બધા જ પ્રયોગોની સિદ્ધિ અહીં સંપૂર્ણ રૂપે દર્શાવવામાં આવી છે. તેમાં આવતા દરેક મુખ્ય સૂત્રનો અર્થ પણ દર્શાવાયો છે. પરિભાષેન્દુશેખરની કેટલીક પરિભાષાઓ, यथोद्देशं संज्ञा (પરિ. ૨), જેમાં વૈદિક સ્વરોની આંટીઘૂંટીઓ છે તે 'कृद्ग्रहणे गतिकारक'૦ (૨૮), व्यपदेशिवदेक૦ (૩૦), સૌથી વિસ્તૃત ચર્ચાવાળી 'असिद्धं बहिरङ्गम्'૦ (૫૦), તે પછીની वार्णादाङ्गम्૦ (૫૫), अकृतव्यूहाः૦ (૫૬), अन्तरङ्गादप्यप૦ (૫૭) માં येन नाप्राप्ते૦ ની ચર્ચા તથા ત્યાનાં બાધ બીજોનું વિવરણ, અને संनिपातलक्षणो विधिः૦ (૮૫) જેવી પરિભાષાઓ નિકષગ્રાવા જેવી છે. અહીં તેમનું તથા આ રીતની વિષય અન્ય પરિભાષાઓનું ઉદ્ભેદન કરવાનો યથામતિ પ્રયાસ કર્યો છે.

સંસ્કૃતના કોઈ પણ શાસ્ત્રીય ગ્રંથના ભાષાંતર સમયે ઘણી મુશ્કેલીઓનો અનુભવ થાય છે. મેં આ ગ્રંથમાં મૂલગ્રંથના જ શબ્દોની રચના ઉપર ધ્યાન કેન્દ્રિત કરી 'मक्षिकायाः स्थाने मक्षिका' રીતના અનુવાદને બદલે અભ્યાસાર્થીઓને મૂલ

આશય સરલતાથી સમજાય એ બાબતનો ખ્યાલ રાખી વિવરણાત્મક ભાષાંતર આપવાનો પ્રયત્ન કર્યો છે. વળી ઠેકઠેકાણે કૌંસ આપીને પણ એ વિષય વધુ સ્પષ્ટ થાય એ દૃષ્ટિબિન્દુ અપનાવ્યું છે.

આ ગ્રંથનો ઉદ્દેશ સઘન પાંક્ત અભ્યાસ તરફ અભિમુખતા કેળવવાનો હોવાથી વ્યાકૃિત પરિભાષા સૂચનમાં તેમજ મહાભાષ્ય અને તેની ટીકાઓમાંથી પ્રાપ્ત થતી ચર્ચાઓ તથા પુરુષોત્તમ, સીરદેવ આદિ પરિભાષાકારોમાં પ્રાપ્ત ચર્ચાઓ ઉદ્ધૃત કરવાના મોહનું સંવરણ કરવું પડયું છે. આ ગ્રંથના ત્રીજા તંત્રમાં ટિપ્પણમાં સંક્ષેપ કરવામાં આવ્યો છે. જો કે તેવાં સ્થલોનું ભાષાન્તર કરતી વખતે તેમને સ્પષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો જ છે. આ ગ્રંથના અભ્યાસથી અભ્યાસીઓને સંતોષ થશે તો તે જ મારા પરિશ્રમનું સાર્થકય બની રહેશે.

પરિભાષેન્દુશેખરની વિવિધ ટીકાઓ સહિત અન્ય મુદ્રિત ગ્રંથો ઉપલબ્ધ હોવા છતાં, આ ગ્રંથનો પાઠ મહામહોપાધ્યાય પ્રા. શ્રી કે. વી. અભ્યંકરે સંપાદિત કરેલ અને ભાંડારકર ઓરિયન્ટલ રિસર્ચ ઈન્સ્ટીટયૂટ, પૂના (૧૯૬૨) એ પ્રકાશિત કરેલ સમીક્ષિત આવૃત્તિને અનુસરીને આપવામાં આવ્યો છે. આ સ્થાને હું વિદ્વાન્ સંપાદકશ્રીનો આભાર માનું છું.

આ ગ્રંથમાં પ્રથમતંત્રમાં પૃષ્ઠાંકની બાજુમાં પરિભાષાનો ક્રમાંક પ્રથમતંત્રમાં આપવાનો રહી ગયો છે, પણ બીજા તંત્રથી તે ઉણપ સુધારી લેવામાં આવી છે. ટિપ્પણમાં પૃષ્ઠાંકની એક બાજુ મથાળે ભાષાંતરવાળા પૃષ્ઠનો ક્રમાંક દર્શાવેલો છે. પરિભાષા માટે 'પરિ.' એવો સંકેત પ્રયોજ્યો છે. ભૂમિકા (પૂર્વપીઠિકા) માં જ્યાં પરિભાષેન્દુ (પ. શે.) ના અમુક અમુક પૃષ્ઠાંક–સંદર્ભો નિર્દેશ્યા છે તે પૂના સંસ્કરણના પૃષ્ઠાંકને અનુસરે છે.

આ ગ્રંથ માટે ઉપયોગી બનેલ ગ્રંથોનો પ્રસ્તાવના તેમજ અન્યત્ર નિર્દેશ કરેલ હોવાથી અલગ સૂચી આપી નથી. અહીં જે જે પૂર્વસૂરિઓની કૃતિઓનો મેં ઉપયોગ કર્યો છે તેમનો આભાર માનું છું.

મારા પરમપૂજ્ય ગુરુવર્ય પં. શ્રી બાલકૃષ્ણ પંચોલીજી (વારાણસેય સંપૂર્ણાનન્દ સંસ્કૃત વિશ્વવિદ્યાલય, વારાણસીના નિવૃત્ત પ્રાધ્યાપકશ્રી) કે જેમનાં ચરણોમાં બેસીને દુરૂહ વ્યાકરણ શાસ્ત્રનો અભ્યાસ કરવાનો મને વિરલ લાભ મળ્યો છે, તેઓશ્રીને આ અવસરે સાષ્ટાંગ પ્રણામ કરું છું. આ ગ્રંથના લેખનને ક્રિયાન્વિત કરી તેની અનવરત પ્રવૃત્તિ ચાલુ રહે તે માટે સતત પ્રેરણા અને માર્ગદર્શન આપનાર પરમવિદુષી પ્રા. ડૉ. એસ્તેરબેન એ. સોલોમન (અધ્યક્ષ, સંસ્કૃત વિભાગ, ભાષા સાહિત્યભવન, ગુજરાત યુનિવર્સિટી)નો હૃદયપૂર્વક ઋણી છું. આ ગ્રંથ

વિશે મહત્ત્વપૂર્ણ સૂચનો આપનાર ગુજરાત યુનિવર્સિટીમાંથી નિવૃત્ત થયેલ ડૉ. જયદેવભાઈ શુક્લનો તથા આ કાર્યમાં વેગવંતી ચેતના રેડવા માટે ડૉ. તપસ્વીભાઈ નાન્દી, ડૉ. લક્ષ્મેશ જોષીનો આભાર માનું છું. મારા યુવા મિત્ર ડૉ. વસન્તકુમાર ભટ્ટ (સરદાર પટેલ યુનિવર્સિટી) મારી આ ગ્રંથરચનાના સતત સાક્ષી રહેલા છે, તેમનો પણ હું અહીં આભાર માનું છું. દિલ્હી યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગના અધ્યક્ષ તથા નામાંકિત વિદ્વાન ડૉ. શ્રી રસિકબિહારીજી જોષી તે સાથે આચાર્ય શ્રી ડૉ. સી. એલ. શાસ્ત્રી, બન્ધુપ્રવર પ્રો. ઋષિરાજ અગ્નિહોત્રીજી, પ્રો. શ્રી સુરેશચન્દ્ર દવે વગેરે મિત્રોના પ્રત્યક્ષ કે પરોક્ષ પ્રોત્સાહન માટે ધન્યવાદ પ્રદાન કરું છુ. આ અવસરે અલંકાર શાસ્ત્રનું અધ્યયન જેમની પાસેથી કર્યું તે પૂજ્ય શ્રી પ્રો. રામચંદ્ર આથવલે સાહેબનું પણ સાદર અભિવાદન કરું છું. મારા આ સ્વાધ્યાય યજ્ઞમાં સતત સહાયક બનેલ મારાં ધર્મપત્ની સૌ. મધુકાન્તાનો તો ઉલ્લેખ અવશ્ય કરવો ઘટે. તેમણે મને સમાજની જવાબદારીઓમાંથી મુક્ત રાખી વિદ્યોપાસના માટે સર-લતા કરી આપી છે. આ ગ્રંથની પાંડુલિપિ તૈયાર કર્યા બદલ મારી પુત્રી સૌ. શ્રીમતી યોગિની હિમાંશુ વ્યાસ, એમ. એ., તથા ભૂતપૂર્વ અન્તેવાસિની કુ. શોભના શાહ એમ. એ. ને શુભાશીર્વાદ આપું છું.

યુનિવર્સિટી ગ્રંથ નિર્માણ બોર્ડે આ ગ્રંથના મુદ્રણમાં રસ લઈ તે ગુજરાતના વિદ્વાન અભ્યાસીઓ તથા છાત્રો સમક્ષ મૂકીને સંસ્કૃત વ્યાકરણ શાસ્ત્રની મોટી અર્ચના કરી છે, તે માટે હું ખરેખર બોર્ડનો અન્તઃકરણપૂર્વકનો આભારી છું.

પ્રુફ સંશોધકની નજરમાંથી છટકી જઈને કે કોઈક યાંત્રિક ખામીને કારણે અહીં વ્યંજન કે કૌંસ કે અન્ય દોષ ક્યાંક રહી જવા પામ્યા હોય તો સુજ્ઞ અભ્યાસીઓને સુધારીને વાંચવા મારી વિનંતી છે. આ ગ્રંથના કાળજીપૂર્વક મુદ્રણ માટે સરસ્વતી કંપોઝના સંચાલકોનો પણ હું આભાર માનું છું.

આ ગ્રંથમાં વિષયવસ્તુ કે સંપાદન આદિમાં કોઈ પ્રમાદ થયો હોય તો તે માટે અધિકારી વિદ્વાનોની ક્ષમા પ્રાર્થું છું, અને સિદ્ધાન્તની દૃષ્ટિએ કોઈ ક્ષતિ રહી જવા પામી હોય તો તે રચનાત્મક સૂચનો કરવા માટે વિદ્વાનોને હું અભ્યર્થના કરું છું.

અંતમાં પરામ્બા વાગ્દેવતાના સુમંગલ ચરણામ્બુજનું વંદન કરી વિરમું છું.

૧/અ, ગોપાલકુંજ સોસાયટી,
રામબાગ; મણિનગર, અમદાવાદ–૮.
મકરસંક્રાતિ, તા. ૧૫-૧-૮૪

વિદ્વર્જનવશંવદ
**ભગવતીપ્રસાદ દેવશંકર પંડ્યા**

# અનુક્રમણિકા

## तृतीयतन्त्रम्

# યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડનાં સંસ્કૃત સાહિત્ય, વિવેચન, વ્યાકરણ, જ્યોતિષ, ગુજરાતી ભાષા બોલી વિજ્ઞાન, વિવેચન અને સાહિત્યસ્વરૂપો, નાટ્ય, લલિતકલા વગેરે વિષયનાં પ્રકાશનો

| પુસ્તકનું નામ | લેખક/અનુવાદકનું નામ | કિંમત |
|---|---|---|
| સંસ્કૃત નાટકોનો પરિચય (બીજી આવૃત્તિ) | ડૉ. તપસ્વી નાન્દી | ૧૭–૦૦ |
| ભારતીય જ્યોતિષશાસ્ત્ર–પ્રથમ ખંડ | મૂ. લે. શંકર બા. દિક્ષિત<br>અનુ. શ્રી હરિહર પ્રા. ભટ્ટ | ૨૫–૦૦ |
| ભારતીય જ્યોતિષશાસ્ત્ર–દ્વિતીય ખંડ | મૂ. લે. શંકર બા. દિક્ષિત<br>શ્રી હરિહર પ્રા. ભટ્ટ | ૧૧–૦૦ |
| ભારતીય જ્યોતિષશાસ્ત્ર–તૃતીય ખંડ | શ્રી હરિહર પ્રા. ભટ્ટ | ૨૩–૫૦ |
| કુરળ | મૂ. લે. સંત તિરુવલ્લુવર<br>અનુ. શ્રી કાંતિલાલ કાલાણી | ૩–૫૦ |
| ભારતીય સાહિત્યશાસ્ત્રની વિચાર પરંપરાઓ | પ્રા. તપસ્વી નાન્દી | ૧૩–૦૦ |
| રસગંગાધરની ભૂમિકા (પંડિતરાજ જગન્નાથ વિરચિત) | મૂ. લે. રા. બ. આઠવલે<br>અનુ. શ્રી નગીનદાસ પારેખ | ૧૭–૦૦ |
| રસગંગાધર ખંડ–૧લો (પંડિતરાજ જગન્નાથ વિરચિત) | મૂ. લે. રા. બ. આઠવલે<br>અનુ. શ્રી નગીનદાસ પારેખ | ૧૮–૦૦ |
| રસગંગાધર ખંડ–બીજો (પંડિતરાજ જગન્નાથ વિરચિત) | મૂ. લે. શ્રી રા. બ. આઠવલે<br>અનુ. શ્રી નગીનદાસ પારેખ | ૪૩–૦૦ |
| ભારતીય સાહિત્યશાસ્ત્રમા ગુણ અને રીતિની વિચારણા | શ્રી અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ | ૩–૫૦ |
| ભારતીય પાઠ સમીક્ષા | મૂ. લે. એસ. એમ. કત્રે<br>અનુ. ડૉ. કે. એચ. ત્રિવેદી | ૬–૨૫ |
| ભારતીય સંગીતનો વિકાસ | શ્રી અમુભાઈ વી. દોશી | ૧૩–૫૦ |
| ભારતીય સાહિત્ય વિચાર મંજૂષા ખંડ–૧ | સં. ડૉ. રમેશ સું. બેટાઈ | ૩૭–૦૦ |

| પુસ્તકનું નામ | લેખક/અનુવાદકનું નામ | કિંમત |
|---|---|---|
| પાણિનીય સંસ્કૃત, વ્યાકરણશાસ્ત્ર પરંપરાનો ઇતિહાસ | ડો. જયદેવભાઈ મો. શુક્લ | ૨૪–૫૦ |
| પ્રાશિષ્ટ સંસ્કૃત સાહિત્યનો ઇતિહાસ | પ્રો. અમૃત મ. ઉપાધ્યાય | ૨૧–૦૦ |
| ભારતીય સાહિત્ય વિચાર મંજૂષા ખંડ–૨ | સં. ડો. રમેશ સું. બેટાઈ<br>સ. સ. ડો. એન. એમ. કંસારા | ૩૦–૦૦ |
| વૈદિક સાહિત્ય અને સંસ્કૃતિ | ડો. ગૌતમ વા. પટેલ | ૨૧–૦૦ |
| રસસિદ્ધાંત–એક પરિચય | ડો. પ્રમોદકુમાર પટેલ | ૬–૫૦ |
| ગુજરાતની ભાષા (બીજી આવૃત્તિ) | મૂ. લે. ડો. ટી. એન. દવે<br>અનુ. મીનાક્ષી ક. પટેલ | ૩–૫૦ |
| ગુજરાતી ભાષાના અંગસાધક પ્રત્યયો | ડો. ઉર્મિ દેસાઈ | ૧૦–૦૦ |
| ભાષા વિજ્ઞાનના અર્વાચીન અભિગમો (બીજી આવૃત્તિ) | સ્વ. ડો. પ્રબોધભાઈ બે. પંડિત | ૩–૦૦ |
| ભાષા પરિચય અને ગુજરાતી ભાષાનું સ્વરૂપ (ત્રીજી આવૃત્તિ) | શ્રી જયંત કોઠારી | ૧૩–૦૦ |
| બોલીવિજ્ઞાન અને ગુજરાતની બોલીઓ (બીજી આવૃત્તિ) | ડો. યોગેન્દ્ર ધી. વ્યાસ | ૮–૫૦ |
| વ્યાકરણ–અર્થ અને આકાર | વ્યા. સ્વ. પ્રબોધ પંડિત<br>સં. ડો. દયાશંકર જોશી | ૬–૦૦ |
| સાહિત્ય સંશોધન પદ્ધતિઓ | ડો. ચંપૂ. વ્યાસ | ૯–૦૦ |
| ગુજરાતી નવલકથા (બીજી આવૃત્તિ) | શ્રી રઘુવીર ચૌધરી<br>,, રાધેશ્યામ શર્મા | ૧૨–૦૦ |
| પાશ્ચાત્ય કવિતા | પ્રો. નલિન રાવળ | ૧૨–૦૦ |
| ભારતીય ટૂંકી વાર્તા | શ્રી ભોળાભાઈ પટેલ | ૧૫–૦૦ |
| સાહિત્ય વિવેચન | ડો. બહેચરભાઈ ર. પટેલ | ૨૭–૦૦ |
| પાશ્ચાત્ય સાહિત્ય મીમાંસાના સીમાસ્તંભો (બીજી આવૃત્તિ) | ડો. બહેચરભાઈ ર. પટેલ | ૧૪–૦૦ |
| કવિતાની સમજ | શ્રી હેમન્ત દેસાઈ | ૧૩–૦૦ |
| ભારતીય કવિતા | સં. ડો. રામેશ્વર ખંડેલવાલા<br>સં. સ. સુરેશચંદ્ર ત્રિવેદી | ૧૦–૫૦ |
| ભારતીય નવલકથા ભાગ–૧ | ડૉ. રમણલાલ જોષી | ૧૧–૨૫ |
| પાશ્ચાત્ય નવલકથા | શ્રી હર્ષદ દેસાઈ<br>,, દિગીશ મહેતા | ૧૫–૫૦ |

| પુસ્તકનુ નામ | લેખક/અનુવાદકનું નામ | કિંમત |
|---|---|---|
| પાશ્ચાત્ય ટૂંકી વાર્તા | શ્રીમતી ઈલાબહેન પાઠક | ૧૬-૦૦ |
| નાટ્ય રંગ | શ્રી ચંદ્રવદન મહેતા | ૫-૦૦ |
| નાટ્ય લેખન | પ્રો. ધનંજય ઠાકર | ૧૦-૦૦ |
| રંગતંત્ર | શ્રી યશવંત કેળકર | ૧૭-૦૦ |
| નાટ્યનિર્માણ | પ્રો. માર્કણ્ડ જે. ભટ્ટ | ૭-૦૦ |
| બાળનાટક અને તેનું સાહિત્ય | શ્રી ચંદ્રવદન સી. મહેતા | ૪-૦૦ |
| | પ્રો. હંસાબહેન મો. પટેલ | |
| નાટ્યપ્રયોગોના મૂલ્યાંકનના સિદ્ધાંતો | શ્રી ધનંજય ઠાકર | ૯-૦૦ |
| અભિનયકલા | પ્રો. જશવંત ઠાકર | ૧૦-૦૦ |
| યુરોપના દેશોની નાટ્યસૃષ્ટિ | શ્રી ચંદ્રવદન સી. મહેતા | ૫-૦૦ |
| અમેરિકન નાટક | શ્રી ચંદ્રવદન સી. મહેતા | ૬-૦૦ |
| જાપાનની રંગભૂમિ | ,, ચંદ્રવદન સી. મહેતા | ૪-૨૫ |
| કલાચિંતન | શ્રી રવિશંકર રાવળ | ૫-૦૦ |
| સંસ્કૃતિ | મૂ. લે. બ્રોનીસ્લાવ મેલેનોસ્કી | ૨-૪૦ |
| | અનુ. શ્રી રા. બ. આથવલે | |
| પ્રાચીન ભારતીય શિલ્પકલા અને સ્થાપત્ય | ડૉ. પ્રિયબાળાબહેન શાહ | ૧૪-૦૦ |

નાગેશભટ્ટ પ્રણીત

# પરિભાષેન્દુશેખર

## પૂર્વપાઠિકા :

વિશ્વના વ્યાકરણ વાઙ્મયમાં પાણિનિનું વ્યાકરણ મૂર્ધન્ય સ્થાન ધરાવે છે. વ્યાકરણનું મુખ્ય પ્રયોજન શબ્દસિદ્ધિનું છે; તેથી પાણિનીય વ્યાકરણશાસ્ત્ર મુખ્યત્વે શબ્દની સિદ્ધિ તથા તેની સાથે સંકળાયેલા શબ્દાર્થનો નિર્ણય અને અષ્ટાધ્યાયીમાં આવેલ સૂત્રોના અર્થની સ્પષ્ટતાનો પણ વિચાર કરે છે. વામન જયાદિત્યની કાશિકાવૃત્તિ, રામચંદ્રશેષની પ્રક્રિયા કૌમુદી, અને ભટ્ટોજી દીક્ષિતની સિદ્ધાન્તકૌમુદી વ્યાકરણશાસ્ત્રમાં મહત્ત્વના પ્રક્રિયા ગ્રંથો છે. આ ગ્રંથો શબ્દ–પ્રયોગની સિદ્ધિનું નિરૂપણ કરે છે. ભર્તૃહરિનું વાકયપદીય, કૌંડભટ્ટ રચિત વૈયાકરણ ભૂષણસાર અને નાગેશની લઘુમંજૂષા એ શબ્દના અર્થની સૂક્ષ્મ મીમાંસા કરનાર ગ્રંથો છે; તો વ્યાડિનો પરિભાષા સૂચન ગ્રંથ, સીરદેવની પરિભાષાવૃત્તિ અને નાગેશનું 'પરિભાષેન્દુશેખર' પરિભાષા શાસ્ત્ર, તે તે અષ્ટાધ્યાયીનાં સૂત્રોના અર્થ નિર્ણયમાં અને કોઈ ઠેકાણે અવ્યવસ્થા ઉભી થાય ત્યારે સુયોગ્ય વ્યવસ્થા કરનારી પરિભાષા કૃતિઓ છે.

પાણિનિની અષ્ટાધ્યાયીમાં બધાં મળીને કુલ ૩૯૯૬ સૂત્રો છે. આ વિષે પ્રાચીન ભારતીય પરંપરા કહે છે કે 'त्रीणि सूत्र सहस्राणि तथा नवशतानि च । षण्णवतिं च सूत्राणां पाणिनिः कृतवान् स्वयम् ।' આ સૂત્રો ૭ ભાગમાં વહેંચાયેલાં છે. "संज्ञा च परिभाषा च विधिर्नियम एव च । अतिदेशोऽधिकारश्च षड्विधं सूत्रलक्षणम्" આ કારિકા પ્રમાણે સંજ્ઞા સૂત્રો, પરિભાષા સૂત્રો, વિધિ–સૂત્રો, નિયમ, અતિદેશ અને અધિકાર એ પ્રમાણે સૂત્રોના ૭ વિભાગ છે. આ બધામાં સૌ કરતાં વિધિ સૂત્રો મુખ્ય છે. પરિભાષા સૂત્રો આ વિધિ સૂત્રોના અર્થને વ્યવસ્થિત બનાવે છે. પરિભાષાઓનું મુખ્ય કાર્ય શબ્દશાસ્ત્રમાં દેખાતી અનિયમિતતાને દૂર કરવાનું છે. પરિભાષાઓ કોઈ સૂત્રોમાં આવશ્યક પદો દ્વારા સૂત્રાર્થને વ્યવસ્થિત કરી આપે છે; આ ઉપરાંત પરિભાષાઓનાં બીજાં પણ પ્રયોજનોની આપણે આગળ જતાં ચર્ચા કરવાના છીએ.

---

* આ સમસ્ત ગ્રંથમાં મ. મ. કે. વી. અભ્યંકર સંપાદિત પરિભાષેન્દુશેખર (ભાગ ૧, ભાંડારકર ઓરિયેન્ટલ રિસર્ચ ઈન્સ્ટીટયુટ, પૂના) નો ઉપયોગ કરવામાં આવ્યો છે.

વ્યાકરણશાસ્ત્રમાં આ પરિભાષા સાહિત્ય ધીમેધીમે પોતેજ એક શાસ્ત્ર બની ગયું. નાગેશના પરિભાષેન્દુશેખરની પહેલાં ૧૫ પરિભાષા પાઠ કે પરિભાષા સૂત્રો અને તેમના ઉપર વૃત્તિ ગ્રંથો લખાયા છે. પરિભાષેન્દુશેખરની પછી પણ શેષાદ્રિ સુધીનો 'પરિભાષા ભાસ્કર' ગ્રંથ લખાયો છે. આ રીતે પરિભાષા અંગેની ૧૭ કૃતિઓ મ. મ. કે. વી. અભ્યંકર દ્વારા મુદ્રિત 'પરિભાષા સંગ્રહ'[1]માં આવેલી છે.

## પરિભાષાનો અર્થ :

મહાભાષ્યકાર પતંજલિ પરિભાષાને એક વિશિષ્ટ પ્રકારનો અધિકાર માને છે. તેઓ કહે છે કે જેમ સારી રીતે પેટાવેલો દીવો આખા ઓરડાને પ્રકાશિત કરે છે તે રીતે અધિકાર (પરિભાષા) એક જ જગ્યાએ (અષ્ટાધ્યાયીમાં જે સ્થળે હોય ત્યાંજ) રહી સમસ્ત શાસ્ત્રને પ્રકાશિત કરે છે.[2] તો પરિભાષાનું પ્રયોજન આપતાં કાશિકાકાર કહે છે કે પરિભાષા સ્થાનીમાં કોઈ નિયમ કરી આપે છે.[3] સંભવ છે કે લોકપ્રચલિત 'अनियमे नियमकारिणी परिभाषा' આ વ્યાખ્યાનું ઉદ્ભવ-સ્થાન કાશિકા હોય. દુર્ગસિંહની કાતંત્ર પરિભાષા વૃત્તિના ઉપોદ્ઘાતમાં કહ્યું છે કે (ચારે બાજુથી વિચાર કરીને જે અર્થ વ્યવસ્થા માટેનું નિરૂપણ કરે તે પરિ-ભાષા કહેવાય છે.)[4] જો કે નાગેશે 'પરિભાષા' શબ્દની વ્યાખ્યા આપી નથી, છતાં તેમના શિષ્ય વૈદ્યનાથ પાયગુંડેએ દુર્ગસિંહના જેવી જ વ્યાખ્યા આપી છે.[5]

શબ્દકલ્પદ્રુમકોશ, કાવ્યપ્રકાશની દીપિકા ટીકા લખનાર ચંડીદાસે આપેલી પરિભાષાની વ્યાખ્યા નોંધે છે તે પ્રમાણે 'પદના અર્થનું વિવેચન કરનાર આચાર્યોની યુક્તિ(દલીલ)પૂર્ણ જે વાણી તે પરિભાષા કહેવાય છે.[6] તો ત્યાંજ આ વિષેની

---

૧. પરિભાષા સંગ્રહ, સંપા. મ. મ. કે. વી. અભ્યંકર: ભાંડારકર ઓ. રિ. ઈ. પૂના ૧૯૬૭.

૨. (अधिकारो नाम त्रिप्रकारः) कश्चिदेकदेशस्थः सर्वं शास्त्रमभिज्वलयति. यथा वेश्म प्रदीप इति' (પા. ૧।૧।૪૯ ઉપરનું મહાભાષ્ય), ત્રીજી આવૃત્તિ વોલ્યૂમ ૧ (મૂળ સં. એફ. કીલહોર્ન: ધ વ્યાકરણ મહાભાષ્ય ઑવ પતંજલિ, પૃ. ૧૧૯).

૩. परिभाषेयं स्थानिनियमार्था । अनियमप्रसङ्गे नियमो विधीयते (કાશિકા. ૧।૧।૩)

૪. परितः सर्वतो भाष्यन्तेऽर्था आभिरिति परिभाषाः । પરિભાષા સંગ્રહ, અભ્યંકર [દુર્ગ-સિંહ કૃત કાતંત્ર પરિભાષા વૃત્તિઃ] પૃ. ૪૯

૫. 'परितो व्यापृतां भाषां परिभाषां प्रचक्षते' (વૈદ્યનાથ પાયગુંડે; પરિભાષેન્દુ શેખર. ગદા ટીકા-પૃ, ૨.)

૬. पदार्थविवेचकाचार्याणां युक्तियुक्ता वाक् इति काव्यप्रकाशटीकायां चण्डीदासः (શબ્દ-કલ્પદ્રુમ ભાગ ૩, પૃ. ૬૨).

એક અન્ય વ્યાખ્યા આપી છે તે પ્રમાણે 'જે બાબત અસ્પષ્ટ, અનુક્ત કે અત્યંત સંક્ષિપ્ત રૂપે ઉચ્ચરિત છે તથા જેનો અર્થ સંદેહપૂર્ણ છે તેનો પ્રકાશ કરનારી, દીપક જેવી અને સુનિશ્ચિત વલણ ધરાવે છે તે પરિભાષાઓ કહેવામાં આવે છે.[૭] માઘના શિશુપાલવધમાં શ્લિષ્ટ અર્થવાળા એક શ્લોકમાં પરિભાષાનું વર્ણન કરતાં કહેવામાં આવ્યું છે કે 'અત્યંત પરિમિત વર્ણો ધરાવતી હોવા છતાં બધા જ લક્ષ્ય-પ્રદેશ વિષયને આવરી લેતી, પ્રામાણ્યને પામેલી વિપુલ અર્થ ધરાવતી પરિભાષા કોઈનાથી બાધિત થતી નથી.'[૮] નવ્યન્યાયમતની શૈલીમાં પ્રબલ રુચિ ધરાવનાર જયદેવ મિશ્ર પરિભાષાની વ્યાખ્યા આપતાં લખે છે કે 'જેમાં અપ્રામાણ્ય જ્ઞાનથી અનાસ્કન્દિત (એટલે કે યથાર્થ જ્ઞાનથી યુક્ત) જ્ઞાનને ઉપયોગી બોધ ઉત્પન્ન કરવાની ક્ષમતા છે તે પરિભાષા કહેવાય છે.[૯] 'વિજયા' ટીકા કરતાં થોડુંક આગળ વધીને 'ભૂતિ' ટીકાના કર્તા તાત્યાશાસ્ત્રી પરિભાષેન્દુશેખરમાં જે પરિભાષાઓનું વ્યાખ્યાન કરવાનું છે તેમનું લક્ષણ આપતાં કહે છે કે 'સંકેતગ્રાહક' (સંજ્ઞાસૂત્રો)થી જે જૂદી છે, જ્યાં શબ્દપ્રયોગની સિદ્ધિ પ્રકાર (વિશેષણ) રૂપે છે તેવા શાસ્ત્રથી જન્ય અપ્રામાણ્ય જ્ઞાનથી અનાસ્કન્દિત બોધમાં જે સહકારી છે, (પાણિનિથી) અન્ય મુનિઓને જે અભીષ્ટ છે અને પાણિનિએ ઉચ્ચારેલ પરિભાષાઓથી જે ભિન્ન છે તે પરિભાષા કહેવાય છે.[૧૦]

ડૉ. જ્યોર્જ કાર્ડોના પરિભાષા માટે Metarules એવા અંગ્રેજી શબ્દનો પ્રયોગ કરે છે.[૧૧] એનો અર્થ A rule for rule 'નિયમ માટેનો નિયમ' એમ કરવામાં આવે છે. આ જ પરિભાષાને અંગ્રેજીમાં સામાન્ય રીતે Rules of Interpretation પણ કહેવામાં આવે છે.

---

૭. अव्यक्तानुक्तलेशोक्त संदिग्धार्थ प्रकाशिकाः। परिभाषाः प्रवक्ष्यन्ते दीपीभूताः सुनिश्चिताः ॥ (એજન, ભાગ ૩, પૃ. ૬૨).

૮. परितः प्रमिताक्षरापि सर्वं विषयं व्याप्तवती गता प्रतिष्ठाम् ।
न खलु प्रतिहन्यते कुतश्चित् परिभाषेव गरीयसी यदाज्ञा ॥ (શિશુપાલવધ, ૧૬।૮૦).

૯. अप्रामाण्यज्ञानानास्कन्दित–बोधोपयोगि–बोधजनकत्वं परिभाषात्वम् । (જયદેવ મિશ્ર : પરિભાષેન્દુશેખર : વિજયા ટીકા, પૃ. ૪.)

૧૦. व्याख्येयपरिभाषात्वञ्च–'सङ्केतग्राहकभिन्नत्वे सति शब्दधर्मिक–साधुत्वप्रकारक शास्त्र-जन्याप्रामाण्यज्ञानानास्कन्दितबोधे सहकारित्वेन मुन्यभिप्रेतत्वे सति पाणिन्युच्चरितभिन्नत्वम्' (મ. મ. તાત્યાશાસ્ત્રી : પરિભાષેન્દુશેખર : ભૂતિ ટીકા., પૃ. ૪.)

૧૧. દ્રષ્ટવ્ય : જ્યોર્જ કાર્ડોના : 'પાણિનિ :' એ સર્વે ઑવ 'રિસર્ચ' (પૃ. ૧૬૭).

પરિભાષા માટેની આ બધી વ્યાખ્યાઓ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે પરિભાષાઓ જ્યાં અવ્યવસ્થા હોય ત્યાં વ્યવસ્થા કરી આપે છે. પરિભાષા (परि+भाष्+अ+टाप्) ચારે તરફથી નિરીક્ષણ કરીને સાવધાનતાપૂર્વક કરેલાં વાસ્તવિક વિધાનો છે. પરિભાષાઓ પાણિનિનાં વિધિસૂત્રોને પોતાની પાસે બોલાવી (યથોદ્દેશપક્ષ) કે પોતે વિધિસૂત્રો પાસે જઈ (કાર્યકાલપક્ષ), પાણિનિનાં સૂત્રોમાં આવેલ પદોનો અન્વય, સંબંધ, આગમ, આદેશ વગેરેની વ્યવસ્થા કરી આપે છે. પરિભાષાઓની પ્રવૃત્તિ વગર અમુક સૂત્રોનો અર્થ બરાબર સ્પષ્ટ થતો નથી. દા.ત.; सुधी+उपास्यःમાં 'इकोयणचि' (પા. ૬।૧।૭૭) સૂત્રથી, 'પછી 'अच्' આવેલ હોય તો 'इक्'ના સ્થાનમાં 'यण्' થાય છે' પણ હવે इक् તો 'सु'માંનો 'उ' છે, धीनो 'ई' છે અને उपास्यनो उ પણ છે, તો 'यण्' આદેશ ક્યાં કરવો એ પ્રશ્ન જાગતાં પાણિનિની 'तस्मिन्निति निर्दिष्टे पूर्वस्य' (પા. ૧-૧-૬૬) પરિભાષા મદદે આવે છે, અને કહે છે કે 'સપ્તમ્યન્ત' પદથી નિર્દિષ્ટ કાર્ય અવ્યવહિત પૂર્વને થાય છે. આ રીતે 'तस्मिन्निति' પરિભાષા વિધિસૂત્રને સહાયક બને છે. બાકી સંજ્ઞા કે પરિભાષાનું સ્વતંત્ર કોઈ પ્રયોજન નથી. આ ઉપરાંત કોઈ શબ્દપ્રયોગ–ઉદાહરણમાં પરસ્પર અથડામણમાં ઉતરેલાં, પૌર્વાપર્ય ભાવ ધરાવતાં સૂત્રોના બલાબલ (નિર્બલતા અને સબલતા)નો પણ નિર્ણય પરિભાષા કરી આપે છે.

## 'પરિભાષા' માટે 'ન્યાય' શબ્દનો પ્રયોગ :

પરિભાષેન્દુશેખરમાં નાગેશે કેટલીક પરિભાષાઓ માટે 'ન્યાય' શબ્દનો પ્રયોગ કર્યો છે. આચાર્ય હેમચંદ્રે પણ પરિભાષાઓ માટે ન્યાયનો પ્રયોગ કર્યો છે.[૧૨]

આમાં સંભવતઃ હેમચંદ્રની નાગેશ ઉપર અસર હોય કે નાગેશે સ્વયં એનો પ્રયોગ કર્યો હોય. નાગેશે જે પરિભાષાઓ માટે 'ન્યાય' એ નામનો નિર્દેશ કર્યો છે તેમાંથી થોડીક નીચે પ્રમાણે છે :

(૧) વાચનિકી પરિભાષા માટે ન્યાય શબ્દનો પ્રયોગ, દા. ત. उपपदविभक्तेः कारकविभक्तिर्बलीयसी' (પ. શે. ૯૪)ની વૃત્તિમાં નાગેશ 'ન્યાય' શબ્દનો પ્રયોગ કરે છે.[૧૩]

---

૧૨. દ્રષ્ટવ્ય : ડૉ. જે. એમ. શુક્લ : A Note on the Grammatical Paribhāṣās of the Siddhhem System (સંબોધિ, વોલ્યૂમ ૫, નં. ૨-૩, પૃ. ૧૭૧).

૧૩. પ. શે., (પરિભાષેન્દુશેખર) પ. ૧૭૯

પ. શે.=પરિભાષેન્દુશેખર. પ. શે.ની પછી આવતો અંક તે તે પરિભાષાનો નંબર બતાવે છે.

(૨) જ્ઞાપકસિદ્ધ પરિભાષાઓ માટે; દા. ત. 'अन्तरङ्गादपि अपवादो बलीयान्' (૫. શે. ૫૭)ની વૃત્તિમાં નાગેશ 'किं चानेन न्यायेन' વાક્યાંશનો પ્રયોગ કરે છે.[૧૪]

(૩) ન્યાયસિદ્ધ પરિભાષાઓ, માટે દા. ત. A. यदागमास्तद्गुणीभूताः (૫. શે. ૧૨)માં નાગેશ 'यदागमा इति न्यायेन' એમ લખે છે.[૧૫] B. निर्दिश्यमानस्यादेशा भवन्ति' (૫. શે. ૧૨)ની વૃત્તિમાં નાગેશ લખે છે કે 'अकज्विषये नायं न्यायः प्रवर्तते'[૧૬]

પાણિનિએ અષ્ટાધ્યાયીમાં આવેલાં સૂત્રોની નિયમ વ્યવસ્થા માટે પોતે પણ પરિભાષા સૂત્રોનું નિર્માણ કર્યું છે. જો કે તેમણે આ સૂત્રોમાં 'પરિભાષા' એવા શબ્દનો પ્રયોગ કર્યો નથી. આ પરિભાષા સૂત્રો પાણિનિનાં વિધિ સૂત્રોને યોગ્ય રીતે સમજાવવા, એ સૂત્રો વચ્ચે પારસ્પરિક વિરોધ કે બલાબલ વિષેનો પ્રશ્ન ઉભો થતાં તેમનો નિશ્ચય કરવા, અને વ્યાકરણ શાસ્ત્રના કેટલાક મૂલગત સિદ્ધાન્તોને પ્રતિષ્ઠિત કરવામાં ઉપયુક્ત થયાં છે. પાણિનિનાં પરિભાષા સૂત્રો મોટે ભાગે અષ્ટાધ્યાયીના પ્રથમ અધ્યાયોમાં પણ વેરાયેલાં દેખાય છે. સીરદેવ નામનો આચાર્ય જેમ કહે છે તેમ પરિભાષાઓ પાણિનિએ સાક્ષાત રચેલી નથી, પણ તે અનેક આચાર્યોની રચનાઓ છે.[૧૭] આમ છતાં આ વિધાનના ઔચિત્ય વિષે શંકા રહે છે, કારણ કે પાણિનિનાં પરિભાષા સૂત્રો કે જેમનો સીધો સંબંધ અષ્ટાધ્યાયીનાં અધ્યાય તથા પાદ સાથે છે.

પાણિનિમાં આ પરિભાષા સૂત્રો કે પરિભાષા નિયમો તેમનાં સૂત્રોનો અર્થ સ્પષ્ટ કરી આપે છે. આ પરિભાષા સૂત્રોનું પોતાનું આગવું કોઈ પ્રયોજન નથી, પણ વિધિ સૂત્રો સાથે જોડાઈને તે સૂત્રોને સમજાવવા માટેનું છે. તો કોઈ ઠેકાણે સૂત્રોમાં બલાબલનો ઝગડો પેદા થતાં 'विप्रतिषेधे परं कार्यम्' (૧।૪।૨) સૂત્ર, તો 'पूर्वत्रासिद्धम्' (૮।૨।૧) જેવાં સૂત્રો, તેનું નિરાકરણ કરી આપે છે. અષ્ટાધ્યાયીમાં જ્યાં સ્વરિતત્વની પ્રતિજ્ઞા હોય તે સૂત્રનો કે ક્વચિત્ સૂત્રના અંશનો પછી આવેલાં સૂત્રોમાં અધિકાર ચાલ્યા કરે છે. દા.ત धातोः (૩।૧।૯૧) સૂત્રનો અધિકાર 'धातो:' આ સૂત્ર ઉપર સ્વરિતત્વની પ્રતિજ્ઞાને લીધે આખો તૃતીય અધ્યાય સમાપ્ત થાય ત્યાં સુધી ચાલ્યા કરે છે. આમાં 'स्वरितेनाधिकारः' ((૧।૩।૧૦)

---

૧૪. ૫. શે; પૃ. ૧૩૫.

૧૫. ૫. શે; પૃ. ૨૬.

૧૬. ૫. શે; પૃ. ૨૯.

૧૭. परिभाषा हि नाम न साक्षात् पाणिनीयवचनानि । किं तर्हि नानाचार्याणाम् । (સીરદેવ પરિભાષાવૃત્તિ ૫/૧૨૩; પરિભાષા સંગ્રહ પૃ. ૨૬૮).

સૂત્ર સ્વરિત્વની વ્યવસ્થા કરી આપે છે. તથી 'स्वरितेना'. સૂત્ર પણ પરિભાષા સૂત્ર છે. આ રીતે इको गुणवृद्धी (૧।૧।૩), आद्यन्तौ टकितौ (૧।૧।૪૫), 'અલોऽन्त्यस्य' (૧।૧।૫૨), ङिच्च (૧।૧।૫૩), आदेः परस्य (૧।૧।૫૪), अनेकाल् शित्सर्वस्य (૧।૧।૫૫), स्थानिवदादेशोऽनल्विधौ (૧।૧।૫૬) આદિ કુલ ૫૦ પરિભાષા સૂત્રો છે.[૧૮] આ રીતે પાણિનિનાં પરિભાષા સૂત્રો કોઈ ઠેકાણે સૂત્રોમાં આવેલ શબ્દોની વિશિષ્ટ સમજૂતી, તેમની વ્યાખ્યા, આગમ અને આદેશ જેવાં કાર્યો થાય છે ત્યારે ત્યાં કરવામાં આવતી આવશ્યક વ્યવસ્થા, સૂત્રોની બલાબલ વ્યવસ્થા આદિમાં બહુ ઉપયોગી છે.

પાણિનિ પછી વાર્તિકકાર કાત્યાયન તરફ આવતાં, પરિભાષા જેવું સ્વરૂપ ધરાવતાં કાત્યાયનનાં ૪૧ જેટલાં વાર્તિકો મળી આવે છે. દા.ત. (૧) एकदेशविकृत-मनन्यवत् (શિવસૂત્ર, ૨, વાર્તિક ૪), अर्थवतो ह्यागमस्तद्गुणीभूतस्तद्ग्रहणेन गृह्यते' (૧।૧।૨૦, વાર્તિક ૫) વગેરે આ ૪૧ વાર્તિકોની સૂચિ પણ પરિભાષા સંગ્રહમાં આપવામાં આવી છે[૧૯] આ પરિભાષાવાર્તિકોના સંબંધમાં ડૉ. જયદેવ શુક્લ એમ માને છે કે 'વાર્તિકાર કાત્યાયન જેમના રચયિતા માનવામાં આવે છે તે પરિભાષાઓ બધી વાર્તિકકારની જ છે કે કેમ તે કહી શકાશે નહીં. કારણ કે કાત્યાયન પહેલાં અને પછી તેમાં ઘણા ઉમેરા થયા હોવાનો સંભવ છે. 'द्रव्याभिधानं व्याडिः' (૧।૨।૬૪, વાર્તિક ૪૫) એવા કાત્યાયનીય વાર્તિકને પ્રમાણભૂત માનવામાં આવે તો 'વ્યાડિ' કાત્યાયનની પૂર્વે થયા તે નિર્વિવાદ હોઈ શકે. એ સંજોગોમાં વ્યાડિની પરિભાષાઓની અસર કાત્યાયનની પરિભાષાઓ ઉપર થઈ હોય તેવો સંભવ પણ કલ્પી શકાય.

વાર્તિકકાર કાત્યાયન अन्तरङ्गलक्षणत्वात्[૨૦], बहिरङ्गलक्षणत्वात्[૨૧] જેવા શબ્દો, અમુક ચર્ચામાં આવેલી દલીલોના જવાબ રૂપે આપે છે. તેથી કેટલાંક પરિભાષા વાર્તિકો એ વખતની અન્ય કૃતિઓમાંથી તેમણે લીધાં હોય કે તે તરફ સંકેત કર્યો હોય તેમ સંભવિત છે.

કાત્યાયનથી મહાભાષ્યકાર પંતજલિ તરફ આવતાં વ્યાડિની પરિભાષાઓ ઉપરની બે કૃતિઓ અંગે પણ વિચાર કરવો આવશ્યક છે. કારણ કે પરંપરા પ્રમાણે

---

૧૮. પાણિનીય પરિભાષા–સૂત્રોની સંપૂર્ણ સૂચિ માટે જુઓ :–પરિભાષાસંગ્રહ. સંપા. કે. વી. અભ્યંકર (પ્રસ્તાવના પૃ. ૩, ૪.)

૧૯. વિશેષ માટે જુઓ : પરિભાષાસંગ્રહ. (પ્રસ્તાવના. પૃ. ૬).

૨૦. श चङन्तस्य अन्तरङ्गलक्षणत्वात् (મહાભાષ્ય. ૧।૧।૫, વાર્તિક ૩.)

૨૧. बहिरङ्गलक्षणत्वात् (પાણિનિ (પા.) ૧।૧।૪૭. વાર્તિક. ૭.)

વ્યાડિ પંતજલિથી પૂર્વે થયા એમ મનાય છે, તથા વ્યાડિને પાણિનિના સમ-કાલિક કે પાણિનિ પછી પચાસ કે સો વર્ષના ગાળામાં થયા હોવાનું માન-વામાં આવે છે. વ્યાડિએ કેવલ મુદ્દા રૂપે જેનું નિરૂપણ કર્યું હોય, તેની પૂર્ણતા પંતજલિમાં મળી આવે છે. દા. ત. 'गौणमुख्ययोर्मुख्ये संप्रत्ययः' એમ વ્યાડિએ કહ્યું છે, તો પંતજલિએ એમાં कार्य શબ્દ ઉમેરીને 'कार्यसम्प्रत्ययः' એવી યોજના મહાભાષ્યમાં કરી છે.

## વ્યાડિ

પં. યુધિષ્ઠિર મીમાંસક ધાતુવૃત્તિકાર સાયણે આપેલા 'વ્યાડિ' શબ્દનો અર્થ આ રીતે નોંધે[22] છે. 'अड' એટલે વીંછીનો ડંખ, 'अड' કહેવાથી ડંખની તીવ્રતા લક્ષિત થાય છે. તેથી વિશિષ્ટ તીક્ષ્ણતા ધરાવનારને 'व्यड' કહેવામાં આવે છે. અને તેમના પુત્ર 'વ્યાડિ' કહેવાય છે. व्यड શબ્દને 'अत इञ्' (૪।૧।૯૫) સૂત્રથી, 'इञ्' પ્રત્યય થાય છે. અહીં 'स्वागतादीनां च' (૭।૩।૭) સૂત્રમાં 'स्वागतादि' ગણમાં 'व्यड' શબ્દનો પાઠ હોવાથી વૃદ્ધિ તથા ऐच् આગમનો નિષેધ થાય છે.

પ્રાચીન ગ્રંથોમાં પાણિનિનો 'दाक्षीपुत्र' તરીકે અને 'व्याडि'નો दाक्षायण તરીકે ઉલ્લેખ છે. તેથી વ્યાડિ પાણિનિના મામા થતા હશે. પાણિનિનાં માતાનું નામ 'दाक्षी' હતું એ તો પ્રસિદ્ધ જ છે.

આ રીતે વ્યાડિ પાણિનિના સમકાલિક હોવાથી વ્યાડિ પંતંજલિની પૂર્વે થઈ ગયા તે નિર્વિવાદ છે.

વ્યાકરણ શાસ્ત્રના પરિભાષા ગ્રંથોમાં વ્યાડિ રચિત 'પરિભાષા સૂચન' અને 'પરિભાષા પાઠ' એમ બે કૃતિઓ મ. મ. કે. વી. અભ્યંકરે મુદ્રિત કરેલા 'પરિભાષા સંગ્રહ' ગ્રંથના પ્રારંભમાં જ મુદ્રિત થયેલ છે. આ બે ગ્રંથો વ્યાડિએ જ રચેલા છે તેના પ્રમાણ તરીકે તે બે ગ્રંથોની પુષ્પિકાઓ છે.[23]

---

૨૨. अडो वृश्चिकलाङ्गूलम्, तेन च तैक्ष्ण्यं लक्ष्यते, विशिष्टोऽडस्तैक्ष्ण्यमस्य व्यडः, तस्यापत्यं व्याडिः । अत इञ्, स्वागतादीनां चेति वृद्धिप्रतिषेधैजागमयोर्निषेधः । (પં. યુધિષ્ઠિર મીમાંસક : संस्कृत व्याकरणशास्त्र का इतिहास, भाग १, पृ. २६४).

૨૩. (અ) व्याडि कृत परिभाषासूचनम् ની પુષ્પિકા આ પ્રમાણે છે : 'इति श्री व्याडिपरिभाषावृत्तिः समाप्ता ।

(ब) व्याडि–परिभाषा पाठની પુષ્પિકા 'इति श्री व्याडिविरचिताः पाणिनीय परिभाषाः समाप्ताः'.

'परिभाषा सूचन' માં વ્યાડિએ પરંપરાથી ચાલી આવતી મૂલ પરિભાષાઓનો સંગ્રહ કરી તેમના ઉપર 'परिभाषा सूचन' નામે વૃત્તિ લખી છે, અને 'પરિભાષા સૂચન'માં બતાવેલાં બધા જ્ઞાપક પાણિનીય સૂત્રો સાથે જ સંબંધ ધરાવે છે, તેથી વ્યાડિ રચિત કે વ્યાડિ સંગૃહીત ૯૩ પરિભાષાઓનો સંબંધ પાણિનીય તંત્ર સાથે જ છે. વ્યાડિની બીજી કૃતિ 'પરિભાષા પાઠ'માં ૧૪૦ પરિભાષાઓ મળી આવે છે. વ્યાડિના 'પરિભાષા સૂચન'ના અભ્યાસીઓ દ્વારા તેમાં વૃદ્ધિ અને પરિવર્તન થતાં રહ્યાં હોય અને તેથી ૯૩ની સંખ્યા ૧૪૦ સુધી પહોંચી હોય તે શકય છે. વ્યાડિના 'પરિભાષા પાઠ'માં કેવળ ૧૪૦ પરિભાષાઓનો સૂચિ (પાઠ) જ મળી આવે છે.

વ્યાડિના પરિભાષા પાઠ (કે જેમાં ૯૩ પરિ. ઓ પ્રાપ્ત છે.) ઉપરની ટીકાને, તે માટે પ્રાપ્ત થયેલી કેટલીક હસ્તપ્રતો અનુસાર પ્રો. અભ્યંકર 'પરિભાષા સૂચન' એમ નામ આપે છે, પણ એ વિષયમાં ડૉ. જયદેવ શુક્લ કેટલીક યુક્તિઓ આપીને ટીકાને નહીં પણ મૂળ એ પરિભાષા પાઠને જ પરિભાષા સૂચન કહેવું જોઈએ અને એ પાઠ ઉપરના વિવેચનોને પરિભાષા વૃત્તિ નામ આપવું જોઈએ એવો પોતાનો નમ્ર મત વ્યક્ત કરે છે.[૨૪]

વ્યાડિ કાત્યાયનની પણ પહેલાં થઈ ગયા તે માટેનું પ્રમાણ 'द्रव्याभिधानं व्याडिः' (પા. ૧।૨।૬૪, વાર્તિક, ૪૫) વાર્તિક છે. નામનો અર્થ જાતિ કે વ્યક્તિ એ શાસ્ત્રાર્થમાં વ્યાડિ પ્રમાણે નામનો અર્થ દ્રવ્ય કે વ્યક્તિ એમ થાય છે. હવે જો કાત્યાયનના આ 'द्रव्याभिधानं व्याडिः' ને પ્રમાણભૂત માનવામાં આવે તો વ્યાડિ કાત્યાયનની પૂર્વે થયા હોવાનો સંભવ છે. વ્યાડિ પરિભાષાઓમાંની ઘણી પરિભાષાઓ કાત્યાયનના નામે આરોપવામાં આવતી પરિભાષાઓમાં પ્રાપ્ત થાય છે; અને પતંજલિમાં વ્યાડિની ઘણી બધી પરિભાષાઓ મળી આવે છે.

વ્યાડિ પાણિનિના સમકાલિક, કે તેમની પછી કેટલાક દશકો પછી થયા, પણ એ તો ચોક્કસ છે કે વ્યાડિ પતંજલિથી તો પહેલાં જ થયા છે. પાણિનિ શાખાના પતંજલિ પછી થયેલા દરેક વૈયાકરણે પોતે પોતાની કૃતિઓમાં મહાભાષ્યકારનું પ્રત્યક્ષ નામ કે નિર્દેશ પોતાની કૃતિઓમાં આપેલ છે. જો વ્યાડિ મહાભાષ્યકાર પછી થયા હોત તો તેઓએ પણ પોતાની ઉપર બતાવેલ કૃતિઓમાં કયાંક મહાભાષ્ય કે તેના લેખકનો કોઈ સંકેત અવશ્ય કર્યો હોત, પણ એવો કોઈ સંકેત કર્યો

૨૪. વિશેષ ચર્ચા માટે જુઓ-ડૉ. જયદેવ શુક્લ; 'પાણિનીય સંસ્કૃત વ્યાકરણ શાસ્ત્ર પરંપરાનો ઇતિહાસ' પૃ. ૧૦૭-૧૦૮, ગુ. યુનિ. ગ્રંથનિર્માણ બોર્ડ.

નથી. એ ઉપરથી સિદ્ધ થાય છે કે વ્યાડિ પંતજલિથી પહેલાં થયા હોવા જોઈએ. જો કે પતંજલિએ વ્યાડિની કોઈ કૃતિનો પ્રત્યક્ષ નિર્દેશ કર્યો નથી. આમ છતાં કેટલાંક પ્રમાણેથી પંતજલિ વ્યાડિ પછી હોવાનું સિદ્ધ થાય છે.

પંતજલિએ વ્યાડિના 'સંગ્રહ'નો નિર્દેશ કર્યો હોવા છતાં જેમ ત્યાં વ્યાડિના નામનો નિર્દેશ થયો નથી, એવી રીતે પરિભાષાઓની બાબતમાં મહાભાષ્યકારે વ્યાડિની પરિભાષાઓ સ્વીકારી હોય પણ વ્યાડિનો પ્રત્યક્ષ નામ નિર્દેશ કર્યો ન હોય તે શકય છે. પંતજલિએ વ્યાડિમાંની કેટલીક પરિભાષાઓ કેવલ લીધીજ નથી પણ તેમને સ્વીકારીને તે વિષે સુધારા વધારા પણ સૂચવ્યા છે. દાઃત સુપ્રસિદ્ધ 'संनिपातलक्षणो विधिः'[25] અંગે ચર્ચા કરી આખરે વ્યાડિએ પોતાનો પ્રતિભાવ વ્યક્તિ કર્યો છે કે 'तस्मात् प्रयोजनं मृग्यम्' (તેથી પ્રયોજન ખોળવું જોઈએ)[26] આ રીતે संनिपात પરિ૦ની ઉપયોગિતા વિષે વ્યાડિએ જ્યારે સંશય વ્યક્ત કર્યો છે, તે સ્થિતિમાં ભાષ્યકારે 'कृन्मेजन्तः' (૧।૧।૩૯) સૂત્ર ઉપરના ભાષ્યમાં સંનિપાત પરિ૦ માનવા માટે અનેક પ્રયોજનો બતાવ્યાં છે અને તે રીતે વ્યાડિના કાર્યને આગળ વધાર્યું છે. આથી પણ પંતજલિ પહેલાં વ્યાડિ, અને તેની પરિભાષાઓનું વિદ્યમાનત્વ સિદ્ધ થાય છે.

એજ રીતે વ્યાડિએ 'गौणमुख्ययोर्मुख्ये संप्रत्ययः' (વ્યાડિ પરિભાષા સૂચન–૪) એમ કહ્યું છે ત્યારે મહાભાષ્યમાં 'संप्रत्यय' પૂર્વે 'कार्य' શબ્દની યોજના કરી 'गौण-मुख्ययोर्मुख्ये कार्यसंप्रत्ययः' એમ કહીને વ્યાડિએ સ્પર્શેલા મુદ્દાને પૂર્ણ રૂપ આપ્યું છે.

એવી જ રીતે વ્યાડિએ કેવલ 'कार्यकालं संज्ञापरिभाषम्' (વ્યાડિ; પરિભાષા સૂચન, ૫૦)નો નિર્દેશ કર્યો છે તો પતંજલિએ તેમાં 'यथोद्देशम् संज्ञापरिभाषम्'નો પણ સંનિવેશ કર્યો છે. વળી વ્યાડિ અને પતંજલિની લેખન શૈલીની તુલના કરતાં વ્યાડિની શૈલી પતંજલિ પહેલાંની હોય તેમ જણાય છે.[27] પતંજલિની ભાષા કે શૈલી વ્યાડિના પરિભાષા સૂચનની શૈલીનું વિકસિત સ્વરૂપ હોય તેમ જણાય છે.

---

૨૫. વ્યાડિ કૃત 'संनिपातलक्षणो विधिरनिमित्तं तद्विघातस्य' (વ્યાડિ: પરિ. સૂચન ૧૦)

૨૬. એજન–(પરિભાષા સૂચન–અંતિમ પંક્તિ).

૨૭. (અ) 'अथ परिभाषा सूचनं व्याख्यास्यामः । अथेत्ययमधिकारार्थः । परिभाषासूचनं नाम शास्त्रमधिकृतं वेदितव्यम् । (વ્યાડિ; પરિભાષા સૂચન, પરિ ૧ નો આરંભ)

(ब) अथ शब्दानुशासनम् , अथेत्ययं शब्दोऽधिकारार्थः प्रयुज्यते । शब्दानुशासनम् नाम शास्त्रमधिकृतं वेदितव्यम् (મહાભાષ્ય, પસ્પશાહ્નિક)

વળી પતંજલિ અનેક ઠેકાણે જે પ્રસિદ્ધ પરિભાષાઓ છે ત્યાં એક ખંડ દર્શાવીને કેવલ હેતુનો નિર્દેશ કરે છે જેમકે, 'અન્તરંગ હોવાને લીધે એ સિદ્ધ છે.' (अन्तरङ्गत्वात् सिद्धम्). આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે પંતજલિ સુધી આવતાં વ્યાકરણ શાસ્ત્રનો અભ્યાસી 'असिद्धं बहिरङ्गमन्तरङ्गे' જેવી પરિભાષાઓથી પરિચિત થઈ ગયેલો હોવો જોઈએ. અને એ પરિચય આપનાર પંતજલિના પૂર્વકાલિક વ્યાડિ હોવા જોઈએ. આ રીતે વ્યાડિ પંતજલિથી પૂર્વકાલિક ઠરે છે.

## વ્યાડિની પરિભાષાઓનું વિવરણ :—

વ્યાડિએ તેમની કૃતિ પરિભાષા સૂચનમાં ૯૩ પરિભાષાઓ આપી છે. એમાં ઘણે ઠેકાણે પાણિનિના પરિભાષા સૂત્રોમાંના વિશિષ્ટ શબ્દો અનુસ્યૂત થયેલા છે. વ્યાડિએ કેટલીક પરિભાષાઓ માટે પ્રમાણે આપ્યાં નથી, કારણ કે તે વ્યાવહારિક લોક જીવન સાથે સંકળાયેલી છે. જોકે વ્યાડિએ તેમની આ કૃતિમાં કોઈ વિભાગ કે પ્રકરણ પાડયાં નથી, અને પરિભાષાઓની ક્રમપૂર્વક ગોઠવણીના કોઈ ખાસ સિદ્ધાંતનું અનુસરણ કર્યું નથી, તો પણ તેમની આ પરિભાષાઓ પાણિનિનાં સૂત્રોનું યથાર્થ અર્થઘટન કરીજ આપે છે.

(૧) વ્યાડિની ૯૩ પરિભાષાઓમાંથી ૨૨ પરિભાષાઓ પાણિનિ સૂત્રોના શબ્દાર્થ સમજાવવા તથા તે સૂત્રોના પરસ્પર સંબંધ દર્શાવવા માટે છે.[૨૮] જેમકે

[A] 'लक्षणप्रतिपदोक्तयोः प्रतिपदोक्तस्यैव ग्रहणम् (વ્યાડિ, ૩) (૨) गौणमुख्ययोर्मुख्ये संप्रत्ययः (વ્યાડિ–૪). (૩) प्रातिपादिकग्रहणे लिङ्ग विशिष्टस्यापि ग्रहणम् (વ્યાડિ–૨૫) (૪) व्याख्यानतो विशेषप्रतिपत्तिः...(વ્યાડિ–૫૮). આ પરિ૦ ઓ માંથી ૧૯ જેટલી પરિભાષાઓ મહાભાષ્યકારે પણ ટાંકી છે.

[B] વ્યાડિની ૧૩ પરિભાષાઓ એવી છે કે જે પાણિનિના સૂત્રોમાં આવેલા શબ્દોનું ચોક્કસરૂપે અર્થદર્શન કરાવે છે, તથા સૂત્રો કયાં પ્રવૃત્ત થાય કયાં ન થાય એ માટેનું માર્ગદર્શન પણ આપે છે. દા. ત.

(૧) अर्थवद्ग्रहणे नानर्थकस्य ग्रहणम् (વ્યાડિ, પરિ૦ ૧) (૨) कृत्रिमाकृत्रिमयोः कृत्रिमे संप्रत्ययः (વ્યા૦ ૬) (૩) निमित्ताभावे नैमित्तिकस्याप्यभावो भवति (વ્યા. ૪૦)

૨૮. દષ્ટવ્ય : વ્યાડિકૃત આ ૨૨ પરિભાષાઓની પૂરી સૂચિ માટે જુઓ પરિભાષાસંગ્રહ : પ્રસ્તાવના પાદ નોંધ પૃ. ૧૫.

(४) प्रकृतिवदनुकरणं भवति (વ્યા. ८६) વગેરે, આમાંથી ૯ જેટલી પરિભાષાઓ તો પંતજલિએ પણ મહાભાષ્યમાં ટાંકી છે.[२९]

[C] વ્યાડિની ૧૧ પરિભાષાઓ એવી છે કે જે આગમ અને આદેશના વિષયમાં અને કોઈસૂત્રમાં નિર્દિષ્ટ શબ્દ પોતાના સદશ (સવર્ણ)નો બોધક બને છે એ વિષયમાં વિચારણા કરે છે. દા.ત. (૧) 'तन्मध्यपतितस्तद् ग्रहणेन् गृह्यते. (વ્યાડિ, ૧૮) (૨) वर्णैकदेशा वर्णग्रहणेन गृह्यन्ते (વ્યાડિ. ૨૬) (૩) भाव्यमानोऽण् सवर्णान् गृह्णाति (વ્યાડિ ૩૦) (૪) प्रकृतिग्रहणे यङन्तस्यापि ग्रहणम् (વ્યાડિ. ૬૦) ઈત્યાદિ[३०] આ ૧૧માંથી ૯ જેટલી પરિભાષાઓ મહાભાષ્યમાં પણ મળી આવે છે.

[D] વ્યાડિની ૪૦ પરિભાષાઓ કયું સૂત્ર બળવાન અને કયું સૂત્ર નિર્બળ છે એમ સૂત્રોના બલાબલનો નિર્ણય કરી આપનારી છે. દા.ત. (૧) पुरस्तादपवादा अनन्तरान् विधीन् बाधन्ते नोत्तरान् (વ્યાડિ–૯) (૨) अनन्तरस्य विधि र्वा प्रतिषेधो वा (વ્યાડિ–૧૬) (૩)सकृद्गतौ विप्रतिषेधे यद्बाधितं तद् बाधितमेव (વ્યાડિ–૩૫) (૪) असिद्धं बहिरङ्गमन्तरङ्गे (વ્યાડિ–૩૬) ઈત્યાદિ[३१] આ ૪૦ માંથી ૨૫ પરિભાષાઓ મહાભાષ્યમાં લેવામાં આવી છે.

[E] વ્યાડિની સાત પરિભાષાઓ એવી છે કે જે શબ્દના અર્થ સાથેની ચર્ચા કરે છે. દા.ત.(૧) उच्चरितप्रध्वंसिनोऽनुबन्धाः (વ્યાડિ–૧૧) (૨) नानुबन्धकृतमनेकाल्त्वम् (વ્યાડિ–૧૨) (૩) चानुकृष्टमुत्तरत्र नानुवर्तते (વ્યાડિ–૫૯)[३२] ઇત્યાદિ. આમાંથી ૬ પરિભાષાઓ મહાભાષ્યમાં મળી આવે છે.

આ ઉપરાંત આ ૯૩ પરિભાષાઓમાંથી કેટલીક[३३] (ચાર) એવી પરિભાષાઓ છે કે જે સૂત્રાર્થ નિર્ણયમાં ઉપયોગી નહીં પણ ભાષામાં સાચા અને કાળજી ભર્યા

---

૨૯. આ ૧૩ પરિભાષાઓની પૂરી સૂચિમાટે જુઓ–પાદ ટિપ્પણ, 'પરિભાષા સંગ્રહ, પ્રસ્તાવના– પૃ. ૧૫

૩૦ આ ૧૧ પરિ. ઓના પૂરી સૂચિમાટે જુઓ : એજન; પ્રસ્તાવના, પાદ-ટિપ્પણ, પૃ. ૧૫

૩૨ એજન પૃ. ૧૫

૩૩. આ ચાર પરિભાષાઓ છે :

(૧) उक्तार्थानामप्रयोगः (વ્યાડિ, ૫૧)
(૨) अभिधानलक्षणाः कृत्तद्धितसमासाः (વ્યાડિ, ૭૨)
(૩) सर्वो द्वन्द्वो विभाषयैकवद् भवति (વ્યાડિ, ૭૩)
(૪) अव्यक्त गुण सन्देहे नपुंसकलिङ्गं प्रयुञ्जते (વ્યાડિ, ८७)

પ્રયોગ માટે ઉપયોગી છે. દા.ત (૧) બધા જ द्वन्द्वसमास વિકલ્પે એકવચનમાં આવે છે[૩૩-૩] (૨) જ્યાં પુલ્લિંગ કે સ્ત્રીલિંગના વાસ્તવિક લક્ષણોનો સંશય હોય ત્યાં નપુંસકલિંગ પ્રયોજાય[૩૩-૪] છે.

આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે પાણિનિના સૂત્રોની વિવિધ રીતે અર્થનિષ્પત્તિ વગેરે કાર્યમાં સહાયરૂપ થનાર સિદ્ધાન્તોનું નિર્માણ કે સંકલન કરનાર વિદ્વાનોમાં વ્યાડિ મુખ્ય સ્થાને છે. વ્યાડિ તથા પતંજલિએ પોતાની પછીના છેક નાગેશ જેવા આચાર્યોના પરિભાષા ગ્રંથો ઉપર તો પ્રભાવ પાથર્યો જ પણ તે સાથે સાથે પાણિનીતર શાખાના વૈયાકરણો ઉપર પણ પ્રભાવ પાડ્યો કે જેથી તે ઈતર વૈયાકરણો પણ વ્યાડિની સૂચિમાંથી અનેક પરિભાષાઓ લેવા પ્રેરાયા છે. વળી આને આધારે પછીથી કેટલીક નવી પરિભાષાઓ પણ અસ્તિત્વમાં આવી, પૂર્વની ચાલી આવતી પરિભાષાઓના આકારમાં પરિવર્તન, પરિવર્ધન પણ થયાં છે.

## શાકટાયનની પરિભાષાઓ :

વ્યાડિની પરિભાષાઓએ પછીના પાણિનીય અને તદિતર શાખાઓના આચાર્યોને પણ પરિભાષા લેખનની પ્રેરણા જે આપી, તેમાંના એક પાણિનીતર શાખાના જૈન આચાર્ય શાકટાયન છે.

વ્યાકરણ વાઙ્મયમાં શાકટાયન નામે બે વ્યક્તિઓ પ્રસિદ્ધ છે. તેમાં એક તો પાણિનિ પહેલાં થયેલા વૈદિક શાખાને અનુસરનારા સુપ્રસિદ્ધ શાકટાયન ઋષિ છે, જ્યારે બીજા શાકટાયન જૈન વ્યાકરણના આચાર્ય છે. પં. યુધિષ્ઠિર મીમાંસક, આમનું બીજું નામ 'પાલ્યકીર્તિ' હોવાનું માને છે.[૩૪] પ્રો. કે. વી. અભ્યંકર આ શાકટાયનને રાષ્ટ્રકૂટ નૃપતિ અમોઘવર્ષના રાજ્યકાલ દરમિયાન એટલે ઈ.સ.ની નવમી શતાબ્દીમાં થયા હોવાનું માને છે.[૩૫] પરિભાષા સૂત્રોનાં લેખક આ જૈન શાકટાયન છે.

'શાકટાયનનાં પરિભાષા સૂત્રો' ૯૮ છે. આ પરિ. સૂત્રો પ્રો. કે. વી. અભ્યંકર દ્વારા પ્રકાશિત 'પરિભાષા સંગ્રહ'માં મુદ્રિત થયેલાં છે. વ્યાડિના પરિભાષાપાઠ સાથે

---

૩૪. દ્રષ્ટવ્ય : પં. યુધિષ્ઠિર મીમાંસક–संस्कृत व्याकरण शास्त्र का इतिहास भाग १, पृ. ५४७

૩૫. A Dictionory of Sanskrit grammar–p. 360 (Oriental Institute, Baroda. 1961

સરખાવી જોતાં શાકટાયનમાં ૧૮ નવી પરિભાષાઓ મળી આવે છે, અને ૧૩ પરિભાષાઓ છોડી દેવામાં આવી છે. શાકટાયન સૂત્રો ઉપરની અમોઘવૃત્તિમાં આમાંની ઘણીખરી પરિભાષાઓ પ્રાપ્ત થાય છે. સ્વરપ્રક્રિયાને પોતાના ગ્રંથમાંથી બાદ કરનાર આ જૈન આચાર્ય શાકટાયનના ગ્રંથમાં 'स्वरविधौ व्यञ्जमविद्यमानवत्' (શાકટાયન પરિ. સૂત્ર–૩૭) જેવી પરિભાષા મળે છે, તે એકમાત્ર અકસ્માત હોવાનું ડૉ. જયદેવ શુક્લ માને છે. તેથી શાકટાયન પાણિનિ પૂર્વેના શાકટાયન સિદ્ધ થતા નથી.[૩૬]

આ જૈન આચાર્ય શાકટાયને વ્યાડિની પરિભાષાઓમાં અમુક ઠેકાણે પોતાની શાખાને અનુરૂપ ફેરફાર પણ કર્યા છે.[૩૭]

## ચાન્દ્ર પરિભાષા સૂત્રો :

પાણિનીતર ચાન્દ્રશાખામાં ૮૬ પરિભાષાઓવાળાં 'ચાંદ્ર પરિભાષા સૂત્રો' કે. વી. અભ્યંકર સંપાદિત 'પરિભાષા સંગ્રહ'માં મુદ્રિત થયેલ છે. આમાંથી મોટા ભાગનાં સૂત્રો તો વ્યાડિના 'પરિભાષા સૂચન' ઉપર આધારિત છે. આ સૂત્રો ઉપર કોઈ લિખિતવૃત્તિ મળતી નથી. ચન્દ્ર, ચન્દ્રાચાર્ય કે ચંદ્રગોમિન્ એક બૌદ્ધ આચાર્ય હતા. જેઓ ઈ. સ. ની પાંચમી શતાબ્દીમાં ઉત્તરભારતમાં થયા. ચંદ્રાચાર્યે પાણિનિની અષ્ટાધ્યાયીના આધારે રચેલા ચાન્દ્રવ્યાકરણમાં પાણિનિની જેમ સંજ્ઞાઓ નથી 'चन्द्रोपज्ञमसंज्ञकं व्याकरणम्'. ચાન્દ્રવ્યાકરણમાં કોઈ પારિભાષિક સંજ્ઞાનું વિધાન ન હોવું તે આ વ્યાકરણની વિશેષતા છે. તેથી ચાન્દ્ર પરિભાષા સૂત્રોમાં પણ 'સંજ્ઞા' શબ્દના સ્થાને આવશ્યક પરિવર્તન કરવામાં આવ્યું છે. જેમકે प्रातिपदिक (સંજ્ઞા)ને બદલે नामन्, वहुव्रीहि (સંજ્ઞા)ને બદલે 'अन्यार्थ,' 'अङ्ग' (સંજ્ઞા)ને બદલે 'प्रकृति' એવા શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો છે.[૩૮] આ ઉપરાંત ચાન્દ્ર પરિભાષા સૂત્રોમાં કેટલીક સામાન્ય નિયમના આકારવાળી પરિ. ઓ ઉમેરવામાં આવેલી છે.[૩૯]

---

૩૬. ડૉ. જયદેવ શુક્લ, પાણિનીય સં. વ્યા. શાસ્ત્ર પરંપરાનો ઇતિહાસ, પૃ. ૯૯

૩૭. દા. ત. अकृतव्यूहाः पाणिनीयाः कृतमपि शास्त्रं निवर्तयन्ति (વ્યાડિકૃત પરિભાષા પાઠ, ૮૪) જ્યારે શાકટાયન કહે છે કે, 'अकृतव्यूहाः शाकटायनीयाः कृतमपि शास्त्रं निवर्तयन्ति' (શાકટાયન પરિભાષા સૂત્ર. ૬૯)

૩૮. દા. ત. (अ) પ્રાતિપદિક–'प्रातिपदिक ग्रहणे लिङ्गविशिष्टस्यापि ग्रहणम्' (વ્યાડિ, પરિ૰ સૂચન–૨૫)ના સ્થાને 'नामग्रहणे लिङ्गविशिष्टस्यापि ग्रहणम्' (ચાન્દ્ર પરિભાષા સૂત્ર, ૩) પરિભાષા સંગ્રહમાં મુદ્રિત.

૩૯. દા:ત. (૧) वाच्यवल्लिङ्गवचने (ચાન્દ્ર પરિભાષા સૂત્ર, ૭૧)

(૨) लिङ्गमशिष्यं लोकाश्रयत्वात् (એજન ૭૩)–પરિભાષા સંગ્રહ)

## દુર્ગસિંહકૃત 'કાતંત્ર પરિભાષા સૂત્ર વૃત્તિ' :

વ્યાકરણ વાઙ્મયમાં કાતંત્ર વ્યાકરણનું સ્થાન અત્યન્ત મહત્ત્વપૂર્ણ છે.
કાતંત્રનાં જ બીજાં નામ 'કલાપક' અને 'કૌમાર' પણ છે. કાતંત્ર વૃત્તિ–ટીકાકાર
દુર્ગસિંહ આદિ વૈયાકરણ 'કાતંત્ર' શબ્દનો અર્થ 'लघु-तंत्र' (નાનું શાસ્ત્ર) એમ
કરે છે. 'ईषत्' (लघु) અર્થવાચક 'कु' શબ્દના સ્થાનમાં 'का' આદેશ થયેલો છે.
આનું નામ 'कौमार व्याकरण' પણ છે. આ માટે એમ કહેવાય છે કે સાતવાહનના
સમયના શર્વવર્મન્, સર્વવર્મન્, શર્વ કે સર્વને, કુમાર કાર્તિકેય (મહાદેવના પુત્ર)
પાસેથી આ વ્યાકરણનું જ્ઞાન મળ્યું હતું. પં. યુધિષ્ઠિર જેવા કેટલાકના મત પ્રમાણે
कुमाराणामिदं कौमारम्' એવી વ્યુત્પત્તિ કરી કુમાર બાલકોને આ વ્યાકરણ સરલતાથી
શીખવી શકાય છે તેથી कौमार કહેવાય છે.[40]

એક કિંવદન્તી પ્રમાણે કુમાર કાર્તિકેયે મયૂરની પીંછા (कलाप મયૂરનું પીછું)
ઉપર લખેલ હોવાથી આને 'कलाप' વ્યાકરણ પણ કહેવાય છે. 'कलाप' શબ્દને
હ્રસ્વ (નાનું) અર્થવાચક 'क' પ્રત્યય કરીને 'कलापक' શબ્દની સિદ્ધિ કરવામાં
આવે છે. કાતંત્ર વ્યાકરણમાં પરિભાષા સાહિત્ય અંગે વિચાર કરતાં, તેમાં શર્વ-
વર્મનરચિત કાતંત્ર સૂત્રોની કેટલીક બંગાલી આવૃત્તિઓમાં અન્તે જે કેટલાંક પરિશિષ્ટો
સંયોજિત થયેલાં છે, તેમાં ૧લું પરિશિષ્ટ પરિભાષા સૂત્રો છે, તેમાં ૬૭
પરિભાષાઓ છે. જ્યારે બીજું પરિશિષ્ટ ૨૯ બલાબલ સૂત્રોવાળું છે. સૂત્રોની
પ્રબલતા અને નિર્બલતાની વ્યવસ્થા બતાવતાં હોવાથી આ સૂત્રો પણ પરિભાષા
સૂત્રો જ કહી શકાય. એ બહુ જ શક્ય છે કે આ બંને પરિશિષ્ટો પણ સૂત્રકારે
પોતેજ લખ્યાં હોય, જો કે એગલિંગ દ્વારા સંપાદિત કરેલ આવૃત્તિમાં એ પરિ-
ભાષા સૂત્રો મળતાં નથી, તેથી સંભવિત છે કે પછીના કોઈ વિદ્વાનોએ એ સૂત્રો
પછીથી ઉમેર્યાં હોય (૧) સૂત્રોનો લેખક ગમે તે હોય પણ દુર્ગસિંહે ૬૭માંથી ૬૫
પરિભાષા સૂત્રો ઉપર વૃત્તિ કે ટીકા લખી છે. સંભવ છે કે દુર્ગસિંહ પાસે આવેલ
આવૃત્તિમાં ૬૫ જ પરિભાષા સૂત્રો હોય. પ્રા. કે. વી. અભ્યંકરે પરિભાષા સંગ્રહમાં
'પ' શીર્ષક નીચે દુર્ગસિંહની વૃત્તિ સાથેનાં પરિભાષા સૂત્રોને મુદ્રિત કર્યાં છે.
દુર્ગસિંહનો સમય ઈ. સ. ૯ કે ૧૦મી શતાબ્દી પહેલાં હોવાનું પ્રો. અભ્યંકર
માને છે. દુર્ગસિંહ બૌદ્ધધર્મી જણાય છે. કારણ કે તેમણે ॐ श्री जिनाय नमः ।
એમ આરંભ કર્યો છે. તે તેમનો બૌદ્ધ ધર્મ તરફનો ઝુકાવ દર્શાવે છે. દુર્ગસિંહ
પૂર્વીય વ્યાકરણ શાખા સાથે સંબદ્ધ છે. (૨) કાતંત્ર પરિભાષા સૂત્રો ઉપરની

---

૪૦. યુધિષ્ઠિર મીમાંસક: संस्कृत व्या. शा. का इतिहास–ભાગ–૧–પૃ. ૫૦૨

બીજીવૃત્તિ કોઈ મૈથિલ પંડિત ભાવમિશ્રે લખેલી છે. આ ભાવમિશ્ર વિષે કોઈ વ્યક્તિગત પરિચય કે સમયની સામગ્રી મળતી નથી. ભાવમિશ્રની વૃત્તિ દુર્ગસિંહની વૃત્તિ જેટલું મહત્વ પણ ધરાવતી નથી. કે. વી. અભ્યંકરે પરિભાષા સંગ્રહમાં '૬' શીર્ષક નીચે આ મુદ્રિત કરેલી છે. (૩) (કેવલ) કાતંત્ર પરિભાષા સૂત્રો (૬૭ પરિભાષા સૂત્રો, અને ૨૯ બલાબલ સૂત્રો કુલ–૯૬) અભ્યંકરે '૭'ના શીર્ષક નીચે મુદ્રિત કર્યાં છે. (૪) કાલાપ પરિભાષા સૂત્રો કે જે આખરે કાતંત્રનું અહીં તહીં વધારા પામેલું રૂપાન્તર છે અને જેમાં કુલ ૧૧૮ સૂત્રો છે. તે કાલાપ પરિભાષા સૂત્રોને કે. વી. અભ્યંકરે '૮'ના શીર્ષક નીચે મુદ્રિત કર્યાં છે.

આ રીતે કાતંત્ર વ્યાકરણની પરિભાષાની આ ચાર પ્રકારની પરિભાષા કૃતિઓમાં દુર્ગસિંહની કાતંત્ર પરિભાષા સૂત્ર 'વૃત્તિ' મહત્ત્વની છે.

(દુર્ગસિંહે સામાન્ય રીતે પરિભાષાઓના લૌકિક અને શાસ્ત્રીય એમ બે પ્રકાર પાડયા છે. તેમાં પણ શાસ્ત્રીય પરિભાષાઓ 'લિંગવતી' અને 'વિધ્યંગ શેષભૂતા' એમ બે પ્રકારની બતાવી છે. એમાં જે પરિભાષાઓ અમુક લિંગ, ચિહ્ન જોઈને પ્રવૃત્ત થાય તે, લિંગવતી પરિભાષાઓ છે, અને વિધિસૂત્રોના અર્થમાં પોતાના અર્થને સમાવી, જે પરિભાષા વિધિનું અંગ બની જાય તે વિધ્યંગશેષ ભૂતા છે. આ રીતની ઉપક્રમણિકા કરી પછી 'एकदेश विकृतमनन्यवत्' (પરિ. ૧) પરિ. થી દુર્ગસિંહની વૃત્તિની શરૂઆત થાય છે.)

શાકટાયન, ચાન્દ્ર અને કાતંત્ર જેવી પાણિનીતર શાખાઓના પરિભાષા ગ્રન્થો ઉપર પાણિનિ શાખાના પરિભાષા સાહિત્યના પુરસ્કર્તા વ્યાડિનો પ્રભાવ એટલો બધો પડયો છે કે વ્યાડિને પગલે પગલે શાકટાયન, ચાન્દ્ર અને કાતંત્ર પરિભાષાઓનો આરંભ પ્રથમ 'अर्थवद्ग्रहणे नानर्थकस्य ग्रहणम्' પરિ. થી થાય છે. આ રીતે વ્યાડિનો વ્યાપક પ્રભાવ લક્ષિત થાય છે.

## જૈનેન્દ્ર પરિભાષાવૃત્તિ :

પાણિનીતર શાખાના જૈનેન્દ્ર વ્યાકરણમાં પરિભાષા વિષેની કોઈ સ્વતંત્રકૃતિ મળતી નથી. પ્રો. કે. વી. અભ્યંકરે 'જૈનેન્દ્ર વ્યાકરણમાં આવેલાં પરિભાષા વચનોને એકત્ર કરી તેના ઉપર પોતે એક 'પરિભાષા વૃત્તિ' લખી છે.[૪૧] ઈ. સ. ની છઠ્ઠી

૪૧. अभ्यङ्करोपाह्व काशिनाथकृता 'जैनेन्द्र परिभाषा वृत्तिः' (પરિભાષા સંગ્રહમાં ૯ શીર્ષક નીચે મુદ્રિત થયેલી છે)

શતાબ્દીમાં પૂજ્યપાદ દેવનંદી (જિનેન્દ્ર) એ રચેલા જૈનેન્દ્ર વ્યાકરણના ટીકાલેખક ઈ. સ. ની નવમી શતાબ્દીમાં થયેલા અભયનન્દીની 'મહાવૃત્તિ' ટીકાના આધારે પ્રો. અભ્યંકરે આ વૃત્તિની રચના કરી છે.

દેવનંદીનું આ વ્યાકરણ પાણિનિ વ્યાકરણને કેવળ સૂત્રોના અનુક્રમની બાબતમાંજ નહીં પણ શબ્દ યોજનાની બાબતમાં પણ અનુસરે છે જેમ પાણિનિના સૂત્ર નિયમો ઉપર વામન જયાદિત્યની વિદ્વત્તાપૂર્ણ 'કાશિકા' ટીકા છે, એ રીતે અભય-નન્દીની 'મહાવૃત્તિ' પણ જિનેન્દ્ર વ્યાકરણની વિદ્વત્તાપૂર્ણ ટીકા છે. આ જૈનેન્દ્ર પરિભાષા વૃત્તિમાં કુલ ૧૦૮ પરિભાષાઓને ચાર વિભાગમાં વહેંચવામાં આવી છે. તેમાં પ્રથમ વિભાગમાં 'સૂત્રાર્થ કરણ', બીજામાં તદન્ત વિધિને લગતી, ત્રીજામાં સૂત્રોના બળાબળનો નિર્ણય કરતી અને ચોથા વિભાગમાં પ્રકીર્ણ પરિભાષાઓ આપવામાં આવી છે, અને અંતે જૈનેન્દ્ર વ્યાકરણના પારિભાષિક શબ્દોની સમજ માટે પાણિનિ વ્યાકરણમાંના તે તે શબ્દો આપેલા છે. દા. ત જૈનેન્દ્ર વ્યાકરણની 'મૃત' એ સંજ્ઞા પાણિનિ વ્યાકરણમાંની પ્રાતિપદિક સંજ્ઞા છે.[૪૨]

## ભોજના પરિભાષા પાઠ :

માલવનરેશ ભોજ ઈ.સ. ની ૧૧મી શતાબ્દીના પૂર્વાર્ધમાં થયા. પંતજલિની માફક ભોજે પણ વ્યાકરણ, આયુર્વેદ અને યોગ અને તે ઉપરાંત અલંકાર શાસ્ત્રીય કૃતિઓ લખી છે. તેમણે વ્યાકરણ શાસ્ત્રીય કૃતિ 'સરસ્વતી કંઠાભરણ'ની રચના કરી છે. સરસ્વતી કંઠાભરણના પ્રથમ અધ્યાયના બીજાપાદમાં કુલ ૧૧૮ પરિભાષા સૂત્રો જુદા આપવામાં આવ્યાં છે. આમાં પ્રથમ તદન્ત અને તદાદિ વિધિને લગતાં, પછી સ્થાનિવદ્ભાવ, પછી બલાબલ નિર્ણય કરનાર પરિભાષા સૂત્રો આપ્યાં છે. આના ઉપર પાણિનિ, ચાંદ્ર આદિ વ્યાકરણોનો પ્રભાવ દેખાય છે.

## હેમચન્દ્રનો પરિભાષા પાઠ :

ભોજની પછી થોડાક દશકો પછી જૈન આચાર્ય કલિકાલ સર્વજ્ઞ હેમચન્દ્ર આવે છે. ગુજરાતના ધંધુકા ગામમાં ઈ.સ. ૧૦૮૮ માં જન્મેલા આ આચાર્યે વ્યાકરણ વિષયમાં 'હૈમશબ્દાનુશાસન' ગ્રન્થ લખ્યો છે, અને આ ગ્રન્થ ઉપર તેમણે જ લખેલ ટીકા 'બૃહદ્વૃત્તિ'ના અંતે ૫૭ પરિભાષાઓની સૂચિ આપી છે. આમના

૪૨. (અ) સરખાવો– 'मृद्ग्रहणे लिङ्गविशिष्टस्यापि ग्रहणम्' (જૈનેન્દ્ર પરિભાષા વૃત્તિ–૮)
(આ) 'प्रातिपदिक ग्रहणे लिङ्गविशिष्टस्यापि ग्रहणम्' (પરિભાષેન્દુશેખર ૨–૭૧)

ઉપર ભોજનાં પરિભાષા સૂત્રોનો મોટો પ્રભાવ દેખાય છે. હેમચંદ્રે પરિભાષા માટે 'ન્યાય' શબ્દનો પ્રયોગ કર્યો છે. હેમચંદ્રની આધ્યાત્મિક શિષ્ય પરંપરામાં થયેલા સોમસુંદરના વિદ્યાર્થી આચાર્ય 'હેમહંસગણિ' એ રચેલી 'ન્યાય સંગ્રહ' નામે કૃતિમાં સૌ પ્રથમ તો હેમચંદ્રસૂરિની ૫૭ પરિભાષાઓ લેવામાં આવેલ છે, એ ઉપરાંત હેમહંસ-ગણિએ પોતાના પૂર્વગામી આચાર્યોની બીજી ૬૫ પરિભાષાઓ લાધી છે, તો એ સાથે બીજા ૧૮ ન્યાયો પણ આપ્યા છે. આમ કુલ મળીને ૧૪૦ ન્યાયો (પરિ-ભાષાઓનો) સંગ્રહ 'ન્યાયસંગ્રહ' મુદ્રિત થયેલો છે.[૪૩]

## પુરુષોત્તમ દેવ

વ્યાડિ પછી પાણિનીય વ્યાકરણમાં વિશેષરૂપે વ્યાડિ અને પતંજલિ સાથે સંબંધ ધરાવનાર આધારે ઈ.સ. ની ૧૨મી શતાબ્દીમાં વ્યાકરણની પૂર્વી શાખા સાથે સંબદ્ધ પુરુષોત્તમ દેવે ૧૨૦ પરિભાષાઓનું સંકલન કર્યું છે, અને તેમના ઉપર 'લઘુપરિભાષાવૃત્તિ' (લલિતાવૃત્તિ) લખી છે. એ સાથે જ પુરુષોત્તદેવે રચેલો ૯૫ પરિભાષાઓનો 'પરિભાષા પાઠ' પણ છે. આ બંને કૃતિઓ કે. વી. અભ્યંકરના 'પરિભાષા સંગ્રહ'માં સ્થાન પામી છે.[૪૪] આ બંનેમાં આપેલો પરિભાષા ક્રમ જુદો જુદો છે. 'લઘુ પરિભાષા વૃત્તિમાં આવેલો પરિભાષાઓનો ક્રમ વ્યાડિ અને શાક-ટાયન જેવો છે.

બંગાલના રાજા લક્ષ્મણસેનના માનીતા આ વિદ્વાન પુરુષોત્તમ ભારતના પૂર્વ બંગ પ્રાન્તીય વૈયાકરણોમાં મૂર્ધન્યસ્થાન ભોગવે છે, બૌદ્ધ મતાવલંબી મનાય છે. આ મંતવ્યનું કારણ તેમણે ભાષાવૃત્તિના મંગલશ્લોકમાં કરેલ ભગવાન બુદ્ધનું વંદન છે.[૪૫]

પરિભાષા સાહિત્યમાં વ્યાડિ પછી પ્રશસ્ય સ્થાન પ્રાપ્ત કરનાર પુરુષોત્તમદેવ વ્યાડિની જેમ 'अर्थवद्ग्रहणे नानर्थकस्य' એવી પ્રથમ પરિભાષા આપે છે. અને વૃત્તિમાં તે પરિભાષા માટે એક કે બે ઉદાહરણો તથા જ્ઞાપક આપી, તેની વ્યાખ્યા

---

૪૩. 'हेमहंसगणिसंगृहीतः श्रीसिद्धहेमचन्द्रव्याकरणस्य न्यायसंग्रहः ११–સંપા. કે. વી અભ્યંકર : પરિભાષા સંગ્રહ.

૪૪. એજન, શીર્ષક ૧૨, અને ૧૨ अ (પૃ. ૧૧૩–૧૬૦, તથા ૧૬૦ ब)

૪૫. "नमो बुधाय बुद्धाय यथा त्रिमुनिभाषितम् । पुरुषोत्तम देवेन भाषावृत्ति र्विधीयते." (પુરુષોત્તમદેવ રચિત ભાષાવૃત્તિ–મંગલશ્લોક) (પરિભાષાસંગ્રહ : સંપાદક કે. વી અભ્યંકર પ્રસ્તાવના પૃ. ૨૮ ઉપર ઉદ્ધૃત)

કરે છે. તેમની 'લઘુપરિભાષા વૃત્તિ'નો ક્રમ પણ વ્યાડિના ક્રમને અનુસરે છે. કાતંત્ર અને સીરદેવની પરિભાષાઓની જેમ વિષયવાર પરિભાષા વિભાગ તેઓ કરતા નથી, પાંડિત્ય પ્રદર્શનથી પણ દૂર રહેનારા છે, ખંડન મંડનમાં તેમની રુચિ દેખાતી નથી. પુરુષોત્તમદેવની એ મહાન સિદ્ધિ છે કે તેમણે લખેલ પરિભાષા પાઠનો પ્રભાવ પરિભાષેન્દુશેખરના નિર્માતા નાગેશભટ્ટ જેવા ઉપર પડચો છે. નાગેશે પોતાના ગ્રંથમાં પરિભાષાઓનો ક્રમ પુરુષોત્તમના પરિભાષા પાઠ પ્રમાણે આપ્યો છે. પછીથી દેખાતા પરિભાષાઓ વર્ગીકરણની બાબતમાં પણ આ વર્ગીકરણનો સૌ પ્રથમ સંકેત પુરુષોત્તમદેવે કર્યો જણાય છે. આ બાબત પુરુષોત્તમદેવે 'લલિતાવૃત્તિના અંતમાં કરેલા પરિભાષાઓમાં જ્ઞાપકસિદ્ધ, વચન સિદ્ધ અને ન્યાય સિદ્ધ એવી કેટલીક પરિભાષાઓ છે એ વિધાન ઉપરથી સિદ્ધ થાય છે.[૪૬] આ ઉપરાંત પુરુષોત્તમના પરિભાષાપાઠમાં આવેલી પરિભાષાઓની સૂચિ પરિભાષાઓને ત્રણ વિભાગમાં વહેંચવાના ઈરાદાથી કરવામાં આવેલી જણાય છે. નાગેશના પરિભાષેન્દુશેખરમાં પાડવામાં આવેલ, શાસ્ત્રત્વ સંપાદક, બાધબીજકથન, અને શેષાર્થકથન એમ ત્રણ વિભાગ ઉપર પણ પુરુષોત્તમદેવનો આવૈજ્ઞાનિક ક્રમે ગોઠવાયેલ 'પરિભાષા પાઠ'નો પ્રભાવ જણાય છે.

ડૉ. હર્ષનાથ મિશ્ર માને છે કે પુરુષોત્તમદેવ પહેલાં પણ આ પ્રકારનું વિભાજન (વર્ગીકરણ કે વિભાગ) કાતંત્ર પરિભાષાસૂત્રોમાં થઈ ચૂક્યું હતું[૪૭] કાતંત્ર પરિભાષા સૂત્રોમાં પ્રથમ ભાગનું નામ 'परिभाषा सूत्रम्' અને બીજા ભાગનું નામ 'बलाबल सूत्रम्' મળે છે. આમ છતાં કાતંત્રનું વિભાજન થોડું અસ્તવ્યસ્ત જણાય છે. દા.ત. કાતંત્રના આ પ્રથમ વિભાગમાં 'एकदेशविकृतमनन्यवत्' (કાતંત્ર પરિભાષા સૂત્ર, ૧) પરિ. પણ છે, અને असिद्धं बहिरङ्गमन्तरङ्गे પણ છે. ખરી રીતે તો કાતંત્રમાં બલાબલ પરિ. સૂત્રોવાળા બીજા વિભાગમાં કે જ્યાં 'नित्यादन्तरङ्गं बलीयः (કા. પ. સૂ. ૯૩) एकाश्रितमन्तरङ्गम् (કા. પ. સૂ. ૮૫) 'बह्वाश्रितं बहिरङ्गम्' (કા. પ. સૂ. ૮૬)ની માફક 'असिद्धं बहिरङ्ग'ને અહીં ગોઠવવું જોઈતું હતું. આથી એમ કહેવાનું પ્રાપ્ત થાય છે કે કાતંત્ર કરતાં પુરુષોત્તમદેવે દર્શાવેલ પરિભાષાપાઠમાંનો પરિભાગ ક્રમ વધુ વૈજ્ઞાનિક અને વ્યવસ્થિત છે.

---

૪૬, 'इति तावत् ज्ञापकसिद्धा वचनसिद्धा न्यायसिद्धाश्च काश्चन परिभाषाः ।
(પુરુષોત્તમદેવ : લઘુપરિભાષા (લલિતા)વૃત્તિ :' (પરિભાષા સંગ્રહ પૃષ્ઠ–૧૬૦)

૪૭. ડો. હર્ષનાથ મિશ્ર : 'પરિભાષેન્દુશેખર' (સંસ્કૃત દુર્ગા ટીકા તથા હિન્દી ભાષ્ય સહિત) પ્રસ્તાવના પૃ. ૩૨, પ્રથમાવૃત્તિ, પ્રકાશક : શ્રી લાલબહાદુર શાસ્ત્રી કેન્દ્રીય સંસ્કૃત વિદ્યાપીઠ દિલ્હી, ૧૯૭૮

## સીરદેવની બૃહત્પરિભાષા વૃત્તિ :

ઈ. સ.ના બારમા સૈકામાં પુરુષોત્તમદેવ પછી પાણિનિ પરંપરાના પૌર્વાત્ય વિદ્વાન સીરદેવની 'બૃહત્પરિભાષાવૃત્તિ' અત્યંત પ્રસિદ્ધ કૃતિ છે. આમાં સીરદેવે પસંદ કરેલી ૧૩૦ પરિભાષાઓ મહાભાષ્યના કે અષ્ટાધ્યાયીના પાણિનિના અધ્યાય, પાદ, અને સૂત્રાંકના ક્રમ પ્રમાણે મળે છે. મહાભાષ્ય પ્રમાણેની તેમની આ ક્રમ યોજના ખરેખર મૌલિક છે. તેમની પૂર્વે થયેલા કોઈપણ સંગ્રાહકે આ યોજના અપનાવી જણાતી નથી. આમાં ૧૩૦ પરિ.ઓમાંથી ૯૯ પરિભાષાઓનો ક્રમ આ રીતે ગોઠવ્યો છે, અને એ સાથે 'न्यायमूलाः परिभाषाः' એવો વિભાગ પાડીને વ્યાકરણશાસ્ત્રમાં પ્રાપ્ત થતા ન્યાયો ઉપર આધારિત એવી ૩૧ પરિભાષાઓ (પરિ. ૧૦૦થી પરિ. ૧૩૦) તેમણે રજૂ કરી છે. આ બધી ન્યાયમૂલક પરિભાષાઓ ભાષ્યકારના વચનોના પ્રામાણ્યને સ્વીકારીને જ ચાલે છે.

સીરદેવે પૂર્વીય વૈયાકરણોના ગ્રંથોનું અને મહાભાષ્યનું અતીવ સૂક્ષ્મતાપૂર્વક અધ્યયન કર્યું હતું. તેમણે પોતાની 'બૃહત્ પરિભાષા વૃત્તિ'માં મહાભાષ્ય ઉપરાંત કાશિકા, ન્યાસ, ઈન્દુમિત્રના અનુન્યાસ, ભાગવૃત્તિ, તંત્રપ્રદીપ આદિમાંથી પણ અવતરણો ટાંકયા છે. વળી સીરદેવે એકજ ગ્રંથ કે ગ્રંથકારને જુદાં જુદાં નામોથી ઉદ્ધૃત કરેલ છે. જેમ કે કાશિકાનાં ઉદાહરણો તેમણે वृत्तिकृत, वामन, जयादित्य અને वृत्तिकार નામ આપીને રજૂ કર્યાં છે. તંત્રપ્રદીપના લેખકને કયાંક મૈત્રેય, કયાંક રક્ષિત તો કયાંક મૈત્રેયરક્ષિત તરીકે કહ્યા છે, તેવી રીતે ન્યાસકાર માટે 'न्यासकृत्,' जिनेन्द्रबुद्धि, અને न्यासकार આદિ શબ્દોનો પ્રયોગ કર્યો છે. વળી તેમણે ભટ્ટિકાવ્યમાંથી પણ અવતરણો આપ્યાં છે.

સીરદેવની કૃતિ પ્રગાઢ વૈદુષ્યથી પરિપૂર્ણ છે. તેઓ પરિભાષાના શબ્દાર્થને સ્પષ્ટ કરે છે. તેમના જ્ઞાપકોને સમજાવે છે. અને પોતાના કથનને પ્રમાણિત કરવા માટે અનેક પાણિનીય સૂત્રોને ટાંકે છે.

સીરદેવની આ 'બૃહત્ પરિભાષા વૃત્તિ' ભારતમાં અને ખાસ કરીને પૂર્વ-ભારતમાં સૈકાઓ સુધી અધ્યયન પરંપરામાં રહેલી હતી. કે. વી. અભ્યંકરના પરિભાષા સંગ્રહમાં આ પણ મુદ્રિત થયેલ છે. ધીમે ધીમે બનારસ વૈયાકરણ સમુદાય ઉપરે ભટ્ટોજી દીક્ષિત અને ઈ. સ.ની ૧૮મી શતાબ્દીમાં નાગેશના પરિભાષેન્દુ શેખરના વ્યાપક અધ્યયનને કારણે સીરદેવનો ગ્રન્થ અધ્યયન–અધ્યાપનમાંથી અદર્શન પામેલો જણાય છે.

સીરદેવની 'बृहत्परिभाषावृत्ति' અને નાગેશના 'परिभाषेन्दुशेखर' અંગે વિમર્શ કરતાં જણાય છે કે સીરદેવની ૧૩૦ પરિભાષાઓમાંથી ૭૭ પરિભાષાઓ નાગેશમાં પૂર્ણરૂપે મળે છે, ૨૨ પરિભાષાઓમાં નાગેશે થોડાક ફેરફાર કર્યો છે તો બાકીની ૩૦ પરિભાષાઓમાંથી ૧૪ પરિભાષાઓનો ઉલ્લેખ નાગેશ ટીકામાં કરે છે, જ્યારે બાકીની ૧૬ નો તેઓ ઉલ્લેખ કરતા નથી.[૪૮]

સીરદેવની 'बृहत्परिभाषावृत्ति' ઉપર ઈ.સ.ની પંદરમી શતાબ્દીમાં થયેલા 'માન-શર્મા'ની 'વિજયા' નામની ટીકા પણ લખાઈ છે. શ્રી કે.વી. અભ્યંકરે સંપાદિત કરેલ 'પરિભાષા સંગ્રહ'માં આ 'बृहत् परिभाषावृत्ति'[૪૯] અને તે ઉપરની 'विजया' ટિપ્પણી મુદ્રિત થયેલ છે.[૫૦] હાલમાંજ મૂર્ધન્ય વૈયાકરણ પં. શ્રી ચારુદેવશાસ્ત્રીજીએ નાગેશના પરિભાષેન્દુશેખરના હિન્દીભાષામાં આપેલા સારદર્શનની સાથે સાથે સીરદેવની પરિભાષાઓનો પણ સાર આપ્યો છે.[૫૧]

ઈ.સ.ની ૧૨મી શતાબ્દીના અંતે થયેલા સીરદેવ પછીના, અને ઈ.સ.ની ૧૮મી શતાબ્દીના આરંભમાં વિદ્યમાન નાગેશ સુધીના સમયના ગાળા દરમ્યાન પરિભાષાઓ અંગે કોઈ સમુલ્લેખનીય કૃતિ મળતી નથી; કારણકે આ ગાળામાં પાણિનિ વ્યાકરણના અભ્યાસીઓનું ધ્યાન પાણિનિ સૂત્રોના વિષયવાર વિભાગ પાડીને લખાયેલ પ્રક્રિયાગ્રંથો તરફ ખેંચાયું હતું, 'પ્રક્રિયાકૌમુદી' અને ભટ્ટોજી દીક્ષિતની 'વૈયાકરણ સિદ્ધાન્ત કૌમુદી'નો અભ્યાસ અને તે પ્રક્રિયાપદ્ધતિ ઉપર ટીકા ટિપ્પણીનો આરંભ થઈ ચૂક્યો હતો, તેથી પરિભાષા ઉપરનું લેખન વિરલ થયું જણાય છે. કેટલાક વિદ્વાનોએ તો સીરદેવની કૃતિમાંના સંદર્ભો અને અવતરણોને દૂર કરી તેનો કેવલ આધારભૂત સંક્ષેપ કર્યો છે. એવા વિદ્વાનોમાં નીલકંઠ દીક્ષિત અને હરિભાસ્કર અગ્નિહોત્રી આવે છે.

## નીલકંઠદીક્ષિત :

ઈ.સ.ની ૧૭મી શતાબ્દીના પૂર્વાર્ધમાં થયેલા નીલકંઠદીક્ષિત અથવા નીલકંઠ યજ્વા કે નીલકંઠ વાજપેયીએ 'પરિભાષાવૃત્તિ' નામનો ગ્રંથ લખ્યો, નીલકંઠ, ભટ્ટોજી

---

૪૮. ડૉ. જયદેવ શુક્લ : પાણિનીય સં. વ્યા. શા. પરંપરાનો ઇતિહાસ પૃ. ૧૧૧.
૪૯. પ્રૉ. કે. વી. અભ્યંકર : પરિભાષા સંગ્રહ : પૃ. ૧૬૧–૨૭૨.
૫૦. એજન : પૃ. ૨૭૩ થી ૨૯૨.
૫૧. પં. શ્રી ચારુદેવ શાસ્ત્રી : વ્યાકરણ ચન્દ્રોદય : પંચમખંડ (પરિભાષા પ્રકરણ) : પ્રથમ સંસ્કરણ, પ્રકાશક : મોતીલાલ બનારસીદાસ, દિલ્હી, ૧૯૭૩.

**પરિભાષેન્દુશેખરઃ**

દીક્ષિતના શિષ્ય વરદરાજના શિષ્ય હતા, તેમણે કુલ ૧૪૦ પરિભાષાઓનું સંકલન કરી તેમના ઉપર વૃત્તિ લખી છે.

આ વૃત્તિગ્રંથ પ્રો. કે. વી. અભ્યંકરના 'પરિભાષાસંગ્રહ'માં મુદ્રિત થયેલો છે.[૫૨] આમાં ભટ્ટોજી દીક્ષિતની પ્રૌઢ મનોરમા, શબ્દકૌસ્તુભ તથા 'તત્ત્વબોધિની' ટીકાનો સારા પ્રમાણમાં નિર્દેશ થયેલો છે. નીલકંઠે પોતાની 'પરિભાષાવૃત્તિ'માં શરૂઆતમાં પરિભાષાઓનો ક્રમ સીરદેવ અનુસાર રાખ્યો છે, એમનું લેખન સંક્ષિપ્ત અને સારગ્રાહી છે. આ લેખનનો પ્રભાવ નાગેશ ભટ્ટ ઉપર પણ પડયો છે. જો કે કોઈ કોઈ ઠેકાણે નાગેશ, નીલકંઠથી જુદા પણ પડયા છે અને નીલકંઠનું ખંડન પણ કરે છે.

## હરિભાસ્કર અગ્નિહોત્રી :

નીલકંઠ પછી થોડાંક જ વર્ષોમાં અપાજી ભટ્ટ અગ્નિહોત્રીજીના પુત્ર હરિ ભાસ્કર થયા છે. તેમનું મૂળ નામ 'ભાસ્કર' છે, પણ 'હરિ ભાસ્કર' નામે વધુ જાણીતા છે. તેમના 'પરિભાષા ભાસ્કર'માં કુલ ૧૩૨ પરિભાષાઓનું વિવેચન છે. આ ગ્રંથ મુદ્રિત થયેલો છે.[૫૩] પરિભાષાભાસ્કર'માં દૃષ્ટિગોચર થતો પરિભાષાક્રમ લગભગ સીરદેવને અનુસરીને છે. હરિભાસ્કરનું મુખ્ય ધ્યેય સીરદેવની વૃત્તિનું સરલતાપૂર્વક વ્યાખ્યાન કરવાનું છે; અને તેમાં મુખ્યતઃ તેઓ સફલ પણ થયા છે. હરિભાસ્કરે સીરદેવે કરેલા ખંડનમંડનને તથા સીરદેવે પૂર્વીશાખાના જે સંદર્ભો દર્શાવ્યા હતા, તે આપ્યા નથી. હરિ ભાસ્કર મહાભાષ્યનો વિપુલ પ્રમાણમાં ઉલ્લેખ કરે છે, તો એ સાથે મમ્મટ, બોપદેવ, વિદ્યારણ્ય જેવા અનેક ગ્રંથકારોનાં અવતરણો ટાંકે છે. જો કે આ કૃતિ વૈયાકરણોમાં પ્રસિદ્ધિ પામી શકી નથી.

## નાગેશ ભટ્ટ : પરિભાષેન્દુશેખર

કાવ્યાલંકારમાં ભામહ જણાવે છે તેમ વ્યાકરણસમુદ્રને પાર કર્યા વગર કોઈ પણ પુરુષ શબ્દરત્નને પ્રાપ્ત કરવા સમર્થ થઈ શકતો નથી.[૫૪] આવા (સંસ્કૃત) વ્યાકરણરૂપી સમુદ્રમાં પરિભાષેન્દુશેખર પણ એક રત્નની ગરજ સારે છે.

---

૫૨. नीलकण्ठदीक्षितविरचिता 'परिभाषावृत्तिः' (પરિભાષાસંગ્રહ પૃ. ૨૯૩–૩૧૬)

૫૩. हरिभास्कर अग्निहोत्रिकृतः 'परिभाषाभास्करः' (એજન, : પૃ. ૩૧૭–૩૭૪)

૫૪. नापारयित्वा दुर्गाधममुं व्याकरणार्णवम् ।
शब्दरत्नं स्वयं गम्यमलङ्कर्तुमयं जनः ॥

(ભામહ : કાવ્યાલંકાર, ૬/૩)

પરિભાષેન્દુશેખરના રચયિતા નાગેશ ભટ્ટ કે નાગોજી ભટ્ટ સુપ્રસિદ્ધ વૈયાકરણ ભટ્ટોજી દીક્ષિતના પૌત્ર હરિ દીક્ષિતના અત્યન્ત તેજસ્વી શિષ્ય હતા. નાગેશનું ઉપનામ 'કાળે' હતું, છતાં 'ઉપાધ્યાય' ઉપનામથી તેઓ વધુ જાણીતા થયા. તેમના પિતાનું નામ શિવ ભટ્ટ અને માતાનું નામ સતી હતું. તેઓ મહારાષ્ટ્રમાં સતારા જિલ્લાના તાસગાંવ નામે સ્થાનના મહારાષ્ટ્રીય બ્રાહ્મણ હતા. તેમનો સમય ઈ.સ. ૧૬૫૦ થી ૧૭૩૦નો ગણાય છે.

નાગેશની પ્રતિભા સર્વતંત્ર સ્વતંત્ર હતી. તેઓ વ્યાકરણશાસ્ત્રના સમર્થ વિદ્વાન આચાર્ય હોવા ઉપરાંત ષડ્દર્શનોના પણ વિદ્વાન હતા; તો સાથે એક સમર્થ ટીકાકાર હતા. તેમણે ટીકાગ્રંથો તથા પ્રકરણગ્રંથોની પણ રચના કરી છે. રામાયણ અને સપ્તશતી ઉપર પણ તેમના ટીકાગ્રંથો પ્રાપ્ત થાય છે. વ્યાકરણશાસ્ત્રમાં તેમની સુવિશ્રુત રચનાઓ ચાર છે :

(૧) પાતંજલ વ્યાકરણ મહાભાષ્ય ઉપર કૈયટે લખેલ 'પ્રદીપ' ટીકા ઉપર નાગેશે 'ઉદ્યોત' નામે ટીકા લખી છે. (૨) ભટ્ટોજી દીક્ષિતની 'સિદ્ધાન્ત કૌમુદી' ઉપર 'શેખર' નામે ટીકા લખી છે, જે ગ્રંથ પછીથી 'લઘુશબ્દેન્દુશેખર' નામે જાણીતો થયેલો છે. (૩) 'વૈયાકરણ સિદ્ધાન્ત લઘુમંજૂષા' આ ગ્રંથ વ્યાકરણશાસ્ત્રનાં દાર્શનિક તત્ત્વોનું વિવરણ કરે છે. (૪) પરિભાષેન્દુશેખર : પાણિનીય વ્યાકરણ ઉપરની પરિભાષાઓ ઉપરનો આ આકર ગ્રન્થ છે.

'પરિભાષેન્દુશેખર' વિષે ડૉ. જયદેવ શુકલ લખે છે તેમ ભારતમાં વ્યાકરણશાસ્ત્રના અભ્યાસીએ આ ગ્રંથનો અભ્યાસ કરવો જ એવી પ્રણાલિકા છે. વારાણસીના વિદ્દ્વર્ગમાં તેમ જ મહારાષ્ટ્રના વિદ્દ્વર્ગમાં આ ગ્રંથ અત્યંત પ્રિય છે. તેના ઉપરની અનેક ટીકાઓ વ્યાખ્યાન, વિવરણ, ક્રોડપત્રો વગેરે તેની લોકપ્રિયતાના પુરાવા છે.[૫૫]

પરિભાષેન્દુશેખરમાં આવેલા કેટલાક નિર્દેશોથી સિદ્ધ થાય છે કે પરિભાષેન્દુશેખર નાગેશની અન્તિમ અને પ્રૌઢ રચના છે. તે નિર્દેશો નીચે પાદનોંધમાં આપ્યા છે.[૫૬]

---

૫૫. ડૉ. જયદેવ શુક્લ : 'પાણિનીય સંસ્કૃત વ્યાકરણશાસ્ત્ર પરંપરાનો ઇતિહાસ', યુનિવર્સિટી ગ્રંથનિર્માણ બોર્ડ, પૃ. ૩૬૩.

૫૬ [A] **'अन्यत्र विस्तरः' अन्यत्र=उद्योतादौ** (પરિ.શેખર. પરિ. **व्यपदेशिवदेकस्मिन्** પરિ. ૩૧, ભૂતિ ટીકા, પૃ. ૫૫.

સમગ્ર પરિભાષા સાહિત્યમાં નાગેશનો પરિભાષેન્દુશેખર વ્યાકરણના અર્વાચીન પંડિતોમાં અતીવ પ્રામાણિક ગણાયેલ છે અને તેની ઉપર અનેકાનેક ૨૫ કે ૩૦ જેટલી પાંડિત્યપૂર્ણ ટીકાઓ લખાઈ છે. એ સિવાય પણ અન્યાન્ય ટિપ્પણો મળી આવે છે. આમાં નાગેશ ભટ્ટના જ શિષ્ય વૈદ્યનાથ પાયગુંડેની 'ગદા' ટીકા સુપ્રસિદ્ધ છે.[૫૭] તો ભૈરવમિશ્રની ભૈરવી ટીકા પણ સારું એવું સ્થાન ધરાવે છે. અર્વાચીન ટીકાકારોમાં પં. જયદેવ મિશ્રની ટીકા કે જે નવ્યન્યાયની શૈલીમાં લખાઈ છે.[૫૮] તો વારાણસીમાં પંડિતપ્રવર પ્રો. શ્રીબાલકૃષ્ણ પંચોલી જેવા વ્યાકરણ-શાસ્ત્રના વિદ્વાનો અન્ય ટીકાઓ સાથે 'ભૂતિ' ટીકાને પણ અતીવ મહત્ત્વ આપે છે[૫૯] આ ઉપરાંત એફ. કીલહોર્ન નામના પાશ્ચાત્ય વિદ્વાને પરિભાષેન્દુશેખરનો અંગ્રેજીમાં પ્રામાણિક અનુવાદ અને બહુમૂલ્ય ટિપ્પણ લખ્યાં છે.

પરિભાષેન્દુશેખરમાં સામાન્ય રીતે નાગોજી ભટ્ટે કે નાગેશ ભટ્ટે એવી શૈલી અપનાવી છે કે જેમાં દરેક પરિભાષાઓમાં પ્રથમ તો તેઓ પૂર્વપક્ષ કે અવતરણિકા આપે છે. પછી તેના સમાધાન રૂપે વિવેચ્ય પરિભાષા આપી તેનું સુયોગ્ય નિરૂપણ કરે છે. જો એ પરિભાષા જ્ઞાપકસિદ્ધ હોય તો પાણિનિના સૂત્રોમાંથી જ્ઞાપક પણ આપે છે, [જ્ઞાપક માટે શાબ્દિકોએ ચાર અંગ સ્વીકારેલાં છેઃ (૧) आदौ व्यर्थत्व कल्पना, (२) पश्चाद् ज्ञाप्य वचनकल्पना, (३) स्वांशे चारितार्थ्यम्, (४) अन्यत्र फलम्. આ રીતે સિદ્ધ થયેલી જ્ઞાપકતા જ નિર્દુષ્ટ કહેવાય છે.] વળી નાગેશ પોતાના

---

[B] 'शब्देन्दुशेखरे निरूपितम्' એજન. પરિ. उणादयोऽव्युत्पन्नानि प्रातिपादिकानि પરિ. ૨૨, પૂના સંસ્કરણ, પૃ. ૩૬

[C] 'शब्देन्दुशेखरे निरूपितम् (એજન. यस्मिन् विधिस्तदादौ. પરિ. ૩૩, પૂના સંસ્કરણ, પૃ. ૫૯.

[D] निरूपितं च तनादिशेषे शब्देन्दुशेखरे' એજન 'श्तिपा शपा. પરિ. ૧૨૦, પૂના સંસ્કરણ, પૃ. ૧૯૭

[E] निरूपितं चैतन्मञ्जूषायाम् । (એજન नञिवयुक्तम्० પરિ. ૭૪, પૂના સંસ્કરણ, પૃ. ૧૫૬.

૫૭. વૈદ્યનાથકૃત ગદા ટીકા સંવલિત : પરિભાષેન્દુશેખર, આનન્દાશ્રમ સંસ્કૃત ગ્રંથાવલિ, ગ્રંથાંક ૭૨, પૂના, ૧૯૧૩.

૫૮. પરિભાષેન્દુશેખર (જયદેવ મિશ્રકૃત વિજયા વ્યાખ્યા) ચતુર્થ સંસ્કરણ, તીરમુક્તિ પ્રકાશન, અલ્હાબાદ, ૧૯૬૮

૫૯. પરિભાષેન્દુશેખર (મ. મ. તાત્યાશાસ્ત્રિકૃત 'ભૂતિ' ટીકા (તત્ત્વપ્રકાશિકા સમલંકૃતા) ષષ્ઠાવૃત્તિ, વૈક્રમ સંવત્ ૨૦૦૨.

વક્તવ્યના સમર્થનમાં પાતંજલ મહાભાષ્યમાંથી પણ અવતરણો આપે છે,[६०] સાથે જ તે પરિભાષા નિત્ય છે કે અનિત્ય તેનો પણ ખ્યાલ આપે છે.

મોટે ભાગે તો નાગેશ કોઈનું ખાસ નામ લીધા વગર प्राचीनाः, कश्चित, कश्चित्, अन्ये, अपरे એવો ઉલ્લેખ કરીને પૂર્વપક્ષની આલોચના કરે છે. પણ આ નામોની ઓળખાણ નાગેશના ટીકાકારો પાયગુંડે, ભૈરવ મિશ્ર વગેરેએ બહુશઃ આપેલી છે. નાગેશે મહાભાષ્યની 'પ્રદીપ' ટીકા લખનાર આચાર્ય કૈયટના અમુક મતોનું યોગ્ય લાગે ત્યારે નામનિર્દેશ કરીને પોતાની સ્વતંત્ર પ્રતિભાપૂર્વક ખંડન પણ કર્યું છે. આ માટે પરિભાષેન્દુશેખરમાંથી એવા અનેક નિર્દેશો આપી શકાય તેમ છે.[६१]

નાગેશે લક્ષ્યસિદ્ધિ ઉપર મુખ્ય ધ્યાન રાખ્યું છે, અને તે માટે તે તે પરિભાષાઓની જ આવશ્યકતા ઉપર ભાર મૂક્યો છે. જોકે અમુક પરિભાષાઓમાં કોઈ અવતરણિકા આપ્યા વગર કેવલ પરિભાષા જ આપી દીધી છે.[६२] તો કોઈ ઠેકાણે અવતરણરૂપે કોઈ સૂત્ર કે લક્ષણ આપેલ છે.[६३] તે સિવાય મુખ્યરૂપે પરિભાષેન્દુ-

---

६०. દા.ત., छिन्नपुच्छे शुनि श्वत्वव्यवहारवन्मान्ते तत्त्वं लोकन्यायसिद्धम् । अत एव 'प्राग्दीव्यतः (४।१।८३) इति सूत्रे भाष्ये दीव्यतिशब्दैकदेशदीव्यच्छब्दानुकरणमिदमित्युक्त्वा किमर्थविकृत निर्देशः, एतदेव ज्ञापयत्याचार्यो भवत्येषा परिभाषा एकदेशविकृतमनन्यवदिति ।
(પ. શે. ૩૭ ઉપરની વૃત્તિ, પૃષ્ઠ, ૬૨)

६१. (A) यत्तु योऽर्थवांस्तत्रार्थस्य त्यागोपादानाभ्यामेकाज्व्यपदेशो यथेयायेत्यादौ अर्थवतो धातोरय वर्णरूप एकोऽजिति कैयटः, तन्न···(પ. શે. ૩૦, પૃ. ૫૨)
(B) यत्तु कैयटादयः व्यक्तौ पदार्थे प्रतिलक्ष्यं लक्षणोपप्लवात् उभयोरपि शास्त्रयोस्तत्तल्लक्ष्य विषययोरचारितार्थ्येन पर्यायेण द्वयोरपि प्राप्तौ परमेवेति नियमार्थमिदमिति सकृद्गतिन्याय सिद्धिः...(પ. શે. ૪૦ પૃ. ૬૬–૬૭)

६२ પરિભાષેન્દુશેખરમાં જેમાં કોઈ અવતરણિકા આપેલી નથી તેવી પરિભાષાઓ :—
(१) बहुव्रीहौ तद्गुणसंविज्ञानमपि । (પરિ. શેખર. ૭૭)
(२) विधिनियमसंभवे विधिरेव ज्यायान् । (એજન : १००)
(३) पर्यायशब्दानां लाघवगौरवचर्चा नाद्रियते । (એજન : ११५)
(४) ज्ञापकसिद्धं न सर्वत्र । (એજન : ११६)

६३. પરિભાષેન્દુશેખરમાં જ્યાં અવતરણરૂપે સૂત્રો જ આપેલ છે તેવી પરિભાષાઓ :
(१) सामान्यातिदेशे विशेषानतिदेशः । (પરિ. શેખર. १०१)
(२) प्रत्येकं वाक्यपरिसमाप्तिः । (એજન : १०७)

શેખરમાં કેવલ લક્ષ્યસિદ્ધિને જ કેન્દ્રમાં રાખીને અમુક લક્ષ્યમાં દોષ આવશે તેથી તે તે પરિભાષાનો અવતાર છે એવી રજૂઆત કરવામાં આવી છે. એટલે કે અમુક પરિભાષા રજૂ કરતાં પહેલાં તે પરિભાષા કઈ રીતે ઉપયોગી બનશે તેવી શાસ્ત્ર-વ્યવસ્થા પૂર્વપક્ષ તરીકે રજૂ કરી છે. આ રીતની લક્ષ્યસિદ્ધિ માટેની દૃષ્ટિ આમ તો ધર્મકીર્તિથી શરૂ થયેલી છે. રામચંદ્રની 'પ્રક્રિયા કૌમુદી' અને ભટ્ટોજી દીક્ષિતની 'સિદ્ધાન્તકૌમુદી'માં આજ લક્ષ્યસિદ્ધિ કે પ્રયોગસિદ્ધિ ઉપર મુખ્ય ધ્યાન આપવામાં આવ્યું છે. આ રીતે પરિભાષેન્દુશેખરનું મૌલિક પ્રદાન રૂપ–પ્રધાનતા કે લક્ષ્ય–પ્રધાનતાને કેન્દ્રમાં રાખી તે તે અવતરણિકા આપવામાં પણ છે.

પરિભાષેન્દુશેખરમાં નાગેશ તે તે પરિભાષામાંનાં પદોનું વિવેચન સ્પષ્ટરૂપે કરે છે. એ સાથે તેના જ્ઞાપક અંગેની વિચારણા પણ કરે છે. તે સાથે પોતાના વિચારોની સાથે મહાભાષ્યની સંગતિ પણ બતાવે છે; અને તે તે પરિભાષા કયા સૂત્ર ઉપરના ભાષ્યમાં વચનરૂપે પઠિત કે કયાં ધ્વનિત (સૂચિત) થઈ છે તે પણ દર્શાવે છે.

આચાર્ય સીરદેવ તથા નાગેશે કરેલ પરિભાષા વિવેચનમાં મહત્ત્વપૂર્ણ તફાવત એ છે કે સીરદેવનું ધ્યાન આ પૂર્વે જણાવ્યું તેમ પૌરસ્ત્ય વૈયાકરણો, ન્યાસકાર, અનુન્યાસકાર, ભટ્ટિ વગેરેનો આધાર લઈ તે તે મહત્ત્વપૂર્ણ મુદ્દાને સમજાવવામાં છે, જ્યારે નાગેશનું ધ્યાન હંમેશાં મહાભાષ્ય તરફ છે, કવિઓ કે ઈતરલેખકોનો અભિ-પ્રાય તે રજૂ કરતા નથી. જોકે નાગેશે કૈયટનો ઘણીવાર ઉલ્લેખ કર્યો છે પણ મોટે ભાગે તે ખંડન માટે છે.

નાગેશના પરિભાષેન્દુશેખર ઉપર ૩૦ કે તે કરતાં અધિક ટીકાઓ લખાઈ છે, તેમાં ૨૦થી વધારે ટીકાઓ તો નાગેશની વિદ્યાવંશપરંપરામાં થયેલા અન્તેવાસી-ઓએ લખેલી છે. નાગેશ પછી પરિભાષાઓ ઉપર મૌલિક અને સ્વતંત્ર કૃતિ થોડાક અપવાદ સિવાય ભાગ્યેજ લખાઈ હશે, અથવા જે કંઈ લખાયેલ છે તે તો નાગેશના પરિભાષેન્દુશેખર ઉપર લખાયેલ ટીકા કે વિવેચન રૂપે જ છે.

## શેષાદ્રિ સુધી : પરિભાષા ભાસ્કર

ઈ.સ.ની ૧૭મી શતાબ્દીના 'પરિભાષેન્દુશેખર'ના લેખક નાગેશની પછી થયેલા શેષાદ્રિ કે શેષાદ્રિનાથ સુધીએ ૧૧૧ પરિભાષાઓનો 'પરિભાષા ભાસ્કર' નામે ગ્રંથ

(૩) क्वचित्समुदायेऽपि । (એજન : ૧૦૮)

(૪) अभेदका गुणाः । (એજન : ૧૦૯)

લખ્યો છે. આ ગ્રંથ 'પરિભાષા સંગ્રહ'માં મુદ્રિત પણ થયેલો છે.[६४] આ પરિભાષેન્દુશેખરની ટીકા રૂપે નથી, પણ સ્વતંત્ર રૂપે લખાયેલો છે. આ ગ્રંથનું વૈશિષ્ટ્ય એ છે કે શેષાદ્રિએ પરિભાષેન્દુશેખરમાંથી સંખ્યાબંધ પંક્તિઓ આમાં ઉદ્ધૃત કરી છે, અને અમુક ઠેકાણે તો નાગેશના વિચારોનું તીવ્રતાપૂર્વક ખંડન કરવાની પણ ચેષ્ટા કરી છે. એ શકય છે કે નાગેશે કરેલું પ્રાચીન આચાર્યોનું ખંડન શેષાદ્રિને ગમ્યું ન હોય; તેથી શેષાદ્રિએ આ ખંડન કરી પ્રાચીનોના મતનું સમર્થન કર્યું છે, તેમાં કોઈ ઠેકાણે ખંડન કરવા ખાતર જ ખંડન કરાયું છે.

આ રીતે ઈ.સ. પૂર્વે ૪થી શતાબ્દીથી ઈ.સ.ની ૧૮મી શતાબ્દી સુધીના બે હજાર વર્ષો કરતાં પણ અધિક એવા સમયમાં છેક વ્યાડિથી શરૂ કરીને શેષાદ્રિ સુધી એમ કુલ ૧૮ જેટલી પરિભાષા કૃતિઓનું એકજ ગ્રંથ 'પરિભાષાસંગ્રહ'માં મુદ્રાપણ કરી મ.મ. કાશીનાથ અભ્યંકરે વ્યાકરણશાસ્ત્રના અભ્યાસીઓના પઠનપાઠન કાર્ય માટે જે સૌકર્ય કરી આપ્યું છે તે વ્યાકરણ શાસ્ત્રના ઇતિહાસમાં ખરેખર નોંધપાત્ર હકીકત છે. આ 'પરિભાષા સંગ્રહ'માં પરિભાષા સૂચિ કે પાઠ, અને પરિભાષાએ ઉપરની વૃત્તિઓ પ્રકાશિત કરવામાં આવી છે. તે ઉપરાંત આ ગ્રંથમાં પ્રકાશિત ન થયેલી કેટલીક કૃતિઓ હસ્તપ્રતના રૂપમાં મળે છે. તેમાં પણ કોઈકમાં લેખકનું નામ નથી, તો કેટલીક અપૂર્ણ છે. આવી કૃતિઓમાં નાગેશની શાખાનાજ નાગેશના અન્તેવાસી ઉદયંકર પાઠકની 'પરિભાષા–પ્રદીપાર્ચિ' નામનીકૃતિ છે. સીરદેવની પદ્ધતિએ ચાલતી આ કૃતિ બીજા અધ્યાયના અંતે સમાપ્ત થઈ જતી હોવાથી અધૂરી રહી જવા પામી છે. એ સાથે 'વિષ્ણુભટ્ટ' કે 'વિષ્ણુશેષ'ની પરિભાષાઓ ઉપરની અપૂર્ણ કૃતિ તો ભીમાચાર્ય ગલગલીની 'પરિભાષેન્દુશેખર' ઉપરની ટીકારૂપે લખાયેલ 'પરિભાષાર્થ મંજરી' પણ મળી આવે છે.

'પરિભાષા સંગ્રહ'માં મુદ્રિત થયેલ સમગ્ર કૃતિઓની પરિભાષાઓ ૫૫૦ ની આસપાસ છે. 'પરિભાષા સંગ્રહ'માં આવેલ ૧૮ કૃતિઓમાં બે મુખ્ય વિભાગો કરી શકાય. (૧) પાણિનિ વિભાગઃ–આમાં વ્યાડિ, ભોજ, પુરુષોત્તમદેવ, સીરદેવ, નીલકંઠ, નાગેશ અને શેષાદ્રિ સુધી સાત વિભાગ, તો (૨) પાણિનીતર વિભાગમાં શાકટાયન, ચાન્દ્ર, કાતંત્ર, જૈનેન્દ્ર અને હૈમ એવી પાંચ શાખાઓનો પણ સમાવેશ થાય છે.

પરિભાષાઓની પસંદગી તથા ક્રમની દૃષ્ટિએ જોતાં વ્યાડિ, ચન્દ્રગોમિન્, શાકટાયન અને પુરુષોત્તમદેવ શબ્દના અર્થને મહત્ત્વ આપે છે, જ્યારે પછીના

---

૬૪. शेषाद्रिसुधीकृतः 'परिभाषाभास्करः' (સંપા. કે.વી. અભ્યંકર, પરિભાષાસંગ્રહ, પૃ. ૩૭૮-૪૬૫)

આચાર્યો સૂત્ર કે નિયમની વ્યાખ્યાને મહત્ત્વ આપે છે; અને આગળ જતાં જ્ઞાપિત ન્યાયસિદ્ધ અને વાચનિક એમ ત્રણ રીતના વિભાગોને પણ મહત્ત્વ આપે છે. પરિભાષાઓના ક્રમની યોજનામાં પણ (૧) સૂત્રોની પ્રામાણિક વ્યાખ્યામાં ઉપયોગી (૨) સૂત્રોના બલાબલના નિર્ણયમાં ઉપયુક્ત અને (૩) અન્ય શેષ કાર્યમાં ઉપયુક્ત એવો ક્રમ સ્વીકારવામાં આવેલો છે.

પરિભાષાસંગ્રહમાં આવેલ ૫૫૦ પરિભાષાઓને અન્ય દૃષ્ટિએ ચાર શ્રેણીમાં મૂકી શકાય. ૫૫૦ પરિ. ઓમાંથી ૧૫૦થી વધારે પરિભાષાઓ ચોક્કસ સૂત્રના અર્થના નિર્ણય માટે છે, તો ૧૦૦ જેટલી પરિભાષાઓ સૂત્રોના બલાબલના નિર્ણય માટે, તો ૨૦૦ પરિભાષાઓ શુદ્ધ (સાધુ) શબ્દ પ્રયોગની સિદ્ધિ માટે, અને અશુદ્ધ પ્રયોગોને ટાળવા માટે, અને ૫૦ જેટલી પરિભાષાઓ ભાષાના પ્રયોગમાં માર્ગદર્શક છે.

## પરિભાષેન્દુશેખર : વિષય પ્રવેશ

નાગેશના પરિભાષેન્દુશેખરમાં પ્રવેશ કરતાં પહેલાં પાણિનિમાં જોવામાં આવે તો પરિભાષા અંગે અષ્ટાધ્યાયીમાં પરિભાષા એવા શબ્દનો પ્રયોગ કર્યા વગર અષ્ટાધ્યાયીના પ્રથમ અધ્યાયના પ્રથમપાદમાં ૪૮ જેટલાં સૂત્રો, તથા અષ્ટાધ્યાયીમાંજ અન્યત્ર કેટલાંક પરિભાષા સૂત્રો આપવામાં આવ્યાં છે. તો પછી આજ સૂત્રો ઉપર વ્યાખ્યા અને ટીકા કરતી વખતે વાર્તિકકારે અનેક પરિભાષા વાર્તિકો ઉમેર્યાં છે. પાતંજલ મહાભાષ્યમાં તો એવી અનેક પરિભાષાઓ મળી આવે છે કે જેમની છાયા અને આકાર પરિભાષેન્દુશેખરમાં પણ મળી આવે છે. [A] દા.ત.

[A] (૧) 'यदागमास्तद्गुणीभूतास्तद् ग्रहणेन गृह्यन्ते' (પરિભાષેન્દુશેખર, ૧૧) પરિભાષા, 'दाधा घ्वदाप्' (પાણિનિ) (પા. ૧/૧/૭૯ સૂત્ર ઉપરના ભાષ્યમાં 'अर्थवतो ह्यागमास्तद्ग्रहणेन गृह्यन्ते' સ્વરૂપમાં નિરૂપિત થઈ છે. (૨) निषेधाश्च बलीयांसः (પ. શે. ૧૧૨), न लुमताङ्गस्य (પા. ૧/૧/૬૩) સૂત્ર ઉપરના ભાષ્યમાં 'प्रतिषेधाश्च बलीयांसः' એવા પાઠરૂપે મળી આવે છે.

[B] પરિભાષેન્દુશેખરની કેટલીક પરિભાષાઓનું ભાષ્યમાં માત્ર સૂચન જ મળે છે. દા.ત., (૧) 'कार्यमनुभवन् हि कार्यी निमित्ततया नाश्रीयते' (પ. શે. ૧૦)ની વૃત્તિમાં નાગેશ જણાવે છે કે 'द्विर्वचनेऽचि' (પા. ૧/૧/૫૯) इति सूत्रे भाष्ये ध्वनितैषा. (૨)

लुग्विकरणाविकरणयोरलुग्विकरणस्य' (प. शे. ९०)માં જણાવ્યું છે કે 'अनिता चेयं परिभाषा यस्य विभाषा' (पा. ७/२/१५) इत्यत्र भाष्ये. વધુમાં અહીં નાગેશ કહે છે કે कण्ठतस्तु भाष्ये एषा क्वापि न पठिता ।

[C] પરિભાષેન્દુશેખરમાં મળી આવતી કેટલીક પરિભાષાઓ ભાષ્યમાં ઉચ્ચારેલી નથી, છતાં કોઈ પણ સંયોગોમાં તેમનો ભાષ્ય સાથે વિરોધ આવતો નથી. (૧) एकयोगनिर्दिष्टानां सह वा प्रवृत्तिः सह वा निवृत्तिः (प. शे. १७). (२) पूर्वपरनित्यान्तरङ्गापवादानामुत्तरोत्तरं बलीयः' (प. शे. ७८) અને આ સિવાય પરિભાષેન્દુશેખરની ૪૪, ૪૫, ૪૬, ૬૫, ૯૭, ૯૮, ૧૦૩, ૧૦૪, ૧૧૫ અને ૧૧૬=આ પરિભાષાઓ પણ ભાષ્યમાં દૃષ્ટિગોચર થતી નથી.

[D] પરિભાષેન્દુશેખરની નીચેની પરિભાષાઓ મહાભાષ્યમાં મળતી નથી. ઊલટું, તે ભાષ્ય સાથે વિરોધ ધરાવે છે. દા.ત., (૧) 'अकृतव्यूहाः पाणिनीयाः' (प. शे. ५६). આની વૃત્તિમાં નાગેશ લખે છે કે 'किञ्चैषा भाष्ये न दृश्यते' । (२) नञ्घटितमनित्यम् (प. शे. ९३.५). આ ઉપર નાગેશ લખે છે કે 'तत्र भाष्येऽदर्शनात्' । (३) औपदेशिकप्रायोगिकयोः औपदेशिकस्यैव ग्रहणम् (प. शे. १२०.२). આ ઉપર નાગેશ વૃત્તિમાં લખે છે કે...भाष्याव्याहृतत्वात् ।

## પરિભાષેન્દુશેખરનું સ્વરૂપ :

સર્વતંત્ર સ્વતંત્ર આચાર્ય નાગેશના પરિભાષેન્દુશેખરની વિવિધ આવૃત્તિઓ પ્રકાશિત થયેલી છે. તેમાં મુખ્ય જે બે આવૃત્તિઓ પૂના તથા વારાણસીથી પ્રકાશિત થયેલી છે તે નોંધપાત્ર છે. આમાં પરિભાષેન્દુશેખરની પૂનાની આવૃત્તિ સમીક્ષાત્મક આવૃત્તિ છે. તેમાં કુલ ૧૨૨ પરિભાષાઓ આપવામાં આવી છે, જયારે વારાણસીથી પ્રકાશિત થયેલી આવૃત્તિઓ જેવી કે 'ભૂતિ' ટીકા સાથેની આવૃત્તિમાં ૧૩૩ પરિભાષાઓ મળી આવે છે. તેમાં પણ વારાણસીની કેટલીક આવૃત્તિઓમાં ૧૩૩ની સંખ્યામાં એક પરિભાષાનો વધારો જોવામાં આવે છે. તેનું કારણ 'अन्तरङ्गादप्यपवादो बलीयान्' (પરિ. શેખર, ૫૭) પરિભાષાના આરંભમાં આવેલ अपवाद શબ્દનો નિર્દેશ છે. આ अपवाद શબ્દની વ્યાખ્યા માટે 'अन्तरङ्गादप्यप०'ની જ વૃત્તિમાં નાગેશે 'येन नाप्राप्ते यो विधिरारभ्यते स तस्य बाधको भवति' એવી સમજૂતી આપી છે. આ સમજૂતી (વાકય) 'येन नाप्राप्ते'ને વારાણસીનો વિદ્વદ્વર્ગ એક અલગ પરિભાષા તરીકે ગણે છે, જયારે નાગેશ આ વાકયને અલગ પરિભાષા તરીકે દર્શાવવા માંગતા નથી એમ જણાય છે. સામાન્ય રીતે નાગેશ જે પરિભાષાની ચર્ચા કરે છે, ત્યારે સૌ પહેલાં તેની અવતરણિકા આપે છે, પણ येन नाप्राप्ते. માટે

એવી કોઈ અવતરણિકા આપવામાં આવી નથી. ડૉ. કીલહોર્ન પરિભાષેન્દુશેખરની ૧૩૩ પરિભાષાઓ માને છે, પણ આ પરિભાષાઓની સંખ્યા તો ૧૨૨ બતાવે છે. ડૉ. કીલહોર્ન, પરિભાષેન્દુશેખરમાં ૯૩ નંબરની પરિભાષાના ૯૩–૧, ૯૩–૨, ૯૩–૩, ૯૩–૪, ૯૩–૫, ૯૩–૬, ૯૩–૭, ૯૩–૮, ૯૩–૯, ૯૩–૧૦, એમ અંક આપીને કુલ ૧૦ પેટા વિભાગ પાડે છે. એજ રીતે પરિભાષેન્દુશેખરમાં ૧૨૦ નંબરની પરિભાષાને ૧૨૦–૧, ૧૨૦–૨, ૧૨૦–૩, એમ ત્રણ અવાન્તર વિભાગમાં વહેંચે છે.

આ ઉપરાંત પરિભાષેન્દુશેખરમાં 'सर्वविधिभ्यो लोपविधिः इड्विधिश्च बलवान् પરિભાષાને ૯૩–૭ અને ૯૩–૮ એવો જૂદો ક્રમ આપવામાં આવ્યો છે કારણ કે 'सर्वविधिभ्यो लोपविधिः वलवान्' અને सर्वविधिभ्यः इड्विधिश्च बलवान्' એમ બે સ્વતંત્ર વિધાનો છે. ડૉ. બૂલર (Buhlar)ની પરિભાષેન્દુની આવૃત્તિમાં ૯૩–૭, ૯૩–૮, એમ બે સ્વતંત્ર નંબર પાડવામાં આવેલ છે. ડૉ. કીલહોર્ન, ડૉ. બૂલરને જ આ બાબતમાં અનુસર્યા હોય એ પૂરી શકયતા છે. જો કે અત્યારે તો પરિભાષેન્દુની ૨૫ કરતાં વધુ હસ્તપ્રતો મળી આવે છે, પણ ડૉ. કીલહોર્નને તો સારા એવા પરિશ્રમ બાદ ત્રણ કે ચાર હસ્તપ્રતો મળી હતી. પૂનાની ભાંડારકર ઓરિયન્ટલ રિસર્ચ ઈન્સ્ટીટયુટ તરફથી પ્રકાશિત થયેલ આવૃત્તિ સિવાય અન્ય કોઈ પણ પરિભાષેન્દુની આવૃત્તિમાં કીલહોર્ને જે રીતે પરિભાષાઓને સંખ્યાની ગોઠવણી આપી છે તેવી અપાઈ નથી. ડૉ. કીલહોર્ને જે પરિભાષાઓને ૯૩–૧, થી ૯૩–૧૦ અને ૧૨૦–૧થી ૧૨૦–૩ એવી જે પેટા સંખ્યા આપી છે, તેનું કારણ કદાચ એ હોઈ શકે કે આ પેટા સંખ્યાવાળી પરિભાષાઓ ભાષ્યકારે દર્શાવી નથી, છતાં જેમ 'अकृतव्यूहाः पाणिनीयाः' (પરિ. શેખર, ૫૬)ને ભાષ્યકારે સ્વીકારી નથી તો પણ નાગેશે अकृतव्यूहाः.નો નિર્દેશ કર્યો છે, તે રીતે આ પેટા સંખ્યાવાળી પરિભાષાઓનો નિર્દેશ કર્યો હોય. ડૉ. કીલહોર્ન પોતે કરેલ પરિભાષાઓના વિવેચનમાં પરિભાષેન્દુ.ના સુપ્રસિદ્ધ ટીકાકાર વૈદ્યનાથ પાયગુંડેને આધારભૂત ગણે છે. શ્રીપાયગુંડે માને છે તેમ પેટા સંખ્યાવાળી આ પરિભાષાઓ ભાષ્યકારે દર્શાવેલ ન હોવાથી પ્રામાણિક નથી. છતાં, પોતાના પુરોગામી કેટલાક વિદ્વાનોએ આ પેટા પરિભાષાઓનો નિર્દેશ કરી, તેમની વ્યાખ્યા કરેલી હોવાને કારણે નાગેશ પણ આ પેટા પરિભાષાઓનો નિર્દેશ અને તેમની વ્યાખ્યા કરવા પ્રેરાયા હોય એ શકય છે.

## પરિભાષેન્દુશેખરનાં ત્રણ પ્રકરણઃ–

**(૧) શાસ્ત્રત્વ સંપાદક પ્રકરણ :** નાગેશે પરિભાષેન્દુશેખરને ત્રણ ભાગોમાં વિભક્ત કરી જે ત્રણ પ્રકરણો આપ્યાં છે તેમાં શાસ્ત્રત્વસંપાદક પ્રકરણ એ પ્રથમ પ્રકરણ છે.

સંસ્કૃતમાં શાસ્ત્ર ગ્રંથોમાં અનેક નિયમોથી બનેલા ગ્રંથને કે પછી વ્યાકરણ-શાસ્ત્રમાં તો એક નિયમ કે સૂત્રને મોટે ભાગે શાસ્ત્ર એવું નામ આપવામાં આવે છે. પાણિનિનાં સૂત્રો કે તે તે નિયમોની શાસ્ત્રીયતા કે અર્થના ઘટન કે વ્યાખ્યાના સંપાદનકાર્યમાં આ પ્રકરણમાં આવેલ પરિભાષાઓ ઉપયોગી હોવાથી આ પ્રકરણને ઉપર્યુક્ત નામ આપવામાં આવ્યું છે. આ પ્રથમ પ્રકરણમાં ૧થી ૩૭ એમ સાડત્રીસ પરિભાષાઓ છે.

આમાં પ્રથમ પરિભાષામાં કહ્યું છે તેમ નિર્ણયજનક વ્યાકરણશાસ્ત્રમાં જ્યાં સંદેહ ઊભો થાય ત્યારે તે શાસ્ત્ર શાસ્ત્ર નથી એમ ન કહેતાં (પ્રામાણિક આચાર્યોના) વ્યાખ્યાનથી વિશેષ જ્ઞાન મેળવવું.[1] વ્યાકરણશાસ્ત્રમાં અમુક સ્થળમાં અર્થના નિર્ણય વિષે શંકા થાય ત્યારે વ્યાખ્યાનનું શરણ લેવાનું સૂચન આ પરિભાષા કરે છે. વ્યાખ્યાનમાં ૭ બાબતો સંકળાયેલી હોય છેઃ (૧) શબ્દોનો પદચ્છેદ કે વિભાગ, (૨) પદોના અર્થની રજૂઆત, (૩) પ્રત્યય સાથે સંયુક્ત પદોનું કે સમાસમાં આવેલ પદોનું વિશ્લેષણ. (૪) વાક્યની રચના, (૫) પૂર્વપક્ષની રજૂઆત, (૬) સમાધાન.[2] આ રીતે વ્યવસ્થા કરનાર 'व्याख्यानतः' પરિભાષાનો મહાભાષ્યકાર પંતજલિએ ૭ કરતાં વધારે વાર ઉલ્લેખ કર્યો છે. પુરુષોત્તમદેવ, સીરદેવ, નીલકંઠ અને નાગેશે આ પરિભાષાનો એકસૂરે સ્વીકાર કર્યો છે. આ એક રીતે તો સ્વતંત્ર વાચનિકી પરિભાષા છે, જ્યારે વ્યાડિએ શિવસૂત્રોમાં આવેલ ણ્ અનુબંધનો બે વાર કરેલો નિર્દેશ 'व्याख्यानतः' પરિભાષામાં જ્ઞાપક બને છે તેમ કહ્યું છે.[3]

આ પછી પરિભાષેન્દુશેખરમાં બીજા નંબરની જે પરિભાષા[4] છે તે સંજ્ઞાસૂત્રો અને પરિભાષા સૂત્રો વિષે વ્યવસ્થા આપતાં કહે છે કે સંજ્ઞા તથા પરિભાષાસૂત્રો

---

૧ व्याख्यानतो विशेषप्रतिपत्तिर्नहि संदेहादलक्षणम् । (પ. શે. ૧).

૨ पदच्छेदः पदार्थोक्तिर्विग्रहो वाक्ययोजना ।
आक्षेपोऽथ समाधानं व्याख्यानं षड्विधं मतम् ॥
(સંપા. એફ. કીલહોર્ન : પરિભાષેન્દુશેખર, ભાગ ૨, પૃષ્ઠ ૨, ઉપરની પાદનોંધ

૩ દ્રષ્ટવ્ય : સંપાદક : અભ્યંકર : પરિભાષા સંગ્રહ—'વ્યાડિકૃત પરિભાષા સૂચન', પૃષ્ઠ ૨૬–૨૭.

૪ यथोद्देश संज्ञापरिभाषम् (પ. શે. ૨).

પોતાના ઉદ્દેશ(સ્થાન=અષ્ટાધ્યાયી ક્રમ)ને છોડયા વગર પોતાના નામવાળા વિધિ-સૂત્રનાં તે સૂત્ર દ્વારા અપેક્ષિત અર્થની યોજના કરી આપે છે. દા.ત., 'वृद्धिरादैच्' (૧-૧-૧) સંજ્ઞાસૂત્ર પોતાના જ પ્રદેશમાં રહી 'मृजेर्वृद्धिः' (૭-૨-૧૧૪) એ વિધિસૂત્ર જ્યારે વૃદ્ધિકાર્ય કરે ત્યારે તેને ઉપકારક બને છે. તે જ રીતે પરિભાષાસૂત્ર 'तस्मिन्निति निर्दिष्टे पूर्वस्य' (૧-૧-૬૬) પોતાના જ પ્રદેશમાં રહી 'इको यणचि' (૬-૧-૭૭) એ યણાદેશ વિધાયક સૂત્રને મદદ કરે છે. જ્યારે કાર્યકાલ પક્ષમાં[૫] આ જ સંજ્ઞાસૂત્ર અને પરિભાષા સૂત્ર, પોતાના નામથી ચિહ્નિત કાર્ય સમયે વિધિ-સૂત્રના પ્રદેશમાં સ્વયં ઉપસ્થિત થાય છે અને ત્યારે જ વિધિસૂત્રોનો અર્થ પૂર્ણ નિશ્ચયાત્મક બને છે. યથોદ્દેશ અને કાર્યકાલ પક્ષવાળી આ બે પરિભાષાઓ મહા-ભાષ્યમાં સ્વતંત્ર વાચનિકીના સ્વરૂપમાં જોવા મળે છે.[૬]

આ પછી પરિભાષેન્દુશેખરમાં ૪થી ૮ સુધીની પરિભાષાઓમાં અનુબંધોના સ્વરૂપ અંગે વિચાર કરવામાં આવ્યો છે. પાણિનિ વ્યાકરણમાં પ્રત્યયોના અંતમાં કોઈ સ્વર કે વ્યંજન જોડવામાં આવેલો હોય છે. આ વર્ણો इत् (एति इति इत्) ઈત્સંજ્ઞક મનાય છે અને પછી તેમનો લોપ થાય છે. આવા વર્ણોને અનુબંધ (अनु पश्चाद् बध्यन्ते इति अनुबन्धाः) કહેવામાં આવે છે. તેમનું પ્રયોજન તે તે પ્રયોગોમાં ગુણ, વૃદ્ધિ, આદિ વિશિષ્ટ શાસ્ત્રીય કાર્ય કરવાનું હોય છે. પરિભાષેન્દુ-શેખરની ચોથી પરિભાષા આ અનુબંધો જે પ્રત્યયને લાગેલા હોય તેના અવયવ મનાતા નથી[૭] એમ કહે છે, જ્યારે પાંચમી પરિભાષા અનુબંધોને અવયવ માને છે.[૮] તો છઠ્ઠી પરિભાષા અનુબંધને લીધે થતું અનેકાલ્ત્વ ગણાતું નથી,[૯] સાતમી પરિભાષા અનુબંધ હોય છતાં એજન્તત્વ ગણાય છે,[૧૦] તો આઠમી પરિભાષા કહે છે તેમ અનુબંધોને લીધે અસારૂપ્ય આવતું નથી.[૧૧] એમ વિવિધ લક્ષ્યોને ધ્યાનમાં રાખીને અનુબંધોની વ્યવસ્થા કરવામાં આવે છે. વ્યાડિ, ચંદ્રગોમી અને કાતંત્ર શાખાના વૈયાકરણોએ તો અનુબંધના સ્વરૂપ અંગે પણ એક સ્વતંત્ર

---

૫ कार्यकाल संज्ञापरिभाषम् (પ. શે. ૩).

૬ ईदूदेद्द्विवचनं प्रगृह्यम् (૧-૧-૧૧ ઉપરનું ભાષ્ય)

૭ अनेकान्ता अनुबन्धाः इति (પ. શે. ૪).

૮ एकान्ताः (પ. શે. ૫).

૯ नानुबन्धकृतमनेकाल्त्वम् (પ. શે. ૬).

૧૦ नानुबन्धकृतमनेजन्तत्वम् (પ. શે. ૭).

૧૧ नानुबन्धकृतमसारूप्यम् (પ. શે. ૮.)

પરિભાષા આપી છે, જેનો અર્થ 'ઉચ્ચારણ થયા પછી જેમનો પ્રધ્વંસ (લોપ) થાય છે તે અનુબંધ કહેવાય છે' એમ થાય છે..[१२]

અનુબંધોની ચર્ચા પછી એક નવો પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો છે કે સંજ્ઞા બે પ્રકારની છે : અકૃત્રિમ અને કૃત્રિમ. સ્વાભાવિક લોકપ્રસિદ્ધ રૂઢયર્થ ધરાવતી સંજ્ઞા અકૃત્રિમ છે, કોઈ સૂત્ર કે શાસ્ત્ર વડે થતી સંજ્ઞા કૃત્રિમ હોય છે. દા.ત., एक, द्वि, त्रि આદિ સંખ્યા અકૃત્રિમ સંજ્ઞા છે, જ્યારે 'बहु–गण–वतु–डति सख्या' (१–१–२३) સૂત્રથી થનારી बहु, गण શબ્દોની 'સંખ્યા' સંજ્ઞા કૃત્રિમ છે. એ સ્થિતિમાં 'कृत्रिमाकृत्रिमयोः कृत्रिमे कार्यसम्प्रत्ययः' ન્યાયથી, અર્થાત્ 'કૃત્રિમ કે અકૃત્રિમ બંનેમાંથી કૃત્રિમમાં (કોઈ પણ) શાસ્ત્રીય કાર્ય થાય છે, એ ન્યાયને આધારે बहु, गण આદિની જ જો સંખ્યા સંજ્ઞા માનવામાં આવે તો एक, द्वि આદિના સંખ્યાત્વનું શું ? આના જવાબમાં નાગેશ એક પરિભાષા આપે છે, જેનો અર્થ છે કે તે તે ઉદાહરણ લક્ષ્યની સિદ્ધિ માટે જ્યાં જેવી આવશ્યકતા હોય તેમ બંને પ્રકારની સંજ્ઞાઓ લેવાય છે.[१३]

આ પછી પરિભાષેન્દુશેખરમાં कार्यिन्નો વિચાર કરવામાં આવ્યો છે. પાણિનિ વ્યાકરણશાસ્ત્રમાં મોટા ભાગનાં સૂત્રો પ્રત્યયો, આગમ, આદેશ, સંધિ, વર્ણોનો લોપ તથા પ્રકૃતિ અને પ્રત્યયને લગતાં હોય છે. આ બધાં સૂત્રોમાં પ્રત્યક્ષ કે અપ્રત્યક્ષ રૂપે 'कार्यिन्' વ્યાકરણ સંબંધી અમુક કાર્યનો જે અનુભવ કરે છે તે 'कार्यिन्' (कार्यम् अस्ति अस्य)નો તથા 'નિમિત્ત' અને 'કાર્ય'નો નિર્દેશ હોય છે. કાતંત્ર તથા કલાપ વ્યાકરણમાં તો कार्यी, निमित्त, અને कार्य એવો નિર્દેશક્રમ બતાવતી એક પરિભાષા પણ આપવામાં આપી છે.[१४] કાર્યી, નિમિત્ત અને કાર્ય એ ત્રણમાં જે कार्यिन् છે, તે નિમિત્ત તરીકે ગણાતું નથી એમ કહેનારી એક પરિભાષા નાગેશ આપે છે.[१५] આ પરિભાષાની વૃત્તિમાં એક જ્ઞાપક[१६] આપીને

---

१२ उच्चरितप्रध्वंसिनो ह्यनुबन्धाः
(પરિભાષા સંગ્રહ, કાતંત્ર પરિભાષા સૂત્ર, ૫૮, પૃ. ૭૭).

१३ उभयगतिरिह भवति (૫. શે. ૯).

१४ (अ) कार्यी निमित्तं कार्यमित्येष निर्देशक्रमः,
પરિભાષાસંગ્રહ, કાતંત્ર પરિભાષાસૂત્ર વૃત્તિ, પૃ. ૬૪).
(એજન, કાલાપ પરિભાષાસૂત્ર, પૃ. ૭૯).

(ब) ,,

१५ कार्यमनुभवन् हि कार्यो निमित्ततया नाश्रीयते (૫. શે. ૧૦) ,,

१६. 'स्थण्डिलाच्छयितरि व्रते' (પા. ૪-૨-૧૫).

આને જ્ઞાપકસિદ્ધ કહીને પછી નાગેશ કહે છે કે હકીકતમાં તો આ પરિભાષાને જ્ઞાપકથી સિદ્ધ થયેલી છે એમ કહેવાની કોઈ જરૂર નથી, કારણ કે 'સકલ લોક-વ્યવહારમાં જ્યાં સમવાયિકારણ અને નિમિત્તકારણ હોય છે તે જુદાં જ ગણાય છે. તેથી આ સામાન્ય દૃષ્ટાન્તને લીધે कार्यिन् અને નિમિત્તમાં તફાવત દેખાતો હોવાથી આ પરિભાષામાં કોઈ જ્ઞાપક આપવાની જરૂર નથી.[૧૭]

આ રીતે कार्यिन्‌ની વ્યવસ્થા બતાવી પરિભાષેન્દુશેખરમાં 'આગમ'ના (કોઈ વર્ણનો ઉમેરો) સ્વરૂપ અંગે વિવેચન મળે છે. ઘણી વાર કોઈ શાસ્ત્રીય કાર્ય અનુભવતા कार्यिन् કાઈનો વર્ણ ઉમેરો (આગમ) થતાં તે આગમમાં વધારાનો ઉમેરાયેલો વર્ણ, પણ મૂળશબ્દ કાર્યિન્‌નો જ અવયવ ગણાય છે એવી વ્યવસ્થા કરતી એક પરિભાષા 'यदागमाः...' આપવામાં આવી છે.[૧૮] આ પરિભાષાનો અર્થ છે જેને ઉદ્દેશીને જે આગમો કરવામાં આવે છે તે આગમો, આગમી (જેને આગમ થયો છે તે)ના અવયવ બને છે અને આગમીના ગ્રહણથી આગમનું પણ ગ્રહણ થાય છે.' દા.ત., √दा (डुदाञ् दाने) ધાતુ તો ઘુસંજ્ઞક છે, પણ આ ધાતુના પ્રેરક રૂપમાં 'प्' (पुक्) આગમ થતાં प्र+नि+दाप्+इ+अ+तिમાં प् અંશને પણ આ પરિભાષાની મદદથી दाનો જ અંશ–અવયવ માનતાં दाप्‌ને પણ ઘુસંજ્ઞક માનીને 'नेर्गद' (પા. ૮–૪–૧૭) સૂત્રથી 'ણત્વ' થતાં 'प्रणिदापयति' રૂપ સિદ્ધ થાય છે. આ यदागम० પરિભાષા લૌકિક ન્યાયથી સિદ્ધ છે. લોકવ્યવહારમાં પણ દેવદત્તનું અંગ વધી જતાં તેનું દેવદત્ત તરીકે જ ગ્રહણ થાય છે, એટલે કે દેવદત્ત જ કહેવાય છે.[૧૯] આ પરિભાષા आने मुक् (૭–૨–૮૨) સૂત્રથી કરાતા मुक् (म्) આગમના વિધાનને લીધે અનિત્ય છે એમ પણ નાગેશ જણાવે છે. यदागम० પરિભાષાનો વ્યાડિ, પુરુષોત્તમદેવ, સીરદેવ જેવા આચાર્યોએ પણ જે સ્વીકાર કરેલો છે, તેથી આ પરિભાષાના વ્યાપક ક્ષેત્રનો પરિચય થાય છે.

આ રીતે આગમની વિચારણા કરી મૂળશબ્દ (स्थानिन्)ની જગ્યાએ થતા આદેશ અંગેની ચર્ચા પરિભાષેન્દુશેખરમાં કરવામાં આવી છે '(અમુક સૂત્રો દ્વારા) થતા આદેશો સૂત્રમાં નિર્દિષ્ટ સ્થાની (મૂળ) શબ્દના જ ઠેકાણે જ થાય છે.[૨૦] આ

---

૧૭ वस्तुतस्तु समवायिकारण–निमित्तकारणयोर्भेदस्य सकललोकतन्त्रप्रसिद्धतया तस्य तद्‌नाश्रयणाभावेन नैषा ज्ञापकसाध्या (પ. શે., પૃ. ૧૫)

૧૮ यदागमास्तद्‌गुणीभूतास्तद्‌ग्रहणेन गृह्यन्ते । (પ. શે. ૧૧).

૧૯ 'लोकेऽपि देवदत्तस्याङ्गाधिक्ये तद्विशिष्टस्यैव देवदत्तग्रहणेन ग्रहणं दृश्यते' (પ. શે., પૃ. ૧૮)

૨૦ निर्दिश्यमानस्यादेशा भवन्ति । (પ. શે. ૧૨).

પરિભાષાને લીધે उद्+अ+स्था+लुङ् ( त् ) = उदस्थात् રૂપમાં अङ्, આગમ વિશિષ્ટ અ+સ્થાને થવા આવતો પૂર્વ સવર્ણ અટકી જાય છે અને તેથી કોઈ અનિષ્ટ રૂપ થવાની પ્રસક્તિ (પ્રસંગ) આવતી નથી. આ પરિભાષા આખરે પાણિનિ સૂત્ર[21] ઉપરથી સિદ્ધ થતી હોવાની સૂત્રસિદ્ધ વાચનિકી છે. (આ રીતે આગમ आगमः मित्रवत् વ્યાકરણશાસ્ત્રમાં અમુક શબ્દની વૃદ્ધિ (ઉમેરો) કરતો હોવાથી આગમને મિત્રની માફક અને आदेशः शत्रुवत्, આદેશ તો કોઈને ઉઠાડીને એની જગ્યાએ બેસી જતો હોવાથી શત્રુ સમાન છે). આદેશની આ વિચારણા કરીને આગળ જોઈશું તો વ્યાકરણમાં અમુક વર્ણને આદેશ કરવાના પ્રસંગે સ્થાની તથા તેની જગ્યાએ થનાર આદેશમાં અનેક પ્રકારનાં આન્તર્ય (સાદશ્ય) જોવા મળે છે. સ્થાનકૃત, અર્થકૃત, ગુણકૃત અને પ્રમાણકૃત એવાં અનેક આન્તર્યો કરતાં સ્થાનકૃત આન્તર્ય બળવાન છે એવી વ્યવસ્થા નાગેશે यत्रानेक० પરિભાષા દ્વારા બતાવી છે.[22] આ પરિભાષા स्थानेऽन्तरतमः (૧–૧–૫૦) ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ થયેલી છે.

વ્યાકરણશાસ્ત્ર શબ્દને લગતું વિજ્ઞાન છે. શબ્દ સાથે અર્થ પણ સંબદ્ધ હોય છે. વ્યાવહારિક જગતમાં અર્થ મુખ્ય ગણાય છે, કારણ કે દરેક શબ્દનો પ્રયોગ અર્થના બોધ માટે હોય છે. વ્યાકરણ (શબ્દ)શાસ્ત્રમાં અમુક સ્થળને બાદ કરતાં શબ્દ શબ્દના જ રૂપમાં લેવાય છે. આ માટે પાણિનિનું स्वं रूपं० સૂત્ર વિદ્યમાન છે.[23] આચાર્ય કૌંડભટ્ટે પણ કહ્યું છે. કે શબ્દના જાતિ, વ્યક્તિ, લિંગ, સંખ્યા અને કારક એમ પાંચ અર્થો થાય છે,[24] તો આ પાંચની સાથે શાબ્દબોધમાં સ્વયં શબ્દનું પણ ભાન થાય છે. આથી જો લૌકિક જગતમાં શબ્દ-પ્રકારક અને અર્થવિશેષ્યક બોધ થાય છે, તો શાસ્ત્રમાં અર્થપ્રકારક શબ્દ વિશેષ્યક બોધ થાય છે. આમ છતાં અહીં એક અન્ય अर्थवद्० પરિભાષા કહે છે કે '(વ્યાકરણ સંપ્રદાયમાં)' જ્યાં અર્થયુક્ત વર્ણસમુદાય રૂપ શબ્દનો નિર્દેશ કરેલો હોય ત્યાં અનર્થક શબ્દરૂપ લેવાતું નથી.[25] દા.ત., प्रौढः માં प्र+ऊढः માં (ऊढ, वह्+त)માં

---

२१ षष्ठी स्थानेयोगा (પા. ૧–૧–૪૯).

२२ यत्रानेकविधमान्तर्यं तत्र स्थानत आन्तर्यं बलीयः (પ. શે. ૧૩)

२३ स्वं रूपं शब्दस्याऽशब्दसंज्ञा । (પા. ૬–૧–૬૮).

२४ एकं द्विकं त्रिकं चाथ चतुष्कं पञ्चकं तथा ।
नामार्थ इति सर्वेऽमी पक्षाः शास्त्रे निरूपिताः ॥
સંપા. પંડિત, શ્રીબાલકૃષ્ણ પંચોલી, (પ્રભા–દર્પણ–સહિત 'વૈયાકરણ ભૂષણસાર' : નામાર્થનિર્ણય, પૃ. ૨૩૨)

२५ अर्थवद्ग्रहणे नानर्थकस्य ग्रहणम् । (પ. શે. ૧૪)

ऊढ શબ્દ (વહન કરાયેલ) એમ સાર્થક છે, તેથી ત્યાં એક નિયમથી વૃદ્ધિ થાય છે, પણ प्रोढवान्માં (प्र+ऊढवत्) (प्र+वह्+तवत्)માં ऊढवत्નો ऊढ અંશ અનર્થક છે, તેથી પ્રસ્તુત પરિભાષાને લીધે 'प्रादूहो...' વાર્તિક ન લાગતાં વૃદ્ધિ થતી નથી. આમ તો આ स्वं रूपं० સૂત્રથી સિદ્ધ થતી સૂત્રસિદ્ધ વાચનિકી પરિભાષા છે, પણ નાગેશના મતે શાસ્ત્રીય ન્યાય કે યુક્તિને લઈને આ પરિભાષા સિદ્ધ થતી હોઈ આ પરિભાષા યુક્તિસિદ્ધા છે. આ સંદર્ભમાં નાગેશ કહે છે કે '(જ્યાં) શબ્દનું વિશિષ્ટ સ્વરૂપ હોય છે ત્યાં તેવા શબ્દના ઉપાદાન(ગ્રહણ)માં ઉપસ્થિત થતો અર્થ વિશેષણ રૂપે અન્વિત (સંબદ્ધ) થતો હોઈ તેવા અર્થનો ત્યાગ કરવામાં કોઈ પ્રમાણ નથી.[26] શબ્દની પણ મહત્તાને સિદ્ધ કરનારી આ પરિભાષા નાગેશના પૂર્વતન આચાર્યોને એટલી બધી મહત્ત્વની લાગી છે કે વ્યાડિ, ચન્દ્રગોમિન્, પુરુષોત્તમદેવની પરિભાષાઓના શ્રીગણેશ अर्थवद्० પરિભાષાથી થાય છે.

નાગેશે કહ્યું છે કે વર્ણનું ગ્રહણ હોય ત્યાં આ अर्थवद्० પરિભાષા લાગતી નથી. તેથી 'यस्येति च' (પા. ૬–૪–૧૪૮) થતો इ કે अ નો લોપ इ+अ સાર્થક કે અનર્થક હોય તોપણ થાય છે.

આ પછી જ્યાં કોઈ શબ્દમાં મુખ્ય અર્થની સાથે ગૌણ અર્થ પણ ઉપસ્થિત થતો હોય ત્યારે શાસ્ત્રીય કાર્ય ક્યાં કરવું એ પ્રશ્ન ઊભો થતાં 'गौण मुख्ययोः' નામની એક પરિભાષા વ્યવસ્થા કરી આપે છે. 'જ્યાં એક શબ્દના ગૌણ અને મુખ્ય અર્થ બંને ઉપસ્થિત હોય ત્યારે શાસ્ત્રીય કાર્ય મુખ્ય અર્થવાચક શબ્દમાં જ કરવું. (તે શાસ્ત્રીય કાર્ય મુખ્યાર્થવાચક શબ્દમાં જ પ્રતીત થાય છે.[27] દા.ત. गो શબ્દનો મુખ્યાર્થ બળદ કે ગાય છે અને ગૌણ અર્થ ગોગત જાડ્યમાન્દ્ય વિશિષ્ટ વાહીક છે, તો ત્યાં શાસ્ત્રીય કાર્ય બળદવાચી 'गो' મુખ્ય શબ્દને જ કરવું, ગૌણને નહીં. આ માટે अभिव्यक्तपदार्था ये० શ્લોક આપી નાગેશ એમ કહેવા માગે છે કે 'જેમનો મુખ્ય અર્થ અભિધાથી સ્પષ્ટ થતો હોય, પ્રસિદ્ધ હોય, લોકવ્યવહારમાં પણ એ શબ્દો તે અર્થ માટે જાણીતા હોય, ત્યારે એવા શબ્દોને (શાસ્ત્રીય) કાર્ય કરવું; પણ કેવલ સંજ્ઞારૂપે પ્રયુક્ત થયેલ શબ્દોને શાસ્ત્રીય કાર્ય કરવું નહીં.[28]

---

૨૬ विशिष्टरूपोपादाने उपस्थितार्थस्य शब्दं प्रति विशेषणतयाऽन्वयसंभवे त्यागे माना-भावोऽस्या मूलम् । (પ. શે. ૧૪ની વૃત્તિ, પૃષ્ઠ ૩૦).

૨૭ गौण मुख्ययोर्मुख्ये कार्यसम्प्रत्ययः (પ. શે. ૧૫).

૨૮ अभिव्यक्तपदार्था ये प्रसिद्धा लोकविश्रुताः ।
शास्त्रार्थस्तेषु कर्तव्यः शब्देषु न तदुक्तिषु ॥
(સં. કીલહોર્ન : પરિભાષેન્દુશેખર, ભાગ ૨, પૃષ્ઠ, ૬૦).

આ રીતે શબ્દ તથા અર્થના વિષે પ્રાસંગિક વિચાર કરી પાણિનિનાં સૂત્રોમાં રહેલ અમુક પદ કે પદોની અનુવૃત્તિ એની પછીના સૂત્રમાં કેવી રીતે કરવી તે સંબંધમાં एकयोग० પરિભાષા આપવામાં આવી છે. આનો અર્થ છે કે એક જ સૂત્રમાં દર્શાવેલ પરસ્પર સંબદ્ધ અર્થવાળાં જે પદો હોય તેમની સાથે જ પ્રવૃત્તિ થાય છે કે સાથે જ નિવૃત્તિ થાય છે.[૨૯] લોકવ્યવહારમાં પણ એક જ કાર્યમાં નિયુક્ત થયેલા બહુ લોકોની કાંતો એકીસાથે પ્રવૃત્તિ હોય છે કે એકસાથે નિવૃત્તિ હોય છે.[૩૦] આમ છતાં ઘણી વાર વિશેષ પરિસ્થિતિમાં સમગ્ર ભાગની નહીં એક ભાગ (एकदेश)ની પણ અનુવૃત્તિ થાય છે.[૩૧]

આ ચર્ચા બાદ નાગેશે સાવર્ણ્યનો પ્રશ્ન હાથ ધર્યો છે. વર્ણોના પરસ્પર સાવર્ણ્ય તથા સીમા નક્કી કરવા માટે પાણિનિનાં 'तुल्यास्यप्रयत्नं सवर्णम् (૧–૧–૯) તથા अणुदित्सवर्णस्य चाऽप्रत्यः (૧–૧–૬૯) એ સૂત્રો સુપ્રસિદ્ધ છે. આમાં अणुदित्० સૂત્રમાં આવેલ 'अप्रत्ययः' અંશને વિવિધ પ્રકારે ઘટાવેલ છે. આ જ સંદર્ભમાં મળી આવતી બે પરિભાષાઓમાં એક પરિભાષા भाव्यमानेन० કહે છે કે 'ભાવ્યમાન (વિધીયમાન) પ્રત્યય સવર્ણનો ગ્રાહક થતો નથી[૩૨] તો બીજી भाव्यमानोऽप्यु० પરિભાષા કહે છે કે 'ઉકાર' વિધીયમાન હોય છતાં તે સવર્ણોનો ગ્રાહક (બોધક) બને છે.[૩૩]

આ પછી એક પરિભાષા દ્વારા 'જ્યાં अल् (કોઈ એક વર્ણ) વાચક શબ્દ સપ્તમી વિભક્તિમાં અન્યના વિશેષણ તરીકે આવ્યો હોય ત્યારે એ વિશેષણનો અર્થ તદાદિ કરવો[૩૪] એમ બતાવીને પછી ઉણાદિ સૂત્રોથી સિદ્ધ થયેલાં પ્રાતિપદિક (નામ), વ્યુત્પત્તિ એટલે કે પ્રકૃતિ–પ્રત્યયના વિભાગ ઉપર આધાર રાખતાં નથી[૩૫] એમ બતાવી નાગેશ પ્રત્યય ગ્રહણ પરિભાષાની ચર્ચા કરે છે (જ્યારે કોઈ સૂત્રમાં પ્રત્યય નિમિત્ત તરીકે આવ્યો હોય ત્યારે) તે પ્રત્યય જેને લાગ્યો હોય તે મૂળ

---

૨૯ एकयोगनिर्दिष्टानां सह वा प्रवृत्तिः सह वा निवृत्तिः (પ. શે. ૧૭).

૩૦ एककार्यनियुक्तानां बहूनां लोके तथैव दर्शनादिति भावः ।
(પ. શે., ૧૭ વૃત્તિ, પૃષ્ઠ, ૩૩).

૩૧ क्वचिदेकदेशोऽप्यनुवर्तते । (પ. શે. ૧૮).

૩૨ भाव्यमानेन सवर्णानां ग्रहणं न (પ. શે. ૧૯).

૩૩ भाव्यमानोऽप्युकारः सवर्णान् गृह्णाति (પ. શે ૨૦).

૩૪ यस्मिन् विधिस्तदादावल् ग्रहणे (પ. શે; ૩૩),

શબ્દ (પ્રકૃતિ,) અને લાગેલો પ્રત્યય એટલું જ શબ્દસ્વરૂપ લેવાય છે.[36] દા.ત., देवदत्तश्चिकीर्षति આ વાક્યમાં આ પરિ. હોવાથી देवदत्तश्चिकीर्ष આ અંશમાં ધાતુત્વ આવીને તત્પ્રયુક્ત 'सुब्लोप' અને देवदत्तने અડાગમ વગેરે થતાં નથી, અર્થાત્ આ પરિભાષાને લીધે √कृ ધાતુને ઇચ્છાદર્શક 'स' (सन्) પ્રત્યય થતાં चिकीर्ष એટલું જ ધાતુસ્વરૂપ લેવાય છે, દેવદત્તને ધાતુ ગણાતો નથી એવી વ્યવસ્થા થાય છે. આ જ સંદર્ભમાં તદન્તવિધિની અપવાદભૂત કેટલીક પરિભાષાઓ આપવામાં આવી છે.

લૌકિક વ્યવહારમાં ઘણી વાર એવું દેખાય છે કે દેવદત્તને ત્રણ પુત્રો હોય ત્યારે પ્રથમ જ્યેષ્ઠ, તૃતીય કનિષ્ઠ અને મધ્યમ દ્વિતીય એવો વ્યવહાર થાય છે, પણ એકમાં જ જ્યેષ્ઠ આદિનો વ્યવહાર થતો નથી, પણ જો એને એક જ પુત્ર હોય તો જ્યેષ્ઠ, કનિષ્ઠ અને મધ્યમ તરીકેનો વ્યવહાર એ એકજ પુત્રમાં થાય છે.[37अ] તેવી રીતે શાસ્ત્રમાં પણ જ્યારે એક (અસહાય) વર્ણ હોય ત્યારે પણ તેમાં આદિ અને અન્તનો વ્યવહાર થાય છે. આ રીતે આવા લૌકિક ન્યાય ઉપર આધારિત 'व्यपदे-शिवद्'० પરિભાષા નાગેશે દર્શાવી છે. 'કોઈના સહારા વગર રહેલા એક વર્ણમાં પણ મુખ્યની જેમ વ્યવહાર કરવો' એવો તેનો અર્થ છે.[37ब] દા.ત. दक्षस्य गोत्रापत्यं पुमान् दाक्षिः એ ઉદાહરણમાં તો 'अत इञ्' (૪–૧–૯૫) સૂત્રથી અકારાન્ત અંગને અપત્ય એવા અર્થમાં इञ् પ્રત્યય થાય છે, પણ अः (–વિષ્ણુ), अस्य अपत्यं पुमान् इः (વિષ્ણુના પુત્ર બ્રહ્મા)માં, 'વિષ્ણુવાચક' 'अ' શબ્દ અકારાન્ત નથી; કેવલ 'अ' છે. [અન્ત માટેની 'सति अन्यस्मिन् यस्मात् परं नास्ति पूर्वमस्ति सोऽन्त उच्यते' એવી વ્યાખ્યા છે, એટલે કે 'કોઈ એક વર્ણ હોતાં, જેની પછી કંઈ નથી, પણ જેની પૂર્વે કંઈ છે તેને 'अन्त' કહેવાય છે.] આ સ્થિતિમાં એકલા અસહાય 'अ'માં પણ દેવદત્તના એક જ પુત્રમાં જ્યેષ્ઠ કનિષ્ઠ આદિ વ્યવહાર થાય છે તેવો વ્યવહાર 'अ'માં કરી અને અકારાન્ત ગણી 'इः' રૂપ બનવામાં કોઈ વાંધો આવતો નથી.

આ પછી પરિભાષેન્દુશેખરમાં અલ્ગ્રહણમાં તદાદિ વિધિ થાય છે. બધા જ દ્વન્દ્વ વિકલ્પે એકવચનાન્ત માનવામાં આવે છે, વેદમાં એટલે કે વૈદિક પ્રયોગોમાં શાસ્ત્ર–વ્યાકરણશાસ્ત્ર વિહિત કાર્ય વિકલ્પે કરવામાં આવે છે, અનુકરણ શબ્દ મૂળ

---

૩૫. उणादयोऽव्युत्पन्नानि प्रातिपदिकानि (પ. શે. ૨૨).

૩૬. प्रत्ययग्रहणे यस्मात्स विहितस्तदादेस्तदन्तस्य ग्रहणम् (પ. શે. ૨૩).

૩૭. (अ) लोकेऽपि बहुपुत्रसत्वे नैकस्मिन् ज्येष्ठत्व-कनिष्ठत्वादि व्यवहारोऽयं मे ज्येष्ठः कनिष्ठो मध्यम इति किन्त्वेकपुत्रसत्त्व एव (પ. શે. ૩૦ની વૃત્તિ; પૃષ્ઠ ૫૧).

(ब) व्यपदेशिवदेकस्मिन् (પ. શે. ૩૦).

અનુકાર્ય શબ્દનાં લિંગ અને વચનને અનુસરે છે આદિ વિચારો ધરાવતી પરિભાષા-ઓની વિચારણા કરવામાં આવી છે.

ત્યાર બાદ પ્રથમ પ્રકરણની અંતિમ પરિભાષા एकदेश०ની ચર્ચા કરવામાં આવી છે. 'જ્યાં (કોઈ પ્રયોગમાં) એક ભાગમાં કોઈ સૂત્રને લીધે વિકાર (પરિવર્તન) થયેલ હોય છતાં તેનો બોધ મૂલ અવિકૃત અવસ્થામાં જેવો થતો હતો તેવો જ થાય છે.'[૩૮] દા.ત., निर्जर+औमां 'जराया जरसन्यतरस्याम्' (પા. ૭–૨–૧૦૧) સૂત્રથી जरने સ્થાને जरस् આદેશ થતાં निर्जरसौ રૂપ સિદ્ધ થાય છે, પણ અહીં વાંધો એ આવે છે કે પ્રસ્તુત સૂત્રથી થતો जरस् આદેશ जराના સ્થાનમાં થાય છે, જ્યારે પ્રસ્તુત ઉદાહરણમાં તો 'जर' એવું હ્રસ્વ અકારાન્ત સ્વરૂપ છે. આ સ્થિતિમાં एकदेश० પરિભાષા મદદે આવતાં जरा અવયવીનો એક અવયવ (એકદેશ) આકાર હ્રસ્વરૂપે પરિવર્તિત થયેલો હોવા છતાં તેને 'जरा' જેવો ગણી લઈ આખરે जरस् આદેશ થતાં निर्जरसौ પ્રયોગ સિદ્ધ થાય છે. આ પરિ.માં નાગેશે એક લૌકિક ન્યાય આપતાં કહ્યું છે કે 'જેમ (સામાન્ય વ્યવહારમાં) કૂતરાની પૂંછડી કપાઈ ગઈ હોય છતાં તે કૂતરો જ કહેવાય છે,'[૩૯] (તે અશ્વ કે ગર્દભ કહેવાતો નથી), એવી રીતે શાસ્ત્રમાં પણ એક (દેશ) ભાગ વિકૃત હોય છતાં તે અવિકૃત જેવો ગણાય છે.

**બાધબીજ પ્રકરણ :**

પરિભાષેન્દુશેખરના બીજા પ્રકરણનું નામ બાધબીજ પ્રકરણ છે. અમુક ઉદા-હરણની સિદ્ધિ સમયે પરસ્પર અથડામણમાં આવતાં સૂત્રોમાં અવ્યવસ્થા કે અનિયમ ઊભો થતાં આ પ્રકરણમાં આવેલી પરિભાષાઓ તે અથડામણ દૂર કરી આપે છે. કયું સૂત્ર બાધ્ય (નિર્બલ) અને કયું બાધક (સબલ) તેનો નિર્ણય કરવામાં આ પ્રકરણ બીજરૂપ હોઈ આનું નામ જે બાધબીજ પ્રકરણ એવું રાખેલું છે તે યોગ્ય છે. આ પ્રકરણમાં પરિભાષા ૩૮થી ૭૦ એટલે કે ૩૩ પરિભાષાઓ આપવામાં આવેલી છે. જો વારાણસીની આવૃત્તિઓમાંની વધારાની એક પરિભાષા 'येन नाप्राप्ते०'ને ગણવામાં આવે તો આ પ્રકારની કુલ ૩૪ પરિભાષાઓ થાય છે.

આ પ્રકરણના આરંભમાં આવેલી (એટલે કે સળંગ ગણતરી કરીએ તો) ૩૮મી પરિભાષા 'पूर्वपर०' કહે છે કે 'પૂર્વ સૂત્ર કરતાં પર સૂત્ર પ્રબલ ગણાય છે, પર સૂત્ર કરતાં નિત્ય, નિત્ય કરતાં અન્તરંગ અને અન્તરંગ કરતાં અપવાદ પ્રબલ

૩૮. एकदेशविकृतमनन्यवत् (પ. શે., પૃ. ૩૭).

૩૯. छिन्नपुच्छे शुनि श्वत्वव्यवहारवत्...(પ. શે., પૃ. ૬૨).

ગણાય છે.[૪૦] એક રીતે જોઈએ તો આ એક પરિભાષામાં જાણે કે ચાર પરિભાષાઓ મળેલી હોય તેમ દેખાય છે. આ પરિભાષાનાં ઉદાહરણો જાણીતાં છે, તેથી અત્યન્ત સંક્ષેપમાં તેમનો નિર્દેશ પંડિતપ્રવર શ્રી. બાલકૃષ્ણ પંચોલીજીએ આ પ્રમાણે કર્યો છે:[૪૧]

(A) પૂર્વ કરતાં પર સૂત્ર કે કાર્ય જ્યાં બલવાન છે તેનું ઉદાહરણ वृक्षेभ्यः. અહીં 'सुपि च' (પા. ૭–૩–૧૦૨) સૂત્રથી वृक्ष+भ्यस्માં એક બાજુ દીર્ઘ થવા આવે છે, જ્યારે ત્યાં જ बहुवचने झल्येत् (પા. ૭–૩–૧૦૩) સૂત્રથી 'એત્વ' થવા આવે છે, પણ ત્યાં અષ્ટાધ્યાયી ક્રમમાં बहुवचने० પર સૂત્ર હોવાથી એત્વ જ થાય છે, દીર્ઘ નહીં, તેથી वृक्षेभ्यः રૂપ બને છે.

(B) પર કરતાં નિત્યવિધિ બલવાન ગણાય છે.[૪૨] દા.ત., तुदति (√तुद्–પીડા આપવી, છઠ્ઠો ગણ વર્તમાનકાળ. તૃ.પુ.એ.વ.) અહીં तुद्+अ+ति એક બાજુ લઘૂપધ ગુણ થવા આવે છે અને વિકરણ પ્રત્યય श (अ) થવા આવે છે. આમ પર ગુણ કરતાં વિકરણ પ્રત્યય નિત્યવિધિ હોઈ તે પ્રબલ ગણાય છે, તેથી तुदति રૂપ બને છે, तोदति નહીં.

આ ઠેકાણે વ્યાડિ, ચંદ્રગોમી અને પુરુષોત્તમદેવની માફક નાગેશે આપેલ નિત્યની વ્યાખ્યા એ છે કે 'કોઈ શાસ્ત્ર કે સૂત્ર પ્રવૃત્ત થાય કે ન થાય છતાં જે સૂત્રનો પ્રસંગ (પ્રાપ્તિ) ચાલુ રહે તે નિત્ય કહેવાય છે.[૪૩]

(C) નિત્ય કાર્ય કરતાં અન્તરંગ કાર્ય બલવાન ગણાય છે. દા. ત., ग्रामणिने (કુલાય). અહીં ग्रामणी+ए (ચતુર્થી એ.વ.)માં એક બાજુ 'ह्रस्वो नपुंसके प्रातिपदिकस्य' (૧–૨–૪૭) સૂત્રથી અન્ત્ય સ્વરને હ્રસ્વત્વ પ્રાપ્ત થાય છે, જ્યારે બીજી બાજુ 'इकोऽचि विभक्तौ (૧–૨–૪૭) સૂત્રથી 'नुम्' આગમ પ્રાપ્ત થાય છે. આ રીતે પ્રાપ્ત થયેલ તુલ્ય બલ ધરાવતા આ બંને વિધિઓમાં इकोऽचि० સૂત્ર બહિરંગ છે, કારણ કે તેને બાહ્ય નિમિત્ત અજાદિ વિભક્તિની જરૂર પડે છે, જ્યારે ह्रस्वो० સૂત્ર અંતરંગ છે, કારણ કે તે કેવલ આન્તરિક નિમિત્ત અજન્ત નપુંસકની જ અપેક્ષા

૪૦. पूर्वपरनित्यान्तरङ्गापवादानामुत्तरोत्तरं बलीयः (પ. શે. ૩૮).

૪૧. દ્રષ્ટવ્ય : પં. શ્રી બાલકૃષ્ણ પંચોલી : હિન્દી વૈયાકરણ સિદ્ધાન્ત કૌમુદી, ભાગ ૧, પૃ. ૨૨.

૪૨. परान्नित्यं बलवत् (પ, શે. ૪૨).

૪૩. कृताकृतप्रसङ्गित्वात् (પ. શે. ૪૨ની વૃત્તિ, પૃ. ૭૩).

રાખે છે. આ સ્થિતિમાં પ્રસ્તુત પરિભાષા 'पूर्वपर०' પરિ. અનુસાર અન્તરંગ કાર્ય હ્રસ્વ બલવાન છે, તેથી ग्रामणी+ए માં પહેલાં હ્રસ્વ થઈ, પછી નુમાગમ થતાં આખરે ग्रामणिने રૂપ બને છે.

(D) અંતરંગ કાર્ય કરતાં અપવાદ બલવાન ગણાય છે. દા.ત., सुधियौ. અહીં सुधी+औ માં અન્તરંગ यण्નો બાધ કરીને અપવાદ એવો इयङ् થતાં આખરે सुधिया રૂપ બને છે.

આ જ પ્રસ્તુત વિષયના સંદર્ભમાં અન્તરંગ પરિભાષાની ચર્ચાનો પણ સારો એવો વિસ્તાર નાગેશે પરિભાષેન્દુશેખરમાં કર્યો છે. વ્યાકરણશાસ્ત્રમાં પરિભાષાક્ષેત્રમાં આ પરિભાષાની દુર્બોધતાને લીધે મોટો મહિમા છે. આથી તો વિદ્વાનોમાં એક પ્રસિદ્ધિ છે કે નાગેશે બતાવેલ અન્તરંગ પરિભાષાનો અંદર છુપાયેલા તત્ત્વને કયો માણસ સમજી શકે છે ? હા, તે જ માણસ સમજી શકે છે કે જે પાણિનિ-તંત્ર ઉપર લખાયેલ ભાષ્યના મર્મને જાણી શકે છે.[૪૪] પાણિનિએ પોતે અન્તરંગ શબ્દનો ઉલ્લેખ કર્યો નથી, જ્યારે વાર્તિકકારે આનો ત્રણ વાર પ્રયોગ કર્યો છે. આ શબ્દ 'પ્રાથમિકતા'—બીજા કરતાં પહેલો'. 'અન્ય કાર્યો કરતાં જેને પ્રથમતા આપવામાં આવે છે તેવું કાર્ય' એવા અર્થમાં વપરાયેલ છે. મહાભાષ્યને તો આ પરિભાષા સુપરિચિત છે. કાતંત્ર વ્યાકરણમાં અન્તરંગનો નિશ્ચય કરનાર ૭ પરિભાષાઓ મળી આવે છે, જ્યારે પાણિનિ વ્યાકરણની શાખામાં પણ વ્યાડિ, પુરુષોત્તમદેવ, સીરદેવ, નાગેશે આનો સારો એવો વિચાર કર્યો છે.

વ્યાકરણમાં 'અન્તરંગ પરિભાષા' એ તો સગવડનું નામ છે, બાકી મૂળ પરિભાષા 'असिद्धं बहिरङ्गमन्तरङ्गे'.[૪૫] છે. આનો અર્થ છે કે 'અન્તરંગ' શાસ્ત્રની દૃષ્ટિએ બહિરંગશાસ્ત્ર (કાર્ય) અસિદ્ધ થાય છે.

તે તે લક્ષ્ય કે ઉદાહરણની સિદ્ધિને ધ્યાનમાં રાખી અન્તરંગ અને બહિરંગની જુદી જુદી વ્યાખ્યાઓ વૈયાકરણોએ આપેલી છે.

આ 'અન્તરંગ' પરિભાષા જ્ઞાપકસિદ્ધા છે. वाह ऊठ् (૬–૪–૩૨) સૂત્રમાં આવેલ ऊठ् ગ્રહણ અને ओमाङोश्च (૬–૧–૯૫)માં આવેલ आङ् ગ્રહણ તેનું જ્ઞાપક

૪૪. पाणिनीयस्य तन्त्रस्य भाष्यस्थं वेत्ति मर्म कः ।
नागेशोक्तान्तरङ्गस्यान्तरङ्गज्ञो हि मर्मवित् ॥
(સં. કાશીનાથ અભ્યંકર : વ્યાકરણ મહાભાષ્ય, પ્રસ્તાવના ખંડ ભાગ ૭, પૃ. ૪૦.)

૪૫. (પ. શે. ૫૦).

છે તો સાથે સાથે લૌકિક ન્યાયસિદ્ધ પણ છે. આ માટે નાગોજી ભટ્ટ કે નાગેશ કહે છે તેમ 'મનુષ્ય પ્રાતઃકાલે ઉઠીને સૌ પ્રથમ પોતાના શરીર સંબંધી કાર્યો કરે છે અને પછી મિત્રોનાં અને ત્યાર પછી સંબંધીઓનાં.[૪૬] આ રીતે શાસ્ત્રમાં પણ આવું અન્તરંગ કાર્ય અન્ય બહિરંગ કાર્ય કરતાં પ્રથમ થાય છે.

અન્તરંગ સામાન્ય રીતે અર્થ अन्तर्भूतानि निमित्तानि यस्य तत्—છે. 'કોઈ રૂપ કે શબ્દની પ્રક્રિયા વખતે જે કાર્ય માટે નિમિત્તો પ્રાથમિક, અત્યન્ત નજીક, અંદર જ સંનિવિષ્ટ હોય તે અન્તરંગ (કાર્ય) કહેવાય છે,' જ્યારે જેનાં નિમિત્તો વેગળાં હોય, બાહ્ય હોય કે પછીથી ઉપસ્થિત હોય તેને बहिर्भूतानि निमित्तानि यस्य तद् बहिरङ्गम् બહિરંગ કહે છે. અન્તરંગ બહિરંગની આ જ વ્યાખ્યા મોટે ભાગે માન્ય થયેલી છે.

આ સિવાય પણ (૧) અલ્પ શરતો ધરાવતું જે કાર્ય તે અન્તરંગ, વધારે શરતો ધરાવતું બહિરંગ, (૨) એક પદના આધારે થતું કાર્ય અન્તરંગ, બે પદોના આધારે થતું બહિરંગ, (૩) પ્રકૃતિને આધારે થતું કાર્ય અન્તરંગ અને પ્રત્યયના આધારે થતું કાર્ય બહિરંગ, (૪) સામાન્યની અપેક્ષા રાખે તે અન્તરંગ અને વિશેષની રાખે તે બહિરંગ, એવી પણ જુદી જુદી વ્યાખ્યાઓ પ્રા. મહાદેવ સાઠેએ નોંધી છે.[૪૭]

મહાભાષ્યકાર આ પરિભાષાને અનિત્ય માને છે

પરિભાષેન્દુશેખરમાં અન્તરંગ પરિભાષા વિષે સવિસ્તર વિચાર કરી અપવાદ વિષે પણ ઠીક ઠીક વિચાર કરવામાં આવ્યો છે. 'અન્તરંગ કાર્ય કરતાં અપવાદ પ્રબલ ગણાય છે.'[૪૮] અપવાદના વધુ પ્રચલિત લક્ષણ પ્રમાણે 'જે વિધિ નિરવકાશ છે તે અપવાદ કહેવાય છે' (निरवकाशो विधिरपवादः). તો અપવાદનું શાસ્ત્રીય લક્ષણ

---

૪૬. इदमन्तरङ्गत्वं लोकन्यायसिद्धमिति मनुष्योऽयं प्रातरुत्थाय शरीरकार्याणि करोति ततः सुहृदां ततः सम्बन्धिनाम्...(પ. શે., પૃષ્ઠ ૯૬).

૪૭. (A) अल्पाश्रयमन्तरङ्गम्, बह्वाश्रयं बहिरङ्गम् ।
(B) एकपदाश्रयमन्तरङ्गम् । उभयपदाश्रयं बहिरङ्गम् ।
(C) प्रकृतेः आश्रितमन्तरङ्गम् । प्रत्ययाश्रितं बहिरङ्गम् ।
(D) सामान्यापेक्षमन्तरङ्गम्, विशेषापेक्षं बहिरङ्गम् ।
(સંપાદક પ્રા. મહાદેવ દામોદર સાઠે : વૈયાકરણ સિદ્ધાન્ત કૌમુદી, પૃ. ૫૨ આવૃત્તિ ૧, પૂના ૨, ૧૯૬૫).

૪૮. अन्तरङ्गादप्यपवादो बलीयान् (પ. શે. પૃષ્ઠ ૫૭).

'યેન નાપ્રાપ્તે' ન્યાયદ્વારા બતાવાયું છે. 'જ્યાં કોઈ ઉદાહરણમાં જેની પ્રાપ્તિ નિશ્ચિત રૂપે થતી હોય ત્યારે જે નિયમ કે સૂત્રનો આરંભ (રજૂઆત) કરવામાં આવે તે આરંભને અપવાદ કહેવામાં આવે છે.[૪૯] દા. ત., सुधियौ सुधी+औમાં પ્રથમ તો यण् પ્રાપ્ત થાય છે; પણ આ રીતે यण् જ થયા કરે તો 'इयङ्' વિધાયક શાસ્ત્ર કે સૂત્રને અવકાશ (સ્થાન) જ પ્રાપ્ત ન થાય અને એ રીતે इयङ् વિધાયક સૂત્ર વ્યર્થ નીવડે. આવી વ્યર્થતાનો પ્રસંગ ન આવે તે માટે 'અપવાદ' નામની યુક્તિનો વ્યાકરણશાસ્ત્રમાં સંનિવેશ કરવામાં આવ્યો છે. આથી सुधी+औમાં इयङ् અપવાદરૂપ હોવાથી બધાં કરતાં પ્રબલ માનવામાં આવતાં इयङ् થતાં આખરે सुधियौ રૂપ બને છે. 'येय नाप्राप्ते०' એ ન્યાય અપવાદનું કેવલ સ્વરૂપ રજૂ કરતો હોવાથી તેને સ્વતંત્ર પરિભાષા તરીકે માનવામાં આવી ન હોય તેમ જણાય છે, તેથી મ. મ. કાશીનાથ અભ્યંકરે સંપાદિત કરેલ પરિભાષેન્દુશેખરની આવૃત્તિમાં આ પરિભાષા આપવામાં આવી નથી, જ્યારે વારાસણીની આવૃત્તિમાં येन नाप्राप्ते०ને સ્વતંત્ર પરિભાષાનું સ્વરૂપ આપવામાં આવ્યું છે અને પરિભાષેન્દુશેખરમાં 'अन्तरङ्गादप्यपवादो बलीयान्' (૫. ૫૭) પછી એનો (येन नाप्राप्ते० ૫૮) નંબર રાખવામાં આવ્યો છે. મહાભાષ્યકારે येन नाप्राप्तेને બદલે अपवादन्यायનો પ્રયોગ કર્યો છે. અલબત્ત, બંનેનાં સ્વરૂપ अपवादन्याय કે येन नाप्राप्तेનાં સ્વરૂપ સરખાં જ છે. પ્રાચીન વૈયાકરણોએ अन्तरङ्गादप्यपवादो बलीयान्' એવો એક સામાન્ય નિયમ આપ્યો છે. કાતંત્ર વ્યાકરણે અપવાદ વિધિને વિશેષ વિધિ (विशेषविधिरपवादः) અને સામાન્ય વિધિને (सामान्यविधिरुत्सर्गः) ઉત્સર્ગશાસ્ત્ર કહેલ છે.

અપવાદ તરીકે સંમાનિત થયેલ પરિભાષાઓમાં अकृतव्यूहाः પરિભાષા પણ અતીવ મહત્ત્વની છે.[૫૦] 'જો પૂર્વે પ્રાપ્ત થનાર અન્તરંગ કાર્યના નિમિત્તનો પછીથી પ્રાપ્ત થનાર બહિરંગ કાર્યથી નાશ થતો હોય તો ત્યાં અન્તરંગ કરવું જોઈએ નહીં.[૫૧] (એમ પાણિનિના અનુયાયીઓ માને છે). દા. ત., (सेदुषः सद्+वस्+शस् )માં વલાદિ નિમિત્તક ઈડાગમ અન્તરંગ હોવા છતાં ભવિષ્યમાં 'व्'નું સંપ્રસારણ થવાનું હોઈ, વલાદિત્વનો નાશ થનાર હોઈ તત્પ્રયુક્ત ઈડાગમ કાર્ય કરવામાં આવતું નથી. પ્રસ્તુત अकृत० પરિભાષાનો નિર્દેશ મહાભાષ્યમાં નથી (किं चैषा भाष्ये न दृश्यते)

---

૪૯. येन नाप्राप्ते यो विधिरारभ्यते स तस्य बाधको भवति (૫. શે., પૃ૦ઠ, ૧૩૪).

૫૦. अकृतव्यूहाः पाणिनीयाः (૫. શે. ૫૬).

૫૧. बहिरङ्गणान्तरङ्गस्य निमित्तविनाशे पश्चात्संभाविते‌ऽन्तरङ्गं नेतियावत ।
(૫. શે., પૃ૦ઠ, ૧૨૪).

એમ નાગેશ પોતે જ કહે છે,[૫૨] તેથી નાગેશ પણ આ પરિભાષાનો સ્વીકાર કરવાના પક્ષમાં નથી.

આ રીતે બાધબીજ પ્રકરણમાં મુખ્ય મુખ્ય પરિભાષાઓના બલાબલનો આપણે વિચાર કર્યો. આ સિવાય પણ આ પ્રકરણમાં જે પરિભાષાઓ છે તેમાંની કેટલીક પરિભાષાઓનું કેવળ વિહંગાવલોકન કરી લઈએ. આમાંની એક પરિભાષા પ્રમાણે 'તુલ્યબલ' ધરાવનાર સૂત્ર (શાસ્ત્ર)નો વિરોધ થતાં જ્યાં એક શાસ્ત્રનો કે સૂત્રનો બાધ કરવામાં આવ્યો હોય, પણ પછી તે બાધિત સૂત્રની પુનઃ પ્રવૃત્તિનો પ્રસંગ હોય છતાં એક વાર (सकृद्) બાધ થયો એટલે કાયમ માટે તેનો બાધ ગણાય છે.[૫૩] તો 'વિકરણ પ્રત્યય વિધાયકશાસ્ત્ર પર હોવા છતાં તેના કરતાં (अनुदात्तङित आत्मनेपदम् (૧–૩–૧૨) શાસ્ત્ર જેવા નિયામક (નિયમ) શાસ્ત્રને બલવાન ગણવામાં આવે છે.[૫૪] તો અન્તરંગ પરિભાષા પછી અમુક વ્યવસ્થા આપતાં કહેવામાં આવ્યું છે કે 'અંગાધિકારમાં કહેલ અંગકાર્ય, સંધિનિયમ પ્રમાણે થનાર વર્ણકાર્ય કરતાં બલવાન ગણાય છે.[૫૫] તો એક બીજી પરિભાષા કહે છે કે 'કોઈ ઠેકાણે સપ્તમી નિર્દેશને લીધે થતું કાર્ય અને પંચમી વિભક્તિના નિર્દેશને લીધે થતું કાર્ય એમ બંને પ્રાપ્ત હોય તો પંચમી નિર્દેશવાળું કાર્ય બલવાન ગણાય છે.[૫૬]

આ રીતે પરિભાષાઓના બલાબલનો નિર્દેશ કરતું બીજું પ્રકરણ પૂરું થાય છે.

## શાસ્ત્રશેષ પ્રકરણ કે તંત્રશેષ પ્રકરણ :

પરિભાષેન્દુશેખરના આ તૃતીય પ્રકરણમાં આવેલી પરિભાષાઓ પાણિનિનાં સૂત્રો કે શાસ્ત્રના અર્થના નિશ્ચય માટે કે બલાબલના નિર્ણય માટે નથી, પણ આ બંનેના પ્રદેશથી બાકી રહેલા ક્ષેત્રને આવરી લેનારી પરચૂરણ પરિભાષાઓ છે. આમાં ૭૧થી ૧૨૨ એટલે કે ૬૩ પરિભાષાઓ છે. આ પરિભાષાઓના કાર્યક્ષેત્રને નીચે પ્રમાણેના પાંચ વિભાગોમાં વહેંચી શકાય :

(૧) પ્રથમ વિભાગમાં લગભગ ૩૫ જેટલી એવી પરિભાષાઓ છે કે જે શાસ્ત્રત્વ સંપાદક પ્રથમ પ્રકરણને સહાયક નીવડે છે, તેથી આ પરિભાષાઓને પ્રથમ

---

૫૨. પ. શે., પૃષ્ઠ, ૧૩૩.

૫૩. सकृद्गतौ विप्रतिषेधे यद्बाधितं तद्बाधितमेव । (પ. શે. ૪૦).

૫૪. विकरणेभ्यो नियमो बलीयान् (પ. શે. ૪૧).

૫૫. वार्णादाङ्गं बलीयः (પ. શે., ૫૫).

૫૬. उभयनिर्देशे पञ्चमीनिर्देशो बलीयान् (પ. શે. ૭૦).

પ્રકરણના પરિશિષ્ટ રૂપે ગણાય. દા. ત., प्रातिपदिकग्रहणे० પરિભાષા. 'જ્યાં અમુક
સૂત્રમાં જે શબ્દ ઉચ્ચારતાં સામાન્ય રૂપે પ્રાતિપદિકનો બોધ થતો હોય અથવા
પ્રાતિપદિક બોધક વિશેષ શબ્દ જ્યાં ઉચ્ચરિત હોય ત્યાં લિંગવિશિષ્ટ પ્રાતિપદિક
એટલે કે ત્રણેય (પું. સ્ત્રી. અને નપુંસક) લિંગના બોધક શબ્દોનું ગ્રહણ કરવું.'[૫૭]
આમ આ પરિભાષા શાસ્ત્રત્વનું સંપાદન કરી આપે છે.

(૨) બીજા વિભાગમાં અમુક સૂત્રો કે નિયમો વિકલ્પે પ્રવૃત્ત થાય છે એવું
વિધાન કરનાર પરિભાષાઓ લગભગ ૮ જેટલી છે. આ પરિભાષાઓ પણ પ્રથમ
પ્રકરણની જ પૂરક છે. દા.ત., समासान्तविधिरनित्यः (પ. શે. ૮૪).

(૩) ત્રીજા વિભાગમાં આવનાર પરિભાષાઓ અમુક વિશિષ્ટ સંયોગોને લીધે
અન્ય કરતાં પ્રથમ પ્રવૃત્ત થનારી છે, તથા બીજાં સૂત્રો કરતાં અમુક સૂત્રની વિશિષ્ટતા
બતાવનારી છે. દા. ત., 'સૂત્રની પ્રવૃત્તિ તો વરસાદના જેવી હોય છે.[૫૮] તો
'(હંમેશાં) નિષેધો બલવાન હોય છે.[૫૯] આ રીતે આ વિભાગમાં લગભગ ૯
પરિભાષાઓ આવી શકે તેમ છે.

(૪) ચતુર્થ વિભાગમાં એવી એક જ પરિભાષા છે કે જે અગત્યની જાહેરાત
કરે છે કે 'જ્ઞાપકથી સિદ્ધ થતી બાબત સાર્વત્રિક ગણાતી નથી.'[૬૦]

(૫) પંચમ વિભાગમાં એવી પરિભાષાઓ સમાવી શકાય કે જે સંસ્કૃત
સાહિત્યના પ્રામાણિક કવિઓ અને લેખકોએ કરેલ વ્યાકરણથી વિરુદ્ધ કેટલાક પ્રયોગોનું
સાધુત્વ (પ્રામાણિકત્વ) સિદ્ધ કરવા માટે છે. આવી લગભગ ૧૦ પરિભાષાઓ છે.
જોકે આ પંચમ વિભાગને બીજા વિભાગ સાથે જોડીને અહીં ચાર વિભાગો પાડીએ
તો પણ કોઈ અનુપપત્તિ દેખાતી નથી.

સંસ્કૃત સાહિત્યમાં એવા કેટલાક પ્રયોગ આવે છે કે જે વ્યાકરણની દૃષ્ટિએ
અસાધુ કહેવાય, તેથી એવી પ્રામાણિક કૃતિઓમાંના એવા કેટલાક પ્રયોગોના સાધુત્વ
માટે નીચેની કેટલીક પરિભાષાઓનો અભ્યાસ આવશ્યક છે:

(૧) सुपथी नगरी (સારા માર્ગવાળી નગરી). અહીં शोभनाः पन्थानः यस्यां सा
–આ બહુવ્રીહિ સમાસમાં (બહુવ્રીહિ) સમાસને અંતે થતો क (कप्) પ્રત્યય જોડીને

---

૫૭. प्रातिपदिकग्रहणे लिङ्गविशिष्टस्यापि ग्रहणम् । (પ. શે. ૭૨).

૫૮. पर्जन्यवल्लक्षणप्रवृत्तिः (પ. શે. ૧૧૧).

૫૯. निषेधाश्च बलीयांसः (પ. શે. ૧૧૨).

૬૦. ज्ञापकसिद्धं न सर्वत्र (પ. શે. ૧૧૬).

सुपथिका એવો શુદ્ધ પ્રયોગ કરવો આવશ્યક છે. આમ છતાં समासान्त વિધિ અનિત્ય છે.[61] એવી પરિભાષાને લીધે सुपथी પ્રયોગ પણ સિદ્ધ (તથા શુદ્ધ) થઈ શકે છે.

(૨) स्वायम्भुवम् (धाम स्वायम्भुवं ययुः કુમારસંભવ, સર્ગ ૨/૧). આ પ્રયોગમાં स्वयम्भु+अण्માં 'ओर्गुणः' (६-४-१४६) સૂત્રથી 'भ' સંજ્ઞા ધરાવનાર 'उ'નો ગુણ થતાં આખરે स्वायम्भवम् પ્રયોગ થવો જોઈએ, છતાં 'અમુક શાસ્ત્ર કે સૂત્રમાં કોઈ કાર્ય અમુક સંજ્ઞાને કારણે થતું હોય તો અનિત્ય મનાય છે.[62] એવી વ્યવસ્થા કરનાર આ પરિભાષા છે. આ પ્રયોગ અને તેના સાધુત્વનો નિર્દેશ ભટ્ટોજીએ સિદ્ધાન્ત કૌમુદીમાં પણ કર્યો છે.[63]

(૩) सागरं तर्तुकामस्य–ખરી રીતે √तॄ દીર્ઘ ઋકારાન્ત ધાતુ 'સેટ્' હોવાથી ઈટ્નો આગમ (ઈડાગમ) થવો જોઈએ. છતાં 'આગમ વિધાયક શાસ્ત્ર અનિત્ય છે.'[64] આ પરિભાષાની મદદથી આ પ્રયોગની સિદ્ધિમાં કોઈ હરકત રહેતી નથી.

(૪) न विश्वसेद् अविश्वस्ते, विश्वस्ते नातिविश्वसेत्. આવા 'પંચતંત્ર' વગેરેમાં આવતા विश्वसेत् જેવા પ્રયોગમાં वि+श्वस्+अ+लिङ्માં वि+श्वस्. ધાતુ બીજા ગણનો હોવાથી વિકરણ પ્રત્યય अ (शप्)નો લોપ થવો જોઈતો હતો, પણ 'ગણથી પ્રયુક્ત કાર્ય અનિત્ય ગણાય છે.'[65] તેથી અહીં शप्નો लुक् (લોપ) થતો નથી.

(૫) स्फायन्निर्मोकः (स्फायन्–વૃદ્ધિ પામતી निर्मोक–ચામડીવાળો.) અહીં √स्फायी वृद्धौ પ્રમાણે √स्फाय् ધાતુ પ્રથમ ગણનો આત્મનેપદી ધાતુ હોવાથી વર્તમાન કૃદન્ત પું.પ્ર.એ.વ.માં 'स्फायमान' એવું રૂપ થવું જોઈએ છતાં 'અનુદાત્ત ઈત્સંજ્ઞક પ્રયુક્ત આત્મનેપદ અનિત્ય મનાય છે.[66] આ પરિભાષાના આધારે પરસ્મૈપદ વ.કૃ.નો પ્રયોગ પણ શુદ્ધ છે.

આ બાબતનું એક વધુ ઉદાહરણ 'धनक्षये वर्धति जाठराग्निः' છે.[67] અહીં પણ હવે वर्धतेને બદલે वर्धतिનો પ્રયોગ સાધુ માની શકાય છે.

---

૬૧. 'समासान्तविधिरनित्यः' (૫. શે. ૮૪).

૬૨. संज्ञापूर्वकविधेरनित्यत्वम् (૫. શે. ૯૩૧).

૬૩. દ્રષ્ટવ્ય : સં. શ્રી. બાલકૃષ્ણ પંચોલી : વૈયાકરણ સિદ્ધાન્ત કૌમુદી, ભાગ ૨ (બહુવ્રીહિ સમાસ પ્રકરણ), પૃ. ૭૬.

૬૪. आगमशास्त्रमनित्यम् (૫. શે. ૯૩.૨).

૬૫. गणकार्यमनित्यम् (૫. શે. ૯૩.૩).

૬૬. अनुदात्तेत्त्वलक्षणमात्मनेपदमनित्यम् । (૫. શે. ૯૩.૪).

૬૭. દ્રષ્ટવ્ય : પં. શ્રી. ચારુદેવ શાસ્ત્રી : વ્યાકરણ ચંદ્રોદય, પંચમ ખંડ (પરિભાષા પ્રકરણ), પૃ. ૨૩૫ (પ્રથમ સંસ્કરણ.)

(૬) 'हा पितः कूवासि हे सुभ्रुरित्येव विललाप सः' ભટ્ટિકાવ્યના આ વાક્યમાં सुभ्रू શબ્દની નદીસંજ્ઞાનો નિષેધ થતો હોવાથી સંબોધનમાં હ્રસ્વ વિધાયક 'अम्बार्थ-नद्योर्ह्रस्वः' (૭/૨/૧૦૭) સૂત્રની પ્રવૃત્તિ થઈ શકે નહીં, તેથી सुभ्रुः એવો હ્રસ્વ ઉકારાન્ત પ્રયોગ બની શકે નહીં. આ સ્થિતિમાં એક પરિભાષા આવે છે, 'જે સૂત્રમાં नञ् આવેલ હોય તો તે સૂત્રથી થનાર કાર્ય અનિત્ય માનવામાં આવે છે,[૬૮] આમ આ પરિભાષા હોવાથી 'नेयङुवङ्स्थानावस्त्री' (પા. ૧/૪/૪) સૂત્રથી થતો નદી સંજ્ઞાનો નિષેધ અનિત્ય બની જતાં એટલે કે નદી સંજ્ઞા પ્રવૃત્ત થતાં હ્રસ્વ થાય છે અને सुभ्रु એવો હ્રસ્વ ઉકારાન્ત પ્રયોગ ઉપપન્ન થાય છે. ભટ્ટોજી દીક્ષિતે પણ આ બાબતનો નિર્દેશ કર્યો છે, પણ સાથે સાથે તેઓ કહે છે કે 'सुभ्रुः આવો હ્રસ્વાન્ત પ્રયોગ ભૂલ ભરેલો છે એમ ઘણા (વિદ્વાનો) માને છે.[૬૯]

## પરિભાષાઓનું વર્ગીકરણ :

આ રીતે શાસ્ત્રશેષ પ્રકરણનું સામાન્ય વિહંગાવલોકન કરી હવે આપણે પરિભાષાઓના વર્ગીકરણ વિષે વિચારીશું. પરિભાષેન્દુશેખરની પરિભાષાઓનો અભ્યાસ કરતાં તેમના વિવેચક વિદ્વાનોએ, ખુદ નાગેશે પણ તેમના જુદા જુદા વર્ગો—પ્રકારો બતાવ્યા છે. પરિભાષાઓમાં મુખ્ય ત્રણ પ્રકાર છે : (૧) વાચનિકી, (૨) ન્યાયસિદ્ધા, અને (૩) જ્ઞાપકસિદ્ધા. આમાં પાછા વાચનિકીના બે ભેદ : (A) સ્વતંત્ર વાચનિકી અને સૂત્રસિદ્ધ વાચનિકી. એવી રીતે ન્યાયસિદ્ધ પરિભાષાઓના પણ બે પ્રકાર છે :(A) લૌકિક ન્યાયસિદ્ધા, અને (B) શાસ્ત્રીય ન્યાયસિદ્ધા. શાસ્ત્રીય ન્યાયસિદ્ધાને યુક્તિસિદ્ધા પણ કહેવામાં આવે છે.

આ વર્ગીકરણનું માનચિત્ર આ પ્રમાણે છે :




---

૬૮. नञ्घटितमनित्यम् (પ. શે. ૯૩.૫).

૬૯. कथं तर्हि हा पितः क्वासि हे सुभ्रुरिति भट्टिः ? । प्रमाद एवायमिति बहवः । (પં. શ્રી. બાલકૃષ્ણ પંચોલી : વૈયાકરણ સિદ્ધાન્ત કૌમુદી, ભાગ ૧, અજન્ત સ્ત્રીલિંગ પ્રકરણ, પૃષ્ઠ, ૧૪૯).

(૧) વાચનિકી પરિભાષા—वचनेन निर्वृत्ता (वचन+ठक्) वाचनिकी—મૌખિક શબ્દોમાં અભિવ્યક્ત થનાર અર્થાત્ જે પરિભાષાઓ વચન=કથન મુખરવ દ્વારા ઉચ્ચારાયેલી છે, તે વાચનિકી પરિભાષાઓ છે.

[A] સ્વતંત્ર વાચનિકી પરિભાષા :

જે પરિભાષાઓ પાણિનિનાં સૂત્રોને આધારે નીકળી નથી તથા જે જ્ઞાપક કે ન્યાયથી સિદ્ધ નથી, પણ ભાષ્યકારે જે કેવલ વચનરૂપે કહેલી છે અને જે સંપૂર્ણ રીતે સ્વતંત્ર છે, તે સ્વતંત્ર વાચનિકી પરિભાષા કહેવાય છે. દા.ત., (૧) व्याख्यानतो विशेषप्रतिपत्तिः (પ. શે. ૧), (૨) यथोद्देशम् (પ. શે. ૨), (૩) कार्यकालम् (પ. શે. ૩), (૪) यस्मिन्विधिस्तदादा. (પ. શે. ૩૩), (૫) उपपदविभक्तेः कारकविभक्तिर्बलीयसी... (પ. શે. ૯૪) આદિ.

કેટલાક વૈયાકરણો સ્વતંત્ર વાચનિકી પરિભાષાને જ્ઞાપકસિદ્ધ પણ માને છે, કારણ કે આવી સ્વતંત્ર વાચનિકી પરિભાષાઓ માટેનાં જ્ઞાપક પણ અષ્ટાધ્યાયીમાં મળી આવે છે. દા.ત., व्याख्यानतो विशेष. (પ. શે. ૧), સ્વતત્ર વાચનિકી હોવા છતાં તેમાં જ્ઞાપક પણ આપેલ છે.

આથી પરિભાષેન્દુશેખરમાં જ્યાં સ્વતંત્ર વાચનિકી પરિભાષાઓ છે ત્યાં નાગેશ 'भाष्ये वचनरूपेण कथितैषा' એમ કહીને તેમનું વાચનિકીત્વ પણ બતાવે છે. દા.ત., अनिनस्मिन्...प्रयोजयन्ति (પ. શે. ૧૬) ઉપરની વૃત્તિમાં નાગેશ લખે છે કે...'येन विधिस्तदन्तस्य (૧/૧/૭૨) इत्यत्र भाष्ये वचनरूपेण पठिता ।[७०] અહીં वचनरूपेण કહેવાનું તાત્પર્ય એ છે કે આવી પરિભાષા ભાષ્યમાં કેવલ વચન રૂપે પઠિત હોય છે, ભાષ્યમાં તેનું જ્ઞાપક બતાવેલું હોતું નથી.

## [B] શાસ્ત્રસિદ્ધા યા સૂત્રસિદ્ધા વાચનિકી :

પાણિનિનાં સૂત્રો કે તેના અર્થ ઉપરથી નીકળેલી જે પરિભાષાઓ છે તે શાસ્ત્ર કે સૂત્રસિદ્ધ વાચનિકી પરિભાષા છે. દા.ત., (૧) निर्दिश्यमानस्यादेशा भवन्ति (પ. શે. ૧૨) પરિભાષા षष्ठी स्थानेयोगा (પા. ૧/૪/૪૯) સૂત્ર ઉપરથી સિદ્ધ થઈ છે. એવી જ રીતે (૨) अर्थवद्ग्रहणे० (પ.શે. ૬૮) પરિભાષા स्वं रूपं शब्दस्य० (પા. ૧/૧/૧૬૮) નીકળેલી છે, તેથી તે સૂત્ર કે શાસ્ત્રસિદ્ધા વાચનિકી છે. (૩) सर्वे विधयश्छन्दसि विकल्प्यन्ते (પ. શે. ૩૫). આ પરિભાષા 'व्यत्ययो बहुलम्' (૩/૧/૮૫)

---

૭૦. (પ. શે., પૃષ્ઠ ૩૩).

સૂત્રમાં बहुलम्‌નો યોગ વિભાગ કરીને અથવા षष्ठीयुक्तश्छन्दसि वा (પા. ૧/૪/૯) સૂત્રમાં આવેલ 'वा' પદના યોગ વિભાગથી સિદ્ધ થયેલ છે.

## ન્યાયસિદ્ધા પરિભાષા :

नीयन्ते प्राप्यन्ते विवक्षिता अर्था येन इति न्यायाः [नि+इ+घञ्] અર્થાત્, તેવાં લોકોમાં જાણીતાં દૃષ્ટાન્તો કે કહેવતો કે જેનાથી વિવક્ષિત અર્થ હાથમાં આવી જાય છે, તેને 'ન્યાય' કહેવાય છે. પરિભાષેન્દુશેખરમાં એવા અનેક ન્યાયો બતાવ્યા છે કે જે નિરૂપણીય વિષયને બહુ વિશદ બનાવે છે. તેમનાથી અર્થ વધુ સ્પષ્ટ થાય છે અને ભાષામાં પણ ઝમક આવે છે. પરિભાષેન્દુ૦માં કેટલાક ન્યાય તો લોકજીવન કે વ્યાવહારિક જગતમાંથી લેવામાં આવ્યા છે તો કેટલાક શાસ્ત્રીય ન્યાયો પણ બતાવાયા છે.

## લૌકિક ન્યાય :

આ ન્યાયોમાંથી કેટલાકનું નિરૂપણ આ જ લેખમાં તે તે પરિભાષાઓના પરિચય આપતી વખતે કરી દીધું છે यदागम०, व्यपदेशिद्भाव, एकदेशविकृत०, अन्तरङ्ग, વગેરે પરિભાષાઓના નિરૂપણમાં આપણે અમુક ન્યાયોનું સ્વરૂપ જોયું છે. તે ઉપરાંત બીજા પણ કેટલાક ન્યાય જોઈએ.

સૂત્ર लिङ्गवचनमतन्त्रम् (પ. શે. ૭૩)માં નાગેશ धान्यपलालन्याय કે જે લૌકિક ન્યાય છે તેનો નિર્દેશ કરે છે.

અનાજની ઇચ્છા ધરાવનાર માણસ સૌ પ્રથમ ફોતરાં અને ઘાસ સાથે ડાંગર લઈ આવે છે અને તેમાંથી કામનું રાખી બાકીનાનો ત્યાગ કરે છે.[૭૧] તે રીતે પાણિનિનાં સૂત્રોમાં લિંગ અને વચન જે રૂપમાં હોય તે જ રૂપમાં લેવાય નહીં. દા.ત., तस्यापत्यम् (૪/૧/૯૨) સૂત્રમાં अपत्यम् એવો એકવચનાન્ત નિર્દેશ હોઈ गर्गस्य गोत्रापत्यम् गार्ग्यःમાં गर्गादिभ्यो यञ् (૪/૧/૧૦૫) સૂત્રથી यञ् प्रत्यय થઈ શકે, પણ गर्गस्य गोत्रापत्यम् गार्ग्यौ: એમ બે અપત્ય બતાવવાં હોય, અને गार्ग्यौ એ પુંલિંગ નિર્દેશ કરવાનો હોય ત્યાં મુશ્કેલી નડે છે, પણ હવે પ્રસ્તુત પરિભાષાને લીધે तस्यापत्यम् સૂત્રમાં નિર્દિષ્ટ લિંગ અને વચન તેના કડક અર્થમાં લેવાતાં નથી.

---

૭૧. तद्यथा कश्चिदन्नार्थी शालिकलापं सतुषं सपलालमाहरति नान्तरीयकत्वात् स यावदादेयं तावदादाय तुषपलालान्युत्सृजति...एवमिहापि नान्तरीयकत्वात् पुँल्लिङ्गेन निर्देशः क्रियते एकवचनान्तेन च। (સં. કીલહોર્ન : પરિભાષેન્દુશેખર, ભાગ ૨, પૃ. ૩૭૬).

(२) सन्निपातलक्षण० પરિભાષા પણ લૌકિક ન્યાયથી સિદ્ધ છે. 'અમુક બે પદોના સંનિપાત (સામીપ્ય)ને લીધે થયેલ કાર્ય, એ બે પદોના સંબંધ–સામીપ્યનો નાશ કરવામાં કારણ બની શકે નહીં.'[૭૨] કારણ કે 'જે ઉપજીવ્ય (આશ્રય આપનાર)ને લીધે પોતાને અસ્તિત્વ પ્રાપ્ત થયું હોય ત્યારે ઉપજીવકે (આશ્રય પ્રાપ્ત કરનારે) ઉપજીવ્યનો નાશ કરવો અયોગ્ય છે.[૭૩] એવો લોકવ્યવહાર છે. આ રીતે જોતાં शतानि (शत+जस् (इ)માં અજન્ત शत માં अ અને સર્વનામ સ્થાન (બહુવચન)ના સામીપ્યને લીધે અસ્તિત્વમાં આવેલ नुम् (न्) शतन्+इ એમ નકારાન્ત બની ष्णान्ता षट् (૧/૧/૨૪) સૂત્રથી षट् સંજ્ઞક બની 'षड्भ्यो लुक्' (૭/૧/૨૨) દ્વારા ઉપજીવ્ય 'इ'નો લોપ કરી अ અને इના સામીપ્ય વિઘાતમાં કારણ બની શકે નહીં.

પરિભાષેન્દુશેખરના તૃતીય પ્રકરણમાં અન્ય કેટલીક પરિભાષાઓ તો ન્યાય જેવી જ છે, તેમનો કેવલ અર્થ જ જોઈ લઈએ :

(A) साम्प्रतिकाभावेऽपि भूतपूर्वगतिः[૭૪] હાલમાં શાસ્ત્રમાં એ શબ્દ સ્વરૂપ ન હોય છતાં ભૂતપૂર્વ ધર્મનો આશ્રય લઈ શાસ્ત્રીય કાર્ય કરવામાં આવે છે. પ. શે.ની ચિત્પ્રભા 'ટીકા' કહે છે તેમ : [૭૫] જેમ દેવદત્તના ઘરની ઉપર કાગડો આવીને ઊડી ગયો હોય છતાં આ તે દેવદત્તનું ઘર કે જેના ઉપર કાગડો હતો અથવા તો કોઈ દેવદત્તે પોતાનું ઘર વેચી દીધું અને બીજાએ તે ખરીદી લીધું હોવા છતાં એ દેવદત્તનું જ ઘર એમ કહેવાય છે, તેવી રીતે શાસ્ત્રમાં પણ વ્યવહાર થાય છે.

(B) संनियोगशिष्टानामन्यतरापाये उभयोरप्यपाय:[૭૬] 'સાથે દર્શાવેલ બે પદાર્થો (વ્યક્તિઓ)માં એક ચાલ્યો જતાં બીજો પણ ચાલ્યો જાય છે.

---

૭૨. संनिपातलक्षणो विधिरनिमित्तं तद्विघातस्य (પ. શે. ૮૫).

૭૩. उपजीव्यविरोधस्यायुक्तत्वमिति न्यायमूलैषा । (પ. શે. ૮૫, પૃ. ૧૯૩).

૭૪. પ. શે. ૭૬.

૭૫. 'लोके यथा देवदत्तीयगृहोपरितनकाकोड्डयने काकवदिति व्यवहारो यथा वा केनचिद् देवदत्तेन स्वीयगृहे विक्रीतेऽपि देवदत्तगृहमिति व्यवहारस्तथा शास्त्रेऽपि तत्त्वाभावे भूतपूर्वगत्या तद्व्यवहार इति लोकन्यायसिद्धेयम् ॥ (એફ. કીલહોર્ન : પ. શે. ઑવ નાગોજી ભટ્ટ, ભાગ ૨, બીજી આવૃત્તિ, પૃ. ૩૮૬.)

૭૬. પ. શે. ૮૬. આ સાથે મહાભાષ્યમાં પાઠાન્તર આ પ્રમાણે મળી આવે છે : संनियोगशिष्टानामन्यतरापाये उभयोरप्यभावः (પા. ૪–૧–૩૬) (ધ વ્યાકરણ મહાભાષ્ય ઑવ પતંજલિ, ભાગ ૨ (પૃષ્ઠ ૨૧૫–૨૧૬).

(C) प्रधानाप्रधानयो: प्रधाने कार्यसंप्रत्यय:[૭૭] 'જ્યારે બે પદાર્થો (કે વ્યક્તિઓ)માં એક મુખ્ય હોય અને બીજો ગૌણ હોય ત્યારે એ બંનેના વિષયમાં પ્રવૃત્ત થતું કાર્ય પ્રધાનને થાય છે એમ સમજવું જોઈએ.

(D) सहचरितासहचरितयो: सहचरितस्यैव ग्रहणम् :[૭૮] અર્થાત્ દરરોજ જે સાથે ફરતો હોય અને સાથે ફરતો ન હોય ત્યારે તે બંનેમાંથી (વ્યવહારમાં તો) જે સાથે ફરતો હોય તેનું જ ગ્રહણ થાય છે.

(E) पर्जन्यवल्लक्षणप्रवृत्ति:[૭૯] જેમ ઓછા પાણીવાળા કે પાણીથી છલોછલ સરોવર બંને ઠેકાણે વરસાદ સમાનભાવે વરસે છે તેવી રીતે લક્ષણ (સૂત્ર) પણ જ્યાં પોતાની (સૂત્રની) પ્રવૃત્તિથી કંઈક ફરક પડે કે ન પડે તે બંને ઠેકાણે (લક્ષ્યમાં) સમાન રૂપે પ્રવૃત્ત થાય છે.

(F) निषेधाश्च बलीयांस:[૮૦] નિષેધશાસ્ત્ર, અંતરંગ તથા પોતાના ઉપજીવ્ય શાસ્ત્રથી પણ બલવાન હોય છે. વ્યવહારમાં પણ એ જાણીતું છે કે જેનો જન્મ જેને ઉખેડી નાખવા માટે થયો તે એના કરતાં અધિક બલવાન સમજવામાં આવે છે. જેમ કૃષ્ણ (નો-જન્મ) કંસ કરતાં અધિક બલવાન છે.[૮૧]

(G) अर्द्धमात्रालाघवेन पुत्रोत्सवं मन्यन्ते वैयाकरणा:[૮૨] અર્ધમાત્રા (પણ) ઓછી થતાં (વપરાતાં) વૈયાકરણો પુત્રના જન્મ જેટલી ખુશાલી મનાવે છે.

## શાસ્ત્રીય ન્યાયસિદ્ધ કે યુક્તિસિદ્ધ પરિભાષાઓ :

પરિભાષેન્દુશેખરની આ પ્રકારની પરિભાષાઓ શુદ્ધ તર્ક કે યુક્તિના આધારે રચાયેલી છે. દા. ત.[૧] श्रुतानुमितयो: श्रुतसम्बन्धो बलीयान्[૮૩] અર્થાત્ પ્રકરણ આદિ વડે જે સંબંધ પ્રાપ્ત થાય તે અનુમિત છે, તેના કરતાં શ્રુતનો જ સંબંધ બલવત્તર ગણાય છે.

---

૭૭. પ. શે. ૯૭.

૭૮. પ. શે. ૧૦૩.

૭૯. પ. શે. ૧૧૧.

૮૦. પ. શે. ૧૧૨.

૮૧. लोकेऽपि यस्योन्मूलनाय यस्य प्रसक्तिर्भवति ततस्तस्य बलवत्त्वं कंसात् कृष्णस्येव ।
(ભૈરવમિશ્ર) કીલહોર્ન : પરિભાષેન્દુશેખર, ભાગ ૨, પૃ. ૫૦૫.

૮૨. પ. શે. ૧૨૨.

૮૩. પ. શે. ૧૦૪.

'श्रुतिलिङ्गवाक्यप्रकरणस्थानसमाख्यानां समवाये पारदौर्बल्यमर्थविप्रकर्षात्' (મીમાંસા સૂત્ર ૩–૩–૭) મીમાંસા શાસ્ત્રીય ન્યાય કે સૂત્ર પણ આ જ બાબત કહે છે. શ્રુત એટલે કે કોઈ સૂત્રમાં સાક્ષાત્ પઠિત શબ્દની સાથે કોઈ વિશેષણનો અર્થસંબંધ હોય છે તે, અનુમિત (=અધિકારસ્થ શબ્દથી આક્ષિપ્ત)ની સાથે જે સંબંધ હોય તેના કરતાં બલવાન ગણાય છે. આ રીતે એક સ્વાભાવિક યુક્તિથી સિદ્ધ થનાર આ ન્યાય છે.

(૨) अनिर्दिष्टप्रत्ययाः स्वार्थे[૮૪] જ્યાં કોઈ પ્રત્યયોનો અર્થ જ બતાવ્યો નથી તો તે પ્રત્યયો સ્વાર્થનું જ એટલે કે પ્રકૃતિ (મૂળ શબ્દ)ના જ અર્થનું બોધન કરે છે. દા.ત., देवता (देव एव देवता) અહીં देव શબ્દને तल् પ્રત્યય સ્વાર્થિક હોવાથી મૂળ દેવ શબ્દનો જ અર્થ બતાવે છે; પણ અન્ય કોઈ અર્થને બતાવતો નથી, કારણ કે એ યુક્ત છે કે જે વસ્તુ સ્વાભાવિક રીતે જ પ્રાપ્ત છે તેનો ત્યાગ કરવામાં કોઈ પ્રમાણ નથી. "उपस्थितं परित्यज्य अनुपस्थितकल्पने मानाभावः'

(૩) अवयवप्रसिद्धेः समुदायप्रसिद्धिर्बलीयसी[૮૫] 'કોઈ શબ્દના ઘટક (કલ્પિત) અવયવો દ્વારા જે અર્થની સિદ્ધિ થાય છે તેના કરતાં શબ્દ સમુદાય (પ્રકૃતિ પ્રત્યયાદિ વિભાગરહિત)ની જે અર્થમાં પ્રસિદ્ધિ (રૂઢિ) હોય છે તે બલવાન ગણાય છે. દા.ત., 'माता' એટલે કે જનની, રૂઢ શબ્દ, અને माता (मा+डुमाङ् माने+तृ) માપનાર, જેમાં અવયવાર્થની કલ્પના છે તે શબ્દ, એમ આ બંનેમાં જનનીવાચક 'मातृ' શબ્દનું જ ગ્રહણ થાય છે, માપનાર એ અર્થ કહેનાર मातृ શબ્દનું નહીં. મીમાંસાશાસ્ત્રમાં રથાધિકરણમાં 'वर्षासु रथकारोऽग्नीनादधीत' માં रथं करोति એ વ્યુત્પત્તિ (જેમાં અવયવાર્થની કલ્પના છે તે, જે રથને બનાવે છે તે तक्षा અર્થ)ની ઉપેક્ષા કરીને રૂઢસંકરજાતીય રથકાર લેવાય છે. આ રીતે મીમાંસાના રથાધિકરણ ન્યાયથી સિદ્ધ હોવાથી પ્રસ્તુત પરિભાષા શાસ્ત્રીય ન્યાય કે યુક્તિસિદ્ધ પરિભાષા છે.

(૪) (A) पूर्वं ह्यपवादा अभिनिविशन्ते पश्चादुत्सर्गाः[૮૬] (શાસ્ત્રીય ક્ષેત્રમાં કે વ્યાવહારિક ક્ષેત્રમાં) (ઉત્સર્ગ કે વિધિ કરતાં) પહેલાં અપવાદો બુદ્ધિમાં આરૂઢ થાય છે, પછી ઉત્સર્ગ શાસ્ત્ર.

(B) प्रकल्प्य वा अपवादविषयं तत उत्सर्गोऽभिनिविशते[૮૭] (અપવાદના વિષય ક્ષેત્રનો ત્યાગ કરી) પહેલાં ઉત્સર્ગ શાસ્ત્ર બુદ્ધિમાં આરૂઢ થાય છે. આમ આ બંને

---

૮૪. પ. શ. ૧૧૩.
૮૫. પ. શ. ૯૮.
૮૬. પ. શે. ૬૨.
૮૭. પ. શે. ૬૩.

પરિભાષાઓ અનુક્રમે લક્ષણૈકચક્ષુષ્કત્વ અને લક્ષ્યૈકચક્ષુષ્કત્વની યુક્તિથી સાધ્ય હોવાથી આ પરિભાષાઓ યુક્તિસિદ્ધા છે.

## જ્ઞાપકસિદ્ધ પરિભાષાઓ :

પરિભાષેન્દુશેખરમાં નાગેશ ભટ્ટે સંગૃહીત કરેલી ૧૨૨ પરિભાષાઓમાંથી લગભગ અડધા ભાગની પરિભાષાઓનું અસ્તિત્વ તથા પ્રામાણિકતા જ્ઞાપકોથી સિદ્ધ થાય છે. પાણિનિના સૂત્ર ઉપરથી કે સૂત્રમાંના પદ ઉપરથી એવું અનુમાન કરવામાં આવે કે આ પ્રકારની પરિભાષાની પાણિનિને જાણ હોવી જોઈએ તે જાતની પરિભાષાઓ જ્ઞાપકસિદ્ધ છે. આ જ્ઞાપકસિદ્ધ પરિભાષાઓ માટે નાગેશે પાણિનીય સૂત્રોમાંથી એક એક જ્ઞાપક તો કવચિત્ એકથી વધારે પણ જ્ઞાપકો આપેલાં છે. લૌકિક ન્યાયસિદ્ધ પરિભાષા કરતાં જ્ઞાપકસિદ્ધ પરિભાષા વધારે બલવાન છે એમ ભૈરવમિશ્ર કહે છે; તેથી તો કેટલીય પરિભાષાઓ સિદ્ધ હોવા છતાં પણ તેમને માટે જ્ઞાપકો દર્શાવી તે પરિભાષાઓને સિદ્ધ કરેલી છે.

દા.ત., લૌકિક ન્યાયથી સિદ્ધ હોય છતાં જ્યાં જ્ઞાપક આપવામાં આવ્યું છે તેવી 'પરિભાષા' સૂત્ર लिङ्गवचनमतन्त्रम् (પ. શે. ૭૪) છે. તો વાચનિકી પરિભાષા હોવા છતાં તેમાં જ્ઞાપક આપેલ છે તેવી, દા.ત. ग्रहणवता प्रातिपदिकेन तदन्तविधिर्नास्ति (પ. શે. ૩૧), सर्वो द्वन्द्वो विभाषयैकवद्भवति (પ. શે. ૩૪) પરિભાષા પણ જ્ઞાપક સિદ્ધ છે. ખુદ જ્ઞાપકસિદ્ધ પરિભાષાઓ કે વસ્તુઓ વિષે પણ એક પરિભાષા ज्ञापकसिद्धं न सर्वत्र (પ. શે. ૧૨૪) મળે છે. 'જે અર્થ સ્પષ્ટ રૂપે ન કહેવાતાં અનુમાન દ્વારા જ્ઞાપિત કરવામાં આવ્યો છે, તે સાર્વત્રિક સમજવામાં આવતો નથી. આનું તાત્પર્ય એ થયું કે જ્ઞાપકસિદ્ધ પરિભાષાઓની મદદથી અનિષ્ટ કે અસાધુ શબ્દપ્રયોગની સિદ્ધિમાં પ્રવૃત્ત થવું નહીં; પણ સાધુ શબ્દોની સિદ્ધિમાં ધ્યાન અપાવાવું જોઈએ, કારણ કે આખરે વ્યાકરણશાસ્ત્રનું લક્ષ્ય તો ભાષા અને વ્યવહારમાં થતા તે તે શબ્દો (શબ્દપ્રયોગો) છે.

સીરદેવ પણ કહે છે કે જ્ઞાપકસિદ્ધ બાબતનો ઉપયોગ કોઈ અનિષ્ટ પ્રયોગની સિદ્ધિ માટે ન હોવો જોઈએ. દા.ત., √एध (वृद्धौ), ધાતુ આત્મનેપદ છે તેથી તેનાં एधते एधेते એવાં રૂપ ચાલે છે, પણ ત્યાં 'અનુદાત્તેત્ આત્મનેપદ અનિત્ય હોય છે' એમ 'अनुदात्तत्वलक्षणमात्मनेपदमनित्यम् (પ. શે. ૯૩.૪) પરિ.થી સિદ્ધ કરી एधति, एधतः એવાં પરસ્મૈપદ રૂપો ચલાવી શકાય નહિ.

જ્ઞાપકસિદ્ધ પરિભાષાઓની ચર્ચા પૂરી કરતાં પહેલાં એક વસ્તુનું ધ્યાન રાખવું આવશ્યક છે કે જ્ઞાપકસિદ્ધ પરિભાષાઓમાં જ્ઞાપકને બદલે ઘણી વાર 'लिङ्गम्' એવા શબ્દનો પણ નાગેશે પ્રયોગ કર્યો છે.[૮૮]

## નિત્યાનિત્ય પરિભાષાઓ :

પરિભાષેન્દુશેખરમાં પરિભાષાઓના વાચનિકી વગેરે વિભાગો ઉપરાંત અમુક પરિભાષા નિત્ય છે કે અનિત્ય છે તે માટેનો પણ વિભાગ પાડવામાં આવ્યો છે. નાગેશ કેટલીક પરિભાષાઓનું વિવેચન કરીને છેવટે એ અનિત્ય છે એમ કહે છે અને એ માટે ભાષ્યમાંથી પ્રમાણ આપે છે. જ્યારે એવી પણ કેટલીક પરિભાષાઓ છે કે જેમના સ્વરૂપમાં જ 'અનિત્યત્વ' શબ્દનો પ્રયોગ થયેલો છે.[૮૯]

વ્યાકરણશાસ્ત્રમાં 'वा' 'विभाषा' 'अन्यतरस्याम्' કે 'बहुलम्' આદિ પદોનો નિર્દેશ ન હોય તેવાં સૂત્રોથી કરાતું કાર્ય નિત્ય સમજવામાં આવે છે. વળી નિત્ય કાર્યને મુખ્યતા આપવી એવાં પણ શાસ્ત્રવાક્યો, જેવાં કે 'बलवन्नित्यमनित्यात्' परनित्यविचारणे नित्यम्, नित्यानित्ययोर्नित्यम्.' મળી આવે છે. આ પાછળ એ હેતુ જણાય છે કે છે કે આવી નિત્ય કરતાં બીજી કેટલીક પરિભાષાઓને અનિત્ય માની એમનો ઉપયોગ કરવો જોઈએ નહીં.

## નિત્યત્વ અને અનિત્યત્વ :

કોઈ અમુક પરિભાષા માનવાથી અનેક દોષો દૂર થાય છે, તો કોઈક વાર એજ પરિભાષાને લીધે કોઈક ઠેકાણે દોષ પણ ઉભો થાય છે તો એ પરિસ્થિતિમાં તે દોષની નિવૃત્તિ માટે તે તે પરિભાષાને અનિત્ય માનવામાં આવે છે.

અમુક પરિભાષાને લીધે દોષ આવતો હોય તો તેના ડરથી તે પરિભાષા પડતી મૂકવી બરાબર નથી, પણ તેની બાબતમાં અનિત્યત્વ જેનું કોઈ વિધાન કરવું જોઈએ. તેથી પતંજલિએ એ બરાબર કહ્યું છે કે 'કોઈ પણ ખેડૂત હરણ છે તેથી

---

૮૮. किं चोदीचामातः स्थाने इति सूत्रे स्थाने ग्रहणमस्या लिङ्गम्' ।
(પ. શે. ૯૩.૧૦, પૃ. ૧૭૭).

૮૯. દા.ત., (A) शब्दान्तरस्य प्राप्नुवन् विधिः अनित्यो भवति (પ. શે. ४३).
(B) लक्षणान्तरेण प्राप्नुवन् विधिरनित्य: (પ. શે. ४५).
(C) स्वरभिन्नस्य प्राप्नुवन् विधिरनित्यो भवति (પ. શે. ४९).
(D) गणकार्यमनित्यम् (પ. શે. ९५) વગેરે.

કંઈ જવ વાવવાનું છોડી દેતો નથી. ભિખારીઓ છે તેથી રસોઈ બનાવવાનું કામ બંધ રાખવામાં આવતું નથી, પણ તે માટે કોઈ ઉપાય કરવામાં આવે છે.' એ રીતે પરિભાષા માનવી તો જોઈએ અને તે માનતાં કોઈ દોષ આવે ત્યારે તેના નિવારણ માટે તે પ્રયોગ કે સ્થાન પૂરતી અનિત્ય માનવી જોઈએ. આ રીત ચાન્દ્ર,[૯૦] કાતંત્ર[૯૧] અને કાલાપ[૯૨] પરિભાષા પાઠે પણ નાગેશ પહેલાં અપનાવી હતી, જ્યારે 'ज्ञापकसिद्धं न सर्वत्र' (જ્ઞાપકથી સિદ્ધ થયેલ બાબત બધે ઠેકાણે લાગુ પડતી નથી) એ વાતનું તો વ્યાડિ પરિભાષાપાઠ (૧૪૦), પુરુષોત્તમદેવની લઘુ પરિભાષાવૃત્તિ (૧૧૮), સીરદેવની બૃહત્પરિભાષા વૃત્તિ (૧૨૬), નીલકંઠની પરિભાષા વૃત્તિ (૧૧૯), હરિભાસ્કર (૧૨૯), અને પરિભાષેન્દુશેખરે (૧૨૬) પણ વિધાન કર્યું છે.

સીરદેવ[૯૩] અને પુરુષોત્તમદેવે કહ્યું છે તેમ 'જ્યારે કોઈ રસ્તોજ ન રહે ત્યારે વિવશ બનીને પરિભાષાનો આશ્રય લેવો પડે છે.[૯૪] તેથી એ સ્પષ્ટ છે કે કોઈ ઈષ્ટ પ્રયોગની સિદ્ધિ માટે જ પરિભાષાનો આશ્રય લેવાવો જોઈએ, અનિષ્ટની સિદ્ધિ માટે નહીં. નીલકંઠ દીક્ષિત, નાગેશ આદિએ પણ કહ્યું છે કે 'ज्ञापकसिद्धं न सर्वत्र' જેવી પરિભાષાથી આખરે તો પરિભાષાની અનિત્યતાનું જ્ઞાપન થાય છે.

આથી તે સિદ્ધ થાય છે કે જ્યાં સાધુ શબ્દના અનુશાસનમાં સહાયતા મળતી હોય ત્યાં પરિભાષાનો આશ્રય લેવમાં આવે છે, અને તેવી પરિભાષાનો આશ્રય લેવાથી જ્યાં દોષ આવે છે ત્યાં ત્યાં એને અનિત્ય માનવામાં આવે છે.

પરિભાષેન્દુશેખરમાં નાગેશે નિત્યત્વ અને અનિત્યત્વના મુદ્દા વિષે સાવધાનતા પૂર્વક વિચાર કર્યો છે. તેમાં નિત્યત્વ વિષે તેઓ કહે છે તેમઃ—

[A] कृताकृतप्रसङ्गि नित्यम्, तद्विपरीतमनित्यम्. આનો આશય એ છે કે અમુક કાર્ય કરવામાં આવે ત્યારે પ્રાપ્ત થાય અને ન કરવામાં આવે ત્યારે પણ જે પ્રાપ્ત થાય તે નિત્ય કહેવાય છે. આથી ઊલટું અનિત્યત્વ પણ પરિભાષેન્દુશેખરમાં બતાવ્યું છે.

---

૯૦. ज्ञापकेऽर्थमनित्यम् (ચાન્દ્ર પરિ. સૂ. ૭૭), (પરિભાષાસંગ્રહ પૃ. ૪૮).

૯૧. ज्ञापकज्ञापिता विधयो ह्यनित्याः (કાતંત્ર પરિ. સૂત્ર ૬૩), (પરિભાષાસંગ્રહ પૃ. ૭૭).

૯૨. ज्ञापकज्ञापिता विधयो ह्यनित्याः (કાલાપ પરિ. સૂત્ર ૮૨), પરિભાષાસંગ્રહ પૃ. ૭૯).

૯૩. अगत्या हि खलु परिभाषाश्चाश्रीयन्ते (સીરદેવ; બૃહત્પરિ. વૃત્તિ, ૧૨૩), (પરિભાષાસંગ્રહ પૃ. ૨૬૮).

૯૪. अगत्या नु परिभाषाश्रीयते (પુરુષોત્તમદેવ; લઘુપરિભાષાવૃત્તિ, ૧૧૯), (પરિભાષાસંગ્રહ પૃ. ૧૬૦)

જેમકે.(૧) शब्दान्तरस्य प्राप्नुवन् विधिरनित्यः । (પ. શે. ૪૩), આ પરિભાષા વ્યાડિ અને પુરુષોત્તમ દેવે પણ આપેલ છે. (૨) शब्दान्तरात्प्राप्नुवन् विधिरनित्यः । (પ. શે. ૪૪). (૩) लक्षणान्तरेण प्राप्नुवन् विधिरनित्यः । (પ. શે. ૪૫). વ્યાડિએ પણ આવું જ કહેલ છે. (૪) यस्य च लक्षणान्तरेण निमित्तं विहन्यते तदप्यनित्यम् । (પ. શે. ૪૮). (૫) स्वरभिन्नस्य प्राप्नुवन् विधिरनित्यः । (પ. શે. ૪૯)

[B] અનિત્ય કે સ્વૈચ્છિકથી વિરુદ્ધ એવો અનિવાર્ય કે આવશ્યક રૂપે પ્રવૃત્ત થતો વિધિ નિત્ય છે, પણ કેટલીકવાર સુપ્રસિદ્ધ કવિઓ કે લેખકો એ કરેલ શબ્દ પ્રયોગ જો કોઈ વ્યાકરણ–નિયમથી વિરુદ્ધ હોય ત્યારે તે નિયમને ઢીલો મૂકવામાં આવે છે, એટલે કે અનિત્ય માનવામાં આવે છે. એ રીતનું અનિત્યત્વ બતાવતી આ ૬ પરિભાષાઓ છે:– (૧) संज्ञापूर्वकविधेरनित्यत्वम् (પ. શે. ૯૩–૧), (૨) आगमशास्त्रमनित्यम् (૯૩–૨), (૩) गणकार्यमनित्यम् (૯૩–૩), (૪) अनुदात्तेत्त्वलक्षणमनित्यम् (૯૩–૪), (૫) नञ्घटितमनित्यम् (૯૩–૫), (૬) आतिदेशिकमनित्यम् (૯૩–૬)

આમાંથી ૯૩–૧ થી ૯૩–૪ એ ચાર પ્રકારના અનિત્યત્વનું તો નાગેશના પુરોગામીઓએ પણ સમર્થન કર્યું છે. नञ्घटितमनित्यम् કાલાપક પરિ. પાઠમાં પણ આવે છે, જ્યારે 'आतिदेशिकमनित्यम्' (પ. શે. ૯૩–૬)તો અનુભવ અને સાદૃશ્ય ઉપર આધારિત છે.

## ઉપસંહાર

સંસ્કૃત વ્યાકરણ સાથે સંબંધ ધરાવનાર વિભિન્ન શાખાઓમાં વ્યાકરણની પરિભાષાઓ ઉપર જે વિભિન્ન સ્વતંત્ર કૃતિઓ લખાઈ છે તેમાં નાગેશ (કે નાગોજી) ભટ્ટનું સ્થાન અને તેમનો મત સર્વોપરિ માનવામાં આવે છે. પાણિનીય વ્યાકરણનું સાંગોપાંગ અધ્યયન કરીને ઈ.સ. ૧૮ શતાબ્દીના પ્રથમદશકમાં થઈ ગયેલા સર્વતંત્ર સ્વતંત્ર આચાર્ય નાગેશે અધિકાર અને નિર્ણયપૂર્વક વ્યાકરણશાસ્ત્રની વિષમ સમસ્યાઓનું નિરાકરણ કર્યું છે, તેથી કોઈ મુશ્કેલી કે સંદેહના સમયે નાગેશને જ આધારભૂત માનવામાં આવે છે.

નાગેશે પોતાના વિચારો વિશિષ્ટ અને સંક્ષિપ્ત રીતે દર્શાવ્યા છે, તેથી તેને સમજાવવા માટે વિપુલ ટીકાઓ પણ લખાઈ છે. ઈ.સ. ૧૭૧૦ના અરસામાં લઘુશબ્દેન્દુશેખરની પછી પરિભાષેન્દુશેખરની આ રચનાએ નાગેશને અમર બનાવી દીધા છે.

નાગેશે પોતાની પ્રગાઢ વિદ્વત્તા અને પ્રતિભાથી કેટલેક ઠેકાણે કૈયટ તો ખરાજ, પણ ભટ્ટોજી દીક્ષિત વગેરે આચાર્યો સાથે પણ મતભેદ દર્શાવી નવીનમત સંસ્થાપક તરીકે 'નવ્ય' રૂપે પણ પ્રસિદ્ધિ પ્રાપ્ત કરી છે.

મ.મ. વાસુદેવ અભ્યંકરે 'નવ્ય'શબ્દની એક રસિક ચર્ચા કરતાં કહ્યું છે કે યથોद्देश०, अकृतव्यूहाः, असिद्धं बहिरङ्गमन्तरङ्गे' આદિ પરિભાષાઓના વર્ણનમાં અને 'अभ्यासस्यासवर्णे' સૂત્રમાં આવેલ જ્ઞાપનમાં જેની બુદ્ધિ સ્ખલિત થયેલી નથી તેને પંડિતો 'નવ્ય' કહે છે.[૯૫]

જોકે નાગેશ પરિભાષાઓ ઉપર પોતે કરેલા વિચારચિંતનમાં કાશિકા, કૈયટ, અને હરદત્તની પદમંજરી સાથે સહમત થતા નથી, ઉલટું તેમની તીક્ષ્ણ સમાલોચના પણ કરે છે. ઘણીવાર તેઓ કોઈ ચોક્કસ નામોનો નિર્દેશ ન કરતાં केचित्, कश्चित्, प्राचीनाः આદિ શબ્દોનો જ નિર્દેશ કરે છે, જો કે આમાંથી ઘણાંખરાં નામોનો ખુલાસો નાગેશના શિષ્ય વૈદ્યનાથ પાયગુંડેએ પોતાની 'ગદા' ટીકામાં અને હાલમાં દિલ્હી, લાલબહાદુરશાસ્ત્રી કેન્દ્રીય સંસ્કૃત વિદ્યાપીઠ તરફથી પ્રકાશિત થયેલ 'પરિભાષેન્દુશેખર'માં પં. ડૉ. હર્ષનાથ મિશ્રે પણ તે નામોનો ઉકેલ કરવાનો પ્રશસ્ય પ્રયાસ કર્યો છે.

અન્તે મ.મ. વાસુદેવ અભ્યંકર શાસ્ત્રીજીના આ સ્વોપજ્ઞ શ્લોકો સાથે આ પ્રસ્તાવનાનો વિરામ થાય છે.

शब्दानुशासनं शास्त्रं पार्षदेषु समुद्गतम् । सूत्रबद्धं पाणिनिना वार्तिकैः सुदृढीकृतम् ॥
प्रपञ्चितं भाष्यकारैर्हरिणा दर्शनीकृतम् । वृत्तिबद्धं जयादित्यैर्व्याख्यातं कैयटादिभिः ॥
प्रक्रियाकौमुदीकारैर्दीक्षितैः सुलभीकृतम् । स्थिरीकृतं पल्लवितं चान्ते नागेशपण्डितैः ॥[९६]

**इति शम्**

---

૯૫. यथोद्देशाकृतव्यूहान्तरङ्गत्वादिवर्णने । अभ्यासस्यासवर्णेति सूत्रस्थज्ञापने तथा ॥
यस्यात्र न स्खलेद् बुद्धिस्तं नव्यं विबुधा विदुः ॥
(મ.મ. કાશીનાથ અભ્યંકર: વ્યાકરણમહાભાષ્ય: પ્રસ્તાવનાખંડ (ભાગ ૭), (મરાઠી), પૃ. ૨૪; ડેક્કન એજ્યુકેશન સોસાયટી, પુણે).

૯૬. એજન. વ્યાકરણમહાભાષ્ય પૃ. ૧૧૦.

सर्वतन्त्रस्वतन्त्र श्रीमन्नागेशभट्टविरचितः

# परिभाषेन्दुशेखरः

ગુજરાતી–ભાષાન્તર

॥ श्रीगणेशाय नमः ॥

# परिभाषेन्दुशेखरः

नत्वा साम्बशिवं ब्रह्म नागेशः कुरुते सुधीः ।
बालानां सुखबोधाय परिभाषेन्दुशेखरम् ॥

5 प्राचीनवैयाकरणतन्त्रे वाचनिकान्यत्र पाणिनीयतन्त्रे ज्ञापकन्याय-सिद्धानि, भाष्यवार्त्तिकयोर्निबद्धानि यानि परिभाषारूपाणि तानि व्याख्यायन्ते ॥

ननु लण्अइउण्सूत्रयोर्णकारस्यैवोपादानेनाणिण्ग्रहणेषु संदेहाद-निर्णयोऽत आह ।

10 **व्याख्यानतो विशेषप्रतिपत्तिर्न हि संदेहादलक्षणम् ॥१॥**

विशेषस्यान्यतराद्यर्थरूपस्य व्याख्यानाच्छिष्टकृतात्प्रतिपत्तिर्निश्चयो हि यतः संदेहाच्छास्त्रमलक्षणमननुष्ठापकं लक्षणमलक्षणं तथा न । शास्त्रस्य निर्णयजनकत्वौचित्यादित्यर्थः ॥

असंदिग्धानुष्ठानसिद्ध्यर्थेऽत्र शास्त्रे संदिग्धोच्चारणरूपाचार्यव्यव-15 हारेण संदेहनिवृत्तेर्व्याख्यानातिरिक्तनिमित्तानपेक्षत्वं बोध्यत इति यावत् ॥

तेनाणुदित्सवर्णस्य [ १. १. ६९ ] इत्येतत्परिहाय पूर्वेणाणग्रहणं परेणेण्ग्रहणमिति लण्सूत्रे भाष्ये स्पष्टम् ॥ १ ॥

# પરિભાષેન્દુશેખર

## પ્રથમ પ્રકરણ

## ગુજરાતી ભાષાન્તર

પરબ્રહ્મ સ્વરૂપ પાર્વતી સહિત શિવને નમસ્કાર કરીને પંડિત નાગેશ ભટ્ટ બાલકોના સુખપૂર્વક બોધને માટે 'પરિભાષેન્દુશેખર'ની રચના કરે છે. 5

પ્રાચીન વૈયાકરણો (ઈન્દ્ર) ઈત્યાદિએ રચેલા વ્યાકરણ શાસ્ત્રમાં સૂત્ર (વચન) રૂપે પઠિત પણ પાણિનીય શાસ્ત્ર (અષ્ટાધ્યાયી)માં જ્ઞાપક તથા ન્યાયથી સિદ્ધ એવાં જે પરિભાષા સ્વરૂપો ભાષ્ય તથા વાર્તિકમાં કહેવામાં આવ્યાં છે તે પરિભાષાઓની (આ પરિભાષેન્દુશેખર ગ્રંથમાં) વ્યાખ્યા કરવામાં આવે છે.

**પરિભાષા : ૧.** 10

(માહેશ્વર સૂત્રોમાં આવેલા) 'लण्' અને 'अइउण्' સૂત્રમાં બે અનુબંધ 'ण्'નું ગ્રહણ કરેલું હોવાથી 'अण्' 'इण्' એ પ્રત્યાહારોમાં કયો णकार અનુબંધ તરીકે લેવો એ સંશય થવાને લીધે કોઈ નિર્ણય થતો ન હોવાથી કહે છે કે :–

'व्याख्यानतो विशेषप्रतिपत्तिर्नहि सन्देहादलक्षणम्' (કોઈ પણ સૂત્રમાં શબ્દના અર્થની બાબતમાં સંશય ઉત્પન્ન થતાં ભાષ્યકાર વગેરેએ આપેલ વ્યાખ્યાન ઉપરથી) 15 સંશયની નિવૃત્તિ કરવી, કારણ કે કોઈ સૂત્રના તાત્પર્યમાં સંદેહ હોય તેથી તે સૂત્ર, અસૂત્ર બની જતું નથી.

કોઈ બેમાંથી આ કે તે એમ કયો અર્થ લેવો એવા સંદેહની ઉપસ્થિતિ થતાં, વિશેષ અર્થનો બોધ શિષ્ટ વિદ્વાનોએ કરેલ વ્યાખ્યાન ઉપરથી જ થાય છે. કારણ કે સંદેહને લીધે શાસ્ત્ર (લક્ષણ કે સૂત્ર) સાધુત્વનું નિર્ણાયક ન બને 20 તેમ હોતું નથી. લક્ષણ (કે શાસ્ત્ર) તો નિર્ણયનું જનક હોય એજ ઉચિત છે. અસંદિગ્ધ અનુષ્ઠાન (પ્રયોગ)ની સિદ્ધિ માટે (બનાવેલ) આ શાસ્ત્રમાં સંદેહજનક ઉચ્ચારણ રૂપ આચાર્યના વ્યવહારથી (ઉત્પન્ન થયેલા) સંદેહની નિવૃત્તિ માટે વ્યાખ્યાનથી જુદા કોઈ નિમિત્તની અપેક્ષા હોતી નથી. તેથી 'अणुदित्सवर्णस्य०' એ સૂત્રને છોડીને (બધે ઠેકાણે) 'अण्'માં પૂર્વ 'ण्' લેવો જોઈએ અને 'इण्' ઈત્યાદિ પ્રત્યાહારોમાં 25 બીજા (ઉત્તર) णकारનું ગ્રહણ કરવું એમ 'लण्' સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ કહેલું છે. (૧)

तत्र संज्ञापरिभाषाविषये पक्षद्वयमित्याह ।

**यथोद्देशं संज्ञापरिभाषम् ॥ २ ॥**

**कार्यकालं संज्ञापरिभाषम् ॥ ३ ॥**

उद्देशमनतिक्रम्य इति यथोद्देशम् । उद्देश उपदेशदेशः । अधि-
5 करणसाधनश्चयाम् । यत्र देश उपदिश्यते तद्देश एव वाक्यार्थबोधेन
गृहीतशक्त्या गृहीतपरिभाषार्थेन च सर्वत्र शास्त्रे व्यवहारः । देशश्चोच्चा
रणकाल एवात्र शास्त्रे व्यवह्रियते । तत्तद्वाक्यार्थबोधे जाते भविष्यति
किंचिदनेन प्रयोजनमिति ज्ञानमात्रेण संतुष्यद्यथाश्रुतग्राहिप्रतिपत्त्रपेक्षोऽयं
पक्ष इतीदूत्सूत्र [१. १. ११] कैयटः । केचित्तु परिभाषाविषये तस्मिन्
10 [१.१.६६] इत्यादिवाक्यार्थबोधे सप्तमीनिर्देशादि क्वेति पर्यालोचनायां
सकलतत्तद्विध्युपस्थितौ सकलतत्तत्संस्काराय गुणभेदं परिकल्प्यैकवाक्यतयैव
नियमः । कार्यकालपक्षे तु त्रिपाद्यामप्युपस्थतिरिति विशेषः ।

एतदेवाभिप्रेत्याधिकारो नाम त्रिप्रकारः कश्चिदेकदेशस्थः सर्वशास्त्र-
मभिज्वलयति यथा प्रदीपः सुप्रज्वलितः सर्वं वेश्माभिज्वलयतीति षष्ठी
15 स्थाने० [१.१.४९] इति सूत्रे भाष्य उक्तम् ॥

## પરિભાષા : ૨. ૩.

હવે વ્યાકરણશાસ્ત્રમાં સંજ્ઞા અને પરિભાષાની બાબતમાં બે પક્ષો છે તે વિષે કહે છે. 'यथोद्देशं सञ्ज्ञापरिभाषम्' અર્થાત્ સંજ્ઞા અને પરિભાષા જે ઠેકાણે (જે પ્રદેશમાં) બતાવ્યાં હોય તે (પોતાનો પ્રદેશ ન છોડતાં) તે પ્રદેશ (સ્થાન)માં જ રહે છે. અને 'कार्यकालं सञ्ज्ञापरिभाषम्' અર્થાત્ 'જ્યાં કોઈ સૂત્રથી અમુક કાર્ય થતું દર્શાવ્યું હોય 5 ત્યારે એ સૂત્ર પ્રમાણે કાર્ય કરવાના પ્રસંગે સંજ્ઞા અને પરિભાષા ત્યાં (એ સૂત્રના પ્રદેશમાં) ઉપસ્થિત થાય છે.

પોતાના પ્રદેશને ન છોડવો તે યથોદ્દેશ છે. ઉદ્દેશ એટલે કે જે ઠેકાણે (સંજ્ઞા સૂત્ર કે પરિભાષાસૂત્ર) પઠિત હોય તે પ્રદેશ. उद्देश શબ્દ उद्+दिश् ધાતુને અધિકરણ અર્થમાં 'घञ्' પ્રત્યય થતાં સિદ્ધ થાય છે. (સંજ્ઞા અને પરિભાષા) જે ઠેકાણે (જે દેશમાં) 10 નિર્દિષ્ટ (પઠિત) હોય, તે જ ઠેકાણે વાકયાર્થ બોધ થવાને લીધે સંજ્ઞાનાં સંકેતિત અર્થનું તેમજ પરિભાષાના અર્થનું જ્ઞાન થતાં એ પછી તેમનો શબ્દ શાસ્ત્રમાં બધે ઠેકાણે વ્યવહાર (ઉપયોગ) કરવામાં આવે છે. આ શાસ્ત્રમાં 'देश' શબ્દનો અર્થ 'પ્રથમ ઉચ્ચારણ કાલ' એમ સમજવામાં આવે છે. 'ईदूदेत्०' સૂત્ર ઉપરના ભાષ્ય (ઉપરની પોતાની ટીકા)માં કૈયટે એમ કહેલું છે કે તે તે સંજ્ઞાસૂત્ર અને પરિભાષા 15 સૂત્રના (ગુરુની પાસેથી) વાક્યાર્થનું જ્ઞાન થયા પછી આ જ્ઞાનનું વ્યાકરણશાસ્ત્રમાં કંઈ પ્રયોજન હશે એમ ધારીને (જે ગુરુ–મુખેથી સાંભળ્યું છે) તેટલી જ બાબતથી સંતુષ્ટ થયેલ છાત્ર માટે આ યથોદ્દેશપક્ષ છે. કેટલાક (ભાષ્ય તત્ત્વને જાણનાર નવીન વૈયાકરણો) માને છે કે પરિભાષાની બાબતમાં 'तस्मिन्निति निर्दिष्टे पूर्वस्य' ઈત્યાદિ વાક્ય (પરિભાષા)ના અર્થનો (ગુરુની પાસેથી) બોધ થયા પછી સપ્તમી વિભક્તિનો 20 નિર્દેશ કયાં કયાં સૂત્રોમાં છે તેવી જિજ્ઞાસા ઉત્પન્ન થતાં એ સમયે તે સકલ વિધિ સૂત્રો બુદ્ધિમાં ઉપસ્થિત થયા બાદ તે દરેક સૂત્રના સંસ્કારને માટે તે દરેક સૂત્રમાં ગુણભેદ (એટલે કે પરિભાષાસૂત્રોની આવૃત્તિ) કરીને પછી બંનેની એકવાક્યતા કરીને જ વિધિ સૂત્રોનો અર્થ (પરિભાષાના પ્રદેશમાં) યોગ્ય રીતે સમજવામાં આવે એવો નિયમ છે. કાર્યકાલ પક્ષમાં તો (પરિભાષા સૂત્રોની) ત્રિપાદીમાં પણ ઉપસ્થિતિ 25 થાય છે એ સંજ્ઞા તથા પરિભાષામાં તફાવત છે. આજ અભિપ્રાયથી 'षष्ठी स्थानेयोगा' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે કહ્યું છે કે 'અધિકાર ત્રણ પ્રકારનો છે. તેમાંથી એક અધિકાર (અર્થાત્ પરિભાષા) (એવો હોય છે કે જે પોતાનો પ્રદેશ ન છોડતાં) એક જ જગ્યાએ રહીને, જેમ સારા પ્રકાશથી યુક્ત એવો દીવો (પોતાનું સ્થાન ન છોડતાં) જ્યાં છે ત્યાંજ રહીને સમસ્ત ઘરની અંદર પ્રકાશ પાથરે છે તેમ સર્વ વ્યાકરણ 30 શાસ્ત્ર ઉપર પ્રકાશ પાથરે છે.

अधिकारशब्देन पारार्थ्यात्परिभाषाप्युच्यते । कश्चित्परिभाषारूप इति कैयटः । दीपो यथा प्रभाद्वारा सर्वगृहप्रकाशक एवमेतत्स्वबुद्धिजननद्वारा सर्वशास्त्रोपकारकमिति तत्तात्पर्यम् । एतच्च पक्षद्वयसाधारणं भाष्यम् । पक्षद्वयेऽपि प्रदेशैकवाक्यताया इतः प्रतीतेः ॥

5 तत्रैतावान्विशेषः । यथोद्देशे परिभाषादेशे सर्वविधिसूत्रबुद्धावात्मभेदं परिकल्प्य तैरेकवाक्यता परिभाषाणाम् । तदुक्तं क्ङिति च [१. १. ५.] इति सूत्रे कैयटे । यथोद्देशे प्रधानान्यात्मसंस्काराय संनिधीयमानानि गुणभेदं प्रयुञ्जत इति ॥

कार्यकालपक्षे तु तत्तद्विधिप्रदेशे परिभाषाबुद्ध्यैकवाक्यतेति । अत्रैक-
10 देशस्थ इत्यनेन तत्रतत्र तत्तद्बुद्धावपि तत्तद्देशस्थत्वं वारयति यथा व्यवहर्तॄणां कार्यार्थमनेकदेशगमनेऽपि न तत्तद्देशीयत्वव्यवहारः किंत्वभिजनदेशीयत्वव्यवहार एव तद्वत् । निषेधवाक्यानामपि निषेध्यविशेषाकाङ्क्षत्वाद्विध्येकवाक्यतयैवान्वय इति परिभाषासादृश्यात्परिभाषात्वेन व्यवहारः क्ङिति चेत्यत्र भाष्ये ।

અધિકાર શબ્દથી અહીં 'પરિભાષા' એવો જ અર્થ લેવામાં આવે છે કારણ કે અધિકાર સૂત્ર જેમ અન્યને માટે હોય છે તેમ પરિભાષા પણ અન્ય માટે હોય છે. માટે (ઉપરના ભાષ્યમાં આવેલ) 'क्वचित्' શબ્દથી 'પરિભાષા'નું જ ગ્રહણ થાય છે, એમ કૈયટ કહે છે. આ ભાષ્યનું તાત્પર્ય એ છે કે જે રીતે દીવો સમસ્ત ઘરમાં પ્રકાશ પાડે છે તે રીતે પરિભાષા (પોતાના જ પ્રદેશમાં રહીને) 5 પોતાના અર્થનું સ્મરણ (કે બોધ) કરાવીને સમસ્ત વ્યાકરણશાસ્ત્રને ઉપકારક થાય છે (અર્થાત્ તે તે ચિહ્નોથી યુક્ત એવાં બધાં જ વિધિસૂત્રોનો અર્થ સ્પષ્ટ કરવાના કામમાં આવે છે.) આ ભાષ્ય બંને પક્ષો એટલે કે યથોદ્દેશ અને કાર્યકાલ બંનેને લાગુ પડતું હોવાથી ઉભયપક્ષ સાધારણ ભાષ્ય છે. આ ભાષ્ય ઉપરથી પ્રતીત થાય છે કે (ઉપરના) બંને પક્ષો–યથોદ્દેશ અને કાર્યકાલ–માં એકજ પ્રદેશ કે સ્થાનમાં 10 પરિભાષા અને વિધિસૂત્ર બંનેનો એક વાકયતા થાય છે.

આ બંને પક્ષોમાં ફરક એટલો છે કે યથોદ્દેશ પક્ષમાં પરિભાષાના સ્થાન કે પ્રદેશમાં વિધિસૂત્રોનું સ્મરણ થતાં (જેટલાં વિધિસૂત્રોનું સ્મરણ) થાય છે, તેટલાં પરિભાષા સૂત્રોની આવૃત્તિ કરીને, પ્રત્યેક વિધિ સૂત્ર સાથે પરિભાષા સૂત્રની એક વાકયતા કરવામાં આવે છે. 'क्ङिति च' સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં કૈયટે એમ 15 કહ્યું છે કે 'યથોદ્દેશ પક્ષમાં પ્રધાન એવાં વિધિસૂત્રો પોતાના સંસ્કાર (એટલે કે સ્પષ્ટ બોધ) માટે પરિભાષાઓના પ્રદેશમાં ઉપસ્થિત થતાં, પરિભાષા સૂત્રો પણ તેટલી સંખ્યામાં આત્મભેદ એટલે કે આવૃત્તિને પ્રાપ્ત થઈને વિધિસૂત્રો પ્રધાન અને પોતે ગૌણ એ રીતનો ગુણભેદ પ્રયોજે છે. પરંતુ કાર્યકાલ પક્ષમાં તે તે વિધિસૂત્રના પ્રદેશમાં પરિભાષાના અર્થનું સ્મરણ થતાં તે પ્રદેશમાંજ બંનેની એકવાકયતા 20 કરવામાં આવે છે. અહીં ઉપર જણાવેલ 'एकदेशस्थः' પદથી એ સ્પષ્ટ થાય છે કે પરિભાષાનું જોકે વિધિસૂત્રના પ્રદેશમાં સ્મરણ થાય છે, તો પણ (તે પરિભાષા સૂત્ર), વિધિસૂત્રના દેશનું ગણાતું નથી. જેમ વેપારીઓનું વેપાર કાર્ય માટે અનેક જગ્યાએમાં ગમન થવા છતાં પણ તેઓ તે જગ્યા (કે પ્રદેશ)ના બની જતા નથી, પણ પોતાના મૂલ જન્મ પ્રદેશમાં જ રહેનારા સમજવામાં આવે છે. એ જ રીતે 25 પરિભાષાની બાબતમાં સમજવું.

અમુક કાર્યોનો નિષેધ કરનાર નિષેધવાકયોને પણ, જેનો તે નિષેધ કરે છે તેની આકાંક્ષા હોવાથી, જે જે વિધિવાકયમાં કહેલા કાર્યનો તે નિષેધ કરે છે તે તે વિધિવાકયની સાથે જ તેનો ઉચ્ચાર કરીને તે (વિધિવાકય અને નિષેધવાકયની) એક વાકયતા કર્યા પછી, અન્વય કે અર્થ બોધ થવાને કારણે, એ રીતે તેમનું પરિભાષાઓ સાથે સાદૃશ્ય હોવાથી, તે કાર્યનિષેધક સૂત્રોનો પણ પરિભાષારૂપે 30 વ્યવહાર થાય છે તેમ 'क्ङिति च' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહેવામાં આવ્યું છે.

तत्रैकवाक्यता पर्युदासन्यायेन। प्रसज्यप्रतिषेधेऽपि तेन सह वाक्यार्थबोध-मात्रेणैकवाक्यताव्यवहारः। संज्ञाशास्त्रस्य तु कार्यकालपक्षे न पृथग्वाक्यार्थबोधः किंतु प्रदेशवाक्येन सहैव। अत एवाणोऽप्रगृह्यस्य [८. ४. ५७] इत्येतदेकवाक्यतापन्नादसो मात् [१. १. १२] इत्येतत्प्रति न मुत्वाद्य-
5 सिद्धमसिद्धत्वस्य कार्यार्थतया कार्यज्ञानोत्तरमेव प्रवृत्तिः कार्यज्ञानं च प्रदेशदेश एवेति तद्देशस्थत्वस्यासिद्धत्वात्पूर्वग्रहणेनाग्रहणात्। एवं तद्बोधोत्तरमेव विरोधप्रतिसंधानं चेति तत्रत्यपरत्वमेव विप्रतिषेधसूत्रप्रवृत्तौ बीजम्। अत एव कार्यकालपक्षेऽयादिभ्यः परैव प्रगृह्यसंज्ञेत्यदसो मात् [१. १. १२] इति सूत्रे भाष्य उक्तम् ॥

10 आकडाराधिकारस्थभपदसंज्ञादिविषये तु यथोद्देशपक्ष एवेति तत्र-त्यपरत्वेनैव बाध्यबाधकभावः। पदादिसंज्ञानां तत्र जातशक्तिग्रहेणैव त्रिपाद्यामपि व्यवहारः। अत एव पूर्वत्रासिद्धम् [८. २. १] इति सूत्रे परिभाषाणामेव त्रिपाद्यामप्रवृत्तिमाशङ्क्य कार्यकालपक्षाश्रयेण समाहितमित्याहुः ॥

15 यथोद्देशपक्षः प्रगृह्यसंज्ञाप्रकरणे भाष्ये ॥

નિષેધશાસ્ત્રની વિધિશાસ્ત્ર સાથેની આ જે એકવાકયતા છે તે પર્યુદાસ ન્યાયથી છે. જ્યારે પ્રસજ્ય પ્રતિષેધ કરવામાં આવે ત્યારે પણ તે તે નિષેધ્ય (વિધિ) વાક્ય સાથે નિષેધક વાક્યની એકતા થયા બાદ વાક્યાર્થ બોધ દ્વારા જ એકવાકયતાનો બોધ થાય છે.

કાર્યકાલપક્ષમાં સંજ્ઞા સૂત્રો (જ્યાં પઠિત હોય છે ત્યાં)ના અર્થનો બોધ થતો 5 નથી, પરંતુ જે વિધિ સૂત્રોમાં સંજ્ઞાનો નિર્દેશ કરેલો છે તે સૂત્રોની સાથે (સંજ્ઞા સૂત્રોનો વિધિસૂત્રોના પ્રદેશમાં અન્વય કરવા માટે) અર્થબોધ થાય છે. તેથી જ 'अणोऽप्रगृह्यस्यानुनासिकः' એ (વિધિસૂત્ર)ની સાથે એકવાકયતા પામેલ 'अदसो मात्' સૂત્રની દૃષ્ટિએ 'મુત્વ' વગેરે અસિદ્ધ થતું નથી. (કારણ કે) અસિદ્ધત્વ તો કોઈ કાર્ય માટે કરવામાં આવે છે. તેથી તેવું કાર્ય જ્ઞાન થયા પછી જ 10 અસિદ્ધત્વનો નિર્ણય થાય છે, અને કાર્યનું જ્ઞાન તો કાર્ય વિધાયક વિધિસૂત્ર જ્યાં પઠિત હોય તેવા પ્રદેશ (ઠેકાણે)માંજ થઈ શકે છે. તેથી એ સંજ્ઞાસૂત્ર વિધિસૂત્રની સાથે એકવાકયતાપન્ન થઈને તે વિધિસૂત્રના દેશનું બને ત્યારે જ અસિદ્ધત્વ આવતું હોવાથી (હવે) 'પૂર્વ' શબ્દથી 'अदसो मात' સૂત્રનું ગ્રહણ થઈ શકતું નથી. એ રીતે વિધિસૂત્રના પ્રદેશમાં સંજ્ઞાસૂત્રને લઈ ગયા બાદ જ સંજ્ઞા- 15 સૂત્રના અર્થનો બોધ થતો હોવાથી, એ બોધ થયા પછી જ, ત્યાં (કોઈ) વિરોધ છે કે નહીં એનો નિર્ણય (પ્રતિસંધાન) થાય છે. તેથી તે તે કાર્યમાં રહેલું પરત્વ જ, 'विप्रतिषेधे परं कार्यम्' સૂત્ર કે ન્યાયની પ્રવૃત્તિમાં બીજરૂપે છે. માટે જ કાર્યકાલ પક્ષમાં 'एचोऽयवायावः' સૂત્ર કરતાં પ્રગૃહ્ય સંજ્ઞા (પ્રગૃહ્ય સંજ્ઞા વિધાયક) 'अदसो मात' એ પરસૂત્ર છે એમ 'अदसो मात्' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહ્યું છે. 20

પરંતુ 'आकडारादेका संज्ञा' આ અધિકારમાં કહેવાયેલ 'भ' સંજ્ઞા, 'पद' સંજ્ઞાની બાબતમાં તો યથોદ્દેશપક્ષ જ માનવો જોઈએ. તેથી તે ઠેકાણે તો સંજ્ઞા શાસ્ત્રગત પરત્વને લીધે જ બાધ્ય બાધક ભાવનો નિર્ણય થાય છે. 'पद' આદિ સંજ્ઞા વિધાયક સૂત્રોનો (તો) અષ્ટાધ્યાયીમાં જે ઠેકાણે તે ભણવામાં આવે છે તે ઠેકાણે જ તેમના સાંકેતિક અર્થનો પૂર્ણ રૂપે બોધ થાય છે. તેથી તેવાં સંજ્ઞા- 25 શાસ્ત્રોનો ત્રિપાદીમાં પણ વ્યવહાર કરવામાં આવે છે. આથી જ (આ જાતની રીત સ્વીકારેલ હોવાથી જ) 'पूर्वत्रासिद्धम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે પરિભાષાઓને ત્રિપાદીમાં કેવી રીતે પ્રવૃત્ત કરી શકાશે એવી (અપ્રવૃત્તિની) શંકા, કેવલ પરિભાષા- ઓની બાબતમાં કરીને, તે શંકાનું સમાધાન કાર્યકાલ પક્ષ સ્વીકારીને કરેલું છે તેમ કેટલાક વૈયાકરણો કહે છે. પ્રગૃહ્યસંજ્ઞા પ્રકરણ ઉપરના ભાષ્યમાં યથોદ્દેશપક્ષ 30 કહેવામાં આવેલો છે.

कार्यकालमित्यस्य च कार्येण काल्यते स्वसंनिधिं प्राप्यत इत्यर्थः । कार्येण स्वसंस्काराय स्ववृत्तिलिङ्गचिहितपरिभाषाणामाक्षेप इति यावत् ॥

अत एव पूर्वत्रासिद्धम् [८. २. १.] इति सूत्रे भाष्ये त्रिपाद्या असिद्धत्वात्तत्र सपादसप्ताध्यायीस्थपरिभाषाणामप्रवृत्तिमाशङ्क्य 5 यद्यपीदं तत्रासिद्धं तत्त्विह सिद्धमित्युक्त्वा तावताप्यसिद्धिरित्यभिप्रायके कथमिति प्रश्ने कार्यकालं संज्ञापरिभाषं यत्र कार्यं तत्रोपस्थितं द्रष्टव्यमित्युक्तम् ॥

न च कार्यकालपक्षे ङमो ह्रस्वात् [८. ३. ३२] इत्यादौ तस्मादित्युत्तरस्य [१. १. ६७] तस्मिन्निति निर्दिष्टे पूर्वस्य [१. १.६६] 10 इति परिभाषाद्वयोपस्थितौ परत्वादुभयनिर्देशे पञ्चमीनिर्देशो बलीयानिति तस्मिन्निति सूत्रस्थभाष्यासंगतिः । उभयोरेकदेशस्थत्वेन परत्वादित्यस्यासंगत्यापत्तेः । स्पष्टं चेदमिको गुण [१. १. ३] इत्यत्र कैयट इति वाच्यम् ॥

विप्रतिषेधसूत्रेऽष्टाध्यायीपाठकृतपरत्वस्याश्रयणेनादोषात् ।

कार्येण काल्यते એ વ્યુત્પત્તિ અનુસાર જ્યાં કાર્યવડે (પરિભાષાને) પોતાની પાસે ખેંચવામાં આવે છે તે કાર્યકાલ પક્ષ છે. કાર્યનાં વિધાયક વિધિસૂત્રો, પોતાનો અર્થ યોગ્ય રીતે સંસ્કૃત થાય, તે માટે પોતાનામાં (વિધિસૂત્રોમાં) નિર્દિષ્ટ થયેલાં ચિહ્નોથી યુક્ત એવી પરિભાષાઓને પોતાની પાસે લાવે છે. (અર્થાત્ તે પરિભાષાના અર્થનું વિધિપ્રદેશમાં સ્મરણ થાય છે). તેથી જ 5 'पूर्वत्रासिद्धम्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં, (સપાદ સપ્તાધ્યાયીસ્થ પરિભાષાઓની દૃષ્ટિએ) ત્રિપાદી શાસ્ત્ર અસિદ્ધ હોવાથી, તે અસિદ્ધકાંડ ત્રિપાદીમાં સપાદ સપ્તાધ્યાયીસ્થ પરિભાષાઓની પ્રવૃત્તિ થઈ શકશે નહીં એવી શંકા કરીને, ભાષ્યકારે એનું સમાધાન આ રીતે કર્યું છે કે 'જો કે સપાદ સપ્તાધ્યાયીની દૃષ્ટિએ ત્રિપાદી અસિદ્ધ થાય છે તો પણ ત્રિપાદીની દૃષ્ટિએ સપાદ સપ્તાધ્યાયી અસિદ્ધ થતી નથી 10 એટલે કે સિદ્ધ છે. (આના ઉપર શંકાકારે ફરીથી 'જો એમ માનવામાં આવે છતાં પણ ત્રિપાદીમાં પરિભાષાની પ્રવૃત્તિ કેવી રીતે થઈ શકશે ? કારણ કે ત્રિપાદી તો અસિદ્ધ છે' એ રીતની શંકા કરતાં, (તેનો જવાબ આપતાં) કહેવામાં આવ્યું છે કે 'कार्यकालं संज्ञापरिभाषम्' 'જ્યાં જ્યાં કાર્યનું વિધાન કરનારાં વિધિસૂત્રો ભલે પછી તે ત્રિપાદીમાં પઠિત હોય ત્યાં ત્યાં તેમને લાગુ પડનારાં સંજ્ઞાસૂત્રો ઉપસ્થિત થઈ જાય છે. (પરિ- 15 ભાષાની બાબતમાં પણ વિધિસૂત્રોમાં આવેલ લિંગથી ચિહ્નિત તે તે પરિભાષાઓના અર્થનું સ્મરણ થતાં, વિધિસૂત્ર અને પરિભાષા સૂત્રની એક વાક્યતા થતાં વિધિ પ્રદેશમાં વિધિસૂત્રના અર્થનો બોધ થાય છે).

(ત્યારે હવે પ્રશ્ન થાય છે કે કાર્યને લીધે પરિભાષા ઉપસ્થિત થતી હોય તો) કાર્યકાલ પક્ષમાં 'ङमो ह्रस्वादचि ङमुण्नित्यम्' જેવા સૂત્રથી, આ સૂત્રમાં પડેલાં 20 'अचि' સપ્તમી અને 'ङमो ह्रस्वात्' પંચમીવાળાં પદોથી 'तस्मिन्निति निर्दिष्टे पूर्वस्य' અને 'तस्मादित्युत्तरस्य' એ બંને પરિભાષાઓની ઉપસ્થિતિ થતાં 'उभयनिर्देशे पञ्चमीनिर्देशो बलीयान्' (અર્થાત્ 'પંચમી અને સપ્તમી એ બંનેના નિર્દેશમાં પંચમી નિર્દેશ બલવાન ગણાય છે) પરિભાષા દ્વારા પંચમી નિર્દેશને બલવાન બતાવતું 'तस्मिन्निति०' સૂત્ર ઉપરનું ભાષ્ય અસંગત થશે; કારણ કે 'ङमो ह्रस्वाद्'નો 25 દેશ, પંચમી અને સપ્તમી નિર્દેશનો પણ દેશ થવાથી તે નિર્દેશમાં 'પરત્વ' એમ કહેવું અસંગત છે એવી આપત્તિ આવશે, આજ બાબત 'इको गुणवृद्धी' એ સૂત્રમાં (એ સૂત્ર ઉપરની પ્રદીપ ટીકામાં) કૈયટે સ્પષ્ટ કરેલ છે. (આનો જવાબ આપતાં સિદ્ધાન્તી કહે છે કે) આ પ્રશ્ન બરાબર નથી. કારણ કે 'विप्रतिषेधे०' સૂત્રમાં અષ્ટાધ્યાયીગત પાઠનું પરત્વ લેવામાં આવ્યું છે, અને તેવા પરત્વનો આશ્રય લેવાથી કોઈ દોષ રહેતો 30

न हि कार्यकालपक्ष इत्येतावता तदपैति । पक्षद्वयेऽपि प्रदेशेषु स्वबुद्धिजननाविशेषात् । न हि तत्पक्षेऽप्यचेतनस्य शास्त्रस्य स्वदेशं विहाय तद्देशगमनं संभवति नाप्यस्मदादिबुद्धिजननेन स्वदेशत्यागो भवति । अत एव भाष्य एकदेशस्थस्यैव सर्वशास्त्राभिज्वालकत्वमुक्तम् । अत एव तस्मिन्निति
5 सूत्रे कैयटः । सूत्रपाठापेक्षया परत्वस्य व्यवस्थापकत्वमिति । इको गुणेति सूत्रस्थकैयटस्तु चिन्त्य एव ॥

अन्यथा सर्वशास्त्राणां प्रयोगार्थत्वेन प्रयोगरूपैकदेशस्थत्वेन क्वापि परत्वं न स्यात् । किंच क्ङिति चेति सूत्रस्थकैयटरीत्या विधिसूत्राणां यथोद्देशपक्षे परिभाषादेशे संनिधानेन तेषां परत्वं व्याहन्येत । एवं च
10 वृक्षेभ्य इत्यत्र सुपि च [ ७. ३. १०२ ] इत्यतः परत्वाद्बहुवचने झल्येत् [ ७. ३. १०३ ] इत्येत्त्वमित्याद्युच्छिद्येतेत्यलम् ॥३॥

इत्संज्ञका अनुबन्धास्तेष्ववयवानवयवत्वसंदेह आह

## अनेकान्ता अनुबन्धा इति ॥४॥

अनेकान्ता अनवयवा इत्यर्थः । यो ह्यवयवः स कदाचित्तत्रोपलभ्यते
15 एव । अय तु न तथा तदर्थभूते विधेये कदाप्यदर्शनात् ॥

शित्किदित्यादौ समीपेऽवयवत्वारोपेण समासो बोध्यः ।

નથી. કાર્યકાલ પક્ષ હોવાને લીધે (કંઈ) અષ્ટાધ્યાયી પાઠ કૃત પરત્વ અને અપરત્વનો નાશ થતો નથી, કારણ કે યથોદ્દેશ અને કાર્યકાલ બંનેય પક્ષોમાં પરિભાષાઓ પોતાના અર્થનો બોધ વિધિદેશમાં કરતી હોવાથી, તેમાં કોઈ ફરક પડતો નથી. કાર્યકાલ પક્ષમાં પણ શાસ્ત્ર (પરિભાષા) અચેતન હોવાથી પોતાની જગ્યા છોડીને (જે જે વિધિસૂત્રની સાથે તેનો સંબંધ થયેલો છે) ત્યાં તેને માટે જવું સંભવિત 5 નથી. કાર્યકાલ પક્ષમાં પરિભાષાનો અર્થ તે, વિધિસૂત્રો પાસે જાય ત્યારે થાય છે એટલી આપણી સમજ માત્રથી એ પરિભાષા પોતાના દેશનો કંઈ ત્યાગ કરતી નથી. તેથી જ ભાષ્યકારે કહ્યું છે કે 'પરિભાષા એક જ જગ્યાએ રહીને સર્વ (વ્યાકરણ) શાસ્ત્રને પ્રકાશિત કરે છે. તેથી જ 'तस्मिन्निति' એ સૂત્ર ઉપરના ભાષ્યની વ્યાખ્યમાં કૈયટે (અષ્ટાધ્યાયીમાંના) સૂત્ર પાઠના અનુરોધથી પરત્વને વ્યવસ્થાપક માન્યું છે. 10

'इको गुणवृद्धी' એ સૂત્ર ઉપરના ભાષ્યની વ્યાખ્યામાં કૈયટે જે કહ્યું છે તે ચિન્ત્ય જ છે. જો તે બરાબર માનવામાં આવે તો (એટલે કે શાસ્ત્રો કોઈ ને કોઈ કાર્ય માટે હોવાને લીધે તેમાં વિધિદેશ જ માનવામાં આવે તો), સર્વશાસ્ત્રો (આખરે તો) પ્રયોગસિદ્ધિ માટે હોવાથી તે તે પ્રયોગની સિદ્ધિ માટે એકજ જગ્યાએ ભેગાં થવાને લીધે એકદેશસ્થ બનવાને લીધે કોઈ પણ ઠેકાણે 15 પૂર્વાપરત્વની વ્યવસ્થા થઈ શકશે નહી.

વળી 'क्ङिति च' એ સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં કૈયટે કહ્યા પ્રમાણે યથોદ્દેશપક્ષમાં બધાં વિધિસૂત્રો પરિભાષા દેશમાં ઉપસ્થિત થતાં હોવાથી તે વિધિસૂત્રોનું પરત્વ નષ્ટ થશે. એ સ્થિતિમાં 'वृक्षेभ्यः' (પંચમી વિભક્તિ બ. વ.)નું રૂપ સિદ્ધ કરતી વખતે 'सुपि च' સૂત્ર કરતાં 'बहुवचने झल्येत्' સૂત્ર પર હોવાથી જે 'એત્વ' 20 થાય છે તેનો ઉચ્છેદ થશે. અહીં (અત્યારે) આટલું વિવેચન પર્યાપ્ત છે. (૨) (૩)

**પરિભાષા : ૪**

અનુબન્ધો 'इत्' સંજ્ઞક હોય છે. આ અનુબંધો જેમની સાથે જોડાય છે તેમના અવયવ છે કે અવયવ નથી એવો સંશય થતાં કહે છે.

અનુબંધો અનેકાન્ત એટલે કે અનવયવ હોય છે. 25

જે જેનો અવયવ હોય છે (તે હંમેશાં નહીં તો) કોઈ કોઈ વાર તો અવયવીની સાથે મળી આવે છે. પણ અનુબંધો એવા નથી, કારણ કે અનુબંધો વિધેય–પ્રયોગમાં જોવા મળતા નથી. (અર્થાત્ જે રૂપોનો પ્રયોગ થાય છે ત્યાં નિરનુબંધક જ સ્થિતિ હોય છે) 'शित्' 'कित्' આદિ શબ્દોમાં 'श्' કે 'क्' આદિ (પ્રત્યયના અવયવ ન હોવા છતાં, એ અનુબંધોનું ઉચ્ચારણ સમીપમાં થતું 30 હોવાથી, તેમના ઉપર અવયવત્વનો આરોપ કરીને (તે शः इत् यस्य सः) 'शित्' આદિ સમાસ સિદ્ધ થાય છે એમ સમજવું જોઈએ.

वृञ्छण्कठ [७. २. ८०] इत्यादौ णित्त्वप्रयुक्तं कार्यं पूर्वस्यैवेत्यादि तु व्याख्यानतो निर्णेयम् । हलन्त्यम् [१. ३. ३] इत्यत्रान्त्यशब्दः परसमीपबोधकः ॥ वस्तुतस्तु

## एकान्ताः ॥५॥

5 इत्येव न्याय्यम् । शास्त्रे तत्रोपलम्भादन्यत्रानुपलम्भाच्च । अनवयवो हि काकादिरेकजातीयसंबन्धेन गृहवृक्षादिषूपलभ्यते नैवमयम् ॥

एवं हि बहुव्रीहिरपि न्यायत एवोपपन्नः । अन्त्यशब्दे लक्षणा च न । किंचानवयवत्वे णशकप्रत्ययादौ कादेरित्त्वानापत्तिः प्रत्ययादित्वाभावात् । दध्नचश्चकारस्य वैयर्थ्यापत्तेश्च । इदं च तस्य लोपः [१. ३. ९] इत्यत्र 10 भाष्ये स्पष्टम् । तत्र ह्युक्तमेकान्ता अनुबन्धा इत्येव न्याय्यमिति दिक् ॥५॥

नन्वेकान्तत्वेऽनेकाल्त्वादेवोशादीनां सर्वादेशत्वसिद्ध्यानेकाल्सूत्रे [१. १. ५५] शिद्ग्रहणं व्यर्थमत आह ।

## नानुबन्धकृतमनेकाल्त्वम् ॥६॥

'वुञ्छण्कठ' ઈત્યાદિ સૂત્રમાં આવનાર 'ण' અનુબંધવાળા 'णित्त्व'થી પ્રયુક્ત વૃદ્ધિ રૂપ કાર્ય 'छ' પ્રત્યય જ કરી શકે છે. (અને 'क' પ્રત્યય કરી શકે તેમ નથી) એ બધું વ્યાખ્યાન ઉપરથી નિશ્ચિત કરવું. 'हलन्त्यम्' એ સૂત્રમાં 'अन्त्य' શબ્દ (અવયવ વાચક નહીં પણ) 'બીજાના સમીપમાં રહેલ' એવા અર્થનો બોધક છે. (४)

## પરિભાષા : ૫ 5

ખરી રીતે તો અનુબંધો અવયવ જ ગણાય છે એવું કથન વ્યાજબી છે.

કારણ કે વ્યાકરણ શાસ્ત્રમાં (અનુબંધ પોતાના અવયવીની પાસે જ ઉપલબ્ધ થાય છે, બીજે ઠેકાણે તે ઉપલબ્ધ થતો નથી. કાગડો વૃક્ષનો અવયવ નથી. તેથી એ એકજ પ્રકારના (સંયોગ) સંબંધથી કોઈ વાર ઘર ઉપર, કોઈ વાર વૃક્ષ ઉપર દેખાય છે, પણ અનુબંધો એ પ્રકારના નથી. (અનુબંધો તો જેના અવયવ છે 10 તેની સાથે જ તે સંયુક્ત ગણાય છે).

અનુબંધો અવયવ જ છે એમ માનતાં 'शित्' 'कित्' આદિ સ્થલોમાં (લક્ષણાનો આશ્રય લીધા વગર) બહુવ્રીહિ સમાસની સ્વાભાવિક રીતે ઉપપત્તિ કરી શકાય છે. વળી 'हलन्त्यम्' એ સ્થળમાં 'अन्त्य' શબ્દનો લક્ષણા વડે (અર્થાત્ અવયવત્વનો આરોપ કરીને) અર્થ કરવાની કોઈ જરૂર નથી. 15

વળી જો અનુબંધોને (પ્રત્યય વગેરેના) અવયવ તરીકે માનવામાં ન આવે તો 'ण्' 'श्' 'क्' કે જે પ્રત્યયના આદિ વર્ણો હોવાથી જેમની 'इत्संज्ञा' થાય છે તે થશે નહીં. (કારણ કે આ રીતે તો ण्, श्, क्, આદિ, પ્રત્યયોના આદિ વર્ણ તરીકે ગણી શકાશે નહીં). વળી (પ્રત્યયનો આદિ ન હોવાથી) 'दध्नच्'માં કરેલું 'च्'નું ગ્રહણ પણ વ્યર્થ જશે. 'तस्य लोपः' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં એ સ્પષ્ટ છે કે 20 અનુબંધ પ્રત્યય આદિના અવયવો છે એ જ માનવું યોગ્ય છે. (५).

## પરિભાષા : ૬

હવે જો અનુબંધો (પ્રત્યય વગેરેના) અવયવ માનવામાં આવે તો 'अष्टाभ्य औश्' આદિ સૂત્રથી વિહિત 'औश्' આદેશ અનેક 'अल्' વાળો હોવાથી જેના સ્થાનમાં તે આદેશ કરવામાં આવે તે સમસ્ત (પ્રત્યય)ના સ્થાનમાં જ થાય 25 એમ સિદ્ધ હોવાથી, 'अनेकाल् शित् सर्वस्य' સૂત્રમાં પુનઃ કરેલું 'शित्' પદનું ગ્રહણ વ્યર્થ પડશે. તેથી આ આપત્તિના નિરાકરણ માટે આ પરિભાષા કહેવામાં આવી છે કે :—

**नानुबन्धकृतमनेकाल्त्वम्**

**અનુબંધને લીધે 'અનેકાલ્ત્વ' માનવામાં આવતું નથી.** 30

शिद्ग्रहणमेवैतज्ज्ञापकम् । तेनार्वणस्तृ [६. ४. १२७] इत्यादेर्न सर्वादेशत्वम् । ङादिविषये तु सर्वादेशत्वं विनानुबन्धत्वस्यैवाभावेनानुपूर्व्यात्सिद्धम् ॥६॥

नन्वेवमप्यवदातं मुखमित्यत्र पलोपोत्तरमात्त्वे कृतेऽदाप् [१. १. 5 २०] इति घुसंज्ञाप्रतिषेधो न स्यात् । दैपः पकारसत्त्वेऽनेजन्तत्वा-दात्त्वाप्राप्त्या पलोपोत्तरं पकाराभावेनास्य दाप्त्वाभावादत आह ।

## नानुबन्धकृतमनेजन्तत्वम् ॥७॥

उदीचां माङः [३. ४. १९] इति निर्देशोऽस्या ज्ञापकः । आदेच उपदेशे [६. १. ४५] इति सूत्रेणोपदिश्यमानस्यैजन्तस्यात्त्वं 10 क्रियते । ङकारसत्त्व एजन्तत्वाभावादात्त्वाप्राप्तेस्तस्यासंगतिः ॥

न चास्यामवस्थायां तस्य धातुत्वाभावात्कथमात्त्वम् । तत्र धातोः [६. १. ८] इत्यस्य निवृत्तेरित्यन्यत्र विस्तरः ॥

स्पष्टं चेदं दाधा घ्वदाप् [१. १. २०] इति सूत्रे भाष्ये ॥७॥

'अनेकाल् शित्सर्वस्य'માં કરેલું 'शित्' ગ્રહણ—આ પરિભાષામાં જ્ઞાપક છે. તેથી (આ પરિભાષા હોવાથી) 'अर्वणस्त्रसावनञः' સૂત્ર દ્વારા થતો 'तृ' આદેશ પૂર્ણ એવા 'अर्वन्' શબ્દને ઠેકાણે થતો નથી, પણ 'अलोऽन्त्यस्य'થી અન્ત્ય 'न्' વર્ણના સ્થાને જ આદેશ થાય છે;

'लुटः प्रथमस्य डारौरसः' સૂત્રથી વિહિત 'डा' (આદેશ) આદિના વિષયમાં તો 5 સર્વાદેશત્વ માન્યા સિવાય અનુબંધત્વ આવી શકે તેમ નથી તેથી 'डा' આદિનું સર્વાદેશત્વ તો (ઉપર કહેલા) આનુપૂર્વી (ક્રમ)થી સિદ્ધ થાથ છે. (૬)

## પરિભાષા : ૭

હવે પ્રશ્ન થાય છે કે (અનુબંધો અવયવ મનાતા હોય તો) 'अवदातं मुखम्'માં अवदातम् (अव+दैप् शोधने+क्त)માં 'दैप्'માં 'प्' અનુબંધનો લોપ થતાં 'दै' એટલું 10 જ ધાતુ–રૂપ બાકી રહે છે અને 'आदेच उपदेशेऽशिति' સૂત્રથી 'दै'નો 'दा' થાય છે આ સ્થિતિમાં 'दा' (दाप्) ન હોવાથી 'घुसंज्ञा'નો નિષેધ લાગુ પડી શકે નહીં, 'दैप्'માં 'प्' હોય ત્યાં સુધી दैप् ધાતુ 'एजन्त' માની શકાય નહીં. (કારણ કે એને અંતે 'ए' નહીં, પણ 'प्' છે. હવે 'दैप्'નું 'दाप्' એવું રૂપ થઈ શકે તેમ નથી, કારણ કે 'प्'નો લોપ થયા પછી (पकार ન હોવાથી) એ 'दाप्' રહે તો નથી. 15 તેથી આ પરિ. કહેવામાં આવી છે.

અનુબંધને કારણે એજન્તત્વ નષ્ટ થતું નથી.

(એટલે કે અન્તમાં અનુબંધ આવેલો હોય તો તેથી કોઈને 'અનેજન્ત' માનવો જોઈએ નહીં, પણ 'એજન્ત જ માનવો જોઈએ.)

'उदीचां माङो व्यतीहारे' એ સૂત્રમાં કરેલો 'माङ' પદનો નિર્દેશ આ પરિભા- 20 ષાનો જ્ઞાપક છે. 'आदेच उपदेशेऽशिति' એ સૂત્રથી ધાતુ પાઠમાં ઉપદિષ્ટ એવા 'मेङ्' ને 'એજન્ત' ધાતુમાં 'ए' ના ઠેકાણે 'आ' કરવામાં આવે છે. હવે (मेङ्માં) જ્યાં સુધી 'ङ्' છે ત્યાં સુધી તેને 'એજન્તત્વ' આવતું ન હોવાથી 'आदेचः' સૂત્રથી 'ङ्'ની જગ્યાએ 'आ' થઈ શકે તેમ નથી, તો પછી 'उदीचां माङः' એ સૂત્રમાં 'माङ्' એવું જે ઉચ્ચારણ કરવામાં આવ્યું તે અસંગત ઠરશે. 25

હવે 'मेङ्'માં જ્યાં સુધી 'ङ्' છે, એ અવસ્થામાં તેનું ક્રિયાવાચકત્વ ન હોવાને લીધે ધાતુસંજ્ઞા કે ધાતુત્વ ન હોવાથી 'मेङ्'ના 'ङ्'નું 'आत्व' કેવી રીતે થઈ શકશે ? એવું કથન બરાબર નથી. કારણ કે 'आदेचः' સૂત્રમાં 'धातोः' પદની અનુવૃત્તિ આવતી નથી એવો ઉલ્લેખ અન્યત્ર કરવામાં આવ્યો છે. (તેથી 'मेङ्'ને ધાતુ ન માનતાં 'आदेचः' સૂત્ર લાગતાં 'मेङ्' 'ए'નું 'आत्व, થાય છે. 30 આ બાબત 'दाधा घ्वदाप्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટપણે બતાવી છે. (૭)

नन्वेवमपि वासरूपः [ ३.१.९४ ] इति सूत्रेण कविषयेऽणोऽप्याप त्तिरित्यत आह ।

## नानुबन्धकृतमसारूप्यम् ॥८॥

ददातिदधात्योर्विभाषा [ ३. १. १३९ ] इति णबाधकशस्य 5 विकल्पविधायकमस्या ज्ञापकम् ॥

तेन गोद इत्यादौ नाणिति वासरूपसूत्रे भाष्ये स्पष्टम् ॥ ८ ॥

ननु संख्याग्रहणे बह्वादीनामेव ग्रहणं स्यात्प्रकरणस्याभिधानिया- मकत्वसिद्धात्कृत्रिमाकृत्रिमयोः कृत्रिमे कार्यसंप्रत्यय इति न्यायात् । अस्ति चात्र प्रकृते बह्वादीनां संख्यासंज्ञा कृतेति ज्ञानरूपं प्रकरणम् । न तु 10 लोकप्रसिद्धैकद्व्यादीनामित्यत आह ।

## उभयगतिरिह भवति ॥ ९ ॥

इह शास्त्रे । संख्याया अतिशदन्तायाः [ ५, १. २२] इति निषेधोऽस्या ज्ञापकः । न हि कृत्रिमा संख्या त्यन्ता शदन्ता वास्ति ॥

तेन कर्तरि कर्मव्यतिहारे [१. ३. १४] कण्वमेघेभ्यः करणे 15 [३. १. १७] विप्रतिषिद्धं चानधिकरण [२. ४. १३] इत्यादौ लौकिकक्रियाद्रव्याद्यवगतिः ॥

## પરિભાષા : ૮

(અનુબંધને અવયવ માનવાને લીધે આવેલ દોષોનું નિવારણ કરવા છતાં પાછો પ્રશ્ન થાય છે કે) 'वासरूपोऽस्त्रियाम्' સૂત્રથી (સ્ત્રી પ્રત્યયના અધિકારમાં આવેલા પ્રત્યયો ને છોડીને અન્ય અસરૂપ કૃત્ પ્રત્યયો આવ્યા હોય ત્યાં એકમેકના બાધક ન થતાં એ પ્રત્યયો વિકલ્પે થાય છે, તેથી હવે જ્યાં 'क' પ્રત્યયનો વિષય હોય ત્યાં 5 'अण्' પ્રત્યય થવાની પણ આપત્તિ આવશે. તેથી એનું નિવારણ કરવા આ પરિભાષા કહે છે.

'नानुबन्धकृतमसारूप्यम्' (૮)

અનુબંધને કારણે પ્રત્યયોને અસરૂપ ગણવામાં આવતા નથી.

આ પરિભાષામાં 'ण' પ્રત્યયનો બાધ કરનાર 'श' પ્રત્યયનું વિકલ્પથી વિધાન 10 'ददातिदधात्योर्विभाषा' સૂત્ર (પ્રસ્તુત પરિ. માં) જ્ઞાપક છે. તેથી 'गोदः'માં 'अण्' થતો નથી એમ 'वाऽसरूपः' સૂત્રના ભાષ્યમાં સ્પષ્ટ બતાવ્યું છે. (૮)

## પરિભાષા : ૯

હવે પ્રશ્ન થાય છે કે 'संख्या' એ પદથી 'बहुगणवतुडति संख्या' સૂત્રમાં बहु, गण, वतु અને डति પ્રત્યયાન્ત શબ્દોનું જ ગ્રહણ કરવામાં આવેલું છે, કારણ કે પ્રકરણ 15 તેની અભિધાનું નિયામક હોય છે અને આ જ કારણે 'कृत्रिमाकृत्रिमयोः कृत्रिमे कार्य-सम्प्रत्ययः' (કૃત્રિમ અને અકૃત્રિમ એ બંનેમાં જો કાર્યની સંભાવના હોય તો કૃત્રિમમાં જ કાર્ય કરવામાં આવે છે) એવો ન્યાય પણ પ્રચલિત થયેલો છે.

અહીં (પ્રકૃત વ્યાકરણ શાસ્ત્ર રૂપી પ્રકરણમાં) પ્રકૃતમાં बहु, गण આદિ શબ્દો જ 'સંખ્યા' ગણાય, લોકમાં પ્રસિદ્ધ 'एक, द्वि' ઈત્યાદિ શબ્દો નહીં, તે 20 સ્થિતિમાં આ પરિભાષા કહે છે.

उभयगतिरिह भवति (૯)

આ (વ્યાકરણ)શાસ્ત્રામાં બંને પ્રકારના અર્થોનું ગ્રહણ થાય છે.

'शास्त्रे' કહેવાથી 'વ્યાકરણશાસ્ત્રમાં' એવો અર્થ લેવો જાઈએ. 'संख्याया अतिशदन्तायाः कन्' આ નિષેધસૂત્ર પ્રકૃત પરિ.નું જ્ઞાપક છે. કારણ કે જેને અન્તે 25 'ति' કે 'शत्' આવે તેવી કોઈ કૃત્રિમ સંજ્ઞા નથી.

આ પરિભાષા હોવાથી 'कर्तरि कर्मव्यतिहारे' સૂત્રમાં 'कर्म' શબ્દથી અકૃત્રિમ (લૌકિક) ક્રિયા, તેમજ 'शब्दवैरकलहाभ्रकण्वमेघेभ्यः करणे'માં करण શબ્દથી લૌકિક (અકૃત્રિમ) અર્થ ક્રિયા, 'विप्रतिषिद्धं चानधिकरणवाचि' સૂત્રમાં 'अधिकरण' શબ્દથી 'द्रव्य' એવા અર્થનો બોધ થાય છે. 30

तत्र कोभयगतिः क्वाकृत्रिमस्यैव क्व कृत्रिमस्यैवेत्यत्र लक्ष्यानुसारि व्याख्यानमेव शरणम् । अत एवाम्रेडितशब्देन कृत्रिमस्यैव ग्रहणं न तु द्विस्त्रिर्घुष्टमात्रस्य ॥

स्पष्टं चेदं संख्यासंज्ञासूत्रे भाष्ये ॥

5 यत्तु संज्ञाशास्त्राणां मच्छास्त्रेऽनेन शब्देनैत एवेति नियमार्थत्वं कृत्रिमाकृत्रिमन्यायबीजमिति तन्न । तेषामगृहीतशक्तिग्राहकत्वेन विधित्वे संभवति नियमत्वायोगात् । सर्वे सर्वार्थवाचका इत्यभ्युपगमोऽपि योगि-दृष्ट्या न त्वस्मद्दृष्ट्या विशिष्य सर्वशब्दार्थज्ञानस्याशक्यत्वात् । सामान्य-10 ज्ञानं तु न बोधोपयोगीत्यन्यत्र निरूपितम् ॥ ९ ॥

नन्वध्येता शयितेत्यादाविङ्शीङोर्ङित्त्वाद्गुणनिषेधः स्यादत आह ।

**कार्यमनुभवन्हि कार्यी निमित्ततया नाश्रीयते ॥ १० ॥**

स्थण्डिलाच्छयितरि [ ४. २. १५ ] इति निर्देशोस्या ज्ञापकः ॥

ऊर्णुनविषतीत्यादिसिद्धये कार्यमनुभवन्निति । अत्र हि द्विर्वचनेऽचि

આમ આ પાણિનિ વ્યાકરણશાસ્ત્રમાં ક્યાં બંને પ્રકારના અર્થો લેવા ? ક્યાં કૃત્રિમ અર્થનું અને ક્યાં અકૃત્રિમ અર્થનું ગ્રહણ કરવું એ વિષયમાં (ભાષ્યકાર આદિએ કરેલા) લક્ષ્ય (પ્રયોગ)ને અનુસરનાર વ્યાખ્યાનનું જ કેવલ શરણ લેવું જોઈએ. તેથી અહીં 'आम्रेडित' શબ્દથી કૃત્રિમ એવી 'आम्रेडित' સંજ્ઞાનું ગ્રહણ થાય છે, પણ બે કે ત્રણવાર જે ઉચ્ચરિત છે તેવું લૌકિક આમ્રેડિત લેવામાં આવતું 5 નથી. 'बहुगण०' એ સંખ્યાસંજ્ઞા વિધાયક સૂત્ર ઉપરના ભાષ્યમાં આ બાબત સ્પષ્ટ પણે કહેલી છે.

('कृत्रिमाकृत्रिम' એ ન્યાયમાં બીજ અભિધા નિયામક પ્રકરણ છે એમ નાગેશ માને છે જ્યારે) કૈયટ જેવા કેટલાક (આચાર્ય) કહે છે કે 'મારા આ (પાણિનિ વ્યાકરણમાં) સંજ્ઞા વિધાયક સૂત્રોમાં 'संज्ञा' શબ્દથી આ કૃત્રિમ અર્થો જ લેવાવા 10 જોઈએ એવું નિયમન કરવા માટે कृत्रिमाकृत्रिम० ન્યાય છે, પણ તે યોગ્ય નથી, કારણ કે સંજ્ઞાસૂત્રો તો પૂર્વે જેમનો શક્તિનો ગ્રહ (બોધ) થયો નથી તેવા જ (નવા) અર્થોનો બોધ કરવવાથી વિધિરૂપ છે, તે નિયમ(શાસ્ત્ર) બની શકે તેમ નથી (સંજ્ઞા વિધાયક સૂત્રો જ્યાં વિધિસૂત્ર માની શકાય તેમ છે તો તેમને નિયામક સૂત્રો માનવાં તે બરાબર નથી.) 'બધા શબ્દો બધા અર્થોના વાચક છે'15 એવો 'सर्वे सर्वार्थवाचकाः' એ નિયમનો સ્વીકાર યોગીજનોની દૃષ્ટિએ બરાબર છે, પણ આપણી લૌકિક કે વ્યાવહારિક દૃષ્ટિએ તે બરાબર નથી, કારણ કે બધા જ શબ્દના અર્થનું જ્ઞાન અશક્ય છે. (કોઈક માણસ દ્વારા એકાદ વાક્ય ઉચ્ચારાતાં તેમાંથી પ્રત્યેક શબ્દનો વિશેષ એટલે કે 'અભિપ્રેત' અર્થ કયો છે તે જાણવું અશક્ય છે અને) સામાન્ય જ્ઞાન તો વાક્યાર્થ બોધમાં ઉપયોગી થઈ શકતું નથી. 20 એ બાબત અન્યત્ર બતાવવામાં આવેલ છે. (૯)

## પરિભાષા : ૧૦

હવે પ્રશ્ન થાય છે કે 'अध्येता' (अधि+इङ्+ता=अधि+ए+ता=अध्येता) 'शयिता' 'शीङ्+इ+ता=शे+इ+ता=शयिता આદિ સ્થળોમાં 'इङ्' અને 'शीङ्' બંને ધાતુઓ 'ङित्' હોવાથી 'क्ङिति च' સૂત્ર પ્રમાણે તેમના ગુણનો નિષેધ પ્રાપ્ત થાય છે. તેથી તેના 25 નિરાકરણ માટે (હવેની આ) પરિભાષા કહે છે.

**'कार्यमनुभवन् हि कार्यी निमित्ततया नाश्रीयते (१०)**

કાર્યનો અનુભવ કરનાર જે કાર્યી તેને નિમિત્ત તરીકે માનવામાં આવતો નથી.

આ પરિભાષામાં જ્ઞાપક 'स्थण्डिलाच्छयितरि व्रते' એ સૂત્રમાં કરેલો 'शयितरि' એવો નિર્દેશ છે. 30

'ऊर्णुनविषति' ઇત્યાદિ રૂપોની સિદ્ધિ થાય તે માટે 'कार्यमनुभवन्' એ અંશ, આ પરિ.માં દર્શાવ્યો છે. અહીં 'ऊर्णुनविषति' એ રૂપમાં 'द्विर्वचनेऽचि'

[ १. १. ५९ ] इति नुशब्दस्य द्वित्वम् । अन्यथा सन्यङोः [ ६. १. ९ ] इत्यस्य षष्ठ्यन्तत्वात्सन्नन्तस्य कार्यित्वेनेसो द्वित्वनिमित्तत्वाभावात्तत्प्रवृत्तिर्न स्यात् ॥

वस्तुतः समवायिकारणनिमित्तकारणयोर्भेदस्य सकललोकतन्त्र-
5 प्रसिद्धतया तस्य तत्त्वेनाश्रयणाभावेन नैषा ज्ञापकसाध्या । अत एव हिः प्रयुक्तः । स हिस्तत्त्वेनानाश्रयणे हेतोः प्रसिद्धत्वं द्योतयतीति तत्त्वम् ॥

द्विर्वचनेऽचि [ १. १. ५९ ] इति सूत्रे भाष्ये ध्वनितैषा ॥ १० ॥

ननु प्रणिदापयतीत्यादौ दारूपस्य विधीयमाना घुसंज्ञा दापेर्न
10 स्यादत आह ।

**यदागमास्तद्गुणीभूतास्तद्ग्रहणेन गृह्यन्ते ॥ ११ ॥**

यमुद्दिश्यागमो विहितः स तद्गुणीभूतः शास्त्रेण तदवयवत्वेन बोधितोऽतस्तद्ग्रहणेन तद्ग्राहकेण तद्बोधकेन शब्देन गृह्यते बोध्यते इत्यर्थः । तत्र तद्गुणीभूता इत्यंशो बीजकथनम् । लोकेऽपि देवदत्तस्या-
15 ज्ञाधिक्ये तद्विशिष्टस्यैव देवदत्तग्रहणेन ग्रहणं दृश्यते ॥

यमुद्दिश्यं विहित इत्युक्तेः प्रनिदारयतीत्यादौ न दारित्यस्य घुत्वम् ॥

आने मुक् [ ७. २. ८२ ] इति मुग्विधानसामर्थ्यादेषानित्या । अन्यथा पचमान इत्यादावकारस्य मुक्यनया परिभाषया विशिष्टस्य

સૂત્રથી 'नु' શબ્દનું 'द्वित्व' થાય છે. જો આ પરિભાષામાં 'कार्यमनुभवन्' એ અંશ ન હોત તો 'सन्यङोः' સૂત્રમાં 'सन्यङोः' એ ષષ્ઠયન્ત નિર્દેશ હોવાથી, સન્નન્ત ભાગ (ऊर्णु+ इस्) એ બધો જ અંશ 'कार्यी' હોવાથી 'इस्' (એ) દ્વિત્વનું નિમિત્ત બની શકશે નહીં. તેથી દ્વિત્વ નિમિત્તત્વનો અભાવ હોવાથી તે 'द्विर्वचनेऽचि' એ નિષેધક સૂત્રની પ્રવૃત્તિ થશે નહીં. 5

ખરી રીતે તો સમવાયિ કારણ અને નિમિત્ત કારણનો ભેદ સકલ લોકવ્યવહારમાં જાણીતો હોવાથો સમવાયિ કારણનો ક્યાંયે નિમિત્ત કારણ રૂપે આશ્રય લેવામાં આવતો નથી. તેથી આ પરિભાષા, જ્ઞાપક સિદ્ધ છે એમ માનવું જોઈએ નહીં. તેથી તો આ પરિ.માં 'हि' શબ્દનો પ્રયોગ કરેલો છે. તે 'हि' શબ્દ આજ સૂચવે 10 છે કે કાર્યીનું નિમિત્તરૂપે અનાશ્રયણ કરવામાં જે કારણ છે તે પ્રસિદ્ધ છે. 'द्विर्वचनेऽचि' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષા ધ્વનિત (સૂચિત) થયેલી છે. (૧૦).

**પરિભાષા : ૧૧**

હવે પ્રશ્ન થાય છે કે 'प्रणिदापयति' આદિ સ્થલમાં 'दा' એવા વિશિષ્ટધાતુને કહેલી 'घुसंज्ञा', दाप्‌ને થશે નહીં. તેથી આ પરિભાષા કહે છે. 15

यदागमास्तद्गुणीभूतास्तद्ग्रहणेन गृह्यन्ते (१०).

'જેને ઉદ્દેશીને આગમ થયેલો છે તે આગમ, (આગમીનો) ગુણીભૂત (અવયવ) થાય છે. તેથી આગમથી રહિત શબ્દના—વાચક શબ્દવડે આગમ સહિત શબ્દનું ગ્રહણ કરવામાં આવે છે.'

'જેને ઉદ્દેશીને આગમ કહેલો છે તેને તે આગમ થઈ જતાં (વ્યાકરણ શાસ્ત્રમાં 20 તે આગમ તેનો અવયવ સમજાય છે. તેથી આગમથી રહિત એવા શબ્દથી આગમ સહિતનો બોધ થાય છે.' આમાં 'तद्गुणीभूताः' એ અંશ, આ પ્રકારનો જે બોધ થાય છે એ માનવામાં કારણભૂત છે. લૌકિક વ્યવહારમાં પણ દેવદત્તને અધિક અવયવ હોય તોય દેવદત્ત શબ્દથી એ જ અધિક અવયવવાળો દેવદત્ત લેવાય છે.

આ પરિભાષામાં 'यदागमाः' પદની 'यमुद्दिश्य विहितः' (જેને ઉદ્દેશીને આગમ 25 કહેલો હોય) એવી વ્યાખ્યા કરવાથી, 'प्रनिदारयति' આદિ સ્થલોમાં 'दाृ' એ અંશની 'घु' સંજ્ઞા થતી નથી.

'आने मुक्' એ સૂત્રથી मुक्' આગમનું જે વિધાન કરેલું છે તેના સામર્થ્યથી આ પરિભાષા અનિત્ય છે. અન્યથા (જો આ પરિ. નિત્ય છે. એમ માનવામાં આવે તો) पचमानः (पच्+शप्+शानच्=पच+आन) સ્થલમાં 'पच' એ અકારાન્ત અંગ હોવાથી 30 (તેના અન્ત્ય અકારને 'आने मुक्' સૂત્રથી) 'म्' 'मुक्' આગમ થય છે, તે પછી पचम्+ आन એ સ્થિતિમાં 'अकः सवर्णे दीर्घः' સૂત્રમાંના 'अकः' પદથી मुक् આગમ સાથેના

सवर्णदीर्घे तद्वैयर्थ्यं स्पष्टमेव । तेन दिदीय इत्यादौ यणादि न । जहा-रेत्यादावात औ णलः [७. १. ३४] इति न ॥

न चाकारादेर्वर्णस्य वर्णान्तरमवयवः कथमिति वाच्यम् । वचने-नावयवत्वबोधनात् । तस्य चावयवत्वसादृश्ये पर्यवसानं बोध्यम् ॥

5　न चोक्तज्ञापकाद्वर्णग्रहणेऽस्या अप्रवृत्तिरिति वाच्यम् । आने मुक् [७. २. ८२] इति सूत्रे भाष्येऽकारस्याङ्गावयवस्य मुगित्यर्थे पचमान इत्यत्र तास्यनुदात्तेत् [६. १. १८६] इति स्वरो न स्यादित्याशङ्क्या-दुपदेशभक्तस्तद्ग्रहणेन ग्रहीष्यत इत्युक्तेरसंगत्यापत्तेः ॥

किंच ङमन्तपदावयवस्य ह्रस्वात्परस्य ङमो ङमुडित्यर्थे कुर्वन्नास्त

10 इत्यादौ ङमो ङमुडागमे णत्वप्राप्तिमाशङ्क्य यदागमा इति न्यायेना-द्यनस्यापि पदान्तग्रहणेन ग्रहणात्पदान्तस्य [८. ४. ३७] इति निषेध इत्यनया परिभाषयागमानामागमिधर्मवैशिष्ट्यमपि बोध्यत इत्याशयकङमुट्-सूत्र— [८. ३. ३२] स्थभाष्यासंगतेः ॥

किंच गुणादे रपरत्वे रेफविशिष्टे गुणत्वाद्येष्टव्यम् ।

15 अन्यथर्कारस्य गुणवृद्धी अरारावेवेति नियमो न स्यात् ।

(વિશિષ્ટ) अकार, अम्ને પણ આ પરિ. દ્વારા 'पचम्'ને પણ ('पच' માનતાં) સવર્ણ દીર્ઘ થશે. (તો 'पचानः' એવું વિકૃત રૂપ થવા માંડશે) તો 'आने मुक्'થી કરવામાં આવતું 'मुक्' વિધાન વ્યર્થ થશે. (માટે આ પરિ. અનિત્ય માનવામાં આવે છે).

તેથી (આ પરિ. અનિત્ય માનવાથી) 'दिदीये'માં 'यण्' આદેશ થતો નથી. એ જ રીતે 'जहार'માં 'आत औ णलः' સૂત્ર લાગતું નથી. 5

હવે અહીં પ્રશ્ન થાય છે કે 'अ', વર્ણનો બીજો (म् જેવો વર્ણ) અવયવ કેવી રીતે થઈ શકે ? (એક વર્ણ કે જે અવયવ રૂપ છે, તેનો જ અવયવ બીજો વર્ણ કેવી રીતે થઈ શકે ! (આનો ઉત્તર એ છે કે) 'यदागमाः' એ વચન–પરિભાષાથી એક વર્ણ (આગમ) બીજા વર્ણનો અવયવ સમજવામાં આવે છે. એટલે કે તે વર્ણને અવયવ સદૃશ માનવો જોઈએ એવું તાત્પર્ય છે. 01

જો અહીં એમ કહેવામાં આવે કે 'आने मुक्' એ સૂત્રરૂપ જ્ઞાપકથી જ્યાં એક જ વર્ણ (एकाल्) ને આગમ થાય છે ત્યાં આ પરિ. લાગતી નથી, તો તે યોગ્ય નથી. કારણ કે 'आने मुक्' સૂત્રના ભાષ્યમાં (आने मुक्નો) અંગના અવયવ-ભૂત અકારને 'मुक्' આગમ થાય એવો અર્થ કરીને 'पचमानः'માં 'तास्यनुदात्तेत्०' એ સૂત્રથી (અનુદાત્ત) સ્વર કેવી રીતે થઈ શકશે એવી શંકા કરીને 'मुक्' એ 15 'शप्' (अ)નો भक्त એટલે કે અવયવ હોવાથી 'अत्'ના ગ્રહણથી 'मुक्'નું પણ ગ્રહણ થાય છે તેવા ભાષ્યવચનની અસંગતિની આપત્તિ આવે છે.

(વર્ણના ગ્રહણમાં આ (પ્રસ્તુત) પરિભાષા લાગે છે તે માટે પ્રમાણ દર્શાવતાં ગ્રંથકાર આગળ કહે છે કે) વળી 'ङमो ह्रस्वादचि ङमुण् नित्यम्' આ સૂત્રનો ભાષ્યકારે હ્રસ્વ સ્વર પછી આવેલા 'ङम्'ને 'ङमुट्' આગમ થાય છે' આવો અર્થ કરવાથી 20 'कुर्वन्नास्ते'માં 'ङम्'ને ङमुट्' આગમ કર્યા બાદ 'णत्व'ની પ્રાપ્તિની આશંકા કરી છે, અને 'यदागमाः' ન્યાયથી 'ङमुट्' આગમ રૂપ પ્રથમ (આદિ) નકારનું પણ 'પદાન્ત' ગ્રહણથી ગ્રહણ થવાથી 'पदान्तस्य' સૂત્રથી 'णत्व'નો નિષેધ બતાવ્યો છે, એ રીતે આ પરિભાષાના (બલ)થી આગમોમાં આગમીના ધર્મ વિશેષનો અતિદેશ થાય છે એ રીતનો આશય ધરાવતા 'ङमो ह्रस्वाद्' સૂત્ર ઉપરના ભાષ્યની (જો વર્ણ-ગ્રહણમાં 25 આ પરિ. ન લાગે તો) અસંગતિ થશે.

વળી ભાષ્યકારે એવી ઈષ્ટિ બતાવી છે કે 'गुण' (अ) અને વૃદ્ધિ 'आ'ને 'उरण् रपरः' સૂત્રથી થતો રેફ (र्) લગાડતાં, રેફથી વિશિષ્ટ 'अ'માં કે 'आ'માં એટલે કે अर् અને आर् ને, 'ऋ'ના ગુણ અને વૃદ્ધિ અનુક્રમે સમજવા. અન્યથા (જો વર્ણ ગ્રહણમાં 'यदागम०' પરિ. લાગતી નથી એમ માનવામાં આવે તો) 'ऋ'નો ગુણ 30 'अर्' અને વૃદ્ધિ 'आर्' એવો ભાષ્યકારે જે નિયમ કર્યો છે, તે સિદ્ધ થશે નહીં.

तच्च वर्णग्रहण एतदप्रवृत्तौ न संगच्छते । अत एव रदाभ्याम् [ ८. २. ४२ ] इति सूत्रे भाष्ये गुणो भवति वृद्धिर्भवतीति रेफशिरा गुणवृद्धिसञ्ज्ञकोऽभिनिर्वर्तत इति ॥

अत एव नेटि [ ७. २. ४ ] णेरनिटि [ ६. ४. ५१ ]
5 इत्यादि चरितार्थम् ॥

अनागमकानां सागमका आदेशा इत्यस्य त्वयमर्थः । आर्धधातुकस्येडागम इत्यर्थे ज्ञाते नित्येषु शब्देष्वागमविधानानुपपत्त्यार्थापत्तिमूलकवाक्यान्तरकल्पनेनेड्रहितबुद्धि प्रसङ्गे सेड्बुद्धिः कर्तव्येति । एवं चादेशेष्विवात्रापि बुद्धिविपरिणाम इति न नित्यत्वहानिः ॥

10 स्थानिवत्सूत्रे च नेदृशादेशग्रहणं, साक्षादष्टाध्यायीबोधितस्थान्यादेशभावे चारितार्थ्यात् । किंचैवं सति स्थानिबुद्ध्यैव कार्यप्रवृत्त्या निर्दिश्यमानस्य [ प० १२ ] इति परिभाषाया अप्राप्त्याडागमसहितस्य पिबाद्यादेशापत्त्या लावस्थायामडिति भाष्योक्तसिद्धान्तासंगतिः । स्थानिवद्भावविषये निर्दिश्यमानस्येति परिभाषायाः प्रवृत्तौ तिसृणामित्यत्र परत्वा-

તેથી ભાષ્ય સાથે વિરોધ આવશે. (આ કારણથી વર્ણગ્રહણમાં આ પરિ. લાગુ પડે છે એમ માનવું જ જોઈએ.)

વર્ણગ્રહણમાં આ પરિભાષા લાગુ પડે છે માટે જ 'रदाभ्याम्०' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે કહ્યું છે કે 'જ્યાં ऋનો ગુણ કે વૃદ્ધિ થાય છે ત્યાં 'अ' કે 'आ' રેફ શિરસ્ક (રેફરૂપ અવયવ વાળો, अर् અને आर् અનુક્રમે ગુણ અને વૃદ્ધિ 5 સંજ્ઞાવાળો બને છે.

'यदागम०' પરિભાષા પણિનિને (માન્ય હોવાથી જ) 'नेटि' અને 'णेरनिटि' આદિ સૂત્રો ચરિતાર્થ બને છે.

હવે એક પ્રશ્ન થાય છે કે ('स्थानिवदादेशः' એ સૂત્ર હોવાથી 'यदागम' પરિભાષાની આવશ્યકતા નથી, કારણ કે આ પરિ. થી જે કાર્ય કરવામાં આવે છે તે 10 કાર્ય સ્થાનિવદ્ભાવ માનવાથી પણ થઈ શકશે. આ શંકાનું નિરાકરણ કરવા ગ્રંથકાર એમ કહે છે કે) 'આગમથી રહિત (સ્થાની)ની જગ્યાએ આગમ સહિત આદેશ થાય છે. (આનો જે આશય છે તે પ્રમાણે જોતાં) 'आर्धधातुकस्येड्वलादेः' (વલાદિ આર્ધધાતુક પ્રત્યયોને 'इट्' આગમ થાય છે) એવો અર્થ જાણ્યા પછી નિત્ય (અર્થાત્ વૃદ્ધિ કે ક્ષયથી રહિત અવિકારી એવા શબ્દમાં આગમ થાય છે એવું વિધાન બરાબર ન 15 હોવાથી (કારણકે તેવું વિધાન કરવાથી શબ્દના અનિત્યત્વનો પ્રસંગ આવે છે તેથી) આગમ વિધાયક 'आर्धधातुके०' સૂત્રનો અર્થ 'અર્થાપત્તિ' ન્યાય અનુસાર વાક્યાન્તર કલ્પીને 'इट्'થી રહિત બુદ્ધિના પ્રસંગમાં 'इट्' સહિતની બુદ્ધિ કરવી' એવો કરવો. તે રીતે આદેશોમાં જેમ બુદ્ધિ–વિપરિણામ થાય છે તેમ અહીં આગમોમાં પણ બુદ્ધિ–વિપરિણામ કરવો. આથી (શબ્દના) નિત્યત્વમાં કોઈ વાંધો આવતો નથી. 20

'स्थानिवदादेशः०' આ સૂત્રમાં આ પ્રકારના (આનુમાનિક) સ્થાન્યાદેશ–ભાવનું ગ્રહણ થતું નથી (પણ) 'स्थानिवदादेशः' સૂત્રથી તો અષ્ટાધ્યાયીમાં સાક્ષાત્ રૂપે પઠિત થયેલા આદેશનું જ ગ્રહણ થાય છે. તેથી 'स्थानिवदादेशः' સૂત્ર ચરિતાર્થ બને છે, (અને એ રીતે यदागम० પરિ. પણ વ્યર્થ પડતી નથી).

વળી ('स्थानिवदादेशः' સૂત્રથી આનુમાનિક આદેશનું ગ્રહણ થાય છે એમ 25 માનવામાં આવે તો) 'स्थानिवदादेशः' સૂત્રથી આદેશના ઠેકાણે તે સ્થાની છે એમ બુદ્ધિ કરીને કાર્ય થવાની પ્રવૃત્તિને લીધે, 'निर्दिश्यमानस्य०' પરિ. ની પ્રાપ્તિ થતી ન હોવાથી, 'अड्' આગમથી સહિત 'पा' ધાતુ (अ+पा)ના સ્થાને (पाघ्राध्मा સૂત્રથી) 'पिब्' આદેશની આપત્તિ થવાથી 'लृ' અવસ્થામાં 'अड्'નો આગમ થાય છે એવા ભાષ્યકારે કહેલા સિદ્ધાન્તની અસંગતિ આવશે. 30

જ્યાં स्थानिवदादेशः' સૂત્રથી આદેશનો સ્થાનિવદ્ભાવ થાય છે, ત્યાં 'निर्दिश्यमान०' પરિ. લાગે છે તેમ માનતાં 'तिसृणाम्' સ્થલમાં, 'पर' હોવાને લીધે

त्तिस्रादेशे स्थानिवद्भावेन त्रयादेशमाशङ्क्य सकृद्गतिन्यायेन समाधानपर-भाष्यासंगतिः ॥

एरुः [ ३. ४. ८६ ] इत्यादौ स्थानषष्ठीनिर्देशात्तदन्तपरतया पठितवाक्यस्यैव समुदायादेशपरत्वेनादेशग्रहणसामर्थ्यात्तस्य स्थानिवत्सूत्र-
5 ग्रहणेन न दोषः ॥

आनुमानिकस्थान्यादेशभावकल्पनेऽपि श्रौतस्थान्यादेशभावस्य न त्याग इत्यचः परस्मिन् [ १. १. ५७ ] इत्यादेर्नासंगतिः । एतेन यदागमा इति परिभाषा स्थानिवत्सूत्रेण गतार्थेत्यपास्तम् ॥

एतत्सर्वं दाधा घ्वदाप् [ १. १. २० ] इति सूत्रे भाष्ये
10 स्पष्टम् ॥ ११ ॥

नन्वेवमुदस्थादित्यादावुदः स्थास्तम्भोः पूर्वस्य [ ८. ४. ६१ ] इति पूर्वसवर्णापत्तिरत आह ।

## निर्दिश्यमानस्यादेशा भवन्ति ॥ १२ ॥

षष्ठी स्थानेयोगा [ १. १. ४९ ] इति सूत्रमावर्तते । तत्र द्वितीय-
15 स्यायमर्थः । षष्ठ्यन्तं निर्दिश्यमानमुच्चार्यमाणमुच्चार्यमाणसजातीयमेव निर्दिश्यमानावयवरूपमेव वा स्थानेन स्थाननिरूपितसंबन्धेन युज्यते न प्रतीयमानमिति तेनेदं सिद्धम् ॥

('त्रि' શબ્દના સ્થાનમાં) 'तिसृ' આદેશ થતાં, પછી સ્થાનિવદ્ભાવથી તેને ('त्रि' માનીને) 'त्रयादेश'ની શંકા કરીને ભાષ્યકારે 'सकृद्गति' ન્યાયથી જે સમાધાન કર્યું છે તેની અસંગતિ થશે.

'एरुः' એ સૂત્રમાં ('इ'ના સ્થાનમાં એવો અર્થ બતાવનાર 'ए:' એવો) સ્થાન-ષષ્ઠીનો નિર્દેશ કરેલો હોવાથી (एरुः) સૂત્રનો તદન્ત વિધિપરક (અર્થાત્ ઈકારાન્તના 5 સ્થાનમાં ઉકારાન્ત આદેશ થાય છે એવો વાક્યાર્થ) અર્થ થતાં તે (સાક્ષાત્) પઠિત વાક્ય જ (સમુદાયરૂપ સ્થાનીની જગ્યાએ થનાર સમુદાયરૂપ આદેશનું ગ્રહણ થાય છે એવા) સમુદાયાદેશ પરક હોવાને લીધે 'स्थानिवत्' સૂત્રમાં કરેલા 'आदेश' ગ્રહણના સામર્થ્યથી, તેવા (સમુદાયરૂપ) આદેશનું 'स्थानिवत्' સૂત્રથી ગ્રહણ કરવામાં કોઈ દોષ આવતો નથી.

આવાં સ્થળોમાં 'ति' આનુમાનિક સ્થાની અને 'तु' આનુમાનિક આદેશ એ 10 પ્રકારની આનુમાનિક સ્થાન્યાદેશ ભાવની કલ્પના કરવામાં આવે છે છતાં પણ સાક્ષાત્ નિર્દિષ્ટ સ્થાની અને આદેશનો ત્યાગ કરવામાં આવતો નથી. માટે જ 'अच: परस्मिन्' ઈત્યાદિની અસંગતિ થતી નથી. તેથી 'स्थानिवत्' સૂત્રમાં 'यदागम०' પરિભાષાનો અન્તર્ભાવ થાય છે એમ કહેવું એ ભૂલ છે. આ બધી બાબત 'दाधा घ्वदाप्' સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ કહેલી છે. (૧૧). 15

## પરિભાષા : ૧૨

('यदागम०' પરિભાષાનો સ્વીકાર કરવામાં આવતાં) 'उदस्थात्' એ સ્થળમાં 'उद: स्थास्तम्भोः पूर्वस्य' સૂત્ર પ્રમાણે 'પૂર્વસવર્ણ' થવાની આપત્તિ આવશે. (उद्+अ+स्था+लुङ्)માં 'यदागम०' પરિ. થી 'अ+स्थाने 'स्था' માનવામાં આવતાં પૂર્વ સવર્ણ થતાં 'उत्थात्' એવું અનિષ્ટરૂપ થવાની આપત્તિ આવશે. તેથી (હવે) 20 આ પરિ. કહે છે.

निर्दिश्यमानस्यादेशा भवन्ति (१२)

'સૂત્રમાં જે સ્થાનીનું ઉચ્ચારણ કરવામાં આવ્યું હોય તેના જ ઠેકાણે આદેશ થાય છે.'

'षष्ठीस्थानेयोगा' એ સૂત્રની આવૃત્તિ થાય છે. (તેમાં પહેલીવારના 'षष्ठीस्थाने- 25 योगा'નો 'अनिर्धारितसम्बन्ध विशेषा षष्ठी स्थानेयोगा बोध्या' એવો અર્થ (સિદ્ધાન્ત કૌમુદીમાં બતાવેલ) છે. બીજીવાર ઉચ્ચારેલા 'षष्ठी स्थानेयोगा' સૂત્રનો અર્થ આ પ્રમાણે છે કે (સૂત્રમાં) ષષ્ઠયન્ત જ, નિર્દિશ્યમાન (ઉચ્ચાર્યમાણ)નો સજાતીય (સવર્ણ) અવયવ, 'સ્થાન' એટલે કે 'સ્થાન નિરૂપિત સંબંધ'થી યુક્ત થાય છે, પરન્તુ જે પ્રતીયમાન છે તેનો, સ્થાન સાથે સંબંધ થતો નથી. તે રીતે આ પરિ. 30 સિદ્ધ થાય છે.

न चास्य च्वौ [ ७. ४. ३२ ] इत्यादौ दीर्घाणामादेशानापत्तिस्तेषां निर्दिश्यमानत्वाभावादिति वाच्यम्। जातिपक्षे दोषाभावात् ॥

किंच न, भूसुधियोः [ ६. ४. ८५ ] इति निषेधेन ग्रहणकशास्त्रगृहीतानां निर्दिश्यमानकार्यबोधनान्न दोषः ॥

5 इयङुवङोर्ङित्त्वं त्विवर्णोवर्णान्तधातुश्नुभ्रुवामित्यर्थेन धात्वादीनामपि निर्दिष्टत्वादन्त्यादेशत्वाय। रीङ्रिङोर्ङित्त्वं तु स्पष्टार्थमेव। एतेनेदं ङित्त्वं वर्णग्रहणे निर्दिश्यमानपरिभाषाया अप्रवृत्तिज्ञापकमित्यपास्तम् ॥

हयवरट्सूत्रस्थेनायोगवाहानामुपदेशोऽलोऽन्त्यविधिः प्रयोजनं, वृक्षस्तत्र नैतदस्ति प्रयोजनं, निर्दिश्यमानस्येत्येव सिद्धमिति भाष्येण विरोधात् ॥

10 अनया परिभाषया येन विधिः [ १. १. ७२ ] इति सूत्रबोधिततदन्तस्य स्थानित्वाभावबोधनं, यदागमाः [ प० ११ ] इति लब्धस्य च। तेन सुपद उदस्थादित्यादिसिद्धिः ॥

अनया च स्वस्वनिमित्तसंनिधापितानामलोऽन्त्यस्य [ १. १. ५२ ] इत्यादीनां समावेश एव, न बाध्यबाधकभावो विरोधाभावात्। नाप्येतयोरङ्गाङ्गिभाव उभयोरपि परार्थत्वेन तदयोगात्। अनेकाल्शित् [ १. १. ५५ ] इति सूत्रे सर्वश्चैतत्परिभाषाबोधित एव गृह्यते ॥

'अस्य च्वौ' એ સૂત્રમાં (હ્રસ્વ 'अ'નું જ ઉચ્ચારણ કરેલ હોવાથી) દીર્ઘ 'आ'ને ઠેકાણે આદેશ થઈ શકશે નહીં એમ કહેવું જોઈએ નહીં, કારણ કે 'જાતિ પક્ષ' સ્વીકારવામાં આવતાં અહીં કોઈ દોષને અવકાશ રહેતો નથી.

'न भूसुधियोः' એ નિષેધને લીધે (તે સ્પષ્ટ થાય છે કે) 'अणुदित् सवर्णस्य०' એ ગ્રહણક શાસ્ત્રથી બોધિત સવર્ણોને માટે નિર્દિશ્યમાન કાર્ય લાગુ પડતું 5 હોવાથી કોઈ દોષ રહેતો નથી.

'अचि श्नुधातु०' સૂત્ર ('इ' વર્ણાન્ત અને 'उ' વર્ણાન્ત ધાતુ અને શ્નુ, भ्रूને 'इयङ्' તથા 'उवङ्' થાય એવા અર્થવાળા આ સૂત્ર)માં 'धातु' આદિનો પણ નિર્દેશ કરેલો હોવાથી અન્ત્યવર્ણની જગ્યાએ આદેશ કરવા માટે આદેશોને 'ङ्' એવો અનુબંધ લગાડવામાં આવ્યો છે, 10

'रीङृतः' 'रिङ् शयग् लिङ्क्षु' સૂત્રોમાં 'रीङ्' અને 'रिङ्' માંનું 'ङित्वकरण કેવલ સ્પષ્ટ અર્થ બોધ માટે છે. આ રીતે જેની સ્પષ્ટતા કરવામાં આવી છે તે ङित्व વર્ણગ્રહણમાં 'निर्दिश्यमान०' પરિ.ના અપ્રવૃત્તિનું જ્ઞાપક છે તેમ માનવું અસંગત છે. ભાષ્યમાં અયોગવાહો (અનુસ્વાર, વિસર્ગ, જિહ્‌વામૂલીય, ઉપધ્માનીય, યમ એ અયોગવાહો)નો 'अट्' પ્રત્યાહારમાં ઉપદેશ (ગ્રહણ) કરવાનું ફલ 'अन्त्य 15 अल्'ને એ વિધિ થાય' તે છે, કારણ કે 'वृक्षस्तत्र'માં 'वृक्षः'માં અન્ત્યવિસર્ગ (अल्)ને 'अलोऽन्त्य०' સૂત્રની મદદથી 'सकार' થાય છે. પણ પછી કહેવામાં આવ્યું છે કે 'अलोऽन्त्य०' વિધિ એ પ્રયોજન નથી, કારણ કે 'निर्दिश्यमान०' પરિ.થી એ (બાબત) સિદ્ધ છે એ રીતના ભાષ્યના વચન સાથે વિરોધ આવશે. (તેથી વર્ણગ્રહણમાં આ પરિ.ની પ્રવૃત્તિ છે એમ માનવું જોઈએ). 20

'येन विधिस्तदन्तस्य' સૂત્રથી બોધિત તદન્તરૂપને અને 'यदागम०' પરિભાષાથી બોધિત આગમ સહિત રૂપને, 'निर्दिश्यमानस्य' એ પરિ. વડે કાર્ય કરવામાં આવે ત્યારે સ્થાનિવત્ત્વ પ્રાપ્ત થતું નથી. તેથી 'सुपदः' उदस्थात्' આદિ રૂપોની સિદ્ધિ થાય છે.

આ પરિ. સાથે પોતપોતાનાં નિમિત્ત મળતાં હોવાથી, તેને લીધે થતાં કાર્ય 25 માટે 'अलोऽन्त्यस्य' (અને 'आदेः परस्य') આદિ સૂત્રોનો પણ (એક જગ્યાએ) સમાવેશ થાય છે. તેથી ઉપરનાં આ સૂત્રોમાં અને આ પરિ માં વિરોધ ન હોવાથી તે એક-બીજાનાં બાધક થતાં નથી. આ બે સૂત્રોમાં અને આ પરિ.માં 'અંગાંગિભાવ' પણ નથી, (અર્થાત્ એક મુખ્ય અને બીજું ગૌણ એવો સંબંધ પણ નથી) કારણ કે આ સૂત્રો તો બીજાં વિધિસૂત્રો માટે ઉપયુક્ત છે. 30

'अनेकाल् शित्सर्वस्य' સૂત્રમાં આવેલ 'सर्व' શબ્દથી, 'निर्दिश्यमान०' પરિભાષા વડે બોધિત જે સ્થાની છે તેનું જ ગ્રહણ કરવામાં આવે છે.

यत्त्वादेः परस्य [१. १. ५४] अलोऽन्त्यस्य [१. १. ५२] इत्येतावेव तद्बाधकाविति तन्न । उदस्थादिति सूत्रविषयेऽस्याः पादः पत् (६. ४. १३०) इति सूत्रे भाष्ये संचारितत्वात् । नाप्येतयोरियं बाधिका । एतयोर्निर्विषयत्वप्रसङ्गादिति ति विंशतेः (६. ४. १४२) 5 इति सूत्रे कैयटः ।।

अकज्विषये नायं न्यायः स्थानिवद्भावेनेव तन्मध्यपतितन्यायेन तद्बुद्ध्यैव कार्यजननात् ।।

इयं चावयवषष्ठीविषयेऽपि । अत एव तदोः सः सौ (७. २. १०६) इति सत्वमतिस्य इत्यत्रोपसर्गतकारस्य न । निर्दिश्यमानयुष्म- 10 दाद्यवयवमपर्यन्तस्यैव यूयादयो न त्वतियूयमित्यादौ सोपसर्गावयव- मपर्यन्तस्येति बोध्यम् ।।

पादः पत् (६. ४. १३०) इति सूत्रे षष्ठी स्थाने (१. १. ४९) इति सूत्रे भाष्ये स्पष्टैषा ।।१२।।

ननु चेतेत्यादौ ह्रस्वस्येकारस्य प्रमाणत आन्तर्यादकारोऽपि स्यादत 15 आह ।

**यत्रानेकविधमान्तर्यं तत्र स्थानत आन्तर्यं बलीयः ।।१३।।**

अनेकविधं स्थानार्थगुणप्रमाणकृतम् ।।

अत्र मानं षष्ठी प्रथाने (१. १. ४९) इत्यत एकदेशानुवृत्त्या स्थानेग्रहणेऽनुवर्तमाने पुनः स्थानेऽन्तरतमः (१. १. ५०) 20 इति सूत्रे स्थानेग्रहणमेव । तद्धि तृतीयया विपरिणमय्य

જો કોઈ એમ કહે કે 'आदेः परस्य' અને 'अलोऽन्त्यस्य' એ સૂત્રો જ 'निर्दिश्य-मान०' પરિ. નાં બાધક છે તો તે કથન બરાબર નથી, કારણ કે 'પાદઃ पत्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં (उदः स्थास्तम्भोः એ સૂત્રથી) 'उदस्थात्' રૂપ સિદ્ધ કરતી વખતે 'निर्दिश्यमान०' પરિ. ની પ્રવૃત્તિ દર્શાવવામાં આવી છે. (તો) આ પરિ. પણ તે બે સૂત્રોની બાધક નથી. (જો બાધક માનવામાં આવે તો એ બે સૂત્રો નિર્વિષય 5 બની જશે એ બાબત 'ति विंशतेः' સૂત્ર ઉપરના ભાષ્યમાં કૈયટે બતાવી છે.)

આ निर्दिश्यमान० ન્યાય (પરિભાષા), જ્યાં 'अकच्' થાય છે ત્યાં લાગતો નથી. કારણ કે ત્યાં શબ્દ વિશેષની વચમાં આવેલાનું પણ તે શબ્દના ગ્રહણથી ગ્રહણ થાય છે તેવા 'तन्मध्यपतित०' એ ન્યાયે તે (સ્થાનિવદ્ભાવ જેવી) બુદ્ધિથી કાર્ય થઈ જાય છે, 10

આ (निर्दिश्यमान०) પરિભાષા જ્યાં અવયવાવયવિભાવ વાચક ષષ્ઠીનો નિર્દેશ હોય ત્યાં પણ લાગે છે. તેથી જ 'अतिस्यः' એ ઠેકાણે 'अति' ઉપસર્ગમાંના 'त' કારનો 'तदोः सः' સૂત્રથી 'स'કાર થતો નથી. તેથી જ ('यूयवयौ जसि' એ સૂત્રમાં નિર્દિશ્યમાન 'युष्मद्', 'अस्मद्' આદિના અવયવભૂત 'म' પર્યન્ત (ભાગ)ને જ 'यूय' 'वय' આદિ આદેશ થાય છે, પણ 'अतियूयम्'માં ઉપસર્ગ સાથેના 'युष्मद्'ના 'म' 15 પર્યન્ત અવયવની જગ્યાએ 'यूय' ('वय') આદેશ થતા નથી.

'પાદઃ पत्' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષા સ્પષ્ટ કરવામાં આવેલી છે. (૧૨).

## પરિભાષા : ૧૩

'चेता' (--चि+तास्+डा) આદિ સ્થળોમાં હ્રસ્વ 'इ'કારની જગ્યાએ માત્રાના 20 સામ્યને લીધે 'अ'કાર થવો જોઈએ (આ રીતની આપત્તિ આવે છે) તેથી કહે છે કેઃ–

'यत्रानेकविधमान्तर्यं तत्र स्थानत आन्तर्यं बलीयः ।।१३।।

'જ્યાં અનેક પ્રકારનું સાદૃશ્ય હોય ત્યાં સ્થાનને લીધે થનારું સાદૃશ્ય બધાં કરતાં બલવાન ગણાય છે.' 25

(આ પરિભાષામાં) 'अनेकविधम्' શબ્દનો અર્થ, સ્થાન, અર્થ, ગુણ અને પ્રમાણથી પ્રાપ્ત થનાર (સાદૃશ્ય) એવો છે. (આ પરિભાષામાં પ્રમાણ 'स्थानेऽन्तरतमः' સૂત્રમાં કરેલું 'स्थाने' ગ્રહણ છે.) 'षष्ठी स्थानेयोगा' એ સૂત્રમાંથી 'स्थाने' એવા એક દેશ (એક ભાગ)ની અનુવૃત્તિ જો 'स्थानेऽन्तरतमः' સૂત્રમાં થઈ શકે છે, તો પુનઃ જે स्थाने ગ્રહણ કર્યું છે તે 'स्थाने' ગ્રહણ આમાં પ્રમાણ છે. 'स्थानेऽन्तरतमः' 30 સૂત્રમાં રહેલા 'स्थाने' સપ્તમ્યન્ત પદનો તૃતીયા વિભક્તિમાં વિપરિણામ કરીને

वाक्यभेदेन स्थानिनः प्रसङ्गे जायमानः सति संभवे स्थानत एवान्तरतम इत्यर्थकम् । तमब्ग्रहणमेवानेकविधान्तर्यसत्तागमकम् । स्थान्तः स्थानेनेत्यर्थः ॥

तत्र स्थानत आन्तर्यमिको यण्णचि (६. १. ७७) इत्यादौ

5 प्रसिद्धमेव ॥

अर्थतः पद्दन् (६. १. ६३) इत्यादौ । स्थान्यर्थाभिधानसमर्थस्यैवादेशतेति सिद्धान्ताद्यदर्थाभिधानसमर्थो यः स तस्यादेश इति तत्समानार्थतत्समानवर्णपादादीनां ते । तृज्वत्क्रोष्टुः (७. १. ९५) इति च ॥

गुणतो वाग्घरिरित्यादौ ॥

10 प्रमाणतोऽदसोऽसेः (८. २. ८०) इत्यादौ ॥

स्थानेऽन्तरतमभाष्ये स्पष्टैषा ॥१३॥

ननु प्रोढवानित्यत्र प्रादूहोढ (६. १. ८९. ३) इति वृद्धिः स्यादत आह ।

**अर्थवद्ग्रहणे नानर्थकस्य ॥१४॥**

15 विशिष्टरूपोपादान उपस्थितार्थस्य [शब्दं प्रति] विशेषणतयान्वयसंभवे त्यागे मानाभावोऽस्या मूलम् । अत्रार्थः कल्पितान्वयव्यतिरेककल्पितः शास्त्रीयोऽपि गृह्यत इति संख्यायाः (५. १. २२) इति सूत्रे भाष्ये स्पष्टम् ॥

इयं वर्णग्रहणेषु नेति लस्य (३. ४. ७७) इत्यत्र भाष्ये

20 स्पष्टम् ॥

अत एवैषा विशिष्टरूपोपादानविषयेति वृद्धाः । एतन्मूलकमेव येन विधिः (१.१.७२) इत्यत्र भाष्ये पठ्यतेऽलैवानर्थकेन तदन्तविधिरिति ।

(અર્થાત્ 'स्थाने'ની જગ્યાએ 'स्थानेन' એમ કરીને) બે ભિન્ન વાક્યો બનાવીને 'સ્થાનીની જગ્યાએ આદેશ થવાનો પ્રસંગ ઊભો થતાં, સંભવ હોય તો જેનું સ્થાની સાથે (स्थानतः) સાદૃશ્ય હોય તે જ આદેશ કરવો.

અહીં 'स्थानेऽन्तरतम:'માં જે 'तमप्' ગ્રહણ કરવામાં આવ્યું છે તે અનેક પ્રકારના સાદૃશ્યનું સૂચક છે. 5

આમાં 'इको यणचि' આદિ સૂત્રમાં સ્થાનકૃત સાદૃશ્ય તો પ્રસિદ્ધ જ છે. અર્થકૃત સાદૃશ્યનું ઉદાહરણ 'पद्दन्नोमास्०' એ સૂત્ર છે 'स्थानी'ના અર્થ ને કહેવા માટે જે સમર્થ હોય તેજ તેનો આદેશ થઈ શકે એવો (સિદ્ધાન્ત) હોવાથી આદેશરૂપ 'पद्' આદિ શબ્દો, સ્થાનીના અર્થની સમાનતા ધરાવતા અને સમાન વર્ણ ધરાવનાર 'पाद' વગેરેના સ્થાનમાં થાય છે. 'तृज्वत् क्रोष्टुः' પણ અર્થ સાદૃશ્યનું ઉદાહરણ છે. 10 ગુણને લીધે થનાર સાદૃશ્યનું ઉદાહરણ 'वाग्घरिः' આદિ છે. પ્રમાણથી થનાર સાદૃશ્યનું ઉદાહરણ 'अदसोऽसेः' આદિ છે 'स्थानेऽन्तरतम:' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષા સ્પષ્ટ કરવામાં આવી છે. (૧૩).

## પરિભાષા : ૧૪

'एत्येधत्यूठ्सु' સૂત્રની અંદર આવેલા 'प्रादूहोढोढयेषैष्येषु' વાર્તિકથી 15 'प्रोढवान्'માં વૃદ્ધિ થવાની આપત્તિ આવશે, તેથી આ પરિભાષા કહે છે.

'अर्थवद्ग्रहणे नानर्थकस्य ग्रहणम्'

'જ્યાં અર્થવાનનું ગ્રહણ કરેલું હોય ત્યાં અનર્થકનું ગ્રહણ કરવામાં આવતું નથી.

વિશિષ્ટ શબ્દ (રૂપ) ઉચ્ચરિત થતાં, ઉપસ્થિત થયેલો અર્થ જો (તે શબ્દ સ્વરૂપના) વિશેષણરૂપે અન્વિત થઈ શકે છે તો તેવા (વિશેષણરૂપ થયેલા) અર્થનો 20 ત્યાગ કરવામાં કોઈ પ્રમાણ નથી, આજ બાબત આ પરિભાષામાં બીજ છે.

'संख्याया अतिशदन्तयाः कन्' સૂત્ર ઉપરના ભાષ્યથી એ સ્પષ્ટ થાય છે કે, આ પરિભાષામાં અન્વય–વ્યતિરેકથી કલ્પિત એવો શાસ્ત્રીય અર્થ પણ લેવામાં આવે છે.

જે સૂત્રમાં વર્ણ (અર્થાત્ अल्)નું ગ્રહણ હોય (એટલે કે વર્ણને કોઈ કરવાનું 25 હોય) ત્યારે આ પરિભાષા લાગુ પડતી નથી એમ 'लस्य' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં કહેલું છે. તેથી જ પ્રાચીન વૈયકરણોએ એમ કહ્યું છે કે 'જ્યાં વર્ણાનુપૂર્વીથી વિશિષ્ટ (વર્ણ સમુદાય રૂપ) શબ્દ સ્વરૂપનું ગ્રહણ કરેલું હોય ત્યાંજ આ પરિ. લાગે છે. 'इयं 'वर्णग्रहणेषु न' આ સિદ્ધાન્તના આધારે જ येन विधिः०' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'अलैवानर्थकेन तदन्तविधिः' (અનર્થક એવા 'अल्'ને જ તદન્ત વિધિ કરવામાં આવે 30 છે) એવું વાર્તિક આપવામાં આવ્યું છે. (અર્થાત્ આ પરિભાષા વર્ણગ્રહણમાં લાગતી નથી, કારણ કે વર્ણગ્રહણમાં વિશિષ્ટ રૂપનું ઉપાદાન હોતું નથી)

किंच स्वं रूपम् (१. १. ६८) इति शास्त्रे स्वशब्देनात्मी यवाचिनार्थो गृह्यते रूपशब्देन स्वरूपमेवं च तदुभयं शब्दस्य संज्ञीति तदर्थः । तत्रार्थो न विशेष्यस्तत्र शास्त्रीयकार्यासंभवात्किंतु शब्द विशेषणम् । एवं चार्थविशिष्टशब्दः संज्ञीति फलितम् । तेनैषा परिभाषा 5 सिद्धेति भाष्ये स्पष्टम् ।।१४।।

नन्वेवमपि महद्भूतश्चन्द्रमा इत्यत्रान्महतः (६. ३. ४६) इत्यात्वापत्तिरत आह ।

## गौणमुख्ययोर्मुख्ये कार्यसंप्रत्ययः ।।१५।।

गुणादागतो गौणः । यथा गोशब्दस्य जाड्यादिगुणनिमित्तोऽर्थो 10 वाहीकः । अप्रसिद्धश्च संज्ञादिरपि तद्गुणारोपादेव बुध्यते । मुखमिव प्रधानत्वान्मुख्यः प्रथम इत्यर्थः । गौणे ह्यर्थे शब्दः प्रयुज्यमानो मुख्यार्थारोपेण प्रवर्तते । एवं चाप्रसिद्धत्वं गौणलाक्षणिकत्वं चात्र गौणत्वम् ।।

तेन प्रियत्रयाणामित्यादौ त्रयादेशो भवत्येव तत्र त्रिशब्दार्थस्येतर 15 विशेषणत्वेऽप्युक्तरूपगौणत्वाभावात् ।।

किंचायं न्यायो न प्रातिपदिककार्ये किंतूपात्तं विशिष्यार्थोपस्थापकं विशिष्टरूपं यत्र तादृशपदकार्य एव ।

વળી 'स्वं रूपं' સૂત્રમાં આવેલા 'स्वस्य' (પોતાના) એ અર્થના વાચક 'स्वम्' પદ વડે અર્થનું ગ્રહણ કરવામાં આવે છે, અને 'रूपम्' પદથી 'શબ્દનું સ્વરૂપ' એમ સમજવામાં આવે છે. તે રીતે 'શબ્દ અને અર્થ એ બંને મળીને સંજ્ઞી થાય થાય છે એવો તે સૂત્રનો અર્થ છે. અહીં 'અર્થ' એ વિશેષ્ય નથી, કારણ કે સૂત્રમાં કહેલું શાસ્ત્રીય કાર્ય, અર્થને ઠેકાણે થઈ શકતું નથી, (અર્થ એ તો શબ્દનું 5 વિશેષણ છે. તેથી 'અર્થથી વિશિષ્ટ શબ્દ સંજ્ઞી થાય છે' (એવો 'स्वं रूपम्' સૂત્રનો) અર્થ ફલિત થાય છે. આ રીતે આ પરિભાષા સિદ્ધ થાય છે એમ ભાષ્યમા સ્પષ્ટ થયેલું છે. (૧૪).

## પરિભાષા : ૧૫

'अर्थवद् ग्रहणे०' આ પરિભાષા સ્વીકારવામાં આવે તો 'महद्भूतश्चन्द्रमाः' 10 એ ઉદાહરણમાં 'आन्महतः समानाधिकरणजातीययोः' સૂત્રથી 'आ'કાર આદેશ થવાની આપત્તિ આવશે, તેથી આ પરિભાષા કહે છેઃ–

'गौणमुख्ययोर्मुख्ये कार्यसम्प्रत्ययः' (૧૫)

'ગૌણ અને મુખ્ય અર્થોમાં મુખ્ય અર્થમાં જ કાર્ય થાય છે, (ગૌણ અર્થમાં નહીં'). 15

'गौण' શબ્દનો અર્થ 'ગુણને લીધે પ્રાપ્ત થયેલ' એવો છે. જેમકે 'गौर्वाहीकः' (વાહીક એટલે શાસ્ત્રીય આચારનું પાલન ન કરનાર માણસ)માં 'गो' શબ્દનો જાડ્ય આદિ ગુણોના સામ્યને લીધે 'वाहीक' એવો ગુણ–પ્રાપ્ત અર્થ થાય છે. તેજ રીતે અપ્રસિદ્ધ સંજ્ઞા આદિ પણ પોતાનામાં તે પ્રસિદ્ધ સંજ્ઞાગત ગુણોના આરોપથી જ અર્થનો બોધ કરાવે છે. 'मुख्य' શબ્દની વ્યુત્પત્તિ 'मुखमिव मुख्यः' છે. જે 'મુખ'ની 20 માફક પ્રધાન હોય તે મુખ્ય કે પ્રથમ કહેવાય છે. જ્યાં (એકાદ મુખ્યાર્થવાચક શબ્દનો) ગૌણ અર્થમાં પ્રયોગ કરવામાં આવે છે ત્યાં મુખ્યમાં રહેનાર ગુણનો આરોપ કરીને તેવો પ્રયોગ કરવામાં આવે છે. એ રીતે અહીં (આ પરિભાષામાં) અપ્રસિદ્ધત્વ અને ગૌણ લાક્ષણિકત્વરૂપ જ ગૌણત્વ માનવામાં આવે છે. તેથી 'प्रियत्रयाणाम्' આદિ સ્થલમાં 'त्रय' આદેશ થાય જ છે. ત્યાં 'त्रि' શબ્દનો અર્થ અન્યપદાર્થના 25 વિશેષણ રૂપે છે, તેથી તે ગૌણ હોવા છતાં તે ગૌણત્વ આ પરિભાષાના ગૌણ અર્થમાં સમાવિષ્ટ થતું નથી.

વળી, પ્રાતિપદિકને કંઈ કાર્ય કરવાનું હોય તો આ પરિભાષા લાગતી નથી, પરંતુ જ્યાં વિશેષ અર્થનો બોધ કરાવનાર વર્ણાનુપૂર્વી વિશિષ્ટ શબ્દ સ્વરૂપ ઉચ્ચારવામાં આવ્યું હોય તેવા શબ્દ સ્વરૂપને પદકાર્ય કરતી વેળા એ જ આ 30 પરિભાષા લાગુ પડે છે.

परिनिष्ठितस्य पदान्तरसंबन्धे हि गौर्वाहीक इत्यादौ गौणत्वप्रतीतिर्न तु प्रातिपदिकसंस्कारवेलायामित्यन्तरङ्गत्वाज्जातसंस्कारबाधायोगः प्रातिपदिककार्ये प्रवृत्त्यभावे बीजम् । श्वशुरसदृस्यापत्यमित्यर्थके श्वाशुरिरित्यादावत इञः सिद्धय उपात्तमित्यादि । न च प्रातिपदिकपद 5 तादृशमिति वाच्यम् । तेन हि प्रातिपदिकपदवत्त्वेनोपस्थितिरिति तस्य विशिष्यार्थोपस्थापकत्वाभावात् । निपातपदं तु चादित्वेनैव चादीनामुपस्थापकमिति तदुपद्देश्यककार्यविधायक ओत् [१. १. १५] इत्यादावेतत्प्रवृत्त्या गोभवदित्यादौ दोषो न ॥

अग्नीषोमौ माणवकावित्यत्र प्रसिद्धदेवताद्वन्द्ववाच्यग्नीषोमपदस्य 10 तत्सदृशपरत्वेऽन्तरङ्गत्वादीत्त्वषत्वे भवत एव । सदृशलाक्षणिकाग्निसोमपदयोर्द्वन्द्वे तन्नामकावित्यर्थके च न षत्वमाद्ये गौणलाक्षणिकत्वादन्त्येऽप्रसिद्धत्वात् । अत एवाग्निसोमौ माणवकावित्यत्र गौणमुख्यन्यायेन षत्ववारणपरमग्नेः स्तुत्स्तोमसोमाः [८. ३. ८२] इति सूत्रस्थं भाष्यं संगच्छते ॥

15 गां पाठयेत्यादौ मुख्यगोपदार्थस्य पाठनकर्मत्वासंभवेन विभक्त्युत्पत्तिवेलायां प्रयोक्तृभिर्गौणार्थत्वस्य प्रतीतावप्यपदस्याप्रयोगेण

'परिनिष्ठित' એટલે કે પ્રકૃતિ અને પ્રત્યયના સંયોગથી તૈયાર થયેલા પદનો બીજા પદ સાથે સંબંધ કે અન્વય થાય ત્યારે જ 'गौर्वाहीकः' આદિ પદોમાં ગૌણ અર્થની પ્રતીતિ થાય છે; પણ જ્યારે પ્રાતિપદિકના સંસ્કારનો સમય હોય-(એટલે કે હજુ વિભક્તિ-પ્રત્યય લાવીને તે પદ સિદ્ધ કરવાનું હોય ત્યારે પ્રાતિપદિકને થતું કાર્ય અન્તરંગ હોવાથી, તે સસ્કાર કાર્ય પ્રથમ થવાથી, અને એવો સંસ્કાર થઈ જાય 5 ત્યારે તેનો બાધ થઈ શકે નહીં એ વાત જ આ પરિભાષા 'પ્રાતિપદિકને લગતા કાર્યમાં પ્રવૃત્ત થતી નથી.' એમાં બીજ છે.

(સસરાની જેવી વ્યક્તિને પણ 'श्वशुर' (સસરો) કહેવામાં આવે છે.) અહીં ગૌણાર્થવાચક 'श्वशुर' શબ્દને 'श्वशुरसदृशस्य अपत्यम्' (શ્વશુરસદૃશનું અપત્યમાં 'श्वाशुरिः' એ પ્રયોગમાં 'अत इञ्' સૂત્રથી 'इञ्' પ્રત્યયની સિદ્ધિ થઈ શકે એ માટે 10 ઉપરની પંક્તિમાં 'उपात्तम्' એવો નિર્દેશ કર્યો છે.

હવે જો એમ કહેવામાં આવે કે પ્રાતિપદિકપદ, તે પ્રકારના એટલે કે વર્ણાનુપૂર્વી વિશિષ્ટ અને વિશેષ અર્થનું વાચક છે તો એ બરાબર નથી, કારણ કે તે પદથી તો 'પ્રાતિપદિકત્વ' એટલા સામાન્યધર્મ કે અર્થની ઉપસ્થિતિ થાય છે. તે કોઈ વિશેષ અર્થનું ઉપસ્થાપક થતું નથી. 15

'निपात' એ પદ 'चादि' ગણમાં સાક્ષાત્ પઠિત જે 'च' ઈત્યાદિ (વર્ણાનુપૂર્વી વિશિષ્ટ અને વિશેષ અર્થનો વાચક) શબ્દ હોય છે તેમનું ઉપસ્થાપક છે. તેથી નિપાતોને ઉદ્દેશીને કાર્ય કરનાર 'ओत्' ઈત્યાદિ સૂત્રોમાં આ પરિ. લાગે છે અને એ રીતે 'गोऽभवत्' ઈત્યાદિ રૂપો સિદ્ધ થવામાં કોઈ દોષ આવતો નથી.

'अग्नीषोमौ माणवकौ'માં 'अग्निश्च सोमश्च' એ વિગ્રહમાં પ્રસિદ્ધ એવા દેવતા 20 દ્વન્દ્વ વાચક પદમાં (તેજસ્વિતા આદિ) ગુણ સાદૃશ્યને લીધે (અગ્નિ અને સોમની સદૃશ એવા બે પુરુષોમાં સાદૃશ્યનો આરોપ કરતાં) અન્તરંગ હોવાથી 'ईत्व' અને षत्व થઈ જ જાય છે, પણ અગ્નિ અને સોમના સરખા ગુણોને લીધે સાદૃશ્ય મૂલક લક્ષણા કરીને અગ્નિ અને સોમ એવું નામ ધરાવતા બે પુરુષોનો વાચક અગ્નિ અને સોમનો દ્વન્દ્વ કરવામાં આવે તો 'ईत्व' અને 'षत्व' થતાં નથી; કારણ કે અહીં 25 અગ્નિ અને સોમ દ્વન્દ્વ સમાસ કરતાં પહેલાં લાક્ષણિક છે, અને સમાસ થયા પછી તે અપ્રસિદ્ધાર્થક છે. તેથી જ 'अग्निसोमौ माणवकौ'માં 'गौणमुख्य०' ન્યાયથી 'षत्व'નું નિવારણ કરનાર 'अग्नेः स्तुतस्तोमसोमाः' એ સૂત્ર ઉપરનું ભાષ્ય સંગત થાય છે.

'गाम्पाठय' (બળદને ભણાવો) એ પદ-પ્રયોગમાં મુખ્ય એવા 'गो' 30 પ્રાતિપદિકને ભણાવવાની ક્રિયા ન કરાવી શકાતી હોવાથી, વિભક્તિની ઉત્પત્તિના સમયમાં જ પ્રયોગ કરનાર વ્યક્તિને જો કે ગૌણ અર્થની ખબર હોય છે, છતાં 'अपद' (એટલે કે) વિભક્તિથી રહિતનો) પ્રયોગ થતો નથી'

बोद्धृभिः सर्वत्र पदस्यैव गौणार्थकत्वस्य ग्रहणेनात्वं त्वं सपद्यतेऽमहा-न्महान्भूतस्त्वद्भवतीत्यादिभाष्यप्रयोगे त्वाद्यादेशदीर्घादीनां करणेन चास्य न्यायस्य पदकार्यविषयत्वमेवोचितम् । अन्यथा वाक्यसंस्कारपक्षे तेषु तदनापत्तिः ॥

5 किंच शुक्लामित्युक्ते कर्म निर्दिष्टं कर्ता क्रिया चानिर्दिष्टे इत्याद्युक्त्वेहेदानीं गामभ्याज कृष्णां देवदत्तेत्यादौ सर्वं निर्दिष्टं गामेव कर्म देवदत्तैव कर्ताभ्याजैव क्रियेत्यर्थकेनार्थवत्सूत्रस्थभाष्येण कारकादि मात्रप्रयोगे योग्यसर्वक्रियाध्याहारे प्रसक्ते नियमार्थः क्रियावाचकादिप्रयोग इत्येतत्तात्पर्यकेण सामान्यतः क्रियाजन्यफलाश्रयत्वमात्रविवक्षायां द्वितीया-
10 दीनां साधुत्वान्वाख्यानमित्यर्थलाभेन पाठनक्रियान्वयकाले पदस्यैव-गौणार्थत्वप्रतीतिः प्रयोक्तुरपि । एवमेतन्मूलकोऽभिव्यक्तपदार्था य इति श्लोकोऽपि पदकार्यविषयकः ॥

એવો નિયમ હોવાથી (વિભક્તિ સાથેના પ્રયોગ પછી જ) બોદ્ધા–શ્રોતાને સર્વત્ર ગૌણાર્થ બોધ થતો હોવાથી ભાષ્યકારે ભાષ્યમાં 'अस्वं स्वं सम्पद्यते' 'अमहान् महान् भूतः, स्वद्भवति એવા પ્રયોગ કરતી વખતે 'स्व' આદેશ, દીર્ઘ 'आकार આદેશ' ઈત્યાદિ કરવાથી એ સ્પષ્ટ થાય છે કે 'પદને લગતાં કાર્ય કરતી વખતે જ આ પરિભાષા પ્રવૃત્ત થાય તે યોગ્ય છે. (પરંતુ પ્રાતિપદિક 5 કાર્ય કરતી વેળાએ આ गौणमुख्यः પરિભાષા (ન્યાય) લાગુ પડતી નથી. જો તેમ ન માનવામાં આવે (એટલે કે પ્રાતિપદિકને કાર્ય કરવાના સમયે પણ આ પરિ. લાગે છે તેમ માનવામા આવે) તો વાક્યસંસ્કારપક્ષમાં (गां पाठय, अस्वं स्वं सम्पद्यते, अमहान् महान् भूतः) આ સ્થાનોમાં 'आ' આદેશ 'स्व' આદેશ' અને 'ઉપધા દીર્ઘ નહીં થવાની આપત્તિ આવશે. 10

વળી એમ છે કે 'गामपाठय' એવા પદ પ્રયોગ કરનારને પણ 'गाम्' એ પદનો 'पाठय' ક્રિયાપદ સાથે અન્વય કરતી વેળાએ હું 'गो' શબ્દનો પ્રયોગ ગૌણાર્થમાં પ્રયોગ કરી રહ્યો છું એવું જ્ઞાન હોય છે. (પણ તે પૂર્વે તે પ્રકારનું જ્ઞાન હોતું નથી), કારણ કે अर्थवदधातुरप्रत्ययः प्रातिपदिकम्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં 'शुक्लाम्' એટલું જ પદ ઉચ્ચારવામાં આવે ત્યારે તે કેવલ કર્મ (દ્વિતીયા વિભક્તિનો નિર્દેશ 15 થયેલો છે, કર્તા અને ક્રિયાનો નહીં એમ કહીને પછી ભાષ્યકાર બતાવે છે કે 'गामभ्याज कृष्णां देवदत्त' (હે દેવદત્ત, કાળી ગાયને હાંકી લાવ) એવા વાક્ય–પ્રયોગમાં (કર્તા, કર્મ–ક્રિયાપદ) એ બધાંનો નિર્દેશ કરેલો છે. (અહીં) કેવલ કારકનો પ્રયોગ કરવામાં આવે તો આવા ઠેકાણે યોગ્ય એવી અનેક ક્રિયાઓ કે (આકાંક્ષા પૂર્ણ કરવા માટે સમર્થ એવાં) ક્રિયાપદોનો અધ્યાહાર સંભવિત હોવાથી ક્રિયાવાચક 20 પદનો પ્રયોગ (તે કારકનો તે જ ક્રિયા સાથે અન્વય કરવો બીજીની સાથે નહીં) એવા નિયમ માટે હોય છે. આ રીતે ઉપરના ભાષ્યમાંથી એ અર્થ નીકળે છે કે 'સામાન્યરૂપે ક્રિયાથી ઉત્પન્ન થનાર ફલનો આશ્રય (એટલે કે કર્મ) એટલું જ કહેવાની ઈચ્છા થતાં ત્યાં દ્વિતીયા વિભક્તિનો પ્રયોગ સાધુ ગણાય છે. (આ પ્રકારના) અર્થનો લાભ થવાથી, પ્રયોગ કરનાર (વક્તા)ને પણ 'गो' શબ્દનો 'પાઠન' ક્રિયા 25 સાથે જ્યારે અન્વય થાય છે, ત્યારે 'गो' એ પદના ગૌણાર્થની પ્રતીતિ થાય છે.

[ તે જ પ્રમાણે 'अभिव्यक्त० એટલે કે 'સૂત્રમાં આવેલ શબ્દને ઉદ્દેશીને કોઈ પણ કાર્ય (શાસ્ત્રનો અર્થ) કહેવામાં આવેલ હોય, તો તે કાર્ય લોકમાં જ્ઞાત અને પ્રસિદ્ધ એવા મુખ્યાર્થને બતાવનાર શબ્દને કરવું, પણ ગૌણ અર્થમાં આવેલ શબ્દને તે કાર્ય ન કરવું.] એ રીતે આ પરિભાષાના આધારે રચાયેલ अभिव्यक्त० એ શ્લોક 30 પણ પદ કાર્ય વિષયકજ છે.

ध्वनितं चेदं सर्वादीनि [१. १. २७] इति सूत्रे संज्ञाभूतानां प्रतिषेधमारभता वार्त्तिककृता पूर्वपर [१. १. ३४] इति सूत्रेऽसंज्ञायामिति वदता सूत्रकृताऽन्वर्थसंज्ञया तत्प्रत्याख्यानं कुर्वता भाष्यकृता च ॥

अर्थाश्रय एतदेवं भवति शब्दाश्रये च वृद्धयात्त्वे इत्योत्सूत्रस्थभाष्यस्य 5 लौकिकार्थवत्त्वयोग्यपदाश्रय एष न्यायस्तद्रहितशब्दाश्रये च ते इत्यर्थौ गोतः [७. १. ९०] इति यथाश्रुतसूत्रे विशिष्टरूपोपादानसत्त्वेनोक्त रीत्यैव तस्य भाष्यस्य व्याख्येयत्वादित्यलम् ॥ १५ ॥

अर्थवद्ग्रहणे [परि० १४] इत्यस्यापवादमाह ।

## अनिनस्मन्ग्रहणान्यर्थवता चानर्थकेन च तदन्तविधिं
10 ## प्रयोजयन्ति ॥१६॥

येन विधिः [१. १. ७२] इत्यत्र भाष्ये वचनरूपेण पठितैषा । तेन राज्ञा साम्नेत्यादावल्लोपो दण्डी वाग्मीत्यादाविन्हन् [ ६. ४. १२ ] इति नियमः सुपयाः सुस्रोता इत्यादावत्वसन्तस्य [६. ४. १४] इति दीर्घः सुशर्मा सुप्रथिमेत्यादौ मनः [४. १. ११] इति ङीब्निषेधश्च 15 सिद्धः ॥

अन्ये तु परिवेविषीध्वमित्यत्र ढत्वव्यावृत्तये क्रियामाणादिणः षीध्वम् [८. ३. ७८] इत्यत्राङ्गग्रहणादर्थवत्परिभाषाऽनित्या तन्मूलकमिदमित्याहुः ॥

'गौणमुख्यन्याय०' પદને લગતાં કાર્યના સમયે જ લાગુ પડે છે એવો નિયમ વાર્તિકકારે પણ 'संज्ञोपसर्जनीभूताः०' વાર્તિક અર્થાત્ સર્વ આદિ શબ્દ સંજ્ઞાના વાચક હોય અથવા બીજાના વિશેષણ (ઉપસર્જન) રૂપે હોય ત્યાં સર્વનામ સંજ્ઞા થતી નથી એવું નિષેધાત્મક વાર્તિક કરીને ધ્વનિત કરેલ છે. તો સૂત્રકાર પાણિનિએ 'पूर्वपरावर०' સૂત્રમાં 'असंज्ञायाम्' પદનો પ્રયોગ કરીને અને સર્વનામ સંજ્ઞા અન્વર્થક 5 છે એમ કહીને, (ઉપરના વાર્તિક અને 'पूर्वापर०' સૂત્રમાં આવેલ 'असंज्ञायाम्' પદનું પ્રત્યાખ્યાન કરીને ભાષ્યકારે આ જ નિયમ ધ્વનિત કરેલો છે.

'ओत्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં 'अर्थाश्रये...वृद्धयात्वे' એમ જે કહેલું છે તેનો અર્થ એ છે કે 'પદ થયા પછી જ લોકમાં પ્રસિદ્ધ અર્થ કહેવાની યોગ્યતા તે પદ કે શબ્દમાં આવતી હોવાથી 'गौणमुख्य०' ન્યાય 'પદ'ને જ લાગે છે. લૌકિક 10 અર્થ કહેવાની જેમાં યોગ્યતા ન હોય તેવા શબ્દના (એટલે કે 'गो' એ પ્રાતિપદિકના) આશ્રયવાળાં વૃદ્ધિ (गौः) અને आत्वं (गाम्) છે. 'गोतो णित्' એ જેવું છે તેવા યથાશ્રુત સૂત્રમાં (ओतो णित्.માં નહીં) વિશિષ્ટ રૂપ ધરાવતા ('गो' એ રીતે વિશિષ્ટ) પ્રાતિપાદિકનું ગ્રહણ કરેલું હોવાથી ભાષ્યનો આ રીતે ઉપર જે અર્થ બતાવ્યો છે તે જ લેવો યોગ્ય છે. આ માટે આટલો વિચાર પર્યાપ્ત છે. (૧૫). 15

**પરિભાષા : ૧૬**

હવે 'अर्थवद्ग्रहणे नानर्थकस्य ग्रहणम्' આ પરિ.ની બાધક (અપવાદ) પરિ. કહે છે.

**'अनिनस्मन् ग्रहणान्यर्थवता चानर्थकेन च तदन्तविधिं प्रयोजयन्ति' (१६).**

જ્યાં 'अन्, इन्, अस्, અને मन्નું ગ્રહણ કરવામાં આવ્યું હોય તેવાં 20 સૂત્રોની પ્રવૃત્તિ, 'अन्' 'इन्' આદિ સાર્થક (અર્થવાન્) હોય કે નિરર્થક હોય (તે બંને ઠેકાણે) થાય છે.

'येन विधिस्तदन्तस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષા વચન રૂપે પઠિત થયેલી છે. (તેથી આ સ્વતંત્ર વાચનિકી પરિ. છે.) આ પરિ. હોવાથી 'राज्ञा' 'साम्ना' આદિમાં 'अल्लोपोऽनः' સૂત્રથી अल्નો લોપ થાય છે. (તો) 'दण्डी, वाग्मी 25 આદિમાં 'इन् हन् पूषार्यम्णां शौ', 'सौ च' એ સૂત્રોથી થતો દીર્ઘનો નિયમ, એ જ રીતે 'सुपयाः' 'सुस्रोताः'માં 'अत्वसन्तस्य चाधातोः' સૂત્રથી દીર્ઘ, તથા 'सुशर्मा, सुप्रथिमा આદિમાં 'मनः' સૂત્રથી 'ङीप्'નો નિષેધ થાય છે.

કેટલાક વૈયાકરણોનો એવો મત છે કે 'परिविविषीध्वम्'માં 'ढत्व' ન થાય એ માટે 'इणः षीध्वं लुङ् लिटां धोऽङ्गात्' સૂત્રમાં 'अङ्गात्' પદનો નિવેશ હોવાથી 30 'अर्थवद्ग्रहण०' પરિ. અનિત્ય છે. તેથી તેના આ પ્રકારના અનિત્યત્વના આધારે આ (પ્રસ્તુત) પરિ. રચાયેલી છે.

विभाषेटः [८. ३. ७९] इत्यत्रानर्थकस्यैव षीध्वमः सम्भवादत्रापि तस्यैव ग्रहणमिति भ्रमवारणायाज्ञादिति परे ॥१६॥

ननूश्च [१. २. १२] इत्यत्र लिङ्सिचौ [१.२.११] इत्यत आत्मनेपदेष्विरत्येव संबध्येतानन्तरत्वादत आह ।

5 **एकयोगनिर्दिष्टानां सह वा प्रवृत्तिः सह वा निवृत्तिः ॥१७॥**

वाशब्द एवार्थे। परस्परान्वितार्थकपदानां सहैवानुवृत्तिनिवृत्ती इत्यर्थः। एककार्यनियुक्तानां बहूनां लोके तथैव दर्शनादिति भावः ॥

यत्त्वत्र ज्ञापकं नेड्वशि [७. २. ८] इत्यत इडित्यनुवर्तमान आर्धधातुकस्येट्ट् [७. २. ३५] इत्यत्र पुनरिड्ग्रहणं तद्धि नेत्यस्यासं-
10 बन्धार्थमिति तन्न । दीधीवेवीटाम् [१. १. ६.] इति सूत्रे भाष्ये तत्रत्येड्ग्रहणप्रत्याख्यानायेड्ग्रहणेऽनुवर्तमाने पुनरिड्ग्रहणस्येटो गुणरूप-विकाराभावार्थकत्वस्योक्तत्वेन तद्विरोधात् । नञो निवृत्तिस्तु क्वचिदेक-देशोऽप्यनुवर्तत इति न्यायेन सिद्धा ॥

वस्तुतस्तु दीधीवेवीटाम् [१. १. ६] इति सूत्रस्थभाष्यमेक-
15 देश्युक्तिः । आर्धधातुकस्य [७. २. ३५] इति सूत्रस्थेड्ग्रहणस्य-नेड्वशि [७. २. ८.] इति सूत्रे भाष्ये प्रत्याख्यानात् ।

'विभाषेटः' સૂત્રમાં જેમ અર્થરહિત એવા 'षीध्वम्'નું ગ્રહણ સંભવિત છે તેમ અહીં (इणः 'षीध्वम्०' સૂત્રમાં પણ) અર્થરહિત 'षीध्वम्'નું ગ્રહણ થવું જોઈએ એવો ભ્રમ રોકવા માટે 'इणः षीध्वम्'માં 'अङ्गात्' પદનો નિવેશ કરેલો છે. (૧૬).

**પરિભાષા : ૧૭**

'उश्च' (૧।૨।૧૨) સૂત્રમાં 'लिङ्सिचावात्मनेपदेषु' (૧।૨।૧૧) એ પૂર્વ સૂત્રમાંથી 5 ત્યાં અવ્યવહિત આવેલ 'आत्मनेपदेषु' એટલા જ પદની અનુવૃત્તિ થવી જોઈએ (પણ તે પદની સાથે આવેલા 'लिङ्सिचौ' પદની અનુવૃત્તિ થવી જોઈએ નહીં) એ પ્રશ્નના નિરાકરણ માટે આ પરિ. છે.

'एकयोगनिर्दिष्टानां सह वा प्रवृत्तिः सह वा निवृत्तिः' (૧૭).

'એક જ ઠેકાણે આવેલાં પરસ્પર સંબંધ પૂર્વક નિર્દિષ્ટ એવાં પદોની 10 પ્રવૃત્તિ કે નિવૃત્તિ બંને સાથે જ થાય છે.'

આ પરિ.માં આવેલ 'वा' પદનો અર્થ (एव) 'જ' છે. એકબીજાની સાથે અર્થની દૃષ્ટિએ સંબંધ ધરાવનાર પદોની અનુવૃત્તિ કે નિવૃત્તિ સાથે જ થાય છે. લૌકિક વ્યવહારમાં પણ એમ દેખાય છે કે 'એક કાર્યને કરવા માટે જેમની નિયુક્તિ થઈ છે તેવા ઘણા માણસોની પ્રવૃત્તિ અને નિવૃત્તિ એકજ સાથે થાય 15 છે. (આ પરિ. લૌકિક ન્યાયથી સિદ્ધ થયેલી છે).

જો અહીં એમ કહેવામાં આવે કે 'नेड्वशि कृति' એ (પૂર્વ) સૂત્રમાંથી 'आर्धधातुकस्येड्' સૂત્રમાં इट्‌ની અનુવૃત્તિ થઈ શકે છે તો ફરીવાર જે 'इट्'નું ગ્રહણ કરવામાં આવ્યું છે તેજ આ પરિ.માં જ્ઞાપક છે. તે 'इट्'નું ગ્રહણ 'नेड्वशि' માં આવેલ 'न'નો સંબંધ રોકવા માટે છે એવું કથન કરવામાં આવે તો તે 20 યોગ્ય નથી, કારણ કે આ પ્રકારનું કથન ભાષ્યથી વિરુદ્ધ છે. 'दीधीवेवीटाम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'दीधीवेवीटाम्' સૂત્રમાં જે 'इट्' ગ્રહણ કરવામાં આવેલું છે તેના પ્રત્યાખ્યાન માટે 'नेड्वशि' સૂત્રમાંથી 'इट्' અનુવૃત્ત થતો હોવા છતાં 'आर्धधातुकस्येड्०' સૂત્રમાં પુનઃ 'इट्'નું જે ગ્રહણ કરવામાં આવેલું છે તે (તો) 'इट्'નો ગુણરૂપ વિકાર ન થાય પણ 'इट्' इट्‌ના રૂપમાં જ રહે તે માટે 25 હોવાથી આ રીતે ભાષ્યનો વિરોધ આવે છે. અહીં 'नञ्' પદની નિવૃત્તિ તો 'કોઈ ઠેકાણે એક અંશની પણ અનુવૃત્તિ થાય છે' 'क्वचिदेकदेशोऽप्यनुवर्तते' એ ન્યાયે 'नेड्वशि'માંથી આવતા 'नञ्'ની નિવૃત્તિ થાય છે.

વાસ્તવિક રીતે જોતાં 'दीधीवेवीटाम्' સૂત્ર ઉપરનું ભાષ્ય એકદેશીની ઉક્તિ છે (સિદ્ધાન્તીની નહીં) કારણ કે 'नेड्वशि' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'आर्धधातु 30 कस्येड्' સૂત્રમાં જે इड् ગ્રહણ કરેલું છે તેનું ભાષ્યકારે પ્રત્યાખ્યાન કરેલું છે.

तत्करणेन गुरुतरयत्नमाश्रित्यैतत्प्रत्याख्यानस्यायुक्तत्वात् ॥१७॥

नन्वलुगधिकारः प्रागानङ उत्तरपदाधिकारः प्रागङ्गाधिकारादित्य नुपपन्नमेकयोगनिर्दिष्टत्वात् । तथा दामहायनान्ताच्च [४. १. २७] इत्यादौ संख्याव्ययादेः [४. १. २६] इत्यतः संख्यादेरित्यनुवर्ततेऽव्य-
5 यादेरिति निवृत्तमिति चानुपपन्नमत आह ।

## क्वचिदेकदेशोऽप्यनुवर्तते ॥१८॥

एकत्रार्थे योगः संबन्धस्तेन निर्दिष्टयोः समुदायाभिधायिद्वन्द्वनिर्दिष्ट योरित्यर्थ इति पक्षात्तिः [५. २. २५] इति सूत्रे कैयटः । तावन्मा-त्रांशे स्वरितत्वप्रतिज्ञाबलाल्लभ्यमिदम् ॥

10 स्पष्टा चेयं दामहायनान्ताच्च [४. १. २७] इति सूत्रे औतो-ऽम्शसोः [६. १. ९३] इति सूत्रे च भाष्ये पूर्वा च ॥१८॥

ननु त्यदादीनामः [७. २. १०२] इत्यादिनेममित्यादावनुना-सिकः स्यादत आह ।

## भाव्यमानेन सवर्णानां ग्रहणं न ॥१९

15 अणुदित्सूत्रेऽप्रत्यय इत्यनेन सामर्थ्यात्सूत्रप्राप्त, जातिपक्षेण प्राप्त,

આ સ્થિતિ હોવા છતાં 'आर्धधातुकस्येड्' સૂત્રમાં 'नेड्वशि' સૂત્રમાંથી 'इट्'ની અનુવૃત્તિ કરી ગુરુતર એવા પ્રયત્નનો આશ્રય લઈ 'दीधीवेवीटाम्' સૂત્રમાં આવેલ 'इट्'નું પ્રત્યાખ્યાન કરવું અયોગ્ય છે. (૧૭).

## પરિભાષા : ૧૮

'अलुगुत्तरपदे' એ અધિકાર સૂત્ર છે. તેથી તેમાં આવેલાં બંને પદો 'अलुक्' 5 અને 'उत्तरपदे'માંથી 'अलुक्' પદની અનુવૃત્તિ 'आनङ् ऋतो द्वन्द्वे' (૬।૩।૨૫) સૂત્રની પૂર્વે આવેલા સૂત્ર સુધી થાય છે, જ્યારે 'उत्तरपदे'ની અનુવૃત્તિ, અંગાધિકાર 'अङ्गस्य' (૬।૪।૧) સુધી થાય છે. ખરી રીતે તો 'अलुक्' અને 'उत्तरपदे' બંને પદો એકજ સૂત્રમાં પરસ્પર સાથે નિર્દિષ્ટ હોવાથી (ઉપરની एकयोग० પરિ. પ્રમાણે) બંનેની પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ સાથે જ થવી જોઈએ. તેવી જ રીતે 'दामहायनान्ताच्च' 10 (૪।૧।૨૭) સૂત્રમાં તેની પૂર્વે આવેલા 'संख्याव्ययादेर्ङीप्' (૪।૧।૨૬) સૂત્રમાં આવેલ 'संख्यादेः' અંશની અનુવૃત્તિ થાય છે પણ 'अव्ययादेः' અંશની નિવૃત્તિ થાય છે, આ વાત બરાબર નથી એવો પ્રશ્ન થતાં આ પરિભાષા કહેવામાં આવે છે:–

'क्वचिदेकदेशोऽप्यनुवर्तते' (१८).

ક્યાંક ક્યાંક એક દેશની પણ અનુવૃત્તિ થાય છે.' 15

એક અર્થમાં સંબંધ દ્વારા નિર્દિષ્ટ એવાં પદોમાંથી કોઈ ઠેકાણે એકદેશની પણ અનુવૃત્તિ થાય છે તેમ 'पक्षात्तिः' સૂત્ર ઉપર આવેલ ભાષ્યનું વ્યાખ્યાન કરતાં કૈયટે જણાવ્યું છે કે 'જેટલા અંશની અનુવૃત્તિ અભીષ્ટ છે તેટલા અંશમાં સ્વરિતત્વની પ્રતિજ્ઞા કરવાથી તેટલાજ અંશની અનુવૃત્તિ પછીના સૂત્રમાં થઈ શકે છે. (આ પ્રકારની આંશિક સ્વરિતત્વની પ્રતિજ્ઞા જ આ પરિ.માં બીજ છે). 'दाम- 20 हायनान्ताच्च' અને 'औतोऽम्शसोः' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. અને આની પૂર્વે આવેલી પરિભાષા સ્પષ્ટ રૂપે આપેલી છે. (૧૮).

## પરિભાષા : ૧૯

'इदम्' શબ્દના (પુ. દ્વિ. એ. વ.) 'इमम्' આદિ સ્થલમાં 'त्यदादीनामः' એ સૂત્રથી અનુનાસિક 'अ' થવાની આપત્તિ આવશે. તેથી આ પરિભાષા કહેવામાં 25 આવે છે.

'भाव्यमानेन सवर्णानां ग्रहणं न' (१९)

'વિધીયમાન પ્રત્યયો પોતાના સવર્ણોનું ગ્રહણ કરતા નથી.'

'अणुदित्सवर्णस्य चाऽप्रत्ययः' સૂત્રમાં 'अप्रत्ययः' (પદ)ના અર્થના સામર્થ્યથી એ સ્પષ્ટ થાય છે કે 'अणुदित्' સૂત્રથી પ્રાપ્ત થયેલ હોય કે 'જાતિપક્ષ'ના સ્વીકારથી 30

गुणाभेदकत्वेन च प्राप्तं, नेत्यर्थः । अत एवाणुदित्सूत्रे प्रत्ययादेशागमेषु सवर्णग्रहणाभावं प्रकारान्तरेणोक्त्वैवं तर्हि सिद्धे यदप्रत्यय इति प्रतिषेधं शास्ति तज्ज्ञापयति भवत्येषा परिभाषा भाव्यमानेन सवर्णानां ग्रहण नेति ॥

5 किंच ज्याद ईयस इत्येवान्तर्यतो दीर्घे सिद्धे ज्यादात् [६. ४. १६०] इति दीर्घोच्चारणमस्या ज्ञापकम् ॥

अणुदित्सूत्रे ज्यादादिति सूत्रे च भाष्ये स्पष्टैषा ॥

चोः कुः [८. २. ३०] इत्यादौ भाव्यमानेनापि सवर्णग्रहणं विधेय उदिदुच्चारणसामर्थ्यात् । एतदेवाभिप्रेत्य भाव्यमानोऽण्सवर्णान्न 10 गृह्णातीति नव्याः पठन्ति ॥१९॥

नन्वेवमदसोऽसेः [८. २. ८०] इत्यादिनामू इत्यादौ दीर्घविधानं न स्यादत आह ।

**भाव्यमानोऽप्युकारः सवर्णान्गृह्णाति ॥२०॥**

दिव उत् [६. १. १३१] ऋत उत् [६. १. १११] इति 15 तपरकरणमस्या ज्ञापकम् ॥

तित्स्वरितम् [६. १. १८५] इति सूत्रे भाष्ये स्पष्टैषा ॥२०॥

ननु गवे हितं गोहितमित्यादौ प्रत्ययलक्षणेनावाद्यादेशापत्तिरत आह ।

**वर्णाश्रये नास्ति प्रत्ययलक्षणम् ॥२१॥**

પ્રાપ્ત થયેલ હોય કે 'अभेदका गुणाः' એ પરિભાષાથી પ્રાપ્ત થતું સવર્ણોનું ગ્રહણ કરવામાં આવતું નથી. તેથી જ 'अणुदित्' સૂત્ર ઉપરના ભાષ્યમાં, 'પ્રત્યય' 'આદેશ' અને 'આગમ' રૂપે થતા વર્ણોમાં સવર્ણોનું ગ્રહણ થતું નથી. એ બાબત બીજી રીતે સિદ્ધ કરીને ભાષ્યકાર કહે છે કે 'अणुदित्' સૂત્રમાં પાણિનિએ 'अप्रत्ययः' એવો નિષેધ કહેલો છે તે ઉપરથી આચાર્ય પાણિનિ 'भाव्यमानेन...' આ (પ્રસ્તુત) 5 પરિભાષા જ્ઞાપિત થાય છે એવો સંકેત કરે છે.

વળી 'ज्याद ईयसः' એટલું જ સૂત્ર કરવામાં આવે તો પણ (ईयस्)માં આવેલા દીર્ઘ 'ई'ની જગ્યાએ ('स्थानेऽन्तरतमः' સૂત્ર પ્રમાણે) અન્તરતમ દીર્ઘ 'आ' એવો જ આદેશ થઈ શકે તેમ છે છતાં 'ज्यादादीयसः' સૂત્રમાં 'आत्' એવું જે દીર્ઘો-ચ્ચારણ કરવામા આવેલું છે તે આ પરિ.નું જ્ઞાપક છે. 'अणुदित्०' (તથા 'ज्यादा- 10 दीयसः' એ) સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. કહેવામાં આવી છે.

'चोः कुः' સૂત્રથી 'कु'નું વિધાન થાય છે. તે વિધીયમાન (કે ભાવ્યમાન) 'कु'માં 'ઉકાર'ના 'उदित्' કરણ સામર્થ્યથી, આવાં સ્થલોમાં આદેશ રૂપે થયેલા વર્ણથી સ્વવર્ણનું ગ્રહણ થાય છે. માટે જ નવીન વૈયાકરણો આ પરિ.ના શરીરમાં 'अण्' પદનો નિવેશ કરીને આ પરિ.નું સ્વરૂપ 'भाव्यमानोऽण्...न गृह्णाति' અર્થાત્ 15 'વિધીયમાન अण् સવર્ણોનો ગ્રાહક થતો નથી એમ માને છે. (૧૦)

## પરિભાષા : ૨૦

હવે એક પ્રશ્ન થાય છે કે પૂર્વની (પરિ. ૧૯) પરિ. પ્રમાણે 'જ્યાં કોઈ સૂત્રથી હ્રસ્વ ઉકાર આદેશ કરવામાં આવે તો ત્યાં હ્રસ્વ ઉકારનું જ ગ્રહણ થશે, તે (હ્રસ્વ ઉકાર)થી સવર્ણ (દીર્ઘ) 'ऊ'કારનું ગ્રહણ થઈ શકશે નહીં તો 'अदसोऽसेः' 20 સૂત્રથી 'अमू'માં દીર્ઘ (ऊ) થઈ શકશે નહીં. (આ રીતની અનિષ્ટાપત્તિ થશે) તેથી આ પરિ. કહેવામાં આવે છે.

'भाव्यमानोऽप्युकारः सवर्णान् गृह्णाति' (૨૦).

'ઉકાર' 'વિધીયમાન હોય તો પણ સવર્ણોનો ગ્રાહક થાય છે.'

'दिव उत्' અને 'ऋत उत्' સૂત્રમાં થયેલું 'तपर' કરણ આ પરિ.માં જ્ઞાપક 25 છે. 'तित्स्वरितम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. સ્પષ્ટરૂપે કહેલી છે. (૨૦).

## પરિભાષા : ૨૧

गवे+हितम्=गोहितम् આદિ સ્થળોમાં 'प्रत्ययलोपे प्रत्यय लक्षणम्' સૂત્રથી પ્રત્યયનો લોપ થાય ત્યારે પ્રત્યય લક્ષણ કાર્ય થતું હોવાથી 'अय्' ઈત્યાદિ આદેશ થવાની પ્રાપ્તિ થશે. (આ આપત્તિ આવશે). માટે આ પરિ. કહે છે. 30

'वर्णाश्रये नास्ति प्रत्ययलक्षणम्' (૨૧).

वर्णप्राधान्यविषयमेतत् । तत्त्वं च प्रत्ययलोपे [१. १. ६२] इति सूत्रे स्थानिवत् [१. १. ५६] इत्यनुवृत्त्यैव सिद्धे प्रत्ययलक्षणग्रहणं प्रत्ययेतराविशेषणत्वरूपं यत्र प्राधान्यं तत्रैव प्रवृत्त्यर्थमित्येतत्सिद्धम् ॥

5 वर्णप्राधान्यं च वर्णस्येतराविशेषणत्वरूपं प्रत्ययनिरूपितविशेष्यतारूपं च । तेन गोहितमित्यादाववादि न चित्रायां जाता चित्रेत्यादावण्योऽकारस्तदन्तन्ङीबिति ङीप् च न ॥

इयमल्विधौ स्थानिवत्त्वाप्राप्तावपि प्राप्तप्रत्ययलक्षणविधेर्निषेधिकेति स्पष्टं भाष्ये ॥२१॥

10 नन्वतः कृकमि [८. ३. ४६] इत्यत्र कमिग्रहणेन सिद्धे कंसग्रहणं व्यर्थमत आह ।

## उणादयोऽव्युत्पन्नानि प्रातिपदिकानि ॥२२॥

इदमेवास्या ज्ञापकमिति कैयटादयः । कंसेस्तु न कंसोऽनभिधानात् ॥

15 प्रत्ययस्य लुक् [१. १. ६१] इत्यादौ भाष्ये स्पष्टा ॥

(જ્યાં) પ્રત્યયના વર્ણને આશ્રય (નિમિત્ત) માનીને કોઈ કાર્ય કરવાનો પ્રસંગ આવે તો પ્રત્યયલક્ષણ (પ્રત્યયના) વર્ણને નિમિત્ત માનીને થનારું કાર્ય કરવામાં આવતું નથી.

જ્યાં વર્ણનું પ્રધાનરૂપે આશ્રયણ એટલે કે વર્ણને થનારું કાર્ય બતાવ્યું હોય ત્યાં જ આ પરિ. લાગુ પડે છે. 'स्थानिवदादेशः' સૂત્રમાં આવેલ 'स्थानिवत्' 5 પદની અનુવૃત્તિ 'प्रत्ययलोपे०'માં કરવાથી તે તે કાર્ય સિદ્ધ થઈ શકે તેમ છે, તોય 'ત્યાં प्रत्ययलोपे० (સૂત્રમાં) 'प्रत्ययलक्षणम्' પદનું ગ્રહણ કરવામાં આવ્યું છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે 'જ્યાં પ્રત્યયનું જ પ્રાધાન્ય હોય, (જ્યાં પ્રત્યય કોઈ અન્ય વિશેષ્યનું વિશેષણ બનતો ન હોય ત્યાં જ 'प्रत्ययलोपे प्रत्ययलक्षणम्'ની પ્રવૃત્તિ થાય છે. 'वर्णप्राधान्य' એટલે જ્યાં વર્ણની પ્રધાનતા હોય, (વર્ણ બીજાનું વિશેષણ થતો 10 ન હોય) અને જ્યાં વર્ણ, પ્રત્યયથી નિરૂપિત વિશેષ્યતાવાળો હોય.

(આ પરિભાષા જ્યાં વર્ણને પ્રાધાન્ય આપવામાં આવ્યું હોય ત્યાં જ પ્રવૃત્ત થાય છે). માટે જ 'गोहितम्' આદિમાં 'अय्' આદેશ થતો નથી. તેમજ 'चित्रायां जाता चित्रा' જેવાં સ્થલોમાં, 'अण्' પ્રત્યયના 'अकार'ને, તદન્ત પ્રાતિપદિકથી પ્રાપ્ત થયેલ, ङीप्' પ્રત્યય થતો નથી. 15

(अल्विधिમાં એટલે કે 'अल्'ને માનીને કોઈ કાર્ય કરવાનું હોય ત્યારે આદેશનો 'स्थानिवदादेशः' સૂત્રથી) સ્થાનિવદ્ભાવ ન થતો હોય, તો પણ 'प्रत्ययलोपे०' સૂત્રથી સ્થાનિવદ્ભાવની પ્રાપ્તિનો સંભવ હોય ત્યાં તેનો નિષેધ કરવા માટે આ પરિભાષા કહેવામાં આવેલી છે એમ ભાષ્યમાં સ્પષ્ટ બતાવ્યું છે. (૨૧).

## પરિભાષા : ૨૨ 20

'अतः कृकमिकंसकुम्भपात्रकुशाकर्णीषु अनव्ययस्य' સૂત્રમાં 'कमि' પદનું ગ્રહણ કરેલું હોવાથી (વિસર્ગનો 'स' સિદ્ધ જ છે, તો આ સૂત્રમાં જે 'कंस' પદનું ગ્રહણ કરેલું છે વ્યર્થ થશે. (પણ એ વ્યર્થ ન થાય) તે માટે આ પરિ. કહેવામાં આવે છે.

**'उणादयोऽव्युत्पन्नानि प्रातिपदिकानि' (૨૨).**

'उण्' આદિ પ્રત્યયથી સિદ્ધ થયેલાં પ્રાતિપદિકોને અવ્યુત્પન્ન (પ્રકૃતિ- 25 પ્રત્યયના વિભાગથી શૂન્ય) પ્રાતિપદિકો માનવામાં આવે છે.

કૈયટ વગેરેના મત પ્રમાણે આ પરિભાષામાં જ્ઞાપક 'अतः कृकमि०' સૂત્રમાં આવેલું 'कंस' ગ્રહણ જ છે. कंस ધાતુ ઉપરથી 'कंस' શબ્દ સિદ્ધ થઈ શકે તેમ નથી, કારણ કે તેવા શબ્દનું અનભિધાન માનવામાં આવ્યું છે. 'प्रत्ययस्य लुक्०' આદિ સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષાનો ઉલ્લેખ છે. 30

ण्वुल्तृचौ [३. १. १३३] इत्यादौ भाष्ये व्युत्पन्नानीत्यपि । इदं शाकटायनादिरीत्या । पाणिनेस्त्वव्युत्पत्तिपक्ष एवेति शब्देन्दुशेखरे निरूपितम् ॥

आयनेयी० [७. १. २] इति सूत्रे भाष्य स्फुटमेतदेव ॥२२॥

5 ननु देवदत्तश्चिकीर्षतीत्यादौ देवादेः सनन्तत्वप्रयुक्तधातुत्वाद्यापत्तिरत आह ।

**प्रत्ययग्रहणे यस्मात्स विहितस्तदादेस्तदन्तस्य ग्रहणम् ॥२३॥**

यस्मात्प्रत्ययविधिः [१. ४. १३] इति सूत्रे यस्मात्प्रत्ययविधिस्तदादि प्रत्यय इति योगो विभज्यते । गृह्यमाण उपतिष्ठत इति शेषः ।
10 तेन तदाद्यन्तांशः सिद्धः । तदन्तांशस्तु येन विधिः [१. १. ७२] इत्यनेन सिद्धः । स च शब्दरूपं विशेष्यमादाय विशेष्यान्तरासत्त्वे ॥

यत्तु प्रत्ययेन स्वप्रकृत्यवयवकसमुदायाक्षेपात्तद्विशेषणत्वेन तदन्तविधिरिति तन्न । इयानित्यादौ तस्य तादृशसमुदायेन व्यभिचारेणाक्षेपासंभवात् ॥

15 यत्र प्रत्ययो निमित्तत्वेनाश्रीयते तत्र तदादीत्यन्तांशमात्रोपस्थितिरित्यङ्गस्य [६. ४. १] इति सूत्रे भाष्यकैयटयोः । एवं यत्रापि

(જો કે) 'ण्वुल्तृचौ' આદિ સૂત્ર ઉપરના ભાષ્યમાં, સર્વ પ્રાતિપદિકો વ્યુત્પન્ન (ધાતુ તથા પ્રત્યયના યોગથી સિદ્ધ થયેલ) છે એમ બતાવ્યું છે પણ તે (તો) શાકટાયનના મતને આધારે છે. પાણિનિના મતે તો અવ્યુત્પત્તિ પક્ષ જ ગ્રાહ્ય છે. આ બાબત 'શબ્દેન્દુશેખર'માં સ્પષ્ટરૂપે નિરૂપિત છે. આ જ બાબત 'आयनेयी०' સૂત્ર ઉપરના ભાષ્યમાં પણ સ્પષ્ટ બતાવી છે. (૨૨). 5

## પરિભાષા : ૨૩

હવે પ્રશ્ન થાય છે કે 'देवदत्तश्चिकीर्षति' ઇત્યાદિ સ્થલમાં 'देवदत्तश्चिकीर्ष' એ પૂર્ણ શબ્દ સમુદાય સન્નન્ત હોવાથી, તે સમુદાયની ધાતુ સંજ્ઞા થતાં તેને ધાતુ માનવાની આપત્તિ આવશે, તેથી આ પરિભાષા કહેવામાં આવે છે.

'प्रत्ययग्रहणे यस्मात् स विहितस्तदादेस्तदन्तस्य ग्रहणम्' (२३). 10

(જ્યાં) જે સૂત્રમાં પ્રત્યયનું ગ્રહણ કરેલું હોય ત્યાં તે પ્રત્યય 'જેનાથી તે વિહિત હોય, અને વિહિત થયેલો પ્રત્યય જેના અન્તમાં આવેલો હોય એટલા જ (તદાદિ–તદન્ત) શબ્દ સ્વરૂપનું ગ્રહણ કરવામાં આવે છે.

'यस्मात् प्रत्ययविधिस्तदादि प्रत्ययेऽङ्गम्' એનો યોગ વિભાગ (બે ભાગ) કરવામાં આવે છે. 'यस्मात् प्रत्ययविधिस्तदादिं प्रत्यये०' આ પ્રથમ યોગ છે, (જ્યારે 15 'अङ्गम्' બીજો યોગ છે). અહીં પ્રથમ યોગમાં 'गृह्यमाणे उपतिष्ठते' એ પદોનો અધ્યાહાર કરવામાં આવે છે. આ રીતે આ પરિ.માંનો 'तदादि' સુધીનો અંશ સિદ્ધ થાય છે, જ્યારે આ પરિ.નો બાકીનો 'તદન્તાંશ' ભાગ 'येनविधिस्तदन्तस्य' સૂત્રથી સિદ્ધ થાય છે. જ્યાં (સૂત્રમાં) કોઈ અન્ય વિશેષ્યનો નિર્દેશ ન કરેલો હોય તે ઠેકાણે 'શબ્દસ્વરૂપ'ને વિશેષ્ય માનતાં આ 'તદન્તાંશ' સિદ્ધ થાય છે. 20

(અહીં કોઈ એમ માને છે કે પ્રત્યય, પ્રકૃતિ વગર રહી શકતો નથી) તેથી પ્રત્યયથી, સ્વ (પ્રત્યય) વિશિષ્ટ પ્રકૃતિરૂપ આદિમ અવયવવાળા સમુદાયનો આક્ષેપ થાય છે, પછી તે (આક્ષિપ્ત સમુદાય)ને વિશેષ્ય બનાવીને, 'પ્રત્યય' તેનું વિશેષણ થતાં तदन्तविधि થાય છે, પણ (ગ્રંથકાર કહે છે કે) આ મંતવ્ય બરાબર નથી. કારણ કે 'इयान्' ઇત્યાદિ ઉદાહરણમાં પ્રકૃતિ પ્રત્યય સમુદાયરૂપ શબ્દસ્વરૂપની ઉપસ્થિતિ 25 ન હોવાથી 'પ્રત્યય' 'વડે' પ્રકૃતિ આપોઆપ આવી જાય એવો આક્ષેપ શકય નથી.

જ્યાં (જે સૂત્રમાં) પ્રત્યયનું, નિમિત્તરૂપે આશ્રયણ કરેલું હોય (એટલે કે પ્રત્યયને નિમિત્ત માનીને 'અંગ'ને કોઈ કાર્ય થતું બતાવાતું હોય) ત્યાં આ પરિભાષાનો 'तदादि' અંશ જ કેવલ ઉપસ્થિત થાય છે, એમ 'अङ्गस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે, અને કૈયટે (ટીકામાં) કહ્યું છે. 30

पञ्चम्यन्तात्परः प्रत्यय आश्रीयते तत्रापि तदादीत्यन्तांशोपस्थितिः परंतु तत्र पञ्चम्यन्तता । अत एवैङ्ह्रस्वात् [६. १. ६९] इति सूत्र एङन्तादित्यर्थलाभः ॥

अस्याः परिभाषायाः प्रयोजनान्तरं येन विधिः [१. १. ७२]
5 इत्यत्र भाष्य उक्तं परमगार्ग्यायण इति। परमगार्ग्यस्यापत्यमिति विग्रहेऽपि गार्ग्यशब्दादेव प्रत्ययो न विशिष्टात् । निष्कृष्य तावन्मात्रेणै-कार्थीभावाभावेऽपि वृत्तिर्भवत्येव । अत्र चेद भाष्यमेव मानमित्यन्यत्र विस्तरः ॥

प्रत्ययमात्रग्रहण एषा न तु प्रत्ययाप्रत्ययग्रहण इत्युगितश्च [४.
10 १. ६] इति सूत्रे भाष्ये ॥

इयमङ्गसंज्ञासूत्रे भाष्य स्पष्टा ॥२३॥

येन विधिः [१. १. ७२] इति सूत्रे भाष्य एतद्घटकतदन्तांशस्यापवादः पठ्यते ।

## प्रत्ययग्रहणे चापञ्चम्याः ॥२४॥

15 यत्र पञ्चम्यन्तात्परः प्रत्ययः कार्यान्तरविधानाय परिगृह्यते तत्र तदन्तविधिर्नेत्यर्थः । यथा रदाभ्यां निष्ठातो नः [८. २. ४२] इत्यत्र । तेन दृषत्तीर्णेत्यादौ धातुतकारस्य न नत्वम् । तदन्तेत्यंशानुपस्थितावपि तदादीत्यंशस्योपस्थितौ रेफदान्तात्परस्य निष्ठातस्येत्यर्थ इति न दोषस्तदंशानुपस्थितौ मानाभावात् । तदन्तांशोपस्थितौ तूभयो रेक-

આ રીતે જે સૂત્રમાં પંચમ્યન્ત શબ્દથી 'પર' પ્રત્યયનો આશ્રય કર્યો હોય ત્યાં પણ આ પરિભાષાના કેવલ 'તદાદિ' અંશની ઉપસ્થિતિ થાય છે. તેથી જ 'एङ् ह्रस्वात् सम्बुद्धेः' એ સૂત્રમાં આવેલા 'एङ्'નો 'एङन्तात्' એવો અર્થ થાય છે.

આ પરિભાષાનાં કેટલાંક બીજાં પ્રયોજનો પણ 'येन विधिस्तदन्तस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં દર્શાવ્યાં છે. જેમકે 'परमगार्ग्यायणः' પદમાં 'परमगार्ग्यस्य अपत्यम्' 5 એ વિગ્રહમાં 'गार्ग्य' શબ્દથી જ (फक्) પ્રત્યય થશે, (પણ) વિશિષ્ટ એવા 'परमगार्ग्य' શબ્દને તે પ્રત્યય થતો નથી. 'परमगार्ग्य' આ શબ્દ સમુદાયમાંથી 'गार्ग्य' શબ્દને અલગ કરીને ત્યાં એકાર્થીભાવ ન હોવા છતાં 'गार्ग्य' એટલા અંશને, તદ્ધિત વૃત્તિ (फक् પ્રત્યય) થશે જ આ વિષયમાં ઉપરનું ભાષ્ય જ પ્રમાણ છે તેમ ઈતરગ્રંથોમાં વિસ્તારથી કહેલું છે. 10

જ્યાં (જે સૂત્રમાં) કેવલ પ્રત્યયનું ગ્રહણ કરવામાં આવ્યું હોય ત્યાં આ (પ્રકૃત) પરિભાષા પ્રવૃત્ત થાય છે. પરંતુ (ઉચ્ચરિત થયેલો શબ્દ) પ્રત્યય અને અપ્રત્યય (પ્રત્યયથી ભિન્ન) એ બંનેનો વાચક હોય ત્યાં આ પરિભાષા લાગતી નથી એમ 'उगितश्च' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં કહ્યું છે. 'यस्मात् प्रत्ययविधिः' એ અંગ સંજ્ઞા વિધાયક સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષા સ્પષ્ટરૂપે બતાવી છે. (૨૩). 15

## પરિભાષા : ૨૪

'येन विधिस्तदन्तस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પૂર્વેની (૨૩મી) પરિભાષામાં જે એ તદાદિ અને તદન્ત એમ બે અંશો બતાવ્યા છે, તેમાંથી તદન્ત અંશના અપવાદરૂપે જે પરિભાષા કહેવામાં આવી છે, હવે તેને કહે છેઃ–

'प्रत्ययग्रहणे चापञ्चम्याः' (૨૪). 20

જ્યાં (જે સૂત્રમાં) પંચમ્યન્ત પદ પછી પ્રત્યયનો (કોઈ કાર્યાન્તર માટે) નિર્દેશ કરેલો હોય ત્યાં તદન્ત વિધિ થતી નથી.

જે સૂત્રમાં પંચમ્યન્ત પદ પછી પ્રત્યયનું ગ્રહણ કરેલું છે, અને તે પ્રત્યય–ગ્રહણ પ્રત્યયનું વિધાન કરવા માટે ન થયેલું હોય) પણ કોઈ અન્ય કાર્ય (કાર્યાન્તર) કરવાના હેતુથી થયેલું હોય ત્યાં તદન્ત વિધિ થતી નથી. 25

આનું ઉદાહરણ 'रदाभ्यां निष्ठातो नः पूर्वस्य च दः' એ સ્થલમાં છે. તથા 'दृषत्तीर्णा' આદિ સ્થલમાં ધાતુમાં આવેલ 'त'કારનું 'नत्व' થતું નથી, પણ નિષ્ઠા સંજ્ઞક 'त'કારનું જ 'नत्व' થાય છે.

'रदाभ्यां निष्ठातो नः पूर्वस्य च दः' એ સૂત્રમાં 'प्रत्ययग्रहणे०' એ પરિભાષાના તદન્ત અંશની જો કે ઉપસ્થિતિ થતી નથી, પણ 'तदादि' અંશની ઉપસ્થિતિ થતી 30 હોવાથી, આ સૂત્રનો અર્થ 'રેફાન્ત કે દકારાન્તથી પર આવેલ' 'निष्ठा'ના 'त'કારનો

विषयत्वमेव स्यादिति दृषत्तीर्णेत्यादौ दोषः स्यादेव ॥

स्यतासी ऌलुटोः [३. १. ३३] इत्यादौ ऌलुटोः परयोरित्यर्थे नियमेनावधिसाकाङ्क्षत्वेनोपस्थितधातोरित्यस्यावधित्वेनान्वयान्न तदन्तविधिः ॥

5 ङ्याब्भ्यः [६. १. ६८] इत्यादौ तु न दोषस्तत्र कस्मादिति नियतावध्याकाङ्क्षाया अभावेन पञ्चम्यन्तस्य प्रत्ययविशेषणत्वाभावात् ॥

अङ्गसंज्ञासूत्रे तु तदादेः प्रत्यये पर इत्यर्थे पञ्चम्यन्तस्य विशेषणत्वं स्पष्टमेव । अत एवोत्तमैकाभ्याम् [५. ४. ९०] इत्यादिनिर्देशाः संगच्छन्ते ॥२४॥

10 नन्वेवं कुमारी ब्राह्मणिरूपेत्यादौ घरूप [६. ३. ४३] इति ह्रस्वापत्तिरत आह ।

### उत्तरपदाधिकारे प्रत्ययग्रहणे न तदन्तग्रहणम् ॥२५॥

हृदयस्य हृल्लेखयदण्लासेषु [६. ३. ५०] इत्यत्र लेखग्रहणात् । तत्र लेखेति न घञन्तमनभिधानात् । इयं च हृदयस्येति सूत्र एव 15 भाष्ये स्पष्टा ॥२५॥

'न'કાર થાય છે.' એવો થવાથી 'दषत्तीर्णा' એ રૂપની સિદ્ધિમાં કોઈ દોષ આવતો નથી. અહીં 'तदादि' અંશની ઉપસ્થિતિ થતી નથી એવું માનવા માટે કોઈ પ્રમાણુ નથી. આવા સ્થળમાં જો 'तदन्त' અંશની ઉપસ્થિતિ થાય તો 'तदादि' અને 'तदन्त' એ બંને અંશ એક જ શબ્દ સ્વરૂપને લાગુ પડતાં 'दषत्तीर्णा'માં દોષ આવે જ છે. 5

'स्यतासी लृलुटोः' આદિ સૂત્રોમાં જ્યારે 'लृ અને लुट्' આવેલા હોય તો 'स्य' અને 'तास्' પ્રત્યય થાય છે, એ રીતના અર્થમાં કોની પછી આવેલા એવી આકાંક્ષા ઉભી થતાં, તે પૂર્ણ કરવા માટે 'ઉપસ્થિત ધાતુ પછી, એવો આક્ષેપ કરવામાં આવે છે, અને 'धातोः' એ પદનો, 'लृलुटोः' પદની સાથે અવધિરૂપે અન્વય થાય છે. તેથી આ પ્રકારનાં સ્થલમાં આ પરિભાષા પ્રમાણે તદન્ત વિધિ થતી નથી. 'हल्ङ्याब्- 10 भ्यः०' સૂત્રમાં તો કોઈ દોષ આવતો નથી, કારણ કે આ સૂત્રમાં કોનાથી એ નિયત અવધિની આકાંક્ષાનો અભાવ હોવાથી, તેમાં પંચમ્યન્ત પદનો આક્ષેપ કરવાની કોઈ જરૂર ન હોવાથી, પંચમ્યન્ત, પ્રત્યયો (જેવા કે 'ङी' आप् )નું વિશેષણુ બનતું નથી.

અંગસંજ્ઞાના વિધાયક સૂત્રમાં 'प्रत्यये' પદનો 'तदादेः प्रत्यये परे' એવો અર્થ 15 થતો હોવાથી 'तदादेः' પંચમ્યન્ત, પ્રત્યયનું વિશેષણુ બને છે એ બાબત બિલકુલ સ્પષ્ટ છે.

તેથી જ 'उत्तमैकाभ्यां च' એ સૂત્રમાં 'उत्तमैकाभ्याम्' એવો નિર્દેશ અને તે પ્રકારનાં ઈતરસૂત્રોમાંનો નિર્દેશ સંગત થાય છે. (૨૪)

## પરિભાષા : ૨૫ 20

('प्रत्ययग्रहणे चापञ्चम्याः' (૨૪) પરિભાષાને, 'प्रत्ययग्रहणे यस्मात्...ग्रहणम्' (૨૩) પરિ.ની અપવાદરૂપ માનવામાં આવે છે છતાં) 'कुमारी ब्राह्मणरूपा' એ સ્થલમાં 'घरूपकल्प०' આદિ સૂત્રથી 'હ્રસ્વ' થવાની આપત્તિ આવશે, તેથી (હવે) આ પરિ. કહેવામાં આવે છે.

'उत्तरपदाधिकारे प्रत्ययग्रहणे न तदन्तग्रहम् (૨૫) 25

'ઉત્તરપદ'નો જ્યાં અધિકાર આવે છે તેવા (વિધિ) સૂત્રમાં (જો) પ્રત્યયનું ગ્રહણુ કરેલું હોય, તો ત્યાં 'તદન્ત'નું ગ્રહણુ થતું નથી.

'हृदयस्य हृल्लेखयदणूलासेषु' એ સૂત્રમાં કરેલું 'लेख' પદનું ગ્રહણુ આ પરિભાષામાં જ્ઞાપક છે. અહીં લેખ શબ્દ 'घञन्त' નથી, કારણ કે આવા 'घञन्त' શબ્દ કે પદનું અભિધાન થયેલું નથી. 'हृदयस्य हृल्लेख' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં 30 આ પરિભાષા સ્પષ્ટ કરવામાં આવી છે. (૨૬).

नन्वेवं परमकारीषगन्धीपुत्र इत्यत्रेवातिकारीषगन्ध्यापुत्र इत्यत्र ष्यङः संप्रसारणं पुत्रपत्योः [६. १. १३] इति स्यादत आह ।

## स्त्रीप्रत्यये चानुपसर्जने न ॥२६॥

विषयसप्तमी । यः स्त्रीप्रत्ययः स्त्रियं प्राधान्येनाह तत्र तदादि-
5 नियमो न । यस्त्वप्राधान्येनाह तत्र तदादिनियमोऽस्त्येवेत्यर्थः । प्रत्या-सत्त्या यस्य समुदायस्य स्त्रीप्रत्ययान्तत्वमानेयं तदर्थं प्रत्यनुपसर्जनत्वमेवै-तत्परिभाषाप्रवृत्तौ निमित्तम् । तेनातिराजकुमारीरित्यादौ राजकुमारी-शब्दस्यातिशब्दार्थं प्रत्युपसर्जनत्वात्तदादिनियमाभावेन ह्रस्वसिद्धिः ॥

अत एवात्र परिभाषायां न शास्त्रीयमुपसर्जनत्वमसंभवात् ॥

10 अस्याः प्रत्ययग्रहणे (परि० २३) इत्यस्यापवादत्वात्तदेकवाक्यता-पन्नत्वाच्चात्रापि ग्रहणपदसंबन्धेन स्त्रीप्रत्ययसामान्यग्रहणे विशेषग्रहणे च प्रवृत्तिर्न तु स्त्रीप्रत्ययास्त्रीप्रत्ययग्रहणे । ध्वनितं चेदमर्थवत्सूत्रे भाष्ये ॥

इयं च वाचनिक्येव ष्यङः [६. १. १३] इति सूत्रे भाष्ये स्पष्टा ॥२६॥

પરિભાષા : ૨૬

'प्रत्ययग्रहणे चापञ्च०' (૨૪) અને 'उत्तरपदाधिकारे' (૨૫) આ બે જ પરિભાષઓ 'प्रत्ययग्रहणे यस्मात्स०' (૨૩) એ પ્રત્યય ગ્રહણ પરિ.ની અપવાદ છે એમ માનવામાં આવતાં) હવે પ્રશ્ન થાય છે કે જેમ 'परमकारीषगन्धीपुत्रः' એ સ્થલમાં 'ष्यङः सम्प्रसारण पुत्रपत्योः' સૂત્ર પ્રમાણે 'ष्यङ्'નું સંપ્રસારણ થાય છે, તેમ 'अति 5 कारीषगन्ध्यापुत्रः'માં પણ આજ સૂત્ર પ્રમાણે સંપ્રસારણ થવાની આપત્તિ આવશે. (તે રોકવા) આ પરિ કહેવામાં આવે છે.

'स्त्रीप्रत्यये चानुपसर्जने न' (૨૬)

'અનુપસર્જનના વિષયમાં રહેલ સ્ત્રી પ્રત્યયના બોધક પદથી યુક્ત શાસ્ત્રમાં 'તદાદિ' અંશની ઉપસ્થિતિ થતી નથી 01

આ પરિ.માં 'स्त्रीप्रत्यये अनुपसर्जने' એમ વિષય સપ્તમી છે. જે સ્ત્રી પ્રત્યય, સ્ત્રીત્વને (જ્યાં) પ્રધાનરૂપે કહે છે, ત્યાં 'તદાદિ' નિયમ પ્રવૃત્ત થતો નથી,' પણ જ્યાં 'સ્ત્રી પ્રત્યય' (જે શબ્દથી કરવામાં આવ્યો હોય તેના) સ્ત્રીત્વનો ગૌણ રૂપે બોધ કરાવતો હોય (એટલે કે સ્ત્રી પ્રત્યયાન્ત શબ્દ ઉપસર્જની ભૂત થયેલ હોય) ત્યાં 'તદાદિ' નિયમ લાગુ પડે જ છે એવો આ પરિનો અર્થ છે. 15

જે (ઈતરપદના સાંનિધ્યવાળા સામાસિક) શબ્દ સમુદાયના અર્થમાં સ્ત્રી પ્રત્યયત્વ લાવવું હોય, તે અર્થ પ્રત્યે અનુપસર્જન હોય એવું સ્થલ આ પરિ.ની પ્રવૃત્તિમાં નિમિત્ત છે. તેથી 'अतिराजकुमारिः' ઈત્યાદિ સ્થળમાં 'राजकुमारी' શબ્દનો અર્થ 'अति'=અતિક્રમણ કરનારી એવા અર્થમાં ગુણીભૂત થયેલ હોવાથી, तदादि નિયમ લાગુ પડતો નથી, તેથી 'कुमारी' પદમાં અન્ત્ય 'ई'નો ('गोस्त्रियोः०' સૂત્રથી) 20 હ્રસ્વ થાય છે.

તથા જ આ પરિ.માં 'उपसर्जन' શબ્દનો 'શાસ્ત્રીય ઉપસર્જન' એવો અર્થ કરવામાં આવતો નથી, કારણ કે (જે કેવલ સ્ત્રી પ્રત્યય ધરાવતું સ્થલ છે ત્યાં) શાસ્ત્રીય ઉપસર્જનત્વનો સંભવ જ નથી.

આ (स्त्रीप्रत्यये चानु०) પરિભાષા, प्रत्ययग्रहणे यस्मात् (૨૩) પરિ.નો અપવાદ 25 છે. તેથી 'प्रत्ययग्रहणे' પરિ.ના 'ग्रहण' શબ્દનો સંબંધ આ (પ્રસ્તુત) પરિ.માં પણ થાય છે. તેથી જ્યાં સામાન્ય સ્ત્રી પ્રત્યયનું ગ્રહણ કરવામાં આવ્યું છે ત્યાં આ પરિ. લાગુ પડે છે, પણ જ્યાં ('પ્રત્યય' કહેવાથી) સ્ત્રી પ્રત્યય અને સ્ત્રી પ્રત્યયથી ભિન્ન એમ બંને પ્રકારના પ્રત્યયોનું ગ્રહણ થાય છે ત્યાં આ પરિ. પ્રવૃત્ત થતી નથી. આ બાબત 'अर्थवत्' સૂત્ર ઉપરના ભાષ્યમાં ધ્વનિત કરવામાં આવી છે. આ (પ્રસ્તુત) 30 પરિભાષા, વાચનિકીજ છે, અને 'ष्यङः सम्प्रसारणम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ થયેલી છે. (૨૬).

नन्वेवं तरप्तमपौ घः [१. १. २२] इत्यादिना तरबन्तादेः संज्ञा स्यादत आह ।

## संज्ञाविधौ प्रत्ययग्रहणे तदन्तग्रहणं नास्ति ॥२७॥

सुप्तिङन्तम् [१. ४. १४] इत्यन्तग्रहणमस्या ज्ञापकम् ॥
5 न च प्रत्यययोः पदसंज्ञायामपि प्रत्ययग्रहणपरिभाषया तदन्तग्रहणसंभवाज्ज्ञापितेऽपि फलाभाव इति वाच्यम् । पदसंज्ञायाः स्वादिषु [१. ४. १७] इति विषये प्रकृतिनिष्ठतया पदग्रहणस्य प्रत्ययमात्रग्रहणत्वाभावात् ॥

सुप्तिङन्तम् [१. ४. १४] इति सूत्रे भाष्ये स्पष्टा ॥२७॥

नन्ववतप्तेनकुलस्थितमित्यादौ नकुलस्थितशब्दस्य क्तान्तात्वाभावा-
10 त्समासो न स्यादत आह ।

## कृद्ग्रहणे गतिकारकपूर्वस्यापि ग्रहणम् ॥२८॥

अस्याश्च कर्मणि क्तान्त उत्तरपदेऽनन्तरो गतिः प्रकृतिस्वर इत्यर्थके गतिरनन्तरः [६. २. ४९] इति सूत्रेऽनन्तरग्रहणं ज्ञापकम् । तद्धयभ्युद्धृतमित्यादावतिव्याप्तिवारणार्थम् । प्रत्ययग्रहणपरिभाषयोद्धृतस्य
15 क्तान्तत्वाभावादेवाप्राप्तौ तद् व्यर्थं सदस्या ज्ञापकम् ॥

## પરિભાષા : ૨૭

હવે (प्रत्ययग्रहणे (૨૩) પરિ. માનવામાં આવતાં) 'तरप्तमपौ घः' ઇત્યાદિમાં 'तदन्त'ની ઉપસ્થિતિ થતાં જેની અન્તે तरप् અને तमप् છે તેવાને પણ 'घ संज्ञा' પ્રાપ્ત થશે (એ રીતે દોષ આવશે) તેથી આ પરિ. કહેવામાં આવે છે.

'संज्ञाविधौ प्रत्ययग्रहणे तदन्तग्रहणं नास्ति' (૨૭) 5

'જ્યાં સંજ્ઞાનું વિધાન કરનાર કોઈ સૂત્રમાં–સંજ્ઞાવિધિમાં 'પ્રત્યય'નું ગ્રહણ કરવામાં આવ્યું હોય, તો તે પ્રત્યય 'તદન્ત'નું ગ્રહણ કરતો નથી. આ પરિ.માં જ્ઞાપક 'सुप्तिङन्तम्' સૂત્રમાં કરેલું 'अन्त' પદનું ગ્રહણ છે.

જો સંજ્ઞાવિધિમાં (सुप्, तिप्) પ્રત્યયોના પદસંજ્ઞા કરવામાં આવે તો પણ प्रत्ययग्रहण' પરિ,થી તદન્તનું ગ્રહણ થવાનો સંભવ હોવાથી, ('सुप्तिङन्तम्' માં 10 કરેલા 'अन्त' ગ્રહણથી सुप् અને तिङ्ને પદસંજ્ઞા પ્રાપ્ત થતી નથી એવું) જ્ઞાપન કરવા છતાં કોઈ લાભ નથી એમ કહેવામાં આવે તો તે બરાબર નથી, કારણ કે 'स्वादिष्वसर्वनाम स्थाने' સૂત્રથી થતી પદસંજ્ઞા (કેવલ) પ્રકૃતિને થતી હોવાથી 'पद' શબ્દથી કેવલ પ્રત્યયનું ગ્રહણ થઈ શકે તેમ નથી. 'सुप्तिङन्तम्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. સ્પષ્ટરૂપે પ્રતિપાદિત કરવામાં આવી છે. (૨૭). 15

## પરિભાષા : ૨૮

'अवतप्ते नकुलस्थितम्' આદિમાં 'नकुलस्थित' શબ્દનો 'क्तान्त तदादि' ન હોવાથી (स्थित એટલું જ પદ क्तान्त હોવાથી), ('अवतप्ते'ની સાથે) સમાસ થઈ શકશે નહીં (એ આપત્તિ આવશે તેથી) આ પરિ. કહેવામાં આવે છે.

'कृद्ग्रहणे गतिकारकपूर्वस्यापि ग्रहणम्' (૨૮). 20

'જ્યાં 'कृत्'નું ગ્રહણ કરવામાં આવ્યું હોય ત્યાં ગતિપૂર્વક અને કારકપૂર્વક શબ્દનું પણ ગ્રહણ કરવામાં આવે છે.'

'કર્મ વાચક 'क्तान्त' ઉત્તરપદમાં હોય ત્યારે તેની અવ્યવહિત પૂર્વે આવેલા ગતિસંજ્ઞક પદને 'પ્રકૃતિસ્વર' કરનારા 'गतिरनन्तरः' સૂત્રમાં થયેલું 'अनन्तरः' પદનું ગ્રહણ, આ પરિ.માં જ્ઞાપક છે. 'अनन्तरः'નું ગ્રહણ 'अभ्युद्धृतम्'માં અતિવ્યાપ્તિને 25 રોકવા માટે કરેલું છે.

'प्रत्ययग्रहण' પરિભાષા પ્રમાણે 'उद्धृत' પદ 'क्तान्त' સિદ્ધ થતું ન હોવાથી ('अभि'ને) પ્રકૃતિસ્વર પ્રાપ્ત થતો ન હોવાથી 'अनन्तर' ગ્રહણ વ્યર્થ પડે છે, અને આ પરિ.માં જ્ઞાપક બને છે.

न चाभ्युद्धृतमित्यादौ परत्वाद्गतिर्गतौ [८. १. ७०] इत्यनेनाभेर्निघात एवेति वाच्यम् । पादादिस्थत्वेन पदात्परत्वाभावेन च तदप्राप्तेः ॥

अनन्तरग्रहणे कृते तु तत्सामर्थ्याद्वृत्याक्षिप्तधातुनिरूपितमेवानन्तर्यं
5 गृह्यत इति न दोषः ॥

न चाभ्युद्धृतमित्यादावभिना समासेऽनन्तरस्योदः पूर्वपदत्वाभावेऽपि स्वरार्थं तदिति वाच्यम् । कारकाद्दत्त० [६. २. १४८] इति कारकादिति योगं विभज्य गतिग्रहणमनुवर्त्य कारकादेव परं गतिपूर्वपदं क्तान्तमन्तोदात्तमिति नियमेन थाथादिस्वराप्राप्त्या कृत्स्वरेणोद उदात्तत्व-
10 सिद्धेः । तस्मादनन्तरग्रहणं व्यवहितनिवृत्त्यर्थमेवेति ज्ञापकमेव ॥

यत्र गतिकारकसमभिव्याहृतं कृदन्तं तत्र कृद्ग्रहणे तद्विशिष्टस्यैव ग्रहणमपिशब्दात्तदसमभिव्याहृतस्य केवलस्यापीत्यर्थः । अन्यथानया कृद्ग्रहणविषये परत्वात्प्रत्ययग्रहणपरिभाषाया बाध एव स्यादित्यपिग्रहणम् ॥

15 अत एव सांकूटिनमिति गतिकारकोपपदानाम् (परि० ७५) इति कृद्ग्रहण इति च परिभाषाभ्यां कृदन्तेन समासे कृते विशिष्टादेवाणि सिध्यति

'अभ्युद्धृतम्'માં, 'गतिर्गतौ' એ સૂત્ર પર હોવાથી 'अभि'ને 'નિઘાત' (अनुदात्त) સ્વર થઈ શકે છે એમ કહેવું યોગ્ય નથી, કારણુ કે 'अभि', પદની આદિમાં હોવાથી (પદથી પર ન હોવાથી) 'નિઘાત'ની પ્રાપ્તિ થતી નથી, પણુ 'अनन्तरः' પદનું ગ્રહણુ કરવામાં આવતાં તે (अनन्तर ગ્રહણુ)ના સામર્થ્યથી (यावता विना न चारितार्थ्यं, तावज्ज्ञाप्यम्' (અર્થાત્ જેટલાં જ્ઞાપન વગર ચરિતાર્થતા આવતી નથી, તેટલાં બધાંનું જ્ઞાપન થવું જોઈએ) એ ન્યાય પ્રમાણે, ગતિસંજ્ઞા દ્વારા આક્ષિપ્ત જે ધાતુ તેથી નિરૂપિત આનન્તર્ય (અવ્યવહિતત્વ કે સામીપ્ય) લઈ શકાશે તેથી કોઈ વાંધો આવતો નથી. 5

(આ પરિભાષાના જ્ઞાપન વગર પણુ) अभ्युद्धृतम्'નાં 'अभि'ની સાથે સમાસ કર્યા પછી (અવ્યવહિત) 'उद्'ને, પૂર્વપદનો અભાવ હોય છતાં (અપ્રાપ્ત એવો) સ્વર 'अनन्तर' ગ્રહણુને લીધે થઈ શકે છે તેમ કહેવું બરાબર નથી, કારણુ કે 'कारकादृत्त०' એ સૂત્રમાં 'कारकाद्' એવો યોગવિભાગ કરીને (પછી) તેમાં 'ગતિ-ગ્રહણુ'ની અનુવૃત્તિ લાવાને 'કારકની જ પછી આવેલા ગતિ પૂર્વપદ क्तान्तને અન્તો દાત્ત (સ્વર) થાય છે એવો નિયમ કરાતાં, 'थाथादि०' સૂત્રથી થતા (અન્તોદાત્ત) સ્વરની અપ્રાપ્તિ થતાં, 'कृत्' સ્વરથી, 'उद्'માં ઉદાત્ત સ્વરની સિદ્ધિ થઈ શકે છે. તેથી 'अनन्तर' ગ્રહણુનું 'વ્યવહિતની નિવૃત્તિ' એટલું એકજ પ્રયોજન (કે ફલ) હોવાથી 'अनन्तर' ગ્રહણુને લીધે આ પરિભાષાનું જ્ઞાપન થાય છે. 10 15

જ્યાં ગતિસહિત કે કારક સહિત કૃદન્ત ઉચ્ચરિત હોય તેવા સ્થલમાં કૃત્પ્રત્યયના ગ્રહણુમાં ગતિવિશિષ્ટ જ કૃદન્તનું ગ્રહણુ કરવામાં આવે છે. તથા આ પરિ,માં 'अपि' શબ્દ પણુ ગૃહીત થયેલો હોવાથી 'જ્યાં કૃદન્તની પૂર્વે ગતિ કે કારક ઉચ્ચરિત નથી તે સ્થલમાં 'कृत्प्रत्यय'ના ગ્રહણુથી કેવલ કૃદન્તનું પણુ ગ્રહણુ થાય છે (આ રીતનો અર્થ અહીં કરવામાં આવે છે). (જો આ પરિભાષામાં 'अपि' શબ્દ નિર્દિષ્ટ ન હોત તો) 'प्रत्ययग्रहणे'. એ પરિભાષા કરતાં 'પર' હોવાથી कृत् પ્રત્યયના વિષયમાં આ પરિ. બાધક થશે. પણુ તેમ ન થાય એ માટે અહીં 'अपि' ગ્રહણુ કરવામાં આવ્યું છે. 20

(જે સ્થલમાં ગતિસંજ્ઞક શબ્દનો સમભિવ્યાહાર (પૂર્વ પ્રયોગ) હોય તે સ્થલમાં કેવલ કૃદન્તનુ ગ્રહણુ થતું નથી તેથી જ) 'सांकूटिनम्' એ પ્રયોગની સિદ્ધિ થાય છે.– 'सांकूटिनम्' (सम्+कूट्+इनुण् )માં 'गतिकारकोपपदानां कृद्भिः सह समासवचनम् પરિ. ૭૫), તથા આ कृद्ग्रहण० એ બે પરિ. અનુસાર કૃદન્તનો (સુપ્‌ની ઉત્પત્તિ થતાં પહેલાં જ) સમાસ થતાં 'संकूटिन्' એવા ગતિવિશિષ્ટ કૃદન્તને 'अणिनुणः' સૂત્રથી अण् (અને તે પછી વૃદ્ધિ) થતાં આખરે 'सांकूटिनम्' એવું રૂપ સિદ્ધ થાય છે, 25 30

न तु संकौटिनमितीति पुंयोगात्० [४. १. ४८] इति सूत्रे भाष्योक्त सगच्छते । अन्यथा तत्र केवलं कूटिन्नित्येतस्यापीनुणन्तत्वात्ततोऽणि पाक्षिकदोषो दुर्वार एव स्यात् ॥

स्पष्टं चेदं सर्वं समासेऽनञ्पूर्वे० [७. १. ३७] इति सूत्रे भाष्यकैयटयोः ॥

गतिरनन्तरः [६. २. ४९] इत्यत्र तु गतेः पूर्वपदस्य क्तान्त उत्तरपदे परे कार्यविधानात्तत्समवधानेऽपि केवलस्य क्तान्तत्वेन ग्रहणं बोध्यम् ॥

इयं च कृद्विशेषग्रहणे कृत्सामान्यग्रहणे च न तु कृदकृद्ग्रहण इत्यनुपसर्जनात् [४. १. १४] इति सूत्रे भाष्ये स्पष्टम् ॥२८॥

## पदाङ्गाधिकारे तस्य च तदन्तस्य च ॥२९॥

पदमङ्गं च विशेष्यं विशेषणेन च तदन्तविधिः । येन विधिः [१. १. ७२] इत्यस्यायं प्रपञ्चः । तेनेष्टकचितं पक्वेष्टकचितमित्यादाविष्टकेषीकामालानां चित० [६. ३. ६५] इति ह्रस्वो महान्परममहान्परमातिमहानित्यादौ सान्तमहतः [६. ४. १०] इति दीर्घः सिद्धः। अत एव तदुत्तरपदस्येति पाठोऽयुक्त इति भाष्ये स्पष्टम् ॥

अत्र पदशब्देनोत्तरपदाधिकारः केवलपदाधिकारश्च ॥

'सङ्कौटिनम्' નહીં એમ 'पुंयोगाद्०' સૂત્ર ઉપરના ભાષ્યમાં જે કહ્યું છે તે સંગત થાય છે. અન્યથા કેવલ (ગતિથી રહિત) 'कूटिन्' શબ્દ પણ, 'इनुण्' અન્તવાળો હોવાથી તે (ગતિ રહિત) 'કૃદન્ત'ને 'अण्' પ્રત્યય થતાં 'संकौटिनम्' એવું પાક્ષિક અશુદ્ધ રૂપ જે સિદ્ધ થવા માંડશે તેને રોકી શકાય તેમ નથી. આ બધી વાત 'समासेऽनञ्०' સૂત્ર ઉપરના ભાષ્યમાં અને ત્યાં કૈયટે લખેલી વૃત્તિમાં સ્પષ્ટ 5 કરવામાં આવી છે.

'गतिरनन्तरः' સૂત્રમાં તો પૂર્વપદ ગતિ વાચક હોય અને 'क्तान्त' એ ઉત્તર પદ હોય ત્યારે જ જો કે (પ્રકૃતિ)સ્વરરૂપ કાર્ય કરવામાં આવે છે છતાં કેવલ 'क्तान्त'નું (તે સૂત્ર પ્રમાણે) ગ્રહણ કરવામાં આવે છે એમ જાણવું જોઈએ.

જ્યાં સૂત્રમાં સામાન્ય કૃત્પ્રત્યય અને વિશેષ કૃત્પ્રત્યયનું ગ્રહણ કરવામાં આવ્યું 10 હોય ત્યાંજ આ પરિ. લાગે છે. પણ જ્યાં પ્રત્યય कृत् અને अकृत् બંને આવેલા હોય તેમના ગ્રહણમા આ પરિભાષા લાગતી નથી તેમ 'अनुपसर्जनात्' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહેવામાં આવ્યું છે. (૨૮)

## પરિભાષા : ૨૯

पदाङ्गाधिकारे तस्य च तदन्तस्य (२९) 15

પદના અધિકારમાં કે અંગના અધિકારમાં આવેલાં વિધિશાસ્ત્રો કે સૂત્રોમાં નિર્દિષ્ટ થયેલાં 'પદ' કે 'અંગ', ફક્ત પદ કે અંગનાં બોધક થતાં નથી. પણ 'તદન્તનાં બોધક બને છે.

તે તે સૂત્રોમાં અનુવૃત્ત થયેલું 'પદ' અને 'અંગ' વિશેષ્ય હોય છે. અને વિશેષણમાં તદન્ત વિધિ થાય છે. (તેથી પદાધિકાર અને અંગાધિકારનાં કાર્ય 20 તદન્તને થાય એ સ્વાભાવિક છે. આ રીતે આ પરિભાષા 'येन विधिस्तदन्तस्य' સૂત્રનો જ પ્રપંચ (ફલિતાર્થ કથન) છે.

આ પરિભાષા હોવાથી 'इष्टकेषीकामालानाम्' સૂત્રથી જેમ 'इष्टकचितम्' સ્થળમાં હ્રસ્વ થાય છે, તે રીતે 'पक्वेष्टकचितम्' આદિ સ્થલમાં (પણ) હ્રસ્વ થાય છે. એ જ રીતે 'सान्तमहतः संयोगस्य' સૂત્રથી परममहान्, परमातिमहान् ઈત્યાદિ 25 'महद्' જેમની અંતે આવે છે તેવા શબ્દોમાં પણ ઉપધાદીર્ઘ સિદ્ધ થાય છે.

તેથી જ ('परमातिमहान्' આદિ સ્થલોમાં ઉપધા દીર્ઘ સિદ્ધ થતો હોવાથી) આ પરિભાષામાં આવેલ 'तदन्तस्य'ના સ્થાને 'तदुत्तरस्य' એવો નિવેશ કરી 'पदाङ्गाधिकारे तस्य च तदुत्तरस्य' એવો પાઠ કરવો અયોગ્ય છે એમ ભાષ્યમાં સ્પષ્ટ પણે બતાવ્યું છે. 30

पादस्य पदाज्याति० [६. ३. ५२] इत्यत्र न तदन्तग्रहणं लक्ष्यानुरोधादिति सर्वं येन विधिः [१. १. ७२] इत्यत्र भाष्ये स्पष्टम् ॥२९॥

नन्वेवमस्यापत्यमिरित्यादावदन्तप्रातिपदिकाभावादिञ् न स्यादत
5 आह ।

## व्यपदेशिवदेकस्मिन् ॥३०॥

निमित्तसद्भावाद्विशिष्टोऽपदेशो मुख्यो व्यवहारो यस्यास्ति स व्यपदेशी । यस्तु व्यपदेशहेत्वभावादविद्यमानव्यपदेशोऽसहायः स तेन तुल्यं वर्तते कार्यं प्रतीत्येकस्मिन्नसहायेऽपि तत्कार्यं कर्तव्यमित्यर्थः ।
10 तेनाकारस्यादन्तत्वान्न क्षतिः ॥

एकस्मिन्नित्युक्तेः सभासंनयन आकारस्य नादित्वं दरिद्राधाताविकारस्य नान्तत्वम् । अन्यथा सभासंनयने भव इत्यर्थे वृद्धाच्छः [४. २. ११४] दरिद्रातेरिवर्णान्तलक्षणोऽच्च स्यात् । अत एव हरिष्वित्यादौ सोः पदत्वं न । लोकेऽपि वहुपुत्रसत्वे नैकस्मिञ्ज्येष्ठकनिष्ठत्वादिव्यव-
15 हारोऽयं मे ज्येष्ठः कनिष्ठो मध्यम इति किंत्वेकपुत्रसत्व एव ॥

अनेन चाशास्त्रीयस्याप्यतिदेशः । अत एवेयायेत्यादावेकाच्त्वनिबन्धनद्वित्वसिद्धिः । अत एव भवतीत्यादौ भू

'पादस्य पदाज्या०' सूत्रमां (निर्दिष्ट એવા પાદ શબ્દ વડે) 'तदन्त' (पादान्त) પ્રાતિપદિકનું ગ્રહણ કરી શકાતું નથી. આ રીતની વ્યવસ્થામાં લક્ષ્યની સિદ્ધિ એજ હેતુ છે. આ બધી બાબત 'येनविधिः' સૂત્રના ભાષ્યમાં સ્પષ્ટરૂપે બતાવી છે. (૨૯).

## પરિભાષા : ૩૦

હવે પ્રશ્ન થાય છે કે 'अस्य अपत्यम् इः' આદિ સ્થળમાં 'अ' (વિષ્ણુ), 5 અકારાન્ત પ્રાતિપાદિક ન હોવાથી 'अत इञ्' સૂત્ર વડે 'अ'ને 'इञ्' પ્રત્યય થઈ શકશે નહીં. (તેવી આપત્તિ આવતાં) આ પરિ, કહે છે.

'व्यपदेशिवदेकस्मिन्' (૩૦)

(કોઈ ઠેકાણે) 'એક'વર્ણમાં પણ व्यपदेशी (અંગી કે મુખ્ય)ની માફક વ્યવહાર 10 (કાર્ય) કરવામાં આવે છે.

કોઈક નિમિત્ત વિદ્યમાન હોવાથી જે, મુખ્ય વ્યવહારનો વિષય બને છે તેને 'व्यपदेशी' કહેવામાં આવે છે, પણ જ્યાં એક જ વર્ણ હોય ત્યારે ત્યાં કોઈ નિમિત્ત ન હોવાથી, તેનો મુખ્યરૂપે વ્યવહાર થઈ શકે તેમ ન હોવાથી, તે અસહાયને વ્યપદેશી (સસહાય)ની માફક ગણવામાં આવે છે. તેથી અસહાયમાં સસહાય પ્રયુક્ત કાર્ય કરવામાં આવે છે તેવો આ પરિભાષાનો અર્થ છે. તેથી (હવે) કેવલ 'अ'કાર પણ 15 अदन्त (અકારાન્ત) હોવાથી 'अत इञ्' સૂત્રની પ્રવૃત્તિમાં કોઈ વાંધો આવતો નથી.

આ પરિભાષામાં 'एकास्मिन्' પદ હોવાથી 'समासन्नयन' પદમાં આવેલા 'आ'કારને આદિ રૂપ માનવામાં આવતો નથી, તેમજ 'दरिद्रा' ધાતુમાં આવેલા 'इकार'ને અન્ત્યાક્ષર માનવામાં આવતો નથી. આ પરિ.માં 'અસહાય' એવા અર્થને બતાવનાર 'एकस्मिन्' પદ ન હોત તો 'समासन्नयने भवः' એ અર્થમાં 'वृद्धाच्छः' 20 સૂત્રથી 'छ' પ્રત્યય થવા માંડશે, તેમજ 'दरिद्रा'માં 'इ'કારને અન્ત્યવર્ણ માનવામાં આવતાં, 'इ' વર્ણ જેને અંતે આવ્યો હોય તેવા ધાતુને ('एरच्' સૂત્રથી થતો) अच् પ્રત્યય થવા માંડશે. તેથી જ (આ પરિભાષામાં 'एकस्मिन्' પદનું ગ્રહણ થયેલું હોવાથી) 'हरिषु'માં 'हरि+सु' એ સ્થલમા 'सु'ની પદસંજ્ઞા થતી નથી.

લૌકિક વ્યવહારમાં પણ જેને અનેક પુત્રો હોય ત્યાં કોઈ એકને જ માટે 25 આ મારો જ્યેષ્ઠ પુત્ર, કે કનિષ્ઠ પુત્ર એવો વ્યવહાર કરવામાં આવતો નથી, પરંતુ એકજ પુત્ર હોય ત્યારે તેવો જ્યેષ્ઠ, કનિષ્ઠ, મધ્યમ (પુત્ર) એવો વ્યવહાર થાય છે.

આ પરિભાષાથી જેમ શાસ્ત્રીય (સૂત્ર વિહિત) કાર્યનો અતિદેશ કરવામાં આવે છે, તે રીતે અશાસ્ત્રીય (જે સૂત્રવિહિત ન હોય તેવા) કાર્યનો પણ અતિદેશ (આરોપ) કરવામાં આવે છે. તેથી જ 'इयाय'માં 'एकाच्त्व' રૂપ નિમિત્તના 30 લીધે દ્વિત્વની સિદ્ધિ થાય છે. તેથી જ 'भवति' (भू+शप्+ति) આદિમાં 'भू'ને

इत्यस्याङ्गत्वमियानित्यादौ कार्यकालपक्षे तद्धितान्तत्वनिबन्धनप्रातिपदिकत्वं च सिध्यति । अन्यथा यस्माद्विहितस्तदादित्वाभावान्न स्यात् ॥

यत्तु योऽर्थवांस्तत्रार्थस्य त्यागोपादानाभ्यामेकाज्व्यपदेशो यथेयायेत्यादावर्थवतो धातोरयं वर्णरूप एकोऽजिति कैयटस्तन्न । तस्यैक-
5 पदर्गित्यत्र भाष्योक्तरीत्या मुख्यव्यवहारसत्वात् । एकपदर्गित्यत्रार्थेन युक्तो व्यपदेश इति भाष्य उक्तम् । ऋक्त्वादेरर्थशब्दोभयवृत्तित्वेन तस्याः शब्दमात्ररूपं पदमेकोऽवयव इत्यर्थ इति तदाशयः ॥

तस्मादेकस्मिंस्तत्तद्धर्मारोपेण युगपद्यथा ज्येष्ठत्वादिव्यवहारो यथा च शिलापुत्रकस्य शरीरमित्यादावेकस्मिन्नारोपितानेकावस्थाभिः समुदाय-
10 रूपत्वाद्यारोपेणैतस्य शरीरमित्यादिव्यवहारस्तथात्रैकाच्त्वादिव्यवहारोपपत्तिरिति लोकन्यायसिद्धेयम् ॥

'अङ्ग' સંજ્ઞા થાય છે. (તેથી જ 'व्यतिसे'માં 'से'ની પદ સંજ્ઞા થાય છે. તેમજ 'इयान्' (એ પ્રયોગ)માં, કાર્યકાલ પક્ષમાં 'તદ્ધિતાન્તત્વ'ને લીધે થતી પ્રાતિપદિક સંજ્ઞા ('इयत'ને) કરવામાં આવે છે. આ પરિભાષા ન હોત તો, જેને (તદ્ધિત) પ્રત્યય કરવામાં આવ્યો છે તે પ્રકૃતિ (इयत् એ શબ્દ સ્વરૂપ) આદિમાં વિદ્યમાન ન હોવાથી (એટલે કે પ્રકૃતિ ભાગનો લોપ થતાં પ્રત્યય જ બાકી રહેલો હોવાથી 5 ત્યાં) 'इयत'ને પ્રાતિપદિક સંજ્ઞા થઈ શકી ન હોત.

(આ સંદર્ભમાં) કયટે એવું કહેલું છે કે "જ્યાં કોઈ અર્થ ધરાવતું શબ્દ સ્વરૂપ હોય છે ત્યાં તેના અર્થનું (એકવાર) ગ્રહણ કરવામાં આવે અને (એકવાર) ત્યાગ કરવામાં આવે ત્યારે 'एकाच्त्व' એવો વ્યવહાર ઉપપન્ન થઈ શકે છે. જેમકે 'इयाय' આદિ સ્થલમાં 'જવું' એવો અર્થ ધરાવતા 'इ' એ અર્થવાન ધાતુમાં 10 (અર્થનો ત્યાગ કરવામાં આવતાં) જે 'इ' એક (જ) વર્ણ છે ત્યાં 'एकाच्' એવો વ્યવહાર થાય છે." (આ ઉપર ગ્રંથકાર કહે છે કે) કૈયટનું આ કથન બરાબર નથી, કારણ કે કૈયટે કહેલા માર્ગ પ્રમાણે 'एकाच्त्व'ની સિદ્ધિ કરવામાં આવે તો ભાષ્યમાં (દર્શાવેલ) 'एकपदा ऋक्'ની માફક (इयाय)માં પણ'एकाच्'ત્વનો મુખ્ય વ્યવહાર થઈ શકશે, એ સ્થિતિમાં 'इयाय' આ પરિભાષાના ઉદાહરણ તરીકે આપનારું ભાષ્ય 15 અસંગત થવા માંડશે. (હકીકતમાં ભાષ્યમાં કહેલું વિધાન તો અસંગત થઈ શકે નહીં તેથી કૈયટના આ અર્થઘટનને પાયા વગરનું જ માનવું જોઈએ). 'एकपदा ऋक्'નું વ્યાખ્યાન કરતી વખતે ભાષ્યકારે 'अर्थेन युक्तो व्यपदेशः' (અર્થને કારણે વ્યવહાર યોગ્ય ઠરતો હોય છે) એવું જે કહ્યું છે, તેનો આશય એવો છે કે 'ऋक्त्व' (ऋचा) એમ કહેવાથી શબ્દ અને અર્થ એ બંનેનો બોધ થાય છે (તે સ્થિતિમાં) 20 તે 'ઋચા'નો અવયવ શબ્દમાત્રરૂપ પદ માની શકાય તેમ છે.

તેથી એકજ પદાર્થમાં એકી સાથે તે તે ધર્મનો આરોપ કરવાથી જેમ જ્યાં એકજ પુત્ર હોય ત્યાં જયેષ્ઠત્વ (મધ્યમત્વ, કનિષ્ઠત્વ) આદિ ગુણોનો આરોપ થાય છે અથવા शिलापुत्रक (–(૧) નાનું ખરલ કે (૨) પત્થરના ટૂકડામાંથી બનાવેલ પૂતળું)નું શરીર (કે જ્યાં 'શિલાપુત્રક' (એ સંજ્ઞા) પોતાના શરીર કે આકારથી 25 જૂદી નથી છતાં આડો કે ઉભો શિલાપુત્રક એવો (અવસ્થાનો) વ્યવહાર) એકજ 'शिलापुत्रक' ઉપર અવસ્થા ભેદની કલ્પના કરીને તે અનેક અવસ્થાઓથી થતા સમુદાય રૂપનો આરોપ કરીને (આ શિલાપુત્રકનું શરીર એવો વ્યવહાર થાય છે, તે રીતે અહીં 'इयाय' ('इ') એવા એકવર્ણ ધરાવનાર ધાતુ)માં પણ (મુખ્યના સ્થાનમાં 'एकाच्त्व' રૂપ ધર્મનો આરોપ કરીને) 'એકાચ્ત્વ' વ્યવહાર કરી શકાય 30 છે. આ રીતે આ પરિભાષા (લૌકિક વ્યવહારે રચાયેલી હોવાથી) આને લૌકિક-ન્યાયના આધારે સિદ્ધ થયેલી છે તેમ સમજવું જોઈએ.

न चासहाय एवैतत्प्रवृत्तौ भवतीत्यत्र भू इत्यस्याङ्गत्वानापत्तिः ससहायत्वादिति वाच्यम् । शपमादायाङ्गत्वे कार्ये यस्माद्विहितस्तदादित्वे तस्य ससहायत्वाभावाल्लोके विजातीयकन्यादिसत्त्वेऽप्येकपुत्रस्य तस्मिन्नेवायमेव ज्येष्ठ इत्यादिव्यवहारवत् ॥

5 न चैवं निजौ चत्वार एकाच इति भाष्यासंगतिरिकारस्यासहायत्वाभावेन तत्रैकाच्त्वानुपपादनादिति वाच्यम् । एकस्मिन्नित्यस्यापर्यालोचनया तत्प्रवृत्तेः ॥

अर्थवता व्यपदेशिवद्भाव इत्यत्रार्थवत्पदेनाप्यसहायत्वमुपलक्ष्यते । अर्थबोधकेन शब्देन व्यपदेशिसदृशो भावः कार्यं लभ्यत इति तदर्थः । 10 प्रायोऽसहाय एवार्थवत्त्वात् ॥

कुरुत इत्यादौ तशब्दाकारोऽचामन्त्य इति व्यवहारे स आदिर्यस्येति व्यवहारे चासहाय एवेति तत्र व्यपदेशिवद्भावेन टिसञ्ज्ञासिद्धिरित्यन्यत्र विस्तरः ॥३०॥

ननु गर्गादिभ्यो विहितो यञ् तदन्तविधिना परमगर्गादिभ्योऽपि 15 स्यादत आह ।

વ્યપદેશિવદ્ભાવની પ્રવૃત્તિ એકમાંજ એટલે કે અસહાયમાં જ થાય છે (સસહાયમાં નહીં) એમ માનવામાં આવતાં 'भवति' એ સ્થલમાં 'भू'ની અંગ સંજ્ઞા થઈ શકશે નહીં, (કારણ કે 'भू+शप् (अ)+ति' એ સ્થિતિમાં 'भू' સસહાય છે) એવું કથન યોગ્ય નથી, કારણ કે 'शप्' (अ) પ્રત્યયને નિમિત્ત માનીને જ્યારે 'भू'ની અંગ સંજ્ઞા કરવામાં આવે છે ત્યારે 'જે જેનાથી વિહિત હોય તે 5 તેનો તદાદિ ગણાય' એ રીતનો તદાદિ 'भू' અસહાય જ છે. તેથી (જ્યારે शप् પ્રત્યય પર આવેલો છે ત્યારે અંગ સંજ્ઞા કરતી વખતે) 'भू'માં વ્યપદેશિવદ્ભાવ થઈ જ શકે છે.

જેમ લૌકિક વ્યવહારમાં (કોઈ માણસને) એક જ પુત્ર હોય અને વિજાતીય (એવી) પુત્રીઓ હોય છતાં તે સ્થિતિમાં (તે માણસને એકજ પુત્ર હોવાથી ) 10 એકજ પુત્રમાં આજ જ્યેષ્ઠ (મધ્યમ, કનિષ્ઠ) ઈત્યાદિ વ્યવહાર થઈ શકે છે (તે જ રીતે 'भू' એ પ્રકૃતિને, વિજાતીય એવો शप् પ્રત્યય ભલે હોય, તેથી 'भू'ની અંગસંજ્ઞા થવામાં કોઈ વાંધો આવતો નથી).

આ 'व्यपदेशिवत्०' પરિભાષા જ્યાં અસહાયત્વ હોય છે ત્યાં જ પ્રવૃત્ત થાય છે તેમ માનવામાં આવતાં 'निज् (णिज्)ધાતુમાં ચાર एकाच्–निज्, इज् नि, અને इ, 15 છે એવું ભાષ્ય કથન અસંગત થશે, કારણ કે णिज्માં આવેલ 'इ' તો સસહાય છે તેથી ત્યાં વ્યપદેશિવદ્ભાવ દ્વારા 'એકાચ્ત્વ'ની સિદ્ધિ કરી શકાય તેમ નથી'. (આ રીતે કોઈ કહે તો તે બરાબર નથી. (તેથી ગ્રંથકાર કહે છે કે) જે ભાષ્યના આધારે આ પ્રશ્ન કે શંકા ઉઠાવવામાં આવેલ છે) તે ભાષ્ય, પ્રકૃત પરિભાષામાં આવેલા 'एकस्मिन्' અંશનો વિચાર કર્યા વગર લખાયેલ છે. (તેથી એ ભાષ્યને 20 સિદ્ધાન્તી ભાષ્ય માની શકાય નહીં)

'अर्थवता व्यपदेशिवद्भावः' (અર્થ બોધક શબ્દને વ્યપદેશીની સદૃશ કાર્ય થાય છે) એ વચનમાં આવેલું अर्थवत्' પદ 'અસહાય'નું જ ઉપલક્ષક (કે બોધક) છે, ઘણું કરીને અસહાયમાંજ અર્થવત્ત્વ જોવામાં આવે છે.

'कुरुते' આદિ સ્થલમાં 'त' પ્રત્યયનો 'अ'કાર અનેક अच्માં અન્ત્ય अच् રૂપે 25 છે અને એ જ 'अ'કાર વર્ણસમુદાયમાં કેટલાક વર્ણોનો આદિ છે એવા વ્યવહારમાં તે 'अ'કાર અસહાય જ છે માટે વ્યપદેશિવદ્ભાવથી ત્યાં 'टि' સંજ્ઞા સિદ્ધ થાય છે. આ બાબત અન્યત્ર વિસ્તાર પૂર્વક કહેવામાં આવેલી છે. (૩૦)

## પરિભાષા : ૩૧

હવે પ્રશ્ન થાય છે કે જેમ 'गर्ग' આદિ (શબ્દો)ને 'गर्गादिभ्यो यञ्' સૂત્રથી30 વિહિત 'यञ्' પ્રત્યય થાય છે, તેમ તદન્તવિધિ કરવામાં આનતાં 'परमगर्ग'ને પણ 'यञ्' પ્રત્યય થવો જોઈએ (આ રીતની આપત્તિ આવશે) તેથી આ પરિ. કહે છે.

## ग्रहणवता प्रातिपदिकेन तदन्तविधिर्नास्ति ॥३१॥

इयं च समासप्रत्ययविधौ प्रतिषेध उगिद्वर्णग्रहणवर्जमिति वार्त्तिकस्थप्रत्ययांशानुवादः । अत एवायं प्रत्ययविधिविषय एव । अत एव येन विधिः [१. १. ७२] इति सूत्रे भाष्ये प्रत्ययविधिभिन्नेऽप्तृन्
5 [६. ४. ११] इत्यादौ गृह्यमाणप्रातिपदिकेनापि तदन्तविधिप्रतिपादनं स्वसा परमस्वसेत्याद्युदाहरणं च संगच्छते ॥

अत एव च तदन्तविधिसूत्रे भाष्ये समासेत्यादिनिषेधस्य कथनवदस्य न कथनम् । सोऽपि निषेधो विशिष्य तत्तद्रूपेण गृहीतप्रातिपदिकसूत्र एव । ध्वनितं चेदमसमासे निष्कादिभ्यः [५. १. २०] इति
10 सूत्रे भाष्ये ॥

अत्र च ज्ञापकं सपूर्वाच्च [५. २. ८७] इति सूत्रम् । अन्यथा पूर्वादिनिः [५. २. ८६] इत्यत्र तदन्तविधिनैव सिद्धे किं तेन ॥३१॥

नन्वेवं सूत्रान्ताट्ठक् [४. २. ६०] दशान्ताड्डः [५. २. ४५]
15 एकगोपूर्वात् [५।२।११८] इत्यादेः केवलसूत्रशब्ददशन्शब्दैकशब्दादिष्वपि प्रवृत्तिर्व्यपदेशिवद्भावात्स्यादत आह ।

## व्यपदेशिवद्भावोऽप्रातिपदिकेन ॥३२॥

पूर्वात्सपूर्वादिनिरित्येकयोग एव कर्तव्ये पृथग्योगकरणमस्या ज्ञापकम् । न च इष्टादिभ्यः [५. २. ८८] इति सूत्रेऽनुवृत्त्यर्थं तथा
20 पाठोऽत एवानिष्टीत्यादिसिद्धिरिति वाच्यम् । ज्ञापकपरभाष्यप्रामाण्येनानिष्टीत्यादिप्रयोगाणामनिष्टत्वात् ॥

'ग्रहणवता प्रातिपदिकेन तदन्तविधिर्नास्ति (३१)

'જ્યાં (અમુક) પ્રાતિપદિકનો નિર્દેશ કરીને કોઈ વિધિ બતાવેલ હોય ત્યાં એ વિધિ તદન્તને થતો નથી'.

આ પરિભાષા કેવલ પ્રત્યય વિધિમાં જ લાગે છે કારણ કે આ પરિ. (એક રીતે તો) 'समासप्रत्ययविधौ प्रतिषेधः' 'उगिद्वर्णग्रहण वर्जम्' એ વાર્તિકોમાં આવેલ 5 પ્રત્યય અંશનો જ અનુવાદ (એટલે કે પ્રકારાન્તરે કથન) છે તેથી તો ભાષ્યકારે પ્રત્યયવિધિ કરતાં ભિન્ન દીર્ઘવિધિ કરનાર 'अप्–तृन्–तृच्–स्वसृ० આદિ સૂત્રમાં ગૃહ્યમાણ (નિર્દિષ્ટ) એવા પ્રાતિપદિકમાં પણ તદન્તવિધિ કરી છે, અને તેથી स्वसा, परमस्वसा એ રૂપો સિદ્ધ થાય છે એવું જે 'येन विधिस्तदन्तस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહ્યું છે, તે સંગત થાય છે. આથી જ તદન્ત વિધિને કરનાર 'येन विधिः' સૂત્રના 10 ભાષ્યમાં જેમ 'समासप्रत्ययविधौ प्रतिषेधः એ નિષેધ કહેવામાં આવેલો છે તેમ આ 'ग्रहणवता०' પરિ.નો ઉલ્લેખ કરેલો નથી. 'समासप्रत्ययविधौ०' એ નિષેધ પણ (गर्ग આદિમાં, अग्नि આદિમાં) તે તે વિશેષરૂપે ગૃહીત પ્રાતિપદિકને જ થાય છે. આ બાબત 'असमासे निष्कादिभ्यः' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં ધ્વનિત થયેલી છે.

આ પરિ.માં જ્ઞાપક 'सपूर्वाच्च' સૂત્ર છે. જો આ પરિ. ન હોત તો 'पूर्वा- 15 दिनिः' એ સૂત્રથી તદન્ત વિધિ થતાં કાર્યનિર્વાહ થઈ શકે તેમ હતું તો 'सपूर्वाच्च' એ સૂત્ર કરવાની આવશ્યકતા ન હતી. (૩૧).

**પરિભાષા : ૩૨**

હવે (જો 'व्यपदेशिवदेकस्मिन्' પરિ.નો સ્વીકાર કરવામાં આવે તો) પ્રશ્ન થાય છે 'सूत्रान्तात् ठक्', 'दशान्ताद् डः', 'एकगोपूर्वात ठञ्' ઈત્યાદિ સૂત્રોની પ્રવૃત્તિ કેવલ 20 સૂત્ર શબ્દ, दशन् શબ્દ, અને 'एक' શબ્દમાં પણ થશે, (કારણ કે વ્યપદેશિવદ્ભાવને લીધે કેવલ સૂત્ર શબ્દ પણ સૂત્રાન્ત', માની શકશે) (આ રીતની મુશ્કેલી–આપત્તિ આવશે) તેથી (તે ટાળવા) આ પરિ. કહેવામા આવે છે.

'व्यपदेशिवद्भावोऽप्रातिपदिकेन (३२)

પ્રાતિપદિકને વ્યપદેશિવદ્ભાવ થતો નથી. 25

'पूर्वात् सपूर्वादिनिः' એવું એકજ સૂત્ર ન કરતાં (આચાર્ય પાણિનિએ) 'पूर्वादिनिः' 'सपूर्वाच्च' એમ જુદાં જુદાં સૂત્રો કહેલાં છે, એ જ બાબત આ પરિ.માં જ્ઞાપક છે.

'इष्टादिभ्यश्च' એ (ઉત્તર) સૂત્રમાં 'सपूर्वाच्च' એ પૂર્વસૂત્રની અનુવૃત્તિ આવે તે માટે આચાર્ય પાણિનિએ આ બંને સૂત્રો જુદાં જુદાં કર્યાં છે. તેથીજ (અનુવૃત્તિ આવ-વાથી) 'अनिष्टी' જેવાં કેટલાંક રૂપો સિદ્ધ થાય છે એ કથન બરાબર નથી. કારણ 30 કે (જે ભાષ્યમાં આ બંને સૂત્રો આ પરિ.નાં જ્ઞાપક થાય છે તે) જ્ઞાપક પર ભાષ્ય પ્રામાણ્યથી अनिष्टी જેવાં રૂપો અનિષ્ટ (કે અશુદ્ધ) છે એમ માનવું જોઈએ. વળી

एकयोगेऽपि तावत उत्तरत्रानुवृत्तौ बाधकाभावाच्च ॥

अत एव नान्तादसंख्यादेः [५. २. ४९] इति चरितार्थम् । अन्यथा पञ्चम इत्यादावपि व्यपदेशवद्भावेन संख्यादित्वात्तद्वैयर्थ्यं स्पष्टमेव ॥

5 इयं च प्रातिपदिकग्रहण एव न तु प्रातिपदिकाप्रातिपदिक-ग्रहणे । तेनोगितश्च [४. १. ६] इत्यत्र न दोष इति तत्रैव भाष्ये स्पष्टम् ॥

इयं ग्रहणवता (प. ३१) इति च परिभाषा प्रत्ययविधिविषयै-वेत्यसमासे निष्कादिभ्यः [५. १. २०] इति सूत्रे भाष्यकैयटयोः । 10 तेनाहन् [८. २. ६८] इत्यादेः परमाहञ्शब्दे केवलाहञ्शब्दे च प्रवृत्तिरित्यन्यत्र विस्तरः ॥३२॥

ननु वान्तो यि [६. १. ७९] इत्यादौ यादौ प्रत्यय इत्यर्थः कथमत आह ।

## यस्मिन्विधिस्तदादावल्ग्रहणे ॥३३॥

15 तदन्तविधेरपवाद इयम् ॥

वाचनिक्येषा येन विधिः [१. १. ७२] इत्यत्र भाष्ये पठिता ॥

अस्याश्च स्वरूपसती सप्तमी निमित्तम् । अत एव नेड्वशि कृति [७. २. ८] इत्यादौ वशादेः कृत इत्यर्थलाभः ॥

20 इयं चार्धधातुकस्येड्वलादेः [७. २. ३५] इति सूत्रे वलादेरित्यादि-

એકયોગ હોવા છતાં પણ 'सपूर्वात्' એ એકદેશ (કે અંશ)ની ઉત્તરમાં અનુવૃત્તિ થવામાં વચ્ચે કોઈ બાધક આવતું નથી.

આ (પ્રસ્તુત) પરિભાષા હોવાથી 'नान्तादसंख्यादेर्मट्' સૂત્ર ચરિતાર્થ થાય છે. જો આ પરિ૰ ન હોત તો 'पञ्चमः' જેવાં સ્થલોમાં પણ ('व्यपदेशिवदेकस्मिन्' પરિ.થી) વ્યપદેશિવદ્ભાવ થતાં 'पञ्चन्' ઈત્યાદિ નાન્તસંખ્યાવાચક શબ્દને વ્યપદે- 5 શિવદ્ભાવથી સંખ્યાદિ જ માનવામાં આવતાં આદિમાં એ સંખ્યા ન હોવાથી 'नान्तादसंख्यादेः' એ સૂત્રથી 'मट्' આગમ (પ્રત્યય) થઈ શકશે નહીં, તો પછી સંખ્યાદિને मट् આગમ રોકવા માટે કરેલું 'नान्ताद०' એ સૂત્ર વ્યર્થ પડશે. (તેથી આ પરિભાષા માનવી જોઈએ).

જે સૂત્રમાં 'પ્રાતિપદિક'નું ગ્રહણ કરવામાં આવ્યું છે તેવા જ સૂત્રમાં આ 10 પરિ. લાગુ પડે છે, પણ જ્યાં પ્રાતિપદિક અને અપ્રાતિપદિક એ બંનેનું ગ્રહણ કરવામાં આવ્યું છે ત્યાં આ પરિ. લાગતી નથી; તેથી જ 'उगितश्च' સૂત્રમાં આ પરિ. લાગતી નથી. આથી ઈષ્ટરૂપની સિદ્ધિ થવામાં કોઈ મુશ્કેલી આવતી નથી. એ વાત ત્યાં જ 'उगितश्च' સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ દર્શાવેલી છે.

આ (પ્રસ્તુત) પરિ. (૩૨) અને 'ग्रहणवता' (૩૧). બંને પરિભાષાઓ પ્રત્યય 15 વિધિમાં જ પ્રવૃત્ત થાય છે એ વાત 'असमासे निष्कादिभ्यः' સૂત્ર ઉપરના ભાષ્યમાં તથા ત્યાં આવેલી કૈયટની વૃત્તિમાં કહેલી છે. તેથી 'अह्नः' સૂત્રની પ્રવૃત્તિ 'परमाहन्' તથા કેવલ 'अहन्' શબ્દમાં (પણ) થાય છે. આ વિગત અન્યત્ર (ઉદ્યોતમાં) કહેલી છે. (૩૨)

**પરિભાષા : ૩૩** 20

'वान्तो यि प्रत्यये' આદિ સૂત્રોમાં 'यि'માં (તદન્તવિધિથી 'યકારાન્ત' પ્રત્યય એવો અર્થ ન થતાં 'યકારાદિ' પ્રત્યય એવો અર્થ કેવી રીતે થયો એ પ્રશ્નના ઉત્તર માટે આ પરિ. કહે છે.

'यस्मिन् विधिस्तदादावल्ग्रहणे' (૩૩).

જ્યાં સપ્તમ્યન્ત अल् પરમાં આવતાં કોઈ કાર્યનું વિધાન કરવામાં આવ્યું 25 હોય અને ત્યાં 'अल्' વિશેષણ રૂપે આવ્યો હોય તો (તેવા સ્થલમાં) 'अल्' પદથી 'તદાદિ'ની ઉપસ્થિતિ થાય છે.

આ પરિભાષા 'येनविधिस्तदन्तस्य' સૂત્રથી થતા તદન્તવિધિના અપવાદ રૂપે છે, (વળી) येन વિધિઃ૦ સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. વચનરૂપે પઠિત થયેલી છે. આ પરિ.ની પ્રવૃત્તિમાં સ્વરૂપ સપ્તમી (ङि ओस् सुप् એવી સ્વરૂપ સપ્તમી) નિમિત્ત 30 છે. તેથી આ સ્થલમાં 'અધિકરણ'નો અર્થ લેવાતો નથી. આથી જ 'नेड्वशि

ग्रहणसामर्थ्याद्विशेषणविशेष्ययोरुभयोः सप्तम्यन्तत्व एव प्रवर्तते । तेन ङः सि धुट् [८. ३. २९] इत्यादौ सादेः परस्येति नार्थः ॥

तीषसह [७. २. ४८] सेऽसिचि [७. २.५७] इत्यादौ यथा तादेरित्याद्यर्थलाभस्तथा शब्देन्दुशेखरे निरूपितम् ॥३३॥

5 घटपटं घटपटावित्यादिसिद्ध्य आह ।

## सर्वो द्वन्द्वो विभाषैकवद्भवति ॥३४॥

द्वन्द्वश्च प्राणि (२. ४. २) इत्यादिप्रकरणाविषयः सर्वो द्वन्द्व इत्यर्थः ॥

चार्थे द्वन्द्वः [२. २. २९] इति सूत्रेण समाहारेतरयोगयोर-
10 विशेषेण द्वन्द्वविधानान्न्यायसिद्धेयम् ॥

तिष्यपुनर्वस्वोः [१. २. ६३] इति सूत्रस्थं बहुवचनस्येति ग्रहणमस्या ज्ञापकम् । तद्धीदं तिष्यपुनर्वस्वित्यत्र तद्व्यावृत्त्यर्थम् । न चैवमप्यत्र जातिरप्राणिनाम् [२. ४. ६] इति नित्यैकवद्भावेन बहुवचनाभावादिदं सूत्रं व्यर्थमिति वाच्यम् । तद्वैकल्पिकत्वस्याप्यनेन ज्ञापनात् ।
15 न चैते प्राणिन इति वाच्यम् । आपोमयः प्राण इति श्रुतेरद्भिर्विना ग्लायमानप्राणानामेव प्राणित्वात् ॥

स्पष्टं चेदं तिष्यपुनर्वस्वोः [१. २. ६३] इति सूत्रे भाष्ये ॥

अत एव द्वन्द्वश्च प्राणि [२. ४. २] इत्यादेः प्राण्यङ्गादीनामेव समाहार इति विपरीतनियमो न ॥३४॥

कृति' આદિ સૂત્રમાં 'वशादेः कृतः એવા અર્થનો લાભ થાય છે. ('वशः' એટલે 'वश्' પ્રત્યાહારમાંના કોઈ પણ અલ્‌ને). 'आर्धधातुकस्येड्वलादेः એ સૂત્રમાં 'वलादेः' એ અંશમાં 'आदि' પદનું ગ્રહણ થયેલું છે, તેથી વિશેષણ અને વિશેષ્ય બંનેમાં સપ્તમી હોય ત્યાંજ આ પરિ. લાગે છે. તેથી 'डः सि धुट्' સૂત્રમાં 'सादि' (એવું પદ) એવો અર્થ થતો નથી.

तीषसहलुभरुषरिषः' અને 'सेऽसिचि कृत चृतछृदतृदनृतः' આદિ સૂત્રોમાં અનુક્રમે 'तादेः' અને 'सादेः' એવો અર્થ કેવી રીતે થાય છે તે બાબત 'લઘુશબ્દેન્દુશેખર'માં ધ્વનિત થયેલી છે. (૩૩). 5

## પરિભાષા : ૩૪

(વ્યાકરણશાસ્ત્રમાં) 'घटपटम्' અને 'घटपटौ' એવા બંને પ્રકારના પ્રયોગો અભીષ્ટ છે. તેથી આ પરિ. કહેવામાં આવે છેઃ– 10

'सर्वो द्वन्द्वो विभाषैकवद् भवति' (૩૪).

બધા જ દ્વન્દ્વ (સમાસ) વિકલ્પે એકવત્‌ (એકવચનવાળા) થાય છે. આ પરિ.માં આવેલા 'सर्वो द्वन्द्वः'ની પૂર્વે 'द्वन्द्वश्च प्राणितूर्य०' એવો અંશ જોડવો જોઈએ. અર્થાત્‌ 'द्वन्द्वश्च प्राणितूर्यसेनाङ्गानाम्' આદિ સૂત્રના પ્રકરણમાં નહીં આવનાર જે દ્વન્દ્વ છે તે દ્વન્દ્વ આ પરિ.માં આવેલા 'द्वन्द्व' પદથી સમજવો. 'चार्थे द्वन्द्वः' એ સમાહાર દ્વન્દ્વ કે ઈતરેતર દ્વન્દ્વ એ બંનેમાંથી (કોઈ પણ અર્થમાં) દ્વન્દ્વનું સામાન્ય રૂપે વિધાન કરેલું હોવાથી આ પરિ. ન્યાયસિદ્ધ છે. 15

આ પરિ.માં જ્ઞાપક 'तिष्यपुनर्वस्वोर्नक्षत्रद्वन्द्वे बहुवचनस्य द्विवचनं नित्यम्' એ સૂત્રમાં આવેલું 'बहुवचन' પદ છે. 'तिष्यपुनर्वसु' એ (નપુંસક એકવચનાન્ત સમાહાર દ્વન્દ્વ રૂપ) સામાસિક દ્વન્દ્વને આ સૂત્ર લાગુ ન પડે તે હેતુથી 'तिष्यपुनर्वसु' સૂત્રમાં 'बहुवचन' પદનું ગ્રહણ કરવામાં આવ્યું છે. 'जातिरप्राणिनाम्' સૂત્ર પ્રમાણે જે શબ્દ પ્રાણીવાચક નથી ત્યાં નિત્ય એકવદ્‌ભાવ જ થતો હોવાથી (જો) બહુવચનની પ્રાપ્તિ જ નથી તો 'तिष्यपुनर्वस्वोः' સૂત્ર જ વ્યર્થ છે એમ કહેવામાં આવે તો તે યોગ્ય નથી, કારણ કે તેની વિકલ્પતાનું જ્ઞાપન પણ આ જ સૂત્ર કરે છે. 'तिष्य' અને 'पुनर्वसु' એ પ્રાણીવાચક છે એમ કહેવું બરાબર નથી, કારણ કે 'आपोमयः प्राणः' એ શ્રુતિ–વાક્યથી પાણી વગર જેઓ દુઃખનો અનુભવ કરે છે તેમને જ 'પ્રાણી' એવી સંજ્ઞા લાગુ પડે છે. આ બાબત 'तिष्यपुनर्वस्वोः' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં નિરૂપિત થયેલી છે. માટે જ 'द्वन्द्वश्च' આદિ સ્થળમાં 'प्राण्यङ्गानामेव समाहारः' એવો વિપરીત નિયમ સિદ્ધ થતો નથી. (૩૪). 20 25 30

## सर्वे विधयश्छन्दसि विकल्पन्ते ॥३५॥

व्यत्ययो बहुलम् [३. १. ८५] इति सूत्रे भाष्ये बहुलमिति योगविभागेन षष्ठीयुक्तश्छन्दसि [१. ४. ९] इति सूत्रे वेति योगविभागेन चैषा साधिता ॥

5 तेन प्रतीपमन्य ऊर्मिर्युध्यतीत्यादि सिद्धम् । युध्यत इति प्राप्नोति ॥३५॥

ननु क्षियः [६. ४. ५९ । ८. २. ४६ इत्यादावियङ्कथमत आह ।

## प्रकृतिवदनुकरणं भवति ॥३६॥

10 क्षिय इतीयङ्निर्देशोऽस्या ज्ञापकः ॥

तत्रैव प्रातिपदिकत्वनिबन्धनविभक्तिकरणादनित्या चेयमिति क्षियो दीर्घात् [८. २. ४६] इति सूत्रे भाष्ये स्पष्टम् ॥३६॥

ननु रामावित्यादौ वृद्धौ कृतायां कार्यकालपक्षेऽपि कथं पदत्वमुभयत आश्रयणेऽन्तादिवत्त्वाभावाद्यस्माद्विहितस्तदादितदन्तत्वाभावादत आह ।

15 ## एकदेशविकृतमनन्यवत् ॥३७॥

अनन्यवदित्यस्यान्यवन्नेत्यर्थः । तत्रान्यसादृश्यनिषेधेऽन्यत्वाभावः

## પરિભાષા : ૩૫

'सर्वे विधयश्छन्दसि विकल्पन्ते'. (૩૫).

છન્દ (વેદ)માં બધાં કાર્યો વિકલ્પે થાય છે.

'व्यत्ययो बहुलम्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં 'बहुलम्'ને અલગ યોગ બતાવ્યો છે. તેથી અથવા 'षष्ठीयुक्तश्छन्दसि वा' સૂત્રમાં 'छन्दसि वा' એવો અલગ યોગ 5 માનીને આ પરિભાષા સિદ્ધ કરવામાં આવે છે.

આ પરિ. હોવાથી 'प्रतीपमन्य ऊर्मिर्युध्यति' માં 'પરસ્મૈપદ' આદિ સિદ્ધ થાય છે, (બાકી) વાસ્તવિક રીતે તો અહીં 'युध्यते' એવો પ્રયોગ થાય છે. (૩૫)

## પરિભાષા : ૩૬

'क्षियः' આદિ સૂત્રોમાં 'इयङ्' કોના આધારે કરવામાં આવ્યો છે એ 10 પ્રશ્ન થતાં આ પરિ. કહેવામાં આવે છે.

'प्रकृतिवदनुकरणं भवति (૩૬)

'અનુકરણ', પ્રકૃતિની માફક હોય છે (અનુકરણમાં અનુકાર્યનો બધો ધર્મ આવે છે.

આ પરિ.માં જ્ઞાપક 'क्षियो दीर्घात्' એ સૂત્રમાં કરેલો 'क्षियः' એવો 'इयङ्' વિશિષ્ટ15 નિર્દેશ છે. (પછી) 'क्षियः' પદમાં આવેલ 'પ્રાતિપદિક સંજ્ઞામૂલક વિભક્તિને લીધે, (પ્રસ્તુત) પરિ. અનિત્ય છે એમ 'क्षियो दीर्घात् એ સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ કહેલું છે. (૩૬)

## પરિભાષા : ૩૭

હવે એક પ્રશ્ન થાય છે કે 'रामौ' આદિ સ્થલમાં વૃદ્ધિ કર્યા પછી (सुप् 20 વિભક્તિ અને પ્રકૃતિનો વૃદ્ધિરૂપ એકાદેશ દ્વારા અપહાર થવાથી) કાર્યકાલ પક્ષમાં પદસંજ્ઞા થઈ શકશે નહીં. उभयत आश्रयणे नान्तादिवत् (પરિ. ૪૪) પ્રમાણે જ્યાં બંનેનું આશ્રયણ થતું હોય ત્યાં અન્ત કે આદિવદ્ ભાવ થતો નથી' એમ હોવાને લીધે, 'यस्मात् प्रत्ययविधिः' (પરિ.) થી તદાદિ તદન્તભાવ થઈ શકતો ન હોવાથી 'रामौ' ની પદસંજ્ઞા થઈ શકશે નહીં', એ સ્થિતિમાં (એવી આપત્તિ આવતાં તેને 25 દૂર કરવા) આ પરિ. કહેવામાં આવે છે

'एकदेशविकृतमनन्यवत्' (૩૭)

'(જ્યાં) કોઈ એક દેશ (કે ભાગ) માં કોઈક પરિવર્તન (કે વિકાર) થયેલ હોય ત્યાં તે પરિવર્તન 'અન્યવત્' ગણાતું નથી.

આ પરિ. માં આવેલા 'अनन्यवत्' એ પદનો અર્થ 'अन्यवद्' નથી' એમ 30 થાય છે. 'अनन्यवत्' એ પદથી 'અન્ય (બીજા) ની સાથેના સાદશ્યનો નિષેધ

सुतराम् । अत एव तादृशादर्थबोधः । अन्यथा शक्ततावच्छेदकानुपूर्व्यज्ञानात्ततो बोधो न स्यात् । एवं च राम् इति मान्तस्य यस्माद्विहितस्तत्त्वमौ इत्यस्य परादिवत्त्वेन सुप्त्वमिति तदादितदन्तत्वमार्थसमाजग्रस्तम् ॥

5 छिन्नपुच्छे शुनि श्वत्वव्यवहारवन्मान्ते तत्त्वं लोकन्यायसिद्धम् ॥

अत एव प्राग्दीव्यतः [४. १. ८३] इति सूत्रे भाष्ये दीव्यतिशब्दैकदेशदीव्यच्छब्दानुकरणमिदमित्युक्त्वा, "किमर्थं विकृतनिर्देश" एतदेव ज्ञापयत्याचार्यो भवत्येषा परिभाषैकदेशविकृतमनन्यवदितीत्युक्तम् । एतेनायं न्यायः शास्त्रीय कार्य एव शास्त्रीयविकार एवेत्यपास्तम् । विकृता-
10 वयवनिबन्धनकार्ये तु नायं छिन्नपुच्छे शुनि पुच्छवत्त्वव्यवहारवदविकृतावयवव्यवहारस्य दुरुपपादत्वात् ॥

સૂચિત થાય છે તો 'અન્યપણું' નો નિષેધ તો આપોઆપ જ સિદ્ધ થાય છે. તેથી જ તેવા 'વિકૃત' પદથી પણુ અર્થનો બોધ થાય છે. એ રીતે 'राम्' એ 'મકારાન્ત' ને પણુ 'रामौ' માં આવેલ 'अकारान्त' 'राम' થી અભિન્ન સમજીને જ પછી અર્થનો બોધ થાય છે.

જો આ 'एकदेशविकृत०' પરિભાષા ન હોત તો શક્તતાવચ્છેદક આનુપૂર્વીનું 5 જ્ઞાન ન હોવાથી (એટલે કે અકારાન્ત 'राम' શબ્દ અને 'औ' એ પ્રત્યયમાં જ બોધકતા શક્તિ હોવાને લીધે, હલન્ત राम् અને 'औ' માં તેવી શક્તિ ન હોવાથી) અર્થનો બોધ થઈ શકાશે નહીં. તેથી આ પરિ. ના બળથી 'राम्' એ માન્ત પદમાં 'यस्माद् विहितः' દ્વારા નિર્દિષ્ટ તદાદિત્વ' અને 'औ' માં 'अन्तादिवच्च' સૂત્રથી નિર્દિષ્ટ પરાદિવદ્ભાવ' કરવામાં આવતાં તદન્તત્વ ((सुप्त्व), એ રીતે તદાદિ અને 10 તદન્તત્વ એ બંને અર્થોના સમાજ (સમુદાય) થી ગ્રસ્ત (યુક્ત) છે (તેથી 'रामौ' ને પદસંજ્ઞા થવામાં કોઈ વાંધો આવતો નથી).

જેમ જેની પૂંછડી કપાયેલી છે તેવા કૂતરામાં પણુ કૂતરાપણાનો વ્યવહાર થાય છે તે રીતે 'राम्' એ મકારાન્ત ને (પણુ अकारान्त પ્રકૃતિ માનીને તેવો વ્યવહાર) સિદ્ધ થઈ શકે છે. આ રીતે આ પરિ. લૌકિક ન્યાયથી સિદ્ધ થાય છે. 15

લૌકિક ન્યાયનો શાસ્ત્રમાં પણુ સ્વીકાર કરવામાં આવે છે તેથી જ 'प्राग् दीव्यतोऽण्' એ સૂત્રમાં 'दीव्यतः' એ (પંચમી વિ. એ. વ.), 'दीव्यति' પદના એક-દેશભૂત 'दीव्यत्' પદનું અનુકરણુ છે એમ કહી ને (दीव्यतेः એમ ન કહેતાં પાણિનિએ) दीव्यत् એવો જે વિકૃત નિર્દેશ કર્યો છે તે નિર્દેશ જ આ પરિ. માં જ્ઞાપક થાય છે. 20

(તેથી) આ ન્યાય (કે પરિ.), શાસ્ત્રીય કાર્ય અને શાસ્ત્રીય વિકાર (કે પરિવર્તન) હોય, ત્યાં જ લાગે છે એ રીતનું કથન આધાર વગરનું છે. વિકૃત અવયવને (તે અવયવ વિકૃત થતાં પહેલાં જેવો હતો તેવો જ આ અવયવ છે એમ માનતાં) કાર્ય કરવાનું હોય ત્યારે આ પરિ. લાગુ પડતી નથી. જેમ કૂત-રાની પૂંછડી કપાઈ જતાં (કે કાપી નાખવામાં આવતાં), તે પૂંછડીવાળો છે 25 એવો વ્યવહાર કરવામાં આવતો નથી, તેવી રીતે જે અવયવ વિકૃત થયો છે, તેને માટે એ વિકૃત થયો નથી એ રીતનું પ્રતિપાદન કરવું કોઈ પણુ રીતે યોગ્ય નથી.

(જેની પૂંછડી કપાઈ છે તેવા કૂતરાને કૂતરો તો માનવામાં આવે છે, પણુ પૂંછડીવાળો છે એવો તો કોઈ વ્યવહાર કરવામાં આવતો નથી.) 30

एवमक्तपरिमाणग्रहणेऽपि नायमुक्तयुक्तेः । एतद्येन विधिः [१. १. ७२] इत्यत्र भाष्यकैयटयोर्ध्वनितम् ॥

यत्र त्वर्धं तदधिकं वा विकृतं तत्र जातिव्यञ्जकभूयोऽवयवदर्शनाभावेन तत्त्वाप्रतीतौ कार्यसिद्ध्यर्थं विकृतानल्पावयवत्वप्रतीत्यर्थं च 5 स्थानिवत्सूत्रम् ॥

क्वचित्तु लक्ष्यानुरोधान्न्यायानाश्रयणम् । तेनाभीयादित्यादिसिद्धिः । स्पष्टं च क्वचिन्न्यायाप्रवृत्तिः प्रथमयोः पूर्वसवर्णः [६. १. १०२] इत्यत्र कैयटेन दर्शितेत्यन्यत्र विस्तरः ॥३७॥

प्रथमप्रकरणं समाप्तम्

જ્યાં માપી જોખીને વર્ણોના વિશેષ ક્રમવાળા સમુદાયનું ગ્રહણ થયેલું હોય તેવા સ્થાનમાં કોઈ પણ વર્ણ વિકૃત થયો હોય (કે પરિવર્તન પામ્યો હોય) ત્યાં આ ઉપર બતાવેલ યુક્તિથી ન્યાય લાગતો નથી. આ બાબત 'येन विधिः'માં ઉપરના ભાષ્ય અને કૈયટમાં ધ્વનિત થયેલી છે.

જ્યાં અડધા અથવા અડધા કરતાં વધારે શબ્દસ્વરૂપ બદલાયેલું હોય 5 એ સ્થળે જાતિના બોધક એવા અવયવોનો મોટો ભાગ દેખાતો ન હોવાથી, તે આ જ શબ્દ છે એવી બુદ્ધિ થઈ શકતી ન હોવાથી, એવા સ્થળમાં કાર્યની સિદ્ધિ કરવા માટે, અને તેવું જ વિકૃત સ્વરૂપ ધરાવનાર એવા 'अनल्' આદેશના સ્થાને 'સ્થાનિવદ્ બુદ્ધિ' (આ સ્થાની છે એવી બુદ્ધિ) માટે 'स्थानिवदादेशः' એ એ સૂત્ર છે.

10

કોઈ કોઈ ઠેકાણે શુદ્ધ રૂપ કે લક્ષ્ય પ્રત્યેના આગ્રહ કે અનુરોધને કારણે આ પરિ. નો આશ્રય લેવામાં આવતો નથી. તેથી 'अमीयात्' આદિ રૂપોની સિદ્ધિ થાય છે. 'प्रथमयोः पूर्वसवर्णः' એ સૂત્ર ઉપરની ભાષ્યની વૃત્તિમાં આ પરિ. કોઈક વાર લાગતી નથી એમ કૈયટે કહ્યું છે તેનું વિવરણ અન્ય (લઘુશબ્દેન્દુશેખર) ગ્રંથમા કરવામાં આવેલું છે. (૩૭)

15

**પ્રથમ પ્રકરણ સમાપ્ત**

# अथ द्वितीयं प्रकरणम्

**पूर्वपरनित्यान्तरङ्गापवादानामुत्तरोत्तरं बलीयः ॥३८॥**

पूर्वात्परं बलवत् । विप्रतिषेधशास्त्रात्पूर्वस्य परं बाधकमिति यावत् ॥३८॥

नन्वेवं भिन्द्धीत्यत्र परत्वात् तातङा बाधितो धिर्न स्यादत आह ।

**पुनःप्रसङ्गविज्ञानात्सिद्धम् ॥३९॥** 5

नन्वेवं तिसृणामित्यत्र परत्वात्तिस्रादेशो पुनस्त्रयादेशः स्यादत आह—

---

## દ્વિતીય પ્રકરણ

### પરિભાષા : ૩૮

पूर्वपरनित्यान्तरङ्गापवादानामुत्तरोत्तरं बलीयः (३८) 10

પૂર્વ, પર, નિત્ય, અન્તરંગ, અપવાદ આ બધામાં પૂર્વ પૂર્વ કરતાં પછી પછીનું અધિક બલવત્તર ગણાય છે.

પૂર્વસૂત્રની અપેક્ષાએ પરસૂત્ર અધિક બલવત્ છે. 'विप्रतिषेधे परं कार्यम्' શાસ્ત્રની (મદદ) થી પરસૂત્ર પૂર્વસૂત્રનું બાધક બને છે. (૩૮)

### પરિભાષા-૩૯ 15

હવે જો ઉપર કહ્યા પ્રમાણે પૂર્વસૂત્ર કરતાં પરસૂત્ર બળવાન ગણવામાં આવે ત્યારે 'भिन्धि' આદિ સ્થલમાં પરત્વને કારણે 'तातङ्' આદેશથી બાધિત થતો ધિ, 'हि' ના સ્થાનમાં થઈ શકશે નહી. તેથી આ પરિભાષા કહેવામાં આવે છે.

पुनः प्रसङ्गविज्ञानात् सिद्धम् (३९)

કોઈકવાર કોઈ શબ્દરૂપની સિદ્ધિમાં પરશાસ્ત્ર વડે બાધિત થાય છતાં પૂર્વ-20 સૂત્રની પુન: પ્રવૃત્તિ (પ્રસંગ) થી લક્ષ્ય સિદ્ધ થાય છે. (૩૯)

### પરિભાષા-૪૦

હવે જો 'पुनः प्रसङ्ग' એ પરિભાષા સ્વીકારવામાં આવે તો 'तिसृणाम्' એ સ્થલમાં 'त्रि' ની જગ્યાએ પર હોવાથી 'तिसृ' આદેશ થશે અને તે પછી ફરીથી 'त्रि' ની જગ્યાએ 'त्रयादेश' થવો જોઈએ. તેથી આ પરિભાષા 'सकृद्गतौ 25 विप्रतिषेधे यद् बाधितं तद् बाधितमेव' કહે છે,

## सकृद्गतौ विप्रतिषेधे यद्बाधितं तद्बाधितमेव ॥४०॥

तत्र क्वचिच्चरितार्थयोरेकस्मिन्युगपदुभयोः कार्ययोरसंभवेन बाधकाभावात्पर्यायेण तृजादिवच्छास्त्रद्वयप्रसङ्गे नियमार्थं विप्रतिषेधसूत्रमिति सकृद्गतिन्यायसिद्धिः । यथा तुल्यबलयोरेकः प्रेष्यो भवति स तयोः पर्यायेण कार्यं करोति । यदा तमुभौ युगपत् प्रेषयतो नानादिक्षु च कार्ये तदोभयोर्न करोति यौगपद्याऽसंभवात् । तथा शास्त्रयोर्लक्ष्यार्थयोः क्वचिल्लक्ष्ये यौगपद्येन प्रवृत्त्यसंभवादप्रतिपत्तौ प्राप्तायामिदं परविध्यर्थं तत्र कृते यदि पूर्वप्राप्तिस्तदपि भवत्येवेति पुनःप्रसङ्गविज्ञानसिद्धिरिति विप्रतिषेधसूत्रे भाष्ये स्पष्टम् ॥

---

એક જ સમયે બે સૂત્રોની પ્રાપ્તિ થતાં તુલ્ય બલના વિરોધમાં એકવાર જેનો બાધ કરવામાં આવ્યો છે, તે બાધિત જ મનાય છે.

10 ત્યાં જે લક્ષ્ય કે ઉદાહરણમાં એક જ સૂત્રની પ્રાપ્તિ હોય (તેવાં અસંકીર્ણ સ્થળમાં) પોતપોતાના કાર્ય કરીને ચરિતાર્થ (અર્થાત્ સફળ) થયેલાં બે સૂત્રો કે કાર્યો અમુક સ્થલમાં એક જ સમયે કરવાં અશક્ય હોવાથી એ બે સૂત્રો કે કાર્યોમાં પરસ્પર બાધ્ય બાધક ભાવ થઈ શકતો ન હોવાથી તે બે કાર્યો વારાફરતી થતાં હોવાથી (જેમકે) 'ण्वुल्तृचौ' સૂત્રથી એક વખતે ધાતુને 'ण्वुल्' પ્રત્યય થાય 15 અને પછી પર્યાયને લીધે 'तृच्' પ્રત્યય પણ થાય છે, આ રીતે તે બે સૂત્રોનો (વારાફરતી) પર્યાયથી થવાનો જ્યાં પ્રસંગ આવે ત્યાં પરસૂત્ર જ પ્રવૃત્ત થાય એવા નિયમ માટે विप्रतिषेधे. એ સૂત્ર નિયામક બને છે અને એ રીતે આ सकृद्गति. ન્યાય કે પરિ. ની સિદ્ધિ થાય છે.

જેમ બે સરખા પ્રભાવશાળી અધિકારીઓનો એક નોકર હોય તો તે બંનેનું 20 કાર્ય વારાફરતી કરે છે પણ તે બંને એ નોકરને જુદી જુદી દિશામાં કાર્ય કરવા મોકલે તો તે બંનેનું કામ કરી શકતો નથી, કારણ કે આવું (વિરુદ્ધ દિશાનું) કાર્ય તેને માટે એકી સાથે કરવું અસંભવિત છે, તેવી રીતે જેમનું નિર્માણ લક્ષ્ય (પ્રયોગ)ની સિદ્ધિ માટે થયેલ છે તેવાં બે શાસ્ત્ર કે સૂત્ર, કોઈક લક્ષ્યમાં એક જ સમયે પ્રવૃતિ કરી શકતાં ન હોવાથી કોઈ નિશ્ચય થઈ શકે નહીં એવી 52 સ્થિતિમાં પરસૂત્ર (કે શાસ્ત્ર) પ્રવૃત્ત થાય એવું વિધાન કરવા માટે विप्रतिषेधे. સૂત્ર કરવામાં આવ્યું છે. હવે ત્યાં એ કાર્ય કર્યા પછી જો પૂર્વસૂત્રની પ્રાપ્તિ હોય તો તે (પૂર્વસૂત્ર) પણ પ્રવૃત્ત થાય છે.

આ રીતે પુનઃ પ્રસંગ વિજ્ઞાનની પણ સિદ્ધિ થાય છે એમ 'विप्रतिषेधे परं कार्यम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ કહ્યું છે.

यत्तु कैयटादयो व्यक्तौ पदार्थे प्रतिलक्ष्यं लक्षणोपप्लवादुभयोरपि शास्त्रयोरत-त्तल्लक्ष्यविषययोरचारितार्थ्येन पर्यायेण द्वयोरपि प्राप्तौ परमेवेति नियमार्थमिदमिति सकृद्गतिन्यायसिद्धिः । अत्र पक्ष एतन्नियमशादेतल्लक्ष्यविषयकपूर्वशास्त्रानुपप्लव एव । जातिपक्षे तूद्देश्यतावच्छेदकाक्रान्ते क्वचिल्लक्ष्ये चरितार्थयोर्द्वयोः शास्त्रयोः सत्प्रतिपक्षन्यायेन युगपदुभयासंभवरूपविरोधस्थल उभयोरप्यप्राप्तौ परविध्यर्थमि-5 दमिति पुनःप्रसङ्गविज्ञानसिद्धिरित्याहुस्तन्न ॥

व्यक्तिपक्षे सर्वं लक्ष्यं शास्त्रं व्याप्नोति न जातिपक्ष इत्यत्र मानाभावात् ।

---

જો કે કૈયટ વગેરે કહે છે તેમ 'પદનો અર્થ વ્યક્તિ છે' એમ માનતાં પ્રત્યેક લક્ષ્ય માટે લક્ષણ (સૂત્રનો) ઉપપ્લવ (આવૃત્તિ) થતાં (સંકીર્ણ કે મિશ્ર ઉદાહરણમાં) જ્યાં તે પરસ્પર વિરોધી બંને સૂત્રો પ્રાપ્ત થતાં અને કાર્ય કરવામાં અચરિતાર્થ 10 (અસમર્થ) થતાં (વ્યર્થ પડશે, પણ આવું વ્યર્થત્વ ન આવે તે માટે) એ બે સૂત્રો પર્યાયથી (એટલે કે વારાફરતી) પ્રાપ્ત થતાં, ત્યાં પરસૂત્ર જ પ્રવૃત્ત થાય એવો નિયમ કરવા માટે विप्रतिषेधे. સૂત્ર છે અને તેથી सकृद्गतौ. ન્યાયની સિદ્ધિ થાય છે.

આ વ્યક્તિપક્ષમાં આ (વિપ્રતિષેધ) નિયમ હોવાથી (જ્યાં બંને વિરોધી સૂત્રો પ્રાપ્ત થાય છે તેવા સંકીર્ણ લક્ષ્યમાં (સંભાવિત પ્રવૃત્તિવાળા) પૂર્વશાસ્ત્રનો 15 ઉપપ્લવ (આવૃત્તિ) થતો જ નથી.

શબ્દ જાતિનો વાચક છે 'जातिः पदार्थः' એવો પક્ષ સ્વીકારતાં (પ્રત્યેક રૂપની સિદ્ધિ કરતી વખતે તે તે સૂત્રોની આવૃત્તિની જરૂર નથી એ પક્ષમાં) તો ઉદ્દેશ્ય-તાવચ્છેદકાક્રાન્ત (એટલે કે સૂત્રની પ્રવૃત્તિ માટે અનિવાર્ય એવી શરતોને પૂરી પાડનાર કોઈક લક્ષ્ય (અસંકીર્ણ સ્થલ)માં ચરિતાર્થ થયેલ બે સૂત્રોનો (સંકીર્ણ સ્થલમાં), 20 જેમ સત્પ્રતિપક્ષ ન્યાયથી (એટલે કે વિરુદ્ધ સાધ્યનો સાધક હેતુ એક પક્ષમાં (સ્થાનમાં) રહેતો હોવાથી અનુમાન થઈ શકતું નથી તેમ) બંને વિરોધી શાસ્ત્રોની પ્રવૃત્તિનો અસંભવ છે એવા (વિરોધના) સ્થલમાં બંનેની અપ્રાપ્તિ થતાં 'विप्रतिषेध' સૂત્ર પરશાસ્ત્રનું વિધાન કરનાર (વિધાયક) છે, નિયામક નહીં. એ સ્થિતિમાં જો પરસૂત્રથી કાર્ય થાય પછી પૂર્વસૂત્રની પણ પ્રાપ્તિ હોય તો તે પૂર્વસૂત્ર પ્રવૃત્ત 25 થાય છે) અને એ રીતે 'पुनः प्रसङ्गविज्ञानात् सिद्धम्' સિદ્ધ થાય છે એવું કૈયટ આદિનું મંતવ્ય છે, પણ તે બરાબર નથી.

(કારણ કે) વ્યક્તિપક્ષમાં શાસ્ત્ર (કે સૂત્ર) બધાં લક્ષ્યોને ઉદાહરણોમાં લાગુ પડે છે અને જાતિપક્ષમાં તે લાગુ પડતું નથી એમ માનવામાં કોઈ પ્રમાણ નથી.

न ब्राह्मणं हन्यादित्यादौ जात्याश्रयसकलव्यक्तिविषयत्वार्थमेव जातिपक्षाश्रयणस्य भाष्ये दर्शनात् ॥

अत एव सरूपसूत्रे भाष्ये जातौ पदार्थेऽनवयवेन साकल्येन विधेः प्रवृत्ते-र्गौरनुबन्ध्य इत्यादौ सकलगवानुबन्धनासंभवात्कर्मणो वैगुण्यमुक्तम् । द्रव्यवादे
5 चासर्वद्रव्यावगतेर्गौरनुबन्ध्य इत्यादावेकं शास्त्रोक्तमपरमशास्त्रोक्तमित्युक्तम् ॥

किंच न हि भाष्योक्ततृजादिदृष्टान्तस्य व्यक्तिपक्ष एव सर्वविषयत्वं न जातिपक्ष इत्यत्र मानमस्ति ॥

अपि च व्यक्तिपक्षेऽप्यन्यव्यक्तिरूपविषयलाभेन चरितार्थयोरियं व्यक्तिविरो-

---

(આનાથી ઉલટું એમ પણ જોવા મળે છે કે) 'न ब्राह्मणं हन्यात्' આદિ સ્થળમાં
10 જાતિપક્ષ સ્વીકારતાં (બ્રાહ્મણ) જાતિમાં અંતર્ભૂત સર્વ વ્યક્તિઓને આ શાસ્ત્ર (न ब्राह्मणं हन्यात्) લાગુ પડે છે એમ ભાષ્યમાં દેખાય છે.

એથી જાતિપક્ષમાં શાસ્ત્ર અનવયવ (સાકલ્ય) હોવાને લીધે એટલે કે સર્વ લક્ષ્યોમાં પ્રવૃત્ત થાય છે એમ માનવાથી 'सरूपाणाम्०' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'શબ્દ જાતિનો વાચક થાય છે એમ માનવામાં આવે તો 'गौरनुबन्ध्यः' આદિ વાક્યનો અર્થ
15 'ગોજાતિનું અનુબંધન કરવું જોઈએ' એમ થાય, પણ ગોજાતિનું એટલે કે સકલ બળદોનું અનુબંધન અશકય હોવાથી તે યજ્ઞકાર્યમાં વૈગુણ્ય પ્રાપ્ત થશે એમ કહેલું છે.

પણ જો દ્રવ્ય કે વ્યક્તિવાદ સ્વીકારવામાં આવે તો (ગો શબ્દથી સકલ વ્યક્તિનો બોધ થતો ન હોવાથી, પણ એકજ વ્યક્તિનો બોધ થતો હોવાથી 'गौरनुबन्ध्यः' આદિ સ્થળમાં એક જ વ્યક્તિનું અનુબંધન કરવું શાસ્ત્રોક્ત છે અને અન્ય યજ્ઞોમાં
20 બાંધેલી બીજી ગોવ્યક્તિનું શાસ્ત્રોક્ત નથી(અર્થાત્ શાસ્ત્રથી વિરુદ્ધ છે) એમ કહેલું છે.

(કૈયટ આદિનો મત ન માનવા માટે બીજું પણ એક કારણ છે કે) ભાષ્યકારે 'ण्वुल्तृचौ' એ જે (શાસ્ત્રીય) દૃષ્ટાન્ત આપ્યું છે તેથી વ્યક્તિપક્ષમાં જ સકલ લક્ષ્યોના વિષયમાં લક્ષણ (સૂત્ર)નો ઉપપ્લવ થાય છે અને જાતિપક્ષમાં લક્ષણનો ઉપપ્લવ થતો નથી એમાં કોઈ પ્રમાણ નથી.

25 વળી વ્યક્તિપક્ષમાં પણ જ્યારે શાસ્ત્ર કોઈ અન્ય લક્ષ્ય કે વ્યક્તિમાં પ્રવૃત્ત થઈને સફલ થઈ ગયું છે તો તે લક્ષ્ય (વ્યક્તિ) વિરોધને કારણે પોતાના વિષયની કલ્પના કરતું નથી એમ કહી શકાય તેમ નથી.

જાતિપક્ષમાં પણ જાતિના આશ્રયરૂપ એવી કોઈ એક વ્યક્તિને સૂત્ર લાગુ

षात्त्वविषयकत्वं न कल्पयतीति वक्तुं शक्यम् । जातिपक्षेऽपि तज्जात्याश्रयतद् व्यक्तिविषयकत्वमेव नैतद्व्यक्तिविषयकत्वमित्यत्र विनिगमकाभावः ॥

तत्र लक्ष्यानुसारात् क्वचिच्छास्त्रीयदृष्टान्ताश्रयणं क्वचिल्लौकिकदृष्टान्ताश्रयणमिति भाष्यसमतमार्ग एव युक्त इति बोध्यम् ॥

द्वयोः कार्ययोर्यौगपद्येनासभव एव विप्रतिषेधशास्त्रोपयोगी । इदमिको गुण 5 [१.१.३.] इति सूत्रे कैयटे स्पष्टम् । यथा शिष्टादित्यादौ तातङ्शाभावयोर्युगपत्प्रवृत्तौ स्वस्वनिमित्तानन्तर्यासभवः । यद्यपि तातङादेः स्थानिवत्त्वेनास्त्येव तत्तथाप्यादेशप्रवृत्त्युत्तरमेव स न तु तत्प्रवृत्तिकाले । एवं नुमृतृज्वत्त्वयोः प्रियक्रोष्टूनीत्यादौ युगपदसभवो यदागमा(प०११) इत्यस्य नुम्प्रवृत्त्युत्तरं प्रवृत्तेः ।

---

પડે છે અને તેજ જાતિની આશ્રયભૂત ઈતર વ્યક્તિને તે લાગુ પડતું નથી એવો 10 ભેદ સૂચવનાર કોઈ પણ પ્રમાણ ઉપલબ્ધ થતું નથી. આ રીતે ઈષ્ટરૂપની સિદ્ધિ એ (વ્યાકરણ શાસ્ત્રનું) મુખ્ય ઉદ્દેશ્ય હોઈ ઇષ્ટરૂપની સિદ્ધિ કરવા માટે ક્યાંક ક્યાંક 'तृजादिवत्' એ શાસ્ત્રીય દૃષ્ટાન્તનો ઉપયોગ કરવો અને ક્યાંક ક્યાંક (ઈષ્ટરૂપની સિદ્ધિ કરવા માટે) 'तुल्यबलयोः' એ લૌકિક દૃષ્ટાન્તનું આશ્રયણ કરવું એવો જે ભાષ્યકારને સંમત માર્ગ છે તે જ યોગ્ય છે એમ સમજવું જોઈએ. 15

જ્યાં (બે સૂત્રોએ બતાવેલ) બે પરસ્પર વિરુદ્ધ કાર્ય એક જ ઠેકાણે થવાં અસંભવિત છે તે (સ્થલ કે બાબત) વિપ્રતિષેધ સૂત્રની પ્રવૃત્તિ માટે ઉપયોગી છે. (જ્યાં એકાદ સંકીર્ણ ઉદાહરણમાં પરસ્પર વિરુદ્ધ કાર્ય કરનાર બે સૂત્રો એકી સાથે પ્રાપ્ત થાય છે તે જ સ્થળમાં 'विप्रतिषेध' સૂત્ર પ્રવૃત્ત થાય છે.) આ વાત 'इको गुणवृद्धी' એ સૂત્ર ઉપરના ભાષ્યના ટીકામાં કૈયટે સ્પષ્ટ કહેલી છે. દા. ત. 20 'शिष्टात्' ઉદાહરણમાં ('हि'ની જગ્યાએ 'तातङ्' આદેશ અને (शास्‌ની જગ્યાએ) 'शा' આદેશ એ બંનેની એક જ સમયે પ્રવૃત્તિ થતાં તેમને જે પોતપોતાના નિમિત્તનું આનન્તર્ય (અવ્યવહિતરૂપે પૂર્વ કે પછી નિમિત્ત હોવું આવશ્યક તે) રહી શકે તેમ નથી. જો કે तातङ् આદિનો સ્થાનિવદ્ભાવ કરવામાં આવે તો 'तातङ्' અને 'शा' આદેશને પોતપોતાનાં નિમિત્તોનું આનન્તર્ય છે જ પણ 'हि'નું 25 આગમન થયા પછી જ તે થશે પણ જ્યારે 'तातङ्' આદેશની પ્રવૃત્તિ હોય તે સમયે (એટલે કે આદેશ થાય તે પહેલાં) સ્થાનિવદ્ભાવ થશે નહીં.'

તે જ રીતે प्रियक्रोष्टूनि ઈત્યાદિ સ્થલમાં ('प्रियक्रोष्टु શબ્દ નપું. પ્ર. વિ.

एवं भिन्द्धीत्यत्र तातङ्धिभावयोर्युगपदेकस्थानिसंबन्धस्याङ्गरूपनिमित्तानन्तर्यस्य चासंभवो बोध्यः । नुम्नुटोरपि नुटयजादिविभक्त्यानन्तर्यबाधो नुमि ह्रस्वान्ताङ्गबाध इत्यसंभवाद्विप्रतिषेधः ॥

क्वचिदिष्टानुरोधेन पूर्वशास्त्रे स्वरितत्वप्रतिज्ञाबलात्स्वरितेनाधिकं कार्यमित्य-
5 र्थात्पूर्वमेव भवति । तेन सर्वे पूर्वविप्रतिषेधाः सगृहीता इति स्वरितेन 5 [१.३.११] इति सूत्रे भाष्ये । विप्रतिषेधसूत्रस्थपरशब्दस्येष्टवाचित्वात्तत्संग्रह इति विप्रतिषेधसूत्रे भाष्ये ॥४०॥

---

બ. વ.) કરતી વખતે) 'नुम्' આગમ અને 'तृज्वद्भाव' એ બંને કાર્ય એક જ સમયે થવાં અશકય છે, કારણ કે નુમાગમ થાય પછી જ 'यदागम०' પરિ. પ્રવૃત્ત થશે.

એ જ રીતે 'भिन्धि' એ સ્થળમાં (એક જ સ્થાની જે 'हि' પ્રત્યય, તેની 10 જગ્યાએ એક જ સમયે 'तातङ' અને 'धि' એ બંને આદેશોની એકી સાથે પ્રવૃત્તિમાં એક જ સ્થાનીનો યુગપત્ સંબંધ તથા તે સ્થાનીને અંગરૂપ નિમિત્તની સાથે આનન્તર્ય (અવ્યવહિત પૂર્વત્વ) થઈ શકે તેમ નથી.

('विप्रतिषेधे परं कार्यम्' સૂત્ર જેમ એક જ સમયે પરસ્પર વિરુદ્ધ આદેશ થાય ત્યારે લાગુ પડે છે, તેમ એક જ સમયે પરસ્પર વિરુદ્ધ આગમ થાય ત્યારે પણ 15 લાગુ પડે છે, એનું ઉદાહરણ હવે ગ્રંથકાર આપે છે કે) 'नुम्' આગમ અને 'नुट्' આગમનો પણ પરસ્પર વિરોધ એ રીતે છે કે (પ્રત્યય)ને नुट् આગમ કરવામાં આવે તો (અંગ) પછી અજાદિ વિભક્તિવાળો પ્રત્યય રહેતો નથી, અને 'नुम्' આગમ કરવામાં આવે તો હ્રસ્વાન્ત અંગ રહેતું નથી (એટલે કે હ્રસ્વાન્ત અંગનો બાધ થાય છે.) તેથી એક કરવા જતાં બીજાનો અસંભવજ અહીં વિપ્રતિષેધ છે. 20

(જો 'विप्रतिषेध' સૂત્રથી પૂર્વસૂત્ર કરતાં પરસૂત્ર બલવાન માનવામાં આવે તો પણ) કયાંક કયાંક ઈષ્ટરૂપની સિદ્ધિ કરવા માટે પૂર્વશાસ્ત્રમાં સ્વરિતત્વ પ્રતિજ્ઞાના બલથી સ્વરિતત્વને લીધે અધિક કાર્ય થાય છે (એટલે કે પૂર્વસૂત્ર પણ પ્રબલ બને છે.) આ યુક્તિને લીધે બધાં જ પૂર્વવિપ્રતિષેધ સંબંધી વાર્તિકોનો સંગ્રહ થાય છે. (એટલે કે એ વાર્તિકો કરવાની આવશ્યકતા રહેતી નથી) એમ 'स्वरि- 25 तेनाधिकारः' એ સૂત્રના ભાષ્યમાં કહ્યું છે. એ રીતે विप्रतिषेधे परं कार्यम् સૂત્રમાં 'पर' શબ્દનો 'इष्टम्' અભીષ્ટ એવો અર્થ કરેલો છે. તેથી ઈષ્ટ રૂપોની સિદ્ધિમાં વિપ્રતિષેધોનો પણ સંગ્રહ થાય છે એમ 'विप्रतिषेधे परम्' સૂત્રના ભાષ્યમાં કહ્યું છે. (૪૦)

नन्वेवमेधत इत्यादौ परत्वाद्विकरणेऽनुदात्तङितः [१.३.१२] इत्यादिनि-
मानुपपत्तिस्तेन व्यवधानादत आह ।

## विकरणेभ्यो नियमो बलीयान् ॥४१॥

अत्र वृद्भ्यः स्यसनोः [१. ३. ९२] इति सूत्रेण स्ये विभाषातङ्विधानं
5 ज्ञापकम् । अन्यथा स्यव्यवधाने नियमाप्रवृत्तौ सामान्यशास्त्रेणोभयसिद्ध्या
विकल्पविधानं व्यर्थं स्यात् । अत्रार्थे ज्ञापिते तु स्य इति तत्र विषयसप्तमी
बोध्येत्यनुदात्तङितः [१. ३. १२] इत्यत्र भाष्यकैयटयोः स्पष्टम् ॥

विकरणव्यवधानेऽपि नियमप्रवृत्तेरिदं ज्ञापकमिति शदेः शितः [१.३.६०]
इत्यत्र भाष्ये ध्वनितम् ॥

---

10 **પરિભાષા : ૪૧**

હવે 'एधते' આદિ સ્થલમાં 'પર' હોવાથી વિકરણ 'शप्' પ્રત્યય (પહેલાં
થઈ જતાં) વિકરણનું વ્યવધાન આવવાથી 'अनुदात्तङितः' આદિ નિયામક સૂત્રો
વ્યર્થ પડવાની આપત્તિ આવશે, માટે આ પરિભાષા કહે છે.

'विकरणेभ्यो नियमो बलीयान्' । (४१)

15 વિકરણ કરતાં નિયમ અધિક બલવાન ગણાય છે.

'वृद्भ्यः स्यसनोः' એ સૂત્રથી 'स्य' (વિકરણ) પ્રત્યય પરમાં આવેલ હોય, ત્યારે
(लની જગ્યાએ) વિકલ્પથી પરસ્મૈપદ પ્રત્યયોનો આદેશ થાય એવું જે વિધાન
કર્યું છે તે જ આ પરિભાષામાં જ્ઞાપક છે. આ પરિભાષા ન હોત તો 'स्य'નું
વ્યવધાન હોવાથી 'अनुदात्तङितः'એ નિયમ સૂત્રની પ્રવૃત્તિ ન થતાં (तिप् तस् झि) એ
20 સામાન્ય શાસ્ત્ર પ્રમાણે બંને પદ (એટલે કે પરસ્મૈપદ તથા આત્મનેપદ પ્રત્યયો)ની
(આપોઆપ જ) સિદ્ધિ થાત (તો 'वृद्भ्यः स्यसनोः' એ સૂત્રમાં કરેલું) વિકલ્પનું
વિધાન વ્યર્થ થાત.

હવે આ અર્થ એટલે કે પરિભાષા જ્ઞાપિત થતાં 'स्ये'ને વિષય સપ્તમી
માનવી જોઈએ એમ 'अनुदात्तङितः' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં અને કૈયટની વૃત્તિમાં
25 કહેલ છે.

વિકરણનું વ્યવધાન હોવા છતાં પણ નિયમ સૂત્ર પ્રવૃત્ત થાય છે તે બાબતનું
('वृद्भ्यः स्यसनोः' આ સૂત્ર) જ્ઞાપક છે એમ 'शदेः शितः' સૂત્ર ઉપરના ભાષ્યમાં
ધ્વનિત થયેલું છે.

वस्तुतोऽस्माज्ज्ञापकादनुदात्तङ्कितः [१.३.१२] इत्यादि प्रकरणं तिबादिविध्येकवाक्यतया विधायकम् । तत्र धातोः [३.१.९१] इति विहितपञ्चमी तत्समानाधिकरणमनुदात्त [१.३.१२] इत्यादि विहितविशेषणमेव । एवं च लावस्थायां स्येऽपि तद्व्यवधाने तङ्सिद्धिः । शबादिभ्यस्तु पूर्वमेव नियमः । यद्वा लमात्रापेक्षत्वादन्तरङ्गा आदेशा लकारविशेषापेक्षत्वात्स्यादयो बहिरङ्गा 5 इति दिग्योगलक्षणपञ्चम्यामपि न दोषः । अत्र पक्षे वृद्भ्यः स्य [१.३.९२] इति सूत्र स्यविषय इति व्याख्येयम् । आत्मनेपदशब्दादौ भाविसंज्ञाश्रयणीयेति तत्त्वम् ॥

---

વાસ્તવિક રીતે (वृद्भ्यः स्यसनोः) એ જ્ઞાપક સૂત્ર ઉપરથી એ સિદ્ધ થાય છે કે 'अनुदात्तङ्कितः' પ્રકરણ 'तिप्तस्झि०' ઈત્યાદિ વિધિસૂત્રોની સાથે એક વાકયતા 10 કરીને સાથે તે વિધાયક (સૂત્ર) બને છે. ('तिप् तस् झि' એ સૂત્રમાં અનુવૃત્ત થયેલ) धातोः (એ અધિકાર સૂત્રમાંના) 'धातोः'માં (દિગ્યોગ લક્ષણ પંચમી ન માનતાં) વિહિત પંચમી સમજવી. (ત્યાં) 'धातोः' એ પદની સાથે સામાનાધિકરણ્ય એટલે કે સરખી વિભક્તિમાં આવનાર 'अनुदात्तङ्कितः' ઈત્યાદિ એ વિશેષણ બને છે.

એ રીતે લાવસ્થામાં (એટલે કે લકારની જગ્યાએ પ્રત્યયાદેશ થતાં પહેલાં જ 15 જ્યારે 'स्य' વિકરણ લાગે છે અને ધાતુ અને લકાર એ બંનેમાં) 'स्य'નું વ્યવધાન હોય તો પણ લકારની જગ્યાએ 'तङ्' આદેશની સિદ્ધિ થાય છે, પરંતુ शप् આદિ વિકરણ પ્રત્યયો લાવતાં પહેલાં જ આ નિયમ થાય છે. (એટલે કે લકારાદિની જગ્યાએ પ્રત્યયાદેશ થાય છે.)

અથવા ('तिप् तस् झि' એ સૂત્રથી થનાર) પ્રત્યયાદેશો લમાત્ર (લકાર સામાન્ય)ની 20 અપેક્ષા રાખતા હોવાથી અન્તરંગ છે, જ્યારે લકાર વિશેષ (ऌट्) આદિની અપેક્ષા રાખનાર 'स्य' આદિ બહિરંગ છે. એ સ્થિતિમાં દિગ્યોગ લક્ષણા પંચમી માનવામાં આવે તો પણ કોઈ દોષ નથી. આ પક્ષમાં 'वृद्भ्यः स्यसनोः' એ સૂત્રમાંના 'स्ये'માં નિમિત્ત સપ્તમી ન માનતાં વિષય સપ્તમી માનવી જોઈએ. (અને 'स्य'ના વિષયમાં वृत આદિ ધાતુઓથી પરસ્મૈપદ વિકલ્પે થાય છે એવો અર્થ 25 કરવો જોઈએ.) આવા સ્થલમાં 'आत्मनेपद' ઈત્યાદિ સંજ્ઞાનો પ્રયોગ, લકારની જગ્યાએ આદેશ થયા પછી ઉત્પન્ન થનાર ભાવી સંજ્ઞાને ખ્યાલમાં રાખીને કરવામાં આવેલ છે એમ સમજવું જોઈએ.

भिन्नवाक्यतया सामान्यशास्त्रविहितानां नियमे तु लुगादिनेव नियमेन जातनिवृत्तिरङ्गीकार्या । भुक्तवन्तं प्रति मा भुक्था इति ब्रूयात्किं तेन कृतं स्यादिति न्यायस्तु नात्र शास्त्र आश्रयितुं युक्तो नियमादिशास्त्राणां वैयर्थ्यापत्तेः । ध्वनितं चेदं स्थानेऽन्तरतमसूत्रे भाष्ये । शास्त्रानर्थक्यं तु वृद्धिसंज्ञासूत्रे 5 भाष्ये तिरस्कृतम् । सामान्यशास्त्रेणोत्पत्तिस्तु सरूपसूत्रस्थकैयटरीत्या प्रधानानुरोधेन गुणभेदकल्पना तावत्प्रकृतिकल्पनया कार्या प्रत्ययनिवृत्तौ च तत्कल्पितप्रकृतेरपि निवृत्तिः कल्प्येति गौरवमित्यन्यत्र विस्तरः ॥४१॥

## परान्नित्यं बलवत् ॥४२॥

---

જો સામાન્ય શાસ્ત્ર ('तिप् तस् झि') અને નિયમશાસ્ત્ર ('अनुदात्तङितः')માં 10 એકવાકયતા ન માનતાં ભિન્નવાકયતા પક્ષ સ્વીકારવામાં આવે તો જેમ સામાન્ય શાસ્ત્ર (सु औ जस् ઇત્યાદિથી) વિહિત પ્રત્યયોની ('स्वमोर्नपुंसकात्' એ સૂત્રથી નિર્દિષ્ટ) लुक् પદથી નિવૃત્તિ થાય છે, તેમ સામાન્ય શાસ્ત્ર ('तिप् तस् झि' ઇત્યાદિ સૂત્ર)થી વિહિત પ્રત્યયોની નિવૃત્તિ નિયમશાસ્ત્ર ('अनुदात्तङितः' આદિ) દ્વારા સ્વીકારવી જોઈએ.

'भुक्तवन्तं...कृतं स्यात्' એટલે કે 'જેણે ભોજન કરી લીધું છે તેને ભોજન ન 15 કરો એમ કહેવાથી શો લાભ થવાનો છે' એ લૌકિક ન્યાયનો વ્યાકરણશાસ્ત્રમાં આશ્રય લેવો યોગ્ય નથી, કારણ કે એ ન્યાયનો આશ્રય લેતાં નિયમ શાસ્ત્રો (નિયમ સૂત્રો) વ્યર્થ થશે એમ 'स्थानेऽन्तरतमः' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં ધ્વનિત કરેલ છે અને 'वृद्धिरादैच्' એ વૃદ્ધિ સંજ્ઞા વિધાયક સૂત્ર ઉપરના ભાષ્યમાં ('આચાર્ય પાણિનિના સૂત્રોમાં એક વર્ણ પણ અનર્થક નથી તો આખું સૂત્ર તો નિરર્થક 20 શાનું ઠરે એમ કહી') શાસ્ત્ર કે સૂત્ર નિરર્થક ઠરે એ બાબતનો ભાષ્યકારે તિરસ્કાર કર્યો છે. સામાન્યસૂત્ર કે શાસ્ત્રથી પ્રત્યયની ઉત્પત્તિ અંગે તો 'सरूप' સૂત્રમાં કૈયટે બતાવ્યા પ્રમાણે પ્રધાન એટલે કે પ્રત્યયના અનુરોધથી અર્થાત્ જેટલા પ્રત્યયો થાય છે એટલી ગૌણ પ્રકૃતિઓની કલ્પના કરવી પડશે, અને પ્રત્યયોની નિવૃત્તિ થતાં તેમનાથી કલ્પિત પ્રકૃતિઓની પણ નિવૃત્તિ કરવી પડશે એમ આ ગૌરવ થાય છે. 25 આ બધી બાબત અન્યત્ર (ઉદ્યોતમાં) વિસ્તારપૂર્વક કહેલી છે. (૪૧).

**પરિભાષા : ૪૨**

परान्नित्यं बलवत् ॥४२॥

પર કરતાં નિત્ય બલવાન્ છે (પરસૂત્રની અપેક્ષાએ નિત્ય કાર્ય કરનાર સૂત્ર બલવાન બને છે.

कृताकृतप्रसङ्गित्वात् । तत्राक्लृप्ताभावकस्याभावकल्पनापेक्षया क्लृप्ताभावकस्यैव तत्कल्पनमुचितमिति नित्यस्य बलवत्त्वे बीजम् । तदाह । कृताकृतप्रसङ्गि नित्यं तद्विपरीतमनित्यम् । अत एव तुदतीत्यादौ परादपि गुणान्नित्यत्वाच्छ प्रत्ययादिर्भवति ॥४२॥

यद्व्यक्तिसंबन्धितया पूर्वं प्रवृत्तिस्तद्व्यक्तिसंबन्धितयैव पुनःप्रवृत्तौ कृताकृतप्रसङ्गित्वमित्याशयेनाह । 5

**शब्दान्तरस्य प्राप्नुवन्विधिरनित्यो भवति ॥४३॥**

---

કારણ કે નિત્યશાસ્ત્ર (પરસૂત્રે), કાર્ય કરેલું હોય કે ન હોય તો પણ જે અવશ્ય પ્રાપ્ત થાય છે તે નિત્યકાર્ય છે, (અને એવા કાર્યને કરનારું શાસ્ત્ર કે સૂત્ર તે નિત્યશાસ્ત્ર કે નિત્યસૂત્ર કહેવાય છે.) 10

અહીં, જેનો અભાવ (બાધ) કદી હોતો નથી (એટલે કે જે દરેક સ્થિતિમાં પ્રાપ્ત છે) તેનો અભાવ (બાધ) માનવો એ કરતાં તો જેનો અભાવ (બાધ) થઈ શકે છે તેનો બાધ માનવો ઉચિત છે. આ બાબત જ પ્રસ્તુત પરિભાષામાં બીજ છે. માટે જ એમ કહેવામાં આવ્યું છે કે જે શાસ્ત્ર કૃતાકૃત પ્રસંગી છે (જે વિધિ કે શાસ્ત્ર કોઈ અન્ય વિધિ કરતાં પહેલાં પણ પ્રવૃત્ત થઈ શકે છે, અને તે અન્ય 15 વિધિ થયા બાદ પણ પ્રવૃત્ત થઈ શકે છે તે વિધિ કે શાસ્ત્ર કૃતાકૃતપ્રસંગ વાળો કૃताकृतप्रसङ्गी કહેવાય છે.) તે નિત્ય છે અને તેથી જે ઉલટું છે તે અનિત્ય છે. માટે જ 'तुदति' આદિ સ્થલમાં ગુણ વિધાયક પરસૂત્ર કરતાં ('श') વિકરણ પ્રત્યયનું વિધાયક સૂત્ર નિત્ય હોવાથી) 'श' પ્રત્યય આદિ થાય છે. (૪૨)

**પરિભાષા : ૪૩** 20

જે શબ્દ સ્વરૂપ (શબ્દ વ્યક્તિ)ને અનુલક્ષીને જે (વિધિ) સૂત્રની પ્રથમ પ્રવૃત્તિ છે તે (શબ્દ સ્વરૂપ)ને જ અનુલક્ષીને જો પુનઃ પણ એ જ વિધિ પ્રવૃત્ત હોય ત્યારે તે કૃતાકૃત પ્રસંગી નિત્ય માનવામાં આવે છે, આ જ આશય મનમાં રાખીને આ પરિ. કહે છે.

'शब्दान्तरस्य प्राप्नुवन् विधिरनित्यो भवति ॥४३॥ 25

પૂર્વે જે શબ્દને અમુક વિધિ પ્રાપ્ત હોય પણ પછી તે શબ્દથી ભિન્ન એવા શબ્દને પ્રાપ્ત થનાર હોય તો તે વિધિ અનિત્ય ગણવામાં આવે છે.

इदं शदेः शितः [१. ३. ६०] इति सूत्रे भाष्ये स्पष्टम् । तत्र हि न्यविशतेत्यत्र विकरणे कृते तदन्तस्याडकृते धातुमात्रस्येत्यडनित्य इत्युक्तम् ॥४३॥

तत्तुल्यन्यायेनाह ।

5 **शब्दान्तरात्प्राप्नुवतः शब्दान्तरे प्राप्नुवतश्चानित्यत्वम् ॥४४॥**

एतन्मूलकमेवाह ।

**लक्षणान्तरेण प्राप्नुवन्विधिरनित्यः ॥४५॥**

अतिदेशविषय इयमसिद्धवत्सूत्रे कैयटेनोक्ता ॥४५॥

---

આ પરિભાષા 'शदेः शितः' સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ છે. ત્યાં એવું 10 કહ્યું છે કે 'न्यविशत' એ ઉદાહરણમાં 'अडागम' અનિત્ય છે; કારણ કે પહેલાં વિકરણ પ્રત્યય લાવતાં, વિકરણાન્ત 'विश' ધાતુને અડાગમ પ્રાપ્ત છે અને વિકરણ પ્રત્યય ન લાવતાં કેવલ ધાતુને જ અડાગમ પ્રાપ્ત થાય છે તેથી અડાગમ અનિત્ય (વિધિ) છે. (૪૩)

**પરિભાષા : ૪૪**

15 પૂર્વોક્ત ન્યાય (પરિ.)ને મળતો હોવાથી હવે આ ન્યાયને પણ કહે છે.

'शब्दान्तरात् प्राप्नुवतः शब्दान्तरे प्राप्नुवतश्चानित्यत्वम्' ॥ (૪૪)

શબ્દાન્તરથી પર અથવા શબ્દાન્તરની પૂર્વે જે વિધિ પ્રાપ્ત થાય છે તે અનિત્ય ગણાય છે.

**પરિભાષા : ૪૫**

20 આ (ઉપરના) ન્યાયના આધારે જ હવે આ ન્યાય (પરિ.) કહે છે.

'लक्षणान्तरेण प्राप्नुवन् विधिरनित्यः । (૪૫)

લક્ષણાન્તરથી પ્રાપ્ત થનારી વિધિ અનિત્ય માનવામાં આવે છે. (એટલે કે બે સૂત્રો એકી સાથે પ્રાપ્ત થતાં, તે બંનેમાંથી એક સૂત્ર વડે કાર્ય કરાયા પછી બીજા સૂત્રથી કાર્ય કરવા માટે જતાં, જો તે બીજું સૂત્ર કોઈ અન્ય લક્ષણ એટલે 25 કે ત્રીજા સૂત્રની મદદ લે તો તે બીજા સૂત્રથી થનાર કાર્ય (વિધિ) અનિત્ય મનાય છે, 'असिद्धवदत्राभात्०' સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં કૈયટે આ પરિ. ('प्रत्ययलोपे प्रत्ययलक्षणम्' સૂત્ર પ્રમાણે થનાર) અતિદેશ સંબંધી ઉલ્લેખ કરતી વખતે કહેલી છે. (૪૫).

यदा तु शास्त्रव्यतिरेकेण तद्विधेयकार्ययोरेव नित्यत्वादिविचारो यदापि व्यक्तिविशेषाश्रयणाभावस्तदाह ।

**क्वचित्कृताकृतप्रसङ्गमात्रेणापि नित्यता ॥४६॥**

कृते द्वितीये नित्यत्वेनाभिमतस्य पुनःप्रसङ्गमात्रं नित्यत्वव्यवहारे प्रयोजकं न तु बाधकाबाधितफलोपहितप्रसङ्गोऽपि तथेति भावः ॥४६॥ 5

तदाह ।

**यस्य लक्षणान्तरेण निमित्तं विहन्यते न तदनित्यम् ॥४७॥**

---

**પરિભાષા : ૪૬**

જ્યારે વ્યક્તિ કે શાસ્ત્રનો વિચાર કર્યા વગર તે બંને દ્વારા થતાં કાર્યોનો 10 જ નિત્ય છે કે અનિત્ય છે એવો વિચાર કરાતો હોય અને જ્યારે વ્યક્તિવિશેષ એટલે કે એક જ વિશિષ્ટ શબ્દ સ્વરૂપનું આશ્રયણ ન કરેલું હોય ત્યાં પણ (કાર્યની દૃષ્ટિથી) કૃતાકૃત પ્રસંગી થવાને લીધે એ કાર્ય નિત્ય માનવામાં આવે છે એ બાબત હવે કહે છે.

'क्वचित् कृताकृतप्रसङ्गमात्रेणापि नित्यता' (४६). 15

(ક્યાંક ક્યાંક શુદ્ધ રૂપની સિદ્ધિ કરવા માટે) કૃતાકૃત પ્રસંગિત્વ માત્રથી નિત્યતા માનવામાં આવે છે.

બીજા સૂત્ર કે શાસ્ત્રની પ્રવૃત્તિ થયા પછી નિત્યરૂપે માનેલા સૂત્ર કે નિયમથી નિર્દિષ્ટ કાર્યની પુનઃ પ્રાપ્તિનો સંભવ હોય તો એવો સંભવ (પ્રસંગ) જ તે સૂત્રથી કહેલ કાર્યને નિત્ય માનવામાં કારણરૂપ બને છે. બાધક સૂત્રથી જેનું ફલ 20 જનન સામર્થ્ય નષ્ટ થયું નથી, (પણ જેની ફલ જનન કરવાની શક્તિ નષ્ટ ન થતાં જેવીને તેવી કાયમ રહે છે) એવા સૂત્રથી નિર્દિષ્ટ થયેલું કાર્ય નિત્ય ગણાય એવો કોઈ નિયમ નથી (૪૬)

તેથી હવે આ પરિ. કહે છે. 25

**પરિભાષા : ૪૭**

यस्य च लक्षणान्तरेण निमित्तं विहन्यते न तदनित्यम् ॥ (४७).

કોઈ (અન્ય) ત્રીજા જ સૂત્રે, કાર્યના નિમિત્તનો વિઘાત કર્યો હોય તો તે (કાર્ય)ને અનિત્ય માનવામાં આવતું નથી. (૪૭)

क्वचित्तु बाधकाबाधितफलोपहितप्रसङ्ग एव गृह्यते । तदाह ।

**यस्य च लक्षणान्तरेण निमित्तं विहन्यते**
**तदप्यनित्यम् ॥४८॥**

सप्तमे कैयटेनैतदुपष्टम्भकं लोकव्यवहारद्वयमुदाहृतम् । वालिसुग्रीवयोर्यु-
5 ध्यमानयोर्भगवता वालिनि हतेऽपि सुग्रीवस्य वालिनः प्राबल्यं न व्यवहरन्ति ।
भगवत्सहायैः पाण्डवैर्जये लब्धेऽपि पाण्डवानां प्राबल्यं व्यवहरन्ति चेति ॥
सर्वं चेदं लक्ष्यानुरोधाद् व्यवस्थितम् ॥४८॥

लुटः प्रथमस्य [२. ४. ८५] इति सूत्रे भाष्ये

---

**પરિભાષા : ૪૮**

10 (ઇષ્ટ રૂપની સિદ્ધિ કરતી વખતે લક્ષ્ય અનુસાર) પ્રસંગ, ક્યાંક ક્યાંક બાધક સૂત્રથી અબાધિત અને ફલજનક જ લેવાય છે. માટે આ પરિ. કહે છે.

'यस्य च लक्षणान्तरेण निमित्तं विहन्यते तदप्यनित्यम् ॥ (૪૮)

(બે કાર્ય એક સાથે પ્રાપ્ત થતાં) કોઈ ભિન્ન એટલે કે ત્રીજા જ સૂત્રથી જે કાર્યનું નિમિત્ત નષ્ટ થાય છે તે કાર્યને (ક્યાંક ક્યાંક લક્ષ્ય અનુસાર) અનિત્ય
15 પણ માનવામાં આવે છે.

સપ્તમ અધ્યાયમાં ('स्वमोर्नपुंसकात्' સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં પરિ. ૪૭ અને ૪૮ આ બંને પરસ્પર વિરુદ્ધ) પરિભાષાઓના જ્ઞાપક રૂપમાં કૈયટે બે લૌકિક વ્યવહારનાં ઉદાહરણ આપ્યાં છે. વાલી અને સુગ્રીવ બંને લડતા હતા ત્યારે ભગવાન રામચંદ્રે, વાલીને માર્યો (તેથી યુદ્ધમાં સુગ્રીવનો જય થયો) છતાં સુગ્રીવ
20 વાલી કરતાં વધુ બળવાન હતો એમ લોકો કહેતા નથી. (પરંતુ) ભગવાન કૃષ્ણની મદદથી પાંડવોએ (મહાભારત યુદ્ધમાં) જય પ્રાપ્ત કર્યો, તો પણ પાંડવો (કૌરવો કરતાં) વધુ પ્રબલ હતા એમ લોકો કહે છે. (જેમ આ બે પરસ્પર વિરુદ્ધ લોક-વ્યવહારો પ્રચલિત છે તે જ રીતે ૪૭ અને ૪૮ એ બે પરસ્પર વિરુદ્ધ પરિભાષાઓ વ્યાકરણશાસ્ત્રમાં પ્રચલિત છે અને તે લૌકિક ન્યાય સિદ્ધ છે.) આ
25 રીતે આ પરસ્પર વિરુદ્ધ પરિભાષાઓની લક્ષ્ય પ્રમાણે (ઈષ્ટ રૂપની સિદ્ધિ કરવા માટે) વ્યવસ્થા કરવી. (૪૮)

**પરિભાષા : ૪૯**

'लुटः प्रथमस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં હવેની આ પરિ. કહેવામાં આવી છે.

**स्वरभिन्नस्य प्राप्नुवन्विधिरनित्यो भवति ॥४९॥**

इति पठ्यते ॥

यत्र त्वेकस्यैव कार्यस्य परत्वं नित्यत्वं च तत्रेच्छयान्यतरत्तदुभयं वा तस्य बलत्वे नियामकमुल्लेख्यम् । अत एव तत्रतत्र परत्वान्नित्यत्वाच्चेति भाष्ये उच्यते । वस्तुतस्तत्र परत्वादित्युक्तिरेकदेशिनः । स्पष्टं चेदं विप्रतिषेधसूत्रे 5 कैयटे ॥

णौ चङि [७. ४. १] इति ह्रस्वापेक्षया नित्यत्वान्तरङ्गत्वयुक्तद्वित्वस्य प्रथमतः प्रवृत्तौ नित्यत्वादित्येव भाष्य उक्तम् ॥

एवं नित्यान्तरङ्गयोर्बलवत्त्वमपि यौगपद्यासंभव एवेति बोध्यम् ॥४९॥

नित्यादप्यन्तरङ्गं बलीयोऽन्तरङ्गे बहिरङ्गस्यासिद्धत्वात् । तदाह । 10

---

'स्वरभिन्नस्य' प्राप्नुवन् विधिरनित्यो भवति ॥४९॥

'સ્વરભેદથી ભિન્નતાને પામેલ શબ્દરૂપને પ્રાપ્ત થતો વિધિ (કાર્ય) અનિત્ય ગણાય છે.'

જ્યાં એક જ કાર્ય પર હોય અને નિત્ય (પણ) હોય તો તેવી પરિસ્થિતિમાં ઈચ્છા પ્રમાણે તે કાર્યનું પરત્વ અથવ નિત્યત્વ બંને કારણો, તે કાર્ય બલવત્તર 15 છે એ બતાવવા માટે દર્શાવવામાં આવે છે. માટે જ ભાષ્યમાં ઘણે ઠેકાણે પર અને નિત્ય હોવાથી (અમુક કાર્ય બલવત્તર થાય છે) એમ કહેવામાં આવે છે. વાસ્તિવિક રીતે તો તેવા ઠેકાણે 'परत्वात्' એ (સિદ્ધન્તી ઉક્તિ નથી પણ) એક-દેશીની ઉક્તિ છે એમ સમજવું જોઈએ. 'वितिषेधे परं कार्यम्' સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં કૈયટે આ સ્પષ્ટ કરેલ છે. 'णौ चङि' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે 20 (ઉપધા) હ્રસ્વના કાર્ય કરતાં ('चङि'એ સૂત્રથી થનાર) દ્વિત્વ કાર્ય નિત્ય અને અન્તરંગ છે. તેથી તે દ્વિત્વકાર્યની પ્રથમ પ્રવૃત્તિ થાય એ માટે 'नित्यत्वात्' એટલું જ કહેલું છે.

એવી રીતે નિત્યત્વ અને અન્તરંગત્વ બંને હેતુઓનું બલવત્ત્વ પણ (યૌગ-પદ્યનો) અસંભવ હોય ત્યારે જ થાય છે એવું ભાષ્યમાં કહેલું છે. (૪૯) 25

**પરિભાષા : ૫૦**

નિત્ય શાસ્ત્રથી પણ અન્તરંગ શાસ્ત્ર વધુ બળવાન ગણાય છે. કારણકે અન્ત-રંગ કાર્ય કરવાનું હોય ત્યારે બહિરંગ કાર્ય અસિદ્ધ ગણાય છે. (તેથી હવે તે બાબતને કહે છે.)

## असिद्धं बहिरङ्गमन्तरङ्गे ॥५०॥

अन्तर्मध्ये बहिरङ्गशास्त्रीयनिमित्तसमुदायमध्येऽन्तर्भूतान्यङ्गानि निमित्तानि यस्य तदन्तरङ्गम् । एवं तदीयनिमित्तसमुदायाद्बहिर्भूताङ्गकं बहिरङ्गम् । एतच्च खरवसानयोः [८. ३. १५] इति सूत्रेऽसिद्धवत्सूत्रे च भाष्यकैयटयोः स्पष्टम् ॥

5 अत्राङ्गशब्देन शब्दरूपं निमित्तमेव गृह्यते शब्दशास्त्रे तस्य प्रधानत्वात् । तेनार्थनिमित्तकस्य न बहिरङ्गत्वम् । अत एव न तिसृचतसृ [६. ४. ४.] इति निषेधश्चरितार्थः । अन्यथा स्त्रीत्वरूपार्थनिमित्तकतिस्रपेक्षयान्तरङ्गत्वात्त्रयादेशे तदसंगतिः स्पष्टैव । अत एव त्रयादेशे स्रन्तस्य प्रतिषेध इति स्थानित्सूत्रस्थभाष्यवार्त्तिकादि संगच्छते ॥

---

10 'असिद्धं बहिरङ्गमन्तरङ्गे' । (५०)

અન્તરંગ કાર્ય કરતી વખતે બહિરંગ કાર્ય અસિદ્ધ ગણાય છે.'

'अन्तः' શબ્દનો અર્થ 'મધ્ય–વચમાં' એવો છે અને 'अङ्ग'નો અર્થ 'નિમિત્ત' છે. એ રીતે બહિરંગ શાસ્ત્રની પ્રવૃત્તિ વખતે જે નિમિત્ત સમુદાયની અપેક્ષા હોય (ત્યારે) તે સમુદાયની અંદર જેનાં નિમિત્ત અન્તર્ભૂત છે તે અન્તરંગ છે, તે જ 15 રીતે, અન્તરંગ શાસ્ત્રના નિમિત્ત સમુદાયથી બહિર્ભૂત જેના નિમિત્તો છે તે બહિરંગ છે. 'खरवसानयोः' અને 'असिद्धवदत्रा'એ બંને સૂત્ર ઉપરનાં ભાષ્યમાં અને કૈયટની ટીકામાં આ સ્પષ્ટપણે કહેલું છે.

અહીં (અન્તરંગ બહિરંગ શબ્દોમાં) 'અંગ' શબ્દથી શબ્દરૂપ નિમિત્ત જ લેવામાં આવે છે, કારણ કે વ્યાકરણશાસ્ત્રમાં તેની જ (શબ્દસ્વરૂપની જ) પ્રધાનતા 20 હોય છે. તેથી અર્થનિમિત્ત બહિરંગત્વ માનવામાં આવતું નથી, (અને) તેથી જ (અર્થકૃત બહિરંગત્વના અનાશ્રયણને લીધે જ) 'न तिसृचतसृ' એ નિષેધ સૂત્ર ચરિતાર્થ થાય છે. અન્યથા (જો અર્થકૃત બહિરંગત્વ લેવામાં આવે તો) સ્ત્રીત્વરૂપ અર્થના નિમિત્તને લીધે ('त्रि'ની જગ્યાએ થનાર) 'तिसृ' આદેશ કરતાં 'त्रय' આદેશ અન્તરંગ હોવાથી તે પ્રથમ જ થતાં અસંગતિ સ્પષ્ટ જ છે. (એટલે કે 'तिसृ' 25 चतसृ મળે એમ જ ન હોવાથી તેમના દીર્ઘત્વનો નિષેધ કરનાર સૂત્રની કોઈ આવશ્યકતા જ નથી). એટલા માટે જ 'જ્યારે ત્રયાદેશ કરવાનો હોય ત્યારે 'स्रन्त'ને સ્થાનિવદ્ભાવ થતો નથી એવા અર્થને બતાવનાર 'त्रयादेशे स्रन्तस्य प्रतिषेधः' એ ભાષ્યમાં આવેલું વાર્તિક વગેરે સંગત થાય છે.

एतेन गौधेरः पचेदित्यादावेयादीनामङ्गसंज्ञापेक्षत्वेन बहिरङ्गतयासिद्धत्वाद्वलि लोपो न स्यादिति परास्तम् । एयादेशादेरपरनिमित्तकत्वेनान्तरङ्गत्वाच्च ॥

ननु येन विधिस्तदन्तस्य [१. १. ७२] इति सूत्रे भाष्य इको यणचि [६. १. ७७] इत्यादावपि तदन्तविधौ स्योन इत्यत्रान्तरङ्गत्वाद्यणो गुणबाधकत्वमिष्यते तन्न सिध्येदूनशब्दमाश्रित्य यणादेशो नशब्दमाश्रित्य गुण इत्यन्त- 5 रङ्गत्वाद् गुण एव स्यादित्युक्तम् । अत्र कैयटः । सिवेर्बाहुलकादौणादिके नप्रत्यये गुणवलोपोठां प्रसङ्ग ऊडपवादत्वाद्वलोपं बाधते गुणं त्वन्तरङ्गत्वाद्बाधते । गुणो ह्यङ्गसंबन्धिनीमिग्लक्षणां लध्वीमुपधामार्धधातुकं चाश्रयति । ऊठ् तु वकारान्तमङ्गमनुनासिकादिं च प्रत्ययमित्यल्पापेक्षत्वादन्तरङ्गः । तत्र कृते यण्गुणौ प्राप्नुत

---

(અર્થકૃત બહિરંગત્વ લેવામાં આવતું નથી માટે જ) 'गौधेरः' 'पचेत्' આદિ 10 સ્થળમાં 'एय' અને 'इय' આદિ અંગસંજ્ઞાની અપેક્ષા કરતા હોવાથી બહિરંગ છે અને તેથી તે અસિદ્ધ થતા હોવાથી 'वलि लोपः' થશે નહીં એવું (કેટલાક વૈયાકરણોનું) મંતવ્ય પરાસ્ત થાય છે (ભૂલભરેલું છે). વળી 'एय' વગેરે આદેશોને કોઈ પર (આવતા) નિમિત્તની અપેક્ષા ન હોવાથી તે અન્તરંગ છે. (બહિરંગ નહીં.)

હવે એક પ્રશ્ન થાય છે કે 'येनविधिस्तदन्तस्य' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં 15 (ભાષ્યકારે) એમ કહ્યું છે કે 'इकोयणचि' આદિ સૂત્રમાં તદન્ત વિધિ થતાં 'स्योनः' એ ઈષ્ટરૂપની સિદ્ધિ વખતે, અન્તરંગત્વને લીધે યણાદેશ, ગુણરૂપી કાર્યનો બાધક બને છે તે ઈષ્ટ બાબતની સિદ્ધિ થઈ શકશે નહીં, કારણકે 'ऊन' એટલા જ શબ્દ (રૂપ નિમિત્ત)નો આશ્રય કરીને 'યણાદેશ' પ્રાપ્ત થાય છે અને તે (ऊन શબ્દમાં અન્તર્ભૂત થયેલા કેવલ) 'न' શબ્દનો આશ્રય કરીને 'ગુણ' પ્રાપ્ત થાય છે, તેથી 20 અંતરંગ હોવાને લીધે ગુણ કાર્ય જ થશે એમ કહેવામાં આવ્યું છે.

આ ભાષ્ય ઉપર ટીકા કરતાં કૈયટે એમ કહ્યું છે કે 'सिवू' ધાતુને 'उणादयो बहुलम्'માં 'बहुल' હોવાથી, ઔણાદિક 'न' પ્રત્યય કર્યા પછી (सिव्+न એ સ્થિતિમાં) ગુણ, વલોપ અને 'ऊठ्' આ ત્રણ કાર્ય પ્રાપ્ત થાય છે, ત્યારે અપવાદ હોવાથી 'ऊठ्' કાર્ય, 'वलि लोप' (યના લોપનું કાર્ય)નું બાધક થાય છે, અને અન્તરંગ 25 હોવાથી ગુણનું બાધક થાય છે. કારણકે ગુણકાર્ય તો અંગ સંજ્ઞા, इक् સંજ્ઞા, लघु સંજ્ઞા, उपधा સંજ્ઞા અને आर्धधातुक સંજ્ઞા એ (પાંચ) સંજ્ઞાઓના આશ્રયે થનાર કાર્ય છે, જ્યારે 'ऊठ्' તો વકારાન્ત અંગ અને અનુનાસિક વર્ણથી શરૂ થનાર પ્રત્યયના

इति। एवं च संज्ञापेक्षस्यापि बहिरङ्गत्वं स्पष्टमेवोक्तमिति चेत्। न। तदन्तविधा-
वपि बहुपदार्थापेक्षत्वरूपबहिरङ्गत्वस्य गुणे सत्त्वेन तत्र दोषकथनपरभाष्यासंगतेः।
बहिरङ्गान्तरङ्गशब्दाभ्यां बह्वपेक्षत्वाल्पापेक्षत्वयोः शब्दमर्यादयालाभाच्च। तथा
सत्यसिद्धं बह्वपेक्षमल्पापेक्ष इत्येव वदेत् ॥

5 अत एव विप्रतिषेधसूत्रे भाष्ये गुणाद्यणादेशोऽन्तरङ्गत्वादित्यस्य स्योन
इत्युदाहरणं न तु गुणादूडन्तरङ्गत्वादित्युक्तम्। त्वद्रीत्या तदपि वक्तुमुचितम्।

---

આશ્રયે થાય છે. (અર્થાત્ સંજ્ઞાત્રયાપેક્ષ 'ऊठ्' કાર્ય, પાંચ સંજ્ઞાઓની અપેક્ષા
રાખનાર ગુણ કાર્ય કરતાં અલ્પની અપેક્ષા રાખનાર હોવાથી અંતરંગ ઠરે છે.)
અને તેથી 'ऊठ्' કર્યા પછી यण् અને ગુણ બંને પ્રાપ્ત થાય છે. (सि+उ+न એવી
10 સ્થિતિમાં યણાદેશ અને ગુણકાર્ય બંનેની એકી સાથે પ્રાપ્તિ થાય છે.) કૈયટની
આ વ્યાખ્યાથી સિદ્ધ થાય છે કે કૈયટે સંજ્ઞા સાપેક્ષને સ્પષ્ટરૂપે બહિરંગ માનેલ છે.
(આ રીતે અર્થકૃત બહિરંગનું આશ્રયણ સ્પષ્ટ દેખાય છે.) પૂર્વપક્ષની આ શંકાનું
નિરાકરણ કરવા માટે ગ્રંથકાર એમ કહે છે કે 'પણ આ બરાબર નથી. કારણકે
'इको यणचि' સૂત્રમાં તદન્તવિધિ થવા છતાં પણ ઘણા પદાર્થો (નિમિત્તો)ની અપેક્ષાને
15 લીધે ગુણ (કાર્ય) બહિરંગ જ ઠરે છે. એ સ્થિતિમાં ગુણને અન્તરંગ બતાવનાર
ભાષ્યગ્રંથ અસંગત થશે. (એથી તે સિદ્ધ થાય છે કે અર્થકૃત બહિરંગત્વનું આશ્રયણ
અહીં થતું નથી.) બહિરંગ અને અંતરંગનો શબ્દમર્યાદા કે વ્યુત્પત્તિને લીધે બહિરંગ
એટલે 'बह्वपेक्ष' અને અન્તરંગ એટલે 'अल्पापेक्ष' એવો અર્થલાભ થઈ શકે તેમ નથી.
20 બહુની અપેક્ષા રાખનાર 'બહ્વપેક્ષ કાર્ય' બહિરંગ અને અલ્પની અપેક્ષા રાખના
અલ્પાપેક્ષ કાર્ય અન્તરંગ એવો અર્થ હોત તો 'असिद्धं बह्वपेक्षमल्पापेक्षे' એવી પરિભાષા
કરવી જોઈતી હતી.

(બહિરંગ અને અંતરંગનો શબ્દનો અર્થ बह्वपेक्ष અને अल्पापेक्ष એવો થઈ
શકતો નથી અને સંજ્ઞારૂપ નિમિત્તથી કાર્યને બહિરંગત્વ આવતું નથી) માટે જ 'विप्र-
25 तिषेध०' સૂત્ર ઉપરના ભાષ્યમાં ગુણકાર્ય કરતાં (એટલે કે ગુણનો બાધ કરી)
યણાદેશ કાર્ય અન્તરંગ હોવાથી (યણાદેશ પ્રથમ થાય છે એ વાત સિદ્ધ કરવા માટે)
ભાષ્યકારે 'स्योनः' ઉદાહરણ આપેલું છે, પણ 'स्योनः'માં ગુણનો બાધ કરીને અન્ત-
રંગત્વને કારણે 'ऊठ्' કાર્ય પ્રથમ થાય છે એમ ભાષ્યકારે કહ્યું નથી. (સંજ્ઞાકૃત

प्राथम्यात्तदेव वा वक्तुमुचितम् । मम त्वन्तरङ्गपरिभाषया तद्वारणासंभवात्तन्नोक्तम् । किंच सिद्धान्ते नित्यत्वात्पूर्वमूठ् गुणस्तूठि यणा बाधितत्वादनित्यः । ऊनशब्दमाश्रित्येत्यादिभाष्येण च परिभाषायामङ्गशब्देन सप्तम्याद्यन्तोपात्तं शब्दरूप निमित्तमेव गृह्यत इति स्पष्टमेवोक्तम् ॥

यत्तु कैयटेन तदन्तविधिपक्षे परत्वाद् गुणः प्राप्नोतीत्युक्तं तत्तूनशब्दमा- 5
श्रित्येत्यादिभाष्यासंगत्या चिन्त्यम् ॥

---

બહિરંગત્વ એ પક્ષ કે જેને કૈયટે પ્રતિપાદિત કર્યો છે તે (જો) ભાષ્યકારને માન્ય હોત તો પહેલેથી જ ભાષ્યકારે ગુણકાર્યની અપેક્ષાએ ऊठ् કાર્ય અન્તરંગ હોવાથી 'ऊठ्' કાર્ય પ્રથમ થાય છે એમ જ કહેવું ઉચિત હતું. પણ અમારે (ગ્રંથકારના) મતે તો (ભાષ્યકારે તેમ કહ્યું નથી એનું કારણ એ છે કે) આ 'અન્તરંગ' 10 પરિભાષાનો આશ્રય કરીને ગુણકાર્યનું નિવારણ શકય નથી. બીજું એમ છે કે સિદ્ધાન્તપક્ષમાં (અમારે નાગેશને મતે) 'ऊठ्' કાર્ય ગુણની પૂર્વે થતું માનવામાં આવે છે, કારણકે 'ऊठ्' કાર્ય નિત્ય છે, જ્યારે ગુણ તો યણાદેશથી બાધિત થતો હોવાથી અનિત્ય છે.

'ऊनशब्दमाश्रित्य यणादेशो नशब्दमाश्रित्य गुणः' 'ऊन' શબ્દનો આશ્રય લઈને 15 યણાદેશ થાય છે અને 'न' શબ્દનો આશ્રય કરી ગુણ થાય છે' એવા ભાષ્યે, એ સ્પષ્ટ કહ્યું છે કે પ્રકૃત પરિ.માં આવેલ अङ्ग શબ્દથી, સૂત્રમાં સપ્તમી આદિ વિભક્તિની યોજનાથી નિર્દિષ્ટ થનાર શબ્દરૂપ નિમિત્ત જ લેવામાં આવે છે.

(येन विधिस्तदन्तस्य સૂત્ર ઉપર ભાષ્યની વૃત્તિમાં કૈયટે કહ્યું છે તેમ 'इको यणचि' સૂત્રનો તદાદિ તદન્તવિધિથી અર્થ કરવામાં આવતાં યણાદેશ અન્તરંગ 20 ઠરતો ન હોવાથી અને ગુણકાર્ય પરસૂત્ર હોવાથી પ્રથમ ગુણકાર્ય થવાની આપત્તિ આવે છે. તે વાત ઉપર નાગેશ કહે છે કે)

કૈયટે જે આ કહ્યું છે કે તદન્તવિધિ સ્વીકારવામાં આવતાં, પરત્વને લીધે ગુણકાર્ય પ્રથમ પ્રાપ્ત થાય છે તે ऊनशब्दमाश्रित्य यणादेशः' ઈત્યાદિ ભાષ્યથી વિરૂદ્ધ હોવાને કારણે ગ્રાહ્ય નથી. એટલે કે ભાષ્યમાં કહ્યું છે તેમ 'ऊन' શબ્દનો આશ્રય 25 કરીને થનાર 'यण्' બહિરંગ છે, અને 'न' શબ્દને લઈને થનાર ગુણ અન્તરંગ છે. આમ જ્યારે ભાષ્યકારે (પોતે જ) ગુણને અન્તરંગ બતાવ્યો છે ત્યારે ગુણને બલવાન બતાવવા માટે 'परत्वात्' એવો હેતુ અસંગત હોવાથી ચિન્ત્ય છે.

वलि लोपेऽन्तरङ्गपरिभाषा न प्रवर्तेत इति तु न युक्तम् । तत्सूत्रे भाष्य एव व्रश्चादिषु लोपातिप्रसङ्गमाशङ्क्योपदेशसामर्थ्यान्न । न च वृश्चतीत्यादौ चारितार्थ्यं बहिरङ्गतया संप्रसारणस्यासिद्धत्वेन पूर्वमेव तत्प्राप्तेरिति भाष्योक्तेः ॥

यत्तु नलोपस्य षट्संज्ञायामसिद्धत्वात्पञ्चेत्यत्र न षट् [४. १. १०]
5 इति निषेध इति तच्चिन्त्यम् । नलोपस्य हि पदसंज्ञासापेक्षत्वेन बहिरङ्गत्वं वाच्यम् । तच्च न संज्ञाकृतबहिरङ्गत्वस्यानाश्रयणात् । पञ्चेत्यत्र निषेधस्तु स्त्रियां

---

('चेले क्नोपेः' સૂત્રમાંના क्नोपेः એ નિર્દેશને લીધે એ જ્ઞાપિત થાય છે કે) 'लोपो व्योर्वलि' એ 'વલિલોપ'માં असिद्धं बहि० એવી આ અન્તરંગ પરિ.ની પ્રવૃત્તિ થતી નથી. પણ આ મત ભાષ્યથી વિરુદ્ધ હોવાને લીધે સ્વીકારવો યોગ્ય નથી.
10 કારણ કે 'लोपो व्योर्वलि' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'व्रश्च' આદિ સ્થલમાં 'व' લોપની આપત્તિ આવશે એવી શંકા ઉપસ્થિત કરીને ઉપદેશ (ઉચ્ચારણ) ના (એટલે કે ધાતુપાઠમાં व्रश्च એ રીતનો ધાતુ પઠિત કર્યો હોવાથી) સામર્થ્યથી વલોપ કરવામાં આવતો નથી એ રીતે ભાષ્યકારે શંકાનું નિરસન કરેલું છે.

'वृश्चति' આદિ રૂપ સિદ્ધ થાય એ માટે ધાતુપાઠમાં व्रश्च् એવો ધાતુ ભણેલો
15 છે અને તેથી એ પાઠ ચરિતાર્થ છે એમ કહેવું બરાબર નથી, કારણ કે સંપ્રસારણ કાર્ય બહિરંગ હોવાથી અસિદ્ધ છે તેથી (તે પ્રાપ્ત થાય એ પહેલાં જ) વલોપની પ્રાપ્તિ થાય છે એમ ભાષ્યકારે કહેલું છે.

(पञ्चन् શબ્દમાં) 'पञ्च' એ સ્થળમાં 'टाप्'નો નિષેધ કરવા માટે 'पञ्च'ની ષટ્સંજ્ઞા કરવી આવશ્યક છે અહીં 'पञ्चन्'માં ન લોપ અસિદ્ધ થતાં (એટલે કે
20 નાન્તત્વ આવતાં) 'न षट्स्वस्रादिभ्यः' સૂત્રથી टाप्નો નિષેધ થાય છે.) અહીં 'ષટ્ સંજ્ઞા' કરતી વખતે નલોપ અસિદ્ધ થાય છે કારણ કે નલોપ અસિદ્ધ કરતી વખતે પદ સંજ્ઞામૂલક હોવાથી બહિરંગ છે એમ જો કૈયટ આદિ કહે તો તે ચિન્ત્ય છે કારણ કે સંજ્ઞાકૃત બહિરંગત્વ લેવાતું નથી.

('पञ्चन्'માં આવેલ 'न'નો 'नलोपः प्रातिपदिकान्तस्य' સૂત્રથી લોપ થાય એ
25 પહેલાં 'ष्णान्ता षट्' એ સૂત્ર પ્રમાણે તેની જે षट् સંજ્ઞા થાય છે તે ભૂતપૂર્વ–અર્થાત્ પૂર્વે થયેલ 'ષટ્સંજ્ઞા'નો આશ્રય કરીને 'न षट्स्वस्रादिभ्यः' એ નિષેધાત્મક સૂત્ર 'पञ्चन्' શબ્દને લાગુ પડે છે, કારણ કે 'न षट्स्वस्रादिभ्यः'નો અર્થ 'સ્ત્રીલિંગમાં છે કંઇ પ્રાપ્ત છે તે થતું નથી.' એવા (ભાષ્યકારે કરેલ વ્યાખ્યાન

यत्प्राप्नोति तन्नेति व्याख्यानसामर्थ्येन भूतपूर्वषट्त्वमादायेति बोध्यम् ॥

अत एव कृति तुग्ग्रहणं चरितार्थम् । वृत्रहभ्यामित्यादौ पदत्वनिमित्तकत्वेऽपि नलोपस्य बहिरङ्गत्वाभावात् । भ्यामः पदसंज्ञानिमित्तत्वेऽपि नलोपस्य तन्निमित्तकत्वाभावात् । परंपरया निमित्तत्वमादाय बहिरङ्गत्वाश्रयणे तु न मानम् । ध्वनितं चेदं नलोपः सुप्० [८.२.२] इति सूत्रे भाष्य इति तत्रैव 5 भाष्यप्रदीपोद्द्योते निरूपितम् ॥

अन्तरङ्गे कर्तव्ये जातं तत्कालप्राप्तिकं च बहिरङ्गमसिद्धमित्यर्थः । वृश्चत्यादिषु पदसंस्कारपक्षे समानकालत्वमेव द्वयोरिति बोध्यम् ॥

---

સામર્થ્યથી લેવામાં આવતાં) 'पञ्च' શબ્દને કોઈ પણ સ્ત્રીપ્રત્યય (એટલે કે ङीप् કે टाप्) થઈ શકતો નથી એમ જાણવું જોઈએ (તેથી 'पञ्च ब्राह्मण्यः' એ પ્રયોગ શુદ્ધ ઠરે છે.)10

(સંજ્ઞા સાપેક્ષ બહિરંગત્વ હોતું નથી અર્થાત્ સંજ્ઞાનો આશ્રય લઈને કોઈ કાર્ય કરવાનું હોય ત્યારે તે કાર્યને બહિરંગ માનવામાં આવતું નથી.) તેથી જ ('न लोपः सुप्स्वरसंज्ञातुग्विधिषु कृति' સૂત્રમાં કરેલું) 'कृति तुग्' ગ્રહણ ચરિતાર્થ થાય છે. 'वृत्रहभ्याम्' ઈત્યાદિ સ્થલમાં 'न'નો લોપ પદસંજ્ઞારૂપ નિમિત્તવાળો હોવા છતાં પણ તે બહિરંગ થતો નથી, કારણ કે 'भ्याम्' પ્રત્યય પદસંજ્ઞા થવામાં કારણરૂપ હોવા 15 છતાં 'न'નો લોપ થવામાં તે 'भ्याम्' સાક્ષાત્ કારણરૂપ નથી. પરંપરા સંબંધથી (भ्याम्)ને નિમિત્ત માનીને 'न લોપ' બહિરંગ માનવો એ વિષે કોઈ પ્રમાણ નથી. આ બાબત 'नलोपः सुप् स्वर' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં ધ્વનિત કરેલી છે અને ત્યાં જ પ્રદીપમાં તથા ઉદ્યોતમાં આ વિષયનું નિરૂપણ કરેલું છે.

(હવે ગ્રંથકાર પહેલાં તો આ પરિ. માંના અંગ, અન્તરંગ, બહિરંગ ઈત્યાદિ શબ્દોનો અર્થ વિશદ કરીને આ પરિ.નો અર્થ કહે છે.)

'અન્તરંગ કાર્ય કરતી વખતે પૂર્વે થઈ ગયેલ ((पूर्वजात) બહિરંગ કાર્ય અથવા અન્તરંગ કાર્ય કરતી વખતે જ (તત્કાલ) પ્રાપ્ત થયેલ બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે. 'वृश्चति' આદિ સ્થલમાં પદસંસ્કાર પક્ષ (એટલે કે व्रश्च्+अ+ति આદિમાં અન્તરંગ (वलि लोप) અને બહિરંગ (સંપ્રસારણ) એ બંને કાર્યોની એકી સાથે જ (સમાનકાલિક) જ પ્રાપ્તિ છે એમ જાણવું જોઈએ.

एतेनान्तरङ्गं बहिरङ्गाद्बलीय इति परिभाषान्तरमित्यपास्तम् । एतामाश्रित्य विप्रतिषेधसूत्रे भाष्ये तस्याः प्रत्याख्यानाच्च ॥

अन्तरङ्गशास्त्रत्वमस्या लिङ्गम् ॥

इयं च त्रिपाद्यां न प्रवर्तते त्रिपाद्या असिद्धत्वात् । अस्यां च वाह ऊठ्-
5 सूत्रस्थमूड्ग्रहणं ज्ञापकमित्येषा सपादसप्ताध्यायीस्था । अन्यथा संप्रसारणमात्रविधानेन लघूपधगुणे वृद्धिरेचि [६.१.८८] इति वृद्धौ विश्वौह इत्यादिसिद्धेस्तद्वैयर्थ्यं स्पष्टमेव । सत्यां ह्येतस्यां बहिरङ्गसंप्रसारणस्यासिद्धत्वाल्लघूपधगुणो न स्यात् ॥

न च पुगन्त० [७. ३. ८६] इति सूत्रे निमित्तमिको विशेषणमत एव

---

10 આ પરિ.નો 'जातं तत्कालप्राप्तिकं च तहिरङ्गमसिद्धम्' એવો અર્થ કર્યો હોવાથી) 'अन्तरङ्गं बहिरङ्गाद् वलीयः' એવી બીજી કોઈ પરિભાષા માનવાની આવશ્યકતા નથી, માટે જ विप्रतिषेधे' સૂત્ર ઉપરના ભાષ્યકારે પ્રકૃત પરિનો સ્વીકાર કરીને તે બીજી પરિ.નું પ્રત્યાખ્યાન કરેલું છે.

આ પરિ.ની ઉપસ્થિતિમાં (અન્તર્ભૂતનિમિત્તક) (અન્તરંગ–શાસ્ત્રત્વ) કારણ છે.
15 આ પરિ. ત્રિપાદીને લાગુ પડતી નથી, કારણ કે આ પરિભાષા સપાદ સપ્તાધ્યાયીમાં આવેલી છે તેથી સપાદ સપ્તાધ્યાયીની દૃષ્ટિએ ત્રિપાદી અસિદ્ધ થાય છે ('वाह ऊठ्' એ સૂત્ર છઠ્ઠા અધ્યાય (૬।૪।૧૩૨)નું છે, તેથી જો જનક સૂત્ર સપાદ–સપ્તાધ્યાયીનું છે તો તેનાથી ઉત્પન્ન આ પરિ. પણ એ જ છઠ્ઠા અધ્યાયની એટલે કે ( સપાદ સપ્તાધ્યાયીની છે. ) આમાં જ્ઞાપક वाह
20ऊठ् સૂત્રમાં કરવાથી આવેલ ऊठ्નું ગ્રહણ છે. જો આ પરિ. ન માનવામાં આવે તો 'वाह ऊठ्'માં કરેલ 'ऊठ्' ગ્રહણ વ્યર્થ જશે, કારણ કે (वाह એટલું જ સૂત્ર કરીને) તેમાં (સંપ્રસારણ અનુવૃત્ત કરીને, કે સંપ્રસારણ થાય એટલા જ વિધાનથી (विश्व+वाह्+अस् ) એ સ્થિતિમાં 'व्'નું સંપ્રસારણ અને પૂર્વરૂપ કરીને विश्व+ऊह એવી સ્થિતિમાં) લઘૂપધગુણ કરી પછી 'वृद्धिरेचि'થી વૃદ્ધિ કરીને
25'विश्वौहः' એ રૂપ સિદ્ધ થઈ શકે છે, તો 'वाह ऊठ्'માં કરેલા ऊठ् ગ્રહણનું વ્યર્થત્વ સ્પષ્ટ જ છે. પરંતુ આ પરિ. હોવાથી, બહિરંગ એવું સંપ્રસારણ કાર્ય અસિદ્ધ થતાં લઘૂપધગુણ થશે નહીં.

હવે જો એમ કહેવામાં આવે કે 'पुगन्तलघू' એ સૂત્રમાં (સાર્વધાતુકાર્ધધાતુક એવું') નિમિત્ત 'इक्'નું વિશેષણ છે (એ રીતે સાર્વધાતુક આર્ધધાતુકથી અવ્યવહિત

भिनत्तीत्यादौ न गुण एवं च नाजानन्तर्ये० (परि. ५१) इति निषेधात्कथं परिभाषाप्रवृत्तिरिति वाच्यम्। प्रत्ययस्याङ्गांश उत्थिताकाङ्क्षत्वेन तत्रैवान्वयात्। पुगन्तेत्यादौ कर्मधारयाश्रयणेन प्रत्ययपराङ्गावयवलघूपधारूपेको गुण इतीको गुणवृद्धी [१. १. ३.] इति सूत्रभाष्यसमतेऽर्थे भिनत्तीत्यादावदोषाच्च ॥

अकारान्तोपसर्गेऽनकारान्ते चोपपदे वहेर्वाहेर्वा ण्विविचावनभिधानान्न स्त5 एव। वार्यूहेत्यादि तूहतेः क्विपि बोध्यम्। धातूनामनेकार्थत्वान्नार्थासंगतिः।

---

પૂર્વત્વથી વિશિષ્ટ લઘૂપધ અંગના અવયવ इक्નો ગુણ થાય છે. આ રીતનો અર્થ કરવાથી) તેથી 'भिनत्ति' આદિ સ્થળમાં ગુણ થતો નથી. એ રીતે 'नाजानन्तर्ये' પરિભાષા રૂપ નિષેધ હોવાથી (૫૧) (विश्वौहः ઉદાહરણમાં) પ્રકૃત પરિ. લાગુ પડશે જ નહીં, એમ માનવું બરાબર નથી, કારણકે (पुगन्तलघूपधस्यમાં) પ્રત્યયને (હમેશાં) અંગની જ10 આકાંક્ષા ઉભી થતી હોવાથી (અર્થાત્ પ્રત્યય હમેશાં અંગને લાગતો હોવાથી, પ્રત્યય એમ કહેવાથી અંગની અવશ્ય ઉપસ્થિતિ થવાથી) પ્રત્યયનો અંગની સાથે જ અન્વય થાય છે. (इक्ની સાથે નહીં.) (તેથી આ नाजानन्तर्ये० એ પરિ.નો વિષય રહેશે નહીં.) વળી, 'इको गुण०' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહ્યા પ્રમાણે पुगन्त० સૂત્રમાં 'लघूपध' શબ્દનો (બહુવ્રીહિ સમાસ નહીં પણ) 'लघ्वी चासौ उपधा च' એવો કર્મધારય15 સમાસ કરવામાં આવતાં, (पुगन्तलघू० એ સૂત્રનો 'સાર્વધાતુક આર્ધધાતુક) પ્રત્યય પર હોય ત્યારે પૂર્વના અંગનો અવયવ લઘૂપધરૂપ જે इक्, તેનો ગુણ થાય છે એમ 'इको गुणवृद्धी' સૂત્ર ઉપરના ભાષ્યને સંમત એવો અર્થ કરવાથી 'भिनत्ति'માં (લઘૂપધરૂપ इक्નો અભાવ હોવાથી) કોઈ દોષ રહેતો નથી.

(ऊठ् ગ્રહણ તો અન્યત્ર ચરિતાર્થ છે તેથી તે પ્રસ્તુત પરિભાષામાં જ્ઞાપક 20 બની શકશે નહીં એ વિષે હવે કહે છે) અકારાન્ત ઉપસર્ગની કે અનકારાન્ત ઉપપદ (જેવા કે वारि)ની પછી આવેલ 'वह्' ધાતુને 'ण्वि' પ્રત્યય કે वाह् ધાતુથી 'विच्' પ્રત્યય થતો જ નથી, કારણકે ભાષામાં એવા શબ્દનો પ્રયોગ ક્યાંયે પણ થયેલો મળતો નથી (એટલે કે તેવા પ્રયોગોનું અનભિધાન છે.)

(પ્રત્યેક) ધાતુના અનેક અર્થ થતા હોવાથી (જ્યારે ધાતુપાઠમાં તો ધાતુના સર્વ25 અર્થો નહીં પણ કેવલ પ્રસિદ્ધ જ અર્થ આપેલ હોવાથી 'ऊह' ધાતુનો અર્થ 'ऊह प्रापणे' એવો લેતાં 'वार्यूह' આદિ શબ્દનો વાસ્તવિક જે અર્થ છે તે) અર્થનો

प्रौह इत्याद्यसाध्वेव वृद्धेरप्राप्तेः । अस्योहस्यानर्थक्यान्न प्रादूहोढो० [६.१.८९ वा. ३] इत्यस्यापि प्रवृत्तिः ॥

न च कार्यकालपक्षे त्रिपाद्यामेतत्प्रवृत्तिर्दुर्वारेति वाच्यम् । पूर्वं प्रति परस्यासिद्धत्वादन्तरङ्गाभावेन पूर्वस्य तन्निरूपितबहिरङ्गत्वाभावात्तया तस्यासिद्धत्व-
5 प्रतिपादनासंभवात् । न चानया पूर्वस्यासिद्धत्वात्तदभावेन तं प्रति परासिद्धत्वं पूर्वत्र० [८.२.१] इत्यनेन वक्तुमशक्यमिति वाच्यम् । एवं हि विनिगमनाविरहादुभयोरप्यप्रवृत्त्यापत्तेः । किंच पूर्वत्रेत्यस्य प्रत्यक्षत्वेन तेनानुमानिक्या

---

બોધ થવામાં કોઈ અસંગતિ આવતી નથી. 'प्रौहः' આદિ રૂપ તો અશુદ્ધ જ છે. કારણકે એવા સ્થલમાં 'ऊह' શબ્દ અનર્થક હોવાથી 'प्रादूहोढो' વાર્તિકની પણ પ્રવૃત્તિ
10 થતી નથી.

(હવે પ્રશ્ન થાય છે કે જો આ પરિ. યથોદ્દેશ પક્ષમાં ત્રિપાદીને ભલે લાગુ ન પડે પણ) કાર્યકાલ પક્ષમાં તો આ પરિ.ની ત્રિપાદીમાં પ્રવૃત્તિ રોકવી અશકય છે. પણ આ પ્રશ્ન બરાબર નથી, કારણ કે (पूर्वत्रासिद्धम् સૂત્ર પ્રમાણે) સાપાદિક પૂર્વસૂત્રની દૃષ્ટિએ (ત્રિપાદીમાંનું) પરસૂત્ર અસિદ્ધ થતું હોવાથી અન્તરંગત્વ આવી
15 શકતું નથી (અને તે ત્રૈપાદિક પરસૂત્રની દૃષ્ટિએ સાપાદિક પૂર્વસૂત્રથી થનાર કાર્યને બહિરંગત્વ આવી શકતું નથી) તેથી પ્રકૃત અન્તરંગ પરિભાષાથી તે બહિરંગ કાર્ય કરનાર (સાપાદિક) પૂર્વસૂત્રને અસિદ્ધ બતાવવું અશકય છે. (અહીં પૂર્વપક્ષ એવી શંકા કરે છે કે) આ પરિભાષાથી (બહિરંગ કાર્ય કરનાર સાપાદિક) પૂર્વસૂત્ર (અન્તરંગ કાર્ય કરનાર ત્રૈપાદિક સૂત્ર)ની દૃષ્ટિએ અસિદ્ધ (એટલે કે અવિદ્યમાન) હોવાથી
20 'पूर्वत्रासिद्धम्' સૂત્રમાંના 'पूर्वत्र' શબ્દથી તે બહિરંગ કાર્ય કરનાર સાપાદિક પૂર્વસૂત્રનું જ ગ્રહણ થઈ શકે તેમ નથી. આ રીતે બહિરંગ કાર્ય કરનાર સાપાદિક પૂર્વસૂત્ર, અન્તરંગ કાર્ય કરનાર ત્રૈપાદિક પરસૂત્રની દૃષ્ટિએ અસિદ્ધ થશે એમ કહેવું બરાબર નથી. કારણ કે એમ થતાં (આ અન્તરંગ પરિ. પ્રમાણે અન્તરંગ કાર્ય કરનાર ત્રૈપાદિક પરસૂત્રની દૃષ્ટિએ બહિરંગ કાર્ય કરનાર સાપાદિક પૂર્વસૂત્ર અસિદ્ધ
25 થશે અને 'पूर्वत्रासिद्धम्' એ સૂત્ર પ્રમાણે સાપાદિક પૂર્વસૂત્રની દૃષ્ટિએ ત્રૈપાદિક પરસૂત્ર અસિદ્ધ થશે એ રીતે એકમેકની દૃષ્ટિએ અસિદ્ધ થતાં હોવાથી કયું સૂત્ર સિદ્ધ અને કયું અસિદ્ધ એ નિર્ણય મુશ્કેલ થશે.) તેથી વિનિગમકના અભાવ હોવાથી બંનેની અપ્રવૃત્તિની આપત્તિ આવશે. વળી 'पूर्वत्रासिद्धम्' એ સૂત્ર અષ્ટાધ્યાયીમાં પ્રત્યક્ષ પઠિત હોવાથી, જ્યારે પ્રકૃત પરિભાષા કેવલ અનુમાનને આધારે રચાયેલ હોવાથી એટલે કે વાહ

अस्या बाध एवोचितः । अतः कार्यकालपक्षेऽपि त्रिपाद्यामस्या अनुपस्थितिरेव ॥

अत एव कार्यकालपक्षमेवोपक्रम्योक्तयुक्तीरुक्त्वातोऽयुक्तोऽय परिहारो न वा बहिरङ्गलक्षणत्वादितीत्युक्तं विसर्जनीयसूत्रे भाष्ये सिद्धान्तिना । त्रिपादीस्थेऽन्तरङ्गे कर्तव्येऽयं परिहारो न युक्त इति तदर्थः । किंतु वचनमेवारब्धव्यमिति तदाशयः । अत एव निगाल्यत इत्यादौ लत्वार्थं तस्य दोष इति वचनमेवा- 5 रब्धम् । अन्यथान्तरङ्गत्वाण्णिलोपात्पूर्वं वैकल्पिकलत्वे तद्वैयर्थ्यं स्पष्टमेव ॥

येऽपि लक्ष्यानुरोधादानुमानिक्याप्यन्तरङ्गपरिभाषया प्रत्यक्षसिद्धस्य पूर्वत्रे-

---

ऊठ् સૂત્રના ऊठ् ગ્રહણ રૂપ જ્ઞાપકના આધારે રચાયેલ હોવાથી) પ્રત્યક્ષ પઠિત पूर्वत्रा-सिद्धम् સૂત્રથી, પ્રકૃત આનુમાનિક પરિભાષાનો બાધ થાય એ જ યોગ્ય છે. માટે જ કાર્યકાલ પક્ષમાં પણ આ પરિભાષા ત્રિપાદીમાં ઉપસ્થિત થતી જ નથી એમ 10 માનવું જોઈએ.

(યથોદ્દેશ પક્ષમાં તેમજ કાર્યકાલપક્ષમાં આ પરિ. ત્રિપાદીને લાગુ પડતી નથી) તેથીજ વિસર્જનીયસૂત્ર–'खरवसानयोर्विसर्जनीयः' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે કાર્યકાલ પક્ષનો ઉપક્રમ કરીને, અને (ઉપર) કહેલી યુક્તિઓનો અનુવાદ કરી (યુક્તિઓ આપીને) સિદ્ધાન્તપક્ષે એમ કહ્યું છે કે 'આ રીતે બહિરંગત્વ હોવાથી આ પરિહાર અયોગ્ય 15 છે.' આ ભાષ્યનો એ આશય છે કે ત્રિપાદીમાં પઠિત એવાં સૂત્રો વડે જ્યાં અન્ત-રંગ કાર્ય કરવાનું હોય ત્યાં (અન્તરંગ પરિ. નો આધાર લઈ) આવેલ મુશ્કેલીનો પરિહાર કરવો યોગ્ય નથી, (પણ એ માટે તો ઉપરના આ વાર્તિકનું પઠન અવશ્ય કરવું જોઈએ, એવો તેનો આશય છે.) (કાર્યકાલ પક્ષમાં પણ ત્રિપાદીમાં આ પ્રસ્તુત અન્તરંગ પરિ. લાગતી નથી.) માટે જ 'निगाल्यते' આદિ સ્થલોમાં 'લત્વ' 20 થાય એ માટે 'तस्य दोषः संयोगादि लोप लत्वणत्वेषु' એવું વાર્તિક (न पदान्त' (૧।૧।૫૮) એ સૂત્ર ઉપરના ભાષ્યમાં) ચોક્કસરૂપે કહેલું છે. અન્યથા (જો આ પરિ. ત્રિપાદીને લાગુ પડતી હોત તો) આ વાર્તિક વ્યર્થ થશે. (એટલે કે ભાષ્યકારે આ વાર્તિક (વચન) કહેવાની કોઈ જરૂર ન હતી) કારણ કે વૈકલ્પિક લત્વ અન્તરંગ હોવાથી તે બહિરંગ ણિલોપની પૂર્વે થઈ શકે તેમ છે.) 25

જે કોઈ વૈયાકરણો (ભાષ્યમાં પ્રચલિત એવાં ઇષ્ટ રૂપોની સિદ્ધિ માટે) લક્ષ્યાનુસાર આ અન્તરંગ પરિભાષા આનુમાનિક છે છતાં પણ આ પરિ. (અષ્ટા-ધ્યાયીમાં) સાક્ષાત્ પઠિત 'पूर्वत्रासिद्धम्' એ સૂત્રનો બાધ કરી શકે છે એમ કહે છે (અને એ રીતે આ પરિ.ની સહાયથી ઇષ્ટ રૂપોની સિદ્ધિ કરી લે છે, તે (પાણિનિ

त्यस्य बाधं वदन्ति तेऽपि लक्षणैकचक्षुर्भिर्नादर्तव्या इति दिक् ॥

अत एवोमाङोश्च [६.१.९५] इत्याङ्ग्रहणं चरितार्थम् । तद्धि खट्वा आ ऊढेत्यत्र परमपि सवर्णदीर्घं बाधित्वान्तरङ्गत्वाद्गुणे कृते वृद्धिप्राप्तौ पररूपार्थम् । साधनबोधकप्रत्ययोत्पत्त्यनन्तरं पूर्वं धातोरुपसर्गयोगे पश्चात् खट्वाशब्दस्य 5समुदायेन योगाद्गुणस्यान्तरङ्गत्वमिति संप्रसारणाच्च [६.१.१०८] इति सूत्रे भाष्ये स्पष्टम् । एहीत्यनुकरणस्य शिवादिशब्दसंबन्धे तु नास्य प्रवृत्तिर्ज्ञापकपरसप्रसारणाच्चेतिसूत्रस्थभाष्यप्रामाण्येनानित्यं प्रकृतिवदनुकरणमित्यतिदेशमादाय लब्धाङ्त्व एतदप्रवृत्तेः ॥

यत्तु पूर्वं धातुरुपसर्गेण युज्यते पश्चात्साधनेन । उपसर्गेण तत्संज्ञक-10 शब्देन । साधनेन कारकेण तत्प्रयुक्तकार्येण । अत एवानुभूयत इत्यादौ

---

સૂત્રો પ્રમાણે કાર્ય કરનારા) લક્ષણૈક ચક્ષુષ્ક વિદ્વાનો માટે આદરને પાત્ર નથી.

તેથી જ 'ओमाङोश्च' એ સૂત્રમાંનું आङ् ગ્રહણ ચરિતાર્થ થાય છે. खट्वा+आ+ऊढ' એ સ્થિતિમાં 'अकः सवर्णे' પર સૂત્ર હોવા છતાં એ સવર્ણ દીર્ઘ કાર્યનો બાધ કરીને અન્તરંગત્વને લીધે ગુણ કર્યા પછી (खट्वा+ओढामां) પ્રાપ્ત થયેલ વૃદ્ધિનો બાધ 15 કરીને પરરૂપ કરવા માટે તે (आङ् ગ્રહણ) છે.

(સાધન) ક્રિયા વાચક કે બોધક પ્રત્યયની ઉત્પત્તિ પછી, પહેલાં ધાતુનો ઉપસર્ગની સાથે યોગ થાય છે એમ માનતાં (સંધિ કરતાં) પછી 'खट्वा' શબ્દનો 'ओढ' એ સમુદાય સાથે યોગ થાય છે. એ રીતે ગુણમાં અન્તરંગત્વ છે એમ 'संप्रसारणाच्च' સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટરૂપે કહેવામાં આવેલ છે.

20 'एहि' એ અનુકરણરૂપ શબ્દની શિવ ઈત્યાદિ શબ્દ સાથે સંધિ કરતી વખતે 'ओमाङोश्च' એ સૂત્ર લાગતું નથી, કારણ કે 'सम्प्रसारणाच्च' સૂત્ર ઉપરના ભાષ્યમાં જ્યાં 'आङ्' ગ્રહણને આ પરિ.નું ઉપર કહ્યા પ્રમાણે જ્ઞાપક માનેલું છે તે ભાષ્યના પ્રમાણ ઉપરથી સ્પષ્ટ થાય છે કે જ્યાં અનિત્ય એવા 'प्रकृतिवदनुकरणं भवति' (પરિ. ૩૬) અતિદેશને લઈને 'आङ्'ને 'आङ्त्व' પ્રાપ્ત થાય છે, ત્યાં 'ओमाङोश्च' સૂત્ર પ્રવૃત્ત થતું નથી.

25 હવે કોઈ (પ્રાચીનો) એમ કહે છે કે પ્રથમ ધાતુ ઉપસર્ગની સાથે જોડાય છે, અને પછી સાધન સાથે–કાર્ય સાથે–જોડાય છે. (પ્રાચીનોનો આ મત નાગેશને માન્ય નથી, તેથી પહેલાં એનું નિરૂપણ કરી નાગેશ તેનું ખંડન કરે છે.) 'उपसर्गेण' એટલે ઉપસર્ગસંજ્ઞક શબ્દની સાથે અને साधनेन એટલે કારકની સાથે એટલે કે કારકને લીધે થનાર કાર્યની સાથે આ રીતનો નિયમ હોવાથી જ 'अनुभूयते'

सकर्मकत्वात्कर्मणि लकारसिद्धिरिति तन्न । क्रियायाः साध्यत्वेन बोधात्साध्यस्य च साधनाकाङ्क्षतया तत्संबन्धोत्तरमेव निश्चितक्रियाबोधेन साधनकार्यप्रवृत्त्युत्तरमेव क्रियायोगनिमित्तोपसर्गसंज्ञकस्य संबन्धौचित्यात् । अत एव सुट् कात्पूर्वः [६.१.१३५] इति सूत्रे पूर्वं धातुरुपसर्गेणेत्युक्त्वा नैतत्सारं पूर्वं धातुः साधनेन युज्यते पश्चादुपसर्गेणेत्युक्त्वोक्तयुक्त्यास्यैव युक्तत्वमुक्तं साधनं हि क्रियां 5 निर्वर्तयतीत्यादिना । उपसर्गद्योत्यार्थान्तर्भावेण धातुनैवार्थाभिधानादुक्तेषु कर्मणि लकारादिसिद्धिः । पश्चाच्छ्रोतुर्बोधाय द्योतकोपसर्गसंबन्धः ॥

---

આદિ સ્થળમાં (भू ધાતુ જો કે અકર્મક છે પણ તેનો अनु એ ઉપસર્ગની સાથે પ્રથમ સંયોગ થયેલો હોવાથી) સકર્મકત્વ હોવાથી કર્મવાચ્ય (કર્મણિ લકાર)ની (અને તે પછી થનાર પ્રત્યય (ते इते अन्ते અને यक् પ્રત્યયની) સિદ્ધિ થાય છે. પણ 10 આ (પ્રાચીનમત) યુક્તિ યુક્ત નથી, કારણ કે ક્રિયા એ સાધ્ય હોવાથી (ક્રિયાને સાધ્ય કહેવામાં આવે છે તેથી), સાધ્ય (ક્રિયા)ને હમેશાં સાધનની એટલે કે કારકની આકાંક્ષા થાય છે તેથી સાધન (કારક)ની સાથે સંબંધ થયા પછી જ, નિશ્ચિત ક્રિયાનો બોધ થાય છે; તેથી સાધન કાર્યની પ્રવૃત્તિ પછી જ ક્રિયાયોગને નિમિત્ત બનાવીને ઉપસર્ગ સંજ્ઞક શબ્દની સાથે સંબંધ થવો 15 ઉચિત છે. તેથી જ 'सुट्कात्पूर्वः' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'પહેલાં ધાતુનો ઉપસર્ગ સાથે સંબંધ થાય છે' એવો પક્ષ દર્શાવીને એમ કહ્યુ છે કે આ પક્ષ નિઃસાર છે, પણ સાર તો એ છે કે પ્રથમ ધાતુનો સાધન (પ્રત્યય)ની સાથે યોગ કે સંબંધ થાય છે, પછી ઉપસર્ગની સાથે સંબંધ થાય છે. આ રીતે ભાષ્યકારે ઉપર બતાવેલ કારણો કહી આ (બીજો જ) પક્ષ બરાબર બતાવ્યો છે. કારણ કે સાધન (કારક) જ 20 ક્રિયાજનક તત્ત્વ છે, જે ક્રિયાને ઉત્પન્ન કરે છે એમ કહ્યું છે. (આ સાથે 'पूर्वं धातुः उपसर्गेण युज्यते' એ પક્ષને નિઃસાર બતાવ્યો છે.)

(ધાતુમાં સર્વ અર્થોને પ્રકાશિત કરવાનું સામર્થ્ય હોવાથી) 'ઉપસર્ગથી દ્યોત્ય થનારો અર્થ ધાતુમાં અંતર્ભૂત થતો હોવાથી (ઉપર કહેલા अनुभूयते सुखं मया ઈત્યાદિ ઉપરનાં ઉદાહરણોમાં) કર્મણિ લકારવાળું રૂપ સિદ્ધ થાય છે. તે પછી, 25 (એટલે કે મૂળ ધાતુને લકાર લાવ્યા પછી વાક્યપ્રયોગ કરનાર પુરુષ જે વિશિષ્ટ અર્થમાં ધાતુનો પ્રયોગ કરવા ચાહે છે તે ધાતુમાં અન્તર્ભૂત એવો અર્થનો) વાક્ય શ્રવણ કરનાર શ્રોતાને બોધ થાય તે માટે અભિપ્રેત અર્થના દ્યોતક ઉપસર્ગનો, ધાતુની સાથે સંબંધક કરવામાં આવે છે.

एवं चान्तरङ्गतरार्थकोपसर्गनिमित्तः सुट् सकृतीत्यवस्थायां द्वित्वादितः पूर्वं प्रवर्तते ततो द्वित्वादि ॥

अत एव प्रणिदापयतीत्यादौ णत्वं यदागमाः (परि० ११) इति न्यायेन समाहितं भाष्ये ॥

5 अत एव प्रत्येति प्रत्यय इत्यादिसिद्धिः । अन्यथान्तरङ्गत्वात्सवर्णदीर्घे रूपासिद्धिः ॥

यदुपसर्गनिमित्तकं कार्यमुपसर्गार्थाश्रितं विशिष्टोपसर्गनिमित्तत्वात्तदन्तरङ्गम् । यत्तु न तथा तत्र पूर्वागतसाधननिमित्तकमेवान्तरङ्गम् । अत एव न धातु० [१.१.४] इति सूत्रे प्रेद्ध इत्यत्र गुणो बहिरङ्ग इति भाष्य उक्तम् ॥

---

10 એ રીતે અન્તરંગ કાર્ય પ્રથમ થતું હોવાથી ('संचस्कार'માં) सम्+कृ+ति એવી સ્થિતિમાં ('संपरिभ्यां करोतौ भूषणे च' સૂત્રથી) 'सुट्' આગમ અને ('लिटि धातोर-नभ्यासस्य' સૂત્રથી) દ્વિત્વ એમ બે કાર્યો (लिट्નું રૂપ કાર્ય કરતી વખતે) પ્રાપ્ત થતાં ભૂષણાર્થ નિમિત્તિક 'सुट्' અન્તરંગ હોવાથી તે પહેલાં થાય છે અને પછી દ્વિત્વ આદિ થાય છે.

15 ('ધાતુનો પ્રથમ પ્રત્યય સાથે અને પછી ઉપસર્ગ સાથે સંબંધ થાય છે.') તેથી જ 'यदागमाः' પરિ. (ન્યાય)થી 'प्रणिदापयति'માંનું 'ણત્વ' ભાષ્યમાં સિદ્ધ કરવામાં આવ્યું છે.

ધાતુનો પ્રથમ પ્રત્યય સાથે અને પછી ઉપસર્ગ સાથે સંબંધ થાય છે તેથી જ) 'प्रत्येति' 'प्रत्ययः' આદિ રૂપ સિદ્ધ થાય છે; અન્યથા જો ઉપસર્ગ સાથે 20 સંબંધ થતો હોત તો સવર્ણ દીર્ઘ રૂપ કાર્ય અન્તરંગ હોવાથી તે પ્રથમ થતાં તે (प्रत्ययः) રૂપ સિદ્ધ થઈ શકત નહીં.

ઉપસર્ગ વિશેષ અર્થનો દ્યોતક છે તેથી તેવા વિશિષ્ટ ઉપસર્ગ રૂપ નિમિત્ત લીધે ધાતુને કોઈ કાર્ય થતું હોય તો તેવા સ્થલમાં તે કાર્ય અન્તરંગ થાય છે. પણ જ્યાં (ઉપસર્ગના વિશિષ્ટ અર્થને લઈને) ધાતુને કોઈ કાર્ય કરવામાં આવતું નથી ત્યાં 25 પ્રત્યયને લીધે થનાર કાર્ય જ અન્તરંગ ગણવામાં આવે છે. (કારણ કે ઉપસર્ગ સાથે ધાતુનો સંબંધ થયા પહેલાં જ સાધન (પ્રત્યય) ઉપસ્થિત થયેલ છે). માટે જ 'न धातुलोप आर्धधातुके' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'प्रेद्धः' એ સ્થલમાં ગુણ બહિરંગ છે એમ કહેલું છે.

किंच पूर्वमुपसर्गयोगे धातूपसर्गयोः समास ऐकस्वर्याद्यापत्तिरित्युपपदमतिङ् [२.२.१९] इति सूत्रे भाष्ये स्पष्टम् ॥

भावार्थप्रत्ययस्यापि पूर्वमेवोत्पत्तिः । अत एव णेरध्ययने० [७.२.२६] इति निर्देशः संगच्छते । इदं च सामान्यापेक्ष ज्ञापकं भावतिङोऽपि पूर्वमुत्पत्तेः । अन्यथा तत्र समासापत्तिः । तिङि त्वतिङिति निषेधान्न दोषो यदि 5 भावतिङ्युपसर्गयोगोऽस्तीत्यलम् ॥

यत्तु विशेषापेक्षात्सामान्यापेक्षमन्तरङ्गं विशेषापेक्षे विशेषधर्मस्याधिकस्य निमित्तत्वात् । यथा रुदादिभ्यः सार्वधातुके [७.२.७६] इत्यत्र रुदादित्वं

---

બીજી વાત એમ છે કે ધાતુ અને ઉપસર્ગનો સંબંધ પ્રથમ કરવામાં આવે તો ('कुगति प्रादयः' સૂત્રથી) ધાતુ અને ઉપસર્ગનો સમાસ થતાં તે બંનેને એક જ 10 સ્વરની આપતિ આવશે એમ 'उपपदमतिङ्' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહ્યું છે.

(पूर्वं धातुः साधनेन युज्यते એ મત પાણિનિને પણ માન્ય છે તેથી) 'ભાવવાચક પ્રત્યય પછી આવે તો તે ધાતુ સાથે પ્રથમ અન્વિત થાય છે (અને ત્યારબાદ જ એવા ધાતુનો ઉપસર્ગ સાથે સંબંધ થાય છે) તેથી જ 'णेरध्ययने वृत्तम्' સૂત્રમાં 'अध्ययने' એવો નિર્દેશ સંગત થાય છે. આ જ્ઞાપક (अध्ययन એવો નિર્દેશ) સર્વ 15 પ્રકારના પ્રત્યયો માટે છે, કારણકે ક્રિયાવાચક तिङ् પ્રત્યય પછી આવેલો હોય તો ધાતુ અને પ્રત્યયનો સંબંધ પહેલાં થાય છે. તે સંબંધ પ્રથમ ન કરવામાં આવે, (પણ) ધાતુનો સંબંધ ઉપસર્ગ સાથે પ્રથમ કરવામાં આવે તો તેમનો સમાસ થવાની આપત્તિ આવશે (અને ઉપર કહ્યા પ્રમાણે તે બંનેનો એક સામાસિક શબ્દ બનતાં એકસ્વર્યાપત્તિ–એક જ સ્વર થવા રૂપ દોષ આવશે. જો ધાતુ 20 પછી ભાવવાચક तिङ् હોય ત્યારે (ધાતુને જો ઉપસર્ગનો યોગ હોય ત્યારે) પહેલાં तिङ् સાથે જ ધાતુનો યોગ થાય છે ત્યાં ('उपपदमतिङ्' સૂત્રમાંના) 'अतिङ्' એવા નિષેધથી (તિઙન્તનો ઉપસર્ગ સાથે સંબંધ ન થવાથી ઐકસ્વર્યાદિ) દોષ આવતો નથી. અહીં આટલી ચર્ચા પર્યાપ્ત છે.

(વિશેષાપેક્ષ અને સામાન્યાપેક્ષ શાસ્ત્રોમાં) વિશેષાપેક્ષ બહિરંગ થાય છે અને 52 સામાન્યાપેક્ષ અન્તરંગ છે, કારણકે વિશેષાપેક્ષ શાસ્ત્રને સામાન્યાપેક્ષ શાસ્ત્ર કરતાં વિશેષ ધર્મરૂપ અધિક નિમિત્તની અપેક્ષા રહે છે. જેમકે 'रुद्यात्' (रुद्+यास्+त) માં 'रुदादिभ्यः सार्वधातुके' અને 'यासुट् परस्मै०' એ બંને સૂત્રોમાં 'रुदादिभ्यः' સૂત્ર બહિરંગ છે અને यासुट् આગમ વિધાયક સૂત્ર રુદાદિની અપેક્ષાએ અન્તરંગ છે)

सार्वधातुकत्वं च । तत्र सार्वधातुकत्वज्ञानाय प्रकृतेर्धातुत्वज्ञानं प्रत्ययस्य प्रत्ययत्वज्ञानं चावश्यकमिति यासुडन्तरङ्गः । एतेन यदनुदात्तङितः [१.३.१२] इति सूत्रे कैयटेनोक्तं लमात्रापेक्षयान्तरङ्गास्तिबादयो लकारविशेषापेक्षत्वाद्बहिरङ्गाः स्यादय इति तत्परास्तम् । विशेषापेक्षत्वेऽपि तस्य सामान्यधर्मनिमित्तकत्वाभावेन 5तत्त्वस्य दुरुपपवादत्वात् । परनिमित्तकत्वेन स्यादीनां बहिरङ्गत्वाच्चेति तन्न । विशेषस्य व्याप्यत्वेन व्यापकस्यानुमानेनोपस्थितावपि तस्य निमित्तत्वे मानाभा-

---

કારણકે 'रुदादिभ्यः' એ સૂત્રથી પ્રત્યયને ઈડાગમ થવા માટે બે નિમિત્તની અપેક્ષા છે, રુદાદિત્વ અને સાર્વધાતુકત્વ. ત્યાં સાર્વધાતુકના જ્ઞાન માટે 'રુદાદિ' પાંચમાં પ્રકૃતિમાં ધાતુત્વનું જ્ઞાન અને પ્રત્યયમાં પ્રત્યયત્વના જ્ઞાનની આવશ્યકતા છે. માટે જ 'यासुट्' 10અન્તરંગ છે.

આમ હોવાથી, 'अनुदात्तङितः' સૂત્ર ઉપરના ભાષ્યની વૃત્તિમાં કૈયટે જે કહેલું છે કે તિબાદિ પ્રત્યયો કેવલ લકારની અપેક્ષા રાખતા હોવાથી અન્તરંગ છે, જ્યારે 'स्य' આદિ પ્રત્યયો लृट् 'लृङ्'ની અપેક્ષા કરતા હોવાથી 'स्यतासी० સૂત્રથી થનાર પ્રત્યયો બહિરંગ છે' તે કથન પરાસ્ત થાય છે. કારણકે स्यतासी० સૂત્રથી 'स्य' 15ઇત્યાદિ થતી વખતે, તે 'स्य' આદિને लृट् लृङ आદિ વિશેષ લકારની તો અપેક્ષા છે, પણ તે (સ્યાદિ) સામાન્ય લકાર (લત્વ) નિમિત્તક ન હોવાથી 'સ્યાદિ'નું બહિરંગત્વ ઉપપન્ન કરવું મુશ્કેલ છે. (સ્યાદિનું બહિરંગત્વ (તો 'स्य' 'तास्'થી પરમાં આવેલા જે लृट्, लुट् એ રીતના) પરનિમિત્તકત્વથી ઠરાવી શકાય છે.

('इति तन्न'ને અન્વય 'इति यासुट् अन्तरङ्गः'ની સાથે કરવો. હવે ગ્રંથકાર નાગેશ 20અહીં જે કારણ બતાવે છે, તેનાથી ભટ્ટોજી દીક્ષિતના મતનું ખંડન થાય છે, તેમ થતાં કૈયટના મતનું પણ ખંડન થાય છે એમ દર્શાવવા ગ્રંથકારે ઉપરની પંક્તિમાં एतेन (એટલે કે वक्ष्यमाणप्रकारेण એવો શબ્દ મૂકેલો છે.)

આમ (દીક્ષિતે ઉપર) જે કહ્યું છે તે બરાબર નથી. વિશેષ એ વ્યાપ્ય (અને સામાન્ય એ વ્યાપક) હોવાથી જ્યાં જ્યાં વિશેષ વ્યાપ્યની ઉપસ્થિતિ હોય ત્યાં અનુ-25માનથી સામાન્ય (વ્યાપક)ની ઉપસ્થિતિ પણ સિદ્ધ હોય છે (જ્યાં જ્યાં આમ્રવૃક્ષ કે વટવૃક્ષ છે ત્યાં ત્યાં વૃક્ષત્વ છે એમ અનુમાનથી સિદ્ધ થાય છે) તેમ છતાં સામાન્યમાં નિમિત્તતા હોય છે એમ માનવામાં કોઈ જ પ્રમાણ નથી (અર્થાત્ स्य तास् થવા માટે સામાન્ય લકારની પણ જરૂર છે એમ માનવા માટે કોઈ આધાર નથી) તેથી

वेनाधिकधर्मनिमित्तकत्वानुपपादनात् । भाष्य एवंविधान्तरङ्गबहिरङ्गभावस्य क्वाप्यनुल्लेखाच्च ॥

यत्तु मतुप्सूत्रे भाष्ये पञ्च गावो यस्य सन्ति स पञ्चगुरित्यत्र मतुप्प्राप्तिमाशङ्क्य प्रत्येकमसामर्थ्यात्समुदायादप्रातिपदिकत्वात्समासात्समासेनोक्तत्वादिति सिद्धान्तिनोक्ते नैतत्सारमुक्तेऽपि हि प्रत्ययार्थ उत्पद्यते द्विगोस्तद्धितो यथा पाञ्च-5 नापितिरिति पूर्वपक्ष्युक्तिः । द्विगोर्लुगनपत्ये [४.१.८८] इति लुग्विधानात्तद्धितार्थद्विगोस्तद्धितो भवति पञ्चगुशब्दश्च द्विगुरिति तदाशयं कैयटः । ततो द्वैमातुरः

---

વિશેષાપેક્ષ સ્થલમાં અધિક નિમિત્ત હોવું જોઈએ એવું પ્રતિપાદન બરાબર નથી. અને ભાષ્યમાં સામાન્યાપેક્ષ કાર્ય અન્તરંગ છે અને વિશેષાપેક્ષ કાર્ય બહિરંગ છે એવો કોઈપણ ઠેકાણે ઉલ્લેખ કરેલો નથી. 10

(હવે અહીં પૂર્વપક્ષ સામાન્યાપેક્ષ અન્તરંગ અને વિશેષાપેક્ષ બહિરંગનો ભાષ્યમાં ઉલ્લેખ છે અને તે ક્યાં છે એ બતાવે છે કે 'तदस्य अस्ति अस्मिन्निति मतुप्' એ 'मतुप्' સૂત્ર ઉપરના ભાષ્યમાં વિશેષાપેક્ષને બહિરંગ માનવામાં આવ્યું છે. તે એવી રીતે કે) 'पञ्च गावो यस्य सन्ति सः पञ्चगुः' એ સ્થાનનાં मतुप् પ્રત્યયની પ્રાપ્તિ થાય છે, (કારણકે આ ઉદા.માં तदस्य. સૂત્રમાં દર્શાવેલ અર્થ સ્પષ્ટ દેખાય છે.) તેથી15 पञ्चगुः એવું રૂપ ન થતાં मतुप् પ્રત્યય લાગતાં पञ्चगोमान् રૂપ થવું જોઈએ) એવી શંકા ઉપસ્થિત થતાં, સિદ્ધાન્તી ભાષ્યનું એવું કથન છે કે पञ्चगुःમાં પ્રત્યેક શબ્દથી તો मतुप् પ્રત્યય થઈ શકે તેમ નથી. કારણકે ત્યાં સામર્થ્ય નથી. સમુદાયથી 'मतुप्' થઈ શકે તેમ નથી, કારણકે સમુદાય પ્રાતિપદિક નથી, સમાસથી 'मतुप्' થઈ શકે તેમ નથી, કારણકે સમાસથી 'मतुप्'નો અર્થ ઉક્ત છે. 20

આ રીતે સિદ્ધાન્તી ભાષ્યે કહેતાં ફરી પૂર્વપક્ષ કહે છે કે આ સિદ્ધાન્તીની વાત નિઃસાર છે, કારણકે પ્રત્યયાર્થ કહેવાયેલો હોય તો પણ 'द्विगु'થી તદ્ધિત પ્રત્યયની ઉત્પત્તિ થઈ શકે તેમ છે. જેમકે 'पाञ्चनापितिः' અહીં દ્વિગુ સમાસથી અપત્યાર્થક તદ્ધિત પ્રત્યય થયેલ છે. પૂર્વપક્ષના આશયને સમજાવતાં કૈયટ કહે છે કે 'द्विगोर्लुगनपत्ये' સૂત્રથી તદ્ધિત પ્રત્યયના 'लुक्' વિધાન સામર્થ્યથી સ્પષ્ટ થાય છે25 કે તદ્ધિતાર્થ દ્વિગુથી તદ્ધિત પ્રત્યય થાય છે અને पञ्चगुः એ (તો) દ્વિગુ સમાસ જ છે. (બહુવ્રીહિ સમાસ નથી, માટે पञ्चगु શબ્દથી मतुप् પ્રત્યય થવામાં કોઈ હરકત નથી. વાસ્તવિક રીતે તો સિદ્ધાન્તીના મત અનુસાર पञ्चगुः એ બહુવ્રીહિ સમાસ છે, પણ પૂર્વપક્ષી એ તરફ લક્ષ્ય ન આપતાં આ દ્વિગુ સમાસ છે એમ સમજીને ઉપરની શંકા ઉઠાવે છે.) 30

पाञ्चनापितिः पञ्चसु कपालेषु संस्कृत इत्यादौ सावकाशद्विगोर्बहुव्रीहिणा प्रकृते परत्वाद्बाध इत्याशयेन नैष द्विगुः कस्तर्हि बहुव्रीहेरिति सिद्धान्तिनोक्ते तमवकाशमजानानोऽपवादत्वाद्द्विगुः प्राप्नोतीति पूर्वपक्षी । अन्यपदार्थे सुबन्तमात्रस्य विधीयमानबहुव्रीहेः संख्याया स्तद्धितार्थे विधीयमानो द्विगुर्विशेषविहितत्वाद्बाधकः 5 प्राप्नोतीति कैयटः । ततः सिद्धान्त्येकदेश्याह । अन्तरङ्गत्वाद्बहुव्रीहिः । कान्तरङ्गता । अन्यपदार्थे बहुव्रीहिर्विशिष्टेऽन्यपदार्थे द्विगुस्तस्मिंश्चास्य तद्धिते ऽस्तिग्रहणं क्रियते इति । अधिकारस्त्यर्थापेक्षमत्वर्थनिमित्तो द्विगुर्बहिरङ्ग इति

---

(આ શંકાનો સિદ્ધાન્તી પુનઃ ઉત્તર આપે છે કે पञ्चगुःમાં દ્વિગુ સમાસ નથી, પણ બહુવ્રીહિ છે. સિદ્ધાન્તી કહે છે કે) द्वैमातुरः पाञ्चनापितिः, पञ्चसु कपालेषु 10 संस्कृतः આદિ સ્થલમાંનાં સાવકાશ એટલે કે ચરિતાર્થ થયેલ દ્વિગુનો પ્રકૃત (पञ्च गावः सन्ति यस्य स पञ्चगुः) ઉદાહરણમાં પરત્વને કારણે બહુવ્રીહિ સમાસથી બાધ થયેલો છે. અર્થાત્ पञ्चगुः એ દ્વિગુ સમાસ નથી એમ સિદ્ધાન્તી કહે છે ત્યારે પૂર્વપક્ષીએ 'તો પછી અહીં કયો સમાસ છે?' એમ પૂછતાં અહીં તો બહુવ્રીહિ સમાસ છે એમ સિદ્ધાન્તી કહે છે.

15 (આ સમયે 'संख्यापूर्वो द्विगुः' એ સૂત્રની षाण्मातुरः, द्वैमातुरः આદિ સ્થાનમાં ચરિતાર્થતા ન જાણતાં પૂર્વપક્ષી પુનરપિ કહે છે કે પ્રકૃત ઉદાહરણમાં અપવાદત્વ (નિરવકાશત્વ)ને કારણે બહુવ્રીહિનો બાધ કરીને દ્વિગુ પ્રાપ્ત થાય છે. (આ પૂર્વપક્ષના આશયને સ્પષ્ટ કરતાં) કૈયટ કહે છે કે (અપવાદત્વને લીધે દ્વિગુ સમાસ છે એમ માનનાર પૂર્વપક્ષનો આશય એ છે કે) બહુવ્રીહિ સમાસ અન્ય પદાર્થમાં 02 સુબન્તમાત્રને થાય છે, જ્યારે દ્વિગુ સમાસ તો તદ્ધિત પ્રત્યય લાગતી વખતે સંખ્યાવાચી પૂર્વપદ હોય તો જ થાય છે. તેથી બહુવ્રીહિ કરતાં વિશેષ વિહિત હોવાને કારણે દ્વિગુ, બહુવ્રીહિનો બાધક બને છે.

આ સમયે એકદેશી સિદ્ધન્તી માને છે કે અહીં બહુવ્રીહિ સમાસ અન્તરંગ હોવાને લીધે થાય છે (જ્યારે દ્વિગુ બહિરંગ હોવાથી તે થતો નથી.) બહુવ્રીહિ 25 સામાન્ય અન્ય પદાર્થનો વાચક છે અને દ્વિગુ એ વિશિષ્ટ પ્રકારના અન્ય પદાર્થનો વાચક છે. (तदस्य० એ દ્વિગુથી થનાર मतुप् પ્રત્યય વિધાયક સૂત્રમાં) 'अस्ति' (એ અધિક) શબ્દનું ગ્રહણ કરેલું છે.

કૈયટ એકદેશીના આશયને આ રીતે સમજાવે છે કે 'अस्ति'ના અધિક અર્થની અપેક્ષા રાખનાર मतुबर्थ નિમિત્તક દ્વિગુ બહિરંગ છે (જ્યારે બહુવ્રીહિ

कैयट इति । नैषा सिद्धान्त्युक्तिरेतावताप्यपवादत्वाहानेः । अच्सामान्यापेक्षयणो विशिष्टसवर्णाजपेक्षदीर्घेण बाधदर्शनात् । किं चोक्तरीत्या परत्वेनैव बाधसिद्धेः । किं चात्राधिकापेक्षत्वेनैव बहिरङ्गत्व केवलविशेषापेक्षत्वेनेति नैतद्भाष्यारूढं विशेषापेक्षस्य बहिरङ्गत्वम् । अत एव सुबन्तसामान्यापेक्षो बहुव्रीहिस्तद्विशेषापेक्षो द्विगुरिति नोक्तं भाष्ये । न चार्थकृतबहिरङ्गत्वस्यानाश्रयणादिदमयुक्तम् । 5
एकदेश्युक्तित्वेनादोषात् । अत एवास्तिग्रहणं नोपाध्यर्थं किन्त्वस्तिशब्दान्मतुबर्थ-

---

સમાસ તો કેવલ यस्य એ અર્થનો વાચક છે પણ मतुप् પ્રત્યયના નિમિત્તને લીધે અર્થાત્ मतुप् પ્રત્યય લાગતી વખતે દ્વિગુ 'यस्य अस्ति' એવા અધિક અર્થને કહેનાર છે.)

આ ઉપર હવે ગ્રંથકાર નાગેશ ઉત્તર આપે છે કે આ બધું ભાષ્ય એક 10
દેશીની ઉક્તિ છે, સિદ્ધાન્તીની નહીં. (એકદેશી સિદ્ધાન્તીની આ ઉક્તિથી પૂર્વપક્ષીએ આપેલા દોષનું દ્વિગુ બહુવ્રીહિનો અપવાદ હોવાથી બહુવ્રીહિનો બાધ કરે છે' તે તે અપવાદરૂપી દોષનું નિરાકરણ થતું નથી. કારણ કે (સામાન્યશાસ્ત્રનો વિશેષ શાસ્ત્રથી બાધ થાય છે. જેમકે अच्‌ની સામાન્યરૂપે અપેક્ષા રાખનાર એવા इको यणचि એ સામાન્ય શાસ્ત્રનો, વિશિષ્ટ अच् (અર્થાત્ સવર્ણ अच्)ની અપેક્ષા 15
રાખનાર अकः सवर्णे સૂત્રથી થતો) દીર્ઘ બાધ કરે છે એવું જોવા મળે છે.

જો દ્વિગુ સાવકાશ હોત તો પરત્વને લીધે એ રીતે જ બાધ બતાવવો જોઈતો હતો, પણ એમ દર્શાવ્યું નથી. એથી સિદ્ધ થાય છે કે દ્વિગુ નિરવકાશ (અપવાદ) છે. વળી ઉપરના એકદેશી ભાષ્યમાં દ્વિગુ અધિક નિમિત્તાપેક્ષ છે એમ કહીને બહિરંગત્વ દર્શાવ્યું છે, કેવલ વિશેષાપેક્ષ છે એમ કહીને (કંઈ) બહિરંગત્વ દર્શાવ્યું 20
નથી તેથી એ એકદેશી ભાષ્યનો આધાર લઈને વિશેષાપેક્ષત્વ મૂલક બહિરંગ સિદ્ધ કરી શકાય તેમ નથી. તેથી જ બે સુબન્તોના લીધે થનાર બહુવ્રીહિ સામાન્યાપેક્ષ હોવાથી અન્તરંગ છે અને સંખ્યાપૂર્વક હોવાથી તદ્ધિત પ્રત્યય કરતી વખતે થયેલ હોવાથી સુબન્ત વિશેષની અપેક્ષા રાખનાર દ્વિગુ બહિરંગ છે એમ ઉપરના ભાષ્યમાં કહેલ નથી. 25

અધિક અર્થની અપેક્ષા રાખનાર જે અધિક અર્થાપેક્ષ છે તે બહિરંગ છે એ નિયમનો આશ્રય જ લેવાતો ન હોવાથી ત્યાં 'અધિક અર્થાપેક્ષ બહિરંગત્વ' એવું કથન યુક્ત નથી. કારણ કે તે એકદેશીની ઉક્તિ છે.

(તેથી હવે સિદ્ધાન્તી કહે છે કે) 'तदस्य०' એ मतुप् વિધાયક સૂત્રમાં કરેલું

मिति त्वदभिमतं बहिरङ्गत्वमपि द्विगोर्नास्तीति प्रतिपाद्य सिद्धान्तिना मत्वर्थे द्विगोः प्रतिषेधो वक्तव्य इति वचनेनैतत्सिद्धमित्युक्तम् ॥

अत एव तदोः सः सौ [७.२.१०६] इति सूत्रेऽनन्त्ययोरिति चरितार्थम्। अन्यथा प्रत्ययसामान्यापेक्षत्वेनान्तरङ्गत्वादन्त्यस्यात्वेऽनन्त्यस्यैव सत्वे सिद्धे तद्वै-
5 यर्थ्यं स्पष्टमेव ॥

पादः पत् [६.४.१३०] इति सूत्रे भाष्यकैयटयोरप्येतदन्तरङ्गत्वाभाव एव सूचित इति सुधियो विभावयन्तु ॥

नन्वेवमसुस्रुवदित्यत्र लघूपधगुणादुवङोऽल्पनिमित्तत्वाभावादुवङ् न स्यादिति

---

'अस्ति' શબ્દનું ગ્રહણ ઉપાધિ–નિમિત્ત–વિશેષણનું દ્યોતક છે તેમ ન સમજવું
10 (અર્થાત્ मतुप् પ્રત્યયનો અર્થ પ્રકાશિત કરવા માટે तदस्य अस्ति, तदस्मिन् अस्ति એ રીતનું ગ્રહણ સૂત્રમાં કરેલું છે એમ સમજવાનું નથી.) પરંતુ अस्ति શબ્દથી 'मतुप्' થાય अस्तिमान् રૂપ થાય) એ માટે તે સૂત્રમાં 'अस्ति' શબ્દનું ગ્રહણ કરેલું છે. માટે જ તમને (પૂર્વપક્ષીને) અભિમત એવું બહિરંગત્વ પણ દ્વિગુમાં નથી એમ કહીને આખરે સિદ્ધાન્તીએ '(મત્વર્થીય) मतुप् પ્રત્યય લાવતી વખતે 'દ્વિગુ
15 સમાસ કરવો નહીં'' એવા (નૂતન વાર્તિક) વચનના સ્વીકારથી આ સિદ્ધ થાય છે એમ કહ્યું છે. (આ વાર્તિકનો સ્વીકાર જ એ બતાવે છે કે અહીં 'विशेषापेक्षं बहिरंगत्वम्' અને 'अधिकापेक्षत्वं बहिरंगत्वम्' એ બંને બહિરંગત્વ અભિમત નથી.)

તેથી જ 'तदोः सः साव.' સૂત્રમાં 'अनन्त्ययोः' ગ્રહણ ચરિતાર્થ થાય છે. અન્યથા વિશેષાપેક્ષ બહિરંગ હોવાથી, અને (પ્રત્યય) સામાન્યાપેક્ષ અન્તરંગ હોવાથી
20 અન્ત્ય વર્ણનો अ થતાં (સર્વત્ર) અનન્ત્યને જ સત્વ સિદ્ધ છે તો પછી 'अनन्त्ययोः' એ શબ્દનું ગ્રહણ વ્યર્થ થાય એ સ્પષ્ટ છે. (તેથી માનવું જોઈએ કે વિશેષાપેક્ષને બહિરંગ માનવામાં આવતું નથી).

'पादः पत्' સૂત્ર ઉપરના ભાષ્યમાં અને તે ઉપરની કૈયટની ટીકામાં પણ સામાન્યાપેક્ષ અન્તરંગ અને વિશેષાપેક્ષ બહિરંગ હોતું નથી એમ સૂચવેલું છે એ
25 બાબત ઉપર વિદ્વાનો વિચાર કરે.

હવે 'असुस्रुवत्' આદિ સ્થલમાં લઘૂપધગુણ કરતાં उवङ् આદેશ માટે (અપેક્ષિત આવશ્યક) નિમિત્ત અલ્પ ન હોવાથી 'उवङ्' થશે નહીં એમ કહેવામાં આવે તો એ બરાબર નથી. કારણ કે અહીં उवङ्માં અન્તઃકાર્યત્વરૂપ અન્તરંગત્વ છે અને અન્તઃ

चेत् । न । तत्रान्तःकार्यत्वरूपान्तरङ्गत्वसत्वात् । अन्तःकार्यत्व च पूर्वोपस्थितनिमित्तकत्वमङ्गशब्दस्य निमित्तपरत्वात् । इदमन्तरङ्गत्व लोकन्यायसिद्धमिति मनुष्योऽय प्रातरुत्थाय शरीरकार्याणि करोति ततः सुहृदां ततः सबन्धिनाम् । अर्थानामपि जातिव्यक्तिलिङ्गसंख्याकारकाणां बोधक्रमः शास्त्रकृत्कल्पितस्तत्क्रमेणैव तद्बोधकशब्दप्रादुर्भावः कल्पित इति तत्क्रमेणैव तत्कार्याणीति पट्व्येत्यादाव- 5 न्तरङ्गत्वात्पूर्वं पूर्वयणादेशः परयणादेशस्य बहिरङ्गतयासिद्धत्वादित्यनेनाचः परस्मिन् [१.१.५७] इति सूत्रे भाष्ये स्पष्टम् ॥

तदपि युगपत्प्राप्तौ पूर्वप्रवृत्तिनियामकमेव यथा पट्व्येत्यत्र पदस्य विभज्यान्वाख्याने न तु जातस्य बहिरङ्गस्य तादृशेऽन्तरङ्गेऽसिद्धतानियामकं प्रागुक्तलोक-

---

कार्यत्वनुं तात्पर्य छे पूर्वोपस्थित (पूर्वोच्चरित) निमित्तकत्व. आ परि.मां (अन्तरंग 10 अने बहिरंग शब्दमां आवनार अंग शब्दनो अर्थ 'निमित्त' एम छे.) आ प्रकारनुं अन्तरंगत्व लौकिक न्यायथी सिद्ध छे. कोई पण मनुष्य सवारे उठीने सौ प्रथम शरीर संबंधी कार्य करे छे, पछी मित्रोनां पछी, पोतानां संबंधी जनोनां. ते ज लौकिक नियम अनुसार (व्याकरणशास्त्रमां शब्दथी) जाति, पछी व्यक्ति, पछी लिंग, पछी संख्या पछी कारकरूप अर्थोनो बोध क्रमथी थाय छे एम मानतां 15 ते क्रम अनुसार ते ते कार्यो थाय एवो शास्त्रकारे नियम मानेलो छे. शास्त्रकारो द्वारा कल्पित व्युत्पत्तिमां पण आ ज क्रमथी ते ते अर्थना बोधक शब्दोनो ((कल्पित) प्रादुर्भाव थाय छे. एथी ते उपस्थितिना क्रम प्रमाणे ज ते ते कार्यो थाय छे. तेथी (आ रीते पूर्वोच्चरित निमित्तक रूप अन्तरंगत्व सिद्ध थवाथी) 'पट्व्या' आदि स्थलोमां (पटु+ई+आ एवी स्थितिमां) अन्तरंग होवाथी पूर्वमां 20 यणादेश थाय छे अने पर यणादेश बहिरंग होवाथी पछी थाय छे. एम 'अचः परस्मिन्' सूत्रना भाष्यमां कहेलुं छे.

ज्यां अन्तरंग अने बहिरंग बंने कार्य एक ज समये प्राप्त थाय त्यां ज पूर्वोपस्थित निमित्तकत्वरूप अन्तरंगत्व नियामक थशे (अर्थात् जे कार्यनुं निमित्त प्रथम उपस्थित थाय तेना कार्यने अन्तरंग समजीने प्रथम एवो नियम नियामक 25 छे.) जेमके 'पट्व्या' ए सिद्ध रूपनुं अन्वाख्यान (एटले के व्याकरणनी रीत प्रमाणे ते रूप केवी रीते सिद्ध थयुं ते बतावता ते सिद्ध रूपना पटु+ई+आ एवा विभाग पाडतां) करवामां आवतां त्यां 'पूर्वयण' अने 'परयण' बंनेनी प्रवृत्ति एक साथे थाय छे. त्यारे अन्तरंग पूर्व यणनी दृष्टिए बहिरंग परयण असिद्ध थाय छे.

न्यायेन तथैव लाभादिति वाह ऊठ् [६.४.१३२]-सूत्रे कैयटे स्पष्टम्। अत एव वाय्वोरित्यादौ वलि लोपो यणः स्थानिवत्त्वेन वारितो भाष्यकृता ॥

क्रमेणान्वाख्याने तूक्तोदाहरणे पूर्वप्रवृत्तिकत्वमन्तरङ्गत्वं बहिरङ्गस्यासिद्धत्वमपि निमित्ताभावादप्राप्तिरूपं बोध्यम् ॥

5 यत्त्वेवंरीत्या पूर्वस्थानिकमप्यन्तरङ्गमिति तच्चिन्त्यम्। स्रजिष्ठ इत्यादौ विन्मतोर्लुकि टिलोपस्यापवादविन्मतोर्लुक्प्रवृत्त्या जातिपक्षाश्रयणेन वारणप्रयासस्य प्रकृत्यैकाच् (६.४.१६३) इति सूत्रप्रयोजनखण्डनावसरे भाष्यकृत्कृतस्य

---

(પણ) આ (જાત) કૃત બહિરંગ, પૂર્વે નિર્દિષ્ટ પૂર્વોચ્ચરિત નિમિત્તક રૂપ) અન્તરંગ કાર્ય કરવું હોય ત્યારે અસિદ્ધ થતું નથી. અર્થાત્ પહેલેથી થયેલું બહિરંગ કાર્ય 10ઉપરના લૌકિક ન્યાયથી સિદ્ધ જ રહે છે એમ વાહ ઊઠ્ સૂત્ર ઉપરના ભાષ્ય ઉપરની ટીકામાં કૈયટે કહ્યું છે. તેથી જ (આ ઉક્ત અન્તરંગ, સમકાલ પ્રાપ્ત બહિરંગનું નિયામક થાય છે, પણ જાત બહિરંગનું નિયામક (નિવારક) થતું નથી માટે જ) अचः परस्मिन् એ સૂત્ર ઉપરના ભાષ્યમાં वाय्वोः સ્થલમાં ભાષ્યકારે 'व्'ના લોપનું નિવારણ, યણાદેશને સ્થાનિવત્ માનીને કરેલું છે.

15 (ઉપરના पट्व्या ઉદાહરણમાં) ક્રમથી અન્વાખ્યાન (સિદ્ધિ) કરતી વખતે (એટલે કે पटु+ङीप्=पट्वी એટલું જ રૂપ સાધીને, પછી તેનું તૃતીયા વિ. એ. કરતી વખતે 'पट्वी+आ'માં તો (આ પરિભાષા વગર જ ઈષ્ટસિદ્ધિ થઈ શકશે). જે કાર્ય પૂર્વમાં (પ્રથમ યણ્) અન્તરંગ રૂપે પ્રવૃત્ત થાય છે ત્યારે બહિરંગનું અસિદ્ધત્વ, નિમિત્તના અભાવને લીધે પ્રાપ્ત નથી એમ જાણવું. (કારણ કે पटु+ई=पट्वी એ રૂપ સાધતી 20વખતે, ઉત્તર યણાદેશના નિમિત્ત એવા પ્રત્યયનું અસ્તિત્વ જ નથી, पट्वी એવું રૂપ પ્રથમ સિદ્ધ થયા પછી જ તેને 'आ' પ્રત્યય લાવવામાં આવે છે.)

આ જ રીતે પૂર્વસ્થાનીને પ્રાપ્ત થનાર કાર્ય અન્તરંગ (અને તેના પછીના સ્થાનીને પ્રાપ્ત થનાર કાર્ય બહિરંગ સમજવું એ પણ ચિંત્ય છે. (કારણ કે તે બરાબર માનતાં) 'स्रजिष्ठः'માં 'विन्मतोर्लुक्' સૂત્ર, (टेः) સૂત્રથી થતા ટિલોપનું અપ-25વાદાત્મક સૂત્ર છે, તેથી પહેલાં તો 'विन्'નો લોપ થયો, એ પછી स्रज्+इष्ठમાં ટિલોપની પ્રાપ્તિ થતાં 'प्रकृत्यैकाच्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં તે (प्रकृत्यैकाच्) સૂત્રનું ખંડન કરતી વખતે જાતિપક્ષનો આશ્રય કરીને (તે ટિલોપ ટાળવાનો) જે પ્રયાસ કર્યો છે તે વ્યર્થ થશે. કારણ કે તમારા કહ્યા પ્રમાણે 'स्रग्विन्'માં 'विन्मतोर्लुक्'

नैष्फल्यापत्तेः । त्वदुक्तरीत्या विन्मतोर्लुको बहिरङ्गासिद्धत्वेनायासतस्तद्वारणात् । भाष्य ईदृशरीत्या बहिरङ्गासिद्धत्वस्य क्वाप्यनाश्रयणाच्च । परिभाषायामङ्ग-शब्दस्य निमित्तपरत्वाच्च ॥

इयं चोत्तरपदाधिकारस्थबहिरङ्गस्य नासिद्धत्वबोधिकेतीच एकाचोऽम् [६. ३.६८] इति सूत्रे भाष्ये पूर्वपक्ष्युक्तिरिति सा नादर्तव्या । परंतप इत्यादाव-5 नुस्वारे नासिद्धत्वं मुमस्त्रिपाद्यां तदप्रवृत्तेः ॥

नव्यमतेऽपि यथोद्देशपक्षाश्रयणेनान्यथासिद्धोदाहरणदानेन तस्य तदुक्तित्व-मावश्यकमित्याहुः ॥

आभीयेऽन्तरङ्ग आभीयस्य बहिरङ्गस्य समानाश्रयस्य नानेनासिद्धत्वमसिद्ध-

---

'विन्' રૂપ સ્થાનીને થયેલો હોવાથી તે બહિરંગ કે અસિદ્ધ થાય છે. આ રીતે 10 પૂર્વસ્થાનીય અન્તરંગ अच् રૂપે ટિલોપ કરવાનો હોય ત્યારે પૂર્વસ્થાનીરૂપ અન્ત-રંગની દૃષ્ટિએ વિન્નો લોપ અસિદ્ધ થતાં (એટલે કે વિન્ જ રહેતાં) स्रज्ના ટિલોપનું અનાયાસે નિવારણ થાય છે. વળી ભાષ્યમાં આવા પ્રકારનું બહિરંગત્વ (કે અસિદ્ધત્વ) ક્યાંયે માનેલ નથી. વળી આ પરિભાષામાં આવેલ 'अङ्ग' શબ્દનો અર્થ નિમિત્ત જ માનેલ છે (સ્થાની એવો અર્થ કયાંયે માનેલો નથી.) 15

'ई च एकाचोऽम्प्रत्ययवच्च' એ સૂત્રના ભાષ્યમાં જે કહ્યું છે કે (अलुगुत्तरपदे)ના ઉત્તરપદના અધિકારમાં જે બહિરંગ કાર્યો કરવામાં કહેવામાં આવેલ છે તે (કાર્યો)નું આ પરિભાષાથી અસિદ્ધત્વ બોધન થતું નથી, પણ આ પૂર્વપક્ષીની ઉક્તિ હોવાથી આદરને પાત્ર નથી. 'परन्तपः' આદિ સ્થલમાં મુમ્ની જગ્યાએ અનુસ્વાર કરતી વખતે મુમ્ અસિદ્ધ થતો નથી, કારણ કે આ પરિભાષા ત્રિપાદીને લાગતી નથી. 20

નવ્ય વિદ્વાનો (ભટ્ટોજી દીક્ષિત આદિ) અનુસાર આ પરિભાષાની ત્રૈપાદિક કાર્યોના વિષયમાં અપ્રવૃત્તિ છે એમ માનવામાં આવ્યું છે, આ સ્થિતિમાં યથોદ્દેશ પક્ષના આશ્રયણથી, ઈતર રીતે સિદ્ધ ન થઈ શકતાં રૂપો (ઉદાહરણો) યથોદ્દેશ પક્ષનો આશ્રય લઈને સિદ્ધ ન થઈ શકતાં હોવાથી ઉપરની ઉક્તિ 'इयं चोत्तरपदा-धिकारस्थबहिरङ्गस्य न असिद्धत्वबोधिका ઉક્તિ પૂર્વપક્ષી (એકદેશી)ની છે એમ વિદ્વાનો25 કહે છે.

આભીય અન્તરંગ કાર્ય કરતી વખતે સમાનાશ્રય આભીય બહિરંગ કાર્ય આ

त्वादित्यसिद्धवत्सूत्रे भाष्ये स्पष्टम् ॥

एवं सिचि वृद्धेर्येननाप्राप्तिन्यायेनान्तरङ्गबाधकत्वमूलकं न सिच्यन्तरङ्ग-मस्तीतीको गुण [१.१.३] इति सूत्रे भाष्ये स्पष्टम् ॥५०॥

नन्वेवमक्षद्यूरित्यादौ बहिरङ्गस्योठोऽसिद्धत्वादन्तरङ्गो यण् न स्यादत आह।

5 **नाजानन्तर्ये बहिष्ट्वप्रक्लृप्तिः ॥ ५१ ॥**

अत्र षत्वतुकोः [६.१.८६] इति सूत्रस्थं तुग्ग्रहणं ज्ञापकम्। अन्यथा-धीत्य प्रेत्येत्यादौ समासोत्तरं ल्यप्प्रवृत्त्या पूर्वं समासे जाते तत्र संहिताया नित्य-

---

પરિભાષાથી અસિદ્ધ થતું નથી; કારણ કે તે બંને કાર્ય 'असिद्धवदत्राभात्' સૂત્રથી 10 જ પરસ્પરની દૃષ્ટિએ અસિદ્ધ થાય છે એમ તે સૂત્ર ઉપરના ભાષ્યમાં કહેલું છે.

એ જ રીતે 'इको गुणवृद्धी' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'येन नाप्राप्ते यो विधिः आरभ्यते स तस्य बाधको भवति' એ ન્યાયના બળથી, ('सार्वधातुकार्ध' સૂત્રથી થતા) અન્તરંગ ગુણની 'सिचि वृद्धिः' સૂત્રથી થતી વૃદ્ધિ અપવાદ હોવાથી, ગુણ અન્તરંગ હોવા છતાં થઈ શકતો નથી. આ સ્થિતિમાં 'न सिच्यन्तरङ्गमस्ति' (પરમાં सिच् 15 આવ્યો હોય તો એટલે જ્યાં सिच् નિમિત્તકતા હોય ત્યાં અન્તરંગત્વ થતું નથી' એ વાર્તિક નવું નથી (પણ ફલિતાર્થ કથન છે) આ બાબત ભાષ્યમાં સ્પષ્ટ થયેલી છે. (૫૦).

**પરિભાષા : ૫૧**

હવે પ્રશ્ન થાય છે કે જો 'असिद्धंबहिरङ्ग' (૫૦) પરિ. સ્વીકારવામાં આવે તો 20 'अक्षद्यूः' આદિ ઉદા.માં બહિરંગ 'ऊठ्' અસિદ્ધ થતાં અન્તરંગ યણાદેશ થશે નહીં. તેથી આ પરિ. કહે છે.

'नाजानन्तर्ये बहिष्ट्वप्रक्लृप्तिः' (૫૧).

'अच्'ના અવ્યવધાનની અપેક્ષા રાખનાર અન્તરંગ કાર્ય જ્યારે કરવામાં આવતું હોય ત્યારે બહિરંગની અસિદ્ધતા થતી નથી.

25 'षत्वतुकोरसिद्धः' સૂત્રમાનું 'तुक्' ગ્રહણ આ પરિ.નું જ્ઞાપક છે. આ પરિ. ન હોત તો તે 'तुक्' ગ્રહણ વ્યર્થ થશે, કારણ કે 'अधीत्य', 'प्रेत्य' આદિમાં સમાસ થયા પછી, સમાસમાંના પદોની (સંહિતા) સંધિ નિત્ય હોવાથી અને 'ल्यप्' આદેશની ઉત્પત્તિ સુધી ધાતુ અને ઉપસર્ગની સંધિ રહિતતા રાખવી અશક્ય હોવાથી એકાદેશ થતાં, એકાદેશ બે (ભિન્ન) પદોમાંના બે ભિન્ન વર્ણોના આશ્રયે

त्वाल्ल्यबुत्पत्तिपर्यन्तमप्यसंहिततयावस्थानासंभवेनैकादेशे ल्यपि तुगपक्षया पदद्वय-संबन्धिवर्णद्वयापेक्षैकादेशस्य बहिरङ्गतयासिद्धत्वेन तद्वैयर्थ्यं स्पष्टमेव । पदद्वय-संबन्धिवर्णद्वयापेक्षं बहिरङ्गमिति प्रेद्ध इत्यादौ गुणो बहिरङ्ग इति ग्रन्थेन न धातुलोपे [१.१.४] इति सूत्रे संयोगान्तस्य लोपः [८.२.२३] इति सूत्रे च भाष्ये स्पष्टम् ॥ 5

यत्तु षत्वग्रहणमपि ज्ञापकमन्यथा कोऽसिचदित्यादौ पदद्वयसंबन्धिवर्णद्वया-पेक्षत्वेन बहिरङ्गस्यैकादेशस्यासिद्धत्वेन षत्वाप्रवृत्तौ किं तेनेति तन्न । इणः पूर्व-पदसंबन्धित्वेन षत्वस्यापि पदद्वयसंबन्धिवर्णद्वयापेक्षत्वेनोभयोः समत्वात् । एका-

---

થતો હોવાથી કેવલ 'ल्यप्' પ્રત્યયને માનીને થનાર 'तुक्' આગમ'ની અપેક્ષાએ, તે એકાદેશ બહિરંગ હોવાને લીધે અસિદ્ધ થવાથી (તુગાગમરૂપ અન્તરંગ કાર્ય 10 થશે જ તો પછી 'षत्वतुकोः' એ સૂત્રથી તુગાગમ કરતી વખતે પૂર્વે થયેલ એકાદેશ અસિદ્ધ થાય છે એવા કથનની વ્યર્થતા સ્પષ્ટ જ છે.

('પદદ્વય સંબંધી વર્ણદ્વયાપેક્ષ કાર્ય બહિરંગ હોય છે' એમ જે ઉપર કહ્યું તેનું ગ્રંથકાર પ્રમાણ આપે છે) બંને પદોમાંથી (પહેલા પદનો અન્ત્ય વર્ણ અને પછીના પદનો આદ્યવર્ણ) એમ વર્ણદ્વયની અપેક્ષા રાખનાર પદદ્વયસંબંધી વર્ણ- 15 દ્વયાપેક્ષ એકાદેશ બહિરંગ છે. માટે જ 'प्रेद्धः' આદિમાં ગુણરૂપી એકાદેશ બહિરંગ સમજવો જોઈએ એમ न धातुलोप० સૂત્ર ઉપરના ભાષ્યમાં તેમજ 'संयोगान्तस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહેલ છે.

જો અહીં એમ કહેવામાં આવે કે (જેમ 'षत्वतुकोरसिद्धः' એ સૂત્રમાંનું 'तुक्' ગ્રહણ આ પરિ.નું જ્ઞાપક છે તે રીતે જ આ સૂત્રમાંનું) ષત્વ ગ્રહણ પણ 20 આ પરિ.નું જ્ઞાપક છે. જો તેમ ન માનવામાં આવે તો 'कोऽसिचत्' સ્થલમાં પદદ્વયસંબંધી બે વર્ણોની જગ્યાએ થનાર એકાદેશ (असिद्धं बहि० પરિ. પ્રમાણે) બહિરંગ અસિદ્ધ થવાથી (તે એકાદેશ થયો જ નથી એમ માનતાં 'इण्' ન હોવાથી) ષત્વની પ્રાપ્તિ જ થતી નથી (તો षत्वतुकोःમાં કરેલ 'षत्व' ગ્રહણનો શો લાભ ? અર્થાત્ તે વ્યર્થ છે) પણ એ કથન બરાબર નથી. તે, કારણકે અહીં ષત્વ પણ અન્ત-52 રંગ નથી. (કારણકે) પૂર્વ સવર્ણરૂપી 'ઓ' એકાદેશ જેમ બે ભિન્ન પદોના બે ભિન્ન વર્ણોને માનીને થનારું કાર્ય છે, તેમ ષત્વ પણ 'इण्' એ પૂર્વપદની સાથે સંબંધ ધરાવતું હોવાથી પદદ્વય સંબંધી વર્ણદ્વયાપેક્ષ છે. તેથી બે કાર્ય (એકાદેશ અને ષત્વ) સરખાં જ છે.

देशस्य परादिवत्त्वेनौसिचदित्यस्य पदत्वेन पदादित्वाभावान्न सात्पदाद्योः [८.३.१११] इत्यनेन निषेधः । त्रैपादिकेऽन्तरङ्गे कार्यकालपक्षेऽपि बहिरङ्गपरिभाषाया अप्रवृत्तेः पूर्वमुपपादितत्वाच्च ॥

परिभाषार्थस्त्वचोऽन्यानन्तर्यनिमित्तकेऽन्तरङ्गे कर्तव्ये जातस्य बहिरङ्गस्य 5 बहिष्ट्वप्रकॢप्तिर्न । बहिष्पदेन बहिरङ्गम् । तस्य भावो बहिरङ्गत्वम् । तत्प्रयुक्तासिद्धत्वस्य न प्रकॢप्तिः । न प्राप्तिरिति । असिद्धं बहिरङ्गमित्युक्त्वा नाजानन्तर्य इति वक्ष्यामीति भाष्योक्त्या तत्रत्यस्यान्तरङ्ग इत्यस्यानुवृत्तिसूचनात् ॥

तेन पचावेदमित्यादौ न दोषः । अन्तरङ्गस्याच्स्थानिककार्यस्यैत्वस्यान्यानन्तर्यनिमित्तकत्वाभावात् ॥

---

10 એકાદેશ 'ओ'ને ('अन्तादिवच्च' સૂત્ર પ્રમાણે ઉત્તરપદનો આદ્યવયવ માનતાં) પરાદિવદ્ભાવ થતાં 'ओसिचत्' પદ થતાં 'ओकार'માં પદાદિત્વ આવે છે, સકારમાં નહીં તેથી 'सात्पदाद्योः'સૂત્રથી નિષેધ થતો નથી.

(બીજું એમ છે કે) કાર્યકાલ પક્ષમાં પણ ત્રિપાદીમાં બતાવેલ અન્તરંગ કાર્ય કરતી વખતે અન્તરંગ પરિ. (૫૦) લાગુ પડતી નથી એ પૂર્વે સિદ્ધ કરેલું છે.

આ પરિ. નો અર્થ આ છે કે 'अच्'ની પછી અન્યના અવ્યધાનને નિમિત્ત બનાવીને પ્રવૃત્ત થનાર અન્તરંગ કાર્ય પ્રાપ્ત થાય તો પૂર્વે થયેલ (जात) બહિરંગ કાર્યની અસિદ્ધતા (बहिष्ट्वप्रकॢप्तिः) થતી નથી. 'बहिष्ट्व'માં રહેલ આવેલ 'बहिष्' પદનો અર્થ બહિરંગ સમજવો. (बहिर्भावो बहिष्ट्वम्') એમ 'बहिष्'નો ભાવ એટલે કે બહિરંગત્વ. બહિરંગત્વને લીધે, (असिद्धं बहि०)થી અસિદ્ધત્વની 'પ્રકॢપ્તિ' એટલે કે પ્રાપ્તિ થતી નથી (અર્થાત્ તે બહિરંગ કાર્ય અસિદ્ધ મનાતું નથી.)

'असिद्धं बहिरङ्गम्' એમ કહીને 'नाजानन्तर्ये' એ કહીશ એવી ભાષ્યકારની ઉક્તિથી ત્યાં ('असिद्धं बहिरङ्गमन्तरङ्गे'માં) રહેલા 'अन्तरङ्गे' પદની પ્રકૃત પરિ.માં અનુવૃત્તિ થવાનું સૂચન મળે છે (અને તેથી અચ્ની પછી અન્યના અવ્યવધાનને નિમિત્ત બનાવીને પ્રવૃત્ત થનાર અંતરંગ કાર્ય પ્રાપ્ત થાય તો પૂર્વે થયેલ બહિરંગ કાર્યની અસિદ્ધતા થતી નથી એવો આ પરિ.માં ના अजानन्तर्ये પદનો અર્થ થાય છે.)

(આ 'नाजानन्तर्ये०' પરિ. છે) તેથી 'पचावेदम्' આદિમાં (पच् આજ્ઞાર્થ लोट् ઉ.પુ.દ્વિ.વ.માં) કોઈ દોષ આવતો નથી. કારણકે अच् જે 'ए' તેના સ્થાનમાં થનાર अच् સ્થાનિક અન્તરંગ કાર્ય 'ऐत्व' તે અજાનન્તર્ય નિમિત્તક નથી (પછી અવ્યવહિત રીતે આવનાર अच् નિમિત્તને માનીને થનાર નથી.)

जातस्य बहिरङ्गस्येत्युक्त्यायजे इन्द्रं धियतीत्यादौ बहिरङ्गदीर्घगुणादेरसिद्धत्वं सिद्धम् । अत एवेण्ङिशीनामादगुणः सवर्णदीर्घत्वाच्छचङन्तस्यान्तरङ्गलक्षणत्वादित्यादि संगच्छते । अत एवोमाङोश्च [६.१.९५] इत्याङ्ग्रहणं चरितार्थम् । तद्धि शिव आ इहीति स्थिते परमपि सवर्णदीर्घं बाधित्वा धातूपसर्गकार्यत्वेनान्तरङ्गत्वादादगुणे वृद्धिबाधनार्थम् ॥

न चाक्षद्यूरित्यत्र यणि कृत ऊठोऽसिद्धत्वाद्वलि लोपापत्तिरिति वाच्यम् । अचोऽन्यानन्तर्यनिमित्तकेऽन्तरङ्गे कर्तव्ये कृते च तस्मिन्यदन्तरङ्गं प्राप्नोति तत्र

---

(જાત બહિરંગની અસિદ્ધતા થતી નથી એમ કહેવાથી) (એટલે કે 'अचोऽन्यानन्तर्यनिमित्तकेऽन्तङ्गे, कर्त्तव्ये जातस्य वहिङ्गस्य बहिष्ट्वप्रकॢप्तिर्न' એવો આ પરિ.નો અર્થ કરવામાં આવતાં) 'अयजे इन्द्रम्', 'धियति' આદિ સ્થલમાં બહિરંગ સવર્ણ દીર્ઘરૂપ એકાદેશ અને બહિરંગ ગુણરૂપ એકાદેશનું અસિદ્ધત્વ સિદ્ધ થાય છે.

(જાત બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે ('जातस्य बहिङ्गस्य' એમ કહેલ છે તેથી) 'इट्', 'ङि' અને 'शि' એમને સવર્ણ દીર્ઘ ન થતાં 'आद् गुणः' સૂત્ર પ્રમાણે ગુણ થાય છે એમ જે ('विप्रतिषेधे परं कार्यम्' સૂત્ર ઉપરના) ભાષ્યમાં કહેલું છે. તેમજ शान्त અને चङन्त અન્તરંગ હોવાથી (ગુણ ન થતાં इयङ्, उवङ् આદેશ થાય છે એમ જે (क्ङिति च) સૂત્ર ઉપરના ભાષ્યમાં) એમ જે કહ્યું છે તે સંગત થાય છે.

(વળી 'जातस्य बहिरंगस्य' એમ કહેલ છે) માટે જ 'ओमङोश्च' સૂત્રમાંનું 'आङ्' ગ્રહણ ચરિતાર્થ થાય છે. તે 'आङ्' ગ્રહણ 'शिव+आ+इहि' એ સ્થિતિમાં સવર્ણ દીર્ઘ આદેશ પર છે છતાં તેનો બાધ કરીને ધાતુ અને ઉપસર્ગનું કાર્ય અન્તરંગ હોવાથી 'आद् गुणः' સૂત્રથી અન્તરંગ કાર્ય પ્રથમ થતાં (शिव+एहि સ્થિતિ પ્રાપ્ત થતાં वृद्धिरेचि સૂત્રથી પ્રાપ્ત થયેલ) વૃદ્ધિનો બાધ કરવા માટે છે. (અર્થાત્ વૃદ્ધિ ન થતાં પરરૂપ એકાદેશ થાય એ માટે 'आङ्' ગ્રહણ કરેલું છે.)

(આ પરિ.નો ઉપર પ્રમાણેનો અર્થ બરાબર માનતાં) अक्षद्यूः (अक्ष+दि+उ+क्विप्)માં યણાદેશ થયા પછી 'ऊठ्' અસિદ્ધ હોવાથી (એટલે કે 'व्' હોવાથી) वल् પ્રત્યાહારમાંનો વર્ણ પછી આવવાથી 'य' લોપ થવાની આપત્તિ આવશે એમ કહેવામાં આવે તો તે બરાબર નથી. કારણકે આ પરિ.નો અર્થ એવો છે કે 'अच्' ની અવ્યવહિત પછી આવનાર ભિન્ન નિમિત્તને લીધે અન્તરંગ કાર્ય કરવાનું હોય ત્યારે અને પૂર્વોક્ત પ્રકારનું અન્તરંગ કાર્ય કરી દીધું હોય ત્યાર પછી જે (બીજું)

च कर्तव्ये नासिद्धत्वमित्येतदर्थात् । असिद्धपरिभाषाया अनित्यत्वेन तद्वारणे त्वस्या वैयर्थ्यं तेनैव सिद्धेः ॥

अत एव नलोपः सुप् [८.२.२] इति सूत्रे कृति तुग्ग्रहणं चरितार्थम् । अन्यथा वृत्रहभ्यामित्यदौ बहिर्भूतभ्याम्निमित्तकपदत्वाश्रयत्वेन बहिरङ्गतया नलोप-
5 स्यासिद्धत्वेन सिद्धेस्तद्वैयर्थ्यं स्पष्टमेव । मम तु तुक्यजानन्तर्यसत्त्वान्न दोषः ॥

न चैवं सति ह्रस्वस्य पिति [६.१.७१] इति सूत्रस्थभाष्यविरोधः । तत्र हि ग्रामणिपुत्र इत्यत्रेको ह्रस्वोऽङ्यः [६.३.६१] इति ह्रस्वे कृते तुकमाशङ्क्य ह्रस्वस्य बहिरङ्गासिद्धत्वेन समाहितम् । नाजानन्तर्य इत्यस्य सत्त्वे तत्र तदप्राप्ते-

---

10 અન્તરંગ કાર્ય પ્રાપ્ત થાય છે તે કરવાનું હોય ત્યારે બહિરંગની અસિદ્ધતા થતી નથી. (અહીં જો એમ કહેવામાં આવે કે) असिद्धं बहिरङ्गम्' એ પરિ.ને અનિત્ય માનવાથી આ પરિ.ના ફલની સિદ્ધિ થઈ શકે છે અને તે રીતે य् લોપનું નિવારણ થઈ શકે છે) તો પ્રસ્તુત नाजानन्तर्ये० પરિ. વ્યર્થ ઠરશે. (કારણકે અન્તરંગ પરિ.ને અનિત્ય માનીને જ य् લોપનું નિવારણ સિદ્ધ થઈ શકે તેમ છે.)

15 (આ પરિ. છે) માટે જ 'न लोपः सुप्स्वरसंज्ञातुग्विधिषु कृति' સૂત્રમાં કરેલું તુક્ ગ્રહણ (कृति तुक् ગ્રહણ) ચરિતાર્થ થાય છે. આ પરિ. ન હોત તો वृत्रह-भ्याम् (वृत्रहन्+क्विप्+भ्याम्) આદિ સ્થલમાં (ન લોપ બહિરંગ છે), બહિર્ભૂત 'भ्याम्' પ્રત્યયને લીધે 'वृत्रहन्'ની પદસંજ્ઞાનો આશ્રય લઈને થતો 'न' લોપ બહિ-રંગ હોવાથી અસિદ્ધ થતાં (એટલે કે ન વિદ્યમાન જ હોવાથી તુક્ થઈ શકે તેમ
20 જ નથી તો એવા તુક્‌ને રોકવા માટે न लोपः સૂત્રમાં કરેલું) તુક્ ગ્રહણ વ્યર્થ થશે. પરંતુ અમારે મતે 'तुक्'માં અજાનન્તર્ય હોવાથી આ પરિ. લાગતાં કોઈ દોષ આવતો નથી.

જો नाजानन्तर्ये० પરિ. માનવામાં આવે તો 'ह्रस्वस्य पिति कृति तुक्' સૂત્ર ઉપરનું ભાષ્ય અસંગત થશે, કારણકે તે ભાષ્યમાં 'इको ह्रस्वोऽङ्यो गालवस्य' સૂત્રથી 'ग्राम-
25 णिपुत्रः'માં જ્યારે (વિકલ્પથી) હ્રસ્વ થાય છે ત્યારે ('ह्रस्वस्य पिति कृति तुक्') સૂત્રથી તુક્‌ની આશંકા કરીને ભાષ્યકારે બહિરંગ હ્રસ્વની અસિદ્ધતા થાય છે એમ કહીને (તે શંકાનું) ભાષ્યકારે સમાધાન કર્યું છે. પણ હવે તો 'नाजानन्तर्ये'. એ પરિ. હોવાથી ત્યાં 'ग्रामणिपुत्रः' એ ઉદા.માં અન્તરંગ પરિ. લાગુ પડે એમ જ નથી તેથી) તે ઉપરનું ભાષ્ય અસંગત છે એમ કોઈ કહેતો તો બરાબર નથી. કારણકે તે ભાષ્યથી

रसंगतिः स्पष्टैवेति वाच्यम् । तेन भाष्येणास्या अनावश्यकत्वबोधनात् । एतज्ज्ञापकेनान्तरङ्गपरिभाषाया अनित्यत्वबोधनस्यैव न्याय्यत्वात् ॥

अत एवाचः परस्मिन् [१.१.५७] इति सूत्रे भाष्ये पटु ई आ इत्यत्र परयणादेशस्य तयासिद्धत्वात्पूर्वयणादेशः साधितः । अत एवैषा भाष्ये पुनः क्वापि नोल्लिखिता । अत एवान्तरङ्गपरिभाषामुपक्रम्य विप्रतिषेधसूत्रेऽस्या 5 बहूनि प्रयोजनानि सन्ति तदर्थमेषा परिभाषा कर्तव्या प्रतिविधेयं दोषेष्वित्युक्तं संप्रसारणाच्च [६.१.१०८] इति सूत्रे भाष्ये प्रतिविधानं च परिभाषाविषयेऽनित्यत्वाश्रयणमेवेति ध्वनितमित्यलम् ॥५१॥

---

પ્રકૃત પરિ. આવશ્યક નથી એવું જ્ઞાપિત થાય છે. ('षत्वतुकोरसिध्धः' સૂત્રમાંનું તુક્ ગ્રહણ) આ પરિ.નું જે જ્ઞાપક માનવામાં આવ્યું છે, તે જ્ઞાપકના આધારે 10 તો અન્તરંગ પરિ. અનિત્ય છે એમ માનવું જ વ્યાજબી છે.

(આ પરિ. અનાવશ્યક હોવાથી ભાષ્યકારે આનું પ્રત્યાખ્યાન કરેલ છે.) માટે જ 'अचः परस्मिन्' સૂત્ર ઉપરના ભાષ્યમાં पटु+ई+आ સ્થલમાં અન્તરંગ પરિ.થી, પર યણાદેશ અસિદ્ધ થતો હોવાથી પૂર્વ યણાદેશ સિદ્ધ કરવામાં આવ્યો છે. માટે જ ભાષ્યમાં આ પરિ.નો પુનઃ ક્યાંયે ઉલ્લેખ કરેલો નથી. (જો આ પરિ. 15 ભાષ્યકારને આવશ્યક લાગી હોત તો તેનો ઠેકઠેકાણે ઇષ્ટરૂપની સિદ્ધિ કરતી વખતે અવશ્ય ઉપયોગ કર્યો હોત.)

(આ પરિ. ભાષ્યકારને સંમત નથી) માટે જ 'संप्रसारणाच्च' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'अन्तरंग' પરિ.નો ઉપક્રમ કરીને એમ કહ્યું છે કે 'विप्रतिषेधे परं कार्यम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ અન્તરંગ પરિ.નાં અનેક પ્રયોજનો દર્શાવેલ છે. તેથી 20 અન્તરંગ પરિ. માનવી આવશ્યક છે, પરંતુ જ્યાં અન્તરંગ પરિ. માનવાથી ઈષ્ટરૂપ સિદ્ધ ન થતાં ઉલટું અનિષ્ટ રૂપોની સિદ્ધિ થતી હોય ત્યાં અન્ય ઉપાયોથી દોષનું નિવારણ કરવું". આ ભાષ્ય ઉપરથી ધ્વનિત થાય છે કે જે સ્થલમાં અન્તરંગ પરિ. લાગુ પડે છે, તેવા સ્થલમાં તે (પરિ.) લાવવામાં આવતાં જો અનિષ્ટ રૂપની સિદ્ધિ થતી હોય તો) તેને અનિત્ય માનીને ઉત્પન્ન થનારા દોષોની નિવૃત્તિ કરવી 25 (જ્યાં ઈષ્ટરૂપની સિદ્ધિ થતી હોય તો ત્યાં 'અન્તરંગ પરિ. લાવવી, પણ જ્યાં અનિષ્ટ રૂપની સિદ્ધિ થતી હોય એમ લાગે ત્યારે એ પરિ.ને અનિત્ય માનીને ઉપયોગમાં લાવવી નહીં'.) (તેથી नाजानन्तर्ये. પરિ. સ્વીકારવા માટે કોઈ કારણ નથી.) (૫૧)

नन्वेवं गोमत्प्रिय इत्यादौ पदद्वयनिमित्तकसमासाश्रितत्वेन बहिरङ्गं लुकं बाधित्वान्तरङ्गत्वाद्धल्ङ्यादिलोपे नुमादयः स्युरत आह ।

**अन्तरङ्गानपि विधीन् बहिरङ्गो लुग् बाधते ॥ ५२ ॥**

अत्र च प्रत्ययोत्तरपदयोश्च [७.२.९८] इति सूत्रं ज्ञापकम् । त्वत्कृतमित्यादौ 5 लुगपेक्षयान्तरङ्गत्वाद्विभक्तिनिमित्तकेन त्वमावेकवचने [७.२.९७] इत्यनेन सिद्ध इदं व्यर्थं सदेतज्ज्ञापकम् । ननु तव पुत्रस्त्वत्पुत्र इत्यादौ तवममादिबाधनार्थं तदावश्यकमिति चेत् । एवं तर्ह्यत्रत्यमपर्यन्तग्रहणानुवृत्तिस्तज्ज्ञापिकेति भाष्यकृतः ॥

युष्मदादिभ्य आचारक्विप्तु न संपूर्णसूत्रस्य ज्ञापकतापरभाष्यप्रामाण्याद् ह्रस्वन-10 द्यापः [७.१.५४] इति नुड्विधायकसूत्रस्थभाष्यप्रामाण्येन हलन्तेभ्य आचार-

---

**પરિભાષા : ૫૨**

હવે (જો અન્તરંગ 'असिद्धं बहि०'ને સ્વીકારવામાં આવે તો) 'गोमत् प्रियः' આદિ સ્થલમાં (गोमत्+सु અને प्रिय+सु એ અલૌકિક વિગ્રહ વાકચમાં સમાસ કર્યા પછી પ્રતિપદિક સંજ્ઞા થતાં 'सुपो धातु०' સૂત્રથી सुप્નો लुक् થાય છે) 15 બે પદોના નિમિત્તને લીધે થનાર સમાસને લીધે થતો 'सु' लुक् બહિરંગ છે. તે બહિરંગ 'लुक्'નો બાધ કરી, અન્તરંગ હોવાથી 'हल्ङ्याब्भ्यः' આદિ સૂત્રથી 'सु' નો લોપ થતાં પછી પ્રત્યયલક્ષણથી 'सु'ને લાવીને 'नुम्' વગેરે કાર્ય થવાનો પ્રસંગ આવશે. (આ આપત્તિ આવશે) માટે આ પરિ. કહે છે.

'अन्तरङ्गानपि विधीन् वहिरङ्गो लुग्बाधते । (५२)

20 અન્તરંગ વિધિઓનો બહિરંગ એવો लुक् બાધ કરે છે.

આ પરિ.નું જ્ઞાપક 'प्रत्ययोत्तरपदयोश्च' સૂત્ર છે. (આ પરિ. ન હોત તો) (त्वया कृतम्) 'त्वत्कृतम्' આદિ સ્થલમાં 'लुक्'નો બાધ કરી અન્તરંગ હોવાથી વિભક્તિ નિમિત્તક 'त्वमावेकवचने' એ સૂત્રથી (युष्म् અને अस्म्ની જગ્યાએ त्व અને म આદેશ થતાં રૂપ) સિદ્ધિ થઈ શકે છે. (તો આ રૂપોની સિદ્ધિ માટે કરેલું) 'प्रत्य 25 योत्तरपदयोश्च' સૂત્ર વ્યર્થ થાય છે અને એ રીતે આ પરિ.નું જ્ઞાપક બને છે.

હવે જો 'तव पुत्रः' त्वत्पुत्रः આદિ સ્થલમાં 'युष्म्' (અને अस्म्)ના સ્થાને ('तवममौ ङसि' સૂત્રથી થનાર) तव અને मम આદિ આદેશોનો બાધ કરવા માટે 'प्रत्ययोत्तरपदयोश्च' સૂત્ર આવશ્યક છે (તેથી આ સૂત્ર આ પરિ.નું જ્ઞાપક થઈ શકે નહીં)

क्विभावाच्च । एवमेवैकार्थकाभ्यां प्रातिपादिकाभ्यां प्रातिपादिकणिचोऽप्यनभिधानं बोध्यम् । एतेन तत्रादेशार्थं प्रत्ययग्रहणं चरितार्थमित्यपास्तम् ॥

ननु मपर्यन्तानुवृत्तिरपि सर्वादेशत्ववारणाय चरितार्था । न चोत्सर्गसमानदेशा अपवादा इति न्यायेनासिद्धवत्सूत्रस्थभाष्यसमतेन मपर्यन्तस्यैवादेशे सिद्धे तदनुवृत्तिर्व्यर्थेति वाच्यं तस्य श्नमकजादौ व्यभिचारादिति चेत् । न । श्नमि 5 मित्त्वेन बहुचि पुरस्ताद्ग्रहणेनाकचि प्राक्टेर्ग्रहणेन तस्य बाधेऽप्यत्रोत्सर्गस्य त्यागे

---

એમ કહેવામાં આવે તો ભાષ્યકાર કહે છે કે તો પછી 'प्रत्ययोत्तरपदयोश्च' એ સૂત્રમાં 'मपर्यन्तस्य'ની જે અનુવૃત્તિ થાય છે તે અનુવૃત્તિ આ પરિ.ની જ્ઞાપક બને છે.

જો કે ભાષ્યકારે प्रत्ययोत्तरपदयोश्च એ સંપૂર્ણ સૂત્ર આ પરિ નું જ્ઞાપક માનેલ હોવાથી 'युष्मद्' ઈત્યાદિ પ્રાતિપદિકથી आचार અર્થમાં क्विप् પ્રત્યય થતો જ નથી. 10 (એટલું જ નહી') 'ह्रस्वनद्यापो 'नुट्' એ 'नुट्'નું વિધાન કરનાર સૂત્ર ઉપરના ભાષ્ય પ્રમાણે 'હલન્ત પ્રાતિપદિકથી (પણ) આચાર क्विप् થતો નથી.' એ રીતે એકવચન વાચક युष्मद् અને अस्मद् પ્રાતિપદિક પ્રકૃતિવાળા णिच् પ્રત્યયનું પણ અનભિધાન છે. આમ હોવાથી ત્યાં (युष्मद् અને अस्मद् એ પ્રાતિપદિક પછી 'क्विप्' કે 'णिच्' પ્રત્યય આવતાં તેના મપર્યન્ત ભાગમાં 'त्व' અને 'म' એ આદેશ માટે 'प्रत्ययो- 15 त्तरपदयोश्च' સૂત્રમાં કરેલા) પ્રત્યય શબ્દનું ગ્રહણ ચરિતાર્થ થાય છે એવું કથન બરાબર નથી.

હવે પ્રશ્ન થાય છે કે 'मपर्यन्तस्य' સૂત્રની અનુવૃત્તિ પણ સર્વાદેશ થવાની આપત્તિના નિવારણ માટે ચરિતાર્થ છે. 'असिद्धवदत्राभात्' સૂત્ર ઉપરના ભાષ્ય સંમત એવા 'उत्सर्ग-समानदेशा अपवादाः' 'અપવાદનો દેશ ઉત્સર્ગ શાસ્ત્રની સમાન હોય છે.' એ ન્યાયથી 20 (ઉત્સર્ગ સૂત્ર (त्वमावेकवचने)ની માફક 'प्रत्ययोत्तरपदयोश्च'થી પણ) મ પર્યન્ત ભાગને જ त्व, म આદેશ સિદ્ધ જ છે તો (प्रत्ययोत्तर એ સૂત્રમાં) 'मपर्यन्तस्य'ની અનુવૃત્તિ કરવી વ્યર્થ છે એમ કહેવું બરાબર નથી, કારણ કે ઉપર કહેલ ન્યાય 'श्नम्' 'अकच्' આદિ સ્થલમાં વ્યભિચરિત હોવાથી તે સર્વ ઠેકાણે લાગુ પડતો નથી. (પણ) આ કથન બરાબર નથી. (उत्सर्गसमानदेशाः એ એક સર્વ સાધારણ સિદ્ધાન્ત છે) (પણ 25 જ્યાં આચાર્ય એમ ચાહે છે કે આ નિયમ ન લાગે તો ત્યાં તેઓ કોઈ બીજો રસ્તો કાઢવો જોઈએ. જેમકે) 'श्नम्' એ 'मित्' હોવાથી, તેમજ 'बहुच्' પ્રત્યય પૂર્વે થાય એ માટે 'पुरस्तात' ગ્રહણ કરેલું હોવાથી, તેમજ 'अकच्' પ્રત્યય 'हि'ની પહેલાં થાય એ માટે 'प्राक् टेः' એ શબ્દોનું ગ્રહણ કરેલું હોવાથી ઉપર કહેલ 'उत्सर्ग

मानाभावात् ॥

अत एव तस्मिन्नणि च [४.३.२] इत्यनेन युष्माकाद्यादेशविधानं चरितार्थम् । अन्यथाकञादेशमेव विदध्यात् । आकञि तवकाद्यादेशयो रेतदपवादयोरुक्तन्यायेनान्त्यादेशत्वापत्तिः । अतस्तद्विधानमिदमेव च तज्ज्ञापकम् ।

5 यद्यपि विरोधे बाधकत्वमिति वार्तिकमतेऽयं न्यायो भाष्यकारस्तु विनापि विरोधं सत्यपि संभवे बाधकत्वमिच्छतीत्यनभिहितसूत्रस्थकैयटरीत्या नायं नियमस्तथापि युष्माकाद्यादेशविधानज्ञापित उत्सर्गः स्वीक्रियत एवेति प्रकृते न

---

समान' એ ન્યાયનો (ઉપર આપેલ ત્રણ ઠેકાણે) બાધ થાય છે, છતાં તે 'उत्सर्गसमान'નો આ સ્થળે ત્યાગ કરવા માટે કોઈ જ પ્રમાણ નથી.

10 તેથીજ ('उत्सर्गसमानदेशा अपवादा भवन्ति' એ સામાન્ય નિયમ પાણિનિને પણ માન્ય હોવાથી) 'तस्मिन्नणि च युष्माकास्माकौ' સૂત્રમાં 'युष्माक' અને 'अस्माक' એ આદેશનું વિધાન ચરિતાર્થ થાય છે. જો આ નિયમ (પાણિનિને) માન્ય ન હોત તો 'आकञ्' એટલા જ આદેશનું વિધાન કર્યું હોત. (હવે) आकञ् થતાં (જેમ आकञ्, युष्मद् અને अस्मद्ના અન્ત્ય દકારને સ્થાને થાય છે, તેમ (युष्माक અને अस्माकના) અપવાદભૂત 15 'तवक' અને 'ममक' આદેશ પણ તે જ અન્ત્ય દકાર રૂપી સ્થાનીની જગ્યાએ થવાની આપત્તિ આવશે. (તેથી અનિષ્ટ રૂપ સિદ્ધ થવાની આપત્તિ આવશે. તેથી તે આપત્તિ દૂર કરવા માટે જ પાણિનિએ કરેલ) 'युष्माक' અને 'अस्माक' એ આદેશનું વિધાન જ (उत्सर्गसमानदेशा अपवादा भवन्ति') એ ન્યાયનું જ્ઞાપક બને છે.

જો કે 'જ્યાં પરસ્પર બે સૂત્રોનો બે વિરોધ હોય ત્યાં એક સૂત્ર બીજાનું 20 બાધક બને છે.' એમ માનનાર વાર્તિકકારના મતે ('उत्सर्गसमानदेशा अपवादा भवन्ति') આ ન્યાય સિદ્ધ થાય છે. (કારણ કે એક ને જ બે કાર્યોની પ્રાપ્તિ થવી એ જ વિરોધ છે આ રીતે બંને કાર્યોનો દેશ સમાન સિદ્ધ થાય છે.) પણ ભાષ્યકાર તો વિરોધ વગર જ્યાં કેવલ બે સૂત્રોની પ્રવૃત્તિ થવાનો સંભવ હોય ત્યાં ઉપરનો 'उत्सर्गसमान' એ ન્યાય સ્વીકારમાં આવે એમ ઇચ્છે છે એમ अनभिहिते. સૂત્રના 25 ભાષ્યમાં કૈયટે કહ્યું છે. એ રીતે જોતાં જો કે આ નિયમ નથી તો પણ युष्माक વગેરે આદેશના વિધાનથી જ્ઞાપિત થયેલ ઉપરનો સામાન્ય નિયમ (ઉત્સર્ગ) રૂપે તો સ્વીકારવામાં આવે જ છે. તેથી પ્રકૃત સ્થલમાં (युष्मद् અને अस्मद्ના મપર્યન્ત ભાગમાં त्व અને 'म' એ આદેશ થતી વખતે) એ ન્યાય સ્વીકારમાં કોઈ દોષ નથી.

दोषः । एतद्भाष्यमपि तत्स्वीकारे मानम् ॥

एवं च मपर्यन्तानुवृत्तिस्त्वत्कृतमित्यादौ मपर्यन्तस्यादेशविधानार्था । तत्र चान्तरङ्गत्वात्त्वमौ [७.२.९७] इत्येव सिद्धे व्यर्था सैतज्ज्ञापिका । ज्ञापिते त्वस्मिन्नेतद्विषये तवादीनामप्राप्त्या तदपवादत्वाभावेन मपर्यन्तस्यैवादेशार्थं सा चरितार्थेति तदाशयः ॥

यत्तु हरदत्तेनान्तरङ्गप्रवृत्तौ प्रत्यय उत्तरपदे च मपर्यन्तासंभवेन तदनुवृत्तिर्व्यर्था सती ज्ञापिकेत्युक्तं तन्न । अन्तरङ्गाणामप्यपवादबाध्यत्वेन तद्विषये तदप्रवृत्तेः ॥ 5

(આ 'मपर्यन्तस्य' એ સૂત્રની અનુવૃત્તિવાળું આ પરિ. નું જ્ઞાપક) ભાષ્ય પણ ઉપરનો उत्सर्गसमान० ન્યાય સ્વીકરવામાં પ્રમાણ છે.

આ રીતે જ્યારે (ઉપર કહ્યા પ્રમાણે સિદ્ધ થયેલ 'उत्सर्गसमानदेशा अपवादा भवन्ति' એ ન્યાય સ્વીકારી લેવામાં આવે છે ત્યારે) 'मपर्यन्तस्य' એ સૂત્રની જે અનુવૃત્તિ કરેલી છે તે 'त्वत्कृतम्' ઈત્યાદિ સ્થલમાં મપર્યન્ત ભાગમાં (त्व ઈત્યાદિ) આદેશ થાય એ વિધાનના હેતુથી કરેલ છે. તે વ્યર્થ પડીને જ્ઞાપન કરે છે કે અન્તરંગત્વને લીધે 'त्वमावेकवचने.'થી જ રૂપ સિદ્ધ થઈ જાય છે તો અનુવૃત્તિ કેમ કરી તે અનુવૃત્તિ જ વ્યર્થ પડીને આ પરિ.ની જ્ઞાપક બને છે. 10 15

પરંતુ હવે જ્યારે આ પરિ. એકવાર ઉપર કહ્યા પ્રમાણે જ્ઞાપિત થઈ ગઈ ત્યારે આ ('प्रत्ययोत्तरपदयोश्च' એ સૂત્ર)ના વિષયમાં (અર્થાત્ 'त्वयाकृतं त्वत्कृतम्', 'तवपुत्रः त्वत्पुत्रः', 'तुभ्यं हितम् त्वद्धितम्' ઈત્યાદિ ઉદાહરણોમાં) तव (मम) આદિ આદેશની પ્રાપ્તિ જ થતી ન હોયાથી 'प्रत्ययोत्तर पदयोश्च' આ સૂત્ર અપવાદ થઈશકે તેમ નથી. તથા એ સૂત્ર લાગતી વખતે 'युष्मद्' અને 'अस्मद्'ના મ પર્યન્ત ભાગના જ આદેશ માટે 'मपर्यन्तस्य' સૂત્રની 'प्रत्ययोत्तरपदयोश्च' એ સૂત્રમાં કરેલી અનુવૃત્તિ ચરિતાર્થ થાય છે એવો ભાષ્યકારના મંતવ્યનો આશય છે. 20

અહીં હરદત્તે કહ્યું છે કે (આ પરિ. ન હોત તો 'त्वत्पुत्रः', 'मत्पुत्रः'માં અન્તર્વર્તિની વિભક્તિને માનીને 'त्वमावेकवचने' સૂત્રથી) त्व, म આદેશરૂપી અન્તરંગ કાર્ય પછી 'प्रत्ययोत्तरपदयोश्च' એ સૂત્ર લાવતી વખતે) (પછી) પ્રત્યય કે ઉત્તર પદ આવે ત્યાર 'युष्मद्, अस्मद् શબ્દોનું મપર્યન્તરૂપ મળવું અશક્ય હોવાથી 'प्रत्ययोत्तरपदयोश्च' એ સૂત્રમાં 'मपर्यन्त' એ સૂત્રની અનુવૃત્તિ કરી તો પણ કોઈ 25

वस्तुत इदं ज्ञापकं वार्त्तिकरीत्यैव भाष्यरीत्या तु वाचनिक एवायमर्थ इत्याहुः ॥

इयं सुपो धातु [२.४.७१] इति लुग्विषयैवेति केचित् । एङ्ह्रस्वात्संबुद्धेः [६.१.६९] न यासयोः [७.३.४५] इति सूत्रस्थाकरप्रामाण्येन लुग्मात्र-
5 विषया । आद्ये हे त्रपु इत्यादावनेन न्यायेन लोपं बाधित्वा लुग्भवतीति भाष्य उक्तम् । अन्त्येऽन्तरङ्गांश्च विधीन्सर्वोऽपि लुग्बाधते न सुब्लुगेव । अत एव सनीस्रंस इत्यादौ नलोपो न भवति । पञ्चभिः खट्वाभिः क्रीतः पञ्चखट्व इत्यादावेकादेशात्प्रागेव टापो लुक् । अन्यथा कृतैकादेशस्य लुक्यकारश्रवण न स्या-

---

10 પ્રયોજન સિદ્ધ થતું નથી. તેથી તે અનુવૃત્તિ વ્યર્થ થઈ આ પરિ.નું જ્ઞાપન કરે છે. પણ હરદત્તનું આ કથન બરાબર નથી, કારણ કે અન્તરંગો પણ અપવાદથી બાધ્ય થતાં હોવાને લીધે અપવાદના વિષયમાં અન્તરંગની પ્રવૃત્તિ થતી નથી. વસ્તુતઃ આ પરિ. વાર્તિકકારના મતે જ સાબિત થયેલી છે. (એટલે કે 'प्रत्ययोत्तर पदयोश्च' એ સૂત્રમાં કરેલી 'मपर्यन्तस्य' સૂત્રની અનુવૃત્તિ વાર્તિકકારે કહેલ નિયમ
15 અનુસાર જ પ્રકૃત પરિ.ની જ્ઞાપક થાય છે) પણ ભાષ્યકારના મતે તો આ પરિભાષા વાચનિકી જ છે.

કેટલાકનો મત એમ છે કે આ પ્રસ્તુત પરિ. 'सुपो धातु प्रातिपदिकयोः' સૂત્રથી જ્યાં 'लुक्'ની પ્રાપ્તિ થાય છે ત્યાં જ લાગે છે. (અન્ય સૂત્રથી થનાર 'लुक्'ને લાગતી નથી.) પરંતુ આ મંતવ્ય બરાબર નથી; કારણ કે 'एङ् ह्रस्वात्संबुध्धेः' અને
20 'न यासयोः' સૂત્ર ઉપરના ભાષ્યના પ્રમાણથી તો સ્પષ્ટ થાય છે કે આ પરિ. સર્વ પ્રકારના લુક્માં લાગે છે. પૂર્વત્ર 'एङ्ह्रस्वात्सबुद्धेः' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં એમ કહ્યું છે કે 'हे त्रपु' આદિ સ્થળમાં 'एङ्ह्रस्वात्संबद्धेः' સૂત્રથી થનાર (સંબુદ્ધિ) સુલોપનો આ પરિ. કે ન્યાય પ્રમાણે બાધ કરીને તે 'स्वमोर्नपुंसकात्' પ્રમાણે સુપ્રત્યય 'लुक्' થાય છે (પણ લોપ થતો નથી) અને અન્ત્યમાં न यासयोः સૂત્ર ઉપરના ભાષ્યમાં
25 એમ કહેવામાં આવ્યું છે કે) કેવલ સુપ્નો લુક્ જ અન્તરંગ વિધિઓનો બાધ કરે છે તેમ નહીં, પણ બધાં જ લુક્ (પછી તે કોઈ પણ સૂત્રથી દર્શાવાતો હોય) અન્તરંગ વિધિઓના બાધક થાય છે. તેથી જ 'सनीस्रसः' આદિ સ્થલમાં 'न લોપ' થતો નથી, તેમજ 'पञ्चभिः खट्वाभिः क्रीतः पञ्चखट्वः' આદિ સ્થલમાં દીર્ઘ એકાદેશ થતાં પહેલાં જ 'टाप्'નો લુક્ થાય છે, અન્યથા (આ ન્યાય સુબ્લુક પૂરતો જ
30 માનવામાં આવે તો) અન્તરંગત્વાત્ પહેલાં દીર્ઘ થતાં પછી લુક્ કરવામાં આવતાં

दिति कैयट उक्तम् ॥

एतद्विरोधायत्तद्राजस्य [२.४.६२] इति सूत्रे कैयटेनोक्तमङ्गानतिक्रान्तोऽत्यङ्ग इत्यत्र सुपो लुकि बहुवचनपरत्वाभावात्तद्राजस्येति लुम स्यादिति शङ्कापरभाष्यव्याख्यावसरेऽन्तरङ्गानपीति न्यायेनायं लुक् सुब्लुको बाधकः स्यादित्याशङ्क्य सुब्लुक एवानेन बलवत्त्वं बोध्यत इति तत्प्रौढ्येति द्रष्टव्यम् । लुको बलवत्त्वस्य 5 वक्तुमशक्यत्वादिति तदाशङ्कासमाधानं वक्तु युक्तम् ॥

अनेन न्यायेनान्तरङ्गनिमित्तनाशकलुकस्तत्प्रयोजकसमासादीनां च प्राबल्यं बोध्यत इत्यन्यत्र विस्तरः ॥५२॥

---

(पञ्चखट्वःमां) અકારનું શ્રવણ રહેશે નહીં તેમ કૈયટે કહ્યું છે. 'तद्राजस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'अङ्गान् अतिक्रान्तः' 'अत्यङ्गः' એ ઉદા.માં सुप्નો (એટલે કે शस् 10 પ્રત્યયનો 'लुक्' પ્રથમ કર્યા બાદ) પછી બહુવચનનો પ્રત્યય પર ન હોવાથી 'तद्राज अण्' પ્રત્યયનો लुक् થશે નહીં એવી શંકા કરીને, એ (શંકા) ઉપરના ભાષ્યનું વ્યાખ્યાન કરતી વખતે કૈયટે એવી શંકા ઉઠાવી છે કે 'सुपो धातुः' સૂત્રથી થતો लुक् બહિરંગ છે અને तद्राज अण् પ્રત્યયનો लुक् તે અન્તરંગ (કાર્ય) છે. તેથી આ અન્તરંગ लुक् (બહિરંગ शस् પ્રત્યયના) लुक्નો બાધક થશે (અને અન્તરંગ 15 अण् પ્રત્યયનો लुक् પ્રથમ થશે. પછી આ શંકાનું પોતે જ સમાધાન આપતાં કૈયટે કહ્યું છે કે) अन्तरङ्गानपि विधीन् बहिरङ्गो लुक् बाधते' એવી પરિ. હોવાથી આ તદ્રાજ લુક્, સુપ્લુક્નો બાધક થશે. પછી આ સમાધાનનું પોતે જ ખંડન કરીને એ વિષે શંકા કરીને કહ્યું છે કે આ ન્યાયથી કેવલ 'સુબ્ લુક્'નું જ બલવત્ત્વ બતાવાય છે. આવી રીતનું (પરસ્પર વિરોધ ધરાવતું) કૈયટનું મંતવ્ય કેવલ પ્રૌઢિ 20 કે પ્રબલ તર્કશક્તિથી ભરેલું છે (એટલું જ) (પણ તેથી કૈયટનો મત સ્વીકાર યોગ્ય નથી) બાકી અહીં એક લુક્ કરતાં બીજા લુક્ને અધિક બલવાન માનવો અશક્ય છે એવું શંકા સમાધાન થવું જોઈતું હતું). આ ન્યાય અન્તરંગના નિમિત્તને વિનષ્ટ કરનાર લુક્નું તથા એ લુક્ના પ્રયોજક (નિમિત્ત) સમાસ આદિનું પણ (અન્ય અન્તરંગ વિધિઓ કરતાં) પ્રાબલ્ય બતાવે છે. આનો વિસ્તાર ઈતર ગ્રંથમાં કરેલો છે. (પર). 25

**પરિભાષા : ૫૩**

'नाजानन्तर्ये' (પરિ. ૫૧,) 'अन्तरङ्गानपि विधीन् बहिरङ्गो लुग्बाधते' (પરિ. ૫૨)ને પરિ. 'असिद्धं बहिरंगमन्तरंगे' (પરિ. ૫૦)નો અપવાદ માનવામાં આવે તો) હવે પ્રશ્ન થાય છે કે 'सौमेन्द्रः' સ્થલમાં (सोम અને इन्द्रનો દ્વન્દ્વ સમાસ કર્યા પછી) અન્તરંગ

नन्वेवं सौमेन्द्रेऽन्तरङ्गत्वादाद्गुणे पूर्वपदात्परेन्द्रशब्दाभावेन नेन्द्रस्य परस्य [७.३.२२] इति वृद्धिनिषेधो व्यर्थः । अन्तादिवद्भावस्तूभयत आश्रयणे निषिद्धः । किंच वृद्धिरप्यत्र न प्राप्नोत्यन्तादिवत्त्वोभयाभावेऽपि पूर्वान्तवत्त्वेनैकादेशविशिष्टे पूर्वपदत्वेन न्द्रशब्दस्यैकदेशविकृतन्यायेनोभयत आश्रयणे नान्ता-
5 दिवदित्यस्याभावेन तदाश्रयेण वोत्तरपदत्वेऽपि तस्यानच्कत्वादेकस्यैकादेशेन परस्य नित्येन यस्य [६.४.१४८] इति लोपेनापहारात् । न च परादिवद्भावे-

---

હોવાને લીધે 'आद् गुणः' સૂત્રથી ગુણ કરવામાં આવતાં પૂર્વપદ પછી इन्द्र શબ્દ આવતો ન હોવાથી 'नेन्द्रस्य परस्य' સૂત્રથી કરેલો (પૂર્વપદથી પર આવેલ ઈન્દ્ર શબ્દની વૃદ્ધિ થતી નથી એવો) વૃદ્ધિનો નિષેધ કરવો વ્યર્થ છે. 'सौमेन्द्रः'માં
10 થયેલા એકાદેશમાં 'अन्तादिवच्च' સૂત્રથી એક જ સમયે 'सोमे'માં પૂર્વપદત્વ અને 'एन्द्र'માં પરાદિવદ્ભાવથી 'इन्द्र' શબ્દત્વ લાવી શકાય તેમ નથી; કારણ કે 'उभयत-आश्रयणे नान्तादिवत्' એ પરિ.થી પૂર્વાન્તત્વ અને પરાદિત્વ એ બંનેના આશ્રયણમાં 'अन्तादिवच्च' સૂત્રની પ્રવૃત્તિ થતી નથી.

વળી, 'सौमेन्द्रः' ઉદા.માં વૃદ્ધિ પણ પ્રાપ્ત થતી નથી. 'उभयतआश्रयणे नान्ता-
15 दिवत्' એ વચન હોવાથી (ભલે) 'અન્તાદિવદ્ભાવ ન થાય, તો પણ (જો એકાદેશને પૂર્વપદનો અંત માનવામાં આવે તો એટલે) 'પૂર્વાન્તવદ્ભાવ'થી એકાદેશ વિશિષ્ટ પૂર્વપદ 'सोमे'માં પૂર્વપદત્વ હોવાથી 'एकदेशविकृतमनन्यवत्' ન્યાયથી જો 'न्द्र' શબ્દને 'इन्द्र' એમ માનવામાં આવે અને તેમજ 'उभयत आश्रयणे नान्तादिवत् (એ વાસ્તવિક સિદ્ધાન્તીનું વચન નથી પણ એકદેશીનું વચન છે અર્થાત્) તે
20 વચન જ નથી એમ સમજીને, તેથી 'अन्तादिवच्च'નો આશ્રય લેવાથી (એકાદેશને પૂર્વપદનો અંત અને ઉત્તરપદનો આદિ માનીને પણ) ઉત્તરપદત્વ આવવા છતાં પણ 'इन्द्र' પદમાંનો 'इ' એકાદેશથી નષ્ટ થતો હોવાથી અને પછીના 'न्द्र'માં નો अ પણ નિત્ય એવા 'यस्येति च' એ સૂત્રથી નષ્ટ થતો હોવાથી 'इन्द्र' શબ્દમાં अच् જ રહેલો નથી. (જયારે વૃદ્ધિ તો अच्ने થાય છે (તેથી અહીં વૃદ્ધિ પ્રાપ્ત થશે જ
25 નહીં.) હવે જો પરાદિવદ્ભાવથી એકાદેશથી વિશિષ્ટમાં અર્થાત્ 'एन्द्रः' શબ્દમાં ઉત્તરપદાદિત્વ લાવીને (પછી ઉત્તરપદમાં તેનો એટલે કે अच्त्वનો સંભવ છે એમ કહેવામાં આવે તો તે પણ યોગ્ય નથી; કારણ કે વૃદ્ધિ ઉત્તરપદના આદિ સ્વર अच्ના સ્થાનમાં થાય છે. પણ અહીં તો તે अच्નો (પ્રકૃત સ્થલમાં इकारનો એકાદેશ થવાને કારણે 'इ' રૂપ ન હોવાથી વૃદ્ધિની પ્રાપ્તિ નથી. વળી (ઉત્તરપદાદ્યચ્ત્વ કહેવાથી अच्त्व

नैकादेशविशिष्टस्योत्तरपदत्वमेवास्त्विति तत्सभव इति वाच्यम् । उत्तरपदाद्यचस्था-निकत्वाद्वृद्धेस्तदभावेनाप्राप्तेस्ताद्रूप्यानतिदेशात् । अन्यथा खट्वाभिरित्यादावपि पूर्वान्तवत्त्वेनादन्तत्वे भिस ऐसापत्तिरिति भाष्ये स्पष्टम् । अत एव पूर्वैषुकामशम इत्यादावन्तरङ्गत्वादादगुणे वृद्धिर्न स्यादित्याशङ्कितम् । तदेकदेशमात्रस्य विका-राभावाच्च ॥

तदुक्तं भाष्य इन्द्रे द्वावचावेको यस्येति लोपेनानापहृतोऽपर एकादेशेन ततोऽनच्क इन्द्रः संपन्नस्तत्र कः प्रसङ्गो वृद्धेरिति ॥ 5

---

એ તાદ્રૂપ્ય વર્ણમાત્ર વૃત્તિ ધર્મ છે એવા) તાદ્રૂપ્યનો એટલે કે વર્ણમાત્ર વૃત્તિ-ધર્મનો अन्तादिवच्च થી અતિદેશ થતો નથી. (એટલે કે પ્રકૃતમાં એકાદેશ (ए) इ રૂપ છે તેવા તાદ્રૂપ્યનો અતિદેશ થઈ શકે તેમ નથી.) અન્યથા 'खट्वाभिः' આદિ 10 સ્થલમાં (खट्वा + टाप् + भिस् સ્થિતિમાં (अ+आ) એ બંનેની જગ્યાએ થયેલ આ એકાદેશને પૂર્વપદ (એટલે કે खट्वा શબ્દ)નો અંત માનવામાં આવતાં (અર્થાત્ પૂર્વપદ खट्वा હોતાં) અકારાન્ત खट्वा શબ્દ છે તેમ સમજતાં 'अतो भिस् ऐस्' સૂત્રથી 'भिस्' પ્રત્યયની જગ્યાએ 'ऐस्' આદેશ થવાની આપત્તિ આવશે; એમ अन्तादिवच्च સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ કહેલું છે.

(એકાદેશને ઠેકાણે ઉપર કહ્યા પ્રમાણે 'તાદ્રૂપ્યાતિદેશ' કરવામાં આવતો નથી) 15 માટે જ अन्तादिवच्च સૂત્ર ઉપરના ભાષ્યમાં એવી શંકા કરવામાં આવી છે કે 'पूर्वैषुकामशमः' આદિ સ્થલમાં (आद् गुणः સૂત્રથી) ગુણૈકાદેશ રૂપ અન્તરંગ કાર્ય પ્રથમ કરવામાં આવતાં ઉત્તરપદના 'આદ્યચ્'ની વૃદ્ધિ થઈ શકશે નહીં એમ શંકા કરવામાં આવી છે. વળી એકાદેશ (તો બંને વર્ણોને થતો હોવાથી તે) એકવર્ણનું 20 બદલાયેલું રૂપ છે એમ માનવામાં આવતું નથી. (આથી સિદ્ધ થાય છે કે વર્ણમાત્ર વૃત્તિધર્મ તાદ્રૂપ્યનો અતિદેશ કરવાનું સામર્થ્ય अन्तादिवच्च માં નથી.)

તેથી ભાષ્યમાં એમ કહેલું છે કે 'इन्द्र' શબ્દમાં બે अच् અર્થાત્ इ અને अ એ બંને સ્વર) છે તેમાંથી એક अच्, 'अ'નો 'यस्येति च' સૂત્રથી અપહાર (લોપ) થયેલ છે અને બીજો अच् 'इ' એકાદેશથી લુપ્ત થયેલો છે એ રીતે इन्द्र શબ્દમાં 25 अच् રહેલો જ નથી. તેથી વૃદ્ધિનો પ્રસંગ જ ક્યાં છે? અર્થાત્ ત્યાં વૃદ્ધિનો પ્રસંગ જ નથી. માટે सोम + इन्द्र માં ઉત્તરપદના આદિ अच् ની વૃદ્ધિ કરવી જ કેવી રીતે? (પણ હવે પ્રસ્તુત પરિ. હોવાથી એકાદેશરૂપી કાર્ય જો કે અન્તરંગ છે અને વૃદ્ધિ કાર્ય જો કે બહિરંગ છે, છતાં એકાદેશ પ્રથમ ન થતાં, વૃદ્ધિકાર્ય પ્રથમ થાય છે અને 'सौमेन्द्रः' તથા 'पूर्वैषुकामशमः' એ રૂપો સિદ્ધ થાય છે.)

30

मरुदादिभिरिन्द्रस्य द्वन्द्व इन्द्रस्यैव पूर्वनिपातोऽत आह ।

**पूर्वोत्तरपदनिमित्तकार्यात्पूर्वमन्तरङ्गोऽप्येकादेशो न ॥ ५३ ॥**

अत्र च नेन्द्रस्य [७.३.२२] इति निषेध एव ज्ञापक इत्यन्तादिवच्च [६.१.८५] विप्रतिषेधे परम् [१.४.२] इति सूत्रयोर्भाष्ये स्पष्टम् ॥५३॥

5 नन्वेवमपि प्रधाय प्रस्थायेत्यादावन्तरङ्गत्वाद्हित्वादिषु कृतेषु ल्यप्स्यादत आह ।

**अन्तरङ्गानपि विधीन् बहिरङ्गो ल्यब्बाधते ॥ ५४ ॥**

---

હવે એક પ્રશ્ન થાય છે કે 'मरुत्' ઈત્યાદિ (હલન્ત, દેવવાચક) શબ્દ સાથે 'इन्द्र' શબ્દનો દેવતા દ્વન્દ્વ કર્યા પછી (इन्द्र શબ્દ ઉત્તરપદમાં આવતાં 'नेन्द्रस्य 10 परस्य' એ વૃદ્ધિ નિષેધક સૂત્ર આવા ઠેકાણે ચરિતાર્થ થઈ શકશે. પણ ગ્રંથકાર કહે છે કે આ મંતવ્ય બરાબર નથી. કારણ કે मरुत् અને इन्द्रનો એમ બંને દેવતાવાચક શબ્દોનો દેવતા દ્વન્દ્વ સમાસ કરતાં સમાસમાં) इन्द्र શબ્દનો જ પૂર્વ નિપાત થાય છે (તે સ્થિતિમાં 'नेन्द्रस्य परस्य' સૂત્ર ચરિતાર્થ થઈ શકશે નહીં.) તેથી હવે આ પરિ. કહે છે.

15 'पूर्वोत्तरपद निमित्तककार्यात् पूर्वमन्तङ्गोऽप्येकादेशो न ॥५३॥

પૂર્વપદ અને ઉત્તરપદને નિમિત્ત માનીને થનાર કાર્યની પહેલાં એકાદેશ અન્તરંગ હોય છતાં પણ તે થતો નથી.

'नेन्द्रस्य परस्य' એ વૃદ્ધિનિષેધક સૂત્ર જ આ પરિ.નું જ્ઞાપક છે એમ 'अन्तादिवच्च' અને 'विप्रतिवेधे परं कार्यम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહ્યું છે. (તેથી હવે 20 सौमेन्द्रःમાં પહેલાં ગુણ એકાદેશ નહીં થાય તો વૃદ્ધિ પ્રાપ્ત થશે, તે વૃદ્ધિનો 'नेन्द्रस्य परस्य' એ સૂત્રથી નિષેધ કરવો આવશ્યક છે.) (૫૩)

**પરિભાષા ૫૪ :**

હવે પ્રશ્ન થાય છે કે (આ પૂર્વેની અન્તરંગ પરિ. તથા તેની પ્રતિષેધક અન્ય પરિ. ઓને પણ માનવા છતાં પણ) 'प्रधाय', प्रस्थाय એ સ્થલમાં 'हि' આદિ કાર્ય 25 અન્તરંગ હોવાથી (असिद्धं बहि. (પરિ. ૫૦ પ્રમાણે) તે પ્રથમ કરવામાં આવશે, અને પછી 'ल्यप्' થશે. (તો 'प्रहित्य', 'प्रस्थीय' એવાં અનિષ્ટ રૂપ થવા માંડશે) તેથી આ પરિ. કહે છે अन्तरंगानपि विधीन् बहिङ्गो ल्यप् बाधते ॥ (૫૪)

અન્તરંગ હોવા છતાં પણ તેવા વિધિઓનો બહિરંગ 'ल्यप्' પ્રત્યય બાધ કરે છે.

अदो जग्धिः [२.४.३६] इति सूत्रे ति कितीत्येव सिद्धे ल्यब्ग्रहणमस्या ज्ञापकमित्यदो जग्धिरित्यत्र भाष्ये स्पष्टम् ॥५४॥

नन्वेवमपीयायेत्यादौ द्वित्वे कृतेऽन्तरङ्गत्वात्सवर्णदीर्घत्वे तदसिद्धिरत आह ।

**वार्णादाङ्गं बलीयो भवति ॥ ५५ ॥** 5

तेनान्तरङ्गमपि सवर्णदीर्घं बाधित्वा वृद्धिरिति तत्सिद्धिः ॥

अभ्यासस्यासवर्णे [६.४.७८] इतीयङ्विधायकसूत्रस्थमसवर्णग्रहणमस्या ज्ञापकम् । तद्धीषतुरित्यादावियङादिव्यावृत्त्यर्थम् । एतत्परिभाषाभावे त्वीषतुरित्यादावन्तरङ्गेण सवर्णदीर्घेण बाधात्तद्व्यर्थम् । इयङुवङौ ह्यभ्याससंबन्धनिमित्त-

---

'अदो जग्धिर्ल्यप् ति किति' સૂત્રમાં 'ति किति' એટલું જ રાખવાથી ઈષ્ટ રૂપની 10 સિદ્ધિ થઈ શકે છે, છતાં પણ તે સૂત્રમાં જે 'ल्यप्' નું ગ્રહણ કરેલું છે તે જ આ પરિ. નું જ્ઞાપક છે એમ 'अदो जग्धि'. એ સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ રૂપે કહ્યું છે.

**પરિભાષા : ૫૫**

(હવે પ્રશ્ન થાય છે કે અન્તરંગ પરિભાષા સ્વીકારતાં 'इयाय' આદિ સ્થલમાં15 દ્વિત્વ કર્યા પછી વૃદ્ધિ કરતાં તે પહેલાં અન્તરંગ હોવાથી સવર્ણ દીર્ઘ થશે તો 'इयाय' રૂપની સિદ્ધિ થઈ શકાશે નહીં, તેથી આ પરિ. કહે છે.

वार्णादाङ्गं बलीयो भवति' (૫૫)

(સંધિના નિયમ પ્રમાણે થતાં) વર્ણ સંબંધી કાર્ય કરતાં અંગ સંબંધી કાર્ય બલવાન ગણાય છે. 20

આ પરિ. હોવાથી, સવર્ણ દીર્ઘ કાર્ય અન્તરંગ હોવા છતાં પણ તેનો બાધ કરીને વૃદ્ધિકાર્ય પ્રથમ થાય છે. તેથી 'इयाय' એવા ઈષ્ટરૂપની સિદ્ધિ થાય છે.

'इयङ्' આદેશનું વિધાન કરનાર अभ्यासस्यासवर्णे સૂત્રમાં કરેલું 'असवर्णे' પદનું ગ્રહણ આ પરિ. માં જ્ઞાપક છે. તે 'असवर्णे' પદનું ગ્રહણ 'ईषतुः' આદિ સ્થળમાં 'इयङ्' આદેશ ન થાય તે માટે છે. જો આ પરિ. ન હોત તો 'ईषतुः' આદિ25 સ્થળમાં અન્તરંગ એવા સવર્ણ દીર્ઘ કાર્યથી (બહિરંગ ઈયાદેશનો) બાધ થતો હોવાથી આ સૂત્રમાં જેનું ગ્રહણ થયું છે તે 'असवर्णे' પદ વ્યર્થ થશે. (પણ આ પરિ. માનતાં હવે દીર્ઘનો બાધ થાય છે.)

कत्वाद्बहिरङ्गौ । न चेयङादिरपवादो येननाप्राप्तिन्यायेनेयर्तीत्यादिसकललक्ष्यप्राप्तय-णपवादत्वस्यैव निर्णयादिति प्राञ्चः ॥

परे त्वेतत्परिभाषाभावेऽभ्यासस्येति सूत्रमेव व्यर्थम् । न चेयेषेयायेत्यादौ चरितार्थम् । तयोरपि पूर्वप्रवृत्तगुणस्य पूर्वप्रवृत्तवृद्धेश्च द्विर्वचनेऽचि [१.१.५९]
5 इति रूपातिदेशेनापहारे द्वित्वे कृते पुनः प्राप्ते गुणवृद्धी बाधित्वान्तरङ्गत्वात्सवर्णदीर्घापत्तेः ॥

न चेयर्तीत्यादौ तच्चरितार्थम् । तावन्मात्रप्रयोजनकत्व उरित्येव ब्रूयात् ।

---

(સવર્ણ દીર્ઘ કાર્ય અન્તરંગ અને તેની અપેક્ષાએ इयङ् આદેશ બહિરંગ છે) (અહીં) 'इयङ्' 'उवङ्' બહિરંગ છે, કારણ કે इयङ् અને उवङ् વિધાયક
10 શાસ્ત્ર 'अभ्यासस्यासवर्णे' સૂત્રને અભ્યાસ અને અભ્યાસ સંબંધી અવયવની અપેક્ષા છે. આ इयङ् દીર્ઘનો અપવાદ નથી. કારણ કે 'येन नाप्राप्ति' અર્થાત્ જેની અવશ્ય પ્રાપ્તિ હોય ત્યારે જે વિધિનો આરંભ કરવામાં આવે છે તે વિધિ સર્વત્ર અવશ્ય પ્રાપ્ત વિધિનો બાધક બને છે એ ન્યાયથી इयर्ति જેવાં સકલ લક્ષ્યોમાં પ્રાપ્ત થતા यण् નો જ બાધક કે અપવાદ इयङ् છે (પણ તે इयङ् દીર્ઘનો અપવાદ નથી)
15 એમ પ્રાચીન આચાર્યો કહે છે.

પણ નાગેશ આદિ આચાર્યો તો એમ માને છે કે આ પરિ. ન હોત તો ('अभ्यासस्यासवर्णे' સૂત્રમાંનું 'असवर्णे' એટલું જ પદ વ્યર્થ ન પડતાં) તે સંપૂર્ણ સૂત્ર જ વ્યર્થ થશે.

હવે એમ કહેવામાં આવે કે (આ પરિ. ન હોત તો પણ) 'इयाय'–'इयेष'
20 આદિમાં 'अभ्यासस्यासवर्णे' એ સૂત્ર (આવશ્યક હોવાથી) ચરિતાર્થ છે તો તે કહેવું બરાબર નથી, કારણ કે તે બંને રૂપોમાં પહેલાં થઈ ગયેલ ગુણકાર્યનો અને પહેલાં પ્રવૃત્ત થઈ ગયેલ વૃદ્ધિકાર્યનો 'द्विर्वचचनेऽचि' સૂત્રથી થતા રૂપાતિદેશથી અપહાર થતાં દ્વિર્વચન કર્યા પછી ફરીથી જ્યાં ગુણ અને વૃદ્ધિની પ્રાપ્તિ થાય છે (અને તેમજ સવર્ણ દીર્ઘ કાર્યની) એક સાથે પ્રાપ્તિ થાય છે ત્યાં સવર્ણ દીર્ઘ કાર્ય
25 અન્તરંગ હોવાથી (બહિરંગ ગુણકાર્ય અને વૃદ્ધિકાર્યનો બાધ કરીને તે) તે પ્રથમ થવાની આપત્તિ આવે છે.

'ऋ' ધાતુનું 'इयर्ति' ઈત્યાદિ રૂપ સિદ્ધ કરતી વખતે તે સૂત્ર ચરિતાર્થ થાય છે એમ કહેવું, એ બરાબર નથી. કારણ કે જો એ સૂત્ર કરવાનો એટલો જ હેતુ

य्वोरित्यनुवर्तते । इणो यण् [६.४.८१] इति साहचर्याद्व्याख्यानाच्च ऋधातोरेव ग्रहणम् । अर्तेरिवर्णस्येयङित्यर्थः । अभ्यासस्यार्तावित्यभ्यासस्यार्तेरिति वा गुरुत्वान्न युक्तम् । न च एऐओऔशब्देभ्य आचारक्विबन्तेभ्यो लिटीयङाद्यर्थं तत्सूत्रमावश्यकं तथा ओण्धातोर्ण्वुलन्तादिच्छाक्यजन्तात्सन्युवोणकीयिषतीत्याद्यर्थमावश्यकमिति वाच्यम् । षाष्ठप्रथमाह्निकान्तस्थभाष्यप्रामाण्येन तेषाम-5

---

હોય તો (પાણિનિએ 'अभ्यासस्यासवर्णे' એવું લાંબુ સૂત્ર ન કરતાં) 'उः' એટલું જ નાનું (વિશેષ) સૂત્ર કરવું જોઈએ. (અને તે સૂત્રમાં 'अचिश्नुधातु'. એ પૂર્વ સૂત્ર માંથી) 'य्वोः' એ પદની અનુવૃત્તિ કરતાં 'इणो यण्' એ સૂત્રના સાહચર્યથી અને (ભાષ્યકાર વગેરે એ કરેલા) વ્યાખ્યાનથી 'उः' સૂત્રથી 'ऋ' ધાતુનું જ ગ્રહણ કરવું જોઈએ. અનેતે સૂત્રનો 'अर्तेरिवर्णस्य इयङ्' એટલે કે 'ऋ' ધાતુના 'इ' વર્ણની 10 જગ્યાએ इयङ् કરવો એવો અર્થ કરવો જોઈએ. આમ અહીં अभ्यासस्य અથવા अभ्यासस्यर्तेः એવું સૂત્ર ગુરુભૂત (ગૌરવયુક્ત) હોવાથી કરવું યોગ્ય નથી. (છતાં अभ्यासस्यासवर्णे જે કરવામાં આવ્યું છે તે વ્યર્થ પડીને આ પરિ. નું જ્ઞાપક બને છે.)

અહીં જો એમ કહેવામાં આવે કે ए, ऐ, ओ, औ શબ્દને 'सर्वप्रातिपदिकेभ्यः क्विप् वा वक्तव्यः' વાર્તિક પ્રમાણે આચાર क्विप् કરીને (सनाद्यन्ता धातवः 15 સૂત્ર પ્રમાણે ધાતુ સંજ્ઞા પ્રાપ્ત થતાં) તે આચાર ક્વિબન્ત (નામધાતુ) ને लिट् લકારમાં इयङ् આદેશ કરવા માટે ('अभ्यासस्यावर्णे') એ સૂત્ર આવશ્યક છે તેમજ (ભ્વાદિગણના 'ओणृ अपनयने'ના) ओण् ધાતુને 'ण्वुल्' પ્રત્યય કરીને તે ण्वुलन्त શબ્દથી 'ओणकम् इच्छति' એ અર્થમાં क्यच् પ્રત્યય કરી તેવા 'क्यच्' પ્રત્યયાન્ત (નામ ધાતુ) રૂપને सन् પ્રત્યય થતાં તૈયાર થયેલા उवोणकीयिषति' રૂપમાં उवङ् થાય એ માટે20 'अभ्यासस्यासवर्णे' સૂત્ર આવશ્યક છે, તો આ કથન બરાબર નથી. કારણ કે ભાષ્યના છઠ્ઠા અધ્યાયના પ્રથમ આહ્નિકના અંતે આવેલા ('दाश्वान् साह्वान् मीढ्वांश्च' સૂત્ર ઉપરના) ભાષ્ય (કે જ્યાં 'अभ्यासस्यासवर्णे' એ સૂત્રને આ પરિ.નુ જ્ઞાપક માનવામાં આવેલ છે) ના પ્રામાણ્યથી આવા પ્રયોગોનું અનભિધાન માનેલું છે. (એટલે કે ए, ऐ, ओ, औ ને क्विप् પ્રત્યય થતાં તેના નામધાતુનો પ્રયોગ કયાંય પણ કહેલો 25 નથી.)

વળી બીજા (અર્થાત્ उवोणकीयिषति) ઉદાહરણમાં ('यथेष्ट' नामधातुषु' એ વાર્તિકથી નામ ધાતુ પ્રયોગોમાં યથેષ્ટ રીતે પ્રાપ્ત થયેલ દ્વિત્વનું પણ अजादेर्द्वितीयस्य'

नभिधानात् । अन्त्ये द्वितीयद्विर्वचनस्यैव सत्त्वेन त्वदुक्तप्रयोगस्यैव दुर्लभत्वात् । एवं च संपूर्णसूत्रस्य ज्ञापकता युक्ता ॥

यद्यपि भाष्ये यदयमभ्यासस्यासवर्ण इत्यसवर्णग्रहणं करोतीति ग्रन्थेनासवर्णग्रहणस्यैव ज्ञापकता लभ्यते तथापि न ह्यन्तरेण गुणवृद्धी असवर्णपरोऽ
5 भ्यासो भवतीति तदुपपादनग्रन्थेन संपूर्णसूत्रस्यैव ज्ञापकता लभ्यते । अग्रेऽपि नैतदस्ति ज्ञापकमर्त्यर्थमेतत्स्यादित्यनेन सूत्रसार्थक्यमेव दर्शितमसवर्णग्रहणस्यैव ज्ञापकत्वे तु तद्व्यावर्त्यप्रदर्शनेन तत्सार्थक्यमेव दर्शितं स्यात् ॥

न चाकृतपरिभाषयेयेषेत्यादौ सवर्णदीर्घप्राप्तिर्यदि दीर्घो न स्यात्तर्हि गुणः स्यादिति संभावनायाः सत्त्वेन परिभाषाप्रवृत्तेः सूपपादत्वादिति कथं संपूर्णसूत्रस्य

---

10 સૂત્ર નિયામક હોવાથી) દ્વિતીય એકાચ્નું જ દ્વિર્વચન થતું હોવાથી પૂર્વપક્ષે બતાવેલ પ્રયોગ જ દુર્લભ છે (એટલે કે 'उवोणकीयिषति' એવું રૂપ સિદ્ધ થઈ શકતું નથી.) આ રીતે સિદ્ધ થાય છે કે 'अभ्यासस्यासवर्णे' એ સંપૂર્ણ સૂત્રને પ્રકૃત પરિ. નું જ્ઞાપક માનવું યોગ્ય છે.

જો કે ભાષ્યમાં (પહેલાં લખેલ) 'यदयमभ्यासस्यासवर्णे इत्यसवर्णग्रहणं करोति' એ 15ભાષ્યગ્રન્થ ઉપરથી 'अभ्यासस्यासवर्णे' સૂત્રમાં કરેલા 'असवर्णे' પદની જ્ઞાપકતા પ્રાપ્ત થાય છે, તો પણ તે ભાષ્યના 'नह्यन्तरेण गुणवृद्धी असवर्णपराभ्यासो भवति' અર્થાત્ ગુણ કે વૃદ્ધિ વગર અસવર્ણ પરક અભ્યાસ આવી જ શકતો નથી' એવા ઉપપાદન ગ્રંથથી સંપૂર્ણ સૂત્રની જ્ઞાપકતા સિદ્ધ થાય છે. વળી તેથી આગળ પણ દર્શાવ્યું છે કે આ સૂત્ર જ્ઞાપક થઈ શકતું નથી, કારણ કે એ તો 'ऋ' ધાતુ માટે (इयर्ति આદિમાં 20 इयङ કરવા માટે) આવશ્યક છે એમ કહી ભાષ્યકારે સંપુર્ણ સૂત્રની જ સાર્થકતા બતાવી છે. જો તે સૂત્રમાં આવેલું ભાષ્યકારના મતે 'असवर्णे' એટલું જ પદ આ પરિ. નું જ્ઞાપક હોત તો તેના વ્યાવર્ત્યને (એટલે તે પદ સૂત્રમાંથી કાઢી નાખવામાં આવતાં કયો દોષ ઉપસ્થિત થાય છે તે સ્પષ્ટ રીતે) બતાવીને તેટલા જ પદની સાર્થકતા બતાવવામાં આવી હોત.

25 હવે એમ કહેવામાં આવે કે 'इयेष' ઈત્યાદિ સ્થલમાં ('अकृतव्यूहाः पाणिनीयाः' એ પરિ. હોવાથી) સવર્ણ દીર્ઘ આદેશ થવાની પ્રાપ્તિ જ નથી, કારણ કે જો સવર્ણ દીર્ઘ ન થાય તો ગુણ થશે એવી સંભાવના હોવાતી અહીં 'अकृतव्यूहाः' પરિ.ની સારી રીતે પ્રવૃત્તિ થઈ શકે છે. તેથી 'इयेष'માં સૂત્ર ચરિતાર્થ થઈ શકે છે, તો સંપૂર્ણ

ज्ञापकतेति वाच्यम् । तस्या असत्वात् । सत्त्वे वैतद्भाष्यप्रामाण्येन यत्रान्तरङ्ग-कार्यप्रवृत्तियोग्यकालोत्तरमेव तन्निमित्तविनाशकबहिरङ्गविधेः प्राप्तिस्तत्रैव तत्परि-भाषाप्रवृत्तिस्वीकाराच्च । न चान्तरङ्गत्वाद्दीर्घेऽपीयायेत्यादौ पूर्वान्तवत्त्वेनाभ्या-सत्वादिवर्णत्वाच्च णल्यसवर्ण इयङ्विधानेन सूत्रं चरितार्थम् । न चाचि श्नु [६. ४.७७] इत्यनेन सिद्धिर्वृद्धिबाधनार्थत्वादिति वाच्यम् । प्रत्यासत्त्यासवर्णपदेना-5 भ्यासोत्तरखण्डसंबन्ध्यसवर्णाच एव ग्रहणाच्छास्त्रबाधकल्पनापेक्षया परिभाषा-ज्ञापकत्वस्यैवौचित्याच्चेत्याहुः ॥

---

સૂત્ર પ્રકૃત પરિ.નું જ્ઞાપક કેવી રીતે થઈ શકે ? તો આ કથન બરાબર નથી. કારણ કે પરિભાષા રૂપે 'अकृतव्यूहाः' નું અસ્તિત્વ નથી. છતાં તે પરિ. છે એમ માન-વામાં આવે તોય જ્ઞાપક બતાવનાર પૂર્વોક્ત ભાષ્યના પ્રમાણથી એમ માનવું 10 જોઈએ કે જ્યાં અન્તરંગ કાર્યની પ્રવૃત્તિના યોગ્ય કાલ પછી (અર્થાત્ અન્તરંગ કાર્ય પ્રથમ થયા પછી) અન્તરંગ કાર્યના નિમિત્તનો નાશ કરનાર બહિરંગ કાર્ય પ્રાપ્ત થાય તો તેવા જ સ્થળે 'अकृतव्यूहाः' એ પરિ. ની પ્રવૃત્તિનો સ્વીકાર કરવામાં આવે છે.

(અહીં પુનઃ પૂર્વપક્ષી કહે છે કે) જો કે અન્તરંગ હોવાથી તે દીર્ઘ કરવામાં આવ્યો છતાં 'इयाय' ઈત્યાદિ સ્થળમાં (ई+अ એ સ્થિતિમાં)પૂર્વાન્તવદ્ભાવથી અભ્યા-15 સત્વ લાવીને અને સ્વયં પણ 'इ' હોવાથી પછી (અવ્યવહિતોત્તર) અસવર્ણ 'णल्' (अ) એ अच् આવતો હોવાથી ઈકારની જગ્યાએ इयङ् વિધાન કરવા માટે अभ्या-सस्यासवर्णे એ સૂત્ર ચરિતાર્થ થાય છે. આ સ્થળે 'अचिश्नु धातु' સૂત્રથી इयङ् આદેશ સિદ્ધ થઈ શકે તેમ નથી કારણ કે 'अचो ञ्णिति' એ વૃદ્ધિ વિધાયક સૂત્ર (પરસૂત્ર હોવાથી) इयङ् આદેશ ન થતાં વૃદ્ધિ થશે પણ એ વૃદ્ધિનો બાધ થાય એ માટે 20 'अभ्यासस्यासवर्णे' એ (અપવાદાત્મક) સૂત્ર કરેલું છે, તેથી આ સૂત્ર ચરિતાર્થ છે એવું કથન બરાબર નથી, કારણ કે अभ्यासस्यासवर्णे સૂત્રમાં પ્રત્યાસત્તિ (ઉપસ્થિતિ) સાન્નિધ્યને લીધે (अभ्यासस्यासवर्णे સૂત્રમાં) 'असवर्णे' પદથી ઉત્તરખંડ સંબંધી અસવર્ણ अच् જ લેવામાં આવે છે. અહીં જો એમ કહેવામાં આવે કે 'अभ्या-सस्यासवर्णे' એ સૂત્ર, આરંભ સામર્થ્યથી વૃદ્ધિ શાસ્ત્રનો બાધ કરે છે તો તે કથન 25 બરાબર નથી કારણ કે વૃદ્ધિ શાસ્ત્રના બાધની કલ્પના કરવી એ કરતાં તો તેને પરિ. નુ જ્ઞાપક માનવું એ જ ઉચિત છે એમ (વિદ્વાનો) કહે છે. (એવો નાગેશનો મત છે.)

सा चेयं धर्मिग्राहकमानादाङ्गवार्णयोः समानकार्यिकत्व एव । यत्तु समाननिमित्तकत्वरूपसमानाश्रयत्व एवैषेति, तन्न । ज्ञापितेऽपीयाययेयेषेत्याद्यसिद्धेः सूत्रवैयर्थ्यस्य तदवस्थत्वाच्च ॥

स्योन इत्यत्र तु वक्ष्यमाणरीत्यास्य अनित्यत्वादप्रवृत्तौ गुणादन्तरङ्गत्वाद्य-
5 णादेशः ॥

न चैवमपीयायेत्यादावियङ् दुर्लभस्तत्र कर्तव्ये वृद्ध्यादेः स्थानिवत्त्वेनासवर्ण इति प्रतिषेधादिति वाच्यम् । सूत्रारम्भसामर्थ्यादेव स्थानिवत्त्वाप्रवृत्तेः । तच्च सामान्यापेक्षमभ्यासकार्ये तदुत्तरखण्डादेशस्य तत्कार्यप्रतिबन्धकीभूत स्था-

---

ધર્મી (પરિભાષા)ના ગ્રાહક (જ્ઞાપક)ના પ્રામાણ્યને લીધે ('अभ्यासस्यासवर्णे'
10 સૂત્ર ઉપરથી) એ સ્પષ્ટ થાય છે કે જ્યાં અંગ સંબંધી શાસ્ત્ર (કાર્ય) અને વર્ણ સંબંધી શાસ્ત્ર (કાર્ય) એક (સમાન) જ સ્થાનમાં પ્રાપ્ત હોય ત્યાં જ આ પરિ. લાગુ પડે છે.

અહીં જો કોઈ એમ કહે કે વર્ણકાર્યનું અને અંગકાર્યનું નિમિત્ત એકજ હોય ત્યાં એટલે કે સમાન નિમિત્તકત્વરૂપ સમાનાશ્રયમાં આ પરિ. લાગુ પડે છે
15 તો એ કથન બરાબર નથી; કારણ કે એમ માનતાં 'अभ्यासस्यासवर्णे' એ સૂત્રથી આ પરિ. સાબિત થવા છતાં પણ इयाय, इयेष, ઈત્યાદિરૂપ સિદ્ધ થઈ શકશે નહીં. અને તેથી 'अभ्यासस्यासवर्णे' એ સૂત્ર પુનઃ (પૂર્વવત્) વ્યર્થ જ રહેશે.

આ પરિ. અનિત્ય છે એમ હવે પછી કહેવામાં આવનાર હોવાથી 'स्योनः' ઉદાહરણમાં આ પરિ. ની પ્રવૃત્તિ થતી નથી. તેથી ગુણરૂપી અંગકાર્યની અપેક્ષાએ
20 યણાદેશરૂપ વર્ણકાર્ય અન્તરંગ હોવાથી તે વર્ણકાર્ય યણાદેશ જ પ્રથમ થાય છે.

આ પરિ. માનવામાં આવે તો પણ इयाय માં इयङ् દુર્લભ છે; કારણ કે इयङ् કરવાનો હોય ત્યારે વૃદ્ધિના આદિનો (अचः परस्मिन् સૂત્ર પ્રમાણે ગુણ વૃદ્ધિરૂપ અજાદેશનો) 'स्थानिवद्भाव' થતાં 'ऐ' ના સ્થાનમાં સ્થાનિવદ્ભાવથી 'इ' જ પડેલો છે, તેથી अभ्यासस्या० એ સૂત્રમાંનો असवर्णे એ પ્રતિષેધ લાગશે એમ કહેવું
25 પણ યોગ્ય નથી, કારણ કે 'अभ्यासस्यासवर्णे' સૂત્ર નિશ્ચિતરૂપે કરેલું જ હોવાથી એ આરંભ સામર્થ્યથી (ગુણવૃદ્ધિરૂપ અજાદેશનો) સ્થાનિવદ્ભાવ માનવામાં આવતો નથી.

(अभ्यासस्यासवर्णे એ સૂત્ર ચરિતાર્થ થાય એ માટે માનવામાં આવેલ નિયમ સ્થાનિવદ્ભાવનિષેધ કેવલ अभ्यासस्या० એ સૂત્ર પૂરતો જ છે એમ ન સમજવું પણ)

निवर्त्यं नेति । अत एवारतीत्यादौ यणादेशस्य स्थानिवत्त्वादभ्यासस्य ढ्लोपे [६.३.१११] इति दीर्घो दुर्लभ इत्यपास्तम् । दीर्घविधौ तन्निषेधाच्च । अरिरियियादित्यत्र तु स्थानिवत्त्वेनेयङ् भवत्येव तस्य स्थानिवत्त्वस्याभ्यासकार्य-प्रतिबन्धकत्वाभावात् ॥

इयं चाङ्गसंबन्धिन्याङ्ग एवेति स्वरितो वा [८.२.६] इति सूत्रे भाष्ये । 5
तत्र हि कुमार्यै इत्यादौ यणुत्तरमाडुक्तः ॥

इयं चानित्या च्छ्वोः [६.४.१९] इति सतुग्निर्देशात् । अन्यथाङ्गत्वा-त्पूर्वं तुकः शादेशे तुकोऽप्राप्त्या तद्वैयर्थ्यं स्पष्टमेवेत्यन्यत्र विस्तरः ॥५५॥

---

આ નિયમ સામાન્ય નિયમ છે, તેથી જ્યાં ઉત્તરખંડમાં અજાદેશનો સ્થાનિવદ્ભાવ થવાને લીધે અભ્યાસને થનાર કોઈ કાર્ય રોકાઈ જતું હોય તો ત્યાં સ્થાનિવદ્- 10 ન માનવો (પણ અભ્યાસને કહેલ કાર્ય કરવું).

માટે જ 'आरति' આદિ સ્થલમાં યણાદેશને સ્થાનિવદ્ભાવ પ્રાપ્ત થતો હોવાથી 'ढ्लोपे पूर्वस्य दीर्घोऽणः' સૂત્રથી અભ્યાસનો દીર્ઘ (ઉપર કહેલ નિયમ પ્રમાણે) દુર્લભ છે એ કથન ભૂલભરેલું છે. વળી દીર્ઘની વિધિ કરતી વખતે ('न पदान्तद्विर्वचन' સૂત્રથી) સ્થાનિવદ્ભાવનો નિષેધ થાય છે. 15

अरिरियियात् માં તો સ્થાનિવદ્ભાવ થતો હોવાથી इयङ् થઈ જ જાય છે. કારણ કે આ સ્થાનિવદ્ભાવ અભ્યાસને થનાર કાર્યમાં પ્રતિબંધક બને એવો સ્થાનિ-વદ્ભાવ નથી.

જ્યાં જે કાર્યમાં અંગને ઉદ્દેશ્ય બનાવેલ હોય અને જે કાર્ય અંગાધિકારમાં પઠિત સૂત્ર દ્વારા વિહિત હોય ત્યાં જ આ પરિ. લાગે છે એમ 'स्वरितो वा...' 20 સૂત્ર ઉપરના ભાષ્યમાં કહ્યું છે. તે ભાષ્યમાં 'कुमार्यै' આદિ સ્થલમાં 'यण्' થયા પછી 'आट्' થાય છે એમ કહેલું છે.

'च्छ्वोः शूडनु.' એ સૂત્રમાં 'च्छ' એવો 'तुक्' સહિત નિર્દેશ કર્યો હોવાથી આ પરિ. અનિત્ય છે. જો આ वार्णादा.. પરિ. નિત્ય જ માનવામાં આવે તો (छे च) સૂત્રથી થતો 'तुक्' (વર્ણસંબંધી કાર્ય) અને 'छ' ની જગ્યાએ થનાર 25 'श' આદેશ તે અંગકાર્ય આ બેમાંથી આ પરિ. ને લીધે) વર્ણકાર્ય तुक् ની પહેલાં અંગકાર્ય (આદેશ) બલવાન હોવાથી 'श' આદેશ કરી દેવામાં આવતાં (પછી छ નિમિત્તના અભાવને લીધે) तुक् ની પ્રાપ્તિ જ નથી તો તુગાગમ યુક્ત छ કારનું ગ્રહણ વ્યર્થ જ છે. આ બાબત ઇતરગ્રંથમાં વર્ણવેલી છે. (૫૫)

नन्वेवं सेदुष इत्यादौ क्वसोरन्तरङ्गत्वादिटि ततः सम्प्रसारणेऽपीटः श्रवणापत्तिरिति चेत् । अत्र केचित् ।

**अकृतव्यूहाः पाणिनीयाः ॥ ५६ ॥**

न कृतो विशिष्ट ऊहो निश्चयः शास्त्रप्रवृत्तिविषयो यैरित्यर्थः । भावि-5निमित्तविनाश इत्याध्याहारः, बहिरङ्गेणान्तरङ्गस्य निमित्तविनाशे पश्चात्सभाविते ऽन्तरङ्गं नेति यावत् ॥

अत्र च ज्ञापकं समर्थानां प्रथमात् [४.१.८२] इति सूत्रे समर्थानामिति । तद्धि सूत्थितादिभ्यः कृतदीर्घेभ्यः प्रत्ययोत्पत्त्यर्थम् । अन्यथान्तरङ्गत्वाद्दीर्घे

---

પરિભાષા : ૫૬

10 (પરિ. ૫૧ થી ૫૬ એટલી જ પરિભાષાઓ જો ૫૦ મી असिद्धं वहि. પરિ.ની અપવાદ માનવામાં આવે તો) હવે પ્રશ્ન થાય છે કે 'सेदुषः' આદિ સ્થળમાં सेद्+वस्+शस् માં 'क्वसु' પ્રત્યયને અન્તરંગત્વને લીધે ઈડાગમ થતાં એ પછી સંપ્રસારણ કર્યા પછી (એટલે કે सेद्+इ+उस्+अस् એ સ્થિતિમાં) ઈડાગમના શ્રવણની આપત્તિ આવશે (અર્થાત્ ઈડાગમની જગ્યાએ થનાર યણાદેશનું પણ તે રૂપમાં અસ્તિત્વ સ્વીકારવું 15 પડશે). માટે કેટલાક વૈયાકરણો આ પરિ. કહે છે કે—

'अकृतव्यूहाः पाणिनीयाः ॥५६॥

(પાણિનિના અનુયાયી અભ્યાસીઓ વિશિષ્ટ નિર્ણય કર્યા વગરના હોતા નથી.) પછી પ્રાપ્ત થનાર બહિરંગ કાર્યથી અન્તરંગ કાર્યના નિમિત્તની વિનાશ થવાની સંભાવના હોય ત્યાં) તેવું અન્તરંગ કાર્ય કરવામાં આવતું નથી એમ પાણિનિ 20 મતના અનુયાયીઓનો મત છે.

(અન્તરંગ શાસ્ત્રની પ્રવૃત્તિના વિષયમાં) જેમણે વિશિષ્ટ પ્રકારનો ઊહ નિશ્ચય કર્યો નથી તેવો 'अकृतव्यूहाः' એ પદનો અર્થ છે. આ પરિ. માં 'भाविनिमित्तविनाशे' અધ્યાહાર છે. (અર્થાત્ 'भावनिमित्तविनाशे अकृतव्यूहाः पाणिनीयाः' એવી પરિ. પઠિત કરવી) 'જ્યાં બહિરંગ શાસ્ત્ર દ્વારા અન્તરંગ શાસ્ત્રના નિમિત્તના ભાવી વિનાશની 25 સંભાવના હોય ત્યાં અન્તરંગ શાસ્ત્ર લાગતું નથી એવો અર્થ કરવો.

'समर्थानां प्रथमाद् वा' સૂત્રમાં કરેલું 'समर्थानाम्' પદ આ પરિ.નું જ્ઞાપક છે. તે 'समर्थानाम्' ગ્રહણ 'सूत्थित' આદિ શબ્દોને દીર્ઘ (સંધિકાર્ય) કર્યા પછી જ તદ્ધિત પ્રત્યયની ઉત્પત્તિ થાય એ માટે છે. આ પરિભાષા ન હોત તો (सु+उत्थित

कृत एव प्रत्ययप्राप्त्यां तद्व्यर्थता स्पष्टैव । तत्र हि भाविन्यादिवृद्ध्या सवर्णाच्त्वविनाशः स्पष्ट एव ॥

न चात्रैकादेशप्रवृत्तिसमये वृद्ध्यप्राप्तयैकादेशे कृत आदेशे वृद्धेः प्राप्तावपि तन्निमित्तविनाशाभाव इति वाच्यम् । तद्द्वारैव तन्निमित्तविनाशसत्त्वेनाक्षतेः ॥

न च सौत्थितौ बहिरङ्गतया वृद्धेरसिद्धत्वान्न तन्निमित्तविनाश इति 5 वाच्यम् । समर्थग्रहणेनैतद्विषये तस्या अप्रवृत्तेरिति ज्ञापनात् ॥

यत्तु समर्थग्रहणेनान्तरङ्गपरिभाषाया अनित्यत्वमेव ज्ञाप्यत इति तन्न ।

---

એ સ્થિતિમાં) સવર્ણ દીર્ઘ અન્તરંગ હોવાથી પહેલાં સવર્ણ દીર્ઘ અને પછી જ પ્રત્યય નિમિત્ત કાર્યની પ્રાપ્તિ થશે એ સ્થિતિમાં 'समर्थानाम्' પદની વ્યર્થતા સ્પષ્ટ જ છે. ત્યાં ભાવી (થનાર) એવી આદિ વૃદ્ધિથી સવર્ણ દીર્ઘના નિમિત્ત 10 (અર્થાત્ એક अच् પછી બીજો સવર્ણ अच् હોય તે નિમિત્ત)નો નાશ થાય છે એ સ્પષ્ટ છે

હવે એમ કહેવામાં આવે કે ('सूत्थितः' આદિ સ્થલમાં) દીર્ઘ એકાદેશ થતી વખતે વૃદ્ધિ પ્રાપ્ત જ નથી તેથી પહેલાં તો દીર્ઘ એકાદેશ જ થઈ જાય છે એ પછી વૃદ્ધિની પ્રાપ્તિ હોય છતાં વૃદ્ધિરૂપ બહિરંગ કાર્ય, અન્તરંગ 15 (દીર્ઘ) કાર્યનાં નિમિત્તનું સાક્ષાત્ વિનાશક નથી (તેથી આ ઠેકાણે પ્રકૃત પરિ. લાગુ પડી શકે નહીં, (અને તેથી समर्थानाम् એ પદ આ પરિ.નું જ્ઞાપક થઈ શકે નહીં,) એમ જો કોઈ કહે તો તે બરાબર નથી; કારણકે તે (દીર્ઘરૂપ કાર્ય) એકાદેશના નાશ દ્વારા જેની જગ્યાએ તે આદેશ થયો છે તેનો અને જે સવર્ણ દીર્ઘરૂપ અન્તરંગ કાર્યનું નિમિત્ત છે તેનો પણ નાશ થાય જ છે તેથી અમારા ગ્રંથકારના 20 મંતવ્યમાં કોઈ દોષ આવતો નથી.

જો અહીં એમ કહેવામાં આવે કે 'सौत्थितिः' એ સ્થળમાં વૃદ્ધિકાર્ય બહિરંગ હોવાથી અસિદ્ધ છે, તેના લીધે અન્તરંગ દીર્ઘ કાર્યના નિમિત્તનો નાશ સિદ્ધ થતો નથી, તો એ કથન બરાબર નથી, કારણ કે 'समर्थानाम्' ગ્રહણથી એ પણ જ્ઞાપક થાય છે કે अकृतव्यूहाः પરિ.ના વિષયમાં અન્તરંગ પરિ.ની (સર્વથા) પ્રવૃત્તિ થતી નથી.25

'समर्थानां प्रथमाद् वा' એ સૂત્રમાં समर्थानाम् એ પદથી (પ્રકૃત પરિ. તો જ્ઞાપિત થતી નથી) પણ અન્તરંગ પરિ. અનિત્ય છે એટલું જ જ્ઞાપિત થાય છે એમ જો કહેવામાં આવે તો તે બરાબર નથી; કારણકે અન્તરંગ પરિ.થી પૂર્વે થયેલ

असिद्धपरिभाषया समकालप्राप्तबहिरङ्गस्य पूर्वजातबहिरङ्गस्य चान्तरङ्गे कर्तव्ये-ऽसिद्धत्वं बोध्यते न तु जातेऽन्तरङ्गे तस्य तत्त्व बोध्यते मानाभावात्फलाभा-च्चैवं च सूत्थितादावेकादेशस्य परिभाषासाध्यत्वाभावेन तदनित्यत्वज्ञापना-संभवात् ॥

5 अन्तरङ्गानपि विधीनित्यादेरप्यस्यामेवान्तर्भावः ॥

एतत्प्रवृत्तौ च निमित्तविनाशसंभावनापि निमित्तम् । अत एव गोमद्दण्डी-त्यादौ हल्ङ्यादिलोपो न । अन्यथा हल्ङ्यादिलोपकाले सामासिकलुकोऽ-प्राप्त्या तदुत्तरं चापहार्याभावादप्राप्त्या लोपस्यैवापत्तेः । अस्ति चात्रापि

---

કે એક સાથે (સમકાલ) પ્રાપ્ત થનાર બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે પણ (નિત્ય) 10 અન્તરંગ કાર્ય થયા બાદ પ્રાપ્ત થયેલ બહિરંગ કાર્ય તે પરિ.થી અસિદ્ધ થતું નથી તેમ માનવામાં કોઈ પ્રમાણ નથી. વળી પછી પ્રાપ્ત થનાર બહિરંગ કાર્ય અસિદ્ધ માનવાથી કોઈ પણ ફલ (પણ) નિષ્પન્ન થતું નથી. માટે 'સૂત્થિતઃ' આદિ સ્થલમાં (પહેલાં) એકાદેશ કરતી વખતે અન્તરંગ પરિ.ની સહાયની કોઈ પણ રીતે જરૂર પડતી ન હોવાથી, સમર્થ એ પદ વડે અન્તરંગ પરિ.નું અનિત્યત્વ જ્ઞાપિત 15 થતું નથી.

'अन्तरङ्गानपि विधीन् बहिरङ्गो लुग्बाधते' પરિ. (પર)નો આ પ્રકૃત પરિ.માં જ અંતર્ભાવ થાય છે (અહીં પ્રકૃત પરિ. अकृतव्यूह. માનવાથી અન્તરંગાનપિ...... लुग्बाधते' પરિ. કેવી રીતે ગતાર્થ થાય છે તે બાબત ગ્રંથકાર કહે છે કે) 'अकृतव्यूहा' આ પ્રકૃત પરિ.ની પ્રવૃત્તિમાં 'નિમિત્તના વિનાશની સંભાવના' પણ નિમિત્ત છે. 20 તેથી જ (આ પરિ. પ્રવૃત્ત થવા માટે ઉપર આપેલ કારણ નિમિત્તના વિનાશની સંભાવના પણ પૂરતી હોવાથી) 'गोमद् दण्डी' આદિ ઉદા.માં 'हल्ङ्याब्भ्यः' સૂત્રથી (सु)નો લોપ થતો નથી. અન્યથા (પૂર્વ નિર્દિષ્ટ સંભાવનાને એ નિમિત્ત માનવામાં ન આવે અને વસ્તુતઃ ભાવી નિમિત્તના વિનાશને જ જો આ પરિ.ની પ્રવૃત્તિમાં નિમિત્ત માનવામાં આવે તો) गोमत्+सु અને दण्डिन्+सु એ સ્થિતિમાં પહેલાં પ્રાપ્ત 25 થયેલ અન્તરંગ 'हल्०याब्भ्यः'થી થતા सुलोप સમયે 'सुपोधातु'. સૂત્રથી બહિરંગ સામાસિક લુકની પ્રાપ્તિ જ ન હોવાથી જે सुનો લુક્ થવાનો છે (જે सु અપહાર્ય છે) તે सु જ ન રહેવાથી सुના લુક્‌ની અપ્રાપ્તિના કારણે લોપની જ આપત્તિ આવશે. (પહેલાં બતાવેલ) સંભાવનાને નિમિત્ત માનવાનાં આવતાં તો પરિ. ની

यदि लोपो न स्यात्तर्हि लुक् स्यादिति संभावना ॥

अल्लोपोऽनः [६.४.१३४] इति सूत्रस्थतपरकरणं तु परिभाषानित्यत्वज्ञापनेन चरितार्थम् । तद्धयान इत्यादौ लोपवारणाय । अन्यथा दीर्घाभावे लोपसंभावनयैतत्परिभाषाबलाद्दीर्घाप्राप्तौ तद्वैयर्थ्यं स्पष्टमेवेत्याहुः ॥

समर्थानामिति सूत्रे कैयटस्तु समर्थवचनेनेयं परिभाषा ज्ञाप्यतेऽकृतव्यूहाः 5 पाणिनीया इति । तेन पपुष इत्यादावन्तरङ्गत्वात्पूर्वं कृतोऽपीडागमो निवर्तत इति वदन्न कृतो व्यूहो विशिष्टस्तर्को निमित्तकारणविनाशेऽपि कार्यस्थितिरूपो यैरित्यर्थमभिप्रैति । निमित्तापाये नैमित्तिकस्याप्यपाय इति यावत् । सूत्थितादिञि वृद्धौ दीर्घनिवृत्तौ सावुत्थितिर्माभूदिति समर्थानामिति ॥

---

પ્રવૃત્તિ થઈ જાય છે. કારણકે) અહીં 'गोमद्दण्डी'માં જો લોપ ન થાય તો लुक् થાય 10 એવી સંભાવના છે. 'अल्लोपोऽनः' સૂત્રમાં 'अत्' એ રીતનું (અકાર તપરક ઉચ્ચરિત છે આ) તપરકરણ, પ્રકૃત પરિ. અનિત્ય છે તેમાં જ્ઞાપક થઈને ચરિતાર્થ થાય છે. 'आनः' જેવા રૂપમાં આકારનો લોપ ન થાય તે માટે તપરકરણ કરેલું છે. અન્યથા (આ પરિ. અનિત્ય નથી પણ નિત્ય છે એમ માનતાં) अन्‌માંના અકારનો દીર્ઘ ન કરવામાં આવે તો અકારનો લોપ થવાની સંભાવના હોવાથી (પ્રકૃત ઉદા.ને આ પરિ. લાગુ 15 પડશે અને તેથી) આ પરિ.ના બળથી અકારનો આકાર કે દીર્ઘકાર્યની પ્રાપ્તિ ન થવાથી તે તપરકરણ વ્યર્થ પડશે એમ કેટલાક વૈયાકરણો કહે છે. (આ પરિ. ને અનિત્ય ન માનવામાં આવે તો તપરકરણ વ્યર્થ થશે.) (अकृतव्यूहाःનું આ વિશ્લેષણ ભટ્ટોજી દીક્ષિત આદિ વિદ્વાનોને અનુસરીને છે.)

'समर्थानां प्रथमाद् वा' સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં કૈયટે એમ કહેલું છે કે 20 'समर्थ' પદથી अकृतव्यूहाः એ પરિ. જ્ઞાપિત થાય છે અને આ પરિ. હોવાથી 'पपुषः' ઈત્યાદિ સ્થલમાં અન્તરંગ હોવાથી પહેલાં થયેલ ઈડાગમની પણ નિવૃત્તિ થાય છે એમ કહેતાં કૈયટ 'अकृतव्यूहाः' એ પદનો અર્થ એ રીતે કરે છે કે 'પાણિનિને અનુસરનારાઓ નિમિત્ત કારણનો વિનાશ થઈ જતા તે કારણને માનીને થનાર કાર્યોની સ્થિતિરૂપ વિશેષ તર્ક કરનારા હોતા નથી. એટલે કે (તે પરિ.નો અર્થ)25 કારણનો નાશ થતાં કાર્યનો પણ નાશ થાય છે એવો અર્થ કરે છે.

'सूत्थित' શબ્દથી 'इञ्' પ્રત્યય કરતાં વૃદ્ધિ થતાં, સવર્ણ દીર્ઘની નિવૃત્તિ થતાં 'सावुत्थितिः' એવું વિકૃત રૂપ થવાની આપત્તિ ન આવે એ માટે 'समर्थानां प्रथमाद् वा' એ સૂત્રમાં સમર્થ પદ મૂકવામાં આવ્યું છે.

लोकन्यायसिद्धश्चायमर्थः । तथा हि लोके निमित्तं द्विविधं दृष्टम् । कार्यस्थितौ नियामकं तदनियामकं च । आद्यं यथा न्यायनयेऽपेक्षाबुद्धिस्तन्नाशे तद्द्वित्वनाशाभ्युपगमात् । वेदान्तनये प्रारब्धस्य विक्षेपस्थितिनियामकत्वं च प्रसिद्धमेव । द्वितीयं यथा दण्डादि तन्नाशेऽपि घटनाशादर्शनात् । शास्त्रे
5 लक्ष्यानुरोधाद् व्यवस्था ॥

भाविनिमित्तविनाशे पूर्वमनुत्पत्तौ तु न कश्चिन्न्यायो नापि संप्रतिपन्नो दृष्टान्तः । समर्थानामित्यस्यापि लोकसिद्धार्थज्ञापनेन चारितार्थ्यसंभवे लोकासिद्धापूर्वतादृशार्थज्ञापकत्वे मानाभाव इति तदाशय इति बोध्यम् ॥

---

(કયટે કરેલ આ પરિભાષાનો અર્થ) લૌકિક ન્યાયથી પણ સિદ્ધ થાય છે,
10 કારણકે લૌકિક વ્યવહારમાં બે પ્રકારનાં કારણ જોવામાં આવે છે. (૧) (કાર્યસ્થિતિમાં નિયામક) (જ્યાં સુધી તે કારણ છે ત્યાં સુધી (તેથી ઉત્પન્ન) કાર્ય પણ અસ્તિત્વમાં રહે છે અને તે કારણનો નાશ થતાં તેનાથી ઉત્પન્ન કાર્યનો પણ નાશ થાય છે.) (૨) કાર્યસ્થિતિમાં અનિયામકઃ—(બીજા પ્રકારનું કારણ એવું છે કે તેનો (કારણનો) નાશ થાય તો પણ તેની સાથે રહેલ કાર્યનો નાશ થતો નથી) પહેલા પ્રકારના
15 કારણનું ઉદાહરણ ન્યાયશાસ્ત્રમાં બતાવેલ અપેક્ષા બુદ્ધિ છે. અપેક્ષા બુદ્ધિનો નાશ થવાથી દ્વિત્વનો પણ નાશ થાય છે. વેદાન્ત સિદ્ધાન્ત પ્રમાણે પ્રારબ્ધ વિક્ષેપ સ્થિતિનું નિયામક છે એ વાત પ્રસિદ્ધ જ છે. અર્થાત્ જ્યાં સુધી પ્રારબ્ધ કર્મરૂપ નિમિત્ત છે ત્યાં સુધી વિક્ષેપ એટલે કે સંસાર વિક્ષેપની સ્થિતિ કાયમ રહે છે. બીજા પ્રકારમાં કેટલાંક કારણ એવાં હોય છે કે તેમનો નાશ થતાં પણ તેનાથી
20 થયેલ કાર્યનો નાશ થતો નથી. જેમકે દંડ વગેરે. અહીં દંડ (કારણ)નો નાશ થવા છતાં ઘટ (કાર્ય)નો નાશ થતો નથી. ઇષ્ટરૂપની સિદ્ધિ કરવા માટે જ્યાં આ પરિ.નો ઉપયોગ થઈ શકે ત્યાં તેને લાવવી અને જ્યાં પરિભાષા લાવતાં અનિષ્ટ રૂપની સિદ્ધિ થવાનો પ્રસંગ આવે ત્યાં તે (પરિ.) ન લાવવી એ રીતે શાસ્ત્રમાં ઈષ્ટ લક્ષ્ય અનુસારની વ્યવસ્થા કરવી.

ભાવી નિમિત્તના વિનાશને કારણે પહેલેથી જ તન્નિમિત્તક કાર્ય ન થાય
25 એ કથનમાં કોઈ યુક્તિ કે વાદી–પ્રતિવાદીએ સ્વીકારેલ દૃષ્ટાન્ત મળતું નથી. જ્યારે (સૂત્રમાં આવેલ) સમર્થાનામ્' પદ પણ લોક સિદ્ધ અર્થનું જ્ઞાપન કરીને ચરિતાર્થ થઈ શકે છે તો પછી લોકમાં અસિદ્ધ અને અનોખો કહી શકાય તેવા (ભાવી નિમિત્તનો વિનાશ...એ જાતના) આ પરિભાષાના અર્થનું જ્ઞાપન કરવામાં કોઈ પ્રમાણ નથી એ રીતનો કૈયટનો આશય છે.

परे तु सेदुष इत्यादौ पदावधिकेऽन्वाख्याने सेद् वस् अस् इति स्थित इट्संप्रसारणयोः प्राप्तयोः प्रतिपदविधित्वात्पूर्वं संप्रसारणे वलादित्वाभावादिटः प्राप्तिरेव नेति तत्सिद्धिरिति समर्थानामिति सूत्रे कैयटेऽसिद्धवत्सूत्रे च कैयटे स्पष्टमेतत् । यद्यपि प्रतिपदविधित्वमनवकाशत्वे सत्येव बाधकत्वे बीजं तथापि पूर्वप्रवृत्तौ सावकाशत्वेऽपि नियामकं भवत्येवेति तदाशयः । निरूपितं 5 चैतद्बहुशः शब्देन्दु शेखरे ॥

---

(અહીં સુધી આ પરિ.ના સંબંધમાં દીક્ષિત અને કૈયટનો કયો મત છે તે કહીને ગ્રંથકાર હવે આ પરિ. વિષે પોતાનો મત કહે છે. આ પંક્તિ परे तु એ પદોથી શરૂ કરેલી હોવાથી અહીં દર્શાવેલ મત ગ્રંથકારનો મત છે એમ સમજવામાં આવે છે. અન્ય વિદ્વાનો જેવા કે નાગેશ આદિ આ પરિ. માનતા નથી). 10

અન્ય વૈયાકરણો એમ કહે છે કે 'सेदुषः'માં સિદ્ધ પદના અન્વાખ્યાનથી (એટલે કે પદના વિભાગ પાડીને તે એક પછી એક લઈને વ્યાકરણની રીતે તે પદ કેવી રીતે સિદ્ધ થાય છે એ બતાવતાં) सेद्+वस्+अस् એ સ્થિતિમાં અર્થાત્ 'सद्' ધાતુને ('लिट्' લાવતાં लिट्'ની જગ્યાએ क्वसु (वस्) એવો આદેશ કરીને પછી દ્વિર્વચન, અભ્યાસ લોપ અને 'एत्व' કરીને તૈયાર થયેલ કૃદન્ત પ્રાતિપદિકને દ્વિતીયા15 બહુવચનનો 'शस्' પ્રત્યય લાવ્યા પછીની અવસ્થામાં) ઇડાગમ અને સંપ્રસારણ એ બંને કાર્યોની પ્રાપ્તિ થાય છે, (ત્યારે) સંપ્રસારણ કાર્ય પ્રતિપદોક્ત વિધિ હોવાથી (અર્થાત્ वसु એ પદનો ચોક્કસ રૂપે ઉચ્ચાર કરીને તે કાર્ય થાય એમ (वसोः संप्रसारणम्) દ્વારા કહેલું હોવાથી) તે પ્રથમ થાય છે અને તે થયા પછી ઈડાગમનું નિમિત્ત 'વલાદિત્વ' રહેતું ન હોવાથી ઈડાગમનની પ્રાપ્તિ જ નથી (તેથી આ 20 પરિ.નો ઉપયોગ કરવાની આવશ્યકતા પડતી નથી છતાંય सेदुषः એ રૂપ સિદ્ધ થાય છે તેમ કૈયટે પોતે જ 'समर्थानां प्रथमाद् वा' (તેમજ असिद्धवदत्राभात' સૂત્ર) ઉપરની વૃત્તિમાં કહેલું છે.

જો કે પ્રતિપદ વિધિને 'ક્યાંયે પણ પ્રવૃત્ત થવા માટે સ્થળ મળે નહીં' તેવું અનવકાશત્વ તેની બાધકતામાં બીજ છે તો પણ તે સાવકાશ હોય તો પણ તે 25 બાધક થવામાં પ્રથમ પ્રવૃત્ત થાય છે. એટલા પૂરતું તે નિયામક કે બાધક થાય છે જ એવો કૈયટના મંતવ્યનો આશય છે. આ બાબતમાં શબ્દેન્દુશેખરમાં વિસ્તૃત ચર્ચા કરેલી છે.

समर्थानामिति सूत्रस्थसमर्थग्रहणं तु विषुण इत्यादावकृतसंधेः प्रत्ययदर्शनेन सर्वत्र तथाभ्रमवारणाय न्यायसिद्धार्थानुवाद एव ।।

ध्वनितं चेदं विप्रतिषेधसूत्रे भाष्ये । तत्र हि वैक्षमाणिरित्यन्तरङ्गपरिभाषोदाहरणमुक्तम् । किंच विभज्यान्वाख्याने सु उत्थित अस् इ इति 5 स्थिते वार्णादाङ्गं बलीय इति प्राप्तवृद्धिवारणाय समर्थग्रहणमित्यत्रैव सूत्रे कैयटे स्पष्टम् । अत एवासिद्धवत्सूत्रे वसुसंप्रसारणमज्विधौ सिद्धं वक्तव्यं पपुष इत्यादौ वसोः संप्रसारणे कृत आतो लोपो यथा स्यादिति भाष्य उक्तम् ।

---

'समर्थानां प्रथमाद् वा' સૂત્રમાં રહેલું સમર્થ ગ્રહણ તો (આ પરિ.ના જ્ઞાપન માટે નથી પરંતુ) 'विषुणः' આદિ સ્થલમાં જેમ સંધિકાર્ય થયાં પહેલાં (તદ્ધિત પ્રત્યય 10 લાગે છે (અને તન્નિમિત્તક કાર્ય થાય છે) તેમ બીજાં બધાં સ્થળોમાં પણ સંધિકાર્ય કરતાં પહેલાં તદ્ધિત પ્રત્યય લાવીને તન્નિમિત્તક કાર્ય કરવા માટે કોઈ હરકત નથી એવા ભ્રમનું નિવારણ કરવા માટે (અન્તરંગ) ન્યાયથી સિદ્ધ અર્થને કેવલ અનુવાદ જ કરનારાં છે.

આ પરિ અકૃત.નું પ્રત્યાખ્યાન વિપ્રતિષેધ. સૂત્રના ભાષ્યમાં ધ્વનિત થયેલું છે. 15 ત્યાં તે ભાષ્યમાં 'वैक्षमाणिः' એ અન્તરંગ પરિ.નું ઉદા. આપેલ છે.

વળી બીજું એમ છે કે 'सौत्थितिः' એ સિદ્ધ પદના વિભાગ (એક પછી એક રાખવામાં આવતા તે પદ વ્યાકરણની રીતે કેવી રીતે સિદ્ધ થાય છે તે રીતના વિભજ્ય અન્વાખ્યાનમાં) सु+उत्थित+ङस् (अस्)+इञ् એ સ્થિતિમાં 'वार्णादाङ्गं बलीयः' એ ન્યાયથી બહિરંગ વૃદ્ધિરૂપ અંગકાર્ય પ્રથમ પ્રાપ્ત થાય છે. એ વૃદ્ધિરૂપ અંગકાર્યનું 20 નિવારણ કરવા માટે 'समर्थम्' પદ આવશ્યક અને ચરિતાર્થ થાય છે એમ 'समर्थानां प्रथमाद् वा' એ સૂત્ર ઉપરના ભાષ્યની કૈયટની વૃત્તિમાં સ્પષ્ટ કહેવામાં આવેલ છે. (અને એ રીતે તે समर्थानाम् પદ ચરિતાર્થ થતું હોવાથી પ્રકૃત પરિ. નું જ્ઞાપક માનવામાં આવતું નથી.) એથી જ (આ પરિ. નહીં હોવાથી જ) 'असिद्धवदत्राभात्' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'वसोः संप्रसारणमज्विधौ सिद्ध वक्तव्यम्' (એટલે 25 કે अच्‌નો આશ્રય કરીને જે વિધિ કરવાનો છે તે વિધિ કરતી કરતી વખતે 'वस्' પ્રત્યયને કરવામાં આવેલું સંપ્રસારણ સિદ્ધ મનાય છે) તેથી 'पपुषः' આદિમાં (पपा+वस्+अस्)માં સંપ્રસારણ 'उ' થયા બાદ 'आतो लोपः'થી 'आ'નો લોપ થઈ શકે (છે) આ રીતે ભાષ્યમાં કહ્યું છે.

पदस्य विभज्यान्वाख्याने पूर्वोक्तकैयटरीत्या पूर्वं संप्रसारण इटोऽप्राप्तावुस्-निमित्तक एवातो लोप इति तदसङ्गतिः ॥

अत एव 'चौ प्रत्यङ्गस्य प्रतिषेध' इति वचनं वार्तिककृताऽरव्धं भाष्यकृता च न प्रत्याख्यातम् । प्रत्यङ्गमन्तरङ्गम् । अस्यां परिभाषायां सत्यां तु तद्वैयर्थ्यं स्पष्टमेव ॥ 5

अत एव च्छ्वोः [६.४.१९) इति सूत्रेऽवश्यमत्र तुगभावार्थो यत्नः कार्यो ऽन्तरङ्गत्वाद्धि तुक् प्राप्नोतीति भाष्य उक्तम् । एतत्सत्त्वे तु तुकोऽप्राप्त्या यत्नावश्यकत्वकथनमसगतमिति स्पष्टमेव । न चैतदनित्यत्वज्ञापनार्थमेव तदिति तदाशयोऽवश्यमत्रेत्यक्षरस्वारस्यभङ्गापत्तेः ॥

---

પદના વિભાગપૂર્વક સાધુત્વના અન્વાખ્યાનમાં પહેલાં કહેલ કૈયટની રીત 10 પ્રમાણે પ્રથમ સંપ્રસારણ કરતાં પછી इट्‌ની પ્રાપ્તિ ન રહેવાથી 'उस्' નિમિત્તક જ आतो લોપ થશે (એવો ભાષ્યકારનો આશય છે અન્યથા (જો કૈયટની રીત પ્રતિપદ વિધિ હોવાથી પહેલાં સંપ્રસારણ થાય)નો આશ્રય લેવામાં ન આવે તો અંતરંગ હોવાથી इट् પહેલાં થશે અને એ ઇટ્‌ને લીધે 'आतो लोपः' થશે સંપ્રસારણ (उस्) લીધે નહીં.) આમ થવાથી ઉપરનું ભાષ્ય વિસંગત થવાની આપત્તિ આવશે.15

(પ્રકૃત પરિભાષા વાર્તિકકાર કે ભાષ્યકારને માન્ય નથી. માટે જ 'चौ प्रत्यङ्गस्य प्रतिषेधः' (चु–अञ्चु' પર આવતા અન્તરંગ કાર્ય થતું નથી) એવું વાર્તિકકારે વાર્તિક કર્યું છે, અને ભાષ્યકારે તે વાર્તિકનું પ્રત્યાખ્યાન કર્યું નથી. (વાર્તિકમાંના) 'प्रत्यङ्ग' શબ્દનો અર્થ 'अन्तरङ्ग' એમ છે. જો પ્રકૃત પરિ. 'अकृत.' હોત તો આ વાર્તિક કરવાની કોઈ આવશ્યકતા ન હતી તે સ્પષ્ટ છે. 20

(આ પરિ. ભાષ્યકારને માન્ય નથી) તેથી જ 'च्छ्वोः शूडनु०' સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે એમ કહ્યું છે કે (આ સ્થળમાં એટલે કે 'प्रश्नः', विश्नः આદિ સ્થલમાં) तुक्‌ના અભાવ માટે (પાણિનિએ) तुक् સહિતનો નિર્દેશરૂપ યત્ન કરવો જોઈએ. કારણકે અહીં અન્તરંગ હોવાથી 'તુગાગમ'રૂપ કાર્યની પ્રાપ્તિ છે. જો પ્રકૃત 'अकृत.' પરિ. હોત તો 'तुक्'ની પ્રાપ્તિ થતી ન હોવાથી ભાષ્યકારે (પાણિનિએ) અવશ્ય 25 યત્ન કરવો જોઈએ એમ જે કહ્યું છે તે અક્ષરોનું કંઈ સ્વારસ્ય (સ્વાભાવિક તાત્પર્ય) રહેતું નથી.

किंचानयैव प्रत्ययोत्तरपदयोश्च [७.२.९८] अदो जग्धिर्ल्यप्ति किति [२.४.३६] इत्यनयोश्चारितार्थ्येन तज्ज्ञापकवशाल्लुग्ल्यपोरन्तरङ्गबाधकता भाष्योक्ता भज्येत ॥

किंचैषा भाष्ये न दृश्यते। तदुक्तमसिद्धवत्सूत्रे कैयटेन। निमित्तापाये
5 नैमित्तिकस्याप्यपाय इति परिभाषाया भाष्यकृतानाश्रयणादिति ॥

पदसंस्कारपक्षे हरिरित्यादौ विसर्गे कृते ततो गच्छतीत्यादिसबन्धे हरिः गच्छतीत्याद्येव साधु। तद्विषये पदसंस्कारपक्षानाश्रयण वेति दिक् ॥५६॥

## अन्तरङ्गादप्यपवादो बलीयान् ॥ ५७ ॥

---

બીજું એમ છે કે આ અકૃત. પરિ. હોત તો 'प्रत्ययोत्तरपदयोश्च' અને 'अदो-
10 जग्धिर्ल्यप्ति किति' એ સૂત્ર ચરિતાર્થ થતાં હોવાથી અને પ્રકૃત પરિ.માં જ્ઞાપક (સૂત્રો) બનતા હોવાથી 'लुक्' અને 'ल्यप्', અન્તરંગ કાર્યનાં બાધક થાય છે એવું ભાષ્યકારે જે કથન કર્યું છે તે કથનનો ભંગ થશે.

બીજું એમ છે કે આ પરિ. ભાષ્યમાં કોઈ ઠેકાણે જોવા મળતી નથી. (તેથી આ પરિ. સ્વીકાર્ય નથી.) તેથી જ 'असिद्धवदत्राभात्' સૂત્ર ઉપરના ભાષ્યની વૃત્તિમાં
15 કૈયટે કહ્યું છે કે 'निमित्तापाये नैमित्तिकस्याप्यनायः' આ પરિ.નો ભાષ્યકારે ક્યાંયે આશ્રય કર્યો નથી.

પદ સંસ્કાર પક્ષમાં हरि+सु हरि+र् આદિ સ્થલમાં રેફનો વિસર્ગ કર્યા પછી 'हरिः' એ પદનો 'गच्छति' આદિ પદ સાથે સંબંધ થતાં 'हरिः गच्छति' આજ પ્રયોગ શુદ્ધ સિદ્ધ થાય છે. અથવા 'हरिः गच्छति' એ પ્રયોગ સિદ્ધ કરવા માટે) પદ સંસ્કાર
20 પક્ષનો આશ્રય લેવામાં આવતો નથી (પણ વાક્ય સંસ્કાર પક્ષનો આશ્રય લેવામાં આવે છે) માટે તેવો પ્રયોગ સિદ્ધ થઈ શકે છે. (૫૬).

### પરિભાષા : ૫૭

(હવે અહીં ગ્રંથકાર અન્તરંગ કાર્ય વિધાયક સૂત્ર કરતાં પણ અપવાદ શાસ્ત્ર વધુ બલવાન છે, એ બાબતનું નિરૂપણ કરનાર પરિ. કહે છે.)

25 'अन्तरङ्गादप्यपवादो बलीयान्' (૫૭)

'અન્તરંગ કાર્ય વિધાયક સૂત્ર કરતાં પણ અપવાદ શાસ્ત્ર વધુ બલવાન છે.'

तत्रापवादपदार्थमाह । येन नाप्राप्ते यो विधिरारभ्यते स तस्य बाधको भवति । प्राप्त इति भावे क्तः । येन नाप्राप्त इत्यस्य यत्कर्तृकावश्यकप्राप्ताविल्यर्थौ नञ्द्वयस्य प्रकृतार्थदाढर्यबोधकत्वात् । एवं च विशेषशास्त्रोद्देश्यविशेषधर्मावच्छिन्नवृत्तिसामान्यधर्मावच्छिन्नोद्देश्यकशास्त्रस्य विशेषशास्त्रेण बाधः । तदप्राप्तियोग्येऽचारितार्थ्यं ह्येतस्य बाधकत्वे बीजम् ॥　5

किंचानेन न्यायेन तत्प्रवृत्त्युत्तरमपि चारितार्थ्यें तद्बाधबोधनम् । अन्यथा नवकाशत्वेनैव बाधे सिद्ध एतत्कथनस्यैव वैयर्थ्यापत्तेस्तक्रकौण्डिन्यन्यायप्रदर्शन-

---

અહીં પરિ.માં જે 'અપવાદ' શબ્દ આવેલ છે તેનો અર્થ સ્પષ્ટ કરતાં કહેવામાં આવ્યું છે 'જે (અમુક) સૂત્રની અવશ્ય પ્રાપ્તિ હોય ત્યારે જે વિધિનો આરંભ 10 કરવામાં આવે છે તે વિધિ (શાસ્ત્ર), તેનો (અવશ્ય પ્રાપ્ત થનાર શાસ્ત્ર કે સૂત્રનો) બાધક થાય છે.

'प्राप्ते'માં (नपुंसके भावे क्तः સૂત્ર પ્રમાણે) 'ભાવ' અર્થમાં 'क्त' પ્રત્યય થયેલો છે. 'येन नाप्राप्ते' એ અંશનો અર્થ 'જે અવશ્ય પ્રાપ્ત થાય છે' એવો થાય છે. અહીં બે 'नञ्' પ્રકૃત (પ્રાપ્તિરૂપ) અર્થની દઢતા માટે છે. (તેથી પ્રકૃત પરિ.નો 15 એવો અર્થ થાય છે કે) વિશેષ શાસ્ત્રના ઉદ્દેશ્યભૂત વિશેષ ધર્મથી વિશિષ્ટમાં રહેનાર સામાન્ય ધર્મથી વિશિષ્ટ ઉદ્દેશ્યવાળા શાસ્ત્રનો વિશેષ શાસ્ત્ર વડે બાધ થાય છે.

સામાન્ય શાસ્ત્રની જ્યાં પ્રાપ્તિ નથી એવું સ્થળ વિશેષ શાસ્ત્રને પ્રવૃત્ત થવા માટે મળતું ન હોવાથી તે વિશેષ શાસ્ત્રનું વ્યર્થ ઠરવું એ (બાબત) જ વિશેષ 20 શાસ્ત્ર સામાન્ય શાસ્ત્રનું બાધક થાય છે એમાં કારણીભૂત છે.

બીજું એમ છે કે આ ન્યાય (કે પરિ.) પ્રમાણે સામાન્ય શાસ્ત્રની પ્રવૃત્તિ થયા પછી ચરિતાર્થ થવા છતાં પણ વિશેષ શાસ્ત્ર દ્વારા સામાન્ય શાસ્ત્રના બાધનો બોધ થાય છે. આ પરિ.નો આ પ્રકારનો અર્થ ન માનવામાં આવે તો (એટલે કે વ્યાપ્યત્વમાત્રને જો બાધકતાનું બીજ માનવામાં ન આવે તો) અનવકાશત્વને લીધે બાધ 25 સિદ્ધ થઈ શકે છે એ કથન વ્યર્થ થઈ જાય છે અને (ભાષ્યકારે પ્રકૃત પરિભાષાના સમર્થન માટે જે તક્રકૌંડિન્ય દર્શાવેલો છે) 'તક્રકૌડિન્ય ન્યાય'નું નિરૂપણ પણ વ્યર્થ થઈ જાય છે (એમ બંનેની વ્યર્થ થવાની આપત્તિ આવે છે.)

स्यापि वैयर्थ्यापत्तेश्च । यथा प्रथमद्विर्वचनस्य तदुत्तरं सावकाशेनापि द्वितीय-द्विर्वचनेन बाधः । यथा वादेरपि प्रवृत्त्या चरितार्थेनादेः परस्य [१.१.५४] इत्यनेनालोऽन्त्यस्य [१.१.५२] इत्यस्य बाधः ॥

तदुक्तं मिदचोऽन्त्यात् [१.१.४७] इति सूत्रे भाष्ये सत्यपि संभवे
5 बाधनं भवतीति । अन्यथा ब्राह्मणेभ्यो दधि दीयतां तक्रं कौण्डिन्यायेत्यत्र तक्रदानेन दधिदानस्य बाधो न स्यात्तद्दानोत्तरं तत्पूर्वं वा तद्दानस्य चारितार्थ्यसंभवात् ॥

अत एवायादयः [३.१.३१] इति सूत्रे गोपायिष्यतीत्यादावायादीन् बाधित्वा परत्वात्स्यादयः प्राप्नुवन्तीत्याशङ्क्यानवकाशा आयादयः । गोपा-

---

10 જેમ કે 'एकाचो द्वे प्रथमस्य' સૂત્ર પ્રમાણે 'અજાદિ અનેકાચ્ ધાતુના પ્રથમ 'એકાચ્'ના દ્વિત્વનો, તેની પછીનું ધાતુના દ્વિતીય એકાચ્નું દ્વિર્વચન કરનાર 'अजादे र्द्वितीयस्य' સૂત્ર સાવકાશ છે તો પણ આ સૂત્રથી ('एकाचो द्वे प्रथमस्य' સૂત્રનો) બાધ થાય છે (અને અજાદિ અનેકાચ્ ધાતુમાં પ્રથમ એકાચ્નું દ્વિત્વ ન થતાં દ્વિતીય એકાચ્નું જ દ્વિત્વ થાય છે.) એ જ રીતે 'अलोऽन्त्यस्य' સૂત્ર અન્ત્ય અલ્‌ની જગ્યાએ
15 આદેશ કરવા માટે પહેલાં પ્રવૃત્ત થાય, અને તે પછી જો કે आदेः परस्य એ સૂત્ર ચરિતાર્થ થઈ શકે છે તો પણ આ સૂત્રથી, अलोऽन्त्य સૂત્રનો બાધ થાય છે.

તેથી 'मिदचोन्त्यात्परः' સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકાર કહે છે કે 'સંભવ હોય તો પણ બાધ થાય છે.' (ઉત્સર્ગ શાસ્ત્રથી કાર્ય કર્યા પછી વિશેષ શાસ્ત્ર પ્રવૃત્ત થવાનો સંભવ હોય તો વિશેષ શાસ્ત્ર ઉત્સર્ગ શાસ્ત્રનું બાધક બને છે.) જો
20 તેમ ન માનવામાં આવે તો 'બ્રાહ્મણોને દહીં આપો' અને કૌંડિન્યને છાશ આપો' એવા સ્થલમાં તક્રદાનથી દધિદાનનો બાધ થશે નહીં; કારણકે દધિદાનનાં પહેલાં કે પછી તક્રદાનનો સંભવ હોવાથી તક્રદાનની ચરિતાર્થતાનો (પૂર્ણ) સંભવ છે.

આથી જ (ઉપર કહ્યા પ્રમાણે આ પરિ.નો અર્થ થવાથી જ) 'आयादय आर्धधातुके वा' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહેવામાં આવ્યું છે કે 'गोपायिष्यति' આદિ
25 સ્થલમા 'आय' આદિનો બાધ કરીને વિકરણ વિધાયક સૂત્ર) પર હોવાથી 'स्य' ઇત્યાદિ (વિકરણ)ની (પ્રથમ) પ્રવૃત્તિ થવાની આપત્તિ આવશે એવી શંકા ઉપસ્થિત કરી ભાષ્યકારે કહ્યું છે કે એમ થતાં 'आय' આદિ અનવકાશ છે.' गोपायति આદિ

यतीत्यादावपि शप्स्यादिः प्राप्नोति । न च सति शप्यसति वा न विशेषः । अन्यदिदानीमिदमुच्यते नास्ति विशेष इति । यदुक्तमायादीनां स्यादिभिरव्याप्तोऽवकाश इति स नास्त्यवकाश इति भाष्य उक्तम् ॥

एवमत्र तत्प्रवृत्त्युत्तरं चारितार्थ्येऽपि तदव्याप्तोऽवकाशो नास्तीति सममेव ॥　　　　5

अत एव विषयभेदेऽप्यपवादत्वम् । अत एवाचि रादेशेन नुटोप्यपवादत्वाद्बाधमाशङ्क्य न तिसृ [६.४.४] इति ज्ञापकेन समाहितं तृज्वत्सूत्रे भाष्ये । तेन विषयभेदेऽपवादत्वाभाव एव बोध्यत इति कश्चित् तन्न ।

---

સ્થળમાં પણ 'शप्' 'स्य' વગેરે પ્રાપ્ત થાય છે. અહીં 'शप्' થાય કે ન થાય તો પણ કોઈ વિશેષતા દેખાતી નથી. (એટલે કે ઈષ્ટ રૂપની સિદ્ધિ થવામાં કોઈ ફરક પડતો 10 નથી) આ તો કંઈક જુદું જ કહેવામાં આવે છે કે વિશેષતા દેખાતી નથી. (અહીં) 'आय' આદિ માટે 'स्य' આદિથી અવ્યાપ્ત વિષયમાં અવકાશ જે કહેવામાં આવે છે તે અવકાશ, અવકાશ નથી (आय આદિ તો અનવકાશ બને છે) એમ ભાષ્યમાં કહ્યું છે.

એવી જ રીતે અહીં સામાન્ય શાસ્ત્રની પ્રવૃત્તિ થયા પછી વિશેષ શાસ્ત્ર પ્રવૃત્ત થવાને લીધે વિશેષ શાસ્ત્ર ચરિતાર્થ થાય છે તો પણ સામાન્ય શાસ્ત્રથી અવ્યાપ્ત 15 થયેલ જગ્યા વિશેષ શાસ્ત્રને પ્રવૃત્ત થવા માટે મળતી ન હોવાથી, આ ઠેકાણે પણ અનવકાશતા સરખી જ છે.

('सत्यपि संभवे बाधनं भवति' એવો ન્યાય છે માટે જ ઉત્સર્ગશાસ્ત્ર અને અપવાદ શાસ્ત્રનો વિષય ભિન્ન હોય તો પણ અપવાદ શાસ્ત્ર, ઉત્સર્ગ શાસ્ત્રનું બાધક થાય છે) વિષયભેદમાં પણ અપવાદત્વ હોય છે. તેથી જ 'तृज्वत्क्रोष्टुः' 20 સૂત્ર ઉપરના ભાષ્યમાં 'प्रियतिसृणाम्' એ સ્થાનમાં 'अचि र ऋतः' એ અપવાદ સૂત્ર હોવાથી તે સૂત્ર પ્રમાણે (ઋકારની જગ્યાએ થનાર) રેફાદેશથી ('ह्रस्वनद्यापो नुट्' એ સામાન્ય સૂત્રથી आम् પ્રત્યયને થનાર) નુડાગમનો બાધ થવાની આપત્તિ આવશે એવી શંકા ઉપસ્થિત કરીને તેનું સમાધાન ભાષ્યકારે 'न तिसृचतसृ' એ જ્ઞાપક સૂત્રના આધારે કર્યું છે.　　　　52

(ભાષ્યકારનો આવો મત હોવાથી વિષય ભેદમાં અપવાદ ઉત્સર્ગનો બાધક થતો નથી એમ જે (કોઈ વૈયાકરણે) કહ્યું હતું તે કથન (ભાષ્યથી વિરુદ્ધ હોવાથી)

विन्मतोर्लुका टिलोपमात्रस्य बाधानापत्तेः ॥

यत्तु दयतेर्दिगि [७.४.९] इति सूत्रे द्वित्वोत्तरं दिग्यादेशस्य चारितार्थ्यं कैयटेनोक्तं तत्प्रौढ्या । ध्वनितं च तेनापि तस्य तथात्वं तदुत्तरग्रन्थेन ॥

असंभव एव बाधकत्वं विरोधस्य तद्बीजत्वादिति वार्त्तिकमतं तु भाष्य-
5 कृता दूषितत्वान्न लक्ष्यसिद्ध्युपयोगि ॥

तक्रकौण्डिन्यन्यायोऽपि तदप्राप्तियोग्येऽचरितार्थविषयो विधेयविषय एव चेति तद्धितेष्वचामादेः [७.२.११७] धातोरेकाचः [३.१.२२.] इत्यादि-सूत्रेषु भाष्ये स्पष्टम् ॥

क्वचित्तु सर्वथानवकाशत्वादेव बाधकत्वं यथा ङेरामो याडादिबाधकत्वम् ।

---

10 બરાબર નથી. જો તે કથનને બરાબર માનવામાં આવે તો, 'विन्' અને 'मतुप्'ના લુકૂથી, સર્વ પ્રકારના 'टि' લોપનો બાધ (થાય છે તે) ન થવાની આપત્તિ આવશે.

'दयते र्दिगिलिटि' સૂત્ર ઉપરના ભાષ્યની વૃત્તિમાં દ્વિત્વ કર્યા પછી 'दिगि' આદેશ કરતું સૂત્ર ચરિતાર્થ બને છે એમ કૈયટે જે કહ્યું છે તે (તો) કેવલ પ્રૌઢોક્તિ જ છે. અર્થાત્ કથન બરાબર નથી. કૈયટે પોતે જ તે સૂત્ર ઉપરની ભાષ્યની વૃત્તિમાં
15 આગળ વધતાં એ ધ્વનિત કરેલ છે.

વાર્તિકકારનો એવો મત છે કે જ્યાં સામાન્ય શાસ્ત્ર અને વિશેષ શાસ્ત્રને એક જ સમયે પ્રવૃત્ત થવાનો અસંભવ હોય તેવા જ ઠેકાણે વિશેષ શાસ્ત્ર સામાન્ય શાસ્ત્રનું બાધક થાય છે, કારણ કે બંનેમાં વિરોધ થવો એ જ બાધકત્વ થવામાં કારભૂત હોય છે. પરંતુ ભાષ્યકારે (सत्यपि संभवे बाधनं भवति' એમ કહીને) આ
20 વાર્તિકકારનો મત દૂષિત કરેલો હોવાથી, તે મત લક્ષ્યની માટે ઉપયોગી નથી.

'तद्धितेष्वचाम्०' અને 'धातोरेकाचः' આદિ સૂત્ર ઉપરના ભાષ્યમાં એમ કહેલું છે કે જ્યાં ઉત્સર્ગ શાસ્ત્રની પ્રાપ્તિ યોગ્યતા જે લક્ષ્યમાં નથી ત્યાં અપવાદ શાસ્ત્રની પણ ચરિતાર્થતાનો અભાવ થાય છે તેવા સ્થળમાં અને જેને ઉદ્દેશીને વિધેય બતાવવામાં આવેલ છે ત્યાં (બંનેમાં વ્યાપ્યવ્યાપક ભાવ છે તેવા જ ઠેકાણે) तक्रकौण्डिन्य
25 ન્યાય પણ લાગુ પડે છે.

કોઈ કોઈ ઠેકાણે સર્વથા અનવકાશત્વ હોવાથી એક સૂત્ર બીજા સૂત્રનું બાધક થાય છે. દા. ત. 'ङेराम्' સૂત્રથી થનાર 'आम्', 'याडापः' સૂત્રથી થનાર

न हि याडादिषु कृतेषु ङेराम् प्राप्नोति निर्दिश्यमानस्य व्यवधानात् । तत्र स्वस्य पूर्वप्रवृत्तिरित्येव तेषां बाधः । तत्र बाधके प्रवृत्ते यद्युत्सर्गप्राप्तिर्भवति तदा भवत्येव यथा तत्रैव याडादयः । अप्राप्तौ तु न, यथा पचेयुरित्यादौ दीर्घ-बाधके निरवकाश इयादेशे दीर्घाभावः ॥५७॥

तदेतत्पठयते । 5

**क्वचिदपवादविषयेऽप्युत्सर्गोऽभिनिविशत इति ॥ ५८ ॥**

अपवादशब्दोऽत्र बाधकपरः ॥

तदुक्तं गुणो यङ्लुकोः [७.४.८२] इत्यत्र भाष्ये । अभ्यासविकारेष्व-

---

'याट्' આદિનો બાધક થાય છે. (જો) 'याट्' આદિ પ્રથમ કરવામાં આવે 'ङि'ને 'आम्' પ્રાપ્ત થતો નથી; કારણ કે 'ङेराम्' સૂત્રમાં નિર્દિશ્યમાન 'ङि' અને 'आबन्त' 10 અંગમાં 'याट्' આગમનું વ્યવધાન આવે છે. ત્યાં તેવા સ્થલમાં તો બાધક સૂત્રની બાધ્ય સૂત્રથી પૂર્વે પ્રવૃત્તિ થાય એટલા પૂરતી જ તેની બાધકતા છે. ત્યાં બાધક સૂત્ર પ્રવૃત્ત થયા પછી જો ઉત્સર્ગ શાસ્ત્રની પ્રાપ્તિ થઈ શકે તેમ હોય તો તે ઉત્સર્ગ-શાસ્ત્ર પણ પ્રવૃત્ત થાય જ છે. જેમકે ઉપરના જ ઉદા.માં 'ङि'ની જગ્યાએ 'आम्' આદેશ થતાં 'याट्' આગમ થાય છે. બાધક સૂત્ર પ્રથમ પ્રવૃત્ત થયા પછી જો 15 ઉત્સર્ગશાસ્ત્રની પ્રાપ્તિ ન હોય તો ઉત્સર્ગ શાસ્ત્ર પ્રવૃત્ત થતું નથી. જેમકે 'पचेयुः'. અહીં (पच्+या+उस्)માં દીર્ઘનો બાધક નિરવકાશ 'ઈયાદેશ' થતાં દીર્ઘ થતો નથી. (૫૭)

**પરિભાષા : ૫૮**

ઉપરની જ બાબત હવે કહેવામાં આવે છે (કે) :- 20

'क्वचिदपवादविषयेऽप्युत्सर्गोऽभिनिविशत इति ॥ (५८)

ક્યાંક ક્યાંક અપવાદ શાસ્ત્ર પ્રવૃત્ત થયા પછી પણ સામાન્ય શાસ્ત્ર પ્રવૃત્ત થાય છે.

આ પરિ.માં 'અપવાદ' શબ્દ 'બાધક' એવા અર્થનો બોધક છે.

'गुणो यङ्लुकोः' સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે અભ્યાસમાં આવેલા વર્ણની 25 જગ્યાએ પરિવર્તન કે વિકાર કરવાનું વિધાન કરનાર સૂત્રોમાં (એક ઉત્સર્ગ અને

पवादा उत्सर्गान्न बाधन्ते । अजीगणत् । अत्र गणेरीत्वमपवादत्वाद्धलादिःशेषं (न) बाधते । न गणेरीत्वमपवादत्वाद्धलादिःशेषं बाधते । किं तर्हि । अनवकाशत्वादिति ग्रन्थेन । गणरूपाभ्यासान्त्यणस्येत्वमित्यर्थे हलादिःशेषेण तन्निवृत्तौ तदनवकाशमीत्वे तु कृते न तस्य प्राप्तिरन्त्यहलोऽभावात् । अभ्यासविकारेषु बाध्यबाधकभावाभावेन च साधितम् । तस्मिंश्च सति लोपे कृते सामर्थ्याच्छि- 5 ष्टस्यान्त्यस्येत्वमिति न दोषः । न च येननाप्राप्तिन्यायेनापवादत्वमप्यस्य सुवचं

---

બીજું અપવાદ સૂત્ર હોય) તો અપવાદ સૂત્રો ઉત્સર્ગ સૂત્રનો બાધ કરતાં નથી એવી પરિ. પઠિત કરીને આ પરિભાષાનું 'अजीगणत' એવું ઉદા. આપ્યું છે, અને કહ્યું છે કે આ ઉદા. अजीगणतમાં (ई च गणः એ સૂત્રથી) गण् ધાતુને થતું ईत्व અપવાદ હોવાને કારણે 'हलादि शेषः' નો બાધ કરે છે. ના, गण् ધાતુ ને થતું 10 ईत्व અપવાદ રૂપ હોવાને કારણે हलादिः शेषः ના બાધ કરતું નથી. એ પછી ત્યાં ભાષ્યકાર પ્રશ્ન ઉઠાવે છે કે તો પછી કયા રૂપે બાધ કરે છે? (ત્યારે એનો જવાબ આપતા કહ્યું છે કે અવકાશત્વને લીધે બાધ કરે છે. આ રીતનો ભાષ્યગ્રંથ अपवाद શબ્દ બધા જ પ્રકારના બાધ માટે પ્રયુક્ત થયેલ છે એ બાબતમાં પ્રમાણ છે. ('ई च गणः' એ સૂત્રનો गण् ધાતુના) गण् રૂપી અભ્યાસના 15 અન્ત્ય 'ણકાર'ની જગ્યાએ ईकार થાય છે એવો અર્થ થતાં 'हलादिः शेषः' એ (સામાન્ય શાસ્ત્ર) અનુસાર અભ્યાસમાંના અન્ત્ય ણકારની નિવૃત્તિ (લોપ) નું કાર્ય પ્રથમ થાય છે તે વખતે 'ई च गणः' એ વિશેષ શાસ્ત્ર (પોતાનું કાર્ય કરી શકતું ન હોવાથી) અનવકાશ બને છે. (તેથી) ('ई च गणः' એ વિશેષ શાસ્ત્રથી પ્રથમ અભ્યાસમાંના અન્ત્ય ણકારની જગ્યાએ ईत्व કાર્ય થતાંઅભ્યાસમાં અન્ત્ય 20 'हल्' રહેલો ન હોવાથી 'हलादिः शेषः' એ સામાન્ય સૂત્ર પ્રવૃત્ત થઈ શકતું નથી. અભ્યાસ વિકાર વિધાયક સૂત્રોમાં પરસ્પરમાં બાધ્યબાધક ભાવ થતો નથી એમ કહીને ભાષ્યકારે अजीगणत् એ રૂપ સિદ્ધ કર્યું છે. આ પરિ. હોવાથી ('हलादिः शेषः' એ સામાન્ય શાસ્ત્રથી પ્રથમ અભ્યાસમાંના અન્ત્ય ણકારનો) લોપ કર્યા પછી બાકી રહેલ જે અભ્યાસ (એટલે કે 'ग'માંના અન્ત્ય વર્ણ અર્થાત્ અકારની જગ્યા 25 એ 'ई च गणः' એ સૂત્રથી થતા ઈત્વ વિધાનના) સામર્થ્યને લીધે તે વિશેષ શાસ્ત્રથી ઈકારાદેશ થાય છે અને તેથી 'अजीगणत्' એ ઈષ્ટરૂપ થવામાં કોઈ દોષ આવતો નથી. (આ પરિ. ન હોત તો 'अजीगणत्' એ ઈષ્ટરૂપ સિદ્ધ થઈ શકત નહીં) 'ई च

तस्य चरितार्थविषयताया उक्तत्वात् ॥

इको झल् [१.२.९] इत्यत्र भाष्येऽपि ध्वनितमेतत्। तत्र ह्यज्झन [६.४.१६] इति दीर्घेण गुणोत्तरं फलाभावेनानवकाशत्वाद्गुणे बाधिते दीर्घोत्तरं गुणः स्याद्दीर्घविधानं तु मिनोतेर्दीर्घे कृते सनि मीमा [७.४.५४] इत्यत्र मीग्रहणेन ग्रहणेऽर्थवत्तत्र पश्चात्प्राप्तगुणबाधनार्थमिको झलिति कित्त्वमित्युक्तम्। 5 अन्यथापवादत्वेन बाधे तद्विषय उत्सर्गाप्रवृत्तेर्भाष्यस्य सूत्रस्य चासंगतिरिति स्पष्टमेव ॥

यत्तु काञ्चनीत्यादावपवादमयड्विषयेऽप्यणभवति क्वचिदपवादविषयेऽपीति

---

गणः' એ વિશેષ શાસ્ત્ર, 'येन नाप्राप्ते' ન્યાયથી, हलादिः शेष- એ સામાન્ય શાસ્ત્રનું અપવાદક હોવાથી બાધક થાય છે એમ કહેવામાં આવે તો તે કથન બરાબર 10 નથી. કારણકે 'येन नाप्राप्ते' એ ન્યાયથી પણ ચારિતાર્થ્યના વિષયમાં જે બાધક છે, તેને જ અપવાદ માનવો એમ કહેવામાં આવેલ છે. 'इको झल्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં પણ એ ધ્વનિત થયેલું છે (કે 'येन नाप्राप्ते'નો વિષય તે છે કે જ્યાં અપવાદની પ્રવૃત્તિ થયા પછી ઉત્સર્ગ શાસ્ત્ર ચરિતાર્થ બને છે.)

ત્યાં ભાષ્યમાં કહ્યું છે કે ('सार्वधातुकार्धधातुकयोः' સૂત્રથી) ગુણ કર્યા પછી 15 'अज्झनगमां सनि' સૂત્રથી થતા દીર્ઘથી કોઈ જ ફલની સિદ્ધિ થતી નથી. તેથી અનવકાશ હોવાને લીધે દીર્ઘ કરનાર સૂત્ર ગુણનો બાધ કરે છે. પણ દીર્ઘ થયા પછી ગુણ થઈ શકે છે. 'ત્યાં' દીર્ઘ વિધાન તો એટલા માટે કર્યું છે કે (डुमिञ् प्रक्षेपणे,, પમો ગણ એ 'ह्रस्वान्त'मि' ધાતુમાં 'अज्झमनगमां० એ સૂત્રથી) દીર્ઘ થયા પછી, 'सनिमीमाघु.' આદિ સૂત્રમાં પઠિત એવા 'मी' ધાતુથી આ 'मी' ધાતુનું ગ્રહણ થાય છે. (એ 20 રીતે તે દીર્ઘ વિધાન કરતું સૂત્ર સાર્થક કે ચરિતાર્થ થાય છે.) દીર્ઘ કર્યા પછી પ્રાપ્ત થયેલા ગુણનો બાધ થાય એ માટે 'इको झल्' એ સૂત્રમાં झलादि सन्ના કિત્વનું વિધાન કરવામાં આવ્યું છે. (જો અનવકાશ સ્થલમાં પણ 'येन नाप्राप्ते' એ ન્યાય લાગુ પડી શકત તો) અપવાદત્વ હોવાથી ગુણનો કાયમ માટે બાધ થતાં (એ રીતે ગુણ વિધાયક સામાન્ય ઉત્સર્ગ સૂત્ર પ્રવૃત્ત થઈ શકે તેમ જ નથી) તો 'इको झल' એ 25 સૂત્ર વ્યર્થ થવાની અને તેમજ તે સૂત્ર ઉપરનું ભાષ્ય અસંગત થવાની આપત્તિ આવે છે એ સ્પષ્ટ જ છે.

હવે જો કોઈ એમ કહે કે 'काञ्चनी' આદિ સ્થળમાં અપવાદાત્મક 'मयट्' પ્રત્યયના વિષયમાં પણ 'क्वचिदपवाद विषयेऽप्युत्सर्गोऽभिनिविशते' એ પ્રકૃત પરિ.

न्यायादिति तन्न । अण् कर्मणि च [३.३.१२] इति सूत्रस्थभाष्यविरोधात् । तत्र ह्यणः पुनर्वचनमपवादविषयेऽनिवृत्त्यर्थं गोदायो व्रजतीत्याद्युक्तम् । काञ्चनीत्यादौ काञ्चनेन निर्मितेत्यर्थे शैषिकोऽण् बोध्यः ॥

अत्रेदं बोध्यम् । येन नाप्राप्तेत्यत्र येनेत्यस्य यदि स्वेतरेणेत्यर्थस्तदा 5 स्वविषये स्वेतरद्यद्यत्प्राप्नोति तत्तद्बाध्यं विध्यन्तराप्राप्तविषयाभावात् । इयमेव बाध्यसामान्यचिन्तेति व्यवह्रियते । अनवकाशत्वेन बाधेऽप्येषा वक्तुं शक्या यद्युदाहरणमस्ति विनिगमनाविरहात् ॥

---

પ્રમાણે (અહીં વિશેષ શાસ્ત્ર પ્રમાણે મયટ્ પ્રત્યય ન થતાં સામાન્ય શાસ્ત્રથી) અણ્ પ્રત્યય થાય છે' તો એ કહેવું બરાબર નથી. કારણકે એમ માનતાં 'अण् कर्मणि 10 च' એ સૂત્ર ઉપરના ભાષ્યની સાથે વિરોધ આવે છે. તે ભાષ્યમાં 'गोदायो व्रजति' એ ઉદા. આપીને ભાષ્યકારે એમ કહ્યું છે કે 'अण् कर्मणि च' સૂત્રમાં પુનઃ અણ્ ગ્રહણ એટલા માટે કરેલું છે કે અપવાદભૂત (क પ્રત્યયના) વિષયમાં (જ્યાં 'आतोऽनुपसर्गे कः' એ અણ્નું બાધક સૂત્ર લાગુ પડે છે તેવા સ્થળમાં પણ) અણ્ પ્રત્યયની નિવૃત્તિ ન થાય. 'काञ्चनी' આદિ સ્થળમાં 'काञ्चनेन निर्मिता' એ અર્થમાં શૈષિક 'अण्' 15 પ્રત્યય થયો છે. (તેથી काञ्चनी એ રૂપ સિદ્ધ થાય છે એમ સમજવું જોઈએ.)

અહીં એ જાણવું જોઈએ કે 'येन नाप्राप्ते' એ પરિ.માં 'येन' પદનો જો 'स्वेतरेण' એટલે કે પોતાનાથી ભિન્ન (બાધક શાસ્ત્રથી ભિન્ન) એવો અર્થ કરવામાં આવે તો પોતાના વિષયમાં પોતાનાથી ભિન્ન જે જે પ્રાપ્ત થાય છે તે તે અવશ્ય પ્રાપ્ત સર્વ સૂત્રો બાધક શાસ્ત્રથી બાધિત થવાં જોઈએ; કારણકે તેમ થયા વિના 20 સામાન્ય સૂત્ર કે વિધિની જ્યાં પ્રાપ્તિ નથી એવું કોઈપણ સ્થળ બાધક શાસ્ત્રને પ્રવૃત્ત થવા માટે મળી શકશે નહીં. આને જ વ્યાકરણ શાસ્ત્રમાં 'बाध्य–सामान्य चिन्ता' એમ કહેવાનો વ્યવહાર કરે છે.

જ્યાં અનવકાશત્વ હોવાથી કોઈ સૂત્ર અનેક સૂત્રોનું બાધક થાય તેવા સ્થળમાં પણ જો ઉદા. મળવું શકય હોય તો ત્યાં બાધ્ય સામાન્ય ચિંતા સંભવે છે, 25 કારણકે 'येन नाप्राप्ते' ન્યાયથી અપવાદક હોવાથી બાધક થનાર સૂત્રના વિષયમાં બાધ્ય સામાન્ય ચિંતા સંભવે છે અને અનવકાશત્વને કારણે બાધક થનાર સૂત્રના વિષયમાં તે સંભવિત નથી એવા ભેદ કરવા માટે કોઈ પણ પ્રમાણ કે યુક્તિ (વિનિગમના) પ્રાપ્ત થતી નથી.

यदि तु येनेत्यस्य लक्षणेनेत्यर्थः कार्येणेत्यर्थो वा तदा बाध्यविशेष-चिन्ता । अनवकाशत्वेन बाधेऽप्येतद्बाधेन सार्थक्यमुत तद्बाधेनेत्येवं विशेष-चिन्ता संभवति यद्युदाहरणमिति ।।५८।।

तत्र कार्येणेत्यर्थे षररूपत्वावच्छिन्ने कार्ये आरभ्यमाणाया वृद्धेस्तद्बाध-कत्वे निर्णीते किंशास्त्रविहितस्येत्येवं तद्विशेषचिन्तायामाह । 5

**पुरस्तादपवादा अनन्तरान्विधीन्बाधन्ते नोत्तरान् ।। ५९ ।।**

---

'येन नाप्राप्ते' એ પરિ.માંના 'येन' પદનો (स्वेतरेण એવો અર્થ ન કરતાં) लक्षणेन કે कार्येण—અર્થાત્ 'જે વિશિષ્ટ સૂત્રની કે જે વિશિષ્ટ કાર્યની અવશ્ય પ્રાપ્તિ હોય એવો અર્થ કરતાં, આવા સ્થલમાં જે વિચાર કરવામાં આવે તેને 'બાધ્ય વિશેષ ચિન્તા' કહેવાય છે. 10

જો એવું ઉદાહરણ મળે કે જ્યાં 'અનવકાશત્વને' લીધે બાધ થાય છે ત્યાં પણ આ વિશેષ ચિંતા (વિચાર) તો કરવી જ જોઈએ, કે બાધક શાસ્ત્ર આનો બાધ કરીને ચરિતાર્થ (કે સાર્થક) બને છે કે તેનો ? (જેનો બાધ કરીને તે ચરિતાર્થ થાય છે તેના જ તેણે બાધક થવું જોઈએ (૫૮)

**પરિભાષા : ૫૯** 15

(બાધ્ય સામાન્ય ચિંતા કે બાધ્ય વિશેષ ચિંતા કોને કહેવાય એ ઉપરની પરિ.માં કહીને અહીં ગ્રંથકાર બાધ્ય વિશેષ ચિંતાના સંબંધને લક્ષ્યમાં લઈ નિયમન કરનારી હવે પછીની ત્રણ પરિ.ઓ કહે છે.)

'येन नाप्राप्ते.'માંના 'येन' એ પદના ઉપર જે ત્રણ અર્થ એટલે કે स्वेतरेण —लक्षणेन- कार्येणમાંથી) ત્યાં 'कार्येण' એવો અર્થ કર્યા પછી 'પરરૂપત્વ' વિશિષ્ટ 20 કાર્યની આવશ્યક પ્રાપ્તિ થતાં જેનો આરંભ થાય છે (કે જે કહેવામાં આવે છે) તે વૃદ્ધિથી 'પરરૂપ' કાર્યનો બાધ થાય એવો નિશ્ચય કર્યા પછી, કયા (શાસ્ત્ર કે) સૂત્રથી કહેલ પરરૂપ કાર્યનો બાધ થાય છે એવી બાધ્ય વિશેષ ચિંતા ઊભી થતાં આ પરિ. કહે છે.

'पुरस्तावदपवादा अनन्तरान् विधीन् बाधन्ते नोत्तरान्' ।।५९।। 25

'પૂર્વે' કહેલા અપવાદ, પોતાની પછીના અવ્યવહિત પ્રથમ બતાવેલ ઉત્સર્ગ વિધિનો બાધ કરે છે, (પણ) એની પછી આવેલ ઉત્તરવિધિનો બાધ કરતો નથી.

अवश्यं स्वपरस्मिन्बाधनीये प्रथमोपस्थितानन्तरबाधेन चारितार्थ्यं पश्चादुपस्थितस्य ततः परस्य बाधे मानाभाव आकाङ्क्षाया निवृत्तेर्विप्रतिषेधशास्त्रबाधे मानाभावाच्चेत्येतस्य बीजम् ॥५९॥

नासिकोदरौष्ठजङ्घादन्त [४.१.५५] इत्यस्यौष्ठाद्यंशे ङीष्निषेधत्वावच्छिन्न-
5 बाधकत्वे निर्णीते किंविहितस्येत्याकाङ्क्षायामाह ।

**मध्येऽपवादाः पूर्वान्विधीन्बाधन्ते नोत्तरान् ॥ ६० ॥**

तेनौष्ठादिषु पञ्चस्वसंयोगोपधादिति प्रतिषेध एव बाध्यते न तु सहनञ्वि-

---

(અપવાદક સૂત્રથી પોતાનાથી ભિન્ન સૂત્રનો બાધ થાય છે. કારણકે સામાન્ય શાસ્ત્રથી સર્વ જગ્યા વ્યાપ્ત થયેલ હોવાથી તેનો બાધ કર્યા સિવાય અપવાદ શાસ્ત્રને
10 પ્રવૃત્ત થવા માટે કોઈ સ્થળ મળવું અશક્ય છે) અપવાદશાસ્ત્ર, પછી આવેલા પ્રથમોપસ્થિત સામાન્ય શાસ્ત્ર કે સૂત્રનો બાધ કરીને ચરિતાર્થ થતું હોવાથી, તેની પછી આવેલા અન્ય સામાન્ય શાસ્ત્રનું તે (અપવાદ સૂત્ર) બાધક થાય તે માનવા માટે કોઈ પ્રમાણ નથી. એ રીતે તે અપવાદ સૂત્રને પશ્ચાદુપસ્થિત તે અન્ય સામાન્ય શાસ્ત્રનો બાધ કરવાની આકાંક્ષા ન રહેતાં, 'विप्रतिषेधे परं कार्यम्' એ સૂત્રનો બાધ
15 કરીને અપવાદ શાસ્ત્ર પ્રવૃત્ત થાય છે એમ કહેવા માટે કોઈ પ્રમાણ નથી. (આ જ ન્યાયના પાયા ઉપર આ પરિ. રચાયેલી છે (૫૯)

**પરિભાષા : ૬૦**

'नासिका–उदर–ओष्ठ–जङ्घा–दन्त–कर्ण शृगाच्च' સૂત્ર, 'ओष्ठ આદિ પાંચ શબ્દોના વિષયમાં 'ङीष्' નિષેધનું બાધક છે એવો નિશ્ચય થયા પછી, કયા સૂત્રે કરેલ
20 ङीष्ના નિષેધનું તે બાધક છે એવી બાધ્ય વિશેષ ચિંતા ઉભી થતાં આ પરિ. કહે છે.

मध्येऽपवादाः पूर्वान् विधीन् बाधन्ते नोत्तरान्' ॥६०॥

મધ્યમાં આવેલા અપવાદો, તેની પૂર્વે આવેલ સૂત્રોના (પૂર્વવર્તી વિધિઓના) બાધક થાય છે, તે પછી કહેલ સૂત્રો કે વિધિઓના નહીં.

25 આ પરિ. હોવાથી 'नासिकोदर.' એ સૂત્રની પૂર્વે આવેલ 'स्वाङ्गाच्चोपसर्जनाद–संयोगोपधात्' સૂત્ર પ્રમાણે 'असंयोगोपधात्'થી જે ङीष् નિષેધ કહેલો છે તે નિષેધ 'नासिकोदर' એ સૂત્ર 'ओष्ठ–जङ्घा–दन्त-कर्ण–शृङ्ग એ પાંચ શબ્દોના વિષયમાં બાધક

समानलक्षण इति नासिकोदर [४.१.५५] इत्यत्र भाष्ये स्पष्टम् ॥

पूर्वोपस्थितबाधेन नैराकाङ्क्ष्यमस्या बीजम् ॥६०॥

ननु वा छन्दसि [३.४.८८] इत्यनेन सेर्ह्यपिच्च [३.४.८७] इत्यनन्तरस्यापित्त्वस्येव हेरपि विकल्पः स्यात् । तथा नेटि [७.२.४] इति निषेधोऽनन्तरहलन्तलक्षणाया इव सिचिवृद्धिमृजिवृद्ध्योरपि स्यात् । अत उक्तन्याय- 5 मूलकमेवाह ।

## अनन्तरस्य विधिर्वा भवति प्रतिषेधो वेति ॥ ६१ ॥

अत एव संख्याव्ययादेः [४.१.२६] इति ङीब्ग्रहणं चरितार्थम् । तद्धय-

---

બને છે, પણ તે સૂત્ર એની પછી આવેલા 'सहनञ्विद्यमानपूर्वाच्च' સૂત્રમાં જે' ङीष्'નો નિષેધ કહેલો છે તેનો બાધક થતો નથી એમ 'नासिकोदर' સૂત્રના ભાષ્યમાં 10 કહેલું છે. પ્રથમ ઉપસ્થિત થયેલ સૂત્રનો બાધ કરીને ચરિતાર્થ થયેલ અપવાદ સૂત્રને ઈતર સૂત્રનો બાધ કરવાની આકાંક્ષા રહેતી નથી તે બાબત આ પરિ.નું બીજ છે (૬૦)

**પરિભાષા : ૬૧**

હવે પ્રશ્નથાય છે કે 'सेर्ह्यपिच्च' સૂત્રની અવ્યવહિત પછી આવેલ 'वा छन्दसि' સૂત્રથી વેદમાં 'सि'ની જગ્યાએ થનાર 'हि' આદેશનું 'अपित्'નું વિકલ્પે જેમ 15 વિધાન કરવામાંઆવ્યું છે તે રીતે 'सि'ની જગ્યાએ 'हि' આદેશ પણ વિકલ્પે થતો હોવાથી 'हि'નું પણ 'वा छन्दसि' સૂત્રથી વૈકલ્પિક વિધાન થવું જોઈએ

તેમજ 'नेटि' સૂત્રથી જે વૃદ્ધિનો નિષેધ કરવામાં આવે છે તે (નિષેધ) પોતાની પૂર્વે આવેલ હલન્ત લક્ષણ 'वदव्रजहलन्तस्याचः' સૂત્રને લાગે છે. તેવી રીતે એ (નિષેધ) 'सिचिवृद्धिः परस्मैपदेषु' અને 'मृजेर्वृद्धिः' સૂત્રને પણ લાગુ પડવાની આપત્તિ આવશે.20

તે આપત્તિ દૂર કરવા 'अवश्यं स्वपरस्मिन् बाधनीये प्रथमोपस्थितानन्तरबाधेन चारितार्थ्ये पश्चादुपस्थितस्य ततः परस्य बाधे मानाभावः'। એવો જે ન્યાય (પરિ. ૬૦માં) કહેવામાં આવેલ છે, તે ન્યાયના જ આધાર ઉપર રચાયેલી આ પરિ., તે કહેછે.

अनन्तरस्य विधिर्वा भवति प्रतिषेधो वेति ॥६१॥

જ્યાં કોઈ સૂત્રથી કોઈનું વિધાન કે પ્રતિષેધ થાય છે ત્યાં તે વિધાન કે 25 પ્રતિષેધ તેની અવ્યવહિત પૂર્વે આવેલાને જ થાય છે.

આ પરિ.ને સ્વીકારવાથી જ 'संख्याव्ययादेर्ङीप्' સૂત્રમાં કરેલું ङीप् ગ્રહણ ચરિ-

नन्तरस्य ङीषो विध्यभावाय । न क्तिचि [६.४.३९] इति सूत्रे दीर्घग्रहणं च चरितार्थम् । तद्ध्यनन्तरस्यानुदात्तोपदेश [६.४.३७] इत्यस्यैव निषेधाभावाय ॥

मध्येऽपवादन्यायाद्यपेक्षयानन्तरस्येति न्यायः प्रबल इत्यष्टाभ्यः [७.१.
5 २१] इति सूत्रे कैयटः ॥

प्रत्यासत्तिमूलकोऽयम् । लक्ष्यानुरोधाच्च व्यवस्थेत्यपि पक्षान्तरम् । तत्र-तत्र क्वचित्स्वरितत्वप्रतिज्ञासामर्थ्येन वा बाध्यतेऽयं न्यायः । यथा टिड्ढ [४.१.१५] इति सूत्रेण डापा व्यवहितस्यापि ङीपो विधिः । न षट् [४.१.१०] इत्यादिना द्वयोरपि टाब्ङीपोः प्रतिषेधः ॥

---

10તાર્થ થાય છે. તે તેની અનન્તર પૂર્વે આવેલ (बहुव्रीहेरूधसो ङीष्) એ ङीष् વિધાયક) સૂત્રમાંથી ત્યાં ङीष्ની અનુવૃત્તિ ન થાય એ માટે કરવામાં આવેલ છે.

તેવી જ રીતે, આ પરિ.ને માનવાથી 'न क्तिचि दीर्घश्च' સૂત્રમાંનું દીર્ઘગ્રહણ ચરિતાર્થ થાય છે. તે (દીર્ઘગ્રહણ) અવ્યવહિત પૂર્વે આવેલ 'अनुदात्तोपदेश' એ સૂત્રથી થનાર અનુનાસિક 'न'ના લોપના નિષેધને માટે જ કર્યું નથી. (પણ 'न क्तिचि'
15 એ સૂત્રથી વ્યવહિત ઉત્તર 'अनुनासिकस्य क्विझलोः' સૂત્રથી વિહિત દીર્ઘના નિષેધ માટે પણ કર્યું છે.)

આ (પ્રસ્તુત) ન્યાય કે પરિભાષા, 'मध्येऽपवादाः पूर्वान् विधीन् बाधन्ते नोत्तरान्' (૬૧) વગેરે ન્યાયની અપેક્ષાએ, પ્રબલ છે એમ 'अष्टाभ्य औश्' સૂત્ર ઉપર ભાષ્યની ટીકામાં કૈયટે કહેલું છે.

20 આ ન્યાય 'प्रत्यासत्ति' મૂલક છે. પ્રત્યાસત્તિ એટલે સમીપ સ્થિતિ, કે અવ્યવધાનપૂર્વક સ્થિતિ, કે સાન્નિધ્યના પાયા ઉપર સ્થિર થયેલો આ ન્યાય છે.

લક્ષ્યના અનુરોધથી પણ વ્યવસ્થા કરવામાં આવે છે એવો પણ બીજો પક્ષ છે. ત્યાં ક્યાંક ક્યાંક સ્વરિતત્વની પ્રતિજ્ઞાના સામર્થ્યથી આ પ્રકૃત ન્યાયનો બાધ થાય છે. દા.ત. 'टिड्ढाणञ्' સૂત્રથી. ('ऋन्नेभ्यो ङीप्' સૂત્રમાંનો 'ङीप्' સ્વરિત હોવાથી) 'ङीप्'નું
25 વિધાન થાય છે. જો કે 'ऋन्नेभ्यो ङीप्' અને 'टिड्ढाणञ्' એ બંને સૂત્રોની વચ્ચે 'डाबुभाभ्यामन्यतरस्याम्' સૂત્ર આવ્યું હોવાથી તેની અંદર 'डाप्'નું વિધાન છે, તો પણ 'डाप्'નું વિધાન ન થતાં 'ङीप्'નું થાય છે. એવી જ રીતે 'न षट्स्वस्रादिभ्यः' સૂત્રથી અનન્તર (પોતાની પૂર્વે આવેલ 'टाबृचि' સૂત્રનો નિષેધ થવો જોઈએ, તથાપિ

इय च शि सर्वनामस्थानम् [१.१.४२] इत्यादौ भाष्ये स्पष्टेत्य-न्यत्र विस्तरः ॥६१॥

ननु दधतीत्यादावन्तरङ्गत्वादन्तादेशेऽल्विधौ स्थानिवत्त्वाभावाददादेशो न स्यादिति तद्वैयर्थ्यापत्तिरत आह ॥

**पूर्वं ह्यपवादा अभिनिविशन्ते पश्चादुत्सर्गाः ॥ ६२ ॥**　　5

लक्षणैकचक्षुष्को ह्यपवादविषयं पर्यालोच्य तद्विषयत्वाभावनिश्चय उत्सर्गेण तत्तल्लक्ष्यं संस्करोति । अन्यथा विकल्पापत्तिरित्यर्थः । अभिनिविशन्त इत्यस्य बुद्ध्यारूढा भवन्तीत्यर्थः । अपवादो यद्यन्यत्र चरितार्थः [परि० ६५] इति

---

લક્ષ્યાનુસારી વ્યવસ્થાને લીધે 'टाप्' અને 'ङीप्' એ બંનેમાં સ્વરિતત્વની પ્રતિજ્ઞા હોવાથી બંનેનો નિષેધ થાય છે. આ પરિ. 'शि सर्वनाम.' ઈત્યાદિ સૂત્રના 10 ભાષ્યમાં સ્પષ્ટ છે. (૬૧)

**પરિભાષા : ૬૨**

'दधति' આદિ સ્થળમાં અંતરંગ હોવાથી પ્રથમ 'अन्तादेश' રૂપ કાર્ય થતાં અને 'अल् विधि' કરતી વખતે સ્થાનિવદ્‌ભાવ થતો ન હોવાથી 'अत्' આદેશ થશે નહીં, તો 'अत्' આદેશનું વિધાયક સૂત્ર વ્યર્થ થશે, માટે આ પરિ. કહે છે. 15

'पूर्वं हि अपवादा अभिनिविशन्ते पश्चादुत्सर्गाः ॥६२॥

'પહેલાં અપવાદની નિશ્ચયપૂર્વક પ્રવૃત્તિ થાય છે (અર્થાત્ પહેલાં અપવાદ શાસ્ત્ર બુદ્ધિમાં આરૂઢ થાય છે, પછી ઉત્સર્ગની પ્રવૃત્તિ થાય છે.'

લક્ષણૈકચક્ષુષ્ક પુરુષ અપવાદ સૂત્રનો વિષય ક્યાં ક્યાં છે એવું પર્યાલોચન કરી જ્યારે (અમુક સ્થળમાં) અપવાદ શાસ્ત્રની પ્રવૃત્તિ નથી એવો નિશ્ચય કરે છે 20 છે, ત્યારે તે સ્થળમાં ઉત્સર્ગ શાસ્ત્રની પ્રવૃત્તિ કરાવી તે તે લક્ષ્યોનો સંસ્કાર કરે છે. (એ રીતે ઈષ્ટરૂપની સિદ્ધિ કરે છે.)

જો આમ ન કરવામાં આવે તો (અર્થાત્ સામાન્યશાસ્ત્ર પ્રથમ પ્રવૃત્ત કરીને પછી પુન: વિશેષ શાસ્ત્ર પ્રવૃત્ત કરવામાં આવે તો) બંને શાસ્ત્રો સરખાં પ્રમાણનાં હોવાથી) બંનેથી થતાં વૈકલ્પિક રૂપ સિદ્ધ થવાની આપત્તિ આવશે.　　25

આ પરિ.માં 'अभिनिवशन्ते' પદનો અર્થ 'બુદ્ધિમાં ઉપસ્થિત થાય છે' એમ છે. 'अपवादो यद्यन्यत्र चरितार्थस्तर्ह्यन्तरङ्गेण बाध्यते' એ ન્યાય 'दधति' ઉદા.માં લાગુ પડતો નથી; કારણકે ('झोऽन्तः' સૂત્રથી થતા) 'અન્ત' આદેશથી વ્યાપ્ત નહીં એવી

:यायस्य तु नात्र प्राप्तिरन्तादेशाप्राप्तिविषये चारितार्थ्याभावात् ॥६२॥

लक्ष्यैकचक्षुष्कस्तु तच्छास्त्रपर्यालोचनं विनाप्यपवादविषयं परित्यज्योत्सर्गेण लक्ष्यं संस्करोति तस्यापि शास्त्रप्रक्रियास्मरणपूर्वकप्रयोग एव धर्मोत्पत्तेः । तदाह ।

**प्रकल्प्य वापवादविषयं तत उत्सर्गोऽभिनिविशते ॥ ६३ ॥**

5 तत इत्यस्यापवादशास्त्रपर्यालोचनात्प्रागपीत्यर्थः । प्रकल्प्येत्यस्य परित्यज्येत्यर्थः ॥६३॥

अत एव प्रातिपदिकार्थसूत्रे भाष्य इदं द्वयमप्युक्त्वा न कदाचित्तावदुत्सर्गो भवत्यपवादं तावत्प्रतीक्षत इत्यर्थकमुक्तम् ।

एतन्मूलकमेव नवीनाः पठन्ति ।

---

10 જગ્યા, अदभ्यस्तात् એ અપવાદ સૂત્રને મળી શકતી ન હોવાથી, તે પોતાનું કાર્ય કરીને ચરિતાર્થ થઈ શકતું નથી. (૬૨)

**પરિભાષા : ૬૩**

(પણ) લક્ષ્યૈક ચક્ષુષ્ક પુરુષ તો (ઉત્સર્ગ શાસ્ત્રનો અર્થ નિશ્ચિત કરતી વખતે) અપવાદ શાસ્ત્રનો વિચાર કર્યા વગર પણ (પણ) અપવાદનાં વિષય (ઉદાહરણ)ને બાદ 15 કરીને (બાકીનાં ઉદાહરણોને) સામાન્ય શાસ્ત્રથી સંસ્કાર કરે છે, કારણકે તેને પણ શાસ્ત્ર પ્રક્રિયાનું સ્મરણ કરીને શબ્દપ્રયોગ કરતાં પુણ્ય પ્રાપ્ત થાય છે. (તેથી આ રીતના આશયવાળી આ પરિ. કહે છે.)

'प्रकल्प्य चापवादविषयं तत उत्सर्गोऽभिनिविशते ॥६३॥

પ્રથમ અપવાદની કક્ષા કે વિષયમાં (આવનાર રૂપોને) બાદ કરી, પછી 20 બાકી રહેલાં ઉદા.માં ઉત્સર્ગ (સામાન્ય શાસ્ત્ર)ને ઉપયોગમાં લાવવામાં આવે છે.

(પ્રકૃત પરિ.માં આવનાર) 'ततः' પદનો અર્થ 'અપવાદ શાસ્ત્રનો વિચાર કરતાં પહેલાં પણ એવો અર્થ સમજવો. (તેવી જ રીતે प्रकल्प्य એટલે ત્યજીને એમ સમજવો.) તેથી ઉપરના બે 'प्रातिपदिकार्थलिंग.' સૂત્ર ઉપરના ભાષ્યમાં ઉપરની બે પરિભાષાઓ (૬૩ અને ૬૪) કહીને, 'न कदाचित् तावत् उत्सर्गो भवति अपवादं 25 प्रतीक्षते' એટલે કે સામાન્યશાસ્ત્ર ક્યાંય પ્રવૃત્ત થતું નથી. તે (તો) અપવાદ શાસ્ત્રની રાહ જોતું હોય છે. એવા અર્થ કે વચનરૂપે નવીન વૈયાકરણો હવેની (૬૪મી) પરિભાષા કહે છે. (૬૩)

## उपसंजनिष्यमाणनिमित्तोऽप्यपवाद उपसंजातनिमित्त-मप्युत्सर्गं बाधत इति ॥ ६४ ॥

यत्त्वभ्यस्तसंज्ञासूत्रे कैयटेन प्रकल्प्य वेति प्रतीकमुपादाय यथा न संप्रसारणे [६.१.३७] इति परस्य यणः पूर्वं संप्रसारणं पूर्वस्य तु तन्निमित्तः प्रतिषेध इत्युक्तं तत्तु तत उत्सर्ग इत्याद्यक्षरार्थाननुगुणम् । यत्त्वपवादवाक्यार्थं 5 विना नोत्सर्गवाक्यार्थं इति तदर्थं इति तन्न । अभिनिविशन्तेऽपवादविषय-मित्यादिपदस्वारस्यभङ्गापत्तेः । पदजन्यपदार्थोपस्थितौ वाक्यार्थबोधाभावे कारणा-भावाच्च ॥

यत्र त्वपवादो निषिद्धस्तत्रापवादविषयेऽप्युत्सर्गः प्रवर्तत एव यथा वृक्षा-

---

**પરિભાષા : ૬૪** 10

उपसंजनिष्यमाणनिमित्तोऽप्यपवावाद उपसंजात निमित्त मप्युत्सर्गं बाधते ॥६४॥

'જેનું નિમિત્ત પછીથી ઉપસ્થિત થનાર છે એવો પણ અપવાદ, જેના નિમિત્તની ઉપસ્થિતિ થઈ ચૂકી છે તેવા સામાન્ય શાસ્ત્રનો બાધક બને છે.

'उभे अभ्यस्तम्' એ અભ્યાસ સંજ્ઞા વિધાયક સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં 'प्रकल्प्य वा' એવું પ્રતીક લઈને કૈયટે એમ કહ્યું છે કે 'न संप्रसारणे संप्रसारणम्' 15 સૂત્ર હોવાથી પર યણનું સંપ્રસારણ પહેલાં થાય છે, પછી પૂર્વ યણ્‌ની પછી એ સંપ્રસારણ આવેલું હોવાથી (એ નિમિત્તથી) પૂર્વ યણ્‌ના સંપ્રસારણનો નિષેધ થાય છે. પણ આ કૈયટનું કથન બરાબર નથી. કારણકે તે અહીં (प्रकल्प्य चापवाद विषयं तत उत्सर्गोऽभिनिविशते (६३)માં આવેલ 'तत उत्सर्गः' આદિ પદના અર્થથી વિપરીત છે. 20

કેટલાક વૈયાકરણ આ (પ્રસ્તુત) પરિ. 'प्रकल्प्य चापवादविषयम्'નો અર્થ એવો કરે છે કે 'અપવાદ સૂત્રના કે શાસ્ત્રના વાકયાર્થ બોધનો નિશ્ચય કર્યો વગર સામાન્ય (ઉત્સર્ગ) સૂત્રના અર્થનો યોગ્ય બોધ થતો નથી, પણ એ કથન બરાબર નથી કારણકે આ પરિ. નો એવો અર્થ કરતાં 'अभिनिविशते अपवादविषयम्' એ પદોનું સ્વારસ્ય નષ્ટ થાય છે. (વાકયાર્થ બોધ કરતી વખતે પ્રથમ) પદોથી ઉત્પન્ન થતા અર્થની 25 ઉપસ્થિતિ હોય ત્યારે વાકયાર્થ બોધ થતો નથી એમ માનવામાં કોઈ કારણ નથી.

જ્યાં અપવાદ શાસ્ત્રનો નિષેધ કરેલો છે ત્યાં અપવાદ વિષયમાં પણ ઉત્સર્ગ (સામાન્ય) શાસ્ત્ર પ્રવૃત્ત થાય છે જ. જેમકે 'वृक्षौ' એ ઉદા. માં 'प्रथमयोः पूर्वं' સૂત્રથી

त्वत्यत्र नादिचि [६.१.१०४] इति पूर्वसवर्णदीर्घनिषेधादप्रवर्तमानस्य वृद्धिबाधकत्वाभावाद्वृद्धिः प्रवर्तते । अत एव तौ सत् [३.२.१२७] इत्यादि संगच्छते । अत एव निर्देशाद्भ्रष्टावसर-न्यायस्यात्र शास्त्रे नाश्र-यणम् । ध्वनितं चेदमिको गुण [१.१.३] इति सूत्रे भाष्य इति भा-
5 ष्यप्रदीपोद्द्योते निरूपितम् ।।

अत्र देवदत्तस्य हन्तरि हते देवदत्तस्योन्मज्जनं नेति न्यायस्य विषय एव नास्ति । हते देवदत्त उन्मज्जनं न । देवदत्तहननोद्यतस्य तु हनने भवत्येवोन्मज्जनम् । प्रकृतेऽपि न पूर्वसवर्णदीर्घेण वृद्धेर्हननं किंतु हननोद्यमसजातीयं प्रसक्तिमात्रं प्रसक्तस्यैव निषेधात् ।।

10 प्रतिपदोक्तत्वमपि निरवकाशत्वे सत्येव बाधप्रयोजकम् । स्पष्टं चेदं शेषाद्वि

---

થતા 'પૂર્વ સવર્ણ દીર્ઘ'નો 'नादिचि' એ સૂત્રથી નિષેધ થતો હોવાથી, તે નિષેધને કારણે પ્રવૃત્ત નહીં થનાર પૂર્વ સવર્ણ દીર્ઘ, વૃદ્ધિનો બાધ કરતો નથી. (તેથી વૃદ્ધિ કે જે ઉત્સર્ગ વિધિ છે તે થઈ જાય છે.) તેથી જ 'तौ सत्' સૂત્રમાંના 'तौ'નો નિર્દેશ સંગત થાય છે.

15 માટે જ ('तौ सत्' આદિ નિર્દેશ હોવાથી)એ સ્પષ્ટ થાય છે કે વ્યાકરણ શાસ્ત્રમાં 'ભ્રષ્ટાવસર' ન્યાયનો આશ્રય લેવામાં આવતો નથી. આ બાબત 'इको गुणवृद्धी' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં ધ્વનિત થયેલ છે અને તેનું નિરૂપણ ભાષ્ય-પ્રદીપ ઉદ્યોતમાં થયેલું છે. દેવદત્તને મારી નાખનાર વ્યક્તિને મારી નાખવામાં આવે છતાં તો પણ દેવદત્ત જીવતો થતો નથી એવો 'देवदत्तहन्तृहत' એ ન્યાય 'तौ सत्' 'वृक्षौ'
20 આદિ સ્થળોમાં લાગુ પડતો નથી. દેવદત્તને જો મારી નાખવામાં આવ્યો તે પુનઃ જીવિત થતો નથી પણ દેવદત્તને મારવા માટે પ્રવૃત્ત થયેલ વ્યક્તિને મારી નાખવામાં આવે તો દેવદત્ત બચી જાય છે તેમ પ્રકૃત ઉદા.માં પણ (અર્થાત્ 'तौ' 'वृक्षौ'માં) 'प्रथमयोः पूर्वसवर्णः' એ સૂત્રથી થતા પૂર્વ સવર્ણ દીર્ઘથી 'वृद्धिरेचि' થતી વૃદ્ધિનો નાશ થતો નથી; પણ તે 'वृद्धिरेचि' સૂત્રના નાશ (હનન) માટેના ઉદ્યમ જેવી પ્રવૃત્તિ કે
25 પ્રસક્તિ જ થઈ હતી (ત્યારે 'नादिचि' એ એનો નિષેધ કરે છે. કારણકે) પ્રસક્તિ કે પ્રાપ્તિ થાય ત્યારે જ તેનો નિષેધ થાય છે.

(કોઈ સૂત્રમાં કોઈ એક વિશેષ શબ્દ ઉચ્ચારીને કંઈ કાર્ય કે વિધિ બતાવેલ હોય તેને પ્રતિપદ વિધિ કહેવાય છે.) 'પ્રતિપદ વિધિ' નિરવકાશ થાય ત્યારે જ બાધક

भाषा [५.४.१५४] इति सूत्रे भाष्ये । तत्र हि शेषग्रहणमनर्थकं ये प्रतिपदं विधीयन्ते ते बाधका भविष्यन्तीत्याशङ्क्यानवकाशा हि विधयो बाधका भवन्ति समासान्ताश्च कबभावे सावकाशा इत्युक्तम् । क्वचिदनवकाशत्वाभावेऽपि परनित्यत्वादिसमवधाने शीघ्रोपस्थितिकत्वेन पूर्वप्रवृत्तिप्रयोजकं बलवत्त्वं प्रतिपदविधित्वेनापि । परनित्यान्तरङ्गप्रतिपदविधयो विरोधिसंनिपाते तेषां मिथःप्रसङ्गे 5 परबलीयस्त्वमिति प्रत्ययोत्तरपदयोश्च [७.२.९८] इति सूत्रे कैयटेन पाठात् । अत एव रमे इत्यादौ प्रतिपदोक्तत्वात्पूर्वमेव आकारप्रश्लेषाद्धल्ङ्यादिलोपो न प्राप्नोतीत्याशङ्क्यैङ्ह्रस्वात् [६.१.६९] इति लोपेन समाहितम् ।।६४।।

---

માનવામાં આવે છે. આ બાબત 'शेषाद् विभाषा' સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ કહેલી છે. તે ભાષ્યમાં કહ્યું છે કે 'शेषाद् विभाषा'નું શેષ ગ્રહણ નિરર્થક છે, જે પ્રતિપદવિહિત 10 છે તે પ્રત્યયો બાધક થશે, એમ કહી (શંકા ઉઠાવી) પછી ભાષ્યકારે કહ્યું છે કે 'અનવકાશ વિધિઓ જ બાધક બને છે.' (અહીં) સમાસાન્ત પ્રત્યયો 'कप्'ના અભાવમાં સાવકાશ છે. (આ ભાષ્યમાં એ સ્પષ્ટ નિર્દેશ છે કે પ્રતિપદ વિધિ પણ અનવકાશ બને ત્યારે જ બાધક બને છે.) કોઈ ઠેકાણે પ્રતિપદ વિધિ અનવકાશ ન હોય તો પણ (અર્થાત્ સાવકાશ હોય તો પણ) પર, નિત્ય કે અન્તરંગ આદિ 15 શાસ્ત્રો એકી સાથે પ્રાપ્ત થતાં પ્રતિપદ વિધિમાં વિશેષ શબ્દનું ઉચ્ચારણ કરેલું હોવાથી શીઘ્ર ઉપસ્થિતિ થવાને લીધે તે બધાની પૂર્વે ઉપસ્થિતિ થાય છે. તેથી તે પ્રથમ પ્રવૃત્ત થનાર હોવાથી વધારે બલવાન બને છે. આ મંતવ્યનું પ્રમાણ એ છે કે 'प्रत्ययोत्तरपदयोश्च' સૂત્ર ઉપરના ભાષ્યમાંની ટીકામાં કૈયટે 'પર, નિત્ય, અન્તરંગ અને પ્રતિપદ વિધિ–કોઈ ઉદાહરણમાં એકી સાથે પ્રવૃત્ત થતાં તેમનો પરસ્પર વિરોધમાં 20 ઉત્તરોત્તર વિધિ બલવાન ગણાય છે.' એવું કહેલું છે.

પ્રતિપદ વિધિ અનવકાશ ન હોય તો પણ શીઘ્રોપસ્થિતિને કારણે તે સામાન્ય શાસ્ત્રનો બાધ કરીને પ્રથમ પ્રવૃત્ત થાય એવો નિયમ છે માટે) 'रमे' આદિ સ્થળમાં, પ્રતિપદ વિધિ હોવાને લીધે પ્રથમ એત્વ કરીને 'हल्ङ्याब्भ्यः' એ સૂત્રમાં આકારનો પ્રશ્લેષ હોવાથી તે સૂત્રથી 'सु' પ્રત્યયનો લોપ થઈ શકે નહીં એવી શંકા ઉપસ્થિત 25 કરીને 'एङ्ह्रस्वात्सम्बुद्धेः' સૂત્રથી 'સુલોપ' થાય છે એમ કહી તે શંકાનું સમાધાન કરેલું છે. (૬૪)

नन्वयजे इन्द्रमित्यादावन्तरङ्गस्यापि गुणस्यापवादेन सवर्णदीर्घेण बाधः स्यादत आह ।

**अपवादो यद्यन्यत्र चरितार्थस्तर्ह्यन्तरङ्गेण बाध्यते ॥ ६५ ॥**

निरवकाशत्वरूपस्य बाधकत्वबीजस्याभावात् । एवं च प्रकृतेऽन्तरङ्गेण 5 गुणेन सवर्णदीर्घः समानाश्रये चरितार्थौ यणगुणयोरपवादोऽपि बाध्यते । पूर्वोपस्थितनिमित्तकत्वरूपान्तरङ्गत्वविषय इदम् ॥

यत्वागमादेशयोर्न बाध्यबाधकभावो भिन्नफलत्वादत एव ब्राह्मणेभ्यो दधि

---

**પરિભાષા : ૬૫**

હવે પ્રશ્ન થાય છે કે 'अयजे इन्द्रम्' આદિ સ્થલમાં, ગુણૈકાદેશ રૂપ કાર્ય જો 10 કે અન્તરંગ છે તો પણ અપવાદાત્મક સવર્ણ દીર્ઘ કાર્યથી તેનો બાધ થશે. માટે આ પરિ કહે છે.

'अपवादो यद्यन्यत्र चरितार्थस्तहर्यन्तरंगेण बाध्यते' (૬૫)

જો અપવાદ અન્ય સ્થળમાં ચરિતાર્થ હોય તો તેનો અન્તરંગ (કાર્ય)થી બાધ થાય છે.

(નિરવકાશ હોય તેને અપવાદ કહેવાય છે.) જે અપવાદ નિરવકાશ નથી 15 એટલે કે અન્ય ઠેકાણે ચરિતાર્થ છે તેવા સ્થળમાં બાધકત્વ માટેનું મૂળ કારણ રહેતું ન હોવાથી, તે બાધક થતો નથી. આ રીતે પ્રકૃત ઉદા. 'अयजे इन्द्रम्'માં 'अकःसवर्णे' સૂત્રથી થનાર સવર્ણ દીર્ઘ, જો કે ('इको यणचि' સૂત્રથી થનાર) યણાદેશનો અને (आद्गुणः સૂત્રથી થનાર) ગુણરૂપી એકાદેશનો (यद्यत्प्राप्नोति तत्त-द्बाध्यम् એ સામાન્ય ચિંતાથી) અપવાદક છે, તો પણ તે ઈતર સમાન નિમિત્ત-20 (दैत्यारिः આદિ) ઉદાહરણમાં ચરિતાર્થ થતો હોવાથી; (નિરવકાશ ન રહેતાં તે) ગુણૈકાદેશરૂપ અન્તરંગ કાર્યથી બાધિત થાય છે.

જ્યાં પ્રથમ ઉપસ્થિત થનાર નિમિત્તને લઈને કાર્યને અન્તરંગત્વ આવે છે (જેનું નિમિત્ત બહિરંગ અપવાદ કરતાં ઉચ્ચારણ કાલમાં પ્રથમ આવે) ત્યાં જ આ પરિ. લાગે છે.

25 કૈયટે, જે 'च्छ्वोःशूडनु०' સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં એમ કહેલું કે આગમ અને આદેશ બંનેના ફલ ભિન્ન હોવાથી, એકબીજાના બાધક થતાં નથી. (આગમથી શબ્દસ્વરૂપમાં ઉમેરો થાય છે જ્યારે આદેશનાં કેવલ બીજાની જગ્યાએ તે થાય છે

दीयतां कम्बलः कौण्डिन्यायेत्यादौ कम्बलेन न दधिदानबाध इति च्छ्वोः [६.४.१९] इति सूत्र कैयटस्तन्न । अपवादो नुग्दीर्घत्वस्येति दीर्घोऽकितः [७.४.८३] इति सूत्रस्थभाष्यविरोधात् ।।६५।।

नन्वजीगणदित्यादित्यादौ गणेरीत्वं निरवकाशत्वाद्धलादिःशेषं बाधेत तत्राह ।

**अभ्यासविकारेषु बाध्यबाधकभावो नास्ति ।। ६६ ।।** 5

दीर्घोऽकितः [७.४.८३] इत्यकिद्ग्रहणमस्या ज्ञापकम् । अन्यथा यंय-

---

એ રીતે આગમ અને આદેશનાં ફલ ભિન્ન છે.) તેથી 'ब्राह्मणेभ्यो दधि दीयताम्', 'कम्बलः कौण्डिन्याय' (બ્રાહ્મણોને દહીં આપો, કૌંડિન્યને કાંબળો આપો) આ ઠેકાણે 'કંબલદાન'થી જેમ 'દધિદાન'નો પારસ્પરિક બાધ થતો નથી, એવી 10 રીતે આગમ અને આદેશ એકબીજાના બાધક થતા નથી.

—પણ કૈયટનું આ કથન બરાબર નથી. કારણકે 'दीर्घोऽकितः' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'नुक्' આગમ, દીર્ઘાદેશનો અપવાદ હોવાથી દીર્ઘ આદેશનો બાધ કરે છે એમ ભાષ્યકારે કહેલું છે (તેથી ભાષ્યવચનથી વિરુદ્ધ એવું આ કૈયટનું વચન હોવાથી આનો સ્વીકાર કરવો યોગ્ય નથી.) (૬૫) 15

**પરિભાષા : ૬૬**

'अजीगणत्' આદિ સ્થળમાં 'ई च गणः' સૂત્રથી गण् ધાતુના અભ્યાસના અન્ત્ય વર્ણની જગ્યાએ થનાર 'ई' આદેશ નિરવકાશ હોવાથી તે 'हलादिः शेषः'નો બાધક થશે (અર્થાત્ 'हलादिः शेषः'થી અભ્યાસમાંના णनो લોપ ન થતાં તેની જગ્યાએ ई આદેશ થતાં 'अजीगणत्' રૂપ બની શકશે નહીં) તેથી આ પરિ. કહે છે. 20

'अभ्यासविकारेषु बाध्यबाधकभावो नास्ति' ।।६६।।

જ્યાં અભ્યાસને ઠેકાણે વિકાર અર્થાત્ પરિવર્તન થતું હોય ત્યાં (તે સૂત્રોમાં) પરસ્પરમાં બાધ્ય બાધક ભાવ થતો નથી.

(આ પરિ. હોવાથી 'ई च गणः' એ વિશેષ સૂત્ર, સામાન્ય શાસ્ત્રનું બાધક ન બનતાં 'हलादिः शेषः' એ સૂત્ર પ્રથમ પ્રવૃત્ત થતાં, પછી ઈત્વ થતાં अजीगणत् એવું 25 ઈષ્ટરૂપ સિદ્ધ થાય છે.) 'दीर्घोऽकितः' સૂત્રમાં આવેલું 'अकितः' પદ આ પરિ.નું જ્ઞાપક છે. આ પરિ.ન હોત તો 'यंयम्यते' આદિ સ્થલમાં 'नुक्' આગમ થતાં અભ્યાસ

म्यत इत्यत्र नुकि कृतेऽनजन्तत्वाद्दीर्घाप्राप्तौ तद्वैयर्थ्यं स्पष्टमेव ॥

इयं परान्तरङ्गादिबाधकानामप्यबाधकत्वबोधिका । तेनाचीकरत् मीमांसत इत्यादि सिद्धम् । आद्ये सन्वद्भावस्य परत्वाद्दीर्घेण बाधः प्राप्नोति । अन्त्ये मान्बध [३.१.६] इति दीर्घेणान्तरङ्गत्वादित्वस्य बाधः प्राप्तः ॥

5 यत्तु यत्रैकैकप्रवृत्युत्तरमपि सर्वेषां प्रवृत्तिस्तत्रैवेदमित्यत एक [६.४.१२०] इति सूत्रे कैयटस्तन्न । नुकि कृते दीर्घाप्राप्त्या धर्मिग्राहकमानविरोधान्मान्बधादीनां दीर्घे कृत इत्वाप्राप्त्या गुणो यङ्लुकोः [७.४.८२] इति सूत्रस्थभाष्योक्ततदुदाहरणासंगतेश्चेत्यन्यत्र विस्तरः ॥६६॥

---

અજન્ત ન રહેતાં, દીર્ઘની પ્રાપ્તિ જ નથી, તો 'अक्तिः' પદનું ગ્રહણ વ્યર્થ 10 થાય તે સ્પષ્ટ છે.

આ પરિ. પર, નિત્ય, અન્તરંગ ઈત્યાદિ બાધક શાસ્ત્રોનું પણ અબાધકત્વ બતાવે છે, તેથી 'अचीकरत्' અને 'मीमांसते' આદિ રૂપો સિદ્ધ થાય છે. તેમાં પ્રથમ ઉદા.માં દીર્ઘકાર્ય કરનાર 'दीर्घो लघोः' એ પરસૂત્ર હોવાથી 'सन्वद्भाव'નો બાધ પ્રાપ્ત થાય છે. અને છેલ્લા 'मीमांसते' એ ઉદા.માં 'मानबधूदान्.' સૂત્રથી થતા 15 અભ્યાસના અંતરંગ દીર્ઘ કાર્યથી 'सन्यतः' સૂત્રથી થનાર 'इत्व'રૂપ બહિરંગ કાર્યનો બાધ પ્રાપ્ત થાય છે. (૬૬)

'अत एक हल्मध्ये' સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં કૈયટે એમ કહ્યું છે કે 'જ્યાં ઉત્સર્ગની પ્રવૃત્તિ પછી અપવાદની પ્રવૃત્તિનો સંભવ છે અને અપવાદની પ્રવૃત્તિ પછી ઉત્સર્ગ (શાસ્ત્ર)ની પ્રવૃત્તિનો સંભવ છે ત્યાં આ પરિ. લાગે છે, પણ 20 તે કથન બરાબર નથી. કારણકે આમાં ધર્મિગ્રાહક પ્રમાણનો વિરોધ આવે છે. (કારણકે 'यंयम्यते' એ ઉદા.માં) નુક્નો આગમ પ્રથમ કરી દેતાં દીર્ઘની પ્રાપ્તિ (મૂળથી જ) ન હોવાથી ધર્મિગ્રાહક (જ્ઞાપક સૂત્ર) 'दीर्घोऽकितः' સૂત્રમાનું 'अकितः' એ જે પદ પ્રકૃત પરિ. નું જ્ઞાપક માનવામાં આવ્યું છે તેની સાથે કૈયટની ઉક્તિનો વિરોધ આવે છે. એવી જ રીતે ('मीमांसते' એ ઉદા.માં) દીર્ઘકાર્ય (અન્તરંગ હોવાથી) 25 પ્રથમ કરી દેતાં इत्व રૂપ કાર્યની પ્રાપ્તિ જ નથી છતાં, પણ 'गुणो यङ्लुकोः' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'मीमांसते'ને પ્રકૃત પરિ. ના ઉદા. તરીકે ભાષ્યકારે આપેલ છે તે અસંગત થાય છે. (માટે કૈયટ મત ચિન્ત્ય છે).

ननु तच्छीलादितृन्विषये ण्वुलपि स्यात् । न च तृन्नपवादोऽसरूपापवादस्य विकल्पेन बाधकत्वात् । अत आह ।

## ताच्छीलिकेषु वासरूपविधिर्नास्ति ॥ ६७ ॥

ण्वुलि सिद्धे निन्दहिंसादिसूत्रेणैकाज्भ्यो वुञ्विधानमत्र ज्ञापकं तत्र ण्वुलवुञोः स्वरे विशेषाभावात् ॥ 5

ताच्छीलिकेष्विति विषयसप्तमी । तेन ताच्छीलिकैरताच्छीलिकैश्च वासरूपविधिर्नेति बोध्यम् ॥

---

**પરિભાષા : ૬૭**

જ્યાં તત્+શીલ આદિ અર્થમાં 'तृन्' પ્રત્યય થાય છે ત્યાં (સામાન્ય કર્તા એ અર્થમાં વિહિત) 'ण्वुल्' પ્રત્યય પણ થશે. 'तृन्' પ્રત્યય 'ण्वुल्'નો અપવાદ હોવાથી 10 'तृन्' પ્રત્યય ण्वुल्નો બાધક થાય છે એમ કહેવું બરાબર નથી. કારણકે 'वाऽसरूपोऽस्त्रियाम्' સૂત્ર અનુસાર જે અસરૂપ અપવાદ હોય છે તે ઉત્સર્ગનો વિકલ્પે બાધક થાય છે. તેથી આ પરિ. કહે છે.

ताच्छीलिकेषु वासरूपविधिर्नास्ति ॥६७॥

'તચ્છીલ' આદિ અર્થમાં થનાર પ્રત્યયોના વિષયમાં 'वासरूप' વિધિ થતી નથી, 15

(આ પરિ. હોવાથી અપવાદ પ્રત્યય અને ઉત્સર્ગ પ્રત્યય અસરૂપ હોય તો પણ અપવાદ પ્રત્યય, ઉત્સર્ગ પ્રત્યયનો વિકલ્પથી નહીં પણ કાયમ માટે બાધક થાય છે. 'ण्वुल्' પ્રત્યય કરવાથી જ 'निन्दकः' આદિ પ્રયોગ સિદ્ધ થઈ શકે છે, તો એ માટે 'निन्दहिंस' આદિ સૂત્રથી એકાચ્ ધાતુને કરવામાં આવતો वुञ् પ્રત્યય જ આ પરિ. માં જ્ઞાપક છે. 20

(સ્વરમાં ફરક થાય એ માટે ભિન્ન પ્રત્યયનું વિધાન કરેલું છે એવું કથન બરાબર નથી; કારણકે 'ण्वुल्' એ 'ल्लित्' પ્રત્યય હોય કે 'वुञ्' એ 'ञित्' પ્રત્યય હોય, તોય સ્વરમાં કોઈ ફરક પડતો નથી. (કારણકે બંને સ્થળોમાં ઉદાત્ત એવો એક જ સ્વર થાય છે.)

આ પરિ. માં 'ताच्छीलिकेषु' (એ અધિકરણ સપ્તમી નથી પણ) વિષય સપ્તમી 25 છે. તેથી એવું જ્ઞાપન થાય છે કે તાચ્છીલિક અને અતાચ્છીલિક અર્થમાં થતા પ્રત્યયોના વિષયમાં પરસ્પર 'वासरूप' વિધિ થતી નથી.

नन्वेवं कम्रा कमनेत्याद्यसिद्धिर्नेमिकम्पि [३.२.१६७] इति रेणानुदात्तेतश्च हलादेः [३.२.१४९] इति युचो बाधादिति चेत् । न । सूददीपदीक्षश्च [६.२.१५३] इत्यनेन दीपेर्युज्निषेधेनोक्तार्थस्यानित्यत्वात् ॥६७॥

नन्वेव हसितं छात्रस्य हसनमित्यादौ घञिच्छति भोक्तुमित्यत्र लिङ्लो-
5 टावीषत्पानः सोमो भवतेत्यत्र खल् प्राप्नोतीत्यत आह ।

**क्तल्युट्तुमुन्खलर्थेषु वासरूपविधिर्नास्ति ॥ ६८ ॥**

इदं च वासरूपविधेरनित्यत्वात्सिद्धम् । तदनित्यत्वे ज्ञापकं चार्हे कृत्य-

---

હવે અહીં પ્રશ્ન થાય છે કે (તચ્છીલ આદિ અર્થમાં થનાર અપવાદ પ્રત્યય, તચ્છીલ અર્થમાં થનાર ઉત્સર્ગને પણ કાયમ માટે બાધક થાય છે એમ જો હોય તો)
10 'नमिकम्पि०' સૂત્રથી (તચ્છીલાદિ અર્થમાં થનાર) 'र' એ અપવાદ પ્રત્યય વડે 'अनुदात्तेतश्च हलादेः' સૂત્રથી (તચ્છીલાદિ અર્થમાં થનાર) 'युच्' એ ઉત્સર્ગ પ્રત્યયનો કાયમ માટે બાધ થશે. તો 'कम्' ધાતુનાં વિકલ્પે સિદ્ધ થતાં कम्रा, कमना એવાં રૂપ સિદ્ધ થશે નહીં. આ બાબતનો જવાબ એ છે કે 'सूददीपदक्षश्च' સૂત્રથી 'दीप्' ધાતુને युच् પ્રત્યયનો નિષેધ કરેલો હોવાથી આ પરિ. અનિત્ય થાય છે. (તેથી અસરૂપ
15 અપવાદ એવા 'र' પ્રત્યયથી युच्નો બાધ વિકલ્પે થતાં कम्रा, कमना રૂપોની સિદ્ધિ થવામાં વાંધો આવતો નથી.) (૬૭)

**પરિભાષા : ૬૮**

હવે પ્રશ્ન થાય છે કે ('तच्छील' આદિ અર્થમાં થનાર અપવાદ પ્રત્યયોના વિષયમાં 'वाऽसरूपोऽस्त्रियाम्' સૂત્ર લાગતું નથી તો પછી) 'हसितं छात्रस्य' 'हसनं
20 छात्रस्य' આદિ સ્થલમાં 'गञ्' પ્રત્યય થશે, તે રીતે भोक्तुं इच्छति એ સ્થલમાં लिङ् અને लोट्‌ની પ્રાપ્તિનો અને 'ईषत्पानः सोमो भवता' સ્થલમાં खल् પ્રત્યયની પ્રાપ્તિનો પ્રસંગ આવે છે. તેથી આ પરિ. કહે છે.

क्तल्युट् तुमुन् खलर्थेषु वासरूपविधिर्नास्ति ॥ (६८)

'क्त, ल्युट्, तुमुन् અને खलर्थ युच् પ્રત્યયો જ્યાં (અપવાદ રૂપે પ્રવૃત્ત
25 થાય છે) ત્યાં 'वाऽसरूपोऽस्त्रियाम्' સૂત્રની પ્રવૃત્તિ થતી નથી. (આ પરિ. હોવાથી ઉપરનાં ત્રણ ઉદાહરણોમાં क्त, ल्युट्, तुमुन् અને खलर्थ युच् એ અપવાદ પ્રત્યય પોતપોતાનાં ઉત્સર્ગ પ્રત્યયોના કાયમ માટે બાધક બને છે.)

'वाऽसरूपोऽस्त्रियाम्' સૂત્ર અનિત્ય હોવાથી આ પ્રકૃત પરિ. સિદ્ધ થાય છે. આ સૂત્રના અનિત્યત્વમાં જ્ઞાપક 'अर्हे कृत्यतृचश्च' સૂત્ર છે. 'अर्हे कृत्यतृचश्च' સૂત્રમાં

तृचश्च [३.३.१६९] इति । तत्र हि चकारसमुच्चितलिङा कृत्यतृचोर्बाधा मा भूदिति कृत्यतृज्ग्रहणं क्रियत इत्यन्यत्र विस्तरः ॥

वासरूपसूत्रे भाष्ये स्पष्टा ॥६८॥

ननु श्वः पक्तेत्यत्र वासरूपविधिना लृडपि प्राप्नोति कृत आदेशे वैरूप्यादत आह ।

5

**लादेशेषु वासरूपविधिर्नास्ति ॥ ६९ ॥**

आदेशकृतवैरूप्यवत्सु लकारेषु स नास्तीत्यर्थः ॥

अत्र च हशश्वतोर्लङ् च [३.२.११६] इति लङ्विधानं ज्ञापकम् ।

---

कृत्य प्रत्यय અને तृच् प्रत्ययनुं विधान એટલા માટે કર્યું છે કે 'च'થી સંગૃહીત (અનુકૃષ્ટ) થયેલ लिङ् લકાર, કૃત્ય અને तृच् પ્રત્યયનો બાધક ન બને. (જો 10 'वाऽसरूपविधि' નિત્ય હોય તો અસરૂપ અપવાદ પ્રત્યયને લીધે જ વિકલ્પ શક્ય હોવાથી, એક પક્ષમાં કૃત્ય પ્રત્યય અને तृच् પ્રત્યય સિદ્ધ જ છે, તો कृत्य અને तृच् બંનેનું ગ્રહણ વ્યર્થ થશે.) આ પરિભાષા वाऽसरूप સૂત્રના ભાષ્યમાં સ્પષ્ટ છે. (૬૮)

**પરિભાષા : ૬૯**　　15

હવે એક પ્રશ્ન થાય છે કે 'श्वः पक्ता' એ સ્થલમાં वासरूपोऽस्त्रियाम् એ સૂત્ર (કે વિધિ)થી 'लृट्' પણ પ્રાપ્ત થવો જોઈએ. (કારણકે लुट् અને लृट् જો કે લકારત્વ ને લીધે સરૂપ છે તો પણ लुट् અને लृट्ની જગ્યાએ (तास् તથા स्य)–આદેશ કરવામાં આવતાં અસરૂપ છે. તેથી श्वः पक्ताથી સાથે સાથે વિકલ્પે 'श्वः पक्ष्यति' એ પ્રયોગ પણ પ્રાપ્ત થશે.) તે ન થાય એ માટે આ પરિ. કહે છે.　　20

लादेशेषु वाऽसरूपविधिर्नास्ति ॥ (६९)

'લાદેશના વિષયમાં 'वाऽसरूपोऽस्त्रियाम्' એ સૂત્ર લાગતું નથી.

આ પરિ. હોવાથી હવે लुट्ની જગ્યાએ વિકલ્પે लृट् થતો નથી, કારણકે लुट्, लृट्નો કાયમ માટે બાધક થાય છે. 'આદેશને લીધે વિરૂપતાને પ્રાપ્ત થતા લકારોમાં 25 વાસરૂપવિધિ થતી' એ પરિ.નો અર્થ છે.

'हशश्वतोर्लङ् च' સૂત્રમાં કરેલ लङ्નું વિધાન આ પરિ.માં જ્ઞાપક છે. (જો આ પરિ. ન હોત તો) પરોક્ષે 'लिट्' સૂત્રથી થતી लिट् લકારથી लङ् લકારનો (वाऽस-

अन्यथा परोक्षे लिट् [३.२.११५] इति लिटा लङः समावेशोऽसारूप्या-त्सिद्ध इति किं लङ्विधानेन ॥

शत्रादिभिस्तिङां समावेशार्थं शतृविधायके विभाषाग्रहणानुवृत्तिर्लिटः कानज्वा [३.२.१०६] इति वाग्रहणं च कृतम् । तज्ज्ञापयति वासरूपसूत्रेऽप-
5 वाद आदेशत्वानाक्रान्तः प्रत्यय एव गृह्यत इति कैयटादौ ध्वनितम् । तत्फलं तु सदादिभ्यो भूतसामान्ये लिटः क्वसुरेव न तु पक्षे तिङ इति बोध्यम् ॥६९॥

ननु ङमो ह्रस्वात् [८.३.३२] इत्यादौ ङमः परस्याचोऽचि परतो ङम इति वेति संदेहः स्यादत आह ।

## उभयनिर्देशे पञ्चमीनिर्देशो बलीयान् ॥ ७० ॥

---

10 रूपोऽस्त्रियाम्' આ સૂત્ર હોવાથી કાયમ માટે બાધ ન થતાં लङ्ની આપોઆપ પ્રાપ્તિ થાય જ છે, છતાં 'हशश्वतो०' સૂત્રમાં જે 'लङ्'નું વિધાન કર્યું છે, તે જ આ પરિ.માં જ્ઞાપક છે. (હવે આ પરિ. હોવાથી 'लिट्' એ लङ्ને કાયમ માટે બાધક થશે. પણ વસ્તુતઃ અહીં બે લકાર ઈષ્ટ છે. તેથી हशश्वतोः સૂત્રમાં लङ्નું વિધાન કરેલું છે.)

'लटः शतृशानचौ' એ शतृ પ્રત્યય વિધાયક સૂત્રમાં જેમ 'लट्'ની જગ્યાએ शतृ
15 આદેશ થાય છે તે રીતે તિઙાદેશ પણ થાય એ માટે 'नन्वोर्विभाषा' સૂત્રમાંથી 'विभाषा' પદની અનુવૃત્તિ અને 'लिटः कानज्वा०' એ સૂત્રમાંથી 'वा' પદની જે અનુવૃત્તિ કરેલી છે તે ઉપરથી જ્ઞાપિત થાય છે કે 'वाऽसरूपोऽस्त्रियाम्' એ સૂત્રમાં અપવાદનું તાત્પર્ય (આદેશથી અનાક્રાન્ત એટલે કે આદેશરૂપ ન હોય એમાં છે. આ બાબત તૌ સત્‌ના કૈયટ પ્રદીપમાં) ધ્વનિત છે. આ જ્ઞાપનનું ફલ એ છે કે 'भाषायां सद-
20 वसश्रुवः' સૂત્રથી सद् આદિ ધાતુને ભૂત સામાન્ય અર્થમાં થનાર लिट्ની જગ્યાએ क्वसु પ્રત્યય જ થાય છે અને વિકલ્પે તિઙાદેશ થતો નથી. (૬૯)

**પરિભાષા : ૭૦**

'ङमो ह्रस्वादचि ङमुण् नित्यम्' સૂત્રમાં 'ङम्'થી અવ્યવહિત પર આવેલા अच्‌ને ङमुट् આગમ કરવો કે अच्‌ની પૂર્વે આવનાર 'ङम्'ને આ 'ङमुट्' આગમ
25 કરવો એવો સંદેહ થતાં (તેની નિવૃત્તિ માટે) આ પરિ. છે.

'उभयनिर्देशे पञ्चमीनिर्देशो बलीयान् ॥ (७०)

'જ્યાં (સૂત્રમાં) ઉભય નિર્દેશ હોય (એટલે પૂર્વ અને પર બંનેના નિર્દેશ હોય ત્યાં પંચમી નિર્દેશ વધુ બલવાન સમજવામાં આવે છે. તેથી ત્યાં तस्मादि० પરિ. લાવીને કાર્ય કરવું જોઈએ.

अचीति सप्तमीनिर्देशस्य मय उञः [८.३.३३] इत्युत्तरत्र चारितार्थ्या-त्पञ्चमीनिर्देशोऽनवकाश इति तस्मादित्युत्तरस्य [१.१.६७] इत्यस्यैव प्रवृत्तिः। यत्र तु डः सि धुट् [८.३.२९] इत्यादावुभयोरप्यचारितार्थ्यं तत्र तस्मिन् [१.१.६६] इति सूत्रापेक्षया तस्मादित्युत्तरस्य [१.१.६७] इत्यस्य परत्वा-त्तेनैव व्यवस्था। एवमुभयोश्चारितार्थ्येऽपि यथामि सर्वनाम्नः [७.१.५२] 5 इत्यादौ। तत्रामीति सप्तमी त्रेस्त्रयः [७.१.५३] इत्यत्र चरितार्था। आदिति पञ्चम्याज्जसेरसुक् [७.१.५०] इत्यत्र चरितार्थेति स्पष्टं तस्मिन्निति सूत्रे भाष्ये कैयटे च ॥७०॥

---

આ પરિ. હોવાથી હવે 'ङमो ह्रस्वात्' સ્થલમાં 'ङम्'ની અવ્યવહિત પછી આવનાર 'अच्'ને ङमुट् આગમ થાય છે. (તે આગમ ङम्ને થતો નથી.) 10

'ङमो ह्रस्वादचि ङमुण्नित्यम्' સૂત્રમાં જ્યાં સપ્તમી વિભક્તિનો નિર્દેશ થયેલો છે તે अचि પદ 'मय उञो वो वा' સૂત્રમાં અનુવૃત્ત થતું હોવાથી 'अचि' એ સપ્તમી નિર્દેશ તો ચરિતાર્થ છે, પણ તે સૂત્રમાં કરેલો 'ङमः એ પંચમી નિર્દેશ પછીના (ઉત્તરના) કોઈપણ સૂત્રમાં અનુવૃત્ત ન થતો હોવાથી, નિરવકાશ એટલે કે વ્યર્થ બને છે. તેથી तस्मादित्यु० પરિ. સૂત્રથી પંચમી નિર્દેશથી થનાર કાર્ય થાય છે. 15 (એટલે કે ङम्થી અવ્યવહિત પછી આવનાર अच्ને ङमुट् આગમરૂપ કાર્ય થાય છે.)

પણ જ્યાં 'डः सि धुट्' જેવા સૂત્રમાં ઉભયનો (એટલે કે પંચમી અને સપ્તમી બંનેનો) નિર્દેશ ઉત્તર સૂત્રમાં અનુવૃત્તિ માટે કરેલ ન હોવાથી) અચરિતાર્થ છે ત્યાં 'तस्मिन्निति.' સૂત્ર કરતાં 'तस्मादि.' સૂત્ર પર હોવાથી તેવા પરસૂત્રના આધારે વ્યવસ્થા કરવામાં આવે છે, 20

જ્યાં आमि सर्वनाम्नः सुट् આદિ સૂત્રમાં પંચમી નિર્દિષ્ટ અને સપ્તમી નિર્દિષ્ટ એવાં બંને પદ હોય અને તે ચરિતાર્થ હોય ત્યાં પણ પૂર્વે કહ્યા પ્રમાણે 'વિપ્રતિષેધ' ન્યાય લાવીને પંચમી નિર્દેશથી થનાર કાર્ય જ, ઉત્તરમાં આવેલા વર્ણને કરવું) आमि सर्वनाम्नः सुट्' સૂત્રમાં રહેલું आमि એ સપ્તમ્યન્ત પદ) પછીના 'त्रेस्त्रयः' સૂત્રમાં અનુવૃત્ત થતું હોવાથી ચરિતાર્થ બને છે. તેમજ 'आमि सर्वनाम्नः सुट्' સૂત્રમાં 25 અનુવૃત્ત થનારી 'आत्' પંચમી 'आज्जसेः' સૂત્રમાં ચરિતાર્થ થાય છે. (આમ બંનેમાં ચરિતાર્થત્વને લીધે એમાં તુલ્ય બલવત્વ છે તેથી 'विप्रतिषेध' સૂત્રની પ્રવૃત્તિમાં કોઈ વાંધો આવતો નથી. 'तस्मिन्निति'. સૂત્ર ઉપરના ભાષ્યમાં અને કૈયટની વૃત્તિમાં આ બાબત સ્પષ્ટ છે. (૭૦)

**દ્વિતીય તંત્ર સમાપ્ત.**

# अथ तृतीयं प्रकरणम्

नन्वतः कृकमि [८.३.४६] इति सत्वमयस्कुम्भीत्यत्र न स्यात्कुम्भशब्द-स्यैवोपादानादत आह ।

**प्रातिदिकग्रहणे लिङ्गविशिष्टस्यापि ग्रहणम् ।। ७१ ।।**

5 सामान्यरूपेण विशेषरूपेण वा प्रातिपदिकबोधकशब्दग्रहणे सति लिङ्ग-बोधकप्रत्ययविशिष्टस्यापि तेन ग्रहणं बोध्यम् । अपिना केवलस्यापीत्यर्थः ।।

अस्याश्च ज्ञापकं समानाधिकरणाधिकारस्थे कुमारः श्रमणादिभिः [२.१.७०] इति सूत्रे स्त्रीलिङ्गश्रमणादिशब्दपाठः । स्त्रीप्रत्ययविशिष्टश्रमणादिभिश्च कुमारी शब्दस्यैव सामानाधिकरण्यं न तु कुमारशब्दस्येति तदेतज्ज्ञापकम् ।।

---

10 ## તૃતીય પ્રકરણ

**પરિભાષા : ૭૧**

હવે પ્રશ્ન થાય છે કે 'अतः कृ-कमि-कंस-कुम्भ०' સૂત્રથી "अयस्कुम्भी'માં વિસર્ગનું 'સત્વ' (સકાર) થઈ શકશે નહીં, કારણકે આ સૂત્રમાં कुम्भ શબ્દનું જ ઉપાદાન (ગ્રહણ) કરવામાં આવેલ છે, ('कुम्भी' શબ્દનું નહીં) તેથી (આ 15 રીતની મુશ્કેલી દૂર કરવા) આ પરિ. કહેવામાં આવે છે.

'प्रातिपदिकग्रहणे लिङ्गविशिष्टस्यापि ग्रहणम्' (૭૧)

જ્યાં (જે સૂત્રોમાં) પ્રાતિપદિકનું ગ્રહણ કરવામાં આવ્યું હોય ત્યાં લિંગથી વિશિષ્ટ પ્રાતિપદિકનું પણ ગ્રહણ કરવામાં આવે છે.

જ્યાં સામાન્ય કે વિશેષરૂપે પ્રાતિપદિક બોધક શબ્દનું ગ્રહણ કરવામાં આવ્યું 20 હોય ત્યાં એ પ્રકારના શબ્દથી કેવલ એજ શબ્દનું નહીં પણ લિંગબોધક પ્રત્યયથી વિશિષ્ટ શબ્દનું પણ ગ્રહણ કરવામાં આવે છે આ પરિ.માં 'अपि' (પણ) શબ્દથી જ્યાં કેવલ પ્રાતિપદિક હોય તેનું પણ ગ્રહણ કરવામાં આવે છે.

('पूर्वकालैकसर्वजरत्०' સૂત્રથી શરૂ થતા) 'સમાન અધિકરણ'ના અધિકારમાં પઠિત એવા 'कुमारः श्रमणादिभिः' એ સૂત્રમાં પ્રયુક્ત એવું 'श्रमणा' એ સ્રીલિંગ પદ 25 આ પરિભાષામાં જ્ઞાપક છે. સ્ત્રીપ્રત્યયાન્ત 'श्रमणा' આદિનું સામાનાધિકરણ્ય 'कुमारी' આદિ શબ્દો સાથે જ થઈ શકે છે (कुमार શબ્દની સાથે નહીં) આં જ બાબત (પ્રસ્તુત) પરિ.માં જ્ઞાપક બને છે.

इयं च द्विषत्परयोः [३.२.३९] इत्याद्युपपदविधौ समासान्तविधौ महदात्वे ञिन्नित्स्वरे राज्ञः स्वरे ब्राह्मणकुमारयोर्बहोर्नञ्वदुत्तरपदभूम्नि [६.२.१७५] इत्यादौ समाससंघातग्रहणेषु च न प्रवर्तत इति ङ्याप्सूत्रे भाष्ये स्पष्टम् । विभक्तिनिमित्तकार्ये च नेत्यपि तत्रैव ॥

तत्र समासान्तविधावयवग्रहण एव न समाससंघातग्रहणे तु प्रवर्तत एव 5 स्वरविधावेव समाससंघातग्रहणे तत्र दोषोक्तेः । बहुव्रीहेरूधसः [४.१.२५] इति सूत्रभाष्याच्च ॥

---

(આ પરિ. અનિત્ય છે, તેથી આ પરિ. જ્યાં પ્રવૃત્ત થતી નથી એ સ્થળો આ પ્રમાણે છે) 'ङ्याप्प्रातिपदिकात्०' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે (૧) ઉપપદવિધિવાળા 'द्विषत्परयोस्तापेः' સૂત્રમાં આ પરિ. લાગતી 10 નથી. તેમજ (૨) સમાસાન્ત પ્રત્યયનું વિધાન કરનાર સૂત્રમાં નિર્દિષ્ટ પ્રાતિપદિકોને (૩) 'महत्' શબ્દના અન્ત્ય વર્ણની જગ્યાએ 'आ' આદેશ જેનાથી થાય છે તે 'आन्महतः समाना०' સૂત્રમાં નિર્દિષ્ટ महत् એ પ્રાતિપદિકને (૪) 'ञित्' પ્રત્યયાન્ત તથા 'नित्' પ્રત્યયાન્ત પ્રાતિપદિકોને જે સૂત્રોથી સ્વર થાય છે તે સૂત્રોના વિષયમાં (૫) જ્યાં ब्राह्मण અને कुमार શબ્દ પછી આવે છે એવા राजन् શબ્દને કર્મધારય 15 સમાસમાં વિકલ્પથી સ્વર થાય છે એ સૂત્રના વિષયમાં (૬) बहोर्नञ्वदुत्तर० સૂત્રથી જ્યાં સમાસ સંઘાત (એટલે કે પૂર્ણ સમાસ)માં જે સ્વર થાય છે તેના વિષયમાં (૭) વિભક્તિનિમિત્તક કાર્ય એટલે કે પછી આવેલી વિભક્તિને માનીને અમુક કાર્ય થાય એમ બતાવતા સૂત્રોના વિષયમાં આ પરિભાષા લાગતી નથી.

આ પરિભાષા જ્યાં સમાસાન્તવિધિમાં અવયવનું ગ્રહણ કરેલું છે તેવા 20 સૂત્રોના વિષયમાં લાગતી નથી, પણ જે સૂત્રમાં પૂર્ણ સામાસિક શબ્દથી (બધા જ અવયવોથી યુક્ત આખા સમાસને પૂર્ણ સામાસિક શબ્દ કહેવામાં આવે છે) સમાસાન્તવિધિ કરવામાં આવતી હોય તેવા સ્થળમાં તો આ પરિ. લાગે છે. વળી ભાષ્યમાં પૂર્ણ સામાસિક (સમાસ સંઘાત) શબ્દોને જ્યાં સ્વરવિધિ બતાવવામાં આવેલ છે ત્યાં જ દોષ બતાવેલ હોવાથી આ પરિભાષા લાગતી નથી એમ કહેલું હોવાથી પૂર્ણ 25 સામાસિક શબ્દોને સમાસાન્તવિધિ કરવાનો હોય તેવા સૂત્રના વિષયમાં આ પરિ. પ્રવૃત્ત થાય છે. 'बहुव्रीहेरूधसो ङीष्' સૂત્ર ઉપરના ભાષ્યમાં પણ આ જ બાબત કહેલી છે.

एतावत्स्वेवानित्यत्वादप्रवृत्तिर्दोषाः खल्वपि साकल्येन परिगणिता इति भाष्योक्तेः ॥

नन्वेवं बहुव्रीहेरूधसो ङीष् [४.१.२५] इति सूत्रस्थभाष्यासंगतिः । तत्र हि कुण्डोध्नीत्यत्र नद्यृतश्च [५.४.१५३] इति कबापादितो नद्यन्तबहु-
5 व्रीहेरित्यर्थात् । नद्यन्तस्य बहुव्रीहित्वाभावात्तदसंगतिः । नद्यन्तानां यः समास इत्यर्थेन च परिहृतम् । नद्यन्तप्रकृतिकसुबन्तोत्तरपदकः समास इतीति चेत् । न । अनया परिभाषया स्त्रीप्रत्ययसमभिव्याहारे तद्रहिते दृष्टानां प्रातिपदिकत्व तद्व्याप्यधर्माणां विशिष्टेऽपि पर्याप्तत्वमतिदिश्यत इत्याशयात् ॥७१॥

---

જે સ્થલો ઉપર બતાવ્યાં છે તે સ્થળોમાં જ આ પરિ. અનિત્ય હોવાથી તેની
10 પ્રવૃત્તિ થતી નથી, કારણકે ભાષ્યમાં એ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે (આ પરિ.નો સ્વીકાર કરવામાં આવતાં) જે દોષો આવે છે, તે બધા બતાવી (ગણાવી) દેવામાં આવ્યા છે.

હવે અહીં પ્રશ્ન થાય છે કે (જ્યાં સામાન્ય કે વિશેષરૂપે પ્રાતિપદિકનું ગ્રહણ કરવામાં આવ્યું હોય ત્યાં જ આ પરિ. લાગે તો ('बहुव्रीहेरूधसो 'ङीष्' એ સૂત્ર ઉપરનું
15 ભાષ્ય અસંગત થશે, કારણકે તે ભાષ્યમાં 'नद्यृतश्च' સૂત્રનો 'નદ્યન્ત બહુવ્રીહિ સમાસથી 'कप्' પ્રત્યય થાય છે એવો અર્થ પ્રથમ કરીને આ સૂત્રથી 'कुण्डोध्नी' એ ઉદાહરણમાં 'कप्' પ્રત્યય થવો જોઈએ એવી શંકા ઉપસ્થાપિત કરી છે, પરંતુ कुण्डोध्नी એ નદ્યન્ત સ્થલમાં બહુવ્રીહિત્વ ન હોવાથી 'कप्' પ્રત્યય પ્રાપ્ત જ નથી છતાં 'कप्' પ્રત્યય થવાની જેમાં આપત્તિ બતાવી છે તે ભાષ્યની અસંગતિ થશે.
20 કારણકે ભાષ્યકારે (આવી શંકા કરીને) પાછું, 'જ્યાં નદ્યન્તોમાં સમાસ થાય છે ત્યાંજ 'नद्यृतश्च'ની પ્રવૃત્તિ થાય છે એવો અર્થ કરીને એ શંકાનું સમાધાન કર્યું છે કે 'બહુવ્રીહિ સમાસમાં જ્યાં ઉત્તરપદમાં નદ્યન્ત પ્રકૃતિક સુબન્ત પદ હોય ત્યાંજ 'कप्' પ્રત્યય થાય છે પણ (અહીં ગ્રંથકાર કહે છે કે) આ બાબત માનવી બરાબર નથી. કારણકે કોઈ એક શબ્દને સ્ત્રીપ્રત્યયના સમભિવ્યાહાર (સામીપ્ય)માં એટલે
25 કે તે શબ્દ સ્ત્રીપ્રત્યયથી વિશિષ્ટ હોય ત્યારે સ્ત્રી પ્રત્યયથી રહિત તે શબ્દમાં જે પ્રાતિપદિકત્વ ધર્મ કે પ્રાતિપદિકત્વ વ્યાપ્ય ધર્મ હોય તે ધર્મનો આ પરિભાષા પ્રમાણે, સ્ત્રીપ્રત્યયથી વિશિષ્ટ તે શબ્દોના સ્થળમાં અતિદેશ (આરોપ) કરવામાં આવે છે તેવો એ ભાષ્યનો આશય છે. (૭૧)

नन्वेव यूनः पश्येत्यत्रेव युवतीः पश्येत्यत्रापि श्वयुव [६.४.१३३] इति संप्रसारणं स्यादत आह ।

## विभक्तौ लिङ्गविशिष्टाग्रहणम् ॥ ७२ ॥

स्पष्टा चेयं युवोरनाकौ [७.१.१] इत्यत्र भाष्ये । घटघटीग्रहणेन लिङ्गविशिष्टपरिभाषाया अनित्यत्वात्तन्मूलैवेत्यन्ये ॥७२॥ 5

ननु तस्यापत्यम् [४.१.९२] इत्येकवचनपुंसकाभ्यां निर्देशाद् गार्ग्यौगार्ग्यावित्याद्ययुक्तमत आह ।

## सूत्रे लिङ्गवचनमतन्त्रम् ॥ ७३ ॥

---

### પરિભાષા : ૭૨

હવે (प्रातिपदिकग्रहणे लिङ्गविशिष्टस्यापि ग्रहणम् (પરિ. ૭૧) પ્રમાણે પ્રાતિપા 10 દકથી લિંગ વિશિષ્ટનું ગ્રહણ થાય છે તો પછી युवन् શબ્દનું સ્ત્રીલિંગ વિશિષ્ટ युवति શબ્દનું પણ ગ્રહણ થશે, તેથી) 'यूनः पश्य'માં જેમ श्वयुवमघो. સૂત્રથી સંપ્રસારણ થાય છે તેમ युवतीः पश्य (युवति+शस् એ સ્થિતિ)માં સંપ્રસારણ થવું જોઈએ (એવી શંકા થતાં) આ પરિભાષા કહે છે.

विभक्तौ लिङ्गविशिष्टाग्रहणम् ॥७२॥ 15

વિભક્તિ નિમિત્તક કાર્યમાં લિંગ વિશિષ્ટનું ગ્રહણ થતું નથી.

'युवोरनाकौ' સૂત્ર ઉપરના 'हरतेरनुद्यमनेऽच्' એ સૂત્ર ઉપરના 'शक्तिलाङ्गलाङ्कुशतोमरयष्टिघटघटीधनुष्षु ग्रहेरुपसंख्यानम्' વાર્તિકમાં 'घट' શબ્દનું ગ્રહણ કરીને ફરીથી 'घटी' શબ્દનું ગ્રહણ કર્યું છે, તે ઉપરથી प्रातिपदिकग्रहणे लिङ्ग० પરિ. અનિત્ય છે. અને આ પરિ. પણ તન્મૂલક જ છે. (એમ અન્ય વિદ્વાનો કહે છે.) (૭૨) 20

### પરિભાષા : ૭૩

'तस्यापत्यम्' સૂત્રમાં 'तस्य'માં એકવચનનો નિર્દેશ છે, અને अपत्यम्માં નપુંસક લિંગનો નિર્દેશ છે, તેથી गार्ग्यः गार्ग्यौ રૂપ બની શકશે નહીં, માટે આ પરિ. કહે છે.

'सूत्रे लिङ्गवचनमतन्त्रम्' ॥७३॥ 25

સૂત્રમાં લિંગ અને વચન વિવક્ષિત હોતાં નથી.

अर्धं नपुंसकम् [२.२.२] इति नपुंसकग्रहणमस्या ज्ञापकम् । नित्य नपुंसकत्वार्थं तु न तदित्यन्यत्र निरूपितम् ॥

धान्यपलालन्यायेन नान्तरीयकतया तयोरुपादानमिति तस्यापत्यमित्यत्र भाष्ये स्पष्टम् ॥

5 अत एवाकडारसूत्र एकेति चरितार्थमित्यन्यत्र विस्तरः ॥७३॥

ननु भृशादिभ्यो भुव्यच्वेः [३.१.१२] इत्यादौ विधीयमानः क्यङ् क्व दिवा भृशा भवन्तीत्यत्रापि स्यादत आह ।

**नञिवयुक्तमन्यसदृशाधिकरणे तथा ह्यर्थगतिः ॥ ७४ ॥**

---

'अर्धं नपुंसकम्' સૂત્રમાં કરેલું 'नपुंसक' પદનું ગ્રહણ આ પરિ.માં જ્ઞાપક છે. 10 'अर्ध' શબ્દ નિત્ય નપુંસક છે એમ કહેવા માટે 'अर्धं नपुंसकम्' સૂત્રમાં નપુંસક પદ કહેવામાં આવ્યું છે તો તે બરાબર નથી. એ બાબત ઈતરગ્રંથમાં નિરૂપિત થયેલ છે.

(લિંગ અને વચન લાવ્યા સિવાય કોઈ પણ શબ્દનો પ્રયોગ કરવો અશક્ય હોવાથી સૂત્રમાં નિર્દિષ્ટ કરેલા એવા પદને લિંગ અને વચન લગાડવાં પડે છે, 15 પણ તે વિવક્ષિત હોતાં નથી). જેમ અનાજ લેતાં અત્યાજ્ય હોવાથી અનાજની સાથે ફોતરાં (પલાલ) પણ લેવાં જ પડે છે તેમ 'तस्यापत्यम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહ્યું છે. તેથી (આ પરિ. હોવાથી) 'आकडारादेका संज्ञा' સૂત્રમાં 'एका' પદનું ગ્રહણ ચરિતાર્થ થાય છે. આ માટેનો વિસ્તાર ઈતરગ્રંથોમાં છે. (૭૩)

**પરિભાષા : ૭૪**

20 'भृशादिभ्यो भुव्यच्वेर्लोपश्च हलः' આ સૂત્રથી 'क्व दिवा भृशा भवन्ति' એ સ્થળમાં 'च्व्यन्त'થી ભિન્ન 'भृश' શબ્દને क्यङ् થશે, તે ન થાય, એ માટે 'नञिव' આ પરિ. કહે છે.

'नञिवयुक्तमन्यसदृशाधिकरणे तथा ह्यर्थगतिः (૭૪)

'नञ्' કે 'इव'થી યુક્ત એવા શબ્દનો અર્થ તદ્‌ભિન્ન પણ તત્સદૃશ (તેનાથી 25 ભિન્ન પણ તેના જેવી) વસ્તુ એવો થાય છે, કારણકે (લૌકિક વ્યવહારમાં પણ) એવાં પદો ઉપરથી આ રીતનો જ અર્થ બોધ થાય છે.

नञ्युक्तमिवयुक्तं च यत् किंचिद् दृश्यते तत्र तस्माद्भिन्ने तत्सदृशेऽधिकरणे द्रव्ये कार्यं विज्ञायते हि यतस्तथार्थगतिररित । नह्यब्राह्मणमानयेत्युक्ते लोष्टमानीय कृती भवति । अतश्च्व्यन्तभिन्ने च्व्यन्तसदृशेऽभूततद्भावविषये क्यङिति नोक्तदोषः ॥

ओषधेश्च विभक्तावप्रथमायाम् [६.३.१३२] इत्यादौ विभक्तिग्रहणाद्येतन्न्यायासिद्धार्थानुवाद एव । एतेन विभक्तावित्याद्यस्यानित्यत्वे ज्ञापकमिति वदन्तः परास्ता अनित्यत्वे भाष्यसंमतफलाभावात् । अत एवाकर्तरि च [३.३.१९] इति सूत्रे कारकग्रहणं भाष्ये प्रत्याख्यातमिति बोध्यम् ॥ 5

स्पष्टा चेयं भृशादिभ्यः [३.१.१२] इति सूत्रे भाष्ये ॥

---

જે સૂત્રમાં 'नञ्' કે 'इव'થી યુક્ત એવાં પદ દેખાય છે તે ઠેકાણે બતાવેલ 10 કોઈ કાર્ય તેથી ભિન્ન પણ તત્સદૃશ એવા અધિકરણમાં થાય છે. હિનો અર્થ 'यतः' (કારણકે) એમ થાય છે. કારણ કે લૌકિક વ્યવહારમાં આજ રીતે અર્થનું ગ્રહણ કરવામાં આવે છે. કોઈક માણસને 'અબ્રાહ્મણને લાવ' એવી આજ્ઞા કરતાં કોઈ જો માટીનું ઢેકું લઈ આવે તો તે આજ્ઞા પાલક છે એમ માનવામાં આવતું નથી. એથી (भृशादिभ्यः એ સૂત્ર) ઉપરના વાર્તિકમાં અભૂતતદ્‌ભાવ વિષયમાં એટલે 15 કે 'જે પૂર્વે નથી તે થાય છે' એવા અર્થમાં 'च्वि' પ્રત્યય થતો હોવાથી) ચ્વ્યન્તસદૃશ એટલે કે અભૂતતદ્‌ભાવ અર્થનો દ્યોતક એવો અર્થ કરવો જોઈએ, તેથી (कृव दिवा भृशा भवन्तिમાં) भृश શબ્દને क्यङ् થઈ શકતો નથી, તેથી ઉપર કહેલો દોષ આવતો નથી. 'ओषधेश्च विभक्तावप्रथमायाम्' સૂત્રમાં 'अप्रथमायाम्' એ વિભક્તિ વાચકપદ 'नञ्'થી યુક્ત છે તો પણ 'विभक्तौ' એ પદ પુનઃ નિવિષ્ટ કર્યું છે તે 20 ઉપરથી આ (विभक्तौ) પદ આ પરિ.થી સિદ્ધિ થતા ન્યાયનો કેવળ અનુવાદ કરનાર છે એમ સમજવું જોઈએ. તેથી કેટલાક વૈયાકરણો 'विभक्तौ' એ પદ આ પરિ.નું અનિત્યત્વ જણાવે છે એમ કહે છે, તેઓ પરાજિત થાય છે. કારણ કે આ પરિભાષાને અનિત્ય માનતાં એવું કોઈ ફલ નિષ્પન્ન થતું નથી કે જે ભાષ્યકારને સંમત હોય. ભાષ્યકારે આ (नञिव) પરિ. નિત્ય માનેલી છે માટે જ 'अकर्तरि च कारके 25 संज्ञायाम्' સૂત્રમાં 'कारके' એ પદનું ભાષ્યમાં પ્રત્યાખ્યાન કરવામાં આવેલું છે. भृशादि० સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. કહેલી છે. આ नञिव. પરિ.માં 'અન્યસદૃશ' એવું

अत्रान्यसदृशेत्युक्त्या सादृश्यस्य भेदाघटितत्वं सूचयति । निरूपितं चैतन्मञ्जूषायाम् ।।७४।।

ननु व्याघ्री कच्छपीत्यादौ सुबन्तेन समासात्ततोऽप्यन्तरङ्गत्वाट्टाप्यदन्तत्वाभावज्जातिलक्षणो ङीष् न स्यादत आह ।

5 **गतिकारकोपपदानां कृद्भिः सहः समासवचनं प्राक् सुबुत्पत्तेः ।।७५।।**

'उपपदम्' [२.२.१९] इति सूत्रेऽतिङ्ग्रहणेन कुगति [२.२.१८] इत्यत्र तदपकर्षणेनातिङन्तश्च समास इत्यर्थात्तयोः सूत्रयोः सुपेत्यस्य निवृत्त्यैकदेशानुमत्या कारकांशे च सिद्धेयं तेनाश्वक्रीतिति सिद्धा । अन्यथा पूर्वं

---

પદ પ્રયુક્ત થયેલું હોવાથી 'ભેદથી અઘટિત (રહિત) એવું સાદૃશ્ય લેવું જોઈએ'
10 એમ ધ્વનિત થાય છે. 'મંજૂષા' ગ્રંથમાં આ માટેનું નિરૂપણ થયેલું છે. (૭૪)

**પરિભાષા : ૭૫**

व्याघ्री, कच्छपी આદિ સ્થળોમાં 'उपपदमतिङ्' સૂત્રથી સુબન્તની સાથે સમાસ થતો હોવાથી વિભક્તિ પ્રત્યય પ્રથમ લાવવો જોઈએ, પણ તે પહેલાં જ અન્તરંગ હોવાથી 'टाप्' પ્રત્યય થવા માંડશે, અને (પ્રથમ) टाप् થતાં, એ શબ્દમાં अदन्तत्व
15 ન હોવાથી જાતિ લક્ષણ ङीष् પ્રત્યય થઈ શકશે નહીં. (તો व्याघ्रा, कच्छपा એવાં અનિષ્ટરૂપ થવાની આપત્તિ આવશે) તેથી આ પરિ. કહે છે.

'गतिकारकोपपदानां कृद्भिः सह समासवचनं प्राक् सुबुत्पत्तेः' (૭૫)

'ગતિસંજ્ઞક, કારક સંજ્ઞક અને ઉપપદ સંજ્ઞક, પદોનો કૃદન્ત શબ્દોની સાથે સમાસ 'सुप्'ની ઉત્પત્તિ થતાં પહેલાં જ થાય છે.

20 'उपपदमतिङ्' સૂત્રમાં જ 'अतिङ्' ગ્રહણ કરવામાં આવ્યું છે, તેનું उपपदमतिङ् २.२.१૯)ની પૂર્વે આવેલા 'कुगतिप्रादय,' (२.२.१८) સૂત્રમાં આકર્ષણ કરવામાં આવે છે (અને कुगति० સૂત્રમાં આવેલા 'गति' પદ સાથે જોડવામાં આવે છે.) તેથી આ બે સૂત્રો (उपपद० અને कुगतिमां ના 'गतिरतिङ् આ બંનેથી થતો) સમાસ (ઉપપદ સમાસ અને ગતિ સમાસ)' 'અતિઙન્ત' છે. (આ બે સૂત્રોમાં) 'सह सुपा' એ
25સૂત્રમાંથી થતી 'सुपा' પદની અનુવૃતિ કરવામાં આવતી નથી, પણ નિવૃત્તિ થાય છે. (કારણકે 'सुपा' પદની અનુવૃત્તિ કરવામાં આવે તો 'अतिङ्' પદ વ્યર્થ પડે છે) તેથી આ રીતે 'गति' એવા એક દેશ (કે અંશ)માં આ પરિભાષા સિદ્ધ થતાં (બાકી રહેલ) 'कारक' અંશમાં (પણ) આ પરિભાષા સિદ્ધ થાય છે. તેથી–'अश्वक्रीती' એ

टाप्यदन्तत्वाभावात्क्रीतात्करणपूर्वात् [४.१.५०] इति ङीष् न स्यात् ॥

अस्या अनित्यत्वात् क्वचित्सुबुत्पत्त्यनन्तरमपि समासो यथा सा हि तस्य धनक्रीतेति । अन्ये त्वनित्यत्वे न मानं तत्राजादित्वाट्टाबित्याहुः । अत एव कुम्भकार इत्यादौ षष्ठीमासोऽपि सुबुत्पत्तेः पूर्वमेव । षष्ठीसमासाभावे चोपपदसमासकृत एकार्थीभाव इति न तत्र वाक्यमित्युपपदम् [२.२.१९] इति सूत्रे भाष्ये 5 स्पष्टम् । तत्र हि षष्ठीसमासादुपपदसमासो विप्रतिषेधेनेति वार्तिकम् । अथवा विभाषा षष्ठीसमासो यदा न षष्ठीसमासस्तदोपपदसमास इति तत्प्रत्याख्यानं च ।

---

રૂપ સિદ્ધ થાય છે. અન્યથા (જો કારક 'અંશમાં આ પરિ. સ્વીકારવામાં ન આવે તો अश्वक्रीत ઉદા.માં) પૂર્વે 'टाप्' થતાં 'અદન્તત્વ' ન હોવાથી 'क्रीतात् करणपूर्वात्' સૂત્રથી ङीष् પ્રત્યય થઈ શકશે નહીં. 10

આ (પ્રસ્તુત) પરિ. અનિત્ય હોવાથી ક્યાંક ક્યાંક સુપ્‌ની ઉત્પત્તિ થયા પછી (તેમજ સ્ત્રી પ્રત્યયની ઉત્પતિ થયા પછી) પણ કૃદન્તની સાથે સમાસ થાય છે. જેમકે धनक्रीता 'सा हि तस्य 'धनक्रीता' એ વાક્યમાં આવેલ 'धनक्रीता' એ પ્રયોગ શુદ્ધ ઠરે છે. કેટલાક વૈયાકરણો તે બાબતમાં એમ કહે છે કે આ પરિ.ને અનિત્ય માનવા માટે કોઈ પ્રમાણ નથી. धनक्रीता એ શબ્દ તો 'अजादि' (આકૃતિ 15 ગણમાં અન્તર્ભૂત હોવાથી 'अजाद्यतष्टाप्' સૂત્રથી) टाप् થાય છે. (અને धनक्रीता એવું રૂપ સિદ્ધ થાય છે.)

તેથી જ (આ પરિભાષા 'कारक' અંશમાં લાગુ પડતી હોવાથી અને નિત્ય હોવાથી) 'कुम्भकारः' આદિ સ્થલમાં (कुम्भस्य कार) ષષ્ઠી (તત્પુરુષ) સમાસ પણ (ઉત્તરપદમાં) 'सुप्'ની ઉત્પત્તિ પહેલાંજ થાય છે. (તેથી कुम्भकारः એવું શુદ્ધ 20 રૂપ બને છે). ષષ્ઠી સમાસના અભાવમાં ઉપપદસમાસ મૂલક એકાર્થીભાવ થાય છે. તેથી कुम्भस्य कार એવો વાક્ય પ્રયોગ થતો નથી એ બાબત 'उपपद०' સૂત્રમાં ભાષ્યમાં સ્પષ્ટ થયેલી છે.

(હવે कुम्भस्य कारः એવો વાક્ય પ્રયોગ થતો નથી એ વાતને સિદ્ધ કરવા માટે કહે છે કે) તે (उपपद० સૂત્ર ઉપરના) ભાષ્યમાં 'षष्ठी समासादुपपदसमासो 25 विप्रतिषेधेन' (જ્યાં ષષ્ઠી સમાસ અને ઉપપદ સમાસ બંને પ્રાપ્ત હોય ત્યાં પર હોવાથી ઉપપદ સમાસ થાય છે એ પ્રથમ વાર્તિક છે) અને 'अथवा विभाषा षष्ठी समासः यदा न षष्ठी समासस्तदा उपपदसमासः' (ષષ્ઠી સમાસ વિકલ્પે થાય છે, અને જ્યારે ષ૦ સ૦ ન થાય ત્યારે ઉપપદ સમાસ થાય છે આ બીજું વાર્તિક છે તે (પૂર્વ)ના

यद्यप्युपपदसमासस्यान्तरङ्गत्वाभिप्रायकं न वा षष्ठीसमासाभावादुपपदसमास इति वार्त्तिककृतोक्तं तथापि तदुभयप्रत्याख्यानपरमथवेत्यादि भाष्यम् । परिभाषायां सामान्यतः कारकोपादानेन कारकविभक्त्यन्तेन कृद्भिः समासमात्रस्य सुबुत्पत्तेः 5 पूर्वमेव लाभात् ॥

एतेनैषा कारकतद्विशेषयोरुपादान एवेति परास्तम् । अस्या विध्येकवाक्यत्वाभावेन विप्रतिषेधादिशास्त्रवत्कार्यव्यवस्थापकत्वेनोपादान एवेत्यर्थालाभाच्च ॥७५॥

---

પ્રત્યાખ્યાન રૂપે છે (આથી ઉપપદ સમાસના વિષયમાં ષષ્ઠી સમાસ कुम्भ+अस्+कार 10 પણ નિત્ય છે એમ ફલિત થાય છે).

જો કે ઉપપદ સમાસ ષષ્ઠીસમાસ કરતાં અન્તરંગ છે એ આશયવાળું પહેલું વાર્તિક 'षष्ठीसमासाद्०' છે (ઉપપદ સમાસ 'सुप्'ની ઉત્પત્તિ પહેલાં થાય છે તેથી અન્તરંગ છે, અને ષષ્ઠી સમાસ સુપ્‌ની ઉત્પત્તિ થયા પછી થાય છે તેથી બહિરંગ છે. તેથી असिद्ध बहि० એ પરિ. પ્રમાણે ષષ્ઠી સમાસ ન થતાં અન્તરંગ એવો ઉપપદ 15 સમાસ થાય છે.) એ સૂચન કરતું 'न वा षष्ठीसमासाभावादुपपदसमासः' એ બીજું વાર્તિક વાર્તિકકારે કહેલું છે, તો પણ 'अथवा विभाषा.' અને 'यदा न षष्ठी भविष्यति.' એમ કહીને ઉપરનાં બે વાર્તિકોનું પ્રત્યાખ્યાન કરેલું છે. (આ પ્રત્યાખ્યાનનું કારણ એ છે કે) (પ્રકૃત) પરિભાષામાં 'कारक' એવા સામાન્ય પદનું ગ્રહણ કરેલું હોવાથી આ પરિ. ઉપરથી સિદ્ધ થાય છે કે કારક વિભક્તિપ્રત્યયાન્ત પદનો 20 કૃદન્તની સાથે કોઈ પણ સમાસ થાય છે તે સમાસ કૃદન્તને सुप् પ્રત્યય (તેમજ સ્ત્રી પ્રત્યય) લાગતાં પહેલાં જ થાય છે.

આમ હોવાથી, જે જે સૂત્રમાં સામાન્યતઃ કારક અથવા કારક વિશેષ (કર્તા, કરણ આદિ)નું ગ્રહણ કરવામાં આવ્યું છે, તેવાં જ સૂત્રોને આ પરિ. લાગુ પડે છે એમ જે વૈયાકરણો કહે છે તેમનું ખંડન થયું.

25 વળી (બીજી વાત એમ છે કે) આ પરિ.ની વિધિસૂત્ર સાથે એકવાક્યતા થતી નથી તેથી જેમ 'विप्रतिषेध०' સૂત્ર) કાર્યનું વ્યવસ્થાપક છે, એ રીતે આ પરિ. પણ કાર્યની વ્યવસ્થા કરનારી છે (તેથી જ્યાં સૂત્રમાં સામાન્ય કારક કે વિશેષ કારકનું ગ્રહણ–ઉપાદાન કરેલું છે ત્યાંજ આ પરિ. લાગે તેવો અર્થ આ પરિ.માંથી પ્રાપ્ત થતો નથી. (૭૫)

ननूगिदचाम् [७.१.७७] इत्यत्र धातोश्चेदुगित्कार्यं तर्ह्यञ्चतेरेवेति नियमेनाधातोरेव नुमि सिद्धेऽधातुग्रहणं व्यर्थमत आह ।

## सांप्रतिकाभावे भूतपूर्वगतिः ॥ ७६ ॥

तत्तद्वचनसामर्थ्यन्यायसिद्धेयम् । तत्सामर्थ्यादधातुभूतपूर्वस्यापीत्यर्थेन गोमत्यतेः क्विपि गोमानित्यादौ नुम्सिद्धिः । नामि [६.४.३] इत्यादिसूत्रेषु 5 भाष्ये स्पष्टा ॥७६॥

## बहुव्रीहौ तद्गुणसंविज्ञानमपि ॥ ७७ ॥

---

### પરિભાષા : ૭૬

'उगिदचां सर्वनामस्थाने चाऽधातोः' સૂત્રથી 'ધાતુને જો 'नुम्' આગમ રૂપ 'उगित्' કાર્ય થાય તો કેવળ 'अञ्चु' ધાતુને જ થાય' એવો નિયમ હોવાથી 'ધાતુથી 10 ભિન્ન (અધાતુ) उगित्‌ને જ नुम् કાર્ય થાય એ વાત સિદ્ધ થાય છે, છતાં આ સૂત્રમાં 'अधातोः' પદનું ગ્રહણ જે કરવામાં આવ્યું છે તે વ્યર્થ પડશે. તેથી (તે વ્યર્થ ન પડે એ માટે) આ પરિભાષા કહેવામાં આવે છે.

'साम्प्रतिकाभावे भूतपूर्वगतिः' (७६)

જ્યારે કોઈ શબ્દ હાલમાં પોતાનાથી વ્યક્ત થતા વર્તમાન અર્થને બતાવી 15 ન શકતો હોય તો (એથી) પૂર્વે રહેલા અર્થ (ભૂતપૂર્વ અર્થ)ને બતાવે છે (એમ સમજવું).

શાસ્ત્રમાં આવેલા તે તે વચનના સામર્થ્ય ન્યાયથી આ પરિભાષા સિદ્ધ થાય છે. પ્રત્યેક શબ્દમાં પોતપોતાના અર્થને બતાવવાનું સામર્થ્ય હોવાથી 'अधातोः' પદ ભૂતપૂર્વ સ્થિતિનું બોધક બને છે એવો અર્થ કરવામાં આવે છે. તેથી 20 'गोमत्यति'માં ધાતુને 'क्विप्' પ્રત્યય કરીને 'गोमत्' એવો શબ્દ સિદ્ધ થતાં ત્યાં 'नुम्' આગમની સિદ્ધિ થાય છે. 'नामि' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષા સ્પષ્ટ રૂપે ચર્ચવામાં આવી છે. (૭૬)

### પરિભાષા : ૭૭

('अनेकमन्यपदार्थे' એ સૂત્રથી થતા બહુવ્રીહિ સમાસમાં કેવલ અન્ય પદાર્થનું 25 જ ગ્રહણ થઈ શકે, બહુવ્રીહિ સમાસ ઘટક અવયવોનું ગ્રહણ થઈ શકે નહીં. તે સ્થિતિમાં 'सर्वादीनि सर्वनामानि' એ સ્થલમાં 'सर्वः आदिः येषां तानि सर्वादीनि'માં

अपिना तद्गुसंविज्ञानम् । तेषां गुणानामवयवपदार्थानां संविज्ञानं विशेष्यान्वयित्वमिति तदर्थः ॥

यत्र समवायसबन्धेन संबन्ध्यन्यपदार्थस्तत्र प्रायस्तद्गुणसंविज्ञानम् । अन्यत्र प्रायोऽन्यत् ॥

5 लम्बकर्णचित्रगू उदाहरणे । सर्वादीनि [१.१.२७] जक्षित्यादयः [६.१.६.] इति चोदाहरणे ॥

सर्वनामसंज्ञासूत्रे भाष्ये स्पष्टा ॥७७॥

---

'सर्व' શબ્દની સર્વનામ સંજ્ઞા થઈ શકશે નહીં, એ આપત્તિ આવતાં આ પરિભાષા કહેવામાં આવે છે.)

10 'बहुव्रीहौ तद्गुणसंविज्ञानमपि' (૭૭)

બહુવ્રીહિ સમાસમાં વિશેષણ રૂપે થયેલા અવયવ (પદાર્થ)નું પણ સંવિજ્ઞાન થઈ શકે છે.

(આથી હવે 'सर्वादीनि'માં सर्व શબ્દ, જો કે અન્યપદાર્થ નથી, પણ 'વતી' કે અવયવ છે, છતાં તેનો પણ સર્વાદિગણમાં સમાવેશ થાય છે, અને તેથી 'सर्व' શબ્દની સર્વનામ 15 સંજ્ઞા થવામાં કોઈ આપત્તિ રહેતી નથી).

આ પરિભાષામાં 'अपि'નો પ્રયોગ થયેલો હોવાથી 'अतद्गुण' સંવિજ્ઞાન બહુવ્રીહિનો પણ બોધ થાય છે. સમાસના અવયવ (गुण) જ્યાં વિશેષ્ય (અન્યપદાર્થ)માં અન્વિત હોય છે તે તદ્‌ગુણ સંવિજ્ઞાન બહુવ્રીહિ કહેવાય છે.

જ્યાં બહુવ્રીહિ સમાસમાં, વિશેષ્યરૂપ અન્ય પદાર્થ અને તે સમાસના અવયવ 02 એ બંને વચ્ચે સમવાય (કે સંયોગ) સંબંધ હોય છે તે ઠેકાણે મોટે ભાગે તદ્‌ગુણ સંવિજ્ઞાન બહુવ્રીહિ હોય છે, અને આનાથી અન્યત્ર ઘણું કરીને બીજો અતદ્‌ગુણ સંવિજ્ઞાન બહુવ્રીહિ હોય છે.

અહીં 'तद्गुण' સંવિજ્ઞાન બહુવ્રીહિનાં અને અતદ્‌૦ સં. બ.નાં ઉદાહરણ लम्बकर्णः, चित्रगुः એવાં લૌકિક ઉદાહરણ છે, જ્યારે सर्वादीनि० અને 'जक्षित्यादयः 25 षट्' આ બંને અનુક્રમે તદ્‌ગુણ સં.બ., અને અતદ્‌ગુણ સં.બ.નાં શાસ્ત્રીય ઉદાહરણો છે. સર્વનામ સંજ્ઞા કરનાર 'सर्वादीनि सर्वनामानि' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષા સ્પષ્ટ રૂપે કહેલી છે. (૭૭)

ननु वदः सुपि क्यप् च [३.१.१०६] इति चेनानुकृष्टस्य यतो भुवो भावे [३.१.१०७] इत्यत्राप्यनुवृत्तिः स्यादत आह ।

## चानुकृष्टं नोत्तरत्र ॥ ७८ ॥

णमुल्यनुवर्तमानेऽव्ययेऽयथाभिप्रेता [३.४.५९] इति सूत्रे पुनर्णमुल्ग्रहणमस्या ज्ञापकम् । अन्यथा क्त्वा चेति वदेत् । तद्ध्युत्तरत्रोभयोः संबन्धार्थम् । 5
उदाहरणानि स्फुटानि ॥

इदमनित्यम् । अत एव तृतीया च होः [२.३.३.] इत्यत्र चानुकृष्टाया अपि द्वितीयाया अन्तरान्तरेण [२.३.४.] इत्यत्र संबन्धः ॥

---

### પરિભાષા : ૭૮

'वदः सुपि क्यप् च' એ સૂત્રમાં 'च'થી અનુકૃષ્ટ કરેલા 'यत्'ની भुवो भावे' 10 એ ઉત્તર સૂત્રમાં અનુવૃત્તિ થવાનો પ્રસંગ આવશે, માટે આ પરિભાષા કહેવામાં આવે છે.

'चानुकृष्टं नोत्तरत्र' (૭૮)

'च' દ્વારા અનુકૃષ્ટ થયેલા પદનો સંબંધ ઉત્તર સૂત્રોની સાથે થતો નથી.'

'स्वादुमि णमुल्' (૩।૪।૨૬) એ પૂર્વસૂત્રમાંથી अव्ययेऽयथा'...क्त्वाणमुलौ 15 (૩।૪।૫૯) ઉત્તરસૂત્રમાં 'णमुल्'ની અનુવૃત્તિ થઈ શકે છે, તો પણ ઉત્તર સૂત્ર (अव्ययेऽयथा०)માં પુનઃ 'णमुल्नुं' જે ગ્રહણ કરવામાં આવ્યું છે તે આ પરિભાષામાં જ્ઞાપક બને છે. અન્યથા (આ પરિભાષા ન હોત તો 'अव्ययेऽयथा०' સૂત્રમાં 'क्त्वा च' એટલો જ ન્યાસ કરવાથી ચાલી શકે તેમ હતું, છતાં णमुल्नुं ગ્રહણ કરવામાં આવ્યું છે તે, પછીનાં ઉત્તરસૂત્રોમાં 'क्त्वा' અને 'णमुल्' એ બને (પ્રત્યયો)નો સંબંધ થાય 20 એ માટે છે. આ પરિ.ના ઉદાહરણો અષ્ટાધ્યાયીમાં સ્પષ્ટ છે.

આ પરિ. અનિત્ય છે, માટે (कर्मणि द्वितीया) (૨।૩।૨)માંથી 'तृतीया च होश्छन्दसि' (૨।૩।૩) સૂત્રમાં 'च'થી અનુકૃષ્ટ થયેલ હોવા છતાં પણ 'द्वितीया' એ પદનો अन्तरान्तरेण युक्ते (૨।૩।૪) એ (પર ઉત્તર સૂત્રમાં) પણ સંબંધ થાય છે, (જો આ પરિ. (चानु०) નિત્ય હોત તો 'च'થી અનુકૃષ્ટ કરવામાં આવતું 'द्वितीया' પદ ઉત્તર સૂત્રમાં 25

लुटि च क्लृपः [१.३.९३] इति सूत्रस्थेनानुवृत्त्यर्थसकलचकारप्रत्या-ख्यानेन विरुद्धेयम् । व्याख्यानादेवानुवृत्तिनिवृत्त्योर्निर्वाह इति तदाशयः ॥

कुलिजाल्लुक्खौ च [५.१.५५] इति सूत्रस्थभाष्यविरुद्धा च । तत्र हि द्विगोः ष्ठंश्च [५.१.५४] इति सूत्रात् ष्ठनस्तत्र चेनाप्यनुकृष्टस्य खोऽन्यत-
5 रस्यामित्यस्य चानुवृत्तिं स्वीकृत्य लुक्खौ चेति भाष्ये प्रत्याख्यातम् ॥७८॥

नन्वनुदात्तादेरन्तोदात्ताच्च यदुच्यते तद् व्यञ्जनादेर्व्यञ्जनान्ताच्च न प्राप्नोतीत्यत आह ।

## स्वरविधौ व्यञ्जनमविद्यमानवत् ॥ ७९ ॥

---

અનુવૃત્ત થઈ શકત નહીં.) 'लुटि च क्लृपः' (१।३।९३) સૂત્ર ઉપરના ભાષ્યમાં કહ્યું છે
10 કે પૂર્વસૂત્રમાંથી ઉત્તર સૂત્રમાં અનુવૃત્તિ થાય એ હેતુથી તે તે સૂત્રોમાં જે જે 'च' કરવામાં આવ્યા છે, તે બધા જ ચકારનું ભાષ્યકારે પ્રત્યાખ્યાન કરેલું હોવાથી આ પરિ. ભાષ્યથી વિરુદ્ધ છે. તે ભાષ્યનો આશય એ છે કે (પૂર્વ સૂત્રમાંથી ઉત્તરસૂત્રમાં કોઈ પદની) અનુવૃત્તિ કરવી કે નિવૃત્તિ કરવી એ વ્યાખ્યાન ઉપરથી જ નક્કી કરવું.

તેવી જ રીતે "कुलिजाल्लुक्खौ च' સૂત્ર ઉપરના ભાષ્યથી પણ આ વિરુદ્ધ છે. (તેથી
15 આ પરિ. સ્વીકારવી યોગ્ય નથી.) કારણ કે ત્યાં 'द्विगोः ष्ठंश्च' એ પૂર્વસૂત્રમાંથી 'ष्ठन्'ની અનુવૃત્તિ 'कुलिजात्'માં ભાષ્યકારે કરેલી છે અને 'द्विगोः ष्ठंश्च' સૂત્રમાંના ચકારથી आढकाचित० ...खोऽन्यतरस्याम् (५।१।५३) એ પૂર્વસૂત્રમાંથી અનુકૃષ્ટ કરેલ 'खोऽन्यतरस्याम्' એ પદની અનુવૃત્તિ પણ 'कुलिजाद्' સૂત્રમાં કરેલી છે. (અને એ રીતે ष्ठन् તથા खोऽन्यतरस्याम् એ બંનેની પણ અનુવૃત્તિ कुलिजाद्० એ સૂત્રમાં કરીને,
20 ત્યાંના 'लुक्खौ च' એ શબ્દોનું પ્રત્યાખ્યાન કરેલું છે. (૭૮)

**પરિભાષા : ૭૯**

(સ્વરવિધાયક સૂત્રમાં), આદિમાં અનુદાત્ત કે અન્તમાં ઉદાત્ત સ્વર ધરાવતા પદ પછી કોઈ કાર્ય (કોઈ સૂત્રથી કહ્યું હોય ત્યારે તેવાં ઉદાહરણમાં) જો આદિમાં વ્યંજન કે અન્તે વ્યંજન ધરાવતો શબ્દ મળી આવે તો સૂત્રમાં કહેલું કાર્ય પ્રાપ્ત
25 થઈ શકશે નહીં (વસ્તુતઃ તો તે ઈષ્ટ છે) તેથી આ પરિભાષા કહે છે.

'स्वरविधौ व्यञ्जनमविद्यमानवत्' (७९)

**અર્થ:**– સ્વરને ઉદ્દેશીને કોઈ કાર્ય કરવાનું હોય ત્યારે વ્યંજન (તે લક્ષ્યમાં) વિદ્યમાન નથી એમ સમજવામાં આવે છે.

स्वरोद्देश्यके विधावित्यर्थः ॥

नोत्तरपदेऽनुदात्तादावपृथिवीरुद्रपूषमन्थिषु [६.२.१४२] इति सूत्रे पृथिव्यादिपर्युदासोऽस्या ज्ञापकः । अन्यथा पृथिव्यादीनामनुदात्तादित्वाभावादप्राप्तौ तद्वैयर्थ्यं स्पष्टमेव ॥

धर्मिग्राहकमानादेव च स्वरोद्देश्यकविधिविषयमिदम् । अत एव शतुरनुमो 5 नद्यजादी [६.१.१७३] अचः कर्तृयकि [६.१.१९५] इत्यादावजादी अच इत्यादेश्चारितार्थ्यम् । अत एव राजवतीत्यादौ नलोपस्यासिद्धत्वादन्वतीशब्दत्वादन्तोऽवत्याः [६.१.२२०] इति स्वरो नोदश्चित्वानित्यत्र ह्रस्वनुड्भ्याम्

---

'જે સૂત્રમાં સ્વરને ઉદ્દેશીને કોઈ કાર્ય કહેલું હોય ત્યાં' એવો આ પરિ.માં આપેલ 'स्वरविधौ' એ પદનો અર્થ છે. 10

'नोत्तरपदेऽनुदात्तादावपृथिवीरुद्रपूषमन्थिषु' (૬।૨।૧૪૨) (દેવતા દ્વન્દ્વમાં પૃથિવી આદિ શબ્દોને બાદ કરીને, ઉત્તર પદ અનુદાત્ત હોય તો બંને પદોને પ્રકૃતિ સ્વર થતો નથી એવો અર્થ કહેનાર) સૂત્રમાં કરેલો પૃથિવ્યાદિ શબ્દોનો પર્યુદાસ આ પરિભાષાનો જ્ઞાપક છે. અન્યથા (જો આ પરિ. ન માનવામાં આવે તો) 'પૃથિવ્યાદિક'નો પર્યુદાસ વ્યર્થ થશે, કારણકે તેમાં આવેલ 'पृथिवी' પદમાં 15 પકાર રૂપ વ્યંજન આદિમાં હોવાથી અનુદાત્તાદિ ઉત્તરપદ ન હોવાથી 'नोत्तरपदे०' એ સૂત્ર પ્રાપ્ત થનાર જ નથી. (છતાં 'अपृथिवी' આદિ પર્યુદાસ કરેલો હોવાથી સ્વરવિધિમાં વ્યંજન અવિદ્યમાન હોય છે એમ સ્પષ્ટ સમજવું; અને એ રીતે આ પર્યુદાસ આ પરિ.નો જ્ઞાપક થાય છે.) (પ્રસ્તુત) ધર્મિ (=ન્યાય કે પરિભાષા)ના ગ્રાહક (=જ્ઞાપક) પ્રમાણથી એ સિદ્ધ થાય છે કે આ પરિ. સ્વરને 20 ઉદ્દેશીને થનાર વિધિમાં લાગે છે. (કેવલ સ્વર વિધાયક એટલે કે અમુક સ્વર થાય એટલું જ કહેનાર સૂત્રોમાં આ પરિ. લાગતી નથી.)

(સ્વરને ઉદ્દેશીને જ્યાં કાર્ય કહેલું છે, ત્યાં જ આ પરિ. લાગુ પડે છે તેવો નિયમ છે) માટે જ 'शतुरनुमो नद्यजादी' અને 'अचः कर्तृयकि' આદિ સૂત્રોમાં 'अजादी' અને 'अचः' એ પદોની ચરિતાર્થતા થાય છે. 25

(કેવલ સ્વર વિધાયક સૂત્રોમાં આ પરિ. લાગુ પડતી નથી) માટે જ ભાષ્યમાં એમ કહેલું છે કે 'राजवती' આદિ સ્થલોમાં 'नलोपः प्रातिपदिकान्तस्य' એ (અસિદ્ધકાંડના) સૂત્રથી થતો 'નલોપ અસિદ્ધ હોવાથી राजवती એ શબ્દ 'अन्वती પદ આવી જવાને કારણે (એ अवत्यन्त ન હોવાથી 'अन्तोऽवत्याः સૂત્રથી થનાર અન્તોદાત્ત સ્વર

[६.१.१७६] इति मतुबुदात्तत्वं नेत्याकरः ।।

स्पष्टं चेदं समासस्य [६.१.२२३] इति सूत्रे भाष्ये ।।

उच्चैरुदात्तः [१.२.२९] इति सूत्रे कैयटस्त्वियमनावश्यकी समभिव्याहृताजुपरागेण हलोऽप्युदात्तादिवदवभासात्तदुपपत्तेरित्याह । तत्र भाष्येऽपि
5 ध्वनितमेतत् ।।७९।।

नन्वेवमपि राजदृषदित्यादौ समासस्य [६.१.२२३] इत्यन्तोदात्तत्वं षकाराकारस्य न स्यादत आह ।

## हल्स्वरप्राप्तौ व्यञ्जनमविद्यमानवत् ।। ८० ।।

---

તે શબ્દને થતો નથી. 'अन्तोऽवत्याः' સૂત્રથી તો अवती શબ્દનો અન્તિમ વર્ણ ઉદાત્ત
10 થાય છે). તેમજ ભાષ્યમાં કહેવામાં આવ્યું છે કે उदश्वित्वान्' એ સ્થળમાં 'ह्रस्वनुड्भ्यां मतुप्' સૂત્રથી मतुप्‌ને ઉદાત્ત સ્વર થતો નથી (ह्रस्नुड् સૂત્રનો અર્થ આ છે; હ્રસ્વાન્ત અન્તોદાત્ત અને नुट् એ પછી આવેલ मतुप् ઉદાત્ત થાય છે.)

'समासस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ બધું સ્પષ્ટપણે કહેલું છે. પરંતુ 'उच्चैरुदात्तः' એ સૂત્ર ઉપરના ભાષ્યની વૃત્તિમાં કૈયટે તો એમ કહ્યું છે કે આ
15 પ્રસ્તુત પરિ. અનાવશ્યક છે, કારણકે પાસે રહેલ (ઉદાત્ત આદિથી યુક્ત) अच्‌ના રંગથી हल् પણ ઉપરક્ત (અર્થાત્ તે વ્યંજનના ઠેકાણે પણ તે સ્વર) ભાસમાન થતો હોવાથી, અનુદાત્ત આદિ સંજ્ઞા, હલાદિ હલન્ત શબ્દોને પણ લાગુ પડે છે. (અને એ રીતે આ પરિ. ન હોય તો પણ કામ થઈ શકે છે.) તે સૂત્રના ભાષ્યમાં આ ધ્વનિત થયેલું છે. (૭૯)

**પરિભાષા : ૮૦**

20 (હવે ઉપરની 'स्वरविधौ०' પરિભાષા સ્વીકારવામાં આવે તો) 'राजदृषद्' એ સ્થલમાં 'समासस्य' સૂત્રથી षમાંના अकारને અન્તોદાત્તત્વની પ્રાપ્તિ થઈ શકશે નહીં. (राज्ञः दृषद् એ તત્પુરુષ સમાસમાં 'द्' એ અન્ત્યવર્ણ હોવાથી તેને ઉદાત્તત્વની પ્રાપ્તિ થશે, પણ द्‌ની અવ્યવહિત પૂર્વે આવેલ 'ष'નો અકાર અન્ત્યવર્ણ ન હોવાથી તે अकार ઉદાત્ત થઈ શકશે નહીં) એથી આ પરિ. કહેવામાં આવી છે.

25 **हल्स्वरप्राप्तौ व्यञ्जनमविद्यमानवत् (८०)**

હલ્ (વ્યંજન)ને સ્વરની પ્રાપ્તિ થતાં તે વ્યંજન અવિદ્યમાનવત્ થઈ જાય છે.

अस्याश्च यतोऽनाव: [६.२.२१३] इति सूत्रे नौप्रतिषेधो ज्ञापकः । नाव्यमित्यत्रादिर्नकारो न स्वरयोग्यो यश्चाकारस्तद्योग्यो नासावादिरिति स प्रतिषेधोऽनर्थकः ॥

न चादिरेव नकार उदात्तगुणविशिष्टान्तरतमाऌपोऽस्त्विति वाच्यम् ॥ तथा सति निमित्तभूतद्व्यच्कत्वस्य विनाशादुपजीव्यविरोधेनाद्युदात्तत्वाप्राप्तेरि- 5 त्यन्यत्र विस्तरः ॥

स्पष्टा चेयं समासस्य [६.१.२२३] इति सूत्रे भाष्ये ॥८०॥

ननु पूरणगुण [२.२.११] इति निषेधस्तव्यत्यपि स्यात् । दिव औत् (७.१.८४) इत्यौत्त्वं दिवेः क्विप्यपि स्यात् । तथा यतोऽनावः (६.१.

(હલ્‌ને પ્રાપ્ત થયેલ સ્વર તેની અવ્યવહિત પૂર્વે કે પછીના અચ્‌ને થાય છે. 10 હવે આ પરિ. હોવાથી दकार ઉદાત્ત ન થતાં, તેની પૂર્વેના 'षकार'માં આવેલ 'अ' ઉદાત્ત થાય છે. તેથી કોઈ આપત્તિ રહેતી નથી)

यतोऽनावः એ સૂત્રમાં બતાવેલ 'अनाव:' એ પ્રતિષેધ આ પરિ.નો જ્ઞાપક છે. 'नाव्यम्'માં આદિ વર્ણ न છે. તે हल् હોવાથી ઉદાત્તત્વવાળો સ્વર તેને થવા યોગ્ય નથી, એની પછીનો જે 'आकार' છે તે સ્વર માટે યોગ્ય છે; પણ તે 15 આદિ વર્ણ નથી (તેથી તેને ઉદાત્ત સ્વરની પ્રાપ્તિ જ નથી) તેથી 'अनाव:' એ પ્રતિષેધ વ્યર્થ થશે.

હવે આદિ (દન્ત્યસ્થાનીય) નકારની જગ્યાએ સ્થાન સામ્યથી અન્તરતમ (અત્યન્ત સદૃશ) એવા ઉદાત્ત अच् (દન્ત્ય) (ऌकार) વર્ણાન્તરનો આદેશ થવાની આપત્તિ આવે છે (તે દૂર કરવા માટે 'अनावः નિષેધ ચરિતાર્થ હોવાથી, આ જ્ઞાપક થઈ 20 શકે તેમ નથી (એમ કોઈ કહે તે બરાબર નથી), કારણકે નકારની જગ્યાએ अच् (ऌ) એવો આદેશ કરતાં ઉદાત્ત સ્વર થવા માટેનું બે अच् ધરાવતું જે દ્વચ્‌કત્વ, તેનો નાશ થશે, ઉપજીવ્ય ઉદાત્તનો વિરોધ તો અયુક્ત છે એ ન્યાયે (આદ્યુદાત્ત) ઉદાત્ત સ્વરની પ્રાપ્તિ થઈ શકે તેમ નથી.

આ સંબંધમાં અન્યગ્રંથમાં વિસ્તૃત વિવેચન કરેલું છે 'समासस्य' એ 25 સૂત્રના ઉપરના ભાષ્યમાં આ પરિ. કહેલી છે. (૮૦)

**પરિભાષા : ૮૧, ૮૨**

'पूरणगुणसुहितार्थसदव्ययतव्यसमानाधिकरणेन 'સૂત્રમાં નિરનુબંધક 'तव्य' પ્રત્યયથી

२१३) इति स्वरो ण्यत्यपि स्यात् । ऋदृशोऽङि गुणः (७.४.१६) इति चङ्यपि स्यात् । अत आह ।

**निरनुबन्धकग्रहणे न सानुबन्धकस्य ॥ ८१ ॥**

**तदनुबन्धकग्रहणे नातदनुबन्धकस्य ॥ ८२ ॥**

5 वामदेवाड्ड्यड्ड्यौ [४.२.९] इति सूत्रे ड्यड्ड्यतोर्डित्त्वमनयोर्ज्ञापकम् । तद्धि ययतोश्चातदर्थे [६.२.१५६] इत्यत्र तयोरग्रहणार्थम् । नञः परस्य यय-

---

तव्यत्नुं પણ ગ્રહણ થઈ શકે છે તો तव्यत् પ્રત્યયાન્તની સાથે ષષ્ઠી સમાસનો પણ થતા નિષેધ પ્રાપ્ત થશે.

તેમજ 'दिव औत्' સૂત્રથી (दिव्+सुમાં પછી सु આવ્યો હોય ત્યારે 'व्'ને 10 ઠેકાણે) થનાર 'औत्' આદેશ ક્વિબન્ત 'दिव्' ધાતુ જેને क्विप् પ્રત્યય થયો છે તેવા अक्ष+दिव्+क्विप्માં પણ दिव्ના અન્ત્યવર્ણને) औत् થશે.

તેજ રીતે 'यतोऽनाव:' સૂત્રથી 'यत्' પ્રત્યયાન્ત શબ્દને થતો આદ્યુદત્ત સ્વર ('यत्'થી 'ण्यत्' પ્રત્યય પણ ગૃહીત થતાં) 'ण्यत्' પ્રત્યયાન્ત (ईडय:) પદને પણ થવા માંડશે.

તે જ રીતે 'ऋदृशोऽङि गुणः' સૂત્રથી ('પરમાં 'अङ्' પ્રત્યય હોય ત્યારે થતો 15 (अदर्शत् એવા રૂપમાં) ગુણ चङ् પ્રત્યય પરમાં આવ્યો હોય ત્યારે પણ થવા માંડશે. તેથી આ દોષોના નિવારણ માટે ઉપરની આ બે પરિ.ઓ કહેલી છે.

'निरनुबन्धकग्रहणे न सानुबन्धकस्य (८१)

જ્યાં (જે સૂત્રમાં) અનુબંધરહિતનું ગ્રહણ કરવામાં આવ્યું હોય ત્યારે અનુ-બંધ સહિતનું ગ્રહણ થતું નથી.

20 'तदनुबन्धकग्रहणे नातदनुबन्धकस्य (८२)

'જ્યાં અનુબંધ વિશેષનું ગ્રહણ કરવામાં આવ્યું હોય છે ત્યાં એ અનુબંધથી રહિતનું ગ્રહણ થતું નથી.

'वामदेवाड्ड्यड्ड्यौ' સૂત્રમાં કહેલ 'ड्य' અને 'ड्यत्' પ્રત્યયોનું 'डित्करण' આ બે પરિભાષાઓમાં જ્ઞાપક છે.

25 આ પ્રત્યયો डित् એટલા માટે કર્યા છે કે 'ययतोश्चातदर्थे' સૂત્રમાં દર્શાવેલ 'य' અને 'यत्' પ્રત્યયથી તેમનું ગ્રહણ ન થાય. 'ययतोश्चातदर्थे' સૂત્રનો અર્થ એ છે કે 'नञ्ની પછી (પરમાં) આવેલા य પ્રત્યયાન્ત કે यत् પ્રત્યયાન્ત ઉત્તરપદનો અન્તિમ

दन्तस्योत्तरपदस्यान्त उदात्त इति तदर्थः । एवं चावामदेव्येऽव्ययपूर्वपदप्रकृति स्वर एव भवति ॥

तन्मात्रानुबन्धकग्रहणे स चान्यश्चानुबन्धो यस्य तद्ग्रहणं नेत्यन्त्यार्थः ॥

एते च प्रत्ययाप्रत्ययसाधारणे दिव औत् [७.१.८४] इत्यादौ संचारितत्वात् ॥

5

वर्णग्रहणे चानयोरप्रवृत्तिरिति स्पष्टमौङ आपः [७.१.१८] इत्यत्र भाष्ये ॥

येनानुबन्धेन सानुबन्धकत्वं द्व्यनुबन्धकत्वादि वा तदनुच्चारण एवैषा धामग्राहकमानात् । तेन जश्शसोः [७.१.२०] इत्यत्र नैषेति निरनुबन्धकत्वात्तद्धितशस एवात्र ग्रहणं स्यादिति न शङ्क्यम् । एवमन्त्यान्यतरानुबन्धोच्चारण

---

સ્વર ઉદાત્ત થાય છે. એથી 'अवामदेव्यम्'માં 'तत्पुरुषे तुल्यार्थ'. ઇત્યાદિ સૂત્રથી જ્યારે 10 અવ્યય પૂર્વપદમાં હોય ત્યારે પ્રકૃતિ સ્વરજ થાય છે. (એટલેકે नञ्=अ એ આદિ અચ્ ઉદાત્ત થાય છે) (આ પરિ. ન હોત તો 'अवामदेव्यम् સ્થલમાં 'ययतोश्चातदर्थे એ સૂત્ર લાગતાં અન્તોદાત્ત સ્વર થવાની આપત્તિ આવશે. તે આપત્તિ ન આવે એ માટે 'ङित्करણ કરેલું છે.)

(પરિ. ૮૩) 'तदनुबन्धकग्रहणे नातदनु०'નો અર્થ એ છે કે કોઇ (સૂત્રમાં) 15 तन्मात्र (તે જ) અનુબંધના ગ્રહણમાં, તે અને તેનાથી જૂદા અનુબંધોનું ગ્રહણ થયેલું હોય ત્યાં તેમનું (જુદા અનુબંધોનું) ગ્રહણ થતું નથી. (અર્થાત્ સૂત્રમાં જ્યારે કોઈ પ્રત્યય અથવા અપ્રત્યય એક કે બે અનુબંધોની સાથે પઠિત થયેલ હોય ત્યારે તે, એક કે બે અનુબંધોથી અતિરિક્ત અનુબંધવાળા પ્રત્યય આદિનો બોધ થતો નથી.)

આ બંને પરિભાષાઓ પ્રત્યયોને કે અપ્રત્યયોને પણ લાગુ પડે છે; કારણકે 20 ભાષ્યકારે 'दिव औत् એ સૂત્રના સ્થળમાં તેમનો ઉપયોગ કરેલો છે.

જે સૂત્રમાં વર્ણનું ગ્રહણ કરેલું હોય તે ઠેકાણે આ બંને પરિ.ઓ લાગુ પડતી નથી, તેમ 'आङ आपः' (૭-૧-૧૮) એ સૂત્રના ભાષ્યમાં કહેવામાં આવેલ છે.

આ બે પરિભાષાઓ (ધર્મીઓ)નાં ગ્રાહક (જ્ઞાપક)-ઉપર કહેલાં છે. તેમના ઉપરથી સિદ્ધ થાય છે કે જો અનુબંધથી રહિત કોઈ પ્રત્યય એક કે અનેક 25 અનુબંધ લગાડવાથી તે પ્રત્યય એકાનુબંધ કે અનેકાનુબંધ વાળો બન્યો હોય ત્યાં તેના અનુચ્ચારણ સ્થળમાં જ આ પરિ. (निरनु०) લાગુ પડે છે. તેથી 'जश्शसोः शिः

एव । तेन वनो र च [४.१.७] इत्यादौ ङ्वनिप्क्वनिपोर्ग्रहणसिद्धिः ॥

एकानुबन्धकग्रहणे संभवतीति त्वर्थो न भाष्यादिसंमत इत्यन्यत्र विस्तरः ॥८२॥

ननु कुटीर इत्यादौ स्वार्थिकत्वात्स्वार्थिकानां प्रकृतितो लिङ्गवचनानुवृत्तेर्न्या-
5 यप्राप्तत्वात्पुंस्त्वानुपपत्तिरप्कल्पमित्यत्र नपुंसकत्वैकवचनयोरनुपपत्तिश्चेत्यत आह ।

**क्वचित्स्वार्थिकाः प्रकृतितो लिङ्गवचनान्यतिवर्तन्ते ॥ ८३ ॥**

---

સૂત્રમાં કહેલા शस् પ્રત્યયથી અનુબંધરહિત તદ્ધિત शस् 'बह्वल्पार्थाच्छस्कारकन्यतरस्याम्' (૫।૪।૪૨)(बहुशः)માં થતા 'शस्' પ્રત્યયનું જ ગ્રહણુ થઈ શકે એવી શંકા કરવી
10 યોગ્ય નથી, કારણકે તદ્ધિતના शस्માં 'श्' અનુબંધનું અનુચ્ચારણુ નથી પણુ ઉચ્ચારણુ છે.

(આ પરિ.ના જ્ઞાપક ઉપરથી એ પણુ સિદ્ધ થાય છે કે પરિ. ૮૨, 'तदनुबन्धक०' પણુ ત્યાં જ લાગુ પડે છે કે જ્યાં બેમાંથી એક અનુબંધ ઉચ્ચરિત હોય.) તેથીજ 'वनो र च' સૂત્રના 'वन्' અંશથી 'ङ्वनिप्' અને 'क्वनिप्' એ બંનેનું ગ્રહણુ થાય છે.
15 કેટલાક (સીરદેવ જેવા) વૈયાકરણો (૮૨ પરિ. 'तदनुबन्ध०'નો એવો અર્થ કરે છે કે) એક અનુબંધવાળા પદથી બે અનુબંધવાળાનું ગ્રહણુ થતું નથી. પણુ ભાષ્યને સંમત ન હોવાથી એ ત્યાજ્ય છે. આ બાબતોનો વિસ્તાર અન્યત્ર કરેલો છે. (૮૧-૮૨).

**પરિભાષા : ૮૩**

હવે પ્રશ્ન થાય છે કે (कुटीशमीशुण्डाभ्यो रः (૫-૩-૮૮) સૂત્રથી कुटी શબ્દ
20 (સ્ત્રીલિંગ પ્રકૃતિ)ને સ્વાર્થમાં 'र' પ્રત્યય થાય છે. તેથી 'कुटी'ને જેમ સ્ત્રીલિંગત્વ છે તેમ 'कुटीर' શબ્દને પણુ સ્ત્રીલિંગત્વ થવું જોઈએ પુંલિંગત્વ નહીં.

તેમજ નિત્ય સ્ત્રીલિંગ 'अप्' શબ્દને 'ईषदसमाप्तौ कल्पप्देश्यदेशीयरः' (૫।૩।૬૭) સૂત્રથી ईषदूनाः आपः इति अपकल्पम्માં, अप् શબ્દને સ્વાર્થમાં कल्पप् પ્રત્યય થતાં अप् कल्पम् એવું નપુંસકલિંગી એકવચનાન્ત રૂપ થવું ન જોઈએ. (પણુ
25 સ્ત્રીલિંગ તથા બહુવચનનું રૂપ થવું જોઈએ પણુ તે ન થાય એ માટે) क्वचित० આ પરિ. કહે છે.

આ પરિ.નો અર્થ એ છે કે 'ક્યાંક ક્યાંક સ્વાર્થ (પ્રકૃતિના અર્થ)માં થનાર પ્રત્યય પણુ પ્રકૃતિનાં લિંગ અને સંખ્યાનું ઉલ્લંઘન કરે છે,' અર્થાત્ પ્રકૃતિનાં લિંગ અને સંખ્યાનો ત્યાગ કરે છે.

णचः स्त्रियाम् [४.४.१४] इति सूत्रे स्त्रियामित्युक्तिरस्या ज्ञापिका । अन्यथा कर्मव्यतिहारे णच् स्त्रियाम् [३.३.४३] इति स्त्रियामेव विधानात् किं तेन ॥

स्पष्टा चेयं बहुज्विधायके भाष्ये ॥८३॥

ननु सुपथी नगरीति युवोरनाकौ [७.१.१] इति सूत्रभाष्योदाहृत इनः 5 स्त्रियाम् [५.४.१५२] इति कप्स्यादत आह ।

**समासान्तविधिरनित्यः ॥ ८४ ॥**

प्रतेरंश्वादयस्तत्पुरुषे [६.२.१९३] इत्यन्तोदात्तत्वायांश्वादिषु राजञ्शब्द-

---

'णचः स्त्रियामञ्' (૫-૪-૧૪) સૂત્રમાં આવેલ 'स्त्रियाम्' પદ આ પરિ.નું જ્ઞાપક છે. આ પરિ. ન હોત તો णचः स्त्रियाम्०' સૂત્રમાં स्त्रियाम् પદના ગ્રહણની કોઈ 10 આવશ્યકતા ન હતી, કારણ કે 'कर्मव्यतिहारे णच् स्त्रियाम्' (૩-૩-૪૩) સૂત્ર દ્વારા (ક્રિયાની અદલીબદલીના અર્થમાં ધાતુથી સ્ત્રીલિંગમાં णच् પ્રત્યય થાય છે) સ્ત્રીલિંગ માંજ णच् પ્રત્યય થાય છે. આ પ્રત્યય પણ સ્ત્રીલિંગ માંજ થાય એમ છે, છતાં णचः स्त्रियाम्માં પુનઃ स्त्रियाम् એ કથન કર્યું છે તેથી એ સિદ્ધ થાય છે કે કોઈ કોઈ ઠેકાણે સ્વાર્થિક પ્રત્યય લાગ્યા પછી પ્રકૃતિના લિંગમાં ફરક પડે છે. (તે ફરક अञ् 15 પ્રત્યયની બાબતમાં ન પડે, અને પ્રકૃતિનું સ્ત્રીલિંગ રૂપ જ કાયમ રહે એ માટે) 'णचः स्त्रियाम्' સૂત્રમાં स्त्रियाम् પદ નિર્દિષ્ટ કર્યું છે; એ રીતે આ પદ આ પરિ.નું જ્ઞાપક ઠરે છે. 'विभाषा सुपो बहुच् पुरस्तात्तु' (૫-૩-૬૮) એ बहुच् પ્રત્યય વિધાયક સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. બતાવેલી છે. (૮૩)

**પરિભાષા : ૮૪** 20

'युवोरनाकौ' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'सुपथी नगरी' એવો પ્રયોગ મળે છે. વાસ્તવિક રીતે 'सुपथी'માં, 'इनः स्त्रियाम्' (इन् પ્રત્યયાન્તપદને સ્ત્રીલિંગમાં कप् પ્રત્યય થાય છે) સૂત્ર (૫-૪-૧૫૨)થી कप् પ્રત્યય થવો જોઈએ. (તેથી सुपथिका એવું રૂપ થવું જોઈએ,) એ શંકાના સમાધાન માટે આ પરિ. કહે છે.

25

समासान्तविधिरनित्यः ॥८४॥

અર્થ:-સમાસાન્ત વિધિ અનિત્ય હોય છે.

(સમાસાન્તવિધિ કરનારાં સૂત્રો અનિત્ય હોવાથી કોઈ કોઈ ઠેકાણે સમાસાન્ત પ્રત્યયો થતા નથી, તેથી 'सुपथी' એ સ્થલમાં સમાસાન્ત कप् પ્રત્યય થતો નથી).

पाठोऽस्या ज्ञापकः। अन्यथा टचैवान्तोदात्तत्वे सिद्धे किं तेन ॥

द्वित्रिभ्यां पाद्दन्मूर्धसु [६.२.१९३] इति स्वरविधायके भाष्ये स्पष्टेयम् ॥८४॥

ननु शतानीत्यादौ नुमि कृते षट्संज्ञा प्राप्नोति ततश्च लुक् स्यात्तथो-
5 पादास्तेत्यत्रात्त्वे कृते स्थाघ्वोरिच्च [१.२.१७] इतीत्त्वं प्राप्नोत्यत आह।

**संनिपातलक्षणो विधिरनिमित्तं तद्विघातस्य ॥ ८५ ॥**

संनिपातो द्वयोः संबन्धस्तन्निमित्तो विधिस्तं संनिपातं यो विहन्ति तस्यानिमित्तम् ॥

उपजीव्यविरोधस्यायुक्तत्वमिति न्यायमूलैषा ॥

---

10 'प्रतेरंश्वादयस्तत्पुरुषे' સૂત્રમાં કહેલ 'अंश्वादि' ગણુમાં અન્તોદાત્તત્વ કરવા માટે राजन् શબ્દનો જે પાઠ કરેલો છે, તે પાઠ આ પરિ.નો જ્ઞાપક છે. આ પરિ. ન હોત તો ('अंश्वादि' ગણુમાં राजन् શબ્દનો પાઠ કરવાની કોઈ આવશ્યકતા ન હતી, કારણ કે राजन् ને टच् પ્રત્યય થતાં चित् હોવાથી) चितः સૂત્ર (૬-૧-૧૬૭) થી (ચિત્પ્રત્યયાન્ત સમૂહનો અન્ત્યવર્ણ ઉદાત્ત થાય છે) અન્તોદાત્તત્વ સ્વયં સિદ્ધજ હતું. 'द्वित्रिभ्यां पाद्दन्मू-
15 र्धसु' આ સ્વરવિધાયક સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. સ્પષ્ટ કરેલી છે. (૮૪).

હવે પ્રશ્ન થાય છે કે 'शतानि' આદિ સ્થલમાં 'नुम्'નો આગમ કર્યા પછી षट् સંજ્ઞા પ્રાપ્ત હોવાથી તે કર્યા પછી 'इकार'નો लुक् થવાની, તેમજ 'उदास्त' એ સ્થલમાં 'आ'ત્વ કર્યા પછી 'स्थाघ्वोरिच्च' સૂત્રથી 'इ'ત્વ પ્રાપ્ત થવાની આપત્તિ આવે છે. તેથી આ પરિ. કહેવામાં આવે છે.

**પરિભાષા : ૮૫**

20 'संनिपातलक्षणो विधिरनिमित्तं तद्विघातस्य' (૮૫)

'(જે કોઈ સ્થળમાં) બંનેના સંબંધને લીધે જે કાર્ય (કે વિધિ) કરવામાં આવે છે તે (કાર્ય), એ સંબંધના નાશમાં નિમિત્ત બનતું નથી.

સંનિપાત એટલે બંનેનો સંબંધ. એના સંબંધને લીધે થતું કોઈ કાર્ય, તે, સંબંધનો નાશ કરનાર કાર્યમાં નિમિત્ત (કારણ) બનતું નથી. (એટલે કે એના
25 સંબંધનો નાશ કરનાર કાર્યની પ્રવૃત્તિ થવા દેતું નથી). જે ઉપજીવ્ય (કે જીવનદાતા) ને લીધે જેને અસ્તિત્વ પ્રાપ્ત થયું છે તેને માટે તે ઉપજીવ્ય સાથે વિરોધ કરવો અયોગ્ય છે એ લૌકિક ન્યાયના પાયા ઉપર આ પરિભાષા રચાયેલી છે.

अत एवात्र संनिपातशब्देन न पूर्वपरयोः संबन्ध एव किंतु विशेष्य-विशेषणसंनिपातोऽपि गृह्यते। अत एव ग्रामणि कुलमित्यादौ नपुंसकह्रस्व-त्वेऽपि पिति कृति [३.१.७१] इति तुग्न प्रातिपदिकाजन्तत्वसंनिपातेन जातस्य ह्रस्वस्य तदविघातकत्वात्। तुक्यजन्तत्वविघातः स्पष्ट एव ॥

न चार्थाश्रयत्वेन ह्रस्वस्य बहिरङ्गतयासिद्धत्वम्। अर्थकृतबहिरङ्गत्वाना-श्रयणस्योक्तत्वात्। किंच षत्वतुकोरसिद्धः [६.१.८६] इत्येतद्बलात्कृति तुग्ग्रहणाच्च तुग्विधौ बहिरङ्गपरिभाषाया अप्रवृत्तेः ॥ 5

---

(આ પરિભાષા લૌકિક ન્યાયના આધારે રચાયેલી છે) માટે જ આ પરિ.ના 'संनिपात' શબ્દથી પૂર્વ અને પરનો સંબંધ એટલો જ અર્થ આવતો નથી, પણ વિશેષણ વિશેષ્યભાવ સંબંધ રૂપ સંનિપાત એવો અર્થ પણ લેવામાં આવે છે. 10 તેથી (આ રીતનો અર્થ માનવાથી) 'ग्रामणि कुलम्' આદિ ઉદા.માં 'ह्रस्वो नपुंसके प्रातिपदिकस्य' સૂત્રથી હ્રસ્વ (તો) થાય છે, પણ 'ह्रस्वस्य पिति कृति तुक्' એ સૂત્રથી 'तुक्' કાર્ય થઈ શકતું નથી, કારણ કે 'અજન્ત પ્રાતિપદિક' એવા વિશેષણ વિશેષ્યભાવ રૂપ સંબંધને લીધે જે હ્રસ્વ થયો છે તે जात (થયેલ) (હ્રસ્વ), તુક્માં નિમિત્ત બનીને 'અજન્તત્વ'નો વિઘાત કરી શકે નહીં. જો तुक् (આગમ) થાય 15 તો 'અજન્તત્વ'નો વિઘાત સ્પષ્ટ જ છે.

હવે એમ કહેવામાં આવે કે 'ह्रस्वो नपुंसके' એ સૂત્રથી નપુંસકત્વ રૂપ અર્થનો, આશ્રય લેવાતો હોવાથી કે તે નપુંસક રૂપ અર્થને માનીને થતું હ્રસ્વકાર્ય બહિરંગ થતાં તે અસિદ્ધ થશે. (તેથી ह्रस्वस्य० એ સૂત્રથી तुक् થઈ શકશે નહીં) પણ એ કથન બરાબર નથી. કારણ કે (આ પૂર્વે असिद्धं बहिरङ्गम्० (૫૦)ની 20 ચર્ચામાં એ કહેલું છે કે) 'અર્થને માનીનો થતું કાર્ય બહિરંગ ગણાય છે' તેવો પક્ષ સ્વીકારમાં આવતો નથી. (એટલે કે અર્થકૃત બહિરંગત્વનું આશ્રયણ કરવામાં આવતું નથી). વળી (બીજી વાત એ છે કે) 'षत्वतुकोरसिद्धः' સૂત્રમાં तुक् ગ્રહણ કરેલું હોવાથી, તેમજ 'नलोपः सुप्स्वर संज्ञा तुग्विधिषु कृति' સૂત્રમાં कृति तुक्' ગ્રહણ કરેલું હોવાથી એ સિદ્ધ થાય છે કે 'तुक्'ને લગતું કાર્ય કરવાનું હોય, (तुग्विधिમાં) 25 ત્યારે 'બહિરંગ' પરિ. પ્રવૃત્ત થતી નથી.

सर्वविधसनिपातग्रहणादेव वर्णाश्रयः प्रत्ययो वर्णविचालस्यानिमित्तं स्यादित्येतत्परिभाषादोषनिरूपणावसरे वार्त्तिककृतोक्तम् । न हि प्रत्ययः पूर्वपरसंनिपातनिमित्तकः स एव च संनिपातशब्देन गृह्यत इति मत्वा न प्रत्ययः संनिपातनिमित्तक इति शङ्कायां तदभ्युपेत्यैवाङ्गसंज्ञा तद्धनिमित्तं स्यादित्येक-
5 देशिनोक्तमिति न तद्भाष्यविरोधः ।

किंचैव शैवो गार्ग्यो वैनतेय इत्यादावप्यङ्गसंज्ञाया लोपनिमित्तत्वानापत्त्या वर्णाश्रय इत्यस्य वैयर्थ्यम् ॥

ग्रामणिकुलं ग्रामणिपुत्र इत्यादावुत्तरपदनिमित्तके ह्रस्वत्वे यथाकथंचिद्धहि-

---

આ પરિભાષામાં પ્રયુક્ત 'संनिपात' શબ્દથી સર્વ પ્રકારના સંબંધો (એટલે કે પૂર્વાપર સંનિપાત તેમજ વિશેષણ વિશેષ્યભાવ રૂપ સંનિપાત એ ઉભયવિધિ સંનિ-
10 પાતનું) ગ્રહણ થતું હોવાથી, વાર્તિકકારે, આ પરિ.ને નિત્ય માનતાં કયા કયા દોષો ઉપસ્થિત થાય છે એ દર્શાવતી વખતે કહ્યું છે કે 'વર્ણને માનીને થનારો પ્રત્યય, વર્ણના નાશ (લોપ)માં કારણ બની શકતો નથી.' જોકે (ત્યાં આગળ)ના ભાષ્યમાં કહ્યું છે તેમ 'પ્રત્યય, પૂર્વાપર સંનિપાત (સંબંધ)ના નિમિત્તને લીધે થતો નથી. સંનિપાત શબ્દથી (તો) અહીં પૂર્વાપર સંબંધજ લેવામાં આવે છે
15 એમ માનીને 'પ્રત્યય, પૂર્વાપર સંનિપાત નિમિત્તક નથી' એવી શંકા ઉઠાવાતાં તે શંકાકારનું મંતવ્ય સ્વીકારીને જ (પછી એ મંતવ્યનું ખંડન કરતાં કહેવામાં આવ્યું છે કે) 'જો એમ હોય તો ('अदन्त' પ્રકૃતિ અને इञ् પ્રત્યયનો સંનિપાત હોવાથી 'यस्मात् प्रत्यय०' સૂત્ર પ્રમાણે પ્રકૃતિને પ્રાપ્ત થયેલી અંગ સંજ્ઞા (दाक्षिः એ ઉદા.માં 'यस्येति च' સૂત્રથી अकारના લોપમાં) નિમિત્ત થઈ શકે નહીં" પણ આ તો
20 એકદેશી (ભાષ્ય)ની ઉક્તિ છે. તેથી પૂર્વે આવેલા સિદ્ધાન્તી ભાષ્યની સાથે કોઈ વિરોધ આવતો નથી.

વળી (બીજી વાત એ છે કે 'अंगसंज्ञा वर्णविचालस्य अनिमित्तं स्यात्'ને એકદેશીની ઉક્તિ ન માનવામાં આવે અને वर्णाश्रयः प्रत्ययो वर्णविचालस्य अनिमित्तं स्यात्' એ સિદ્ધાન્તીની ઉક્તિનો અર્થ 'अङ्गसंज्ञा वर्णविचालस्य अनिमित्तं स्यात् એમ
25 કરવામાં આવે તો) 'शैवः' 'गार्ग्यः' 'वैनतेयः' ઇત્યાદિ સ્થલોમાં પણ અંગસંજ્ઞા નિમિત્ત હોવાને લીધે લોપ થશે નહીં તો 'वर्णाश्रयः प्रत्ययो वर्णविचालस्यानिमित्तं स्यात्' એ કહેવું વ્યર્થ થશે.

'ग्रामणिकुलम्', 'ग्रामणिपुत्रः'માં જ્યાં ઉત્તરપદને નિમિત્ત માનીને (પૂર્વપદમાંના

ङ्गपरिभाषयापि वारणं संभवतीति कृन्मेजन्तः [१.१.३९] इत्यत्र ह्रस्वस्य पिति [६.१.७१] इति सूत्रे चैकदेशिना तया परिभाषया तुग्वारितो भाष्ये। अत एव परिभाषफलत्वेनेदमुक्तं कृन्मेजन्त इति सूत्रे वार्तिककृतेति केचित्॥

संनिपातलक्षणविधित्वमस्या लिङ्गम् ॥

स्वप्रवृत्तेः प्राक् स्वनिमित्तभूतो यः संनिपातस्तद्विघातकस्य स्वातिरिक्तशास्त्रस्य 5 स्वयमनिमित्तमिति फलति ॥

नन्वेवं रामायेत्यादौ सुपि च [७.३.१०२] इति दीर्घानापत्तिः। अदन्ताङ्गङेसंनिपातेन जातस्य यादेशस्य तदविघातकत्वात्॥

न च यञादित्वसापेक्षदीर्घस्य बहिरङ्गतयासिद्धत्वान्नात्र संनिपातविघात

---

इक्नो ह्रस्व थतां 'ह्रस्वस्य पिति०' એ સૂત્રથી तुक् આગમ પ્રાપ્ત થાય છે તેનું 10 નિવારણ 'असिद्ध बहि०' એ બહિરંગ પરિ. પ્રમાણે કોઈ રીતે કરી નાંખવામાં આવે તો પણ જે ભાષ્યકારે જે કહેલ છે તે સિદ્ધાન્તીની ઉક્તિ નથી, પણ એકદેશીની ઉક્તિ છે તેમ સમજવું. (तुक् विधि કરતી વખતે વાસ્તવિક રીતે બહિરંગ ૫૦મી પરિ. લાગુ પડતી નથી) માટે જ 'कृन्मेजन्तः' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં, વાર્તિકકારે 'ग्रामणि कुलम्' 'ग्रामणि पुत्रः' આદિ સ્થલમાં આના ફલરૂપે (એટલે કે આ 15 પ્રસ્તુત પરિ. હોવાથી) 'तुग् विधि' થતી નથી એમ કહેલું છે એમ કેટલાક માને છે.

જ્યાં બંનેના સંનિપાત કે સંબંધને નિમિત્ત માનીને પ્રવૃત્ત થનાર (કોઈ) શાસ્ત્ર કે કાર્યની પ્રવૃત્તિ થતી હોય ત્યારે આ પરિ. લાગે છે. તેથી આ પરિ.નો આવો અર્થ ફલિત થાય છે કે પોતાની પ્રવૃત્તિ થતાં પહેલાં, પ્રવૃતિ માટે નિમિત્તભૂત જે સંનિપાત છે તે, પોતાના (સંનિપાતના) વિઘાતક (પોતાનાથી ભિન્ન સૂત્રની 20 પ્રવૃત્તિમાં,) સ્વયં નિમિત્ત બની શકતો નથી.

(આ પરિભાષા માનતાં) रामाय આદિ સ્થલમાં 'सुपि च' સૂત્રથી દીર્ઘ થઈ શકશે નહીં, કારણ કે 'અદન્ત અંગ અને 'ङे' પ્રત્યયનો સંનિપાત હોવાથી 'ङे'ની જગ્યાએ થનાર 'य' આદેશ, તે સંનિપાતનો વિનાશ કરનાર 'सुपि च' એ શાસ્ત્રની પ્રવૃત્તિમાં કારણરૂપ થઈ શકે નહીં. 25

હવે જો એમ કહેવામાં આવે કે 'પોતાની પછી यञादि પ્રત્યયની અપેક્ષા રાખનાર 'अदन्त' અંગને દીર્ઘ થતો હોવાથી, દીર્ઘકાર્ય બહિરંગ હોવાથી અસિદ્ધ

विघात इति वाच्यम्। आरोपितासिद्धत्वेऽपि वस्तुतस्तद्विघातस्य जायमानत्वे-
नैतत्प्रवृत्तेः। किंचान्तरङ्गकर्तव्ये बहिरङ्गस्यासिद्धत्वेऽपि तत्र कृते तस्यासिद्धत्वे
मानाभावः। किंचातिदेशिकसंनिपातविघाताभावमादायैतदप्रवृत्तौ गौरीत्यादौ सं
बुद्धिलोपेऽपि स्थानिवत्त्वेन ह्रस्वनिमित्तसंनिपातविघाताभावात्तत्रैतस्यातिव्याप्ति-
5 परकृन्मेजन्तः [१.१.३९] इति सूत्रस्थभाष्यासंगतिः। संनिपातस्याशास्त्रीय-
त्वान्नात्र स्थानिवत्त्वमिति चेत्तर्ह्यत्रासिद्धत्वमपि कथमिति विभावय। अशास्त्री
येऽसिद्धत्वाप्रवृत्तेरीदूदेत् [१.१.११] इति सूत्रे कैयटेन स्पष्टमुक्तत्वात्। एवं

---

થાય છે તેથી સંનિપાતનો વિઘાત થતો નથી, તો તે કથન બરાબર નથી, કારણ કે
(દીર્ઘ કાર્ય થયા પછી તે બહિરંગ હોવાથી, તે થઈ શકે એમ જ નથી એ સ્થિતમાં)
10 જો કે અસિદ્ધત્વનો આરોપ કરવામાં આવે તો પણ વાસ્તવિક રીતે તો તેનો
વિઘાત થતો હોવાથી આ પરિભાષા પ્રવૃત થાય છે.

બીજું એમ છે કે અન્તરંગ કાર્ય કરતી વખતે (પૂર્વે થયેલ કે એકી સાથે
પ્રાપ્ત થયેલ) બહિરંગ કાર્ય જો કે અસિદ્ધ થાય છે, પણ એકવાર અન્તરંગ કાર્ય
થઈ ગયું હોય, ત્યારપછી બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે એમ માનવા માટે કોઈ
15 જ પ્રમાણ નથી.

બીજું એમ છે કે જ્યાં કોઈ સંનિપાત નાશનો અભાવ અતિદેશથી માનીને
(અર્થાત્ સંનિપાતનો વાસ્તવિક રીતે નાશ થયો હોય તો પણ સ્થાનિવદ્ભાવથી
તે નાશ થયો જ નથી એમ માનીને) આ પરિ. લાગુ પડતી નથી એમ સ્વીકાર-
વામાં આવે તો 'गौरि' આદિ સ્થલમાં જો કે સંબુદ્ધિનો લોપ થાય છે તો પણ (તે
20 લોપરૂપ આદેશમાં 'सु' સ્થાનિવદ્ભાવ માનીને એટલે કે ત્યાં 'सु' પ્રત્યય જ છે
એમ) સ્થાનિવદ્ભાવથી (હ્રસ્વ નિમિત્તક સંબુદ્ધિ પ્રત્યયનો નાશ થયો જ નથી તેથી)
સંનિપાતનો વિઘાત થયો જ નથી તેમ માનવામાં આવે તો 'कृन्मेजन्तः' સૂત્ર ઉપરના
ભાષ્યમાં 'गौरि'માં પ્રકૃત પરિ.ની અનિષ્ટ પ્રવૃત્તિને કારણે અતિવ્યાપ્તિરૂપ જે દોષ
કહેલો છે તે દોષ કથન પરક ભાષ્ય સાથે, ઉપરના ભાષ્યની અસંગતિ આવશે.
25 સંનિપાત અશાસ્ત્રીય હોવાથી ત્યાં સ્થાનિવદ્ભાવ થતો નથી એમ માનવામાં
આવે તો ત્યાં અસિદ્ધત્વ પણ કેવી રીતે માની શકાય તેનો પણ તમારે વિચાર કરવો
જોઈએ, કારણ કે 'ईद्देत्०' સૂત્ર ઉપરના ભાષ્યની વૃત્તિમાં કૈયટે અશાસ્ત્રીય કાર્યની
સિદ્ધિ કરવા માટે અસિદ્ધત્વ માની શકાય નહીં એમ સ્પષ્ટરૂપે કહ્યું છે.

च पूर्वत्रासिद्धीयेऽपि कार्ये एतत्परिभाषाप्रवृत्तिर्भवत्येवेति चेत् । न । कष्टाय [३.१.१४] इति निर्देशेनैतस्या अनित्यत्वात् ॥

ययोः संनिपातस्य विघातकं शास्त्रं तयोः संनिपातनिमित्तकविधावुपादानमपेक्षितमिति तु नाग्रहः । अत एव दाक्षिरित्यत्राकारान्तप्रकृतीञ्संनिपातनि- 5 मिताङ्गसंज्ञानया परिभाषयाल्लोपस्य निमित्त न स्यादित्याशङ्क्यानित्यत्वेन समाहितं कृन्मेजन्तः [१.१.३९] इति सूत्रे भाष्ये । न ह्यङ्गसंज्ञायामदन्तस्यासंज्ञेत्युक्तमस्ति ॥

न च कुम्भकारेभ्य आधय इत्यादावव्ययसंज्ञाया अनया परिभाषया वारणपरभाष्यासंगतिः । अनया परिभाषया लुग् मा भूत् । अव्ययत्वं तु स्यादेव । 10 लुका हि तदीयसंनिपातस्य विघातो नाव्ययसंज्ञया । संज्ञाफलं त्वकच्स्या-

---

પૂર્વત્રાસિદ્ધીય ત્રિપાદીમાંનાં સૂત્રોથી થનાર કાર્યોમાં પણ આ (પ્રકૃત) પરિ. લાગુ પડે છે તેમ કહેવું યોગ્ય નથી, કારણ કે 'कष्टाय क्रमणे' સૂત્રમાં 'कष्टाय' એવો નિર્દેશ હોવાથી આ પરિભાષા અનિત્ય છે.

જે બંનેના સંબંધ (સંનિપાત)નું વિઘાતક શાસ્ત્ર હોય ત્યાં તે બંનેનું 15 તે તે સંનિપાત નિમિત્તક વિધિ (કે શાસ્ત્ર)માં કથન (ઉપાદાન) હોવું જ જોઈએ એવો આગ્રહ રાખવો જોઈએ નહીં. તેથી જ 'दाक्षिः' એ સ્થલમાં અકારાન્ત પ્રકૃતિ 'दक्ष' અને 'इञ्' પ્રત્યય એ બંનેનો સંનિપાત હોવાથી થયેલી અંગસંજ્ઞા, આ પરિ.ને લીધે (दक्षમાંના) 'अ'કારના લોપમાં નિમિત્ત થઈ શકશે નહીં એ રીતની શંકા ઉપસ્થાપિત કરીને ભાષ્યકારે 'कृन्मेजन्तः' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં, આ પરિ. 20 અનિત્ય છે એમ કહીને તે શંકાનું સમાધાન કરેલું છે. અંગસંજ્ઞા વિધાયક સૂત્રમાં 'अदन्त' પ્રકૃતિને અંગ સંજ્ઞા થાય એમ કહેલું નથી.

હવે જો એમ કહેવામાં આવે કે 'कुम्भकारेभ्यः' 'आधये' ઈત્યાદિ સ્થલમાં આ પરિ. હોવાથી 'कुम्भकारे' 'आधे' એમની અવ્યય સંજ્ઞા પ્રાપ્ત થતી નથી એ રીતનું નિવારણ પરક ભાષ્ય અસંગત થશે. આ પરિ. હોવાથી ભલે 'लुक्' ન 25 થાય અવ્યય સંજ્ઞા તો થાય છે એ બરાબર છે. તેનું કારણ એ છે કે 'लुक्' થતાં સંનિપાતનો નાશ થાય છે, પણ અવ્યય સંજ્ઞાથી સંનિપાતનો નાશ થતો નથી.

दिति वाच्यम् । एतदुदाहरणपरभाष्यप्रामाण्येन साक्षात्परंपरया वा स्वनिमित्त-संनिपातविघातकस्य स्वयमनिमित्तमित्यर्थेनादोषात् । एतेनात्राकच्स्यादित्यपास्तम् ॥

न च कार्यकालपक्षे लुगेकवाक्यतापन्नसंज्ञाबाधेऽप्यकजेकवाक्यतापन्ना स्यादिति वाच्यम् । अन्तरङ्गायां तदेकवाक्यतापन्नसंज्ञायां बहिरङ्गगुणादेरसिद्ध-
5 त्वात् । लुगेकवाक्यतापन्ना तु न गुणादितोऽन्तरङ्गोभयोरपि शब्दतः सुबाश्रयत्वात् ॥

न यासयोः- [७.३.४५] इति निर्देशाच्चैषानित्या तेन नातिप्रसङ्गः ॥

---

અવ્યય સંજ્ઞાનું ફલ તો 'अकच्' થાય એ છે એ કથન બરાબર નથી, કારણ કે જે ભાષ્યમાં कुम्भकारे અને आवे આ ઉદાહરણ આપેલાં છે તેના પ્રામાણ્યથી એ
10 સ્પષ્ટ થાય છે કે બંનેના સંનિપાતને લીધે થયેલું કાર્ય, તે સંનિપાતનો સાક્ષાત્ કે પરંપરાથી નાશ કરવામાં નિમિત્ત બની શકતું નથી. આ રીતનો આ પરિ.નો અર્થ સમજવો જોઈએ તેથી કોઈ દોષ આવતો નથી. તેથી અહીં 'अकच्' થાય એવું જે કથન હતું તે પરાસ્ત થયું.

કાર્યકાલ પક્ષમાં 'कृन्मेजन्तः' સૂત્રથી થતી અવ્યય સંજ્ઞા, જ્યારે ('अव्ययादाप्सुपः'
15 સૂત્રથી થતી) 'लुक्' વિધિની પાસે જઈને એકવાકયતાને પામે છે એટલે કે (लुगेकवाक्यतापन्न થાય છે) ત્યારે 'लुक्' સંનિપાતનો વિઘાતક હોવાથી આ પરિભાષાને લીધે 'लुक्'નું નિવારણ થઈ શકે તો પણ જ્યારે અવ્યય સંજ્ઞા, 'अकच्' વિધાયક अव्ययसर्वनाम्नामकच्०' આદિ સૂત્રની સાથે એકવાકયતાપન્ન થાય છે ત્યારે अकच् 'टि'ની પૂર્વે થતો હોવાને લીધે, સંનિપાતક વિઘાતક ન હોવાથી कुम्भ-
20 कारे આદિની અવ્યય સંજ્ઞા થશે જ એવું (પૂર્વપક્ષનું) કથન યોગ્ય નથી, કારણ કે अकच्ની સાથે એક વાકયતાપન્ન અવ્યય સંજ્ઞા અન્તરંગ છે, અને 'એત્વ' તથા 'ગુણ' કાર્ય બહિરંગ છે. તેથી બહિરંગ એત્વ તથા ગુણાદિ અસિદ્ધ થઈ શકે છે, પરંતુ 'कुम्भकारे' તથા 'आवे'માં પ્રાપ્ત થનારી લુગેકવાકયતાપન્ન અવ્યય સંજ્ઞા 'एत्व' અને 'गुण'ની અપેક્ષાએ અન્તરંગ સિદ્ધ થતી નથી, કારણ કે (ગુણ અને
25 એત્વ) એ બંને કાર્ય શબ્દતઃ 'सुप्' પ્રત્યય રૂપ નિમિત્તને લઈને થાય છે.

'न यासयोः' એ સૂત્રમાં (या सा એવાં રૂપો)ના નિર્દેશને લીધે આ પરિ. અનિત્ય છે એમ સિદ્ધ થાય છે. તેથી કોઈ દોષ આવતો નથી આ પરિ. 'कृन्मेजन्तः' સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ થયેલી છે. આ પરિભાષા અનિત્ય હોવાથી જે

स्पष्टा चेयं क्नमेजन्तः [१.१.३९ इति सूत्रे भाष्ये ।।

अस्या अनित्यत्वे फलानि भाष्ये परिगणितानि । वर्णाश्रयः प्रत्ययो वर्णविचालस्यानिमित्तम् । दाक्षिः ॥

आत्त्व पुग्विधेः । क्रापयति ॥

पुग् ह्रस्वत्वस्य । अदीदपत् ॥ 5

त्यदाद्यकारष्टाब्विधेः । या सेति ॥

इड्विधिराकारलोपस्य । पपिवान् ॥

ह्रस्वनुड्भ्यां मतुप् [६.१.१७६] अन्तोदात्तादुत्तरपदात् [६.२.१६९] इति मतुब्विभक्त्युदात्तत्वं पूर्वनिघातस्य । अग्निमान् । परमवाचा ॥

नदीह्रस्वत्वं संबुद्धिलोपस्य । नदि कुमारीत्यादि ॥ 10

यादेशो दीर्घत्वस्य । कष्टाय ॥

---

ફ્લો મળે છે, ભાષ્યકારે તે નીચે પ્રમાણે બતાવ્યાં છે. (જો આ પરિભાષા નિત્ય માનવામાં આવે તો નીચેનાં સ્થલોમાં દોષો આવે છે. (૧) વર્ણને માનીને થનાર પ્રત્યય તે વર્ણના નાશ માટે નિમિત્ત (કારણ) થઈ શકે નહીં. દા. ત. दाक्षिः. અહીં 'दाक्षिः'માં 'दक्ष'ના અન્ત્ય 'अ'નો લોપ થઈ શકશે નહીં, તો 'दाक्षिः' એ રૂપની 15 સિદ્ધિ થઈ શકશે નહીં.) (૨) 'आत्व થતાં क्रापयति એ સ્થલમાં 'पुक्' આગમ થઈ શકશે નહીં. (તો क्रापयति એવું (અભીષ્ટ) રૂપ બની શકશે નહીં.) (૩) 'अदीदपत्' એ સ્થલમાં 'पुक्' આગમ થતાં હ્રસ્વ થઈ શકશે નહીં (તો 'अदीदपत्' એ અભીષ્ટ રૂપ બની શકશે નહીં. (૪) 'त्यद्' આદિ સ્થલમાં 'त्यदादीनामः'થી વિહિત 'अ કાર', टाप् વિધિનું નિમિત્ત બની શકશે નહીં. (તો या सा એવાં રૂપો બની શકશે 20 નહીં.) (૫) 'पपिवस्' એ સ્થલમાં 'इडागम' વિધિ 'आ'ના લોપમાં નિમિત્ત બની શકશે નહીં. (તો 'पपिवान्' એવું રૂપ બની શકશે નહીં (૬) 'ह्रस्वनुड्भ्यां मतुप्' અને 'अन्तोदात्तादुत्तरपदात्' એ સૂત્રોથી 'मतुप्' અને 'વિભક્તિ પ્રત્યયને થતો 'ઉદાત્ત સ્વર', 'अग्निमान्' અને 'परमवाचा' એ સ્થલમાં પૂર્વવર્ણનો નિઘત (અનુદાત્ત) સ્વર થવામાં નિમિત્ત બની શકશે નહીં. (તો 'अग्निमान्'માં 'अग्नि'ને 'અન્તોદાત્તત્વ' અને 'परमवाचा' 25 માં 'वा'નું ઉદાત્તત્વ થઈ શકશે નહીં). (૭) नदि, कुमारि આદિ સ્થલમાં થયેલો હ્રસ્વ, સંબુદ્ધિ પ્રત્યયનો લોપ થવામાં નિમિત્ત બની શકશે નહીં. (તો नदि, कुमारि એવાં સંબોધનના એકવચનનાં રૂપ બની શકશે નહીં). (૮) 'कष्टाय એ સ્થલમાં થયેલો

इतोऽन्यत्र प्रवृत्तिरेव । दोषाः खल्वपि साकल्येन परिगणिता इति भाष्योक्तेरित्यन्यत्र विस्तरः ॥८५॥

ननु पञ्चेन्द्राण्यो देवता अस्य पञ्चेन्द्र इत्यादौ द्विगोर्लुक् [४.१.८८] इत्यणो लुकि लुक्तद्धित [१.२.४९] इति स्त्रीप्रत्ययलुक्यानुकः श्रवणापत्ति-
5 रत आह ।

**संनियोगशिष्टानामन्यतरापाय उभयोरप्यपायः ॥ ८६ ॥**

अत्र च बिल्वकादिभ्यश्छस्य लुक् [६.४.१५३] इति सू स्थं छग्रहणं ज्ञापकम् । तद्धि छमात्रस्य लुग्बोधनद्वारा कुकोऽनिवृत्तिर्यथा स्यादित्यर्थम् । कृतकुगागमा नडाद्यन्तर्गणबिल्वादय एव तत्र निर्दिष्टा बिल्वकादिशब्देन ॥

---

10 'य' આદેશ દીર્ઘ થવામાં નિમિત્ત બની શકશે નહીં (તો 'कष्टाय' રૂપ બની શકશે નહીં).

આ રીતે ઉપર આપેલ આ ઉદાહરણોને બાદ કરીને બાકી બધે ઠેકાણે આ પરિ. લાગુ પડે છે (એટલે કે નિત્ય છે), કારણ કે ભાષ્યમાં એમ કહેવામાં આવ્યું છે કે (આ પરિભાષા લાવતાં જ્યાં જ્યાં દોષ ઉત્પન્ન થાય છે તે બધાં જ દોષ
15 સ્થળો ઉપર (અહીં) દર્શાવેલાં છે. આ બાબતમાં ઈતરગ્રંથોમાં વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે. (૮૫)

**પરિભાષા : ૮૬**

હવે પ્રશ્ન થાય છે કે 'पञ्च इन्द्राण्यो देवता अस्य इति पञ्चेन्द्रः' આદિ સ્થળમાં ('सास्य देवता' સૂત્રથી થયેલા 'अण्' પ્રત્યયનો) 'द्विगोर्लुगन०' સૂત્રથી 'लुक्' થતાં लुक्
20 तद्धितलुकि' સૂત્રથી સ્ત્રી પ્રત્યય 'ङीप्' નો लुक् થતાં બાકી રહેલ 'आनुक्' આગમનું કાયમ માટે શ્રવણ થવાની આપત્તિ આવશે. તેથી આ પરિ. કહેવામાં આવે છે.

'संनियोगशिष्टानमन्यतरापाये उभयोरप्यपायः (८६)

'જ્યાં કોઈ સ્થળમાં બે કાર્યોનું વિધાન સાથે બતાવ્યું હોય તે સ્થળે એક કાર્યનો નાશ થતાં બીજા (કાર્ય) નો પણ નાશ થાય છે.

25 આ પરિ.માં 'बिल्वकादिभ्यश्छस्य लुक्' એ સૂત્રમાં કરેલું 'छ' ગ્રહણ જ્ઞાપક બને છે. તે 'छ' ગ્રહણ એટલા માટે કરવામાં આવ્યું છે કે કેવલ 'छ' પ્રત્યયનો लुक् થાય, જ્યારે 'कुक्' આગમની નિવૃત્તિ ન થાય. 'बिल्वकादिभ्यश्छस्य लुक्' સૂત્રમાં નિર્દિષ્ટ 'बिल्वक' શબ્દથી જે नडादि ગણમાં નિર્દિષ્ટ છે અને જેને 'कुक्' આગમ કરવામાં આવેલો છે તે જ बिल्व આદિ શબ્દોનું ગ્રહણ કરવામાં આવે છે.

न चैवमपि छग्रहणं व्यर्थं कृतकुगागमानुवादसामर्थ्यादेव तदनिवृत्तिसिद्धेः । अन्यथा बिल्वादिभ्य इत्येव वदेत् । लक्षणप्रतिपदोक्तपरिभाषया बिल्वादिपुरस्कारेण विहितप्रत्ययस्यैव लुग्विधानान्नातिप्रसङ्ग इति वाच्यम् । ततोऽपि प्रतिपदोक्तत्वेन बिल्वादिभ्योऽण् [४.३.१३६] इति विकाराद्यर्थस्य लुगापत्तिवारणार्थं कुगनुवादचारितार्थ्यात् ॥ 5

समुच्चयार्थकचशब्दयोगे तु विधेययोरेककालिकत्वैकदेशत्वनियमान्न्यायसिद्धापीयम् ॥

यत्तु णाविष्ठवदित्यनेन पुंवत्त्वविधानमेतदनित्यत्वज्ञापनार्थमन्यथैतयतीत्यादौ

---

હવે એમ કહેવામાં આવે કે 'बिल्वकादिभ्यश्छस्य लुक्' એ સૂત્રમાંનું 'छ' ગ્રહણ વ્યર્થ છે, કારણ કે તે સૂત્રમાં 'बिल्वकादिभ्यः' એવો कुक् આગમથી વિશિષ્ટ 10 શબ્દનો ઉચ્ચાર કરેલો હોવાના સામાર્થ્યથી જ 'कुक्' આગમનો લોપ થતો નથી એમ સિદ્ધ થાય છે. જો (આચાર્ય પાણિનિને) कुक् આગમનો પણ 'लुक्' અભીષ્ટ હોત તો 'बिल्वादिभ्यः' એટલું જ કહેવું જોઈતું હતું, (અને તેવું 'बिल्वादिभ्यः' સૂત્ર કરીને) 'लक्षणप्रतिपदोक्त०' પરિ. (૧૦૫) ની મદદથી તે સૂત્રમાં 'बिल्व' આદિ શબ્દથી વિહિત થયેલા 'छ' પ્રત્યયનો જ 'लुक्' થવાને લીધે અતિવ્યાપ્તિ દોષ આવી શકે તેમ 15 નથી એમ જો કહેવામાં આવે તો તે યોગ્ય નથી, કારણ કે 'बिल्वादिभ्योऽण्' એ સૂત્રમાં 'बिल्व' આદિ શબ્દથી 'अण्' પ્રત્યય થાય એવું પ્રતિપદ વિધાન (અધિક સ્પષ્ટતાથી) કરેલું હોવાથી, વિકાર અર્થમાં 'अण्' પ્રત્યયનો 'लुक्' ન થાય પણ 'कुक्' આગમથી વિશિષ્ટ 'बिल्वादि' શબ્દથી થતા 'छ' પ્રત્યયનો જ लुक् થાય એ માટે (बिल्वकादिभ्यः એવું) 'कुक्' આગમ સહિત પદ ઉચ્ચારેલું છે અને તે 20 રીતે એ પદ ચરિતાર્થ બને છે.

જો વિધિસૂત્રોમાં બે વિધેય (કાર્યો) નું, સમુચ્ચય અર્થના વાચક 'च' શબ્દથી વિધાન કરેલું હોય, તે બંને કાર્ય એકજ સમયે અને એકજ સ્થળે હોય છે એવો સામાન્ય નિયમ હોવાથી આ પરિ. જેમ જ્ઞાપકથી સિદ્ધ છે, તેમ લૌકિકન્યાયથી પણ સિદ્ધ છે. 25

'हेः' સૂત્ર ઉપરની ભાષ્યની ટીકામાં કૈયટે એમ કહ્યું છે કે 'णौ इष्ठवत् प्रातिपदिकस्य' (પછી 'જો णिच् પ્રત્યય આવ્યો હોય તો પ્રાતિપદિકનો પુંવદ્ભાવ થાય છે') એ વાર્તિકથી થતું પુંવદ્ભાવનું વિધાન આ પરિભાષાની અનિત્યતાના જ્ઞાપન

टिलोपेनैव ङीपि निवृत्ते संनियोगशिष्टपरिभाषया नस्यापि निवृत्त्यैतयतीत्यादि-सिद्धौ पुंवत्त्ववैयर्थ्यं स्पष्टमेवेति टेः [६.४.१५५] इति सूत्रे कैयटस्तन्न। इडबिडमाचष्ट ऐडबिडयतीत्यादौ पुंवत्त्वस्यावश्यकत्वात् ॥

ऐनेयः श्यैनेय इत्यादि तु स्थानिवत्त्वेन सिद्धमित्यन्यत्र विस्तरः ॥८६॥

5 ननु चुरा शीलमस्याः सा चौरीत्यादौ शीलम् [४.४.६१] छत्रादिभ्यो णः [४.४.६२] इति णे ङीप् न प्राप्नोतीत्यत आह ।

## ताच्छीलिके णेऽणकृतानि भवन्ति ॥ ८७ ॥

अन् [६.४.१६७] इत्यणि विहितप्रकृतिभावबाधनार्थं कार्मस्ताच्छील्ये [६.४.१७२] इति निपातनमस्या ज्ञापकम् ॥

---

10 માટે છે. જો આ પરિભાષા નિત્ય હોત તો 'एनीम् आचष्टे–एतयति માં પુંવદ્ભાવનું વિધાન કરવાની કોઈ આવશ્યકતા ન હતી, કારણ કે 'एतयति' આદિ ઉદાહરણમાં 'टि' લોપ થવાથી 'ङीप्' પ્રત્યયની નિવૃત્તિ થતાં, તેની સાથે આ (પ્રકૃત) પરિ-ભાષા પ્રમાણે 'નકાર'ની પણ નિવૃત્તિ થાત (અને તેથી एतयति એવું રૂપ સિદ્ધ થઈ શકત) પણ કૈયટનું આ મંતવ્ય બરાબર નથી, કારણ કે 'णौ इष्ठवत्' વાર્તિકથી થતું 15 પુંવદ્ભાવનું વિધાન, 'इडबिडमाचष्टे ऐडबिडयति' ઈત્યાદિમાં પુંવદ્ભાવ કરવા માટે આવશ્યક છે. (તેથી–પુંવદ્ભાવના વિધાનથી આ પરિ.ને અનિત્ય સિદ્ધ કરી શકાય તેમ નથી).

'ऐनेयः, श्यैनेयः' એ રૂપો તો સ્થાનિવદ્ભાવથી સિદ્ધ થાય છે. આ વિષયમાં ઈતરગ્રંથોમાં વિસ્તૃત ચર્ચા કરવામાં આવેલી છે. (૮૬)

20 'चुरा शीलमस्याः सा चौरीમાં 'शीलम्' અર્થમાં 'छत्रादिभ्यो णः' સૂત્રથી 'ण' પ્રત્યય કરવામાં આવતાં (એ અકારાન્ત રૂપ હોવાથી) સ્ત્રીલિંગમાં टिड्ढाणञ् સૂત્રથી ङीप् થઈ શકશે નહીં. (કારણ કે તે સૂત્ર અણન્ત ને ङीप् કરે છે, જ્યારે અહીં તો ण પ્રત્યય થયો છે.) આ રીતે આપત્તિ આવતાં આ પરિ. કહે છે.

**પરિભાષા ૮૭**

25 ताच्छीलिके णेऽकृतानि भवन्ति ॥८७॥

અણ્ પ્રત્યયને નિમિત્ત માનીને થનાર કાર્ય, જ્યાં તાચ્છીલિક ण પ્રત્યય હોય ત્યાં પણ થાય છે.

कार्मस्ताच्छील्ये એ સૂત્ર દ્વારા થતું 'अन्' એ સૂત્ર દ્વારા થતા પ્રકૃતિ ભાવનો બાધ કરીને 'कार्मः' એવું કરેલું નિપાતન આ પરિ.નું જ્ઞાપક છે.

ताच्छीलिकणान्तादणो द्व्यचः [४.१.१५६] इति फिञ्सिद्धिरप्यस्याः प्रयोजनमिति नव्याः ॥

ताच्छीलिक इत्युक्तेस्तदस्यां प्रहरणम् [४.२.५७] इति णे दाण्डेत्येव ॥

कार्मः [६.४.१७२] इति सूत्रे भाष्ये स्पष्टा ॥८७॥

ननु कंसपरिमृड्भ्यामित्यादौ मृजेर्वृद्धिर्दुर्वारेत्यत आह । 5

**धातोः कार्यमुच्यमानं तत्प्रत्यये भवति ॥ ८८ ॥**

भ्रौणहत्ये तत्त्वनिपातनमस्या ज्ञापकम् ॥

धातोः स्वरूपग्रहणे तत्प्रत्यये कार्यविज्ञानमिति पाठस्तु प्रसृमड्भिरित्यादा-

---

નવ્ય વૈયાકરણોના મત પ્રમાણે 'अणो द्व्यचः' સૂત્રથી દ્વયચ્ક 'अण्' પ્રત્યયાન્ત શબ્દથી (જેમ અપત્ય અર્થમાં ફિઞ્' પ્રત્યય થાય છે, તેમ તાચ્છીલિક ण પ્રત્યયાન્ત 10 શબ્દથી પણ અપત્યાર્થમાં) 'फिञ्' પ્રત્યય થાય એ પણ આ પરિભાષાનું પ્રયોજન છે.

આ પ્રસ્તુત પરિ. માં 'ताच्छीलिके णे' એ શબ્દ નિર્દિષ્ટ હોવાથી જ્યાં 'तदस्यां प्रहरणमिति क्रीडायां णः' સૂત્રથી ('तदस्यां प्रहरणम्' અર્થમાં) 'ण' પ્રત્યય થાય છે ત્યાં 'दाण्डा' એવું જ રૂપ થાય છે. 'कार्मस्ताच्छील्ये' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષા સ્પષ્ટ રૂપે બતાવેલી છે (૮૭) 15

**પરિભાષા : ૮૮**

હવે પ્રશ્ન થાય છે કે 'कंसपरिमृड्भ्याम्' ઇત્યાદિ પ્રયોગમાં ('मृज्' ધાતુના ऋકારને) 'मृजेर्वृद्धिः, સૂત્રથી વૃદ્ધિ થવાની આપત્તિ રોકી શકાય તેમ નથી, (એ દૂર કરવા, આ પરિ. કહે છે.

धातोः कार्यमुच्यमानं तत्प्रत्यये भवति ॥८८॥ 20

ધાતુને કાર્ય થાય એમ કહેવામાં આવેલું હોય ત્યારે તે કાર્ય ધાતુથી વિહિત અવ્યવહિતોત્તર પ્રત્યય આવેલ હોય ત્યારે જ થાય છે. ('कंसपरिमृड्भ्याम्'માં વિભક્તિ પ્રત્યય (भ्याम्) ધાતુથી થયો નથી, પણ પ્રાતિપદિકથી થયેલો છે તેથી એ સ્થળમાં 'मृजेर्वृद्धिः, સૂત્ર લાગુ પડતું નથી, અને વૃદ્ધિ થતી નથી. તેથી હવે કોઈ આપત્તિ રહેતી નથી.) 25

'भ्रौणहत्य એ પ્રયોગમાં અન્ત્ય નકારની જગ્યાએ 'त'નું જે નિપાતન કરવામાં આવેલું છે, તે (નિપાતન) જ આ પરિ.માં જ્ઞાપક છે.

'જે સૂત્રમાં ધાતુના સ્વરૂપનું સાક્ષાત્ ગ્રહણ કરીને કોઈ કાર્ય કરવાનું બતાવ્યું હોય તો તે કાર્ય, ધાતુથી વિહિત પ્રત્યય પર હોય તોજ થાય છે એવો (પ્રાચીન વૈયાકરણાભિમત) આ પરિભાષાનો પાઠ સ્વીકારવામાં આવે તો દોષ 30

वनुदात्तस्य चर्दुपधस्य [६.१.५९] इत्यमापादनेन भाष्ये दूषितः ॥

यत्कार्यं प्रत्ययनिमित्तकं तत्रैव व्यवस्थापिका । तेन पदान्तत्वनिबन्धनं नशेर्वा (८.२.६३) इति कुत्वं प्रनङ्भ्यामित्यादौ भवत्येव ॥

इयङादिविधौ तु नैषा न भूसुधियोः (६.४.८५) इति निषेधेनानि

5 त्यत्वात् ॥

मृजेर्वृद्धिः (७.२.११४) इत्यत्र भाष्ये स्पष्टा ॥८८॥

ननु सर्वक उच्चकैरित्यादौ सर्वनामाव्ययसंज्ञे न स्यातामत आह ।

## तन्मध्यपतितस्तद्ग्रहणेन गृह्यते ॥ ८९ ॥

---

ઉત્પન્ન થાય છે, કારણકે प्रसृड्भिः એ સ્થલમાં 'अनुदात्तस्य च ऋदुपधस्य' સૂત્રથી
10 'अम्' આગમ થવાનો પ્રસંગ આવે છે તેમ, તે સૂત્ર ઉપરના ભાષ્યમાં કહેલું છે.

જ્યાં કોઈ સૂત્રમાં અમુક કાર્ય પ્રત્યયને નિમિત્ત માનીને કરવામાં આવતું હોય (એટલે કે ધાતુ પછી અમુક પ્રત્યય આવે તો અમુક કાર્ય થાય એમ કહેલું હોય) ત્યાં આ પરિ. લાગે છે. આમ હોવાથી જ પદાન્તત્વને નિમિત્ત માનીને 'नशेर्वा' સૂત્રથી થનારું 'कुत्व' प्रणड्भ्याम्' ઉદાહરણમાં થાય જ છે.

15 જે સૂત્રોથી इयङ् (उवङ्, यण्) આદિ આદેશોનું વિધાન કરવામાં આવેલું હોય, તે સૂત્રોના વિષયમાં આ પરિ. લાગતી નથી, કારણકે न 'भूसुधियोः' એ નિષેધક ઉપરથી સિદ્ધ થાય છે કે આ પ્રસ્તુત પરિ. અનિત્ય છે. मृजेर्वृद्धिः સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. સ્પષ્ટરૂપે કહેલી છે. (૮૮).

**પરિભાષા : ૮૯**

20 'सर्वकः' 'उच्चकैः' આદિ સ્થળમાં અનુક્રમે સર્વનામ સંજ્ઞા અને અવ્યય સંજ્ઞા થશે નહીં (કારણકે 'सर्वक' શબ્દ સર્વાદિ ગણમાં પઠિત નથી અને 'उच्चकैः' એ સ્વરાદિ ગણમાં પઠિત નથી, પણ સિદ્ધાંતમાં તો સર્વનામ સંજ્ઞા અને અવ્યય સંજ્ઞા ઈષ્ટ છે) તેથી આ પરિભાષા કહે છે.

तन्मध्यपतितस्तद्ग्रहणेन गृह्यते ॥८९॥

25 કોઈ શબ્દ વિશેષની વચ્ચે આવેલાનું (પણ) તે શબ્દ વિશેષના ગ્રહણથી ગૃહીત થાય છે. (જ્યાં કોઈ સૂત્રમાં અમુક શબ્દનું ગ્રહણ કરવામાં આવેલ હોય ત્યાં તે શબ્દથી પોતાના સ્વરૂપનું ગ્રહણ થાય છે તેમ તેની મધ્યમાં આવેલ વર્ણથી વિશિષ્ટ શબ્દ સ્વરૂપનું પણ ગ્રહણ થાય છે).

नेदमदसोरकोः (७.१.११) इति सूत्रेऽकोरिति निषेधोऽस्या ज्ञापकः ॥

तदेकदेशभूतं तद्ग्रहणेन गृह्यत इति येन विधिः (१.१.७२) इति सूत्रे भाष्ये पाठः ॥८९॥

ननु गातिस्थाघुपाभूभ्यः । (२.४.७७) इति सिचो लुगपासीदित्यादौ पातेरपि स्यादत आह ।　5

## लुग्विकरणालुग्विकरणयोरलुग्विकरणस्य ॥ ९० ॥

अस्याश्च ज्ञापकः स्वरतिसूति (७.२.४४) इति सूत्रे सूङिति वक्तव्ये

---

'नेदमदसोरकोः' સૂત્રમાં આવેલ 'अकोः' નિષેધ આ પ્રસ્તુત પરિ.નો જ્ઞાપક છે.

'येनविधिस्तदन्तस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં કોઈ અમુક શબ્દમાં (કોઈક વર્ણ વચ્ચે આવ્યો હોય તો તે વર્ણ, તે શબ્દનો અવયવ (એકદેશ) બનતો હોવાથી, તે 10 શબ્દથી, તેવા અવયવ સહિત શબ્દનું ગ્રહણ કરવામાં આવે છે એ રીતે આ પરિ. પઠિત કરેલી છે. (૮૯)

**પરિભાષા : ૯૦**

'गातिस्थाघुपाभूभ्यः सिचः परस्मैपदेषु' સૂત્રથી (ભ્વાદિ (૧ લા) ગણના पा (પાને) ધાતુના लुङ् લકારના 'अपात्' રૂપમાં, જેમ 'सिच्'નો લુક્ (લોપ) થાય છે, તેમ, (જેમાં15 વિકરણ પ્રત્યયનો लुक् થાય છે તે અદાદિગણના 'पा' (रक्षणे) ધાતુના लुङ् લકારના) अपासीत् રૂપમાં પણ सिच्નો लुक् થવો જોઈએ. તેથી अपासीत् એવા ઈષ્ટરૂપને બદલે 'अपात्' એવું અનિષ્ટરૂપ થવાની આપત્તિ આવશે. તેથી (એ દૂર કરવા) આ પરિ-ભાષા કહેવામાં આવે છે.

लुग्विकरणालुग्विकरणयोरलुग्विकरणस्य (९०)　20

('अद्' આદિ બીજા ગણના ધાતુઓમાં વિકરણ પ્રત્યયનો लुक् (લોપ) થતો હોવાથી તેવા ધાતુઓ लुग्विकरण કહેવાય છે. અને આ ગણ સિવાયના અન્ય ગણના ધાતુઓમાં વિકરણનો લોપ ન થતો હોવાથી તે अलुग्विकरण કહેવાય છે.) હવે આવા જ્યાં (જે સૂત્રમાં લુગ્વિકરણ અને અલુગ્વિકરણ બંને પ્રકારના) ધાતુઓ મળી આવતા હોય ત્યાં अलुग्विकरण ધાતુનું જ ગ્રહણ કરવામાં આવે છે.　25

કૈયટ કહે છે તે પ્રમાણે આ પરિભાષામાં જ્ઞાપક 'स्वरति-सूति-सूयति-धूञूदितो वा' સૂત્રમાં सूति (=षूङ् प्राणिगर्भविमोचने અદાદિગણનો લુગ્વિકરણ ધાતુ) અને सूयति (=षुङ् प्राणिप्रसवे, દિવાદિગણનો 'અલુગ્વિકરણ' ધાતુ) એવો પૃથક્ નિર્દેશ કર્યો

सूतिसूयत्योः पृथङ्निर्देश इति कैयटः। तन्न। साहचर्यादलुग्विकरणस्यैव ग्रहणे प्राप्ते पृथङ्निर्देशस्य तज्ज्ञापकत्वासंभवात् ॥

ध्वनिता चेयं परिभाषा यस्य विभाषा [७.२.१५] इत्यत्र भाष्ये। तत्र हि विदित इति प्रयोगे निषेधमाशङ्क्य यदुपाधेर्विभाषा तदुपाधेर्निषेधो 5 विभाषा गमहनविदविशाम् [७.२.६८] इति सूत्रे शविकरणस्य ग्रहणं लुग्विकरणश्चायमित्युक्तम्। तत्र चो हेतौ। यतोऽयं लुग्विकरणोऽतो विशिसाहचर्या-

---

છે તે જ આ પરિભાષામાં જ્ઞાપક છે. અન્યથા (આ પરિભાષા ન હોત તો) षूङ् (षूङ् કહેવાથી જ બંને ધાતુઓનું ગ્રહણ શક્ય છે. તો આવો પૃથક્ નિર્દેશ આવશ્યક નથી). (અહીં ગ્રંથકાર કહે છે કે) કૈયટનું આ કથન બરાબર નથી, 10 કારણકે (આ પરિભાષા વગર પણ (જેના વિકરણનો લુક્ થતો નથી તેવા स्वृ અને घूञ् બંને ધાતુઓના) સાહચર્યથી षूङ् ધાતુ પણ અલુગ્વિકરણ જ લઈ શકાશે, જ્યારે વસ્તુતઃ લુગ્વિકરણ ધાતુ પણ અભીષ્ટ છે. તે સ્થિતિમાં આવા 'અલુગ્ વિકરણ ધાતુનું જ ગ્રહણ ન થાય તે માટે (स्वरति० સૂત્રમાં) પૃથક્ નિર્દેશ કરવામાં આવ્યો છે. તેથી અન્યત્ર ચરિતાર્થ એવો પૃથક્ નિર્દેશ પ્રસ્તુત પરિભાષામાં જ્ઞાપક થઈ શકે 15 તેમ નથી.

આ પરિભાષા, 'यस्य विभाषा સૂત્ર ઉપરના ભાષ્યમાં ધ્વનિત થયેલી છે. તે ભાષ્યમાં 'विदितः' (विद् =ज्ञाने બીજોગણ–અદાદિ) એ પ્રયોગમાં 'यस्य विभाषा'એ સૂત્રથી 'इड्' આગમનો નિષેધ થવો જોઈએ એવી શંકા ઉઠાવીને, જે ઉપાધિ (ગણ)થી વિશિષ્ટ ધાતુને વૈકલ્પિક 'इडागम' થાય છે, તે જ ઉપાધિ (ગણ) ધરાવતા ધાતુને 'यस्य विभाषा' 20 એ સૂત્રથી 'इड' આગમનો નિષેધ થાય એવો ઉત્તર આપ્યો છે. 'इड्' આગમનો નિષેધ 'विभाषा गमहनविदविशाम्' સૂત્રમાં ગૃહીત विद् (विद्लृ लाभे છઠ્ઠો=તુદાદિ, ગણ) ધાતુને જ્યાં 'श' એવો વિકરણ પ્રત્યય થાય છે તેવા અલુગ્વિકરણ તુદાદિ એટલે ષષ્ઠ ગણીય ધાતુને થાય છે, પણ બીજા ગણના લુગ્વિકરણ विद् ધાતુમાં इड् આગમનો નિષેધ થતો નથી). કારણ કે विदितःમાંનો विद् ધાતુ તો लुग्विकरण છે. 'लुग्विकरण- 25 श्चायम्' વાક્યમાં આવેલ 'च' (સમુચ્ચયનો વાચક નથી પણ) હેતુનો વાચક છે. આથી ભાષ્યકારનો આશય એ છે કે લુગ્વિકરણ 'विद्लृ लाभे'ને विश् ધાતુનું સાહચર્ય હોવાથી 'અલુગ્વિકરણ' विद्નું જ ગ્રહણ કરવું, પણ (અદાદિગણના)

च्छविकरणस्य ग्रहणं न तु हनिसाहचर्यादस्याप्येतत्परिभाषाविरोधादिति तदाशय: ।।

अत एव परिभाषायां लुग्विकरणस्यैवेति नोक्तम् ।।

कण्ठतस्तु भाष्य एषा क्वापि न पठिता ।।

गातिस्था [२.४.७७] इति सूत्रे पिबतेर्ग्रहणं कर्तव्यमिति वार्त्तिककृता 5 सर्वत्रैव पाग्रहणेऽलुग्विकरणस्य ग्रहणमिति भाष्यकृता चोक्तम् । स्वरतिसूति [७.२.४४] इति सूत्रे कैयटेन च स्पष्टमुक्ता ।।९०।।

ननु प्रजिघापयिषतीत्यादौ हेरचङि [७.३.५६] इति विधीयमानं कुत्वं न स्यादत आह ।

---

हन् धातुनुं साहचर्य होवाथी 'लुग्विकरणु' विद् धातुनुं ग्रहण करवुं नहीं, कारणु के 10 तेम करतां आ (प्रस्तुत) परिभाषा साथे विरोध आवे छे.

तेथी ज 'यस्य विभाषा' सूत्र उपरथी आ परिभाषा ज्ञापित थती होवाथी आ परिभाषामां 'लुग्विकरणस्यैव' ज एवुं कहेवामां आव्युं नथी. अर्थात् 'लुग्विकरणालुग्विकरणस्यैव' एवी परिभाषा करवामां आवी नथी.

आ परिभाषा भाष्यमां स्पष्ट शब्दोमां कहेवामां आवी नथी. 15

गातिस्थाघुपा० सूत्र उपर 'पिबतेर्ग्रहणंकर्तव्यम्' (गाति० ए सूत्रमां पा एवा निर्देशथी भ्वादिगणुना 'पा' (पिब् )नुं ग्रहण करवुं) ए प्रकारनुं वार्तिककारे कह्युं छे, पणु भाष्यकारे (तो) जे जे सूत्रमां पानो निर्देश छे त्यां 'अलुग्विकरणु पा पाने १ला गणुना धातुनुं ग्रहणु करवामां आवे छे, (तेथी आ प्रकारनुं वार्तिक आवश्यक नथी) एम कह्युं छे. स्वरतिसूति० ए सूत्र उपरनी वृत्तिमां कैयटे आ परि- 20 भाषाने स्पष्ट रूपे कहेली छे. (९०)

## परिभाषा ९१

हवे प्रश्न थाय छे 'हि' (गतौ वृद्धौ च) धातुने 'प्रहाययितुम इच्छति इति प्रजिघाययिषति' ए प्रेरक पछी थयेला सन्नन्तना रूपमां 'हेरचङि' सूत्रथी थनारुं 'ह'नुं कुत्व (ह नो घ) थई शकशे नहीं, (कारणु के अहीं हि धातुनो ह नथी पणु हायि 25 धातुनो 'ह' छे. तेथी प्रजिघाययिषति रूप बनी शकशे नहीं) आ आपत्ति आवतां उपर्युक्त परिभाषाने कहेवामां आवी छे.

## प्रकृतिग्रहणे ण्यधिकस्यापि ग्रहणम् ॥ ९१ ॥

अचङीति प्रतिषेध एवास्या ज्ञापकः ॥

इयं च कुत्वविषयैव । हेरचङीति सूत्रे भाष्ये स्पष्टेयम् ॥९१॥

ननु युष्मभ्यमित्यादौ भ्यसः [७.१.३०] इत्यत्र भ्यमिति च्छेदे भ्यसो
5 भ्यमि कृतेऽन्त्यलोप एत्त्वं स्यादत आह ।

## अङ्गवृत्ते पुनर्वृत्तावविधिः ॥ ९२ ॥

अङ्गेऽङ्गाधिकारे वृत्तं निष्पन्नं यत्कार्यं तस्मिन्सति पुनरन्यस्याङ्गकार्यस्य वृत्तौ प्रवृत्तावविधानं भवतीत्यर्थः ॥

---

'प्रकृति ग्रहणे ण्यधिकस्यापि ग्रहणम्' (९१)

10 સૂત્રમાં કોઈ ધાતુને ઉચ્ચારીને તે (ધાતુ)ને કોઈ કાર્ય કરવાનું કહ્યું હોય ત્યારે તે ધાતુની ણિજન્ત પ્રકૃતિને પણ તે કાર્ય થાય છે.

'हेरचङि' સૂત્રમાં આવેલો 'अचङि' એ નિષેધ જ આ પ્રસ્તુત પરિ.નો જ્ઞાપક છે. જ્યાં 'कुत्व' નું વિધાન કરેલું છે તે સૂત્રમાં જ આ પરિ. લાગુ પડે છે. 'हेरचङि' સૂત્ર ઉપરના ભાષ્યમાં પ્રકૃત પરિ. સ્પષ્ટ રૂપે કહેલી છે. (૯૧)

### પરિભાષા : ૯૨

15 હવે પ્રશ્ન થાય છે કે युष्मभ्यम् આદિ સ્થળમાં युष्मद्+भ्यस् માં 'भ्यसोऽभ्यम्' સૂત્રમાં 'भ्यम्' એવો પદચ્છેદ કરતાં भ्यस् ની જગ્યાએ 'भ्यम्' આદેશ થતાં (युष्मद्+भ्यम् એ સ્થિતિમાં 'शेषे लोपः' સૂત્રથી) અન્ત્ય द्નો લોપ થતાં युष्म+भ्यम्માં 'बहुवचने झल्येत्' સૂત્રથી एत्व થવાની આપત્તિ આવે છે. (युष्मभ्यम् ને બદલે युष्मेभ्यम् એવું અનિષ્ટ રૂપ થશે) તેથી આ પરિ.ને કહે છે.

20 अङ्गवृत्ते पुनर्वृत्तावविधिः ॥९२॥

અંગાધિકારમાં કથિત એક કાર્ય થઈ ગયા પછી અન્ય અંગાધિકારીય કાર્ય થવા આવે તો તે થતું નથી.

'अङ्ग' એટલે અંગાધિકારમાં, અને वृत्त એટલે સિદ્ધ થયેલું (તેથી અંગાધિકારમાંનું એક કાર્ય થયા પછી પુનઃ અંગાધિકારમાં ઉક્ત અન્ય (બીજા) કાર્યની 25 પ્રવૃતિ થતી હોય તો તે બીજા કાર્યનું વિધાન જ કરેલું નથી એમ સમજી તે

एषा च ज्यादादीयसः [६.४.१६०] इत्याद्विधानेन ज्ञापिता अन्यथे-कारलोपेनाकृत्सार्व [७.४.२५] इति दीर्घेण च सिद्धे तद्वैयर्थ्यं स्पष्टमेव । अत एव भिन्नस्थानिकाङ्गकार्यविषयाप्येषा ॥

इय चानित्या द्वयोः [१.२.५९; ५.३.९२] इति निर्देशात् । अनित्य त्वबललभ्य।र्थमादायैव भ्यासोभ्यम् [७.१.३०] इति सूत्रे भाष्ये निष्ठितस्येति 5 पठितम् ॥

केचित्त्वनया परिभाषया न किंचिल्लक्ष्यं साध्यते । अत एव ज्ञाजनोर्जा [७.३.७९] ज्यादादीयसः [६.४.१६०] इति सूत्रयोरेनां ज्ञापयित्वा किं प्रयोजनमिति प्रश्ने पिबतेर्गुणप्रतिषेध उक्तः स न वक्तव्य इत्येव प्रयोजनमुक्तं

---

બીજું કાર્ય ન કરવું એવો આ પરિભાષાનો અર્થ છે. 'ज्यादादीयसः' સૂત્રમાં 10 કરેલા 'आत्' વિધાનથી આ પરિ.નું જ્ઞાપન થાય છે. અન્યથા (આ પરિ. ન હોત તો) ઈકાર નો લોપ થતાં अकृत्सार्वधातुकयोर्दीर्घः સૂત્રથી દીર્ઘ કર્યા પછી ज्यायान् એ રૂપમાં દીર્ઘ થતાં, એ રૂપની સિદ્ધિ થતી જ હતી તો તે દીર્ઘત્વ માટે કરેલું आद्નું વિધાન વ્યર્થ જાત. (અહીં બતાવેલ જ્ઞાપક સૂત્રથી એ પણ સિદ્ધ થાય છે કે) આ પ્રસ્તુત પરિભાષા જ્યાં એક અંગાધિકારીય કાર્યનો સ્થાની અન્ય હોય અને બીજા 15 અંગાધિકારીય કાર્યનો સ્થાની કોઈ અન્ય, તો ત્યાં પણ આ પરિભાષા લાગે છે.

'अस्मदो द्वयोश्च' અને 'किं यत्तदोर्निर्धारणे द्वयोरेकस्य डतरच्' એ બે સૂત્રમાં 'द्वयोः' એવો નિર્દેશ કરેલો હોવાથી આ પરિ. અનિત્ય છે. અનિત્યત્વના બલથી લભ્ય પૂર્વોક્ત અર્થને સ્વીકારીને જ 'भ्यसो भ्यम्' સૂત્રના ભાષ્યમાં (સાધુત્વને પ્રાપ્ત થયેલ એવા) 'निष्ठितस्य' અર્થના વાચક પદનો પ્રયોગ કર્યો છે. (અને अङ्गवृत्त20 पुनर्वृत्तौ अविधिर्निष्ठितस्य એમ નિષ્ઠિત શબ્દ મૂકીને આ પરિ. પઠિત કરેલી છે.)

કેટલાક વૈયાકરણો કહે છે કે આ પ્રસ્તુત પરિ.થી કોઈ પણ લક્ષ્યની સિદ્ધિ થતી નથી. તેથી જ 'ज्ञाजनोर्जा' અને 'ज्यादादीयसः'માં આ પ્રસ્તુત પરિભાષાનું જ્ઞાપન કરાવીને આનું શું પ્રયોજન છે એમ પૂછતાં ભાષ્યકારે જવાબ આપ્યો છે કે (આ પરિભાષા માનવાથી) વાર્તિકકારે 'पिबेर्गुण प्रतिषेधः' એવું જે ગુણપ્રતિષેધા-25 ત્મકવાર્તિક કર્યું છે (એટલે કે 'पिबति' આદિમાં ગુણની પ્રાપ્તિ થાય છે) તેને રોકવા માટે જ આ વાર્તિક છે, તે કરવાની જરૂર રહેતી નથી એમ કહ્યું છે

न तु लक्ष्यसिद्धिरूपम् । तदुक्तम् । भ्यसोभ्यमित्यत्राभ्यमिति च्छेदः शेषे लोपश्चान्त्यलोप एवातो गुणे [६.१.९७] इति पररूपेण सिद्धं युष्मभ्यमित्यन्यत्र निरूपितम् । एवं च सूत्रद्वयस्थमेतज्ज्ञापनपरं भाष्यं भ्यसोऽभ्यमिति सूत्रस्थं च भाष्यमेकदेश्युक्तिरित्याहुः ॥९२॥

5 यत्त्वोरोदिति वाच्य ओर्गुणः [६.४.१४६] इति गुणग्रहणात्

## संज्ञापूर्वकविधेरनित्यत्वम् ॥ ९३.१ ॥

इयं च विधेयकोटौ संज्ञापूर्वकत्व एव । तेन स्वायंभुवमित्यादि सिद्धम् ॥

तथा नि लोडित्येव सिद्ध आनिग्रहणात्

---

પણ આ પરિભાષા લક્ષ્ય ઈષ્ટરૂપની સિદ્ધિમાં સહાયક છે તેમ કહ્યું નથી. 10 તેથી (અન્યત્ર) એમ કહેવામાં આવ્યું છે કે 'भ्यसोभ्यम्'માં भ्यसः अभ्यम् એવો પદચ્છેદ કરી 'शेषे लोपः' સૂત્રથી અન્ત્ય द નો લોપ કરી, 'अतो गुणे' સૂત્રથી પરરૂપ કરવામાં આવતાં 'युष्मभ्यम्' રૂપ સિદ્ધ થાય છે. તેથી પ્રસ્તુત પરિભાષાનાં જ્ઞાપક ('ज्ञाजनोर्जा' અને 'ज्यादादीयसः') એ બે સૂત્રો ઉપરનું ભાષ્ય અને भ्यसोऽभ्यम् સૂત્ર ઉપરનું ભાષ્ય એકદેશીની ઉક્તિ છે તેમ કેટલાક વૈયાકરણો કહે છે. (૯૨)

**પરિભાષા : ૯૩.૧**

15 'ओरोत्' એવું સૂત્ર કરવાને બદલે (આચાર્ય પાણિનિએ) 'ओर्गुणः' એવું સૂત્ર કરીને (તે સૂત્રમાં સંજ્ઞાવાચક) गुण શબ્દનું ગ્રહણ કરેલું છે તેથી, હવેની આ પરિભાષા જ્ઞાપિત થાય છે (એમ કેટલાક વૈયાકરણો કહે છે.)

'संज्ञापूर्वकविधेरनित्वम् (९३.१)

(જે સૂત્રમાં) સંજ્ઞાવાચક શબ્દનું (વિધેયાંશમાં) ગ્રહણ કરીને કોઈ કાર્યનું 20 વિધાન કરવામાં આવ્યું હોય તો તે વિધાન અનિત્ય સમજવામાં આવે છે.

જ્યાં સંજ્ઞાવાચક શબ્દનું ગ્રહણ સૂત્રમાં વિધેયાંશમાં કરવામાં આવ્યું હોય ત્યાંજ આ પરિ. લાગુ પડે છે. આ પરિ. હોવાથી 'स्वायम्भुवम्' ઈત્યાદિ પ્રયોગો સિદ્ધ થાય છે. (૯૩.૧).

**પરિભાષા : ૯૩.૨**

25 (आनि लोट्' સૂત્રથી જો ઉપસર્ગમાં 'णत्व' નું નિમિત્તત્વ હોય તો તે પછી આવેલા 'लोट्' લકારના 'आनि' પ્રત્યયના 'न'કારનું ણત્વ થાય છે' પણ) હવે 'आनि लोट्' ને બદલે 'नि लोट्' એટલું જ સૂત્ર (કે ન્યાસ) કરવામાં આવે તો પણ

## आगमशास्त्रमनित्यम् ॥ ९३.२ ॥

तेन सागरं तर्तुकामस्येत्यादि सिद्धम् ॥

तथा तनादिपाठादेव सिद्धे तनादिकृञ्भ्यः [३.१.७९] इति सूत्रे कृञ्ग्रहणात्

## गणकार्यमनित्यम् ॥ ९३.३ ॥ 5

तेन न विश्वसेदविश्वस्त इत्यादि सिद्धम् ॥

तथा चक्षिङो ङित्करणात्

---

'नि' પ્રત્યયના 'न' કારનું 'ણુત્વ' થઈ શકે તેમ છે તો 'आनि' એવો 'आट्' આગમ સાથે 'नि' નો નિર્દેશ કેમ કર્યો ? આ નિર્દેશ વ્યર્થ પડીને આ પરિ.નું જ્ઞાપન કરે છે. 10

'आगमशास्त्रमनित्यम् (९३.२)

'આગમનું વિધાન કરનાર શાસ્ત્ર (કે સૂત્ર) અનિત્ય ગણાય છે (એમ કેટલાક વિદ્વાનો કહે છે).

આથી 'सागरं तर्तुकामस्य' ઈત્યાદિ પ્રયોગ સિદ્ધ થાય છે. (અહીં 'तर्तुम्'માં (આગમશાસ્ત્ર) અનિત્ય હોવાથી 'तॄ' એ ધાતુ 'सेट्' હોવા છતાં 'इड्'નો આગમ 15 કરેલો નથી (૯૩.૨)

### પરિભાષા ૯૩.૩

એ જ તેવી રીતે 'तनादि' ગણુમાં 'कृञ्' ધાતુનો (तनादिकृञ्भ्यः उः સૂત્રમાં) પાઠ કર્યો ન કર્યો હોત તો પણુ 'तनादिभ्य उः' એવું સૂત્ર કર્યું હોત તો પણુ ચાલી શકત, છતાં આ સૂત્રમાં 'कृञ्' ધાતુનું ગ્રહણુ કરેલું હોવાથી નીચેની આ પરિ. 20 જ્ઞાપિત થાય છે.

'गणकार्यमनित्यम् (९३.३)

કોઈ સૂત્રમાં 'ગણુ'નો નિર્દેશ કરીને તેને લીધે કોઈ કાર્ય કરવાનું હોય તો તે કાર્ય અનિત્ય સમજવામાં આવે છે (એમ કેટલાક વિજ્ઞાનો કહે છે).

આ પરિભાષા હોવાથી 'न विश्वसेद् अविश्वस्ते' આદિ પ્રયોગો (શુદ્ધ) માન- 25 વામાં આવે છે. (૯૩.૩)

### પરિભાષા : ૯૩.૪

તેવી રીતે 'चक्षिङ्' ધાતુ 'ङित्' (ङ्+इत) કરીને (ધાતુ પાઠમાં) પઠિત કરેલો હોવાથી આ પરિ.નું જ્ઞાપન થાય છે.

## अनुदात्तेत्त्वलक्षणमात्मनेपदमनित्यम् ॥ ९३.४ ॥

तेन स्फायन्निर्मोक इत्यादि सिद्धम् ॥

तथा विनार्थनञा समासेनानुदात्तं पदमनेकमित्येव सिद्धे वर्जग्रहणात्

## नञ्घटितमनित्यम् ॥ ९३.५ ॥

5 तेन नेयङुवङ् [१.४.४] इत्यस्यानित्यत्वाद्धे सुभ्रु इति सिद्धमिति तन्न भाष्येऽदर्शनात् । भाष्यानुक्तज्ञापितार्थस्य साधुताया नियामकत्वे मानाभावात् ।

---

'अनुदात्तेत्त्वलक्षणमात्मनेपदमनित्यम् (९३.४)

'(જે ધાતુ अनुदात्तेत् હોય ત્યારે તેને આત્મનેપદ ગણવામાં આવે છે આવું) 'अनुदात्तङित०' આદિ સૂત્ર દ્વારા 'अनुदात्तेत्व' ને માનીને થતું આત્મનેપદનું વિધાન 10 અનિત્ય ગણવામાં આવે છે. (એમ કેટલાક વૈયાકરણો કહે છે).

આ પરિ. હોવાથી 'स्फायन्निर्मोकः' આદિ પ્રયોગો શુદ્ધ માનવામાં આવે છે. (૯૩.૪)

**પરિભાષા : ૯૩.૫**

(વ્યાકરણશાસ્ત્રમાં 'नञ्'ના કેટલાક અર્થો કહેલા છે તેમાંથી). 'विना' 15 (વગર) એ અર્થના વાચક 'नञ'ની સાથે (एक પદનો સમાસ કરીને 'अनुदात्तं 'पदमेकवर्जम्' સૂત્ર કરવાને બદલે 'अनुदात्तं पदमनेकम्' સૂત્ર પણ કરી શકાય તેમ છે. છતાં 'वर्ज' શબ્દનું ગ્રહણ ('अनुदात्तं पदमेकवर्जम्' સૂત્રમાં) કરવામાં આવ્યું છે તે ઉપરથી આ પરિભાષા જ્ઞાપિત થાય છે.

'नञ्घटितमनित्यम्' (९३.५)

20 'જ્યાં કોઈ સૂત્રમાં 'नञ'નો પ્રયોગ કરીને કોઈ વિધાન કરવામાં આવ્યું હોય તો તે नञथी ઘટિત કાર્ય (કે વિધિ) અનિત્ય સમજવામાં આવે છે, (એમ કેટલાક વૈયાકરણો કહે છે.)

આ પરિ. હોવાથી 'नेयङुवङ्स्थानावस्त्री' આ સૂત્ર 'अस्त्री' પદથી ઘટિત હોવાને લીધે અનિત્ય છે એમ સિદ્ધ થાય છે. તેથી 'हे सुभ्रु' આદિ (હ્રસ્વાન્ત) 25 પ્રયોગ સિદ્ધ થાય છે.

આ ઉપર કહેલી 'संज्ञापूर्वकविधेः० (૯૩.૧) થી 'नञ्घटित० (૯૩.૫) સુધીની આ પરિભાષાઓને પ્રમાણભૂત ગણવામાં આવતી નથી; કારણ કે તેઓ ભાષ્યમાં દષ્ટિ-ગોચર થતી નથી. આ પરિભાષાઓ ભાષ્યમાં અનુક્ત છે તેથી આ પરિ. ઓના જ્ઞાપક દ્વારા પ્રાપ્ત થતા અર્થની સાધુતાના નિયામકત્વમાં કોઈ પ્રમાણ નથી. પાણિનિ સૂત્રોમાં

भाष्याविचारितप्रयोजनानां सौत्राक्षराणां पारायणादावदृष्टमात्रार्थकत्वकल्पनाया एवौचित्यात् ॥

किंच ज्ञापितेऽप्यानीत्यस्य न सार्थक्यमाडागमशून्यप्रयोगस्याप्रसिद्धेः । आड्ग्रहणं तु लोड्ग्रहणवदिति बोध्यम् । अत एव घोर्लोपो लेटि वा [७.३. ७०] इति सूत्रे वेति प्रत्याख्यातम् । लोपेऽप्याट्पक्ष आटः श्रवणं भविष्यति 5 दधादिति । अटि दधदिति । आगमशास्त्रस्यानित्यत्वे त्वाट्यसति दधादित्यसिद्धया वाग्रहणस्यावश्यकत्वेन तत्प्रत्याख्यानासंगतिः स्पष्टैव । एतेन यत्कैयटे केचिदित्यादिनास्यैव वाग्रहणस्य तदनित्यत्वज्ञापकतोक्ता सापि चिन्त्या प्रत्याख्यानपरभाष्यविरोधात् ॥

---

આવેલ અક્ષરો (વર્ણો)ના પ્રયોજન માટે (જો) ભાષ્યમાં વિચાર કરવામાં ન 10 આવ્યો હોય, તેવા વર્ણોના પારાયણ (કે પાઠ) થી (એક પ્રકારના) અદૃષ્ટની પ્રાપ્તિ થાય છે એવી કલ્પના કરવી એ જ યોગ્ય છે.

વળી (બીજી વાત એમ છે કે) ('आनि लोट्' સૂત્રથી 'आगमशास्त्रमनित्यम्' આ પરિ. માનવા છતાં આ પરિ.ના જ્ઞાપક 'आनि लोट्'માં) 'आनि' ગ્રહણ સાર્થક બને એમ નથી, કારણ કે 'आट्' આગમથી શૂન્ય (કેવલ 'नि' એટલો જ પ્રત્યય લાવીને 15 થયેલો) કોઈ પ્રયોગ પ્રસિદ્ધ નથી.('आडुत्तमस्य पिच्च' સૂત્રમાં) 'आट्'નું ગ્રહણ લોટ્ના ગ્રહણ જેવું જ ગણવું. (અર્થાત્ 'आनि लोट्' સૂત્રમાં 'लोट्' પદ જેમ અનાવશ્યક છે, તે રીતે લોટ્ સ્થાનિક आनिમાં आट् ગ્રહણ પણ અનાવશ્યક છે.) તેથી જ (आगमशास्त्रमनित्यम् એ પરિ. નથી જ એમ હોવાથી) 'घोर्लोपो लेटि वा' સૂત્રમાં આવેલ 'वा' પદનું ભાષ્યકારે પ્રત્યાખ્યાન કરેલું છે. ('घोर्लोपः० સૂત્રથી) લોપ થાય તો પણ (પ્રત્યયને) 20 'आट्' આગમ થતાં, 'आट्' નું શ્રવણ થશે, (તેથી) 'दधात्' એવું રૂપ અને 'अट्'નો આગમ થતાં 'दधत्' એવું રૂપ સિદ્ધ થઈ શકશે. પણ જો આગમશાસ્ત્રને અનિત્ય માનવામાં આવે તો 'आट्' આગમ ન થતાં, 'दधात्' એ રૂપની સિદ્ધિ થઈ શકે તેમ નથી. તેથી તેવું રૂપ સિદ્ધ કરવા માટે 'घोर्लोपः' સૂત્રમાં 'वा' પદનું ગ્રહણ આવશ્યક માનવું પડે છે, પણ તેથી જે ભાષ્યમાં 'वा' પદનું પ્રત્યાખ્યાન કરેલું 25 એ ભાષ્ય અસંગત થવાની આપત્તિ આવશે એ સ્પષ્ટ છે. 'घोर्लोपो लेटि०' એ સૂત્રમાં જે 'वा' ગ્રહણ કરેલું છે તે, કેટલાક વૈયાકરણોના મતે 'आगमशास्त्रमनित्यम्' એ પરિ.ના અનિત્યત્વનું જ્ઞાપક છે એમ કૈયટે જે કહેલું છે, તે પણ બરાબર માનવામાં પ્રત્યાખ્યાનપરક ભાષ્ય સાથે વિરોધ આવતો હોવાથી ચિન્ત્ય છે.

तनादिसूत्रे कृञ्ग्रहणस्य भाष्ये प्रत्याख्यानाच्च ॥

चक्षिङो ङकारस्यान्त इदित्त्वाभावसंपादनेन चारितार्थ्याच्च ॥

एवमेव

**आतिदेशिकमनित्यम् ॥ ९३.६ ॥**

5 **सर्वविधिभ्यो लोपविधिरिड्विधिश्च बलवान् ॥ ९३.७.८ ॥**

इत्यादि भाष्यानुक्तं बोध्यम् ॥

स्वायंभुवमित्यादि लोकेऽसाध्वेवेत्यन्यत्र विस्तरः ॥

यदपि ननु हन्तेर्यङ्लुक्याशीर्लिङि वधादेशो न स्यादत आह ।

---

'तनादिकृञ्भ्य उः सूत्र ઉપરના ભાષ્યમાં, આ સૂત્રમાં આવેલા 'कृञ्' પદનું
10 ભાષ્યકારે પ્રત્યાખ્યાન કર્યું છે.

'चक्षिङ्' ધાતુમાં આવેલ 'ङ'કાર, 'चक्ष' ધાતુ 'अन्तेदित्' નથી એમ દર્શા-વતો હોવાથી તે 'ङ' કારનું ગ્રહણ ચરિતાર્થ થાય છે. (૯૩.૫)

**પરિભાષા : ૯૩.૬**

એ જ રીતે

15 'आतिदेशिकमनित्यम्' (૯૩.૬)

કોઈ અતિદેશને લીધે થતું કાર્ય અનિત્ય ગણવામાં આવે છે.

**પરિભાષા : ૯૩. ૭.૮**

सर्वविधिभ्यो लोपविधिः इड्विधिश्च बलवान् (९३.७.८).

'લોપને કરનાર તથા 'इट्' આગમને કરનાર સૂત્ર (વિધિ), તેનાથી બીજાં
20 (ઈતર) કાર્ય કરનાર સૂત્રો કરતાં બલવાન ગણાય છે.

ઉપરની આ (બે) પરિભાષાઓ ભાષ્યમાં પઠિત નથી; 'स्वायम्भुवम्' આદિ પ્રયોગ લોક (વ્યવહાર)માં અશુદ્ધ ગણવા જોઈએ. (આ બાબતનો વિસ્તાર અન્યત્ર કરવામાં આવ્યો છે.) (૯૩.૭.૮.)

**પરિભાષા : ૯૩.૯**

25 'हन्' ધાતુના 'यङ्लुक्' ના આશીર્લિંગનું રૂપ કરતી વખતે 'वध' આદેશ થઈ શકશે નહીં માટે (કેટલાક વૈયાકરણો) આ પરિભાષા કહે છે.)

## प्रकृतिग्रहणे यङ्लुगन्तस्यापि ग्रहणम् ॥ ९३,९ ॥

षाष्ठद्वित्वस्य द्विष्प्रयोगत्वसिद्धान्तेन प्रयोगद्वयरूपे समुदाये प्रकृतिरूपत्वबोधनेनेदं न्यायसिद्धम् । अत एव जुहुधीत्यादौ द्वित्वे कृते धित्वसिद्धिरिति तदपि न भाष्येऽदर्शनात् । किंच तेन सिद्धान्तेन प्रत्येकं द्वयोस्तत्त्वबोधनेऽपि समुदायस्य तत्त्वबोधने मानाभावः ॥ 5

अत एव दयतेर्दिगि [७.४.९] इति सूत्रेऽस्तेः परत्वाद्द्वित्वे कृते परस्यास्तेर्भूभावे कृते पूर्वस्य श्रवणं प्राप्नोतीत्याशङ्कय विषयसप्तम्याश्रयणेन परिहृतं भाष्ये । अन्यथा त्वदुक्तरीत्यैकाज्द्विर्वचनन्यायेन समुदायस्यैवादेशापत्तौ तद-

---

'प्रकृतिग्रहणे यङ्लुगन्तस्यापि ग्रहणम् (९३.९).

'જ્યાં (જે સૂત્રમાં) મૂલ (પ્રકૃતિ) ધાતુનું ગ્રહણ કરવામાં આવ્યું હોય 10 ત્યાં તે ધાતુના 'यङ्लुगन्त' રૂપનું પણ ગ્રહણ કરવામાં આવે છે.

(પાણિનીય શાસ્ત્રમાં) છઠ્ઠા અધ્યાયમાં જે દ્વિત્વનું વિધાન કરવામાં આવેલું છે તે પ્રકૃતિ (એટલે કે મૂળ ધાતુ)નો બે વાર કરેલો પ્રયોગ માત્ર છે (એટલે કે બે વાર ઉચ્ચારેલ સ્વરૂપ જ કેવલ છે) એવો સિદ્ધાંત છે. તેથી દ્વિત્વ થતાં જે સમુદાય નિષ્પન્ન થાય છે, તે પ્રકૃતિ રૂપે જ ગણાય છે, તેથી આ પરિ.નો 15 અર્થ ન્યાય સિદ્ધ છે (તે કંઈ નવો નથી). આ પરિ. છે માટે જ 'जुहुधि' આદિ સ્થળમાં 'हु' ધાતુનું દ્વિત્વ કર્યા પછી 'धि' આદેશ થાય છે એમ કહેવામાં આવે તો તે યોગ્ય નથી, કારણ કે ભાષ્યમાં આ પરિ. મળતી નથી. વળી (છઠ્ઠા અધ્યાયમાં કહેલા પૂર્વોક્ત દ્વિર્વચન દ્વિત્વ) તે સિદ્ધાંત ઉપરથી જો અભ્યાસ અને ધાતુ એ બંનેમાંથી પ્રત્યેકમાં, મૂળ ધાતુત્વ (પ્રકૃતિત્વ)નો બોધ થવા છતાં, 20 (અભ્યાસ અને ધાતુ એ) બંનેના સમુદાયને, મૂળધાતુ (પ્રકૃતિભૂત) માનવા માટે કોઈ પ્રમાણ નથી.

તેથી જ (સમુદાયને મૂળધાતુ માનવામાં આવતો ન હોવાથી) 'दयते र्दिगि लिटि' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં દ્વિર્વચન કરનાર સૂત્ર પરસૂત્ર હોવાથી 'अस्' ધાતુનું પ્રથમ દ્વિર્વચન કરતાં અને પછી ઉત્તરખંડની જગ્યાએ 'भू' એવો આદેશ 25 કરતાં પૂર્વખંડનું શ્રવણ થવાની આપત્તિ આવશે એવી શંકા ઉઠાવીને ભાષ્યકારે આ (શંકા)નું નિવારણ વિષય સપ્તમી માનીને કર્યું છે. અન્યથા તમારા (શંકાકાર)ના મંતવ્ય પ્રમાણે તો 'एकाच् द्विर्वचन' એ ન્યાયથી (એટલે કે ધાતુના પ્રથમ

संगतिः स्पष्टैव । तस्मादुत्तरखण्डमादायैव यथायोगं तत्तत्कार्यप्रवृत्ति र्बोध्या ॥

भूसुवोः [७.३.८८] इत्यस्य तदन्ताङ्गस्येत्यर्थात्प्राप्तस्य गुणनिषेधस्य बोभूत्विति नियम इति न तद्विरोधः ॥

तस्माद्धन्तेर्यङ्लुकि वध्यादित्यादि माधवाद्युदाहृतं चिन्त्यमेवेत्यन्यत्र
5 विस्तरः ॥

यदपि ननु वृद्धिर्यस्याचामादिः [१.१.७३] इत्यत्रेक्परिभाषोपस्थितौ शालीयाद्यसिद्धिरत आह ।

---

એકાચ્નું દ્વિત્વ થાય એમ કહેવામાં ત્યારે એક અચ્ ધરાવતા વ્યંજનનું દ્વિત્વ થાય છે તેથી પૂર્વોત્તર ખંડ રૂપ) સમુદાયને જ ધાતુ માનતાં, તે સમુદાયના ઠેકાણે
10 જ ('भू' એવો) આદેશ કરવાની આપત્તિ આવે છે તો એ ઉપરના ભાષ્યમાં કરેલું સમાધાન અસંગત થાય એ સ્પષ્ટ છે તેથી (ધાતુને માનીને જે કાર્ય થવાનું સૂત્રમાં રહેલું છે) તે કાર્યની પ્રવૃત્તિ ઉત્તરખંડમાં આવેલા ધાતુને માનીને યથા સંભવ કરવી જોઈએ.

'भू' કે सु જે અંગના અંતે છે તેવા (તદન્ત) અંગનો ગુણ થતો નથી
15 એમ 'भूसुवोस्तिङि' એ સૂત્રનો અર્થ કર્યો હોવાથી આ સૂત્રથી પ્રાપ્ત એવો ગુણનો નિષેધ 'बोभूतु' એટલાજ ને લાગુ પડે એવો નિયમ છે, (એટલે કે વેદમાં જ આ પ્રયોગમાં ગુણનો નિષેધ થાય છે, પણ ભાષામાં તો ગુણ સિદ્ધ જ છે) તેથી આ સૂત્રની નિયમાર્થતા સાથે કોઈ વિરોધ આવતો નથી.

તેથી (ધાતુનું દ્વિર્વચન કરવામાં આવતાં અભ્યાસ સાથેના સમુદાયને ધાતુ
20 માનવામાં આવતો નથી, તેમજ પ્રકૃત આ પરિ. નથી એમ સિદ્ધ થવાથી) 'हन्' ધાતુના 'यङ्लुक्'ના આશીર્લિંગમાં 'वध्यात्' આદિ રૂપો થાય છે એમ માધવ આદિ વૈયાકરણોએ જે કહેલું છે, તે ચિન્ત્ય છે. આ બાબતમાં વધારે ચર્ચા ઈતરગ્રંથોમાં કરેલી છે. (૯૩.૯)

**પરિભાષા : ૯૩.૧૦**

25 (જોકે) હવે 'પ્રશ્ન થાય છે કે 'वृद्धिर्यस्याचामादिः.' ઈત્યાદિ સૂત્રમાં 'इको गुणवृद्धी' એ પરિ. ઉપસ્થિત થતાં 'शालीयः' આદિ રૂપ સિદ્ધ થઈ શકશે નહીં. તેથી (કેટલાક વૈયાકરણો પ્રમાણે) આ પરિ. કહે છે.

## विधौ परिभाषोपतिष्ठते नानुवादे ॥ ९३,१० ॥

अनूद्यमानविशेषणेषु तन्नियामकपरिभाषा नोपतिष्ठत इति तदर्थः ॥

विध्यङ्गभूतानां परिभाषाणां विधेयेनासिद्धतया संबन्धासंभवेऽपि तद्विशेषणे व्यवस्थापकत्वेन चरितार्थानां तद्विशेषणव्यवस्थापकत्वे मानाभाव इति तर्कमूलेयम् ॥ 5

किंचोदीचामातः स्थाने [७.३.४६] इति सूत्रे स्थानेग्रहणमस्या लिङ्गम् । अन्यथा षष्ठी स्थाने [१.१.४९] इति परिभाषयैव तल्लाभे तद्वैयर्थ्यं स्पष्टमेवेति । तन्न । उदात्तस्वरितयोर्यणः [८.२.४] इत्यादौ ष्यङः संप्रसारणम्

---

'विधौ परिभाषोपतिष्ठते नानुवादे' (९३.१०)

'પરિભાષા, પ્રધાન (વિધિ)નું સ્વરૂપ નિર્ધારણ કરવામાં પ્રવૃત્ત થાય છે; 10 અપ્રધાનનું નહીં'.

'અનૂદ્યમાન' (એટલે કે જે કંઈ કહેવામાં આવે છે તે) (ઉદ્દેશ્ય) ના વિશેષણમાં, (અર્થનું નિયમન કરનારી) પરિભાષા પ્રવૃત્ત થતી નથી (એવો આ પરિભાષાનો) અર્થ છે. દરેક પરિભાષા વિધિશાસ્ત્રની ઉપકારક (અંગભૂત) હોય છે. તેથી વિધેય (સાધ્ય હોવાને લીધે) અસિદ્ધ હોવાથી, જો તે પરિ.નો વિધેયની 15 સાથે સંબંધ સંભવિત ન હોય તો પણ તે (વિધેય)ના વિશેષણને વ્યવસ્થિત કરવા ચરિતાર્થ થાય છે (એ વાત સ્વીકાર્ય છે પણ તેથી) તે પરિ. ઉદ્દેશ્યના વિશેષણને વ્યવસ્થિત કરે તેમાં કોઈ પ્રમાણ નથી. આજ તર્કના આધારે (પ્રસ્તુત) પરિભાષા રચાયેલી છે.

વળી 'उदीचामातः स्थाने०' એ સૂત્રમાં કરેલું 'स्थाने० ગ્રહણ આ (પ્રકૃત) 20 પરિ.નું જ્ઞાપક છે. જો આ પરિ. ન હોત તો ('आतः' એ ષષ્ઠી હોવાથી) 'षष्ठीस्थानेयोगा' એ પરિભાષા પ્રમાણે 'स्थाने' શબ્દનો અધ્યાહાર થઈ શકે છે (અને તેથી 'आतः' નો અર્થ 'आतः स्थाने' એવો જ થઈ શકે છે તો પછી 'उदीचामातः' स्थाने० સૂત્રમાં 'स्थाने' એ પદ મૂકવાની કોઈ પણ જરૂર નથી) છતાં આ સૂત્રમાં 25 'स्थाने' પદ મૂકયું છે તે પદ વ્યર્થ પડવાની આપત્તિ આવશે એ સ્પષ્ટ છે, એમ જો કહેવામાં આવે તો તે બરાબર નથી (અને તેથી પ્રકૃત પરિભાષા સ્વીકારવી એ રીતનું કથન યોગ્ય નથી), કારણ કે 'उदात्तस्वरितयणोः' સૂત્રમાં અને 'ष्यङः सम्प्रसारणम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં જેમ કહેવામાં આવ્યું છે તે પ્રમાણે 'अल्लोपो-

[६.१.१३] इति सूत्रभाष्योक्तरीत्याल्लोपोऽनः [६.४.१३४] इत्यादौ चैतस्या व्यभिचारितत्वात् । भाष्यानुक्तत्वाच्च । स्थानसंबन्धो न परिभाषालभ्य इत्यर्थस्य षष्ठी स्थाने [१.१.४९] इति सूत्रे भाष्ये स्पष्टमुक्तत्वेन त्वदुक्तज्ञापकासंभवाच्च । तत्र स्थानेग्रहणं तु स्पष्टार्थमेव ॥

5 किंच विधौ परिभाषेति प्रवाद इको गुणवृद्धी [१.१.३] अचश्च [१.२.२८] इत्यनयोर्विधीयत इत्यध्याहारमूलकोऽन्यत्र तु नास्याः फलमित्यन्यत्र विस्तरः ॥९३॥

ननु नमस्करोति देवान्नमस्यति देवानित्यादौ नमःस्वस्ति [२.३.१६] इति चतुर्थी दुर्वारेत्यत आह ।

10 **उपपदविभक्तेः कारकविभक्तिर्बलीयसी ॥ ९४ ॥**

---

ऽनः' ઈત્યાદિ સૂત્રોમાં આ પરિભાષા વ્યભિચરિત થાય છે. વળી આ (પ્રકૃત) પરિ.નો ભાષ્યમાં ક્યાંયે ઉલ્લેખ નથી.

'षष्ठी स्थानेयोगा' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે એ સ્પષ્ટ કહેલું છે કે સ્થાન (સ્થાન્યાદેશ) સંબંધ રૂપ અર્થ 'षष्ठी स्थाने' એ પરિભાષાથી પ્રાપ્ત થાય 15 એમ નથી. તેથી ('उदीचामातः' એ સૂત્રમાં કરેલા 'स्थाने' પદના ગ્રહણથી પ્રકૃત પરિભાષાનું જ્ઞાપન થઈ શકે તેમ નથી) તે 'स्थाने' પદનું ગ્રહણ તો અર્થના સ્પષ્ટ બોધ માટે છે.

'विधौ परिभाषोपतिष्ठते' આ પરિભાષા કથન રૂપ પ્રવાદ (ઉલ્લેખ) છે તે 'इको गुणवृद्धी' (માં विधीयेते) અને 'अचश्च' (માં विधीयते) એવો જે અધ્યાહાર 20 કરવામાં આવે છે તેના આધારે રજૂ થયેલો છે. આ બે સૂત્રો સિવાય બીજે ઠેકાણે આ પરિભાષા માનવાનું કોઈ ફલ જણાતું નથી. આ વિષેની વિસ્તૃત ચર્ચા અન્યત્ર કરવામાં આવી છે. (૯૩.૧૦)

**પરિભાષા : ૯૪**

હવે 'नमस्करोति देवान् नमस्यति देवान्' આદિ સ્થલમાં 'नमः स्वस्ति०' 25 સૂત્ર વડે થતી ચતુર્થી વિભક્તિ નિવારવી મુશ્કેલ છે, તેથી (તે રોકવા માટે) આ પરિ. કહે છે.

'उपपदविभक्तेः कारकविभक्तिर्बलीयसी' (૯૪)

**ઉપપદ–વિભક્તિ કરતાં કારક–વિભક્તિ અધિક બલવાન ગણાય છે.**

कारकविभक्तित्वं च क्रियाजनकार्थकविभक्तित्वं तच्च प्रथमाया अप्यस्तीति सापि कारकविभक्तिरिति सहयुक्ते [२.३.१९] इत्यादिसूत्रेषु भाष्ये ध्वनितम् ॥

इयं च वाचनिक्येव । अत एव यस्य च भावेन [२.३.९७] इति सप्तम्यपेक्षयाधिकरणसप्तम्या बलवत्त्वमनेन न्यायेन तत्र च दीयते [५.१.९६] इति सूत्रे भाष्ये ध्वनितं कैयटेन स्पष्टमुक्तम् । एतेन क्रियान्वयित्वं कारकत्वमित्यपास्तं 5 यस्य च भावेनेति सप्तम्या अपि क्रियान्वयित्वात् ॥

ये तु प्रधानीभूतक्रियासंबन्धनिमित्तकार्यत्वेन कारकविभक्तीनां बलवत्त्वं वदन्ति तेषामुभयोरपि क्रियासंबन्धनिमित्तकत्वेन तदसंगतिः स्पष्टैव । नमोवरिवः [३.१.१९] इति सूत्रे नमस्यति देवानित्यादौ चतुर्थीवारणाय भाष्य उपन्यासस्यासंगतिश्च ॥ 10

---

'જે પદાર્થ ક્રિયાનો જનક છે તેના વાચક શબ્દથી જે વિભક્તિ આવે તે કારક વિભક્તિ કહેવાય છે, આ લક્ષણ પ્રથમા વિભક્તિને પણ લાગુ પડતું હોવાથી તે પણ કારક વિભક્તિ માનવામાં આવે છે તેમ 'सहयुक्ते०' આદિ સૂત્ર ઉપરના ભાષ્યમાં ધ્વનિત થયેલું છે.

આ પરિભાષા વાચનિકીજ છે. તેથી જ 'सप्तम्यधिकरणे च' સૂત્રથી થતી 15 અધિકરણ સપ્તમી (કારક વિભક્તિ હોવાથી), 'यस्य च भावेन भावलक्षणम्' સૂત્રથી થતી 'ભાવે સપ્તમી' (કારણ કે ભાવે સપ્તમી ઉપપદ વિભક્તિ છે) કરતાં આ (પ્રસ્તુત) ન્યાય કે પરિભાષાને લીધે વધુ બલવાન મનાય છે, એમ 'तत्र च दीयते' સૂત્ર ઉપરના ભાષ્યમાં ધ્વનિત થયેલું છે એવું કૈયટે સ્પષ્ટ રીતે કહ્યું છે. તેથી ક્રિયાની સાથે જ અન્વિત છે તે કારક છે તે મત પરાસ્ત થાય છે, કારણ કે 'यस्य च 20 भावेन०' સૂત્ર અનુસાર થતી ભાવે સપ્તમીનો પણ ક્રિયામાં જ અન્વય હોય છે જ.

કેટલાક (વૈયાકરણો) માને છે કે ('વાક્યમાં આવેલી) પ્રધાન ક્રિયાની સાથે સંબંધ હોવાને લીધે કારક વિભક્તિ બલવાન છે' પણ તેમનો મત સ્પષ્ટ રીતે અસંગત છે, કારણ કે અધિકરણ સપ્તમી અને ભાવે સપ્તમી બંને સપ્તમીનો પ્રધાન ક્રિયામાં સંબંધ હોવાને લીધે અન્વય થાય છે. તેમજ 'नमो वरिवश्चित्रङः' 25 સૂત્ર ઉપરના ભાષ્યમાં 'नमस्यति देवान्' ઈત્યાદિ સ્થલમાં ચતુર્થીના નિવારણ માટે ભાષ્યકારે 'देवान्'માં देव શબ્દની ચતુર્થી રોકવા માટે આ પરિભાષાની પ્રવૃત્તિ બતાવી છે, તે ભાષ્ય સાથે પણ આ મંતવ્ય કે ઉપન્યાસની અસંગતિ આવે છે.

एतेन क्रियाकारकसंबन्धोऽन्तरङ्ग इति तन्निमित्ता विभक्तिरन्तरङ्गोपपदार्थेन तु यत्किंचित्क्रियाकारकभावमूलकः संबन्ध इति तन्निमित्ता विभक्तिर्बहिरङ्गे-त्यपास्तम् । नमस्यतीत्यत्र नमःपदार्थेऽपि क्रियाकारकभावेनैवान्वयात् । अत्र च नमःपदार्थस्यापि क्रियात्वं मुण्डयतौ मुण्डस्येव ॥

5 सहयुक्ते [२.३.१९] इत्यादौ च प्रधाने प्रथमासाधनार्थमियं भाष्य उपन्यस्तेत्यन्यत्र विस्तरः ॥९४॥

नन्वदमुयङ्ङित्यादौ पूर्वस्यापि मुत्वापत्तिरत आह ।

## अनन्त्यविकारेऽन्त्यसदेशस्य ॥ ९५ ॥

---

આથી ક્રિયા અને કારક આ બંનેનો સંબંધ અન્તરંગ છે અને તે સંબંધને 10 લીધે થનારી વિભક્તિ અન્તરંગ છે, (જ્યારે, વાક્યમાં સમીપમાં આવેલા પદના અર્થની સાથે) કોઈક ક્રિયાના અધ્યાહાર દ્વારા થતા સંબંધને કારણે થતી ઉપપદ વિભક્તિ બહિરંગ છે એમ (કૈયટે) જ કહેલું છે, તે કથન પણ પરાસ્ત થાય છે. 'नमस्यति देवान्' એ ઉદા. માં ('देवान्' એવા પદનો) 'नमः' એ પદના (નમસ્કાર ક્રિયારૂપ અર્થની સાથે પણ) ક્રિયા કારક ભાવરૂપ સંબંધથી જ અન્વય થાય છે. અહીં 15 'मुण्डमिश्र०' એ ઈત્યાદિ સૂત્રથી 'मुण्ड' શબ્દને 'करोति' એ અર્થમાં 'णिच्' પ્રત્યય કરવામાં આવતાં मुण्डं करोति 'मुण्डयति' એ સ્થલમાં જેમ 'मुण्ड'માં ક્રિયાત્વ છે, તેવું જ ક્રિયાત્વ 'नमस्यति'માં આવેલા 'नमः' પદાર્થમાં છે.

'सहयुक्ते' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'पुत्रेण सहागतो देवदत्तः' એ ઉદા.માં ('देवदत्त' જે પ્રધાન છે, તે પ્રધાન ને) પ્રથમા વિભક્તિ થાય તે માટે ભાષ્યકારે આ 20 (પ્રસ્તુત) પરિભાષાનો ઉપન્યાસ (રજૂઆત) કરેલો છે. આ વિષયમાં વિસ્તૃત ચર્ચા અન્યત્ર કરવામાં આવેલી છે. (૯૪).

**પરિભાષા : ૯૫**

હવે પ્રશ્ન થાય છે કે 'अदमुयङ्' આદિ સ્થલમાં પૂર્વ 'द'કારને પણ 'मुत्व' થવાની આપત્તિ આવશે, તેથી આ પરિભાષા કહે છે.

25 'अनन्त्यविकारेऽन्त्यसदेशस्य' (૯૫).

'જ્યાં કોઈ સૂત્રે બતાવેલ આદેશરૂપી કાર્ય અન્ત્ય વર્ણથી ભિન્ન (अनन्त्य)ને પ્રાપ્ત થાય, ત્યાં તે કાર્ય અન્ત્ય વર્ણથી તદ્દન પૂર્વે આવેલા સમીપ=સદેશ વર્ણ (અવ્યવહિત ઉપાન્ત્ય વર્ણ)ને જ કરવામાં આવે છે.'

अन्त्यसदेशानन्त्यसदेशयोरेकप्रयोगे युगपत्प्राप्तावन्त्यसदेशस्यैवेति तदर्थः । अन्यथा धात्वादेर्नत्वसत्वे नेता सोतेत्यादावेव स्यातां न तु नमति सिञ्चती-त्यादौ ॥

अनन्त्यविकार इति च लिङ्गम् ॥

अन्त्येन समानो देशो यस्य सोऽन्त्यसदेशः । तत्त्वं चान्त्यवर्णतद्वर्णयो- 5 रितराव्यवधानेन बोध्यम् । अत एव विद्ध इत्याद्यर्थं न संप्रसारणे [६.१.३७] इति चरितार्थम् । अल्लोपोऽनः [६.४.१३४] इत्त्यादेरनस्तक्षणेत्यादावाद्या-कारादावप्रवृत्तिरप्यस्याः फलं यजादिस्वादिपरानन्ताङ्गस्याकारस्य लोप इत्यर्थस्यै-

---

જ્યાં કોઈ સૂત્રે બતાવેલું કાર્ય, કોઈ પ્રયોગમાં અન્ત્યવર્ણની અવ્યવહિત પૂર્વે આવેલા ઉપાન્ત્ય (अन्त्य–सदेश)ને, અને અધિક પૂર્વે આવેલા અનન્ત્ય એવા સદેશ 10 (સમીપ) વર્ણને એકી સાથે પ્રાપ્ત થતું હોય ત્યારે તે કાર્ય ઉપાન્ત્ય વર્ણને જ કરવું એવો આ પરિભાષાનો અર્થ છે. જો આ પરિભાષાનો આવો અર્થ ન કરવામાં આવે, (પણ જ્યાં કોઈ કાર્ય એકાદ શબ્દસ્વરૂપના અન્ત્ય વર્ણને પ્રાપ્ત થઈ શકતું ન હોય તેવા સ્થળમાં તે કાર્ય તે શબ્દસ્વરૂપના ઉપાન્ત્ય વર્ણને કરવું એવો જ કેવલ અર્થ કરવામાં આવે) તો 'नेता' 'सोता' આદિ સ્થળમાં જ नत्व તથા 15 सत्व થશે, પણ 'नमति' 'सिञ्चति' આદિ સ્થળમાં नत्व, અને सत्व થશે નહિ.

આ પરિભાષાની પ્રવૃત્તિમાં 'અનન્ત્યવિકાર' એ લિંગ છે. (એટલે કે જ્યાં અનન્ત્યને વિકાર (આદેશ આદિથી થતું પરિવર્તન) થાય એમ કહેલું હોય ત્યાં આ પરિભાષા ઉપસ્થિત થાય છે).

જે વર્ણનો દેશ અન્ત્યવર્ણની સમાન છે તે અન્ત્યસદેશ વર્ણ કહેવાય છે. 20 આનો અર્થ એ થયો કે તે વર્ણની અને અન્ત્યવર્ણની વચમાં બીજો કોઈ પણ વર્ણ ન આવ્યો હોય તે વર્ણને જ 'અન્ત્યસદેશ' એમ કહેવામાં આવે છે. પ્રકૃત પરિભાષામાં 'अन्त्यसदेशे' શબ્દનો આવો અર્થ થવાથી જ 'न संप्रसारणे संप्रसारणम्' એ સૂત્ર 'विद्ध'' ઈત્યાદિ રૂપ સિદ્ધ કરવા માટે ચરિતાર્થ બને છે.

આ પરિભાષા હોવાથી જ 'अनस्तक्ष्णा' આદિ ઉદાહરણમાં 'अल्लोपोऽनः' 25 સૂત્રની આદ્ય 'अ'કારમાં પ્રવૃત્તિ થતી નથી. (એટલે કે 'अनस्तक्ष्णा'માં આ સૂત્રથી આદિ અકારનો લોપ થતો નથી, પણ ઉપાન્ત્ય 'अ'નો જ લોપ થાય છે). (પ્રત્યયને અંગ માટેની આકાંક્ષા ઉભી થતી હોવાથી) 'अल्लोपोऽनः'એ મત્રનો 'यादि' अजादि તથા स्वादि પ્રત્યય પરક 'अन्नन्त' અંગ આવતાં તે અંગના 'अ'નો લોપ થાય છે

वाङ्गाशे प्रत्ययस्योत्थिताकाङ्क्षतयौचित्यादङ्गावयवयजादिस्वादिपरस्यान इत्यादि-
क्रमेणानेकत्रानेकक्लिष्टकल्पनापेक्षयास्या उचितत्वात् ।।

न चैषा ष्यङः संप्रसारणम् [६.१.१३] इति सूत्रे भाष्ये प्रत्याख्यातेति भ्रमितव्यम् । वार्तिकोक्तफलानामनेकक्लिष्टकल्पनाभिरन्यथा सिद्धिं प्रदर्श्यापि यान्येतस्याः परिभाषायाः प्रयोजनानि तदर्थमेषा कर्तव्या प्रतिविधेयं दोषेषु 5 प्रतिविधानं चोदात्तनिर्देशात्सिद्धमित्युपसंहारात् ।।

मिमार्जिषतीत्यर्थं च । तत्र वृद्धेः पूर्वमन्तरङ्गत्वाद्द्वित्वे परत्वादभ्यासकार्ये

---

એવો જ અર્થ કરવો યોગ્ય છે. કારણ કે પ્રત્યયની આકાંક્ષા અંગ અંશમાં પેદા થાય છે તેથી (તેની શાંતિ માટે પ્રત્યયને અંગનું જ વિશેષણ માનવું યોગ્ય છે.) જો આવો અર્થ ન કરવામાં આવે અને (કલ્પના લડાવીને) આ સૂત્રનો અંગાવયવ જે10 'अन्' તેની અવ્યવહિત પછી यजादि, स्वादि પ્રત્યય આવે તો 'अन्'માં આવેલા 'अ'નો લોપ થાય છે' તેવો અનેક જગ્યાએ અનેક ક્લિષ્ટ કલ્પના પૂર્ણ અર્થ કરવામાં આવે તો તે યોગ્ય નથી. આના કરતાં તો આ પરિ.નો સ્વીકાર કરવામાં લાઘવ છે.

'ष्यङः सम्प्रसारणम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે આ પરિ.નું પ્રત્યાખ્યાન15 કરેલું છે એવો ભ્રમ સેવવો જોઈએ નહીં. વાર્તિકકારે આ પરિભાષાનાં અનેક પ્રયોજન કે ફલ જે કહેલાં છે, તે પ્રયોજનો બીજી રીતે પણ સિદ્ધ થઈ શકશે એમ અનેક ક્લિષ્ટ કલ્પનાઓથી બતાવીને પણ પછી ભાષ્યકાર એમ કહે છે કે આ પરિભાષાનાં જે પ્રયોજનો છે (એટલે કે આ પરિભાષા માન્યા સિવાય જે રૂપો સિદ્ધ થઈ શકતાં નથી) તે માટે આ પરિભાષા હોવી આવશ્યક છે. જો આ પરિ. માનવાથી જ્યાં20 દોષ એટલે કે અનિષ્ટરૂપો થવાનો સંભવ હોય તો ત્યાં તેનું પ્રતિવિધાન કરવું જોઈએ. (અર્થાત્ અન્ય ઉપાય યોજવા જોઈએ), એટલે કે જેટલાં સૂત્રોમાં આ પરિભાષા પ્રવૃત્ત થાય છે તેટલાં સૂત્રોમાં ઉદાત્તનો નિર્દેશ કરવો (આ પ્રકારનું પ્રતિવિધાન અહીં સમજવું જોઈએ. આવું પ્રતિવિધાન કરવાથી આ પરિ. ક્યાં પ્રવૃત્ત થાય છે અને ક્યાં પ્રવૃત્ત નથી એ બાબત સ્હેલાઈથી જાણી શકતાં જ્યાં દોષ આવે તેનું25 નિવારણ પણ થઈ શકશે) એમ કહીને ભાષ્યકારે ઉપસંહાર કરેલો છે.

'मिमार्जिषति' એ રૂપની સિદ્ધિ માટે આ પરિભાષાની આવશ્યકતા છે. ત્યાં ('मिमार्जिषति' ઉદાહરણમાં) વૃદ્ધિ કાર્યની અપેક્ષાએ દ્વિર્વચન (દ્વિત્વ) કાર્ય અન્તરંગ હોવાથી પહેલાં દ્વિર્વચન કરી, તે પછી પરત્વને લીધે અભ્યાસ કાર્ય કર્યા બાદ અભ્યાસના 'इ'ની વૃદ્ધિ ન થાય તે માટે આ પરિ. આવશ્યક છે. જો કે વૃદ્ધિ કર્યા30

ततोऽभ्यासेकारस्य वृद्धिवारणायावश्यकी । न च वृद्धौ पुनरभ्यासह्रस्वत्वेन सिद्धिर्लक्ष्ये लक्षणस्येति न्यायेन पुनरप्रवृत्तेः ॥

यत्तु न संप्रसारणे इति सूत्रे भाष्ये नैतस्याः परिभाषायाः प्रयोजनानीत्युक्तं तस्यायमर्थः । एतत्सूत्रप्रयोजनान्येतस्याः परिभाषायाः प्रयोजनानि न भवन्ति व्यधादावन्त्यसमानदेशयणोऽभावादिति । नैतान्येतस्याः प्रयोजनानीति 5 पाठोऽपि क्वचिद् दृश्यते ॥

वाचनिक्यैवैषा । स्पष्टा च ष्यङः [६.१.१३] इति सूत्रेऽदसोऽसेः [८.२.२०] इति सूत्रे च केचिदन्त्यसदेशस्येत्यनेन भाष्य इत्यन्यत्र विस्तरः ॥९५॥

नन्वव्यक्तानुकरणस्यातः [६.१.९८] इति पररूपं पटत् इति पटितीत्यादावलोऽन्त्यस्य [१.१.५२] इत्यन्त्यस्य प्राप्नोतीत्यत आह । 10

---

પછી પુનઃ (અભ્યાસના વર્ણને। હ્રસ્વ કરવાથી 'मिमार्जिषति' એ રૂપ સિદ્ધ થઈ શકે છે, પણ 'लक्ष्ये लक्षणं सकृदेव प्रवर्तते' (લક્ષ્ય કે ઉદાહરણમાં લક્ષણ એકજ વાર પ્રવૃત્ત થાય છે) એવો સિદ્ધાન્ત હોવાથી પુનઃ હ્રસ્વ થઈ શકે તેમ નથી.

'न संप्रसारणे संप्रसारणम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'नैतदस्याः परिभाषायाः प्रयोजनानि' એમ ભાષ્યકારે જે કહ્યું છે તેના અર્થ એ છે કે (આ 'न संप्रसा० સૂત્રનાં 15 પ્રયોજન विद्धः ઇત્યાદિ) આ પરિભાષાનાં પ્રયોજન થઈ શકે તેમ નથી, કારણકે 'व्यध्' આદિ સ્થલમાં અન્ત્યવર્ણની પૂર્વે (અન્ત્ય સમાનદેશ) 'यण्' નથી. ભાષ્યમાં 'नैतदस्याः परिभाषायाः प्रयोजनानि'ને બદલે 'नैतान्यस्याः प्रयोजनानि' એવો પાઠ પણ ક્યાંક જોવા મળે છે. (પણ તેથી અર્થની બાબતમાં કોઈ ફરક પડતો નથી).

આ પરિભાષા (જ્ઞાપકસિદ્ધ કે ન્યાયસિદ્ધ નથી પણ) વાચનિકી જ છે, અને 20 'ष्यङः सम्प्रसारणम्' સૂત્ર ઉપરના ભાષ્યમાં પઠિત થયેલી છે. 'अदसोऽसेः' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'केचिद् अन्त्यसदेशस्य' એ શબ્દોમાં આ પરિ.નો નિર્દેશ કરવામાં આવ્યો છે. આ વિષયમાં વિસ્તૃત ચર્ચા ઇતરગ્રંથોમાં કરવામાં આવેલી છે. (૯૫).

## પરિભાષા : ૯૬

'अव्यक्तानुकरणस्यात इतौ' સૂત્ર પ્રમાણે 'पटत् इति' એ પ્રયોગમાં (अत् અને इ 25 એ બંનેના સ્થાને) પરરૂપ એકાદેશ (એટલે 'इ' થતાં) 'पटिति' એવું રૂપ થાય છે, પણ ત્યાં 'पटत्'માં આવેલ 'अत्'માં રહેલા અન્ત્યવર્ણ 'त्'ને ઠેકાણે 'अलोऽन्त्यस्य' સૂત્ર પ્રમાણે પરરૂપ આદેશ થતાં पट+इति એવી સ્થિતિ થશે, અને પછી ગુણ થતાં पटेति એવું અનિષ્ટ રૂપ થવાની આપત્તિ આવશે તેથી આ પરિભાષા કહે છે.

## नानर्थकेऽलोऽन्त्यविधिरनभ्यासविकारे ॥ ९६ ॥

अनभ्यासेत्युक्तेर्बिभर्तीत्यादौ भृञामित् [७.४.७६] इत्याद्यन्त्यस्यैव । अभ्यासोऽनर्थकोऽर्थावृत्त्यभावात्किंतूत्तरखण्ड एवार्थवानित्यत्र निरूपितम् ॥

एषालोऽन्त्यात्सूत्रे भाष्ये स्पष्टा फलानामन्यथासिद्धिकरणेन प्रत्याख्याता 5 चेति तत एवावधार्यताम् ॥९६॥

ननु ब्राह्मणवत्सा च ब्राह्मणीवत्सश्चेत्यादौ पुमान् स्त्रिया [१.२.६७] इत्येकशेषापत्तिः स्त्रीत्वपुंस्त्वातिरिक्तकृतविशेषाभावादत आह ।

---

'नानर्थकेऽलोऽन्त्यविधिरनभ्यासविकारे (९६)

'જ્યાં ષષ્ઠયન્ત અનર્થક વર્ણસમૂહની જગ્યાએ આદેશરૂપી કાર્ય બતાવ્યું હોય 10 ત્યાં 'अलोऽन्त्य० પરિ. લાગતી નથી, પણ જે સૂત્રમાં અભ્યાસવિકારરૂપ કાર્ય અનર્થકની જગ્યાએ બતાવ્યું હોય ત્યાં 'अलोऽन्त्य० પરિ. લાગુ પડે છે.

આ પરિભાષામાં 'अनभ्यासविकारे' એવો પ્રતિષેધ દર્શાવેલો હોવાથી 'भृञामित्' સૂત્ર પ્રમાણે (સંપૂર્ણ અભ્યાસની જગ્યાએ 'इकार' આદેશ ન થતાં) અભ્યાસમાં આવેલા અન્ત્ય 'अल्'ની જગ્યાએ જ 'इकार' આદેશ થાય છે. અભ્યાસ એ અર્થવાન નથી, 15 કારણકે ધાતુનું દ્વિર્વચન કરવામાં આવતાં (કંઈ) ધાતુના અર્થની દ્વિરાવૃત્તિ થતી નથી, અને તેથીજ જે મૂળધાતુ હોય તેનો ઉત્તર ખંડજ ફક્ત અર્થવાન ગણાય છે એમ બીજે ઠેકાણે કહેવામાં આવ્યું છે.

આ પરિભાષા 'अलोऽन्त्य० સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટરૂપે કહેલી છે (તો પછી) આજ સૂત્રના ભાષ્યમાં આ પરિ.નાં પ્રયોજનોની સિદ્ધિ બીજી રીતે બતાવી 20 આ (પ્રકૃત) પરિભાષાનું પ્રત્યાખ્યાન પણ કરવામાં આવ્યું છે આ બાબત એજ ભાષ્ય ઉપરથી ધ્યાનમાં લેવી. (૯૬).

### પરિભાષા : ૯૭

હવે પ્રશ્ન થાય છે કે 'ब्राह्मणवत्सा च ब्राह्मणीवत्सश्च' આદિ ઉદાહરણમાં 'पुमान् स्त्रिया' સૂત્ર અનુસાર એકશેષ (સમાસ) થવાની આપત્તિ આવશે, કારણકે પ્રસ્તુત આ 25 બે પદોમાં પુંલિંગત્વ અને સ્રીલિંગત્વ સિવાય બીજો કોઈ ફરક નજરે પડતો નથી. તેથી (આ એકશેષ રૂપ આપત્તિને દૂર કરવા માટે) આ પરિ. કહેવામાં આવે છે.

### प्रधानाप्रधानयोः प्रधाने कार्यसंप्रत्ययः ॥ ९७ ॥

तेन प्रधानस्त्रीत्वपुंस्त्वातिरिक्ताप्रधानस्त्रीत्वपुंस्त्वकृतविशेषस्यापि सत्त्वेन न दोषः ॥

स्पष्टा चेयं पुमान् स्त्रिया [१.२.६७] नपुंसकमनपुंसकेन [१.२.६९] इत्यनयोर्भाष्ये ॥ 5

अन्तरङ्गोपजीव्यादपि प्रधानं प्रबलमिति हेतुमति च [३.१.२६] इत्यत्र भाष्यकैयटयोः ॥९७॥

ननु स्वस्रादित्वप्रयुक्तो मातृशब्दस्य ङीप्निषेधः परिच्छेत्तृवाचकमातृशब्देऽपि स्यादत आह ।

### अवयवप्रसिद्धेः समुदायप्रसिद्धिर्बलीयसी ॥ ९८ ॥ 10

---

'प्रधानाप्रधानयोः प्रधाने कार्यसम्प्रत्ययः (९७)

(કોઈ સૂત્રોમાં દર્શાવેલું) કાર્ય પ્રધાન અને અપ્રધાનમાંથી પ્રધાન (મુખ્ય)ને કરવામાં આવે છે, (ગૌણને નહીં).

તેથી (પ્રસ્તુત ઉદાહરણમાં કેવલ) પ્રધાન શબ્દમાં જ સ્ત્રીત્વ અને પુંસ્ત્વનો ફરક નહીં પણ (એ સિવાયના) અપ્રધાન શબ્દમાં પણ ફરક હોવાથી (એકશેષની આપત્તિ 15 આવતી નથી તેથી) કોઈ દોષ (આપત્તિ) આવતો નથી.

'पुमान् स्त्रिया' અને 'नपुंसकमनपुंसकेन' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. કહેલી છે, અને 'हेतुमति च સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે, તેમજ કૈયટે પોતાની વૃત્તિમાં બતાવ્યું છે કે 'અન્તરંગ ઉપજીવ્ય કરતાં પણ પ્રધાનને અધિક બલવાન ગણવામાં આવે છે. (૯૭) 20

**પરિભાષા : ૯૮**

'न षट्स्वस्रादिभ्यः સૂત્રથી થતો 'ङीप् પ્રત્યયનો નિષેધ જેમ (જનની અર્થ વાચક) मातृ શબ્દને થાય છે, (તો) એવો જ નિષેધ પરિચ્છેત્તા (–માપનાર)એ અર્થના વાચક मातृ શબ્દને પણ થવો જોઈએ. (આ રીતની મુશ્કેલી આવતાં તે નિવારવા) આ પરિ. કહે છે. 25

'अवयवप्रसिद्धेः समुदायप्रसिद्धिर्बलीयसी (९८)

શબ્દોના અવયવોમાંથી ઉત્પન્ન થતા (યૌગિક) અર્થ કરતાં, તે સમસ્ત (પૂર્ણ) શબ્દથી ઉત્પન્ન થનાર સ્વતંત્ર રૂઢ અર્થ અધિક બલવાન ગણાય છે.

तेन शुद्धरूढस्य जननीवाचकस्यैव ग्रहणं न परिच्छेत्तृवाचकस्य ॥

योगजबोधे तदनालिङ्गितशुद्धरूढिजोपस्थितिः प्रतिबन्धिकेति व्युत्पत्तिरेव तद्बीजम् । रथकाराधिकरणन्यायसिद्धोऽयमर्थः ॥

कश्चित्तु दीधीवेवीटाम् [१.१.६] इत्यत्रानया परिभाषया दीधीङ्वेवी-
5 ङोरेव ग्रहणं न दीङ्धीङ्वेञ्वीनामिति । तन्न । तथा सति दीवेधीवीटामि-
त्येव वदेदित्यन्ये ॥९८॥

ननु वातायनार्थे गवाक्षेऽवङो वैकल्पिकत्वाद्गोक्ष इत्याद्यपि आह ।

---

આ પરિ. હોવાથી 'હવે' ન षट्स्वस्रादिभ्यः (આ સૂત્રમાં 'स्वस्रादि' ગણમાં આવતા 'मातृ' શબ્દથી) 'જનની' એ કેવલ રૂઢ અર્થના વાચક 'मातृ શબ્દનું ગ્રહણ કરવામાં
10આવે છે, પણ 'પરિચ્છેદન કરનાર એવા યૌગિક અર્થ વાચક 'मातृ શબ્દનું ગ્રહણ થતું નથી; કારણકે (પ્રકૃતિ પ્રત્યયના) યોગથી ઉત્પન્ન થનાર બોધમાં, અવયવોના અર્થની ઉપસ્થિતિમાં, અવયવાર્થ (યોગાર્થ)ના અનુસંધાનથી અસ્પૃષ્ટ શુદ્ધ રૂઢ (સમુદાય) શક્તિથી ઉત્પન્ન થતી ઉપસ્થિતિ પ્રતિબન્ધક બને છે. આ વ્યુત્પત્તિ (કે વસ્તુસ્થિતિ) જ આ ન્યાય (પરિ.)નું બીજ છે. વળી (મીમાંસકોના) 'રથાધિકરણ' ન્યાય પ્રમાણે
15 પણ (આ પરિ.ની) રૂઢ અર્થની બલવત્તાની વાત સિદ્ધ થાય છે.

કોઈ એક (પુરુષોત્તમદેવ જેવા વૈયાકરણ આ પ્રસ્તુત પરિ.નો (કંઈક) જૂદો 'જ્યાં સમુદાયનું ગ્રહણ થઈ શકતું હોય ત્યાં અવયવનું ગ્રહણ ન કરવું'' એવો અર્થ કરે છે. અને) કહે છે કે, પ્રસ્તુત પરિ. હોવાથી 'दीधीवेवीटाम्' સૂત્ર વડે दीधीङ्, वेवीङ् એ સમુદાયાત્મક ધાતુનું ગ્રહણ થાય છે. दी, धी, वे, वी, એ
20 (અવયવાત્મક) ધાતુનું ગ્રહણ થતું નથી, પણ આ મત બરાબર નથી. કારણ કે (આચાર્ય પાણિનિને આ સ્થળે આવેલા) આ ચાર ધાતુઓનું જ ગ્રહણ કરવું અભીષ્ટ હોત તો (સંદેહ ન થાય એ માટે) दी, वे, धी, वी–टाम् એવું સૂત્ર કરવું જોઈતું હતું એમ અન્ય વિદ્વાનો (સંભવતઃ પોતે નાગેશ) કહે છે. (૯૮).

**પરિભાષા : ૯૯**

25 હવે પ્રશ્ન થાય છે કે વાતાયન (ઝરોખો) અર્થમાં 'गवाक्ष એ શબ્દનો પ્રયોગ થાય છે. આ શબ્દમાં ('अवङ् स्फोटायनस्य' સૂત્રથી) જે 'अवङ्' આદેશ થાય છે તે વિકલ્પે થાય છે. તેથી 'વાતાયન' અર્થમાં ''गोऽक्षः એવા રૂપપ્રયોગને પણ સાધુ માનવો જોઈએ (આ રીતની આપત્તિ આવતાં) આ પરિ. કહેવામાં આવે છે.

## व्यवस्थितविभाषयापि कार्याणि क्रियन्ते ॥ ९९ ॥

लक्ष्यानुसाराद् व्यवस्था बोध्या ॥

शाच्छोः [७.४.४१] इति सूत्रे लटः शतृ [३.२.१२४] इत्यादि-सूत्रेषु च भाष्ये स्पष्टा ॥९९॥

## विधिनियमसंभवे विधिरेव ज्यायान् ॥ १०० ॥　　5

नियमे ह्यश्रुताया अन्यनिवृत्तेः सामर्थ्यात्परिकल्पनमुक्तानुवाददोषश्चेति लाघवाद्विधिरेवेति बोध्यम् ॥

यस्य हलः [६.४.४९] इत्यत्र इजादेः सनुम इत्यत्र च भाष्ये स्पष्टेयम् ॥१००॥

---

'व्यवस्थितविभाषयापि कार्याणि क्रियन्ते (९९)　　10

વ્યવસ્થિત વિભાષાથી પણ કાર્યો કરવામાં આવે છે.

('કોઈ સૂત્રમાં જ્યારે અમુક કાર્ય વિકલ્પે કરવાનું બતાવ્યું હોય ત્યારે કેટલેક ઠેકાણે) વ્યવસ્થિત વિભાષાથી તે કાર્ય કરવામાં આવે છે, એટલે કે લક્ષ્યને ધ્યાનમાં રાખી કોઈક ઠેકાણે તે અવશ્ય કરવામાં આવે છે, કોઈક ઠેકાણે કરવામાં જ આવતાં નથી; તો કોઈક સ્થળે તે વિકલ્પે કરવામાં આવે છે).　　15

લક્ષ્યની પ્રત્યે (અર્થાત્ ભાષામાં જે રૂપો શુદ્ધ માનવામાં આવે છે તે તરફ નજર રાખીને) આવી 'विभाषा'ની વ્યવસ્થા જાણવી જોઈએ.

'शाच्छोरन्यतरस्याम् અને 'लटः शतृशानचौ० ઈત્યાદિ સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષા સ્પષ્ટ કરવામાં આવી છે. (૯૯)

**પરિભાષા : ૧૦૦**　　20

विधिनियमसंभवे विधिरेव ज्यायान् (१००)

જ્યાં વિધિ અને નિયમ બંને સંભવિત હોય તો વિધિ જ શ્રેષ્ઠ ગણવામાં આવે છે. (જ્યાં કોઈક સૂત્ર વિધિપરક અને નિયમપરક હોય ત્યાં તે સૂત્ર શક્ય હોય તો વિધિપરક જ માનવું).

નિયમપક્ષ માનવામાં આવતાં, જે કાર્યનું વિધાન હોય તેનો અન્ય ઉદાહરણમાં　25 શબ્દોથી નિર્દિષ્ટ નહીં એવો (અશ્રુત) અભાવ, સામર્થ્યને લીધે માનવો પડે છે, તથા એકવાર કહેલી વાત ફરી કહેવી પડે છે. આમ આ રીતના દોષ ઉભા થતા હોવાથી, લાઘવને લીધે વિધિપક્ષ જ માનવો એ શ્રેષ્ઠ છે.

'यस्य हलः' અને 'इजादेः सनुमः' આદિ સૂત્રના ભાષ્યમાં આ પરિભાષા સ્પષ્ટ રૂપે ચર્ચવામાં આવી છે. (૧૦૦)　　30

नन्वाशंसायां भूतवच्च [३.३.१३२] इत्यनेन लुङ इव लङ्लिटोरप्यतिदेशः स्यादत आह ।

**सामान्यातिदेशे विशेषानतिदेशः ॥ १०१ ॥**

सामान्योपस्थितिकाले नियमेन विशेषोपस्थापकसामग्र्यभावोऽस्या बी-
5 जम् । तेनानद्यतनभूतरुपे विशेषे विहितयोस्तयोर्नातिदेशः ॥

इयमनित्या न ल्यपि [६.४.६९] इति लिङ्गात् । तेन स्थानिवत्सूत्रेण विशेषातिदेशोऽपि ॥

स्पष्टं चैतत्सर्वं स्थानिवत्सूत्रे भाष्ये ॥१०१॥

ननु तित्स्वरितम् [६.१.१८५] इति स्वरितत्वं किरतीत्यादावपि स्या-
10 दत आह ।

---

**પરિભાષા : ૧૦૧**

'आशंसायां भूतवच्च' સૂત્રથી 'જ્યાં ઈચ્છા રૂપ અર્થનું અભિધાન થતું હોય (એટલે કે જે ઈષ્ટ વસ્તુ હજી પ્રાપ્ત થઈ નથી પણ પછી પ્રાપ્ત થશે એવી ઈચ્છા દર્શિત કરવામાં આવતી હોય) ત્યારે જેમ ભૂતકાલવાચક 'लुङ्'નો અતિદેશ થાય છે તેમ 'लङ्'
15 અને 'लिट्'નો પણ અતિદેશ થવાની આપત્તિ આવશે, તેથી આ પરિભાષા કહે છે.

'सामान्यातिदेशे विशेषानतिदेशः (१०१)

'સામાન્યના અતિદેશ વખતે વિશેષનો અતિદેશ કરવામાં આવતો નથી.'

સામાન્યના ધર્મની ઉપસ્થિતિના સમયે વિશેષના ધર્મની સામગ્રી (હંમેશાં) હોતી નથી એ અનુભવ આ પરિભાષામાં બીજ છે. તેથી ભૂતત્વ સામાન્યનો
20 અતિદેશ થાય છે, પણ 'અનદ્યતન ભૂત' એવા વિશેષ અર્થમાં વિહિત અનદ્યતન ભૂત (लङ्) અને (लिट्)નો અતિદેશ થતો નથી.

આ પ્રકૃત પરિભાષા અનિત્ય છે, તેમાં 'न ल्यपि' એ સૂત્ર જ્ઞાપક છે. આ પરિ. અનિત્ય હોવાથી 'स्थानिवदादेशः' એ (સામાન્યાતિદેશ વિધાયક) સૂત્રથી વિશેષધર્મનો પણ અતિદેશ થાય છે. આ બધું 'स्थानिवत' સૂત્રના ભાષ્યમાં સ્પષ્ટ પણે કહેવામાં
25 આવ્યું છે. (૧૦૧)

**પરિભાષા : ૧૦૨**

હવે પ્રશ્ન થાય છે કે 'किरति' આદિ સ્થળમાં ('ॠत इद्धातोः' સૂત્રથી 'इत' આદેશ થાય છે, ત્યાં 'त्'ની ઈત્સંજ્ઞા થવાથી 'तित्' હોવાથી) 'तित्स्वरितम्' સૂત્રથી સ્વરિત સ્વર થવાની આપત્તિ આવશે, તેથી આ પરિ. કહેવામાં આવે છે.

## प्रत्ययाप्रत्यययोः प्रत्ययस्य ग्रहणम् ॥ १०२ ॥

इयं चाङ्गस्य [६.४.१.] इति सूत्रे भाष्ये पठिता । वर्णग्रहणे च न प्रवर्तत इति तत्रैव कैयटे स्पष्टम् । अत एव सनाशंसभिक्ष उः [३.२.१६८] वले[६.३.११८] इत्यत्र सन्वल्योः प्रत्यययोर्ग्रहणम् ॥

परे तु तित्स्वरितम् [६.१.१८५] इति सूत्र एषा परिभाषा लक्ष्य- 5 संस्काराय भाष्ये क्वापि नाश्रितेति कैयटेनोक्तम् । अङ्गस्य [६.४.१] इति सूत्रे तत्प्रत्याख्यानायैषा भाष्य एकदेशिनोक्ता । अत एव तिति प्रत्ययग्रहणं कर्तव्यमिति वार्तिककृतोक्तम् । उक्तसूत्रयोर्व्याख्यानात्प्रत्यययोरेव ग्रहण- मित्याहुः ॥१०२॥

---

'प्रत्ययाप्रत्यययोः प्रत्ययस्यैव ग्रहणम् (१०२) 10

'જ્યાં (જે સૂત્રમાં) પ્રત્યય અને અપ્રત્યય બંનેનો વાચક કોઈ શબ્દ આવ્યો હોય તો તે શબ્દથી પ્રત્યય જ લેવામાં આવે છે.'

'अङ्गस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. વચનરૂપે પઠિત છે. વળી તે ભાષ્યની વૃત્તિમાં કૈયટે એ સ્પષ્ટરૂપે કહ્યું છે કે 'જ્યાં (જે સૂત્રમાં) વર્ણનું ગ્રહણ કરવામાં આવ્યું હોય ત્યાં આ પરિભાષા લાગુ પડતી નથી. આ પરિ. હોવાથી જ 'सनाशंस 15 भिक्ष उः' તેમજ 'वले' સૂત્રમાં 'सन्' અને 'वल्' શબ્દથી 'सन्' અને 'वल्' પ્રત્યયનું જ ગ્રહણ કરવામાં આવે છે. (પણ 'षण सम्भक्तौ' કે 'षणु दाने' કે वल 'संवरणे' એ ધાતુઓનું ગ્રહણ થતું નથી).

ઈતર વૈયાકરણો (નાગેશ આદિ) એ માને છે કે 'तित्स्वरितम्' સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં કૈયટે એમ કહ્યું છે કે ભાષ્યકારે આ પરિ.ને ઈષ્ટરૂપ (लक्ष्य)ની 20 સિદ્ધિ કરવા માટે ક્યાંયે ઉપયોગ કર્યો નથી. જો કે 'अङ्गस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. કહેવામાં આવી છે પણ તે તો 'अङ्गस्य' સૂત્રનું પ્રત્યાખ્યાન કરવા માટે એકદેશી એ કહેલી છે. આ પરિ. હોવાથી જ 'तितिप्रत्ययग्रहणं कर्तव्यम्' એવું વાર્તિક વાર્તિકકારે બનાવ્યું છે. ઉપરનાં બંને સૂત્રોમાં વ્યાખ્યાનના આધારે 'सन्' અને वल् એ પ્રત્યયનું જ ગ્રહણ કરવામાં આવે છે એમ તે વૈયાકરણો કહે છે. (૧૦૨) 25

ननु विपराभ्यां जेः [१.३.१९] इत्यात्मनेपदं परा सेना जयतीत्यर्थके परा जयति सेनेत्यत्र प्राप्नोतीत्यत आह ।

**सहचरितासहचरितयोः सहचरितस्यैव ग्रहणम् ।। १०३ ।।**

तेन विशब्दसाहचर्यादुपसर्गस्यैव पराशब्दस्य ग्रहणमिति तत्रैव भाष्ये 5 स्पष्टम् ॥

सहचरणं सदृशयोरेवेति सहचरितशब्देन सादृश्यवानुच्यते । रामलक्ष्मणावित्यादावपि सादृश्यमेव नियामकम् । सदृशयोरेव सहविवक्षा तयोरेव सहप्रयोग इत्युत्सर्गाच्च ।।

ध्वनितं चेदं कर्मप्रवचनीययुक्ते द्वितीया [२.३.८] इति सूत्रे भाष्ये ।

---

**પરિભાષા : ૧૦૩**

10 હવે પ્રશ્ન થાય છે કે 'परा (श्रेष्ठा) जयति सेना' એ વાક્યમાં 'परा जयति' એ સ્થલમાં 'विपराभ्यां जेः' સૂત્ર પ્રમાણે આત્મનેપદ પ્રત્યય થવાનો પ્રસંગ આવશે (તેથી 'पराजयते' એવો અનિષ્ટ (અશુદ્ધ) વાક્ય પ્રયોગ થશે) આથી આ પરિ. કહે છે.

'सहचरितासहचरितयोः सहचरितस्यैव ग्रहणम् (१०३)

(વ્યાકરણ શાસ્ત્રમાં અમુક શબ્દના સાહચર્યમાં કોઈ શબ્દનો પ્રયોગ થયો 15 હોય તો તે પ્રયુક્ત શબ્દ સદૃશ કે અસદૃશ પણ હોઈ શકે તે સ્થિતિમાં) સદૃશ અને અસદૃશ શબ્દના ગ્રહણમાં સદૃશ શબ્દનું જ ગ્રહણ થાય છે (અસદૃશનું નહીં).

આ પરિ. હોવાથી 'विपराभ्यां जेः સૂત્રમાં આવેલા 'वि' અને 'परा' એ બંનેમાં ઉપસર્ગત્વ રૂપ સામાન્ય ધર્મ હોવાથી 'परा' એ ઉપસર્ગનું જ ગ્રહણ કરવામાં આવે છે (તે સિવાયનાનું નહીં) એમ આ જ સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટરૂપે કહ્યું છે.

20 સરખો (सदृश) સ્વભાવ ધરાવનારનું જ સાહચર્ય હોય છે, તેથી આ પરિ.માં 'सहचरित' શબ્દથી 'सादृश्यवान्' (સાદૃશ્યવાળો) એવો અર્થ લેવામાં આવે છે. 'रामलक्ष्मणौ' આદિ ઉદાહરણમાં દશરથપુત્રત્વ એવો સમાન ધર્મ (સાદૃશ્ય) જ, રામનો અર્થ નક્કી કરવામાં નિયામક થાય છે. (વળી) જેમનો ધર્મ સમાન છે એમની જ સહવિવક્ષા થાય છે અને તેવા જ શબ્દોનો સૂત્રમાં (એકત્ર) સહપ્રયોગ થાય છે તેવો 25 સામાન્ય નિયમ છે.

આ બાબત 'कर्मप्रवचनीययुक्ते द्वितीया' સૂત્ર ઉપરના ભાષ્યમાં ધ્વનિત થયેલી

तत्र हि पञ्चम्यपाङ्परिभिः [२.३.१०] इति सूत्रेण लक्षणादिद्योतकपरियोगे पञ्चमीमाशङ्क्य यद्यप्ययं परिर्दृष्टापचारो वर्जने चावर्जने च, अयं खल्वपशब्दोऽदृष्टापचारो वर्जनार्थ एव कर्मप्रवचनीयस्तस्य कोऽन्यः सहायो भवितुमर्हत्यन्यो वर्जनार्थाद्यथास्य गोः सहायेनार्थ इति गौरेवानीयते नाश्वो न गर्दभ इत्युक्तम् । तेन हि सदृशानामेव प्रयोगे सहायभावो बोधितः ॥ 5

द्विस्त्रिश्चतुः [८.३.४३] इति सूत्रे साहचर्येणैव कृत्वोऽर्थस्य ग्रहणे सिद्धे कृत्वोऽर्थग्रहणादेषानित्या । तेन दीधीवेवीटाम् [१.१.६] इत्यत्र धातुसाहचर्येऽप्यागमस्येटो ग्रहणमित्यन्यत्र विस्तरः ॥१०३॥

---

છે. તે ભાષ્યમાં 'पञ्चम्यपाङ्परिभिः' સૂત્રથી લક્ષણ આદિ અર્થના દ્યોતક 'परि' એ કર્મપ્રવચનીયના યોગમાં પંચમી વિભક્તિ કેમ ન થાય! એવી શંકા ઉઠાવીને તેનું નિરા-10 કરણ કરતાં ભાષ્યકારે એમ કહ્યું છે કે 'જો કે આ 'परि વર્જન (ત્યાગ) અને તેથી અતિરિક્ત અવર્જન એવા અર્થમાં પણ મળી આવે છે, તેથી એ નિયત અર્થ ધરાવતો ન હોવાથી વ્યભિચરિત (અપચાર) છે, પણ 'अप'નો અર્થ 'વર્જન' સિવાય બીજો કોઈ થતો નથી. તેથી 'अप'ની સાથે આવેલ 'परि'નો પણ 'વર્જન' સિવાય બીજો કયો અર્થ હોઈ શકે? જેમકે 'આ (બળદ)નો સહાયક જોઈએ છે' એમ 15 કહેવામાં આવતાં, તેનો સાથી (બીજો) બળદ જ લાવવામાં આવે છે, અશ્વ કે ગર્દભ નહીં. એ રીતના ભાષ્યસંદર્ભ ઉપરથી સૂત્રમાં કે પ્રયોગમાં સદૃશોનું જ સાહચર્ય થાય છે એમ જણાવેલું છે.

'द्विस्त्रिश्चतुरिति कृत्वोऽर्थे' સૂત્રમાં 'कृत्वोऽर्थे' ગ્રહણ કરવાથી આ પરિ. અનિત્ય છે. (કારણ કે 'द्विस्, त्रिस्'ના સાહચર્યથી 'चतुस्'નું પણ 'सुच्' જેને અન્તે છે તેવાં20 सुजन्त રૂપે જ ગ્રહણ સિદ્ધ હતું તો પણ कृत्वोऽर्थનું ગ્રહણ કરવામાં આવ્યું છે તે 'कृत्वोऽर्थ' ગ્રહણ જ વ્યર્થ પડીને આ પરિ.ની અનિત્યતાનું જ્ઞાપન કરે છે.

આ પરિ. અનિત્ય હોવાથી (જ) 'दीधीवेवीटाम्' સૂત્રમાં 'दीधी' અને 'वेवी' ધાતુનું સાહચર્ય હોવા છતાં 'इट्' શબ્દથી 'इट्' આગમનું જ ગ્રહણ કરવામાં આવે છે (इट् गतौ એ ભ્વાદિ ગણમાં પઠિત ધાતુનું ગ્રહણ થતું નથી). આ વિષયમાં 25 અન્યત્ર વિસ્તાર કરવામાં આવ્યો છે. (૧૦૩)

नन्वस्थि [७.१.७५] इत्याद्यनङ् प्रियसक्थ्ना ब्राह्मणेनेत्यत्र न स्यादङ्गस्य नपुंसकत्वाभावादत आह ।

## श्रुतानुमितयोः श्रुतसंबन्धो बलवान् ॥ १०४ ॥

श्रुतेनैव संबन्धो नानुमितेन प्रकरणादिप्राप्तेनेत्यर्थः । प्रकरणादितः श्रुते-
5 र्बलवत्त्वादिति भावः । एवं च तत्र लिङ्गमस्थ्यादीनामेव विशेषणं नाङ्गस्य । शिशीलुग्नुम्विधिषु तु गृह्यमाणस्याभावात्प्रकरणप्राप्ताङ्गस्यैव विशेषणम् । अत एव वा नपुंसकस्य [७,१,७९] इति सूत्रं वा शाविति न कृतम् । तत्र नपुं-सकग्रहणं हि गृह्यमाणस्य शत्रन्तस्यैव नपुंसकत्वे यथा स्याद्बहवो ददतो येषु

---

**પરિભાષા : ૧૦૪**

10 'प्रियसक्थ्ना ब्राह्मणेन' આદિ ઉદાહરણોમાં 'प्रियसक्थि' અંગ પુંલિંગ હોવાથી (નપુંસક ન હોવાથી) 'अस्थिदधिसक्थि०' આદિ સૂત્રથી 'अनङ्' આદેશ થઈ શકશે નહીં, માટે આ પરિ. કહે છે.

श्रुतानुमितयोः श्रुतसम्बन्धो बलीयान् (१०४)

'શ્રુત અને અનુમતિ એ બંનેમાં શ્રુતની સાથેનો સંબંધ વધુ બલવાન
15 મનાય છે.

(સૂત્રમાં) સાક્ષાત્ પઠિત (શ્રુત) એવા શબ્દ સાથે જ સંબંધ (અન્વય) કરવો જોઈએ, અનુમિત એટલે કે પ્રકરણાદિથી પ્રાપ્ત થનાર શબ્દની સાથે નહીં, કારણ કે પ્રકરણ વગેરે કરતાં શ્રુતને જ બલવાન ગણવામાં આવે છે. આ ન્યાય (પરિ.) હોવાથી 'अस्थिदधि०' સૂત્રમાં અનુવૃત્ત થતું 'नपुंसकस्य' પદ
20 'अस्थिदधि० સૂત્રમાં સાક્ષાત્ પઠિત એવા अस्थि, दधि, सक्थि, એ શબ્દોનું જ વિશેષણ બને છે, પ્રકરણથી પ્રાપ્ત 'अङ्गस्य' એ પદનું વિશેષણ બનતું નથી. (તેથી 'प्रियसक्थि' એવું અંગ પુંલિંગ હોવા છતાં अनङ् થાય છે). આમ હોવા છતાં शि, शी, लुक् અને नुम् ને લગતી વિધિમાં તો કોઈ શ્રુત (ગૃહ્યમાણ) નથી, (એટલે કે કોઈ શબ્દ વિશેષનો ઉલ્લેખ નથી, તેથી 'नपुंसकस्य પદ, પ્રકરણથી
25 પ્રાપ્ત થતા 'अङ्ग'નું જ વિશેષણ બને છે. આ પરિ. હોવાથી જ 'वा नपुंसकस्य' સૂત્રના સ્થાનમાં 'वा शौ' એવો પાઠ (સૂત્ર) કર્યો નથી. 'वा नपुंसकस्य' આ સૂત્રમાં (આ પરિ.ના બળે) 'नपुंसकस्य' એ, શ્રુત (ગૃહ્યમાણ) 'शतृ' જેને અન્તે

तानि कुलानि बहुददतीत्यत्र मा भूद्बहूनि ददन्ति येषु ते बहुददन्त इत्यत्र यथा स्यादित्येवमर्थम् ।।

स्पष्टं चेदं स्वमोर्नपुंसकात् [७.१.२३] इत्यत्र भाष्ये ।।

केचित्त्वचो रहाभ्यां द्वे [८,४,४६] इत्यत्र श्रुतेन रेफस्य निमित्तत्वेन यरन्तर्भावादनुमितं कार्यित्वं बाध्यत इत्येतदुदाहरणमाहुः । तन्न । तक्रकौ- 5 ण्डिन्यन्यायेन सिद्धेरित्यन्यत्र विस्तरः ॥१०४॥

ननु तत्पुरुषे तुल्यार्थ [६.२.२] इति स्वरः परमेण कारकेण परम-कारकेणेत्यादौ स्यात्तथा गातिस्थाघुपाभूभ्यः [२.४.७७] इति लुक् पै शोषण

---

છે તેવા પદનું જ વિશેષણ માનવામાં આવ્યું છે. (તેથી નપુંસકમાં 'शत्रन्त' શબ્દ વિદ્યમાન હોય ત્યારે, (અને) અંગ નપુંસક લિંગથી ભિન્ન લિંગમાં વિદ્યમાન 10 હોય છતાં પણ 'नुम्' થાય છે.) તેથી જ 'बहवो ददतो येषु तानि कुलानि बहुददति' એવા સ્થલમાં 'नुम्' નો આગમ ન થાય, પણ 'बहूनि ददन्ति येषु ते बहुददन्तः' એવા સ્થલમાં 'नुम्' નો આગમ થાય એ માટે તે સૂત્રમાં 'नपुंसकस्य' એ પદનું ગ્રહણ કરવામાં આવ્યું છે.

'स्वमोर्नपुंसकात्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં આ બાબત સ્પષ્ટ રૂપે કહેલી છે.15

કેટલાક (સીરદેવ જેવા) વૈયાકરણો 'अचो रहाभ्यां द्वे' એ સૂત્રને પ્રકૃત પરિ-ભાષાનું ઉદાહરણ એ રીતે માનીને કહે છે કે ત્યાં રેફ એ નિમિત્તરૂપે સાક્ષાત્ પઠિત છે, તો 'यर्' પ્રત્યાહારમાં તે રેફ અન્તર્ભૂત હોવાથી કાર્યી રૂપે છે, અને કેવલ અનુમિત થાય છે, તેથી તે (રેફ)નું શ્રુત નિમિત્તત્વ, તેના અનુમિત કાર્યિત્વનું બાધક થાય છે. (અર્થાત્ રેફ કેવલ દ્વિત્વનું નિમિત્ત છે, પણ તે (રેફ) દ્વિત્વનો 20 કાર્યી થઈ શકતો નથી, તેથી તેનું દ્વિત્વ થઈ શકતું નથી, પણ આ મંતવ્ય બરાબર નથી.) કારણ કે આ (રેફ દ્વિત્વનો કાર્યી થઈ શકતો નથી) બાબત, તો 'तक्रकौण्डिन्यन्याय' થી સિદ્ધ થાય છે (૧૦૪)

## પરિભાષા : ૧૦૫

હવે પ્રશ્ન થાય છે કે 'परमेण'ની સાથે 'कारकेण'નો સમાસ થતાં 'परमकारकेण' એ25 પદમાં 'तत्पुरुषे तुल्यार्थ०' સૂત્રથી તૃતીયાન્ત પૂર્વપદ 'परमेण'માં પૂર્વપદ પ્રકૃતિસ્વર થવાની આપત્તિ આવે છે, તેવા જ રીતે 'पा पाने' ની માફક 'पै शोषणे' ધાતુમાં

इत्यतः कृतात्त्वात्परस्यापि स्यादत आह ।

**लक्षणप्रतिपदोक्तयोः प्रतिपदोक्तस्यैव ग्रहणम् ॥ १०५ ॥**

**लक्षणं लाक्षणिकमुपचारात् ॥**

तत्तद्विभक्तिविशेषाद्यनुवादेन विहितो हि समासादिः प्रतिपदोक्तस्तस्यैव 5 ग्रहणं शीघ्रोपस्थितिकत्वात् । द्वितीयो हि विलम्बोपस्थितिकः । पै इत्यस्य पा इति रूपं लक्षणानुसंधानपूर्वकं विलम्बोपस्थितिकं पिबतेस्तु तच्छीघ्रोपस्थितिकम् । इदमेव ह्येतत्परिभाषाबीजम् ॥

---

'आ' કરીને, તેના लुङ् લકારના 'अपासीत्' રૂપમાં 'गातिस्थाघु' સૂત્રથી 'सिच्' નો 'लुक्' થવાની આપત્તિ આવે છે. તેથી (એને ટાળવા માટે) આ પરિ. કહે છે.

10 'लक्षणप्रतिपदोक्तयोः प्रतिपदोक्तस्यैव ग्रहणम् (१०५)

(મૂળમાં શબ્દ જે સ્વરૂપમાં હોય તેવાજ સ્વરૂપમાં તેનો નિર્દેશ પ્રતિપદોક્ત કહેવાય છે, જ્યારે કોઈ લક્ષણ (કે સૂત્ર)થી સિદ્ધ થતો તેવા મૂળ સ્વરૂપ જેવો દેખાતો શબ્દ લાક્ષણિક મનાય છે) આ લાક્ષણિક અને પ્રતિપદોક્ત બંનેમાંથી પ્રતિપદોક્ત પદનું જ ગ્રહણ કરવામાં આવે છે.

15 આ 'लक्षणप्रति०' પરિ.માં આવેલ 'लक्षण' (સૂત્ર) શબ્દનો અર્થ ઉપચાર (એટલે કે લક્ષણા વૃત્તિ)થી 'લાક્ષણિક' એમ કરવામાં આવે છે.

તે તે વિશેષ વિભક્તિનો (द्वितीया तृतीया એ રીતનો) ઉચ્ચાર કરીને જ્યાં (તત્પુરુષ) સમાસનું વિધાન કરેલું છે, તેવા સૂત્રથી થતો સમાસ પ્રતિપદોક્ત છે 'तत्पुरुषे तुल्यार्थ' આદિ સૂત્રમાં આવેલ 'तत्पुरुष' એવા પદથી પ્રતિપદોક્ત (તત્પુરુષ) 20 સમાસનું જ ગ્રહણ કરવામાં આવે છે, કારણ કે 'तृतीया तत्पुरुष' એ રીતનું ઉચ્ચારણ કરતાં) પ્રતિપદોક્ત (તૃતીયા તત્પુરુષ) સમાસ એકદમ ધ્યાનમાં આવે છે, તેથી તેની ઉપસ્થિતિ થાય છે. જ્યારે બીજા પ્રકારનો તે તે લક્ષણો (સૂત્રો)થી સિદ્ધ થતો લાક્ષણિક તૃતીયા તત્પુરુષ સમાસ તો વિલંબથી ધ્યાનમાં આવે છે. એ જ રીતે (કોઈક સૂત્રમાં) 'पा' એવો ધાતુ ઉચ્ચારવામાં આવતાં 'पा पाने' (ભ્વાદિગણનો) 25 એ પ્રતિપાદોક્ત ધાતુનો જ એકદમ બોધ થાય છે, જ્યારે (ઉપદેશ અવસ્થામાં) 'पै' હોઈ, પછી જે 'पा' બને છે તે તો લક્ષણ (સૂત્ર)ના અનુસંધાન (પ્રવૃત્તિ) પછી બનતો હોવાથી આની ઉપસ્થિતિ વિલંબથી થાય છે. (આ રીતે પ્રતિપદોક્તનો જલ્દી બોધ, અને લાક્ષણિક શબ્દસ્વરૂપનો મોડેથી બોધ થવો) આ વાતના આધારે જ પ્રસ્તુત પરિ. રચાયેલી છે.

इयं च वर्णग्रहणेऽप्योत्सूत्रे भाष्ये संचारितत्वात् । यत्तु वर्णग्रहणे नैषा आदेचः [६.१.४५] इत्यत्रोपदेशग्रहणादिति, तत्तु तस्मिन्नेव सूत्रे शब्देन्दुशेखरे दूषितमिति तत एव द्रष्टव्यम् ॥

अनित्या चेयं भुवश्च महाव्याहृतेः [८.२.७१] इति महाव्याहृतिग्रहणादित्यन्यत्र विस्तरः ॥१०५॥ 5

नन्वेवं देङो दोधातोश्च कृतात्त्वस्य घुसंज्ञा न स्यात्तथा मेङ आत्वे प्रणिमातेत्यादौ नेर्गदनद [८.४.१७] इति णत्वं न स्यात्तथा गै इत्यस्यात्त्वे घुमास्था [६.४.६६] इतीत्व न स्यादत आह ।

---

આ પરિભાષા જ્યાં (જે સૂત્રમાં) કેવલ અલ્ ( કે વર્ણ) નું ગ્રહણ કરવામાં આવ્યું છે ત્યાં પણ લાગુ પડે છે, કારણ કે 'ओत्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં 10 ભાષ્યકારે આવા ઠેકાણે આ પરિ.નો સંચાર (પ્રવૃત્તિ) કરાવેલો છે.

કેટલાક (સીરદેવ જેવા વૈયાકરણો) કહે છે કે 'आदेच उपदेशे०' એ સૂત્રમાં 'उपदेशे' પદનું ગ્રહણ કરેલું હોવાથી જે સૂત્રમાં કેવલ 'अल्'નું ગ્રહણ કરવામાં આવ્યું છે ત્યાં આ પરિ. લાગુ પડતી નથી, પણ તે કથન ભૂલભરેલું છે એ બાબત 'आदेच' એ સૂત્ર ઉપરની ચર્ચામાં 'શબ્દેન્દુશેખર'માં સિદ્ધ કરવામાં આવી 15 છે. (તેથી) એ વાત ત્યાંથી જ જાણી લેવી.

'भुवश्च महाव्याहृतेः' એ સૂત્રમાં 'महाव्याहृतेः' એ પદનું ગ્રહણ કરેલું હોવાથી આ (પ્રકૃત) પરિ. અનિત્ય છે. આનો વિસ્તાર અન્યત્ર થયેલો છે. (૧૦૫)

## પરિભાષા : ૧૦૬

હવે પ્રશ્ન થાય છે કે ('लक्षणप्रति०' પરિભાષા સ્વીકારવામાં આવતાં) 'देङ्' 20 (रक्षणे) અને 'दो' (अवखण्डने) ધાતુમાં 'આ' કર્યા પછી તેમની 'घु' સંજ્ઞા થઈ શકશે નહીં, એ જ રીતે 'मेङ्' (व्यतिहारे) ધાતુને 'આ' કર્યા પછી 'नेर्गदिनद०' આદિ સૂત્રથી 'प्रणिमाता' આદિ સ્થલમાં 'णत्व' થઈ શકશે નહીં, તેજ રીતે गै (शब्दे) ધાતુને 'आत्व' કર્યા પછી 'घुमास्थागापा' આદિ સૂત્રથી 'इत्व' થઈ શકશે નહીં. (આ રીતની મુશ્કેલી આવતાં) આ પરિ. કહે છે. 25

## गामादाग्रहणेष्वविशेषः ॥ १०६ ॥

अत्र ज्ञापकं दैपः पित्त्वम् । तद्धयदाबिति सामान्यग्रहणार्थम् । अन्यथा लाक्षणिकत्वादेव विधौ तदग्रहणे सिद्धे किं निषेधे सामान्यग्रहणार्थेन पित्त्वेन । तेन चैकदेशानुमतिद्वारा संपूर्णपरिभाषा ज्ञाप्यते ॥

5 इयं च लक्षणप्रतिपदोक्तपरिभाषानिरनुबन्धकपरिभाषालुग्विकरणपरिभाषाणां बाधिका दाधा घु [१.१.२०] इति सूत्रे भाष्ये स्पष्टा ॥

गातिस्था [२.४.७७] इति सूत्र इणादेशगाग्रहणमेवेष्यत इत्यन्यत्र विस्तरः ॥१०६॥

---

'गामादाग्रहणेष्वविशेषः (१०६)

10 'गा, मा અને दा ધાતુઓનું જે સૂત્રોમાં ગ્રહણ થયેલું છે તે સૂત્રોમાં ગૃહીત થયેલા આ ધાતુઓના નિર્દેશમાં લાક્ષણિક અને પ્રતિપદોક્ત એ બંને પ્રકારના ધાતુઓનું નિર્વિશેષરૂપે ગ્રહણ થાય છે. (એટલે કે गा, मा, दा ના વિષયમાં लक्षणप्रति. પરિ. ની પ્રવૃત્તિ થતી નથી).

આ પરિભાષામાં જ્ઞાપક 'दैप् शोधने' ધાતુમાં કરેલું पित्करण (એટલે કે पकार 15 અનુબંધ) છે. આ पित्करण (दाधा घ्वदाप् સૂત્રમાં નિર્દિષ્ટ) 'अदाप्' પદથી સામાન્ય (એટલે કે નિરનુબંધક 'दा' અને સાનુબંધક दाप् કે दैप् નું) રૂપે ગ્રહણ થાય (ત્યારે दाप् અને दैप् ની 'घु' સંજ્ઞા ન થાય) એ માટે છે. પણ હવે તો પૂર્વોક્ત 'लक्षणप्रति પરિ. હોવાને લીધે 'दा' પદથી પ્રતિપદોક્ત 'दा' ને જ ઘુસંજ્ઞા થશે, જ્યાં 'आत्व' કરીને 'दैप्' ધાતુનું 'दा' રૂપ કરવામાં આવ્યું છે તે લાક્ષણિક 20दैप् ને ઘુસંજ્ઞા પ્રાપ્ત થઈ શકે તેમજ નથી, છતાં તે ઘુસંજ્ઞા રોકવા માટે अदाप्નું पित्करण શા માટે કર્યું ? એ પકાર અનુબંધ જ એક અંશમાં दा ધાતુનું અને તે દ્વારા આ સમસ્ત પરિભાષાનું જ્ઞાપન કરે છે.

'दा धा घ्वदाप्' સૂત્ર ઉપરના ભાષ્યમાં એ સ્પષ્ટ કહેવામાં આવ્યું છે કે આ પ્રકૃત પરિ. लक्षणप्रतिपदोक्त પરિ. निरनुबन्धक પરિ., તથા अलुग्विकरण०. પરિ. 25 ની બાધક પરિભાષા છે.

'गातिस्था. એ સૂત્રમાં इण् ધાતુના સ્થાનમાં જેનો આદેશ થયો છે તેવા 'गा' નું ગ્રહણ આ પરિ. ની પ્રવૃત્તિ માટે ભાષ્યકારને ઈષ્ટ છે. તેથી 'गै' ધાતુને 'आत्व' કરીને બનાવેલ 'गा' ધાતુ લેવામાં આવતો નથી. આ વિષયનો વિસ્તાર અન્યત્ર કરવામાં આવ્યો છે. (१०६)

ननु वृद्ध्यादिसंज्ञाः समुदाये स्युरत आह ।

**प्रत्येकं वाक्यपरिसमाप्तिः ॥ १०७ ॥**

देवदत्तादयो भोज्यन्तामित्यत्र भुजिवत् ॥१०७॥

नन्वेवं संयोगसंज्ञा समाससंज्ञाभ्यस्तसंज्ञापि प्रत्येकं स्युरत आह ।

**क्वचित्समुदायेऽपि ॥१०८॥** 5

गर्गाः शतं दण्ड्यन्तामर्थिनश्च राजानो हिरण्येन भवन्तीत्यादौ दण्डनवत् ॥

---

**પરિભાષા : ૧૦૭**

હવે એક પ્રશ્ન થાય છે કે 'वृद्धिरादैच्' આદિ સૂત્રો પ્રમાણે વૃદ્ધિ આદિ સંજ્ઞા 'आदैच्' સમુદાયની થવી જોઈએ, (એ આપત્તિ આવતાં) આ પરિ. કહે છે.10

'प्रत्येकं वाक्यपरिसमाप्तिः १०७

'પ્રત્યેકમાં વાકયની પરિ સમાપ્તિ થાય છે. (જે સૂત્રમાં ઉદ્દેશ્ય દલમાં અનેક ઉદ્દેશ્યોનો નિર્દેશ થયેલો હોય ત્યાં પ્રત્યેક ઉદ્દેશ્યને વિધેયની સાથે અન્વિત કરી વાકય સમાપ્ત કરવામાં આવે છે.

'देवदत्तादयो भोज्यन्ताम्' 'દેવદત્ત વગેરેને જમાડો' તેમ કહેવાથી આ વાકયમાં15 જેમ દેવદત્ત, યજ્ઞદત્ત, વિષ્ણુમિત્રમાંથી પ્રત્યેકનો ભોજનક્રિયા સાથે સંબંધ થાય છે તે પ્રમાણે અહીં સમજવું ૧૦૭.

**પરિભાષા : ૧૦૮**

હવે પ્રશ્ન થાય છે કે "प्रत्येकं वाक्य०' એવી ઉપર્યુક્ત પરિ. સ્વીકારવામાં આવે તો સંયોગસંજ્ઞા, સમાસસંજ્ઞા, અભ્યસ્ત સંજ્ઞા પણ સમુદાયના પ્રત્યેક ઘટક20 (કે અવયવ) ને પ્રાપ્ત થવાની આપત્તિ આવશે (તે દૂર કરવા) આ પરિ. કહે છે.

'क्वचित्समुदायेऽपि' १०८

ક્યાંક ક્યાંક સમુદાયમાં પણ વાકયાર્થની પરિસમાપ્તિ થાય છે. (એટલે કે કોઈ સૂત્રમાં અનેક ઉદ્દેશ્યો નિર્દિષ્ટ હોય તો પણ તે બધાંને એકજ ઉદ્દેશ્ય સમજીને તેવાં સમુદાયરૂપનો વિધેયની સાથે અન્વય કરીને એક જ વાકય બનાવવું જોઈએ.25

ગર્ગો પાસેથી સો (નિષ્ક)નો દંડ વસૂલ કરો, રાજાઓને તો સુવર્ણ દ્રવ્ય સાથે કામ હોય છે આદિ સ્થલમાં જેમ પ્રત્યેક પાસેથી નિષ્કનો દંડ વસૂલ ન કરતાં ગર્ગોના સમુદાય પાસેથી દંડ વસૂલ કરવામા આવે છે તે પ્રમાણે અહીં સમજવું જોઈએ.

लक्ष्यानुरोधेन च व्यवस्था ।।१०८।।

ननु यू स्त्र्याख्यौ [१.४.३] इत्यत्र व्यक्तिपक्षे दीर्घनिर्देशादनणत्वेन ग्राहकसूत्राप्राप्त्योदात्ताद्यन्यतमोच्चारणेऽन्यस्वरकस्य संज्ञा न स्यादत आह ।

अभेदका गुणाः ।। १०९ ।।

5 असति यत्ने स्वरूपेणोच्चारितो गुणो न भेदको न विवक्षित इत्यर्थः ।।

अत्र चास्थिदधि [७.१.७५] इत्यादावनङादेरुदात्तस्यैवोच्चारणेन सिद्ध उदात्तग्रहणं ज्ञापकम् ।।

---

(આ બંને પરસ્પર વિરુદ્ધ પરિભાષાઓનો લક્ષ્ય અનુસાર ઈષ્ટ પ્રયોજનની સિદ્ધિ માટે ઉપયોગ કરવો). (૧૦૮)

**પરિભાષા : ૧૦૯**

10 હવે પ્રશ્ન થાય છે કે વ્યક્તિ પક્ષમાં 'यू स्त्र्याख्यौ नदी' માં દીર્ઘ 'ई' અને દીર્ઘ 'ऊ' નો નિર્દેશ હોવાથી (જ્યારે અક્ષર સમામ્નાયમાં તો દીર્ઘ ई કે દીર્ઘ 'ऊ' પઠિત ન હોવાના કારણે अण् પ્રત્યાહારની અંદર ન આવવાથી તેવા अणના વિષયમાં 'अणुदित् सवर्णस्य.' એ) ગ્રહણક શાસ્ત્રની પ્રવૃત્તિ ન થઈ શકતાં, હવે (यू स्त्र्याख्यौ० સૂત્રમાં) ઉદાત્ત આદિ (ત્રણ) સ્વરોમાંથી વિશિષ્ટ સ્વરમાં 15 (આ સૂત્રમાં) 'यू' શબ્દ ઉચ્ચારેલો હોવાથી તેનાથી ભિન્ન સ્વર ધરાવતા દીર્ઘ 'ई'કારાન્ત કે દીર્ઘ 'ऊ'કારાન્ત નિત્ય સ્ત્રીલિંગ શબ્દમાં નદી સંજ્ઞા પ્રાપ્ત થઈ શકાશે નહીં. (આ મુશ્કેલી દૂર કરવા) પ્રસ્તુત પરિ. કહેવામાં આવે છે.

अभेदका गुणाः (१०९)

(ઉદાત્ત આદિ ગુણ (ધર્મ)માં ના ફરકને લીધે શબ્દ સ્વરૂપ ભિન્ન ગણવામાં 20 આવતાં નથી, કારણ કે) ગુણોને ભેદક માનવામાં આવતાં નથી.

(હવે આ પરિ. હોવાથી 'यू स्त्र्याख्यौ०' સૂત્રમાં જો કે 'यू' એ શબ્દ ઉદાત્ત, સ્વર (કે ગુણ) વાળો છે, છતાં તેનાથી ભિન્ન અનુદાત્ત કે સ્વરિત સ્વર સાથે ઉચ્ચારિત દીર્ઘ 'ई', તથા દીર્ઘ 'ऊ' પણ લઈ શકાય છે).

'अस्थिदधिः...अनङ् उदात्तः' એ સૂત્રમાં 'अनङ्'ને ઉદાત્ત સ્વરથી ઉચ્ચારિત 25 (કે ઉદાત્તના ચિહ્નથી ચિહ્નિત કરવામાં આવ્યો હોત તો તેટલાથી જ) अनङ्નું ઉદાત્તત્વ સિદ્ધ હતું, તો પણ આ સૂત્રમાં 'उदात्तः' એ પદનું જે (ખાસ) ઉચ્ચારણ કરવામાં આવ્યું છે તે આ પરિ.માં જ્ઞાપક છે.

स्वरूपेणोच्चारित इत्युक्तेरनुदात्तादेरन्तोदात्तादित्युदात्तादिशब्दोच्चारणे विवक्षैव । उञः [१.१.२७] ऊँ [१.१.१८] इत्यत्राननुनासिक एवोच्चारणीये यत्नाधिक्येनानुनासिकोच्चारणाद्विवक्षा बोध्या । पथिमथ्यृभुक्षाम् [७.१.८५] इत्यादौ स्थान्यनुरूपतयानुनासिक एवोच्चारणीये निरनुनासिकोच्चारणात्तद्विवक्षा । एतदर्थमेवासति यत्न इत्युक्तम् ॥ 5

न चैवमस्थ्यादीनां नब्विषयस्य [फिट्सूत्र २.३] इत्याद्युदात्ततयान्त्यादेशस्यानङः स्थान्यनुरूपेऽनुदात्त एवोच्चारणीये उदात्तोच्चारणं विवक्षार्थं भवि-

---

'स्वरूपेण उच्चरितो गुणो न विवक्षितः' (કેવલ સ્વરૂપથી જ નિર્દિષ્ટ ગુણ વિવક્ષિત હોતો નથી) એવો નિયમ હોવાથી, 'अनुदात्तादेः अन्तोदात्तात्' જેવાં સૂત્રમાં अन्तोदात्त આદિ વિશિષ્ટ શબ્દોનું ઉચ્ચારણ કરવામાં આવ્યું હોય ત્યાં તો 10 ગુણ (સ્વર) વિવક્ષિત જ છે એમ સમજવું. 'उञः' અને 'ऊँ' આ બે સૂત્રોમાંથી 'ऊँ' એ સૂત્રમાં (અનનુનાસિક) નિરનુનાસિક કે 'उ'નું ઉચ્ચારણ કરવું જોઈતું હતું છતાં વિશેષ યત્ન કરીને અનુનાસિકત્વ વિશિષ્ટ 'ऊँ'નું ઉચ્ચારણ કરેલું હોવાથી 'उ'ની જગ્યાએ સાનુનાસિક 'ऊँ'નો જ આદેશ થાય એવી વિવક્ષા છે એમ સમજવું. તે જ રીતે 'पथिमथ्यृभुक्षामात्' સૂત્રમાં ત્યાંના સ્થાનીને અનુરૂપ અનુનાસિક 'आ'નું 15 ઉચ્ચારણ કરવું જોઈતું હતું, છતાં વિશેષ યત્ન કરીને નિરનુનાસિક 'आ'નું ઉચ્ચારણ કરવામાં આવ્યું છે તેથી આવા સ્થલે નિરનુનાસિક ગુણ વિવક્ષિત છે એમ સમજવું. તેથી જ અહીં 'असति यत्ने स्वरूपेण उच्चरितः गुण......न विवक्षितः આ પંક્તિમાં 'असति यत्ने' (વિશેષ યત્ન ન કરતાં) એમ કહેવામાં આવ્યું છે.

હવે એમ કહેવામાં આવે કે 'अस्थि' આદિ શબ્દોમાં 'नब्विषयस्यानिसन्तस्य' 20 (ફિટ્ સૂત્ર. ૩) સૂત્ર પ્રમાણે (જેને અન્તે 'इस्' છે તેવા इसन्त પ્રાતિપદિક સિવાય બાકીના બધાં નપુંસક લિંગક પ્રાતિપદિકોને આદ્યુદાત્ત સ્વર થાય છે, (એ રીતે अस्थि दधि આદિ નપુંસકલિંગી પ્રાતિપાદિક આદ્યુદાત્ત છે, અને (अनुदात्तं पदमेकवर्जम् સૂત્ર પ્રમાણે) 'अस्थि' આદિમાંનો અન્ત્ય સ્વર 'इ' અનુદાત્ત છે. હવે આ 'इ'ની જગ્યાએ થનાર अनङ् આદેશ (પણ) સ્થાની 'इ'ના સાદશ્યવાળો હોવાથી તે (अनङ्) 25 પણ અનુદાત્ત જ ઉચ્ચારવો જોઈએ છતાં ('अस्थिदधि०' સૂત્રમાં કરેલા) 'उदात्तः' એ નિર્દેશથી 'अनङ्' ઉદાત્ત થાય તેવું 'उदात्त' ગ્રહણનું પ્રયોજન હોવાથી, તે 'उदात्त' ગ્રહણ આ પરિભાષામાં જ્ઞાપક બની શકે તેમ નથી' એમ કહેવામા આવે તો તે

प्स्तीति कथमस्य ज्ञापकत्वमिति वाच्यम् । परमास्थिशब्दादावन्तोदात्त उदात्त-
गुणकस्यापि स्थानित्वेन विवक्षायां मानाभावात् ॥

चतसर्याद्युदात्तनिपातनं करिष्यते वधादेश आद्युदात्तनिपातनं करिष्यते
पदादयोऽन्तोदात्ता निपात्यन्ते सहस्य स उदात्तो निपात्यत इत्यादिभाष्ये त्वेक-
5 श्रुत्याष्टाध्यायीपाठे क्वचिदुदात्ताद्युच्चारणं विवक्षार्थमित्याशयेन । त्रैस्वर्येण
पाठ इति पक्षे तु ज्ञापकपरं भाष्यमिति कैयटादयः ॥

परे तु निपातनं नामान्यादृशे प्रयोगे प्राप्तेऽन्यादृशप्रयोगकरणं तद्रूपाद्य-
न्ताद्यत्रतत्रोदात्तादिविवक्षा । तिसृचतस्रित्यत्र द्वन्द्वप्रयुक्तेऽन्तोदात्ते उच्चारणीये

---

યોગ્ય નથી, કારણ કે 'परमास्थि' જેવા (સામાસિક શબ્દો 'समासस्य' સૂત્ર પ્રમાણે
10 અન્તોદાત્ત થતા હોવાથી, એવા) સ્થળમાં ઉદાત્ત ગુણ (ધર્મ)વાળા 'इ'ની જગ્યાએ
સ્થાનિગત સાદૃશ્યથી અનङ् પણ ઉદાત્ત જ બની શકે તેમ છે તો પછી 'अस्थिदधि०'
આદિ સૂત્રમાં 'उदात्त' એવો નિર્દેશ વિવક્ષિત છે એમ માનવા માટે કોઈ પ્રમાણ
નથી. (અર્થાત્ 'अस्थिदधि०'માંનું ઉદાત્ત ગ્રહણ વ્યર્થ પડીને આ પરિ.માં જ્ઞાપક
બને જ છે).

15 એ રીતે 'चतसृ' એ શબ્દમાં આદ્યુદાત્તત્વ નિપાતનથી કરવામાં આવશે, વધૂ
આદેશ નિપાતનથી આદ્યુદાત્ત કરવામાં આવશે, 'पद' વગેરે આદેશો અન્તોદાત્ત
થાય એવું નિપાતન કરવું જોઈએ, 'सह'ને સ્થાને થતો 'स' આદેશ નિપાતનથી
ઉદાત્ત કરવો જોઈએ' એ રીતે ભાષ્યમાં જે કહેવામાં આવ્યું છે તેનો આશય એ
છે કે અષ્ટાધ્યાયીમાં તે તે વિશેષ સ્વરોથી રહિત કેવલ એકશ્રુતિનો જ પાઠ કરવામાં
20 આવ્યો છે, પણ જ્યારે આ પ્રકારનાં નિપાતન કરવામાં આવે છે ત્યારે ત્યાં અમુક
વિશેષ સ્વર જ વિવક્ષિત છે એ જણાવવા માટે તે હોય છે. એ રીતે જોતાં 'अस्थि-
दधि०'માં કરેલો 'उदात्तः' નિર્દેશ अस्थि० આદિમાંનો 'इ' ઉદાત્ત જ થાય એ માટે
હોવાથી, આ 'उदात्त' ગ્રહણ પ્રકૃત પરિ.માં જ્ઞાપક બની શકતું નથી, પણ અહીં
કૈયટ આદિનું 'અષ્ટાધ્યાયીનો પાઠ ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત એવા ત્રૈસ્વર્ય દ્વારા
25 પણ કરવામાં આવે છે એવું મંતવ્ય સ્વીકારવામાં આવે તો 'उदात्तः' એ નિર્દેશ
આ પરિભાષામાં જ્ઞાપક બની શકે છે.

અહીં (નાગેશ આદિ) બીજા વિદ્વાનો કહે છે કે અન્ય રૂપમાં પ્રાપ્ત થયેલ
પ્રયોગને, કોઈ જુદું સ્વરૂપ આપવું તે નિપાતન છે. નિપાતન પાણિનિનાં
સૂત્રો દ્વારા કોઈ રૂપ જુદા સ્વરૂપમાં સિદ્ધ થતું હોય, પણ વ્યવહારમાં શિષ્ટોએ
30 તે રૂપ, સૂત્ર પ્રક્રિયાથી જુદી રીતનું સિદ્ધ કર્યું હોય, ત્યારે એ શિષ્ટપ્રયોગોનું

आद्युदात्तोच्चारणमन्यत्र स्थान्यनुरूपे स्वर उच्चारणीये तत्तदुच्चारणं विवक्षार्थम् ॥

संपूर्णाष्टाध्याय्याचार्येणैकश्रुत्या पठितेत्यत्र न मानम् । क्वचित्पदस्यैकश्रुत्यापि पाठो यथा दाण्डिनायनादिसूत्र ऐक्ष्वाकेति । यद्यप्यध्येतार एकश्रुत्यैवाङ्गानि पठन्ति ब्राह्मणवत्तथापि व्याख्यानतोऽनुनासिकत्वादिवदुदात्तनिपातनादिज्ञानमित्याहुः ॥ 5

विधेयाण्विषये त्वप्रत्यय इति निषेधान्न गुणाभेदकत्वेन सवर्णग्रहणम् । अत एव घटवदित्यादौ मतोर्मस्य नानुनासिको वकारः । अत एव तद्धानासाम्

---

समर्थन के निपातन पण एक विशेष प्रकारनो यत्न होवाथी 'आद्युदात्तनिपातनं करिष्यते' जेवां विधानो द्वारा थता उदात्तादि गुणोनी विवक्षा ज होय छे (एम समजवु) 'तिसृच तसृ' ए द्वन्द्व समास होवाथी (समासस्य० सूत्र प्रमाणे) ज्यारे 10 अन्तोदात्त स्वरनुं उच्चारण करवानुं होय त्यारे 'चतसरि आद्यु......करिष्यते' ए निपातनना आधारे आद्युदात्त स्वरनुं ज उच्चारण विवक्षित छे, ए ज रीते 'हन्'ने स्थाने थता 'वध' आदेशमां स्थानीने अनुरूप स्वरनुं उच्चारण न करतां, निपातन द्वारा थतुं आद्युदात्तत्व (आद्युदात्त उच्चारण) विवक्षा माटे छे).

संपूर्ण अष्टाध्यायीनो आचार्ये (पाणिनिए) एक ज श्रुति (के एक ज 15 स्वरथी पाठ करेलो छे ते मानवा माटे प्रमाण नथी. (जो के) कोई ठेकाणे दा. त. 'दाण्डिनायन हास्तिनायन० ए सूत्रमां 'एक्ष्वाक' ए शब्दनो एकश्रुतिथी पण पाठ करेलो छे. वैदिक ग्रंथोनुं अध्ययन करनाराओ जेम ब्राह्मण ग्रंथोनो एकश्रुतिथी पाठ करे छे तेम वेदांग (व्याकरण जेवा)नो एकश्रुतिथी पाठ करे छे. (सु औ जस् जेवा प्रत्ययोमां 'सु' वगेरेमां अनुनासिक उच्चारवामां आव्यो छे तेवुं ज्ञान (भाष्यकार 20 आदि ए करेला) व्याख्यान उपरथी थाय छे, ते रीते सूत्रमां उदात्त आदि स्वरो निपातनथी उच्चरित होय तेनुं ज्ञान पण भाष्यकार आदिए करेला व्याख्यान उपरथी समजी लेवुं जोईए एम (केटलाक विद्वानो) कहे छे.

'अणुदित्सवर्णस्य०' सूत्रमां 'अप्रत्ययः' एवो निषेध होवाथी (तथा 'अप्रत्ययः' पदनो अर्थ विधीयमान के भाव्यमान एवो होवाथी (गुणा अभेदकाः ए परिभाषा25 होवा छतां) भिन्न गुण विशिष्ट सवर्णोनुं ग्रहण करवामां आवतुं नथी. (अर्थात् आवां स्थलोमां प्रस्तुत परि. लागु पडती नथी पण 'भाव्यमानेन सवर्णानां ग्रहणं न' ए परिभाषा लागु पडे छे). तेथी ज 'घटवत्' आदि स्थलमां 'मतुप्'ना (निरनु-

[४.४.१२५] इति सूत्रनिर्देशः । अन्यथा प्रत्यये भाषायामिति नित्यमनुनासिकः स्यात् ॥

जातिपक्षे तु नास्योपयोग इति बोध्यम् । यू इत्यादौ दीर्घमात्रवृत्तिजातिनिर्देशान्न क्षतिरित्यन्यत्र विस्तरः ॥१०९॥

5 ननु सर्वनामानि [१.१.२७] इत्यत्र णत्वाभावनिपातनेऽपि लोके सणत्वप्रयोगस्य साधुत्वं स्यादत आह ।

**बाधकान्येव निपातनानि ॥ ११० ॥**

---

નાસિક) 'म'ની જગ્યાએ અનુનાસિક 'व' (वँ) થતો નથી. તેથી જ 'तद्वान् आसामुपधानो मन्त्रः'માં 'तद्वान्' એવો જે નિર્દેશ કરેલો છે તે શુદ્ધ છે એમ સિદ્ધ થાય 10 છે. અન્યથા (જો 'मतुप्'ના 'म'ની જગ્યાએ અનુનાસિક 'व' થયો હોત તો તેવો અનુનાસિક વકાર પરમાં આવતાં) 'प्रत्यये भाषायां नित्यम्'થી तद्ના 'द'નો નિત્ય અનુનાસિક થાત.

(હવે જો અહીં) જાતિ પક્ષનો સ્વીકાર કરવામાં આવે તો આ પરિભાષાની કોઈ જરૂર નથી, કારણ કે 'यू स्त्र्याख्यौ०' સૂત્રમાં દીર્ઘ 'ई' અને દીર્ઘ 'ऊ'નો નિર્દેશ 15 કરેલો હોવાથી, તેવી દીર્ઘ 'ई' અને દીર્ઘ 'ऊ' જાતિની જ વિવક્ષા છે એ પ્રકારનો બોધ 'यू' પદ ઉપરથી થતો હોવાથી કોઈ દોષ આવતો નથી. આ બાબતમાં અન્ય ગ્રંથોમાં વિસ્તાર કરવામાં આવ્યો છે. (૧૦૯)

**પરિભાષા : ૧૧૦**

હવે પ્રશ્ન થાય છે કે 'सर्वादीनि सर्वनामानि' સૂત્રમાં આવેલા 'सर्वनामानि' પદમાં 20 णत्वના અભાવનું નિપાતન (આચાર્ય પાણિનિ દ્વારા કરાયેલું છે, કારણ કે 'छन्दोवत् सूत्राणि भवन्ति' પાણિનિનાં સૂત્રો વેદની જેમ સમજવામાં આવે છે) થયેલું છે, લોકમાં તો 'पूर्वपदात् संज्ञायामगः' સૂત્રથી 'णत्व' થતાં 'सर्वणामानि' એવા પ્રયોગ થવાની આપત્તિ આવશે તેથી (એ દૂર કરવા) આ પરિભાષા કહે છે.

'बाधकान्येव निपातनानि' (११०)

25 (જ્યારે કોઈ સૂત્ર દ્વારા નિર્દિષ્ટ અમુક કાર્યની અવશ્ય પ્રાપ્તિ થાય છે ત્યારે તેવા પ્રકારનાં કાર્યોનાં), નિપાતનો બાધક જ હોય છે. (આના જ આધારે આ રીતે શિષ્ટ પ્રયુક્ત શબ્દોની સિદ્ધિ કરવામાં આવે છે.)

तत्तत्कार्ये नाप्राप्ते निपातनारम्भात् पुराणप्रोक्तेषु [४.३.१०५] इति निपातितपुराणशब्देन पुरातनशब्दस्य बाधः प्राप्तोऽपि पृषोदरादित्वान्नेति बोध्यम् । पुराणेति पृषोदरादिः पुरातनेति चेत्यन्ये ।।

इयं सर्वादिसूत्रे भाष्ये स्पष्टा ॥

अबाधकान्यपि निपातनानीति तु भाष्यविरुद्धम् ।।११०।।　　5

ननूखधातोर्द्वित्वे स्वत एव ह्रस्वात्वात्पूर्वमभ्यासह्रस्वत्वाप्रवृत्तौ हलादिःशेषे सवर्णदीर्घे ह्रस्वापत्तिरत आह ।

---

'पुराणप्रोक्तेषु ब्राह्मणकल्पेषु' સૂત્રમાં જેનું નિપાતન થયું છે તેવા 'पुराण' શબ્દથી (જો કે सायंचिरंप्राह्णे.' આદિ સૂત્રથી સિદ્ધ થતા 'पुरातन' એ રૂપનો બાધ પ્રાપ્ત થાય છે (અને તેમ થતાં 'पुरातन' એવો પ્રયોગજ ન થવો જોઈએ) છતાં 10 'पृषोदरादीनि यथोपदिष्टम्' સૂત્રના 'पृषोदरादि' ગણના આકૃતિગણમાં 'पुरातन' શબ્દ પણ આવેલો હોવાથી 'पुरातन' એવો પ્રયોગનો બાધ થતો નથી. કેટલાક વિદ્વાનો એમ માને છે કે पुराण અને पुरातन એ બંને શબ્દો 'पृषोदरादि'ના આકૃતિ ગણમાં અન્ત-ર્ભૂત થયેલા છે. (તેથી આ મતમાં पुराण શબ્દનું નિપાતન ન હોવાને કારણે 'पुरातन' શબ્દના બાધનો પ્રશ્ન જ રહેતો નથી).　　15

આ પરિ., सर्वादीनि०' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ થયેલી છે. કેટલાક વૈયાકરણો 'अबाधकान्यपि निपातनाति' (નિપાતનો બાધક થતાં પણ નથી) એ રીતની પરિભાષા કહે છે. પણ તે ભાષ્યથી વિરુદ્ધ હોવાને લીધે સ્વીકારવા યોગ્ય નથી. (૧૧૦)

## પરિભાષા : ૧૧૧　　20

હવે પ્રશ્ન થાય છે કે 'उख् (=गतौ. ભ્વાદિ.) ધાતુના लिट् પ્રથમ પુ.દ્વિ.વ.માં (उख्+अतुस्)માં દ્વિત્વ થતાં, અભ્યાસનો 'अच्' મૂળથી જ હ્રસ્વ હોવાથી 'ह्रस्वः' સૂત્રની પ્રથમ પ્રવૃત્તિ થઈ શકે તેમ નથી, કારણ કે હ્રસ્વનો જ હ્રસ્વ કરવાનો અર્થ નથી. આ પછી 'हलादिः शेषः' સૂત્રથી 'उख्' એ અભ્યાસના 'ख्'નો લોપ થતાં उ+उख्+अतुस्'માં સવર્ણ દીર્ઘ થાય છે, ત્યારે 'ऊख्+अतुस्' એ સ્થિતિમાં 'अन्तादिवच्च' 25 સૂત્રથી દીર્ઘરૂપ એકાદેશ અભ્યાસ વર્ણનો અન્ત છે એમ માનીને 'ह्रस्वः' એ સૂત્રથી હ્રસ્વ થવો જોઈએ. (આ આપત્તિ દૂર કરવા) હવે આ પરિ. કહે છે.

## पर्जन्यवल्लक्षणप्रवृत्तिः ॥१११॥

एवं च ह्रस्वास्यापि ह्रस्वत्वे कृते लक्ष्ये लक्षणस्येति न्यायेन न पुनर्ह्रस्वः। तदुक्तमिको झल् [१.२.९] इति सूत्रे भाष्ये। कृतकारि खल्वपि शास्त्रं पर्जन्यवदिति। सिद्धेऽपि ह्रस्वादिकारीत्यर्थः॥

5 न च लक्ष्ये लक्षणस्य सकृदेव प्रवृत्तिरित्यत्र न मानमिति वाच्यम्। समो वा लोपमेक इति लोपेनैकसकारस्य द्वित्वेन द्विसकारस्य पुनर्द्वित्वेन च त्रिसकारस्य सिद्धौ समः सुटि [८.३.५] इति सूत्रस्यैव मानत्वात्। संप्रसारणाच्च

---

'पर्जन्यवल्लक्षणप्रवृत्तिः'

સૂત્રોની પ્રવૃત્તિ વરસાદની જેમ હોય છે.

10 (તેથી उख् ધાતુને દ્વિત્વ થયા પછી, અભ્યાસના 'ख'નો લોપ થયા પછી उ+उख्+अतुस्માં અભ્યાસનો उ હ્રસ્વ જ છે છતાં 'ह्रस्व' સૂત્રની પ્રવૃત્તિ (તો) થાય જ છે. પણ 'लक्ष्ये लक्षण सकृदेव प्रवर्तते' (લક્ષ્યમાં લક્ષણની પ્રવૃત્તિ એક જ વાર થાય છે) એ ન્યાયે 'ह्रस्वः' એ સૂત્રની પુનઃ પ્રવૃત્તિ થઈ શકતી નથી. (તેથી સવર્ણ દીર્ઘ કર્યા પછી હ્રસ્વ થઈ શકતો ન હોવાથી 'ऊखतुः' એ ઇષ્ટરૂપની સિદ્ધિમાં કોઈ 15 મુશ્કેલી આવતી નથી).

'इको झल्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં એમ કહેવામાં આવ્યું છે કે 'कृतकारि खल्वपि शास्त्रं पर्जन्यवत्' (વરસાદની માફક શાસ્ત્ર જે કામ પહેલેથી કરવામાં આવેલું ત્યાં પણ પ્રવૃત્ત થાય છે અર્થાત્ જે ઠેકાણે પહેલેથી પાણી હોય ત્યાં પણ વરસાદ વરસે છે એ રીતે શાસ્ત્ર પણ પ્રવૃત્ત થાય છે) એ ન્યાયે પ્રકૃત ઉદાહરણમાં હ્રસ્વ 20 વિદ્યમાન જ છે છતાં 'ह्रस्वः' એ શાસ્ત્ર (સૂત્ર)થી હ્રસ્વત્વ થાય છે.

લક્ષ્યમાં લક્ષણની એકજ વાર પ્રવૃત્તિ થાય છે' એ ન્યાયમાં કોઈ પ્રમાણ નથી એમ કહેવામાં આવે તો તે બરાબર નથી, કારણ કે 'समः सुटि' એ સૂત્ર જ ન્યાયના અસ્તિત્વમાં પ્રમાણ રૂપે છે. ભાષ્યના 'समो वा लोपमेके' એ વચન પ્રમાણે 'सम्'ના 'म'નો લોપ થતાં એક 'स'થી યુક્ત રૂપ, (संस्कर्ता) સિદ્ધ થાય છે. હવે તે 'स'નું 25'अनचि च' સૂત્રથી દ્વિત્વ થતાં બે 'स'થી યુક્ત રૂપ, તો પાછું ફરીથી તેજ 'अनचि च' સૂત્રથી દ્વિત્વ થતાં ત્રણ 'स'થી યુક્ત રૂપ સિદ્ધ થઈ શકે છે, તો પછી 'समः सुटि' એ સૂત્ર કેમ કર્યું ? આ સૂત્ર વ્યર્થ પડીને 'लक्ष्ये लक्षणम्' એ ન્યાયનું જ્ઞાપન કરે છે.

વળી 'सम्प्रसारणाच्च' અને 'सिचिवृद्धिः परस्मैपदेषु' સૂત્ર ઉપરના ભાષ્યમાં 'लक्ष्ये 30 लक्षणम्०નો સ્પષ્ટ ઉલ્લેખ આ ન્યાય (કે પરિ. ને) માનવામાં પ્રમાણ છે.

[६.१.१०८] सिचि वृद्धिः [७.२.१] इत्यादौ भाष्ये स्पष्टमुक्तत्वाच्च ॥

अत्र विकारकृतो लक्ष्यभेदो नेति सिचि वृद्धिरिति भाष्यात्प्रतीयत इत्यन्यत्र विस्तरः ॥१११॥

ननु स्यन्दूधातोः स्यन्स्यतीत्यादौ आत्मनेपदनिमित्तत्वाभावनिमित्तत्वान्न वृद्भ्यश्चतुर्भ्यः [७.२.५९] इति निषेधस्य बहिरङ्गत्वेनान्तरङ्गत्वादूदिल्लक्षण- 5 स्येड्विकल्पस्यापत्तिरत आह—

**निषेधाश्च बलयांसः ॥ ११२ ॥**

अन्तरङ्गादुपजीव्यादपि बलीयांस इत्यर्थः ॥

---

'सिचिवृद्धिः' એ સૂત્ર ઉપરના ભાષ્યથી એ (પણ) જણાય છે કે ('लक्ष्ये लक्षणं'० ન્યાયની પ્રવૃત્તિ કરતી વખતે) મૂલ શબ્દમાં (કોઈ આદેશ કે આગમરૂપ) વિકાર 10 થયો હોય તો પણ તેથી લક્ષ્યમાં કોઈ ભેદ ઉભો થતો નથી. (અહીં તાત્પર્ય એ છે કે 'लक्ष्ये लक्षणं'ની પ્રવૃત્તિ વિકારકૃત લક્ષ્યભેદમાં પણ થાય છે). આ બાબતનો વિસ્તાર અન્યત્ર થયેલો છે. (૧૧૧)

**પરિભાષા : ૧૧૨**

હવે પ્રશ્ન થાય છે કે 'स्यन्दू=प्रस्रवणे' આત્મનેપદ ધાતુના લૃટ્ પ્રથમ પુ.એ. 15 વ.માં 'वृद्भ्यः स्यसनोः' સૂત્ર વડે પરસ્મૈપદત્વ થતાં, આત્મનેપદ માટેનું કોઈ નિમિત્ત ન હોવાથી 'न वृद्भ्यश्चतुर्भ्यः' સૂત્રથી 'इड्' આગમનો નિષેધ થાય છે, અને 'स्यन्त्स्यति એવું રૂપ બને છે. પણ અહીં નિષેધ બહિરંગ છે, જ્યારે 'ऊदित्'ને માનીને થતો (વૈકલ્પિક) 'इट्' આગમ અન્તરંગ છે. તેથી વૈકલ્પિક 'इट्' આગમની આપત્તિ આવશે. (તેથી 'स्यन्त्स्यति' એ શુદ્ધરૂપ તો થાય જ છે, પણ તેની સાથે स्यन्दिष्यति 20 એવું અનભીષ્ટ પરસ્મૈપદ રૂપ પણ થવાની આપત્તિ આવે છે; સિદ્ધાન્તમાં તો स्यन्त्स्यति એવું એક જ પરસ્મૈપદરૂપ થવું જોઈએ) તે દૂર કરવા પ્રસ્તુત પરિ. કહેવામાં આવે છે.

'निषेधाश्च बलीयांसः (११२)

નિષેધસૂત્રો વધુ બલવાન ગણાય છે.

'અન્તરંગ એવાં પોતાનાં આધાર કે ઉપજીવ્યભૂત શાસ્ત્રો કે સૂત્રો કરતાં 25 નિષેધ સૂત્રો વધુ બલવાન મનાય છે એવો અર્થ છે. (તેથી હવે અન્તરંગ વૈકલ્પિક 'इट्' આગમનો બાધ કરનાર 'न वृद्भ्यः' એ સૂત્રથી 'इड्नो' નિષેધ થાય છે અને તેથી 'स्यन्त्स्यति એવું' એક જ અભીષ્ટ રૂપ બને છે. તેથી કોઈ આપત્તિ ઉભી થતી નથી.)

चतुर्भ्य इति तु स्पष्टार्थमेव । अत एव तत्प्रत्याख्यानं भाष्योक्तं संगच्छते ॥

अत एव वर्णसंज्ञादेर्निषेधविषये न विकल्पः । अन्यथा मीमांसकरीत्या विधेरुपजीव्यत्वेन प्राबल्यात्तस्य सर्वथा बाधानुपपत्त्या दुर्वारः स इति मञ्जूषायां विस्तरः । अत एव द्वन्द्वे च [१.१.३१] विभाषा जसि [१.१.३२]
5 इति चरितार्थम् ॥

विध्युन्मूलनाय प्रवृत्तिरस्या बीजम् ॥

न लुमता [१.१.६३] कर्मेणिङ् [३.१.३०] इत्यनयोर्भाष्ये स्पष्टैषा ॥११२॥

नन्वत्यन्तस्वार्थिकानामर्थप्रत्यायकत्वरूपप्रत्ययत्वानुपपत्तिरत आह ।

---

10 'न वृद्भ्यश्चतुर्भ्यः' એ સૂત્રમાં 'चतुर्भ्यः' પદનું ગ્રહણ સ્પષ્ટતા માટે છે. તેથી તો ભાષ્યકારે તેનું જે પ્રત્યાખ્યાન કર્યું છે તે યોગ્ય છે.

આ પરિભાષા હોવાથી જ્યાં 'नाऽऽज्झलौ' જેવા નિષેધક સૂત્રથી સવર્ણ સંજ્ઞાનો નિષેધ થાય છે ત્યાં વિધિશાસ્ત્રને પ્રબળ માનીને પક્ષમાં વિધિશાસ્ત્ર પણ થાય તેવો વિકલ્પ થતો નથી (અર્થાત્) વિકલ્પથી પ્રાપ્ત સવર્ણસંજ્ઞા થતી નથી);
15 અન્યથા (જો આ પરિ. માનવામાં ન આવે) તો મીમાંસકો પ્રમાણે વિધિશાસ્ત્ર, નિષેધશાસ્ત્રનું ઉપજીવ્ય કે આધાર હોવાને લીધે પ્રબલ હોવાથી તેના વિધિનો બાધ સર્વથા અનુપપન્ન હોવાથી નિષેધના વિષયમાં વિધિ પણ વિકલ્પે થવા માંડશે. આ બાબતનો 'મંજૂષા' (ના नञ् પ્રકરણ)માં વિસ્તાર કરેલો છે.

નિષેધસૂત્રો વિધિ સૂત્રોનાં બાધક બને છે એવો નિયમ હોવાથી જ 'द्वन्द्वे च'
20 અને 'विभाषा जसि' એ સૂત્રો ચરિતાર્થ થાય છે.

વિધિસૂત્રોનો બાધ કરવા માટે નિષેધસૂત્રો પ્રવૃત્ત થાય છે એ બાબત જ આ પરિભાષામાં બીજ છે.

'न लुमताऽङ्गस्य' અને 'कर्मेणिङ्' આ બે સૂત્રો ઉપરના ભાષ્યમાં આ પરિભાષાનો સ્પષ્ટ ઉલ્લેખ થયેલો છે. (૧૧૨)

**પરિભાષા : ૧૧૩**

25 (प्रत्येति=प्रत्याययति इति प्रत्ययः એ વ્યુત્પત્તિ પ્રમાણે, પોતે કોઈ વિશેષ અર્થનો બોધ કરાવતો હોય તો તે પ્રત્યય કહેવાય પણ) જે પ્રકૃતિના અર્થથી અધિક અર્થનો બોધ કરાવી શકતો નથી તેવા અત્યન્ત સ્વાર્થિક પ્રત્યયયોને પ્રત્યય એવી સંજ્ઞા કે નામ આપવું અનુપપન્ન છે. આવો પ્રશ્ન ઉભો થતાં આ પરિ. કહેવામાં આવે છે.

## अनिर्दिष्टार्थाः प्रत्ययाः स्वार्थे ॥११३॥

यस्यार्थः प्रकृत्या प्रत्याय्यते सोऽपि प्रत्यय इत्यस्याप्यङ्गीकारात्तस्य प्रत्ययत्वमिति न दोषः । स्वार्थे इत्यस्य स्वीयप्रकृत्यर्थे इत्यर्थः ॥

महासञ्ज्ञाबलादर्थाकाङ्क्षायामन्यानुपस्थितिरस्या बीजम् ॥

सुपि स्थः [३.२.४] इत्यादिसूत्रेषु भाष्ये स्पष्टैषा ॥११३॥ 5

## योगविभागादिष्टसिद्धिः ॥११४॥

इष्टसिद्धिरेव न त्वनिष्टापादनं कार्यमित्यर्थः । तत्तत्समानविधिकद्वितीययोगेन विभक्तस्यानित्यत्वज्ञापनमेतद्बीजम् ॥११४॥

---

'अनिर्दिष्टार्थाः प्रत्ययाः स्वार्थे (११३)

જેમનો અર્થ બતાવવામાં આવ્યો નથી તેવા પ્રત્યયો, સ્વ (પ્રકૃતિ)ના 10 જ અર્થના વાચક બને છે.

અર્થનો બોધ કરાવે તે જ પ્રત્યય નથી પણ જેનો અર્થ પ્રકૃતિ વડે જણાવાય છે તે (સ્વાર્થિક) પણ, પ્રત્યય જ કહેવાય એમ સ્વીકારવાથી કોઈ દોષ રહેતો નથી. (અહીં સ્વાર્થમાં એટલે 'પોતાની પ્રકૃતિના અર્થ'માં એમ સમજવું.

પ્રત્યય એ એક મહાસંજ્ઞા છે. તેથી તેના બળે કોઈ અર્થ નીકળવો 15 જોઈએ તેવી આકાંક્ષા ઉપસ્થિત થાય છે, ત્યારે સ્વાર્થિક પ્રત્યય થતી વખતે પ્રકૃતિના અર્થથી ભિન્ન અન્ય કોઈ અર્થની ઉપસ્થિતિ થતી નથી એ જ બાબત આ પરિ.માં મૂળ છે.

'સુપિ સ્થઃ ઇત્યાદિ સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. સ્પષ્ટ રૂપે કહેલી છે. (૧૧૩)

**પરિભાષા : ૧૧૪** 20

(કોઈ ઠેકાણે) યોગ વિભાગ કરીને (એટલે કે કોઈ સૂત્રને બે ભાગોમાં વહેંચીને) ઇષ્ટરૂપની સિદ્ધિ કરવી જોઈએ.

(આ રીતે) સૂત્રનો વિભાગ અનિષ્ટરૂપની નહીં, પણ ઇષ્ટરૂપની સિદ્ધિ માટે કરવામાં આવે છે. યોગવિભાગમાં સૂત્રમાં બે વિભાગ કરવામાં આવે છે. તેમાં પ્રથમ ભાગ (કે યોગમાં જે કાર્યનો નિર્દેશ હોય છે તેના જેવા જ કાર્યનો દ્વિતીય (બીજા) 25 વિભાગમાં પણ નિર્દેશ હોય છે. આ જ રીતનો દ્વિતીય યોગ વ્યર્થ પડીને પ્રથમ યોગની અનિત્યતાનું જે જ્ઞાપન કરે છે, તે બાબત જ આ પ્રસ્તુત પરિ.માં બીજ છે. (૧૧૪).

**पर्यायशब्दानां लाघवगौरवचर्चा नाद्रियते ॥११५॥**

तत्रतत्रान्यतरस्यां विभाषा वेति सूत्रनिर्देशज्ञापितमिदम् ॥११५॥

**ज्ञापकसिद्धं न सर्वत्र ॥११६॥**

स्पष्टमेव पठितव्येऽनुमानाद् बोधनमसार्वत्रिकार्थमित्यर्थः । तेन ज्ञापक-
5 सिद्धपरिभाषयानिष्टं नापादनीयमिति तात्पर्यम् । भाष्येऽपि ध्वनितमेतन्ङ्या
प्सूत्रादौ ॥

ज्ञापकेति न्यायस्याप्युपलक्षणम् ॥

न्यायज्ञापकसिद्धानामपि केषांचित्कथनमन्येषामनित्यत्वबोधनायेति भावः ।

---

**પરિભાષા : ૧૧૫**

पर्यायशब्दानां लाघवगौरवचर्चा नाद्रियते (११५)

10 (આચાર્ય પાણિનિનાં સૂત્રોમાં) જ્યાં પર્યાયવાચક શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો હોય ત્યાં લાઘવ કે ગૌરવની ચર્ચાનો આદર થતો નથી.

(પાણિનિનાં) તે તે સૂત્રોમાં 'अन्यतरस्याम्' 'विभाषा' 'वा' એવા નિર્દેશોથી યુક્ત સૂત્રોમાં આવેલા આ પ્રકારના શબ્દો જ પ્રસ્તુત પરિભાષામાં જ્ઞાપક છે. (૧૧૫)

**પરિભાષા : ૧૧૬**

15 'ज्ञापकसिद्धं न सर्वत्र (११६)

જ્ઞાપકથી સિદ્ધ થયેલ નિયમ બધે લાગુ પડતો નથી.

શબ્દથી સ્પષ્ટરૂપે કહેવામાં ન આવતાં જે બાબત અનુમાન દ્વારા સાબિત થયેલ હોય તો તે સર્વત્ર લાગુ પડતી નથી. તેથી જ્ઞાપકથી સિદ્ધ થયેલ પરિભાષાથી અનિષ્ટ (રૂપ)ની સિદ્ધિ કરવી જોઈએ નહીં. (પણ ઇષ્ટ અર્થની સિદ્ધિ માટે તેનો (પરિ.નો) 20 ઉપયોગ કરવો જોઈએ.) 'ङ्याप्प्रातिपदिकात०' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિ. ધ્વનિત થયેલી છે. પ્રકૃત પરિ.માં આવેલ 'ज्ञापक' પદ ન્યાય (લોકન્યાય)થી સિદ્ધ પરિભાષાઓનું પણ ઉપલક્ષક (બોધક) થાય છે.

ન્યાય અને જ્ઞાપકથી સિદ્ધ પરિભાષાઓમાં પણ કેટલીક જ પરિભાષાઓનું (અષ્ટાધ્યાયીમાં) કથન જ્ઞાપકત્વ કે ન્યાયતત્ત્વ ધરાવનારી કેટલીક અન્ય પરિભાષાઓ 25 અનિત્ય છે, (સાર્વત્રિક નથી) એ બતાવવા માટે કર્યું છે. જેમકે જેના સ્થાનમાં જે થાય તે (થનાર આદેશ) સ્થાનીના ધર્મને પ્રાપ્ત કરે છે એ વાત (લૌકિક) ન્યાયથી જ

यथा तत्स्थानापन्ने तद्धर्मलाभ इति न्यायसिद्धं स्थानिवत्सूत्रं ज्ञापकसिद्धं च तत्रानल्विधाविति ॥११६॥

ननु द्रोग्धाद्रोग्धा द्रोढाद्रोढेत्यादौ घत्वादीनासिद्धत्वात्पूर्वं द्वित्व एकत्र घत्वमपरत्र ढत्वमित्यस्याप्यापत्तिरत आह ।

पूर्वत्रासिद्धीयमद्वित्वे ॥११७॥　　5

द्वित्वभिन्ने पूर्वत्र कर्तव्ये परमसिद्धमित्यर्थः । पूर्वत्रासिद्धम् [८.२.१] इत्यधिकारभवं शास्त्रमस्या लिङ्गम् ॥

यत्र च सिद्धत्वासिद्धत्वयोः फले विशेषस्तत्रैवेयम् । कृष्णर्द्धिरित्यादौ

---

સિદ્ધ છે. એ રીતે 'स्थानिववदादेशोऽनल्विधौ' સૂત્રમાં આવેલ 'स्थानिवद्' અંશ ન્યાયથી સિદ્ધ છે, અને 'अनल्विधौ' અંશ જ્ઞાપકથી સિદ્ધ થાય છે. (તેથી 'स्थानिवद्०'થી 10 અન્ય એવી ન્યાય અને જ્ઞાપકથી સિદ્ધ કેટલીક પરિભાષાઓ બધે ઠેકાણે લાગે છે એમ ન સમજવું. (૧૧૬)

**પરિભાષા : ૧૧૭**

द्रुह् (=जिघांसायाम्) ધાતુને 'तृच्' પ્રત્યય તથા ગુણ આદિ થતાં 'द्रोह्+ता'માં 'वा द्रुहमुह'० આદિ સૂત્રથી હનું વૈકલ્પિક 'घत्व' થતાં આખરે 'द्रोग्धा' એવું રૂપ બને છે. 15 પણ અહીં પ્રશ્ન એ થાય છે કે 'नित्यवीप्सयोः' સૂત્રથી 'द्रोघ्+ता'નું દ્વિર્વચન કરવાનું હોય ત્યારે 'पूर्वत्रासिद्धम्' સૂત્રથી 'घत्व' કાર્ય અસિદ્ધ થતાં, પ્રથમ તો द्रोह्+ता એવી સ્થિતિમાં દ્વિત્વ થશે, પછી द्रोह्+ता, द्रोह्+ता એ સ્થિતિમાં પૂર્વ ખંડમાં 'वा द्रुह०' આદિ સૂત્રથી ઘત્વ અને ઉત્તરખંડમાં 'हो ढः' સૂત્રથી ઢત્વની પ્રાપ્તિ થશે. તો द्रोग्धा द्रोग्धाને બદલે द्रोग्धा द्रोढा એવા અનિષ્ટ યુગ્મ રૂપની પ્રાપ્તિ થશે. (આ આપત્તિ 20 દૂર કરવા હવેની પરિ. કહેવામાં આવે છે.

'पूर्वत्रासिद्धीयमद्वित्वे' (૧૧૭)

(દ્વિત્વથી ભિન્ન એવું કાર્ય કરવાનું હોય ત્યાં 'पूर्वत्रासिद्धम्' સૂત્ર પ્રવૃત્ત થાય છે.) જ્યાં દ્વિત્વથી ભિન્ન કાર્ય કરવાનું હોય ત્યાં સપાદ સપ્તાધ્યાયીની પ્રત્યે ત્રિપાદી અસિદ્ધ થાય છે. (પણ દ્વિત્વ કાર્ય કરવાનું હોય ત્યારે પૂર્વત્રાસિદ્ધત્વ થતું 25 નથી). તેથી હવે ઘત્વ અને ઢત્વ થયા પછી જ દ્વિર્વચન રૂપ કાર્ય થશે. આથી કોઈ આપત્તિ આવતી નથી).

'पूर्वत्रासिद्धम्' એ અધિકારમાં પઠિત એવાં શાસ્ત્ર (કે સૂત્રો) આ પરિભાષાની પ્રવૃત્તિમાં જ્ઞાપક છે. 'कृष्णर्द्धिः' આદિ ઉદાહરણોમાં 'जश्त्व' કરતાં પહેલાં અથવા 'जश्त्व'

जस्त्वात्पूर्वमनन्तरं वा द्वित्वे रूपे विशेषाभावेन नाग्याः प्रवृत्तिरित्यन्यत्र विस्तरः ॥

सर्वस्य द्वे [८.१.१] इति सूत्रे भाष्ये स्पष्टेयम् ॥११७॥

ननु गोष्वश्वेषु च स्वामीत्यादिवद्गोष्वश्वानां च स्वामीत्यपि स्यात्स्वामीश्वर 5 [२,३,३९] इति सूत्रेण षष्ठीसप्तम्योर्विधानादत आह।

**एकस्या आकृतेश्चरितः प्रयोगो द्वितीयस्या स्तृतीयस्याश्च न भविष्यति ॥११८॥**

यत्रान्याकृतिकरणे भिन्नार्थत्वसंभावना तद्विषयोयं न्याय इत्यन्यत्र विस्तरः ॥

---

કર્યા પછી દ્વિત્વ કરવામાં આવે તો પણ કોઈ પણ ફરક પડતો ન હોવાથી તેવા 10 સ્થલમાં આ પરિભાષાની પ્રવૃત્તિ થતી નથી. આ વિષયમાં અન્યત્ર વિસ્તૃતચર્ચા આવેલી છે. 'सर्वस्य द्वे' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષા સ્પષ્ટ કરવામાં આવી છે. (૧૧૭).

**પરિભાષા : ૧૧૮**

'स्वामीश्वराधिपतिदायादसाक्षि०' આદિ સૂત્રથી 'स्वामी' શબ્દના યોગમાં ષષ્ઠી કે 15 સપ્તમી વિભક્તિનું વિધાન થાય છે. તેથી જેમ 'गोषु अश्वेषु च स्वामी (કે गवां अश्वानां च स्वामी) એ વાક્ય પ્રયોગ થાય છે તે રીતે આવાં એકજ વાક્યમાં સપ્તમી કે ષષ્ઠીનો પ્રયોગ થવો જોઇએ અને તેથી 'गोषु अश्वानां च स्वामी' એવા વાક્યનો પ્રયોગ થવો જોઇએ. (પણ આવો પ્રયોગ વસ્તુતઃ અભીષ્ટ નથી) તેથી આ પરિભાષા કહેવામાં આવે છે.

20 'एकस्या आकृतेश्चरितः प्रयोगो द्वितीयस्यास्तृतीयस्याश्च न भविष्यति' (૧૧૮)

'જ્યાં (અમુક અર્થની પ્રતીતિ કરાવવા માટે) પ્રથમ (અમુક) ચોક્કસ આકૃતિ (સ્વરૂપ) ધરાવનાર શબ્દવિશેષનો પ્રયોગ થયેલો હોય ત્યાં, (જો શબ્દાન્તરના પ્રયોગની જરૂર પડે તો એની) પૂર્વે આવેલા શબ્દથી ભિન્ન આકૃતિ ધરાવનાર (કોઈ બીજા કે ત્રીજા) શબ્દનો પ્રયોગ થતો નથી. (પણ પૂર્વે આવેલા શબ્દના ધ્વનિ સાથે મળતા 25 આવતા ધ્વનિવાળા શબ્દનો પ્રયોગ થાય છે). (તેથી 'गोषु अश्वेषु'માં પૂર્વે 'गोषु' એવો શબ્દ પ્રયોગ થયેલો છે. તો તે સપ્તમ્યન્તની સાથે મેળ બેસાડવા 'अश्वेषु' એવો સપ્તમ્યન્ત જ પ્રયોગ ઉચિત છે).

જ્યાં ભિન્ન એવા સ્વરૂપ (આકૃતિ)વાળા શબ્દનો પ્રયોગ કરવાથી અન્ય અર્થની

कृञ्चानुप्रयुज्यते [३.१.४०] इति सूत्रे भाष्ये स्पष्टेयम् ॥११८॥

ननु विव्याधेत्यादौ परत्वाद्धलादिःशेषे वस्य संप्रसारणं स्यादत आह ।

**संप्रसारणं तदाश्रयं च कार्यं बलवत् ॥११९॥**

तदाश्रये संप्रसारणाच्च [६.१.१०८] इति पूर्वरूपम् ॥

वस्तुतो लिट्यभ्यासस्य [६.१.१७] इति सूत्र उभयेषांग्रहणस्योभयेषां 5 संप्रसारणमेव यथा स्यादित्यर्थकत्वेनेदं सिद्धमित्येषा व्यर्थेति लिट्यभ्यासस्येति

---

પ્રતીતિ થવા માંડે (જેમકે—गोषु अश्वानां स्वामी કહેવામાં આવતાં अश्वानां स्वामी गोषु तिष्ठति એવા અન્ય (ભિન્ન) અર્થની પ્રતીતિ થઈ બેસવાનો સંભવ છે) તેવા સ્થલમાં આ પરિભાષાની પ્રવૃત્તિ થાય છે.

'कृञ् चानुप्रयुज्यते लिटि' સૂત્ર ઉપરના ભાષ્યમાં આ પરિભાષાની સ્પષ્ટ 10 ચર્ચા છે. (૧૧૮).

**પરિભાષા : ૧૧૯**

હવે પ્રશ્ન થાય છે કે व्यध् (=ताडने) ધાતુના, ('लिट्' પરોક્ષ ભૂતકાળ)ના રૂપમાં व्यध्નું દ્વિત્વ થતાં જ્યારે અભ્યાસ સંજ્ઞા થાય છે, ત્યાં એક બાજુ 'लिट्यभ्यासस्योभयेषाम्' સૂત્રથી સંપ્રસારણની, અને બીજી બાજુ 'हलादिः शेषः' સૂત્રથી હલાદિશેષ એમ 15 જ્યારે બંનેની પ્રાપ્તિ થાય છે, ત્યારે પરત્વને લીધે હલાદિશેષ થતાં, અને તે પછી 'व+व्यध्' એ અવસ્થામાં 'व्'નું સંપ્રસારણ થતાં 'उव्याध' એવું અનિષ્ટ રૂપ થવાની આપત્તિ આવશે. તેથી (તે દૂર કરવા) આ પરિભાષા કહેવામાં આવે છે.

'संप्रसारण तदाश्रयं च कार्यं बलवत्' (११९)

'સંપ્રસારણ અને તેના આશ્રયે થતું કાર્ય બલવાન ગણવામાં આવે છે. 20

'संप्रसारणाच्च' એ સૂત્રથી થતું પૂર્વરૂપ એકાદેશ કાર્ય, સંપ્રસારણના આશ્રયે થનારું કાર્ય છે.

ખરી રીતે તો 'लिट्यभ्या०' એ સૂત્રમાં 'उभयेषाम्' એ પદનું એટલા માટે ગ્રહણ કર્યું છે કે તેથી ('वचिस्वपि०' અને 'ग्रहिज्या०' એ બે સૂત્રોમાં દર્શાવેલ ધાતુ-ઓના અભ્યાસને સંપ્રસારણ કાર્ય જ થાય. આ પરિસ્થિતિમાં સંપ્રસારણ થવાથી 25 'विव्याध' એ ઇષ્ટરૂપની સિદ્ધિ થાય છે, તેથી આ (પ્રસ્તુત) પરિભાષા માનવી વ્યર્થ છે, એમ 'लिट्यभ्यास०' સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે સ્પષ્ટરૂપે કહેલું છે. અને

सूत्रे भाष्ये स्पष्टम् । फलान्तरान्यथासिद्धिरपि तत्रैव भाष्ये स्पष्टा । णौ च संश्चङोः [६.१.३१] इत्यादौ संश्चङोरित्यादि विषयसप्तमी तत्रापि न दोष-इत्यन्यत्र विस्तरः ॥११९॥

यत्तु

5 **क्वचिद्विकृतिः प्रकृतिं गृह्णाति ॥१२०.१॥**

तेन निसमुपविभ्यो ह्वः [१.३.३०] इत्यत्र ह्वाग्रहणेन ह्वेञो ग्रहण-सिद्धिः ॥

तथा

**औपदेशिकप्रायोगिकयोरौपदेशिकस्यैव ग्रहणम् ॥१२०.२॥**

---

10 ત્યાં એ પણ સ્પષ્ટ કહેલું છે કે આ પરિભાષા માનવાથી જે રૂપ સિદ્ધિ થાય છે તે સિદ્ધિ બીજી રીતે પણ થઈ શકે છે.

'णौ च संश्चङोः' જેવાં સૂત્રોમાં 'संश्चङोः' આદિમાં વિષય સપ્તમી માનવામાં આવતાં કોઈ દોષ ઉભો થતો નથી. એ બાબતની વિસ્તૃત ચર્ચા અન્યત્ર કરવામાં આવી છે. (૧૧૯)

**પરિભાષા : ૧૨૦.૧**

15 (અહીં ગ્રંથકાર હવેની ત્રણ પરિ.ઓ ભાષ્યમાં પઠિત કે ધ્વનિત ન હોવાથી જે સ્વીકાર્ય નથી તે બતાવે છે) જો કેઃ–

'क्वचिद् विकृतिः प्रकृतिं गृह्णाति' (१२०.१)

કોઈક ઠેકાણે મૂળ શબ્દ ઉપરથી સિદ્ધ કરવામાં આવેલ શબ્દસ્વરૂપ (વિકૃતિ)થી, મૂળ શબ્દ (પ્રકૃતિ)ના સ્વરૂપનું ગ્રહણ કરવામાં આવે છે. તેથી (કેટલાક વૈયાકરણો 20 આ પરિભાષા હોવાથી એમ કહે છે કે) 'निसमुपविभ्यो ह्वः' સૂત્રમાં ઉચ્ચરિત 'ह्वः' પદથી 'ह्वेञ्' ધાતુનું ગ્રહણ થાય છે. (૧૨૦.૧)

**પરિભાષા : ૧૨૦.૨**

તે જ રીતે

'औपदेशिकप्रायोगिकयोरौपदेशिकस्यैव ग्रहणम्' (१२०.२)

25 'ઔપદેશિક અને પ્રાયોગિકમાં ઔપદેશિકનું જ ગ્રહણ થાય છે.

(જ્યાં કોઈ સૂત્રમાં એવો શબ્દ પ્રયુક્ત હોય કે જે (પાણિનીય) સૂત્રોમાં ઉપદેશ અવસ્થામાં સાક્ષાત્ ઉચ્ચરિત હોય અને ભાષામાં રૂઢ થયેલા પ્રયોગમાં પણ

तेन दादेर्घातोः [८.२.३२] इत्यत्रौपदेशिकधातोरेव ग्रहणमिति तन्न। तयोर्निर्मूलत्वाद्भाष्याव्यवहृतत्वाच्च। न च विकृतिः प्रकृतिं गृह्णातीति ग्रहिज्या [६.१.१६] इति सूत्रस्थभाष्येणाद्यायास्तिरस्काराच्च। निसमुपविभ्यो ह्व इत्यादौ ह्वेञोऽनुकरणे सौत्रः प्रयोगः। आत्त्वविषय एवात्मनेपदं प्रयोगस्थानामेवानुकरणस्य घुसंज्ञासूत्रे भाष्ये स्पष्टमुक्तत्वादित्यन्ये॥ 5

अन्त्यापि तत्रतत्रोपदेशग्रहणं कुर्वतः सूत्रकृतो वार्तिककृतश्चासंमता। इह हि व्याकरणे सर्वेष्वेव सानुबन्धकग्रहणेषु रूपमाश्रीयते यत्रास्यैतद्रूपमिति रूप-

---

મળી આવતો હોય ત્યારે ઉપદેશમાં સાક્ષાત્ ઉચ્ચરિત એવા શબ્દનું જ ગ્રહણ કરવું જોઈએ).

આ પરિ. હોવાથી 'दादेर्घातोर्घः' સૂત્રમાં આવેલા 'दादेर्घातोः' એ શબ્દોથી 10 ઔપદેશિક એટલે ધાતુપાઠમાં સાક્ષાત્ પઠિત અને 'द'થી શરૂ થતા ધાતુનું જ ગ્રહણ કરવામાં આવે છે (પણ 'दामलिट्' જેવા 'द'થી શરૂ થતા નામધાતુનું ગ્રહણ કરવામાં આવતું નથી) એમ કેટલાક વૈયાકરણો કહે છે.

આ રીતે ઉપર જે બે પરિ.ઓ क्वचिद् विकृतिः (૧૨૦.૧) અને 'औपदेशिक०' (૧૨૦.૨) જે કહેલી છે, તે સ્વીકારવામાં આવતી નથી, કારણ કે તેમનું મૂલ 15 (જ્ઞાપન) ક્યાંયે બતાવવામાં આવ્યું નથી, અને ભાષ્યમાં તેમનો ઉપયોગ કરેલો નથી; ઊલટું 'ग्रहिज्यावयि०' સૂત્ર ઉપરના ભાષ્યમાં તો 'न च विकृतिः प्रकृतिं गृह्णाति' એમ કહેલું હોવાથી 'क्वचिद् विकृतिः આ (૧૨૦.૧) પરિ.નો તિરસ્કાર કરવામાં આવ્યો છે. 'निसमुपविभ्यो ह्वः' સૂત્રમાં 'ह्वेञ्' ધાતુનું અનુકરણ કરીને 'ह्वः' એ સૌત્ર પ્રયોગ છે, (તેથી 'ह्वः' પદથી 'ह्वेञ्' ધાતુનું ગ્રહણ કરવામાં કોઈ મુશ્કેલી ઊભી 20 થતી નથી). અન્ય વૈયાકરણોનું માનવું એમ છે કે 'दाधा घ्वदाप्' એ 'घु'સંજ્ઞા-વિધાયક સૂત્રના ભાષ્યમાં (લૌકિક) પ્રયોગમાં જેવું શબ્દ સ્વરૂપ હોય છે તેવા જ શબ્દ સ્વરૂપનું શાસ્ત્રમાં અનુકરણ કરવામાં આવે છે એમ ભાષ્યકારે સ્પષ્ટ રીતે કહ્યું છે.

હવે ઠેકઠેકાણે (સૂત્રોમાં અને વાર્તિકોમાં) સૂત્રકારે તથા વાર્તિકકારે ''उपदेश' એ પદનું ગ્રહણ કરેલું હોવાથી એ સ્પષ્ટ થાય છે કે આ અન્ત્ય (બીજી) પરિ. 25 (औपदेशिक०) તેમને માન્ય નથી. 'तरप्तमपौ घः' એ 'घ' સંજ્ઞાવિધાયક સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે એમ કહ્યું છે કે 'આ વ્યાકરણ શાસ્ત્રમાં જ્યાં જ્યાં અનુબંધોથી યુક્ત શબ્દ સ્વરૂપનું ગ્રહણ કરવામાં આવેલું છે, ત્યાં ત્યાં તે શબ્દથી, તેના સાનુબંધક શબ્દસ્વરૂપનું ગ્રહણ થઈ શકે છે. કોઈ એક શબ્દ, સૂત્રમા ઉચ્ચરિત

निर्ग्रहश्च शब्दस्य नान्तरेण लौकिकं प्रयोगं तस्मिंश्च लौकिके प्रयोगे सानुबन्धकानां प्रयोगो नास्तीति कृत्वा द्वितीयः प्रयोग उपास्यते क उपदेशो नामेति घसंज्ञासूत्रस्थभाष्येण प्रायोगिकासंभवे तद्ग्रहणमित्यर्थस्य लाभेन भाष्यासंमता च ।।

5 भाष्ये सानुबन्धकेत्यादि प्रकृताभिप्रायेण । दादेरिति सूत्रे दादिपदस्यौपदेशिकदादित्ववति लक्षणेति न दोष इत्यन्यत्र विस्तरः ।।

यदपि नन्वजर्घा बेभिदीतीत्यादौ तत्तद्गणप्रयुक्ता विकरणा यङ्लुकि स्युस्तथा यङ्लुकि बेभिदितेत्यादावेकाचः [७.२.१०] इति इण्निषेधः स्यादत आह ।

---

10 થતાં, તે શબ્દથી કયા શબ્દ સ્વરૂપનું ગ્રહણ (रूपनिर्ग्रह) કરવું તેનો નિશ્ચય કરતી વખતે, લૌકિક પ્રયોગનો આશ્રય કર્યા સિવાય, તેવો નિશ્ચય કરવામાં આવતો નથી. તેથી સાનુબંધકોના ગ્રહણમાં પણ દ્વિતીય પ્રયોગ (અનુબંધથી વિનિર્મુક્ત)નું ગ્રહણ થાય છે; આ ઉપદેશ વળી કયો પદાર્થ છે? (દા. ત. डुदाञ् दानेમાં डुदाञ् ઉપદેશ છે. ત્યાં 'डुदाञ्'ની તો પ્રાયોગિકતા સંભવતી નથી, તેથી પ્રયોગોમાં તો અનુબંધથી 15 વિમુક્ત 'दा'નું જ ગ્રહણ થાય છે એ રીતનો અર્થ મળતો હોવાથી આ પરિભાષા ભાષ્યકારને સમત નથી. ઉપરના ભાષ્યમાં આવેલ સાનુબંધક પદથી પ્રકૃત કે મૂલ જ રૂપ લેવું જોઈએ. 'दादेर्घातोर्घः' સૂત્રમાં આવેલા 'दादि' પદની ઔપદેશિક (ઉપદેશમાં સાક્ષાત્ પઠિત) અને 'द'થી શરૂ થનાર 'दादि' એવા અર્થમાં લક્ષણા છે. તેથી (આ પરિ. ન હોય તો પણ) કોઈ દોષ આવતો નથી એમ અન્યત્ર 20 ('શબ્દેન્દુશેખર'માં 'दादेर्घातोर्घः' એ સૂત્રમાં વિસ્તાર કરવામાં આવેલો છે. (૧૨૦.૨)

## પરિભાષા : ૧૨૦.૩

વળી પણ 'अजर्घाः' 'बेभिदीति' જેવાં સ્થલોમાં તે તે ગણો માટે બતાવેલા વિકરણ પ્રત્યયો 'यङ्लुक्' (પ્રયોગ)માં પણ થવા માંડશે; તેમ જ 'बेभिदिता' આદિ 'यङ्लुक्'ના રૂપમાં ('इड्' આગમના નિષેધક 'एकाच उपदेशेऽनुदात्तात्' સૂત્રથી) 'इट्' 25 આગમનો નિષેધ થવાની આપત્તિ આવશે. (તે દૂર કરવા) કોઈ વૈયાકરણ આ પરિ. કહે છે.

**श्तिपा शपानुबन्धेन निर्दिष्टं यद्गणेन च ।**
**यत्रैकाज्ग्रहणं चैव पञ्चैतानि न यङ्लुकि ॥१२०.३॥**

अनुबन्धनिर्देशो द्विधा स्वरूपेण ङित इत्यादिपदेन च ॥

हन्ति याति वाति, सनीवन्त [७.२.४९] इति सूत्रे भरेति, दीङो युडचि [६.४.६३], अनुदात्तङितः [१.२.१२], दिवादिभ्यः श्यन् [३.१.६९], 5

---

श्तिपा शपाऽनुबन्धेन निर्दिष्टं यद् गणेन च ।
यत्रकाजग्रहणं चैव पञ्चैतानि न यङ्लुकि ॥ (१२०.३)

કોઈ સૂત્ર કે શાસ્ત્રમાં મૂળ ધાતુને (૧) श्तिप् પ્રત્યયનો નિર્દેશ કરીને (૨) शप् વિકરણનો નિર્દેશ કરીને, (૩) અનુબંધ સાથેના ધાતુનો નિર્દેશ કરીને અને (૪) ગણનો નિર્દેશ કરીને તથા (૫) 'एकाच्' એવો પદનો નિર્દેશ કરીને કોઈ કાર્યનું વિધાન 10 કરવામાં આવ્યું હોય તો તે પાંચ પ્રકારનાં કાર્યો (તે કાર્યોનાં વિધાયક સૂત્રો કે શાસ્ત્રો), 'यङ्लुक्'માં પ્રવૃત્ત થતાં નથી.

આ કારિકા (પરિ.)માં અનુબંધ નિર્દેશ બે રીતે બતાવ્યો છે. (૧) ધાતુનો અનુબંધસહિત પાઠ સ્વરૂપથી નિર્દેશ અને (૨) 'अनुदात्तङितः०' આદિ સૂત્રમાં 'ङित्' એ પ્રકારના ઈત્સંજ્ઞક પદનો પાઠ (એમ અહીં બે રીતે અનુબંધનો નિર્દેશ છે.) 15

(૧) 'हन्' 'या' તથા 'वा' ધાતુને 'श्तिप्' (ति) કરીને हन्ति, याति, वाति એવો સ્વરૂપ–નિર્દેશ જેમાં કરવામાં આવ્યો છે તેવા 'नेर्गदनद०' ઈત્યાદિ (લાંબા) સૂત્રથી થતું 'णत्व', 'हन्'ના 'प्रन्यजङ्घनीत' જેવા યઙ્લુગન્ત રૂપમાં થતું નથી.

(૨) 'भर' (भृ+शप्) એવો નિર્દેશ જેમાં થયો છે તેવા 'सनीवन्तर्ध०' આદિ સૂત્રથી થતો વૈકલ્પિક 'इट्' 'बर्भरिष्यति' એવા 'यङ्लुगान्त' રૂપમાં થતો નથી. 20

(૩) 'दीङो युडचि०' આદિ સૂત્રમાં 'दीङ्' એવા સ્વરૂપાનુબંધના નિર્દેશ ને લીધે થતો 'युट्' આગમ 'देदितः' જેવા यङ्लुगान्त રૂપમાં થતો નથી.

(૩ અ) 'अनुदात्तङितः०' આદિ સૂત્રમાં 'ङित्' (ङ+इत्) એવો સાનુબંધ નિર્દેશ હોવાથી, તે 'ङित्त्व'ને લીધે થતું આત્મનેપદ કાર્ય 'शेशयीति' જેવા 'यङ्लुगान्त' પ્રયોગમાં થતું નથી. 25

(૪) 'दिवादिभ्यःश्यन्' સૂત્રથી 'दिव्' આદિ (ચતુર્થ) ગણના ધાતુઓને થતો 'श्यन्' (વિકરણ) પ્રત્યય, 'जर्गधीति' જેવા (गृध्) ચતુર્થ ગણીય 'यङ्लुगान्त' પ્રયોગમાં થતો નથી.

एकाच उपदेशे [७.२.१०] इत्युदाहरणानि ॥

द्वित्वं सनाद्यन्ताः [३.१.३२] इति भूवादयः [१.३.१] इति च धातुत्व च भवत्येव गुणो यङ्लुकोः [७.४.८२] इत्यादिभिर्निषेधानित्यत्व-कल्पनात्। तेन भष्भावोऽप्यजर्घा इत्यादौ भवति। अत एव श्वीदितः [७.
5 २.१४] इति सूत्रे कैयटे यत्रैकाज्ग्रहणं किंचिदिति पाठः ॥

एकाच उपदेशेऽनुदात्तात् [७.२.१०] इति सूत्र एकाज्ग्रहणेनैकदेशानु-मत्यैषा ज्ञाप्यते। अन्यथोपदेशेऽनेकाचामुदात्तत्वस्यैव सत्त्वेन तद्वैयर्थ्यं स्पष्ट-

---

(૫) 'एकाच उपदेशेऽनुदात्तात्' સૂત્રથી 'एकाच्' ધાતુને થતો 'इट्'નો નિષેધ 'भिद्' 'छिद्' આદિ ધાતુનાં 'यङ्लुगन्त', 'बेभिदिता', 'चेच्छिदिता' ઉદાહરણોમાં
10 લાગતો નથી.

(આ પરિભાષા અનિત્ય છે, તેથી 'एकाचो द्वे प्रथमस्य' સૂત્રમાં 'एकाच्' ગ્રહણ હોવા છતાં 'यङ्लुक्'માં દ્વિત્વ થાય છે). વળી 'सनाद्यन्त'નાં सनादि ગણ અને 'भूवा-दयः'માં भूवादि (ગણ)થી નિર્દિષ્ટ ધાતુસંજ્ઞા यङ्लुक् વાળા ધાતુમાં (પણ) તે થાય છે. તે રીતે 'गुणो यङ्लुकोः' સૂત્રથી ગુણ થાય છે. (આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે
15 પ્રકૃત પરિભાષામાં નિર્દિષ્ટ ('पञ्चाचैनि न यङ्लुकि') નિષેધ અનિત્ય છે.)

(આ પરિભાષા અનિત્ય હોવાથી જ) 'अजर्घाः' આદિ यङ्लुक्ના રૂપમાં 'भष्' ભાવ થાય છે; (એટલે કે 'ग'ના સ્થાનમાં 'घ' થાય છે)

(વળી, આ પરિભાષા અનિત્ય હોવાથી જ) 'श्वीदितः' એ સૂત્ર ઉપરના ભાષ્યની વૃત્તિમાં કૈયટે (આ પરિભાષામાં આવેલ તૃતીય ચરણમાં) 'यत्रैकाच् ग्रहणं चैव'
20 ને બદલે 'यत्रैकाच् ग्रहणं किञ्चित्' એવો પાઠ કરેલો છે. (તેથી આ પરિ.નો એવો અર્થ કરવામાં આવે છે કે 'આ પરિ.માં નિર્દિષ્ટ પાંચ પ્રકારનો નિષેધ 'यङ् लुक्'માં કોઈ ઠેકાણે લાગુ પડે છે, તો કોઈ ઠેકાણે લાગુ પડતો નથી)

'एकाच उपदेशेऽनुदात्तात्' એ આવેલો સૂત્રમાં 'एकाचः' એ પદના ગ્રહણથી, પ્રસ્તુત આ પરિ.નો એક અંશ 'यत्रैकाच् ग्रहणम्' જ્ઞાપિત થાય છે, અને આ એક
25 અંશને (પાણિનિની)સંમતિ છે એમ મનાતું હોવાથી, આ અંશથી સમસ્ત પરિભાષા (પણ) જ્ઞાપિત થાય છે. જો આ પરિ. ન હોત તો ઉપદેશ અવસ્થા (ધાતુ પાઠ)માં પઠિત થયેલા બધા 'अनेकाच्' ધાતુ ઉદાત્ત જ હોવાથી 'एकाच्' પદનું ગ્રહણ વ્યર્થ થશે એ

मेवेति । तदपि न । भाष्यानुक्तत्वादेकाज्ग्रहणस्य वधिव्यावृत्त्यर्थमावश्यकत्वाच्च । न च वधिः स्थान्युपदेश एकाजेवेति वाच्यम् । साक्षादुपदेशसंभवेनैतद्विषये स्थान्युपदेशाग्रहणादुपदेशत्वावच्छेदेनैकाजित्यर्थाच्च ॥

किंचोत्तरार्थमेकाज्ग्रहणम् । अत एव जागरितवानित्यादावुपदेश उगन्तत्वामादाय श्र्युकः किति [७.२.११] इतीण्निषेधो न । तत्रोपदेश इत्यनु- 5 वृत्तिश्च स्तीर्णमित्यादाविण्निषेधायेत्याकरे स्पष्टम् ॥

---

સ્પષ્ટ છે. (આમ છતાં) આ પરિ. સ્વીકારવી યોગ્ય નથી; કારણ કે ભાષ્યમાં ક્યાંયે પણ આ કહેવામાં આવેલી નથી. (અને 'एकाच उपदेशे०' સૂત્ર કરેલું જે 'एकाचः' પદનું ગ્રહણ પ્રકૃત પરિ.માં જ્ઞાપક છે એમ બતાવ્યું પણ તે) 'एकाच् ગ્રહણ તો (हन् ધાતુના સ્થાનમાં થનાર) 'वध' એ 'અનેકાચ્' આદેશમાં 'इट् આગમનો નિષેધ 10 ન થાય એ માટે આવશ્યક છે. હવે જો એમ કહેવામાં આવે કે 'वध' આદેશનો સ્થાની ('हन्' ધાતુ) ઉપદેશ (ધાતુ પાઠ)માં एकाच् રૂપે જ પઠિત છે, (તેથી 'हन्'ની જગ્યાએ થનાર 'वध' આદેશ પણ સ્થાનિવદ્ભાવથી 'एकाच्' સ્વરૂપ જ છે, તેથી इट् આગમનો નિષેધ લાગુ પડશે જ), તો તે કથન યોગ્ય નથી. કારણ કે ('हनो वध' આદિ સૂત્રથી થનાર 'वध' આદેશમાં) સાક્ષાત્ ઉપદેશમાં 'एकाच्त्व' સંભવિત 15 હોય તો સ્થાનિવદ્ભાવ કરીને 'हन्' ધાતુનું ઉપદેશત્વ લાવવું અયોગ્ય છે. વળી (एकाच उपदेशे० સૂત્રમાં આવેલ उपदेश પદનો અર્થ) 'ઉપદેશમાત્ર (એટલે કે જે કોઈ પણ ઉપદેશ હોય ત્યાં' એવો કરવામાં આવે છે.

વળી 'एकाच उपदेशे०' સૂત્રમાં 'एकाच्' એ પદનું ગ્રહણ, ઉત્તર સૂત્રો (જેવાં કે 'श्र्युकः किति' એ સૂત્ર)માં અનુવૃત્તિ કરવા માટે આવશ્યક છે. તેથી 'जागृ' એ 20 ધાતુ ઉપદેશમાં उगन्त=उक्+अन्त રૂપે પઠિત હોવા છતાં પણ, તેને श्र्युकः किति' એ સૂત્રથી નિર્દિષ્ટ इट्नो નિષેધ લાગુ પડતો નથી. (કારણ કે 'एकाच्' પદની અનુવૃત્તિને લીધે આ સૂત્ર ઉપદેશમાં આવેલા एकाच् उगन्तने જ इट्नो નિષેધ કરે છે), અને 'जागरितवान्' આદિ રૂપો સિદ્ધ થાય છે. (श्र्युकः कितिમાં) 'उपदेशे' એ પદની પણ અનુવૃત્તિ તો 'स्तीर्णम्' આદિ સ્થલોમાં 'इट्'નો નિષેધ થાય એ માટે 25 કરેલી છે. આ બાબત 'एकाच उपदश०' સૂત્ર ઉપરના ભાષ્યમાં સ્પષ્ટ રૂપે કહેવામા આવી છે.

न च भाष्ये यङ्लोपे बेभिदितेत्यादाविट्प्रवृत्त्यर्थमुपदेशेऽनुदात्तादेकाचः श्रूयमाणादङ्गादित्यर्थे सनीट्प्रतिषेधो वक्तव्यो बिभित्सतीतिदोषोपन्यासवद्यङ्लुकि दोषानुपन्यासेन तत्रेडिष्टः। यङ्लोपेत्यादि भाष्य तूपक्रमोपसंहारबलेन न यङ्लुग्विषयम्। किं च तस्य तद्विषयकत्वे यङ्लोपे स्थानिवत्त्वस्येव
5 यङ्लुक्युपायाप्रदर्शनेन न्यूनतापत्तिरिति वाच्यम्। इड्विषये यङ्लुको लोकेऽनभिधानेन च्छन्दसि सर्वविधीनां वैकल्पिकत्वेन च तत्र दोषानुपन्यासेनादोषात्।

---

(હવે 'न च भाष्ये यङ्लोपे'થી શરૂ કરી 'न्यूनतापत्तिरिति वाच्यम्' સુધી પૂર્વપક્ષ, અને પછીની પંક્તિઓમાં ઉત્તરપક્ષ રજૂ કરવામાં આવ્યો છે).

હવે જો એમ કહેવામાં આવે કે ભાષ્યમાં 'बेभिदिता' (बेभिद्य+तास्+डा) એ
10 યઙન્ત રૂપમાં 'यङ्'નો लुक् થતાં, 'इट्'ની પ્રવૃત્તિ થાય એ માટે 'एकाचः' સૂત્રનો અર્થ 'જે અંગ ઉપદેશમાં અનુદાત્ત હોય અને 'एकाच्' રૂપે શ્રૂયમાણ હોય તેવા અંગની પછી એવો (વલાદિ આર્ધધાતુક પ્રત્યય આવે તો इट्नो નિષેધ થાય છે' આ પ્રકારનો કરવામાં આવે છે. પણ હવે આ પ્રકારનો) અર્થ કરવામાં આવે તો 'बिभित्सति' (बिभिद्+सन्+ति)માં 'सनीट् प्रतिषेधो वक्तव्यः' (જો પછી સન્ પ્રત્યય આવે તો
15 'इट्'નો નિષેધ કરવો જોઈએ) એ રીતનું વાર્તિક કરવું જોઈએ; કારણ કે 'भिद्' ધાતુ ઉપદેશમાં અનુદાત્ત, પણ શ્રૂયમાણરૂપે તો અનેકાચ્ છે (એકાચ્ નહીં). તેથી અહીં 'इट्' પ્રાપ્ત જ થઈ જશે, એ રીતનો દોષ 'सन्' ધરાવતા રૂપમાં બતાવ્યો છે, પણ यङ्लुक्ના રૂપમાં બતાવ્યો નથી. (તેથી એમ સિદ્ધ થાય છે કે ભાષ્યકારને यङ्लुक् વાળા રૂપમાં इट्નો આગમ અભીષ્ટ છે). વળી 'यङ्लोपे बेभिदिता'
20 ભાષ્યમાં પ્રારંભ અને ઉપસંહારના સામર્થ્યથી એ સ્પષ્ટ થાય છે કે તે ભાષ્યનો વિષય यङ्लुक् નથી. હવે જો એ ભાષ્યગ્રંથનો વિષય 'यङ्लुक्' પણ છે એમ માનવામાં આવે તો 'यङ्लुक्'ના વિષયમાં સ્થાનિવદ્ભાવ માનીને ભાષ્યકારે જે ઉપાય દોષ નિવારણ માટે કર્યો છે તેવો ઉપાય 'यङ्लुक्'ના વિષયમાં દર્શાવ્યો નથી તેથી તે ભાષ્યમાં ન્યૂનતાપત્તિરૂપ દોષ આવશે. (તેથી 'यङ्लोपे' એ ભાષ્યમાં 'यङ्लोपे'
25 પદથી यङ्लुक् એવો અર્થ લઈ શકાશે નહીં તો यङ्लुक्માં इट्ની નિવૃત્તિ માટે કયો ઉપાય છે એ પ્રશ્ન ઉભો રહેશે).

(આનો ઉત્તર એ છે કે) 'इट्' આગમ સાથેના (इड् વિષયક) यङ्लुगन्त રૂપનો પ્રયોગ લોક (ભાષા)માં ક્યાંયે થતો નથી, અને વૈદિક પ્રયોગમાં તો બધાં જ કાર્ય વિકલ્પે થાય છે તેથી ત્યાં કોઈ દોષ જ આવતો નથી. તેથી (પ્રસ્તુત પરિ.નો

अन्यथैकाज्ग्रहणं किमर्थमिति प्रश्नस्योत्तरत्र जागर्त्यर्थमिह वध्यर्थमित्युत्तरस्य च भाष्ये निरालम्बनतापत्तेः ॥

न चार्धधातुकाक्षिप्तधातोरेकाच इति विशेषणम् । एवं च बिभित्सतीत्यादावुत्तरखण्डस्य धातोरेकाच्त्वमस्त्येवोत्तरखण्डेऽस्तित्ववदेतच्च दयतेः [७.४.९] इति सूत्रे भाष्ये स्पष्टम् । एवं च प्रकृतभाष्यासगतिरिति वाच्यम् । 5 आक्षेप आक्षिप्तस्यान्वये च मानाभावात् । अङ्गत्वं तु विशिष्ट एवेत्येकाचो द्वे [६.१.१] इति सूत्रे भाष्ये स्पष्टम् । निरूपितं च तनादिशेषे शब्देन्दुशेखरे ।।

---

સ્વીકાર કરવામાં ન આવે તો પણ) ભાષ્યમાં यङ्लुक् સંબંધી દોષની રજૂઆત કરી નથી તે કંઈ દોષ નથી; અન્યથા (જો एकाच्० ગ્રહણનું ફલ 'एकाच उपदेशे० સૂત્રની यङ्लुक्‌માં અપ્રવૃત્તિ માનવામાં આવે તો) ભાષ્યકારનો 'एकाच्' ગ્રહણ કેમ કરવામાં10 આવ્યું છે તેવો પ્રશ્ન, અને તેનો एकाच्‌નું ગ્રહણ 'जागृ ધાતુ (એટલે કે जागरितवान् આદિમાં इट्‌ના વિધાન માટે અને અહીં (આ જ સૂત્રમાં) हन्‌ના સ્થાનમાં अदन्त अनेकाच् એવા 'वध' આદેશ માટે એવો ઉત્તર એ બંને પ્રશ્ન અને ઉત્તર નિર્બીજ નિરાલંબન બની જશે.

(હવેની 'न चार्धधातुकथी માંડી...वाच्यम् સુધીનો પૂર્વપક્ષ છે, અને તે પછીની15 પંક્તિઓમાં ઉત્તરપક્ષ છે). 'આર્ધધાતુક પ્રત્યયથી ધાતુનો આક્ષેપ થાય છે અને આક્ષિપ્ત ધાતુનું 'एकाचः' એ વિશેષણ બને છે. તેથી હવે 'बिभित्सति' આદિ સ્થલમાં ઉત્તરખંડમાં આવનાર (भिद्) ધાતુ, 'एकाच्' જ મળી આવે છે. (તેથી આ સ્થલમાં सन् પ્રત્યયને 'इट्'નો આગમ થઈ શકશે નહીં. તેથી પ્રસ્તુતરૂપ સિદ્ધ થઈ શકે છે). જેમકે 'अस्' ધાતુનું દ્વિત્વ થતાં ઉત્તરખંડમાં 'अस्' ધાતુ જ છે. 20 'दयतेर्दिगि०' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં પણ કહ્યું છે કે જે ઉત્તરખંડમાં છે તે ધાતુ રૂપે સમજાય છે. (આમ હોવાથી बिभित्सतिમાં इट्‌નો નિષેધ સૂત્રથી જ સિદ્ધ થાય છે. તેથી પ્રકૃત સૂત્ર (एकाच उपदेशे०) ઉપરનું ભાષ્ય અસંગત થાય છે. (એકદેશીની ઉક્તિ હોવાથી તે ઉક્ત અર્થનું સાધક બની શકતું નથી) (આનો જવાબ ગ્રંથકાર આપે છે કે) (પૂર્વપક્ષનું) આ (કથન) યોગ્ય નથી; કારણ કે 25 (एकाच उपदेशे० એ સૂત્ર 'धातोः'ના અધિકારમાં પઠિત ન હોવાથી એ સૂત્રમાં) ('धातोः પદનો) આક્ષેપ કરવા માટે, અને તે (આક્ષિપ્ત धातोः) પદનું ('एकाचः'ના વિશેષણ થઈ) અન્વિત થાય એ માટે કોઈ જ પ્રમાણ નથી. અંગસંજ્ઞા તો અભ્યાસથી વિશિષ્ટ ધાતુને જ થાય છે એમ 'एकाचो द्वे प्रथमस्य' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહેલું છે; અને શબ્દેન્દુશેખરમાં તનાદિ ગણુના છેવટના ભાગમાં આ સંબંધમાં નિરૂપણ 30

धातुत्वं तूत्तरखण्ड एव । अत एवैकाचो बशो भष् झषन्तस्य स्ध्वोः [८.२.३७] इति सूत्रे धातोरवयवस्यैकाच इति वैयधिकरण्येनान्वये गर्धप्-सिद्धिः प्रयोजनमुक्तं भाष्ये न तु प्रसिद्धमजर्घा इति । अजर्घा बेभिदीती-त्यादौ श्नम्श्यनादयस्तु चर्करीतं चेत्यस्यादादौ पाठेन यङ्लुगन्ते गणान्तर-5प्रयुक्तविकरणस्याप्राप्त्या न भवन्ति । छान्दसत्वादेव कार्यान्तराणामपि च्छन्दसि दृष्टप्रयोगेष्वदृष्टानामभावो बोध्यः । भाषायां तु तादृशानामभाव एव । श्तिप्-शपादिनिर्देशास्तु भवतेरः [७.४.७३] इत्यादिसूत्रस्थतन्निर्देशवन्नार्थसाधका इत्यन्यत्र विस्तरः ॥१२०.३॥

---

કરેલું છે કે 'ધાતુત્વ તો ઉત્તરખંડમાં જ રહે છે. (એટલે કે ઉત્તરખંડમાં ધાતુસંજ્ઞા 10કરવામાં આવે છે. પૂર્વ ખંડનો અભ્યાસ અનર્થક માનવામાં આવે છે. દ્વિર્વચન કરવામાં આવતાં ધાતુત્વ તો ઉત્તરખંડમાં જ રહે છે) માટે જ ('दादेर्धातो र्घः એ સૂત્ર ઉપરના ભાષ્યમાં) 'एकाचो बशो भष्' આદિ સૂત્રમાં જેની અનુવૃત્તિ થાય છે તે 'धातोः' પદનું 'धातोरवयवस्य एकाचः' (ધાતુના અવયવભૂત એકાચ્નું) એવું વૈયધિકરણ્યથી અન્વય કરવાનું પ્રયોજન ભાષ્યકારે 'गर्धप्' એ રૂપની સિદ્ધિ થાય છે એમ બતાવ્યું 15છે. (પણ) તેવા અન્વયનું પ્રયોજન 'अजर्घाः' એ પ્રસિદ્ધિ રૂપની સિદ્ધિ માટે બતાવ્યું નથી. अजर्घाः, 'बेभिदीति' આદિ (यङ्लुक्नां) રૂપોમાં श्यन्, श्नम् આદિ વિકરણ પ્રત્યયો તો 'चर्करीतं च' (પૂર્વાચાર્યોએ यङ्लुक्ने चर्करीतं એવી સંજ્ઞા આપી છે)નો અદાદિ ગણમાં પાઠ કરેલો હોવાથી 'અન્યગણોથી પ્રયુક્ત વિકરણ પ્રત્યયોની 'यङ्लुक्'માં પ્રાપ્તિ થતી ન હોવાથી તેવા વિકરણો 'यङ्लुक्'માં થતા નથી.

20 'यङ्लुक्' એ પ્રયોગો છન્દ વેદમાં વિશેષ રૂપે જોવા મળતા હોવાથી છાન્દસ છે. તેથી (પ્રકૃત પરિભાષાનાં વિષયભૂત કાર્યાન્તર પાંચ) કાર્યોનો અભાવ આવાં રૂપોમાં દેખાય તો તે (આ પરિભાષાને લીધે નહીં પણ) તે કાર્યો છાન્દસ હોવાથી વેદમાં જોવા મળતા પ્રયોગોમાં જે કાર્ય દેખાતાં નથી તેમનો (એ કાર્યોનો) અભાવ માની લેવામાં આવે છે કે જોવા મળે છે). (પણ) ભાષામાં તો તે છાન્દસ કાર્યોનો 25 અભાવ જ છે. (પાણિનીય સૂત્રોમાં) श्तिप् કે शप् પ્રત્યય લગાડીને જે ધાતુઓનો નિર્દેશ કરેલો છે, તે (નિર્દેશ) કોઈ વિશિષ્ટ પ્રયોજનની સિદ્ધિ માટે નથી. જેમકે 'भवतेरः' સૂત્રમાં 'भू' ધાતુની સાથે કરેલો श्तिप् (ति) પ્રત્યયનો નિર્દેશ કોઈ અર્થનો સાધક નથી (એટલે કે નિષ્પ્રયોજન છે). આ વિષયમાં અન્યત્ર વિસ્તૃત ચર્ચા કરવામાં આવી છે. (૧૨૦.૩).

ननु जभोऽचि, रघेश्च, नेटचलिटीत्येव सूत्र्यतां किं द्वी रधिग्रहणेनेत्यत आह ।

**पदगौरवाद्योगविभागो गरीयान् ॥१२१॥**

प्रतिवाक्यं भिन्नवाक्यार्थबोधकल्पनेन गौरवं स्पष्टमेव ॥

परंतु भाष्यासंमतेयम् । टाङसि [७.१.१२] इति सूत्रस्थभाष्यविरुद्धा च । तत्र चेनादेशेकारप्रत्याख्यानं योगविभागेनैव कृतमिति बहवः ॥१२१॥ 5

**अर्धमात्रालाघवेन पुत्रोत्सवं मन्यते वैयाकरणाः ॥१२२॥**

एओङ्एऔच्सूत्रयोर्ध्वनितैषा भाष्ये । तत्रानेकपदघटितसूत्रे प्रायेण पद-

---

**પરિભાષા : ૧૨૧**

હવે એક પ્રશ્ન થાય છે કે 'रधिजभोरचि' તથા 'नेट्यलिटिरधेः' એ રીતે આ બે સૂત્રો (અષ્ટાધ્યાયીમાં) જૂદાં જૂદાં રચવામાં આવ્યાં છે (પણ) તેના કરતાં (આ બે 10 સૂત્રોની) 'जभोऽचि' 'रधेश्च' 'नेत्यलिटि' એ રીતે યોજના કરીને ત્રણ સૂત્રોની કલ્પના કરવામાં આવે તો 'रधि' પદનું બે વાર ગ્રહણ કરવું પડતું નથી; તે લાઘવ થાય છે. એ સ્થિતિમાં આ પરિભાષા કહે છે.

पदगौरवाद् योगविभागो गरीयान् (१२१).

'પદગૌરવ એટલે કે પદોની સંખ્યા અધિક થાય એ) કરતાં યોગવિભાગ (જ્યાં 15 એક જ સૂત્રના ભાગલા પાડીને અનેક સૂત્રો કરવામાં આવે તે) ગૌરવ વધુ ગૌરવ ગ્રસ્ત છે. અર્થાત્ પદોનું ગૌરવ સહ્ય છે, પણ યોગવિભાગથી થતું ગૌરવ અસહ્ય છે).

યોગવિભાગ કરતી વખતે ભિન્ન વાક્યાર્થ બોધની જે કલ્પના કરવી પડે છે. તે વધુ પ્રયત્નવાળી હોય છે એ બાબત દેખીતી છે.

ઘણા વૈયાકરણોનો એવો મત છે કે આ પરિભાષા ભાષ્યકારને સંમત નથી. વળી 'टाङसिङसाम्' આદિ સૂત્ર ઉપરના ભાષ્યથી (પણ) વિરુદ્ધ છે; કારણ કે તે ભાષ્યમાં 20 'इन' આદેશમાં આવેલ 'इ'નું પ્રત્યાખ્યાન, યોગવિભાગ કરીને જ ભાષ્યકારે કરેલું છે. (૧૨૧).

**પરિભાષા : ૧૨૨**

अर्धमात्रालाघवेन पुत्रोत्सवं मन्यन्ते वैयाकरणाः (१२२).

(કોઈ પણ સૂત્રમાં) અડધી માત્રા પણ ઓછી થતાં વૈયાકરણો પુત્રના જન્મ 25 જેવો આનંદ માને છે.

एओङ, ऐऔच् એ (માહેશ્વર) સૂત્રો ઉપરના ભાષ્યમાં આ પરિભાષા ધ્વનિત થયેલી છે. 'ऊकालोऽझ्रस्व' અને 'अपृक्त एकाल् प्रत्ययः' આદિ સૂત્ર ઉપરના ભાષ્યમાં એ ધ્વનિત થયેલું છે કે અનેક પદોથી ઘટિત સૂત્રોમાં મોટે ભાગે પદ લાઘવ (અનેક

लाघवविचार एव न तु मात्रालाघवविचार इत्यूरुकालोऽच् [१.२.२७] अपृक्त एकाल् [१.२.४१] इत्यादिसूत्रेषु भाष्ये ध्वनितम् । तत्र हि सूत्रे ऽल्ग्रहणहल्ग्रहणयोर्विशेषविचारे संज्ञायां हल्ग्रहणं ण्यक्षत्रिय [२.४.५८] इति सूत्रेऽणिञोरिति वाच्यमिति त्रीणि पदान्यल्ग्रहणे तदेकं स्वादिलोपे हल्ग्रहणं
5 ण्येति सूत्रेऽणिञोरिति न वाच्यमपृक्तस्येति वाच्यमिति त्रीण्येव पदानीति नास्ति लाघवकृतो विशेष इत्युक्तम् ।।

अचिश्नु [६.४.७७] इति सूत्र इण इत्येव सिद्धे य्वोरिति संमृच

---

પદોમાંથી કોઈને કમ કે રદ કરી શકાય છે કે નહીં તે બાબત)નો વિચાર જ કરવામાં આવે છે, કોઈ માત્રાને ઓછી કે કમ કરવાનો વિચાર મોટે ભાગે કરવામાં
10 આવતો નથી.

(પદ લાઘવનો વિચાર આવી રીતે કરવામાં આવે છે. જેમકે) અહીં ઉપરનાં બને સૂત્રોમાંથી 'अपृक्त एकाल् प्रत्ययः' આ સૂત્ર (ઉપરના ભાષ્યમાં આ 'अपृक्त एकाल्' સૂત્રમાં अल् પદનું ગ્રહણ કરવું કે તેના સ્થાનમાં हल् પદનું ગ્રહણ કરવું એ બાબતનો વિશેષ વિચાર કરતાં ભાષ્યકારે કહ્યું છે કે ('अपृक्त एकाल्'માં) 'अल्' પદના
15 સ્થાને 'हल्' એ પદ મૂકતાં એક 'हल्'ની અપૃક્ત સંજ્ઞા થશે (અને 'અપૃક્ત'નો લોપ થાય તેમ કહેવામાં આવતાં 'हल्'નો લોપ થશે.) આ રીતે 'हल्' એક પદ અને (તદ્ધિતના 'अण्' તથા 'इञ्' પ્રત્યયના લુક્ (લોપ) વિધાયક) 'ण्यक्षत्रियार्षञितो यूनि लुगणिञोः' સૂત્રમાં 'अण्' તથા 'इञ्' એમ બે; (અને બધાં મળીને કુલ ત્રણ પદો યોજવાં પડે છે.)

20 હવે જો 'अपृक्त एकाल्०' સૂત્રમાં જે अल् ગ્રહણ કર્યું છે તેને સૂત્રમાં યથાવત્ રહેવા દેતાં તે 'अल्' પદ રહેશે એ એક પદ, सु (પ્રથમા વિભક્તિ એ. વ.)નો લોપ કરનાર 'हल्ङ्याब्भ्यो दीर्घात् सुतिस्यपृक्तं हल्' સૂત્રમાં 'हल्' પદ (બીજું પદ), અને 'ण्यक्षत्रिया०'માં યથાશ્રુત 'अण्' અને 'इञ्' એમ કહેવાને બદલે 'अपृक्त'નું ગ્રહણ કરી શકાશે, એમ કુલ ત્રણ પદોનું ગ્રહણ કરવું પડે છે (એમ ત્રણ પદો યોજવાં પડે છે).
25 આ રીતે 'हल्' અને 'अल्' એ બંને પક્ષમાં લાઘવ ગૌરવ સમાન છે. (જેને લાઘવ કહેવામાં આવે છે તેવી કોઈ વિશેષતા અહીં દેખાતી નથી). (આ રીતે ભાષ્યકારે પદલાઘવનો જ વિચાર મોટે ભાગે કર્યો છે.)

(જો કે કોઈ ઠેકાણે ભાષ્યકારે માત્રા લાઘવનો પણ વિચાર કર્યો છે) 'लण्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે એમ કહેલું છે કે 'अचिश्नुधातुभ्रुवांय्वोः' સૂત્રમાં 'य्वोः'ને

ग्रहणान्न पूर्वेणेण्ग्रहणं तत्र विभक्तिनिर्देशे संमृद्य ग्रहणे च सार्धास्तिस्रो मात्रा इण्ग्रहणे तिस्रो मात्रा इति लण्सूत्रे भाष्योक्तेस्तथैतः श्यनि [७.३.७१] इति सूत्रे शितीति वक्तव्यं तत्रायमप्यर्थः ष्ठिवुक्लमु [७.३.७५] इति सूत्रे शितीति न कर्तव्यं भवतीति भाष्ये न केवलं मात्रालाघवं यावदयमप्यर्थ इति कैयटोक्तेः प्रायेणेति शिवम् ॥१२२॥ 5

श्रीमदुपाध्यायोपनामकशिवभट्टसुतसतीगर्भजनागोजीभट्टकृतः
परिभाषेन्दुशेखरः समाप्तः ॥

બદલે 'इणः' પદ મૂકવામાં આવે તો પણ કાર્યનો નિર્વાહ થઈ શકે છે, છતાં इ+उ+ 'ओस्'માં (ષષ્ઠી વિભક્તિના દ્વિવચનમાં) સંધિ કરીને તૈયાર થયેલા 'य्वोः'માં (य्+व्+ 10 ओस्માં) સાડા ત્રણ માત્રાઓ છે, એ સાડાત્રણ માત્રાઓવાળા य्वोः ના ગૌરવ હોવા છતાં કરેલા ગ્રહણ કે ઉચ્ચારણથી ભાષ્યકારે સિદ્ધ કર્યું છે કે 'इण्' પ્રત્યાહારમાં પૂર્વ ણકાર લેવામાં આવતો નથી. (પણ 'પર' ણકાર લેવામાં આવે છે)

હવે અહીં 'य्वोः'માં વિભક્તિ (ओस्)નો નિર્દેશ કરીને સંધિ કરતાં, સાડા ત્રણ માત્રાઓ થાય છે, જ્યારે (य्वोःના ઠેકાણે) 'इणः' એમ કહેવામાં આવતાં 15 इण्+अस् માં ત્રણ માત્રાઓ થાય છે. (આ રીતે ભાષ્યકારે માત્રાઓના લાઘવ અંગે પણ વિચાર કર્યો છે). તે જ રીતે 'ओतः श्यनि' સૂત્ર ઉપરના ભાષ્યમાં કહેવામાં આવ્યું છે કે 'ओतः०' આ સૂત્રમાં 'श्यनि' પદને બદલે 'शिति' (જેનો श् इत् છે) એમ કહ્યું હોત, તો ત્યાં પણ આ જ આ બાબત છે. (એટલે કે 'शिति'માં ત્રણ માત્રાઓ છે, જ્યારે 'श्यनि'માં સાડાત્રણ માત્રાઓ છે. આ રીતે માત્રા 20 લાઘવનો (પણ) વિચાર કરવામાં આવ્યો છે.)

(તો આ સાથે અહીં પદ લાઘવ પણ છે, કારણ કે 'ष्ठीवु क्लमुचमां शिति' (૭।૩।૭૫) સૂત્રમાં 'शिति' પદનું ગ્રહણ અનાવશ્યક છે, કારણ કે ओतःश्यनि માં સૂચિત થયેલા માત્રાલાઘવ કૃત ન્યાસ 'ओतः शिति'માંથી शिति પદની અનુ-વૃત્તિ ष्ठीवु० સૂત્રમાં આવી શકે છે, (તો 'ष्ठीवु०' સૂત્રમાં 'शिति' એ પદ 25 મૂકવાની કોઈ જરૂર નથી,) આમ કહીને ભાષ્યમાં પદ લાઘવ પણ સૂચવ્યું છે. આ ભાષ્યમાં 'तत्राप्ययमर्थः' એ (પદસમૂહ)માં આવેલ 'अपि'ના અર્થનું (મહત્ત્વ) સમજાવતાં કૈયટે એમ કહ્યું છે કે 'કેવલ માત્રાઓનું જ લાઘવ હોય છે એમ નહીં', પણ પદોનું પણ (પદ–કૃત) લાઘવ હોય છે. તેથી જ અહીં ઉપર આવેલી 'तत्र अनेकपद...प्रायेण...' આ પંક્તિમાં 'प्रायेण' મૂકવામાં આવ્યું છે. इति शिवम् (૧૨૨)

# પરિભાષેન્દુશેખર

## ટિપ્પણ

## પ્રથમ તંત્ર

પાણિનીય વ્યાકરણશાસ્ત્રનો વિસ્તાર અને ગાંભીર્ય અતિશય વ્યાપક છે તો પણ તેનું વિભાજન ત્રણ ભાગમાં શકય છે. (૧) શબ્દરૂપ સિદ્ધિ (૨) શબ્દાર્થ નિર્ણય અને (૩) સૂત્રાર્થ નિર્ણય.

આ ગ્રંથની પ્રસ્તાવનામાં જણાવ્યું છે તેમ, કાશિકા અને સિદ્ધાન્ત કૌમુદી જેવા ગ્રંથો મોટે ભાગે 'શબ્દ પ્રયોગ સિદ્ધિ'ના વિષય સાથે સંકળાયેલા છે. વાકયપદીય, વૈયાકરણભૂષણસાર, લઘુમંજૂષા, જેવા ગ્રંથો 'શબ્દાર્થ નિર્ણય'ના પ્રશ્નની મીમાંસા કરે છે, તો વ્યાડિનો 'પરિભાષા સૂચન ગ્રંથ; પુરુષોત્તમ દેવની 'લઘુ પરિભાષાવૃત્તિ' અને નાગેશનો પરિભાષેન્દુશેખર ગ્રંથ સૂત્રાર્થ નિર્ણય કરી આપનારાં પરિભાષા વચનોના વિષયની વિશદતાપૂર્ણ ચર્ચા કરે છે.

**પરિભાષા : ૧**

**प्राचीनवैयाकरणतन्त्रे०**(પૃ. ૫૮, પં. ૧). આ વાકયસંદર્ભ દ્વારા નાગેશ, પોતાના પરિભાષેન્દુશેખરમાં કેવા પ્રકારની પરિભાષાઓ આવેલી છે તેમનો મહત્વપૂર્ણ ઉલ્લેખ કરે છે.

'प्राचीन वैयाकरण तन्त्रे' પદ એટલું બધું વ્યાપક છે કે એ શબ્દથી પાણિનિની પૂર્વેના ઈન્દ્ર, આપિશલિ વગેરે સમજવા કે કાતંત્ર, ચંદ્ર વગેરે સમજવા કે નાગેશને નવીન માનીને સીરદેવ અને પુરુષોત્તમ દેવને પ્રાચીન સમજવા એ અંગે થોડી મુશ્કેલી પેદા થાય છે.

વૈદ્યનાથ પાયગુંડેને અનુસરીને કીલહોર્ન નામના વિદ્વાને નાગેશના 'प्राचीनवैया...व्याख्यायन्ते' વિધાનનો જે અર્થ કર્યો છે તે પ્રમાણે આ પરિભાષેન્દુશેખરમાં ઈન્દ્ર વગેરે પ્રાચીન વૈયાકરણોએ સૂત્ર રૂપે જણાવેલ (वाचनिकानि), પરંતુ પાણિનીય વ્યાકરણ તન્ત્રમાં જ્ઞાપકસિદ્ધ અને ન્યાય સિદ્ધ હોય તેવી, તથા ભાષ્ય અને વાર્તિકોમાં પ્રાપ્ત થતી હોય તેવી પરિભાષાઓનો નિર્દેશ કરવામાં આવ્યો છે.

નાગેશના 'प्राचीनवैयाकरणतन्त्रे...व्याख्यायन्ते' એ વિષયપ્રતિપાદક પ્રતિજ્ઞા વાકયમાં જો કે 'च' જેવા સંયોજક અવ્યયનો પ્રયોગ થયો નથી છતાં અહીં 'च'નો

(અને) અર્થ માનવો આવશ્યક છે. અન્યથા આ ગ્રંથમાં જેમની વ્યાખ્યા કરવામાં આવી છે તેવી વાચનિક પરિભાષાઓનો સંગ્રહ થઈ ન શકવાથી અવ્યાપ્તિ દોષ આવવાની સંભાવના છે. તેથી 'परिभाषारूपाणि' એ વિશેષ્યના વિશેષણ તરીકે આવેલ 'वाचनिकानि' અને 'ज्ञापकन्यायसिद्धानि'માં 'च' સંયોજકનો અધ્યાહાર કરવો જોઈએ એમ કેટલાક માને છે. તેથી આ પ્રતિજ્ઞા વાક્યનો આવો અર્થ થશે કે 'આ પ્રાચીન વૈયાકરણ પાણિનિ તંત્રમાં જે વાચનિકી છે તેમની અને જે જ્ઞાપક સિદ્ધ તથા ન્યાય સિદ્ધ છે તે પરિભાષા સ્વરૂપોની વ્યાખ્યા કરવામાં આવી છે.

કેટલાક વિદ્વાનો 'प्राचीनवैयाकरणतन्त्र' પદથી કાતંત્ર શાકટાયન વગેરે વ્યાકરણ શાસ્ત્રનો નિર્દેશ કરે છે, જ્યારે કેટલાક 'प्राचीनवैयाकरण' શબ્દથી આધારભૂત એવા કેટલાક પ્રતિષ્ઠિત ટીકાકારોની કૃતિઓનો નિર્દેશ થાય છે એમ માને છે.

પરિભાષેન્દુશેખર નામે પરિભાષા ગ્રંથમાં પ્રાચીન વૈયાકરણો (જેવા કે ઈન્દ્ર વગેરે) એ સૂત્ર રૂપે રજૂ કરેલી અને આ પાણિનીય તંત્રમાં જ્ઞાપક અને ન્યાય વડે સિદ્ધ તથા વાર્તિકકારે અને ભાષ્યકારે સ્વીકારેલી પરિભાષાઓ ચર્ચવામાં આવી છે આમ કહીને નાગેશ એમ સૂચવવા માંગે છે કે પાણિનિના ગ્રંથમાં સૂત્રરૂપે પ્રાપ્ત થતી અને પ્રાચીન વૈયાકરણોની રચેલી કેટલીક પરિભાષાઓનો આમાં સમાવેશ કરવામાં આવ્યો નથી.'

પ્રસ્તુત 'व्याख्यानतः' એ પરિભાષા વ્યાડિ, પુરુષોત્તમદેવ, સીરદેવે પણ સ્વીકારેલી છે. અષ્ટાધ્યાયીમાં કોઈ સૂત્રમાં આવેલ અમુક શબ્દ અનેક અર્થો ધરાવતો હોય તે સમયે તેનો અમુક ચોક્કસ અર્થ કયો છે તેનો નિશ્ચય કરવા માટે ભાષ્યકાર આદિ શિષ્ટ પુરુષોએ તે શબ્દનું જે વ્યાખ્યાન કર્યું હોય, તે ઉપરથી એના અર્થનો નિશ્ચય કરવો જોઈએ, કારણ કે સંદેહથી યુક્ત શાસ્ત્ર સાધુત્વનું નિર્ણાયક બની શકતું નથી. લક્ષણ કે શાસ્ત્ર કે સૂત્ર અનિર્ણાયક ન હોવું જોઈએ, તે તો નિર્ણાયક જ હોવું જોઈએ.

આ રીતે 'व्याख्यानतः०' પરિભાષા એ સ્વતંત્ર વાચનિકી પ્રકારની પરિ. છે. કેટલાક ટીકાકારો કહે છે તેમ આ પરિ. જ્ઞાપકસિદ્ધ છે, તેમાં अइउण् અને लण् એ માહેશ્વર સૂત્રોમાં બે 'ણકારોનું' ગ્રહણજ આ પરિ.માં જ્ઞાપક છે.

## પરિભાષા : ૨.૩.

**ભૂમિકા** : પાણિનીય વ્યાકરણ શાસ્ત્રમાં સંજ્ઞાસૂત્રો અને પરિભાષા સૂત્રો તે તે વિધિ સૂત્રોમાં કે તે વિધિસૂત્રોથી થતા કાર્યમાં ઉપકારક કે સંસ્કારક હોય છે.

અહીં એ પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે વ્યાકરણ શાસ્ત્રમાં ઈષ્ટ લક્ષ્યના અનુરોધને લીધે સંજ્ઞા અને પરિભાષાની બાબતમાં યથોદ્દેશપક્ષ અને કાર્યકાલ પક્ષ એમ બે પક્ષો સ્વીકારવામાં આવ્યા છે.

(૧) આમાં પહેલાં યથાદ્દેશપક્ષ શબ્દના અર્થનો વિચાર કરીએ. उद्देशः એટલે 'उद्दिश्यते अस्मिन इति उद्देशः' અર્થાત્ અષ્ટાધ્યાયીમાં જે ઠેકાણે એટલે કે જે અધ્યાય અને જે પાદમાં જે ક્રમે સંજ્ઞાસૂત્ર કે પરિભાષા સૂત્ર આવેલું હોય તે સૂત્રના ઉચ્ચારણનો પ્રદેશ. યથોદ્દેશપક્ષમાં સંજ્ઞા અને પરિભાષા સૂત્ર જે સ્થાનમાં પઠિત કે ઉચ્ચરિત હોય છે તે સ્થાન (પ્રદેશ)ને છોડતાં નથી, તેથી આવાં સંજ્ઞા કે પરિભાષા સૂત્રો યથોદ્દેશ કહેવાય છે. આ યથોદ્દેશ પક્ષ અપેક્ષા બુદ્ધિ મૂલક છે. આ પક્ષમાં સંજ્ઞા કે પરિ. સૂત્રો સ્વતંત્રરૂપે નહીં પણ વિધિ સૂત્રો દ્વારા અપેક્ષિત અર્થની વ્યવસ્થા કરી આપે છે.

દા.ત. યથોદ્દેશપક્ષમાં **સંજ્ઞાપક્ષમાંની બાબતમાં** 'वृद्धिरादैच्' (૧-૧-૧) એ વૃદ્ધિ સંજ્ઞા કરનાર સૂત્રથી आ, ए અને औને વૃદ્ધિ કહેવાય એવો બોધ થાય છે. હવે આ સૂત્રનું અધ્યયન કરનાર વિદ્યાર્થી 'भविष्यति किञ्चिदनेन प्रयोजनम्' આ સૂત્રથી કોઈ પ્રયોજન સિદ્ધ થશે એમ માનીને આ સંજ્ઞાસૂત્રનો કેવલ સંસ્કાર પ્રાપ્ત કરી લે છે. આ સંસ્કાર 'वृद्धिरादैच्'નો જે ઉચ્ચારણ કે ઉપદેશ દેશ હોય ત્યાં જ ૧-૧-૧માં થાય છે. આ પછી વિદ્યાર્થી જ્યારે વૃદ્ધિ આદેશ કરનાર 'वृद्धिरेचि' (૬-૧-૮૮) એ વિધિ સૂત્રનો અધ્યાપક પાસે અભ્યાસ કરે છે તે વખતે તેને आ, ए, औ,ને વૃદ્ધિ કહેવાય છે તે પૂર્વ સંસ્કાર જાગૃત થાય છે. તેથી લક્ષ્ય ઉદાહરણ કે પ્રક્રિયાને ઉપયોગી એવો વાકયાર્થ થાય છે.

એ જ રીતે **પરિભાષાની બાબતમાં** પણ યથોદ્દેશ પક્ષમાં આ જ વ્યવસ્થા છે. દા. ત. 'तस्मिन्निति निर्दिष्टे पूर्वस्य (૧-૧-૬૬) પરિભાષાનો અભ્યાસ કરનાર વિદ્યાર્થી 'સપ્તમી નિર્દેશથી વિધીયમાન કાર્ય વર્ણાન્તરથી અવ્યવહિત રીતે પૂર્વમાં થાય, એવો બોધ કે સંસ્કાર પ્રાપ્ત કરે છે, પછી 'इको यणचि' (૬-૧-૭૭) એ વિધિ સૂત્રથી ('इक्' પછી 'अच्' આવેલ હોય તો તેનાથી અવ્યવહિત પૂર્વે આવેલા इक्ના સ્થાનમાં यण् થાય છે) એવા લક્ષ્યોપયોગી વાકયાર્થનું જ્ઞાન પ્રાપ્ત કરે છે.

યથોદ્દેશપક્ષમાં આ રીતે અધ્યાપક પાસેથી અધ્યયન (ઉપદેશ) સમયે વિદ્યાર્થી તે તે સંજ્ઞા કે પરિ. સૂત્રના અર્થ ભવિષ્યમાં વિધિસૂત્રોના અર્થને સમજવામાં ઉપયોગી થશે એવી શ્રદ્ધા કે અપેક્ષા બુદ્ધિ ધરાવે છે. આ પછી તે તે સંજ્ઞા કે પરિભાષાનું ચિહ્ન બોધક પદ વિધિ સૂત્રમાં જોઈને અપેક્ષા બુદ્ધિવાળા વિદ્યાર્થીને અભ્યાસ સમયે પૂર્વે કહેવામાં આવેલ સંજ્ઞા પદાર્થ કે પરિભાષા પદાર્થનું જ્ઞાન થઈ જાય છે. તેથી વિધિસૂત્રોના સ્થલમાં તે તે સંકેતિત પદાર્થ કે પરિભાષાના અર્થનું જ્ઞાન અધ્યાપક ફરીથી ન કરાવે તો પણ ચાલી શકે છે.

(૨) જ્યારે કાર્યકાલ પક્ષમાં અભ્યાસ માટે તૈયાર થયેલ વિદ્યાર્થી સંજ્ઞા સૂત્રો અને પરિભાષા સૂત્રોનો તે જે પ્રદેશમાં આવ્યાં હોય તે જ ઠેકાણે તેમનો અભ્યાસ તો કરે છે પણ ત્યાં આવાં સૂત્રો દ્વારા કોઈ ઉદાહરણ કે લક્ષ્યની સિદ્ધિ થતી ન હોવાથી આવાં સૂત્રો પોતાને માટે ઉપયોગી નથી એમ ઉપેક્ષા બુદ્ધિ કરે છે. આ રીતે કાર્યકાલ પક્ષ ઉપેક્ષા બુદ્ધિમૂલક છે. આવી ઉપેક્ષા ધરાવનાર છાત્ર એ પછી અભ્યાસમાં આગળ વધતાં જ્યાં જ્યાં તે પ્રકારનાં એટલે કે સંજ્ઞાનાં ચિહ્ન જેવાં કે વૃદ્ધિ, ગુણ એવાં પદ અને પરિભાષાનાં લિંગ 'इको यणचि' સૂત્રમાં 'अचि' એ સપ્તમ્યન્ત નિર્દેશ, 'उदः स्थास्तम्भोः' સૂત્રમાં 'उदः' એ પંચમ્યન્ત લિંગ (ચિહ્ન)થી કે લિંગિત ચિહ્નિત સૂત્રો આવે ત્યારે તે–ઉપક્ષા બુદ્ધિ ધરાવનાર છાત્ર आद्गुणः (અ વર્ણની પછી अच् આવતાં ગુણ થાય) એવા ગુણવિધાયક વિધિસૂત્રનો અભ્યાસ કરતાં ગુણ કે ગુણકાર્ય એટલે શું એવો પ્રશ્ન અધ્યાપકને કરતાં, અધ્યાપક 'आद्गुणः' વાળા વિધિપ્રદેશમાં अदेङ् गुणः એ સંજ્ઞાસૂત્રનું સ્મરણ કરાવે છે અને तस्मिन्निति० જેવાં પરિભાષા સૂત્રોનું સ્મરણ 'इको यणचि' જેવા વિધિ પ્રદેશમાં કરાવે છે તે કાર્યકાલ પક્ષ છે. આમ આ ચર્ચામાં દૃષ્ટિગોચર થતી અપેક્ષા બુદ્ધિ અને ઉપેક્ષા બુદ્ધિ (છાત્ર)નો નિર્દેશ આચાર્ય કૈયટે ईदूदेद्द्विवचनं प्रगृह्यम् (૧–૧–૧૧) સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં કરેલ છે.

(क) આ યથોદ્દેશપક્ષની અંદર સંજ્ઞાસૂત્ર અને વિધિસૂત્ર તેમજ (ख) પરિભાષા સૂત્ર અને વિધિસૂત્ર એમ એ બે બે સૂત્રોના અર્થની એકવાક્યતા થાય છે ત્યારે એક-વાક્યતા અંગે પણ થોડો વિચાર આવશ્યક છે. એકવાક્યતા બે પ્રકારની છે—

(૧) વાક્યૈકવાક્તા અને (૨) પદૈકવાક્યતા. આમાં વાક્યૈકવાક્યતા વિષે જેમ કુમારિલ ભટ્ટ કહે છે તેમ 'स्वार्थबोधे समाप्तानां अङ्गाङ्गित्वव्यपेक्षया । वाक्यानामेकवाक्यत्वं पुनः संहत्य जायते' 'પોતાના અર્થનો બોધ કરીને સમાપ્ત થયેલા વાક્યોની પુનઃ મુખ્યત્વ અને ગૌણત્વની આકાંક્ષાને લીધે જે એકવાક્યતા થાય છે તે વાક્યૈકવાક્યતા કહેવાય છે. આ જ વાક્યૈકવાયકતાનો શાસ્ત્રીય ભાષામાં આકાર 'उपजीव्य उपजीवकभावापन्नबोधजनकत्वं वाक्यैकवाक्यता' એવો છે.

યથોદ્દેશપક્ષમાં જે સંજ્ઞા અને પરિ. સૂત્રોની વિધિસૂત્રો સાથે જે એકવાક્યતા થાય છે તે વાક્યૈકવાક્યતા પ્રકારની એકવાક્યતા છે. આમાં સંજ્ઞાશાસ્ત્ર (કે સૂત્ર) તથા પરિ. શાસ્ત્ર (કે સૂત્ર)ના અર્થ સૂચક વાક્યને, વિધિશાસ્ત્રના અર્થને સૂચવતા વાક્ય સાથે જોડવામાં આવે છે. દા. ત. मृजेर्वृद्धिः (૭–૨–૧૧૪) સૂત્ર मृज ધાતુને વૃદ્ધિ કરે છે. એ રીતે આ વિધિસૂત્ર છે. હવે અહીં વૃદ્ધિ એટલે શું એ પ્રશ્ન થતાં वृद्धिरादैच् (૧–૧–૧) સૂત્ર आ, ऐ, औને વૃદ્ધિ કહેવામાં આવે છે એમ વૃદ્ધિ

संज्ञानो बोध करावे छे. आ रीते संज्ञासूत्र अने विधिसूत्रनो अर्थ जोडातां 'वृद्धि शब्दनो अर्थ सूचवता वृद्धि पदथी लक्षित आ, ऐ, औ, 'मृज्' धातुना 'इक्'ना स्थानमां थाय छे' एवी वाक्यैकवाक्यता थाय छे.

(२) पदैकवाक्यता : वाक्यैक वाक्यताथी विपरीत पदैकवाक्यता होय छे. आमां 'पदस्य वाक्येन सह एकवाक्यतया एकार्थबोधकत्वम्' एटले के पदनी वाक्यनी साथे एकवाक्यता थतां जे एक सळंग अर्थ नो बोध थाय छे ते पदैकवाक्यता कहेवाय छे. दा.त. सार्वधातुकार्धधातुकयोः (७–३–८४) आ एक गुण विधायक विधिसूत्र छे. अने 'क्ङिति च' (१–१–५) 'क्ति' अने 'ङित्' प्रत्यय जो पछी आव्या होय तो इक्नी गुण के वृद्धि थतां नथी.) ए गुणनिषेधक सूत्र छे. आवां निषेध सूत्र पण परिभाषारूप मानवामां आवे छे, कारण के ते पण अमुक नियम के व्यवस्था करी आपे छे. हवे अहीं निषेध सूत्र क्ङिति च सूत्रमां अभिप्रेत 'क्ङिति न' पदनी 'सार्वधातुक.' सूत्रथी निष्पन्न थता वाक्यनी साथे एकवाक्यता थतां 'अङ्कितसार्वधातुकार्धधातुकयोः प्रत्ययोः परयोः इगन्ताङ्गस्य गुणो भवति' आ रीतनी एकवाक्यता ते पदैकवाक्यता कहेवाय छे.

आ जे विधिवाक्य अने निषेधवाक्यनी एकवाक्यता करवामां आवे छे ते कोई ठेकाणे प्रसज्य प्रतिषेधरूपे तो कोई ठेकाणे पर्युदासरूपे होय छे. ज्यारे प्रसज्य प्रतिषेध होय छे त्यारे बे भिन्न वाक्योने एक करीने पछी ते बंने वाक्योनुं महावाक्य करीने एकवाक्यता थाय छे. जेमके (अ) 'सार्वधातुकार्धधातुकयोः प्रत्ययोः परयोः इगन्ताङ्गस्य गुणो भवति (ब) किन्तु किति ङिति प्रत्यये परे गुणो न भवति' अथवा 'क्तिङित्निमित्ते ये इको गुणवृद्धी प्राप्नुतस्ते न भवतः'. अहीं 'सार्वधातुक' सूत्र रूप विधिवाक्य अने 'क्ङिति च' सूत्ररूप निषेधवाक्यनी वाक्यैकवाक्यतामां प्रतिषेध के निषेध दृष्टिगोचर थाय छे.

संस्कृत व्याकरणशास्त्रमां निषेध के प्रतिषेध वाचक नञ् अव्ययना बे अर्थो मानवामां आवे छे. प्रसज्य प्रतिषेध अने पर्युदास प्रतिषेध. तेमां प्रसज्य प्रतिषेधनी व्याख्या आ रीते करवामां आवे छे.

(१) 'अप्राधान्यं विधेर्यत्र प्रतिषेधे प्रधानता । प्रसज्यप्रतिषेधोऽसौ क्रियया सह यत्र नञ् ॥ अर्थात् 'ज्यां विध्यंशनी अप्रधानता होय अने प्रतिषेधांशनी प्रधानता प्रतीत थाय अने 'नञ्'नो संबंध क्रिया साथे होय त्यां 'नञ्'थी प्रसज्य प्रतिषेध (प्राप्तिनो विरोधी निषेध) एवो अर्थ आवे छे. एटले के प्रसज्य–(गुण के क्रिया साथे संयोजित थईने) पछी निषेधनो अर्थ आपनार नञ् ए प्रसज्य प्रतिषेध छे. आ प्रकारना प्रतिषेधमां नञ्नो निषेधरूप अर्थ ज प्रधान होय छे.

આ પ્રતિષેધના ઉદાહરણરૂપે આ સૂત્રો છે. દા.ત. न लुमताङ्गस्य (૧–૧–૬૩) न माङ्योगे (૬–૪–૭૪) વગેરે. (૨) હવે પર્યુદાસ પ્રતિષેધની વ્યાખ્યા આ છે, 'प्रधानत्वं विधेर्यत्र प्रतिषेधेऽप्रधानता। पर्युदासः स विज्ञेयो, यत्रोत्तरपदेन नञ्'' અર્થાત્ 'જ્યાં વિધ્યંશ પ્રધાનરૂપે અને પ્રતિષેધાંશ અપ્રધાનરૂપે પ્રતીત થાય અને 'नञ्'નો સંબંધ ઉત્તરપદની સાથે હોય ત્યાં 'नञ्'નો અભિપ્રાય પર્યુદાસરૂપે હોય છે. પર્યુદાસ શબ્દનો અર્થ છે. : परि+उद्+आस. આમાં 'પરિ.'નો અર્થ ત્યાગ, કે વર્જન છે. પ્રતિષેધનું વર્જન કરીને (એટલે કે પ્રતિષેધને ગૌણ બનાવીને) કોઈ બીજા (પ્રતિષેધના પ્રતિયોગી)નું વિધાન (उदास) કરવામાં આવે છે. પર્યુદાસમાં नञ् રૂપ વિશેષણ અપ્રધાન રૂપે રહે છે, અને તેનો સુબન્ત રૂપ ઉત્તરપદની સાથે સમાસ થાય છે. પર્યુદાસ પ્રતિષેધના ઉદા. રૂપે સૂત્રો જેવાં કે 'सुडनपुंसकस्य' (૧–૧–૪૩) 'सार्वधातुकमपित्' (૧–૨–૪) વગેરે છે. પર્યુદાસ માટે વાંચો–'नायं प्रसज्यप्रतिषेधः नपुंसकस्य नेति। किं तर्हि पर्युदासोऽयं यदन्यन्नपुंसकात् (મહાભાષ્ય ૧–૧–૪૩ (सुडनपुंसकस्य) સૂત્ર ઉપરનું ભાષ્ય).

આ રીતે પદૈકવાક્યતા અને વાક્યૈકવાક્યતાનો અને આનુષંગિક રીતે પર્યુદાસ પ્રતિષેધ અને પ્રસજ્ય પ્રતિષેધનો વિચાર અભ્યાસીઓ માટે પ્રસ્તુત યથોદ્દેશ પક્ષ અને કાર્યકાલ પક્ષમાં આવશ્યક છે.

અહીં બીજી પણ કેટલીક બાબતો ધ્યાનમાં લેવી આવશ્યક છે કે :–

(૧) **સંજ્ઞા**ની બાબતમાં યથોદ્દેશ અને કાર્યકાલ પક્ષ અંગે પ્રાચીન આચાર્ય કૈયટ આદિ અને નવીન આચાર્ય નાગેશ આદિ બંને એક જ મત ધરાવે છે, એટલે કે પ્રાચીન અને નવ્ય આચાર્યો પ્રમાણે યથોદ્દેશ પક્ષમાં સંજ્ઞાઘટિત વિધિસૂત્રોનો અર્થ સંજ્ઞાસૂત્રના પ્રદેશમાં કરવામાં આવે છે. જ્યારે કાર્યકાલ પક્ષમાં સંજ્ઞાસૂત્રો, વિધિપ્રદેશનાં સૂત્રો અષ્ટાધ્યાયીમાં જ્યાં પઠિત હોય છે, ત્યાં ઉપસ્થિત થાય છે, અને તે સંજ્ઞા સૂત્રોની સહાયતાથી સંજ્ઞા અને વિધિસૂત્રોની એકવાક્યતા થાય છે અને એ રીતે સૂત્રાર્થ નિષ્પન્ન થાય છે.

(૨) જ્યારે **પરિભાષા**ની બાબતમાં કૈયટ આદિ પ્રાચીન વૈયાકરણોનો મત છે કે યથોદ્દેશ પક્ષમાં વિધિસૂત્રો પરિભાષાની પાસે ઉપસ્થિત થાય છે અને બંનેની એકવાક્યતા થઈને પરિભાષા પ્રદેશમાં વિધિસૂત્રોના અર્થનો બોધ થાય છે. પણ કાર્યકાલ પક્ષમાં, પરિભાષા વિધિસૂત્રના પ્રદેશમાં ઉપસ્થિત થાય છે અને બંનેની એકવાક્યતા થતાં વિધિસૂત્રના પ્રદેશમાં વિધિસૂત્રોના અર્થનો બોધ થાય છે.

પરિભાષા સંબંધી કહેલો આ પ્રાચીન મત, નાગેશ આદિ નવ્ય વૈયાકરણોને માન્ય નથી. તેથી નાગેશ ''केचित्तु परिभाषाविषये तस्मिन्......नियमः' એ

શબ્દો દ્વારા નવીન મતનું પ્રતિપાદન કરે છે. નવીન મત પ્રમાણે, યથોદ્દેશ પક્ષમાં પરિભાષા પાસે વિધિસૂત્રો ઉપસ્થિત થતાં નથી, ત્યાં તો તે (વિધિ) સૂત્રોના અર્થનું જ કેવલ સ્મરણ કરવામાં આવે આવે છે.

જો યથોદ્દેશ પક્ષમાં પરિભાષા પાસે વિધિસૂત્રો ઉપસ્થિત થાય એમ માનવામાં આવે તો વિધિસૂત્રોમાંનુ પરાપરત્વ નષ્ટ થાય. જેમકે 'वृक्षेभ्यः' એ રૂપ સિદ્ધ કરતી વખતે 'वृक्ष+भ्यस्' એ સ્થિતિમાં 'सुपि च' (૭–૩–૧૦૨) સૂત્રથી દીર્ઘત્વની પ્રાપ્તિ થાય છે. તો તે જ ઉદાહરણમાં 'बहुवचने झल्येत्' (૭।૩।૧૦૩) સૂત્રથી, 'એત્વ'ની પ્રાપ્તિ થાય છે. આ બંને 'सुपि च' અને 'बहुवचने०' સૂત્રોમાં સપ્તમી વિભક્તિનો નિર્દેશ હોવાથી, બંને સૂત્રો 'तस्मिन्निति (૧।૧।૬૬) એ પરિ. સૂત્રની પાસે આવી જતાં, એકદેશસ્થ બનતાં તે બંને વિધિસૂત્રોનું પરાપરત્વ નષ્ટ થશે અને એમ થતાં 'विप्रतिषेधे परं कार्यम्' એ ન્યાયની પ્રવૃત્તિ કરાવી શકાશે નહીં. તેથી 'सुपि च' અને 'बहुवचने०' બે સૂત્રોમાંથી કયા સૂત્રની પ્રવૃત્તિ કરાવવી એ નક્કી થઈ શકશે નહીં. આ રીતે અવ્યવસ્થા થાય છે. પણ હવે (યથોદ્દેશમાં) પરિભાષાની પાસે વિધિસૂત્ર ઉપસ્થિત થતાં નથી. તે વિધિસૂત્રોના તો અર્થનું જ કેવલ સ્મરણ કરવામાં આવે છે તેવો નવીન મત માનતાં હવે વિધિસૂત્રો એકદેશસ્થ બનતાં નથી. અને તેથી તેમનું પરાપરત્વ નષ્ટ થતું નથી, અને તેથી 'विप्रतिषेध०' ન્યાય આવતાં, પરસૂત્ર 'बहुवचने०'ની પ્રવૃત્તિ થતાં 'वृक्षेभ्यः' એ રૂપ સિદ્ધ થાય છે.

એ જ રીતે કાર્યકાલ પક્ષમાં પ્રાચીન મત પ્રમાણે જેમ પરિભાષા વિધિસૂત્રના પ્રદેશમાં ઉપસ્થિત થાય છે તેમ તે નવીન મત પ્રમાણે વિધિસૂત્ર પ્રદેશમાં સાક્ષાત્ ઉપસ્થિત થતી નથી. પણ તે (વિધિ) પ્રદેશમાં કેવલ તે (પરિ.)ના અર્થનું સ્મરણ થાય છે.

પરિભાષા વિધિસૂત્રના પ્રદેશમાં સાક્ષાત્ ઉપસ્થિત થાય છે એવો પ્રાચીન મત છે તેમ માનતાં 'ङमो ह्रस्वादचि ङमुण्नित्यम्' ઈત્યાદિ સૂત્રોમાં કે જ્યાં પંચમી અને સપ્તમી એ બંને વિભક્તિઓનો નિર્દેશ છે, ત્યાં 'तस्मिन्निति०' અને 'तस्मादित्युत्तरस्य' એ બંને પરિભાષાઓ ઉપસ્થિત થતાં, એકદેશસ્થ મનાતાં, તે બે પરિભાષાઓનું પરાપરત્વ નષ્ટ થશે અને તેથી વિપ્રતિષેધન્યાય લાવી શકાશે નહીં. તેથી 'ङमो ह्रस्वाद्' એ વિધિસૂત્રની પ્રવૃત્તિમાં કઈ પરિભાષા લાવવી એ નક્કી કરી શકાશે નહીં. પણ પરિભાષા વિધિસૂત્રના પ્રદેશમાં ઉપસ્થિત થતી નથી, ત્યાં તો તેમના (પરિભાષાના) કેવલ અર્થનું જ સ્મરણ થાય છે એ નવીન મત માનવામાં આવતાં તે પરિભાષાઓ એકદેશસ્થ ન બનતાં, તે (પરિ.) પોતાના મૂળ પ્રદેશ (ઉચ્ચારણ દેશ કે ઉપદેશ દેશ)માં જ કાયમ રહે છે, અને તેથી 'विप्रति.' નિયમ ( કે उभयनिर्देशे पञ्चमी

निर्देशो बलीयान् એ પરિ.) લાગતાં, तस्मादित्यु. (૧-૧-૬૭) એ સૂત્ર પરસૂત્ર હોવાથી તે तस्मादित्यु. લાવતાં 'ङमो ह्रस्वादचि (૮-૩-૩૨) એ વિધિસૂત્રનો અર્થ અને પ્રવૃત્તિ નિશ્ચિત થઈ શકે છે.

પ્રાચીન મતમાં બંને પક્ષોમાં જો કે 'विप्रतिषेध०' ન્યાય ઉપયોગમાં લેવાય છે તો પણ તે ગૌણરૂપે લેવાય છે, જ્યારે નવીન મતે તો (વિપ્રતિષેધ ન્યાય) મુખ્ય રીતે લાગુ પડે છે. તેમજ પરિભાષા અને વિધિસૂત્રો અચેતન હોવાથી, તેમને માટે પોતાના દેશનો ત્યાગ કરી પરપ્રદેશમાં જવું સંભવતું ન હોવાથી, તે પરપ્રદેશમાં સાક્ષાત્ ઉપસ્થિત થાય છે એમ માનવું બરાબર નથી. આ બધાં કારણોને લીધે, પ્રાચીન મત સ્વીકારવામાં આવતો નથી, પણ નવીન મત સ્વીકારવામાં આવે છે. આ નવીન મત નાગેશ મત–જ સયુક્તિક છે. તેને ભાષ્યનો આધાર પણ છે. આ રીતે પ્રસ્તુત પરિભાષા વિષેની નાની પૂર્વભૂમિકા બાદ હવે આ પરિભાષાની ચર્ચા યોગ્ય ગણાશે.

**केचित्तु परिभाषाविषये...**(પૃષ્ઠ ૬૦, પં. ૯) કેટલાક નાગેશ જેવા નવીન ભાષ્યતત્ત્વવિદોનો એવો મત છે કે 'तस्मिन्निति' ઈત્યાદિ પરિભાષાઓના અર્થનો ગુરુમુખ પાસેથી બોધ થયા પછી સપ્તમી આદિ વિભક્તિનો નિર્દેશ કયાં કયાં સૂત્રોમાં છે એવી જિજ્ઞાસા ઉત્પન્ન થશે. તે સમયે જેટલાં સૂત્ર બુદ્ધિમાં ઉપસ્થિત થાય છે એટલે કે જેટલાં સૂત્રોનું સ્મરણ થાય છે, તે પૈકી દરેક સૂત્રની સાથે, તે પરિભાષા સંયોજિત કરી બંનેની એકવાકયતા કરી વિધિસૂત્રોનો અર્થ (પરિભાષા પ્રદેશમાં) સ્પષ્ટ રીતે સમજીને ગૃહીત કરવામાં આવે છે.

આ પંક્તિમાં 'परिभाषाविषये' એ શબ્દ મૂકેલો છે, તેનું કારણ એ છે કે પૂર્વે કહ્યા પ્રમાણે પ્રાચીન મતમાં સંજ્ઞાના વિષયમાં તો એક જ મત છે. પણ ફરક હોય તો તે પરિભાષાના વિષયમાં છે. તેમજ આ સંદર્ભમાં 'सकलतत्तद्विध्यु-पस्थितौ' એ શબ્દ વાપરેલો છે તેમાંના सकल એ પદનું તાત્પર્ય 'સંપૂર્ણ' એમ નહી પણ 'કેટલીક' એવા અર્થમાં છે, અને 'ઉપસ્થિત' પદનું તાત્પર્ય બીજાના પ્રદેશમાં ચાલ્યા જવું એ અર્થમાં નહીં, પણ બુદ્ધિમાં સ્મૃતિ થવી એ અર્થમાં છે. તથા 'गुणभेदम्'નું તાત્પર્ય 'परिभाषाभेदम्' એટલે કે પરિભાષાઓની આવૃત્તિ એવા અર્થમાં છે. એટલે આ (પંક્તિઓ) બધાંનો સારાંશ એ છે કે જ્યારે ગુરુ શિષ્યને 'तस्मिन्निति' આદિ પરિ.નો અર્થ સ્પષ્ટ રીતે સમજાવે છે અને શિષ્ય એ અર્થને પૂર્ણપણે સમજે છે, પછી તેને સપ્તમી નિર્દેશવાળાં સૂત્રો કયાં છે એવી જિજ્ઞાસા થતાં ગુરુને તે સૂત્રો સમજાવવા કહે છે, ત્યારે ગુરુ ઉદાહરણરૂપે જે સૂત્રો કહે છે અને તે શિષ્યને જે સૂત્રો પોતાને આવડે છે એવા સૂત્રોમાં યથોદ્દેશ પક્ષ હોય છે. એ સમયે જે સૂત્રો ગુરુએ કહ્યાં નથી, અથવા બુદ્ધિ વિષયમાં આવ્યાં નથી ત્યારે તેવા (સૂત્રોમાં) કાર્યકાલ પક્ષ હોય છે એમ નવીન વૈયાકરણોનો મત છે.

**'कार्यकालपक्षे तु त्रिपाद्यामुपस्थितिरिति विशेषः.** (પૃ. ૬૦, પં. ૧૨) નવીન મત પ્રમાણે યથોદ્દેશપક્ષ અને કાર્યકાલપક્ષ એ બંને પક્ષોમાં પરિભાષા ત્રિપાદીમાં પણ ઉપસ્થિત થાય છે. 'कार्यकालपक्षे तु' માંના तु પદનો અર્થ 'एव' એમ છે. પરિભાષાઓ સપાદ સપ્તાધ્યાયીમાં પઠિત હોવાથી, पूर्वत्रासिद्धम् એ સૂત્ર પ્રમાણે સપાદ સપ્તધ્યાયીની દૃષ્ટિએ ત્રિપાદી અસિદ્ધ હોવાથી, યથોદ્દેશ પક્ષમાં પરિભાષા ત્રિપાદીમાં સૂત્રોને લાગુ પડી શકશે નહીં. તેથી જ (પરિભાષા, ત્રિપાદી માંના સૂત્રોને લાગુ પડે એ માટે) કાર્યકાલ પક્ષની મદદ લેવામાં આવે છે.

અહીં એ લક્ષ્યમાં રાખવું જોઈએ કે જો કે સપાદ સપ્તાધ્યાયીની દૃષ્ટિએ ત્રિપાદી અસિદ્ધ છે, તો પણ ત્રિપાદીની દૃષ્ટિએ સપાદ સપ્તાધ્યાયી અસિદ્ધ નથી. અર્થાત્ ત્રિપાદી પઠિત વિધિસૂત્રો પરિભાષાની મદદથી પોતાને માટેનો અર્થ કાર્યકાલ પક્ષમાં યથાર્થ રીતે પોતાના પ્રદેશમાં કરે છે. અહીં પરિભાષા સંબંધમાં જ ગ્રંથકારે નવીન મત બતાવેલ છે (કે જે ભાષ્યમાં પણ કહેલ છે) જ્યારે પરિભાષા સંબંધી પ્રાચીન મત ભાષ્યથી વિરુદ્ધ છે એ સિદ્ધ કરવા માટે હવે પછીની પંક્તિમાં ભાષ્યનું પ્રમાણ આવે છે.

**एतदेवाभिप्रेत्य...**(પૃ. ૬૦, પં. ૧૩). પરિભાષાના સંબંધમાં (ઉપર જે નવીન મત કે અભિપ્રાય બતાવ્યો છે) તે જ અભિપ્રાયથી 'षष्ठी स्थाने योगा, (૧–૧–૪૯) સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકાર કહે છે કે અધિકાર ત્રણ પ્રકારનો હોય છે. (૧) स्वरितेनाधिकारः–એ સૂત્ર પ્રમાણે દર્શાવેલ અધિકાર. તે અધિકાર પોતાના અધિકારમાં આવેલાં પ્રત્યેક સૂત્રોને લાગુ પડે છે. જેમકે अङ्गस्य એ અધિકાર સૂત્ર અંગાધિકારમાં પઠિત દરેક સૂત્રોને લાગુ પડે છે. (૨) चकार–જ્યાં ઉત્તરસૂત્રમાં चकार હોય છે તેનાથી પૂર્વસૂત્ર દ્વારા થતું કાર્ય, ઉત્તરસૂત્રમાં અનુકૃષ્ટ થાય છે, એ વાત પ્રસિદ્ધ જ છે. (૩) परिभाषा–પરિભાષાઓ તેનાં તે ચિહ્નોથી (સપ્તમી નિર્દેશ, પંચમી નિર્દેશ વગેરેથી) યુક્ત થયેલાં દરેક વિધિસૂત્રોમાં લાગુ પડે છે અને તે વિધિસૂત્રોનો અર્થ યોગ્ય રીતે કરવામાં ઉપયોગી થાય છે. માટે જ તેમને (તે પરિ.ઓને) અધિકાર એમ કહેવામાં આવે છે. આ રીતના ત્રણ અધિકારોમાં પરિભાષા એ એવો અધિકાર છે કે જે પોતાનો (પ્રદેશ ન છોડતાં) એક જ જગ્યાએ રહી જેમ સુપ્રજ્વલિત દીવો (પોતાની જગ્યા ન છોડતાં જ્યાં છે, ત્યાંથી જ) પોતાના પ્રકાશથી ઘરમાં પ્રકાશ વેરે છે, તે જ રીતે, સર્વ વ્યાકરણશાસ્ત્ર ઉપર પ્રકાશ વેરે છે.

**अधिकारशब्देन...**(પૃ૦ ૬૨, પં. ૦૧) અધિકાર એ શબ્દથી પરિભાષાનું પણ ગ્રહણ થાય છે, કારણકે તે દૃષ્ટિએ જોતાં પરિભાષા પોતાના કોઈ પ્રયોજન માટે ઉચ્ચારેલી નથી, પણ વિધિસૂત્રોના અર્થ(परार्थ)ને યોગ્ય રીતે કરવા માટે છે.

અહીં अधिकारो नाम त्रिप्रकारः कश्चिदेकदेशस्थः એ ભાષ્યમાં कश्चित પદથી 'પરિભાષા'નું ગ્રહણ થાય છે એમ કૈયટ કહે છે.

આ ભાષ્યમાં 'एकदेशस्थः' એ પદ મૂકેલું છે . એ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પરિભાષાનું વિધિસૂત્રના પ્રદેશમાં જો કે સ્મરણ થાય છે પણ પરિભાષા કયારેય પોતાનો પ્રદેશ છોડતી નથી અને વિધિસૂત્રો પાસે ને જતી નથી કે વિધિસૂત્રોના પ્રદેશની અષ્ટાધ્યાયી ક્રમાંકવાળી બનતી નથી. તેથી જ તે પરિભાષાઓનું પરાપરત્વ પણ કાયમ રહે છે માટે જ પરિભાષાના વિષયમાં પૂર્વે જે પ્રાચીન મત કહેવામાં આવ્યો છે તે સ્વીકારવામાં આવતો નથી. કારણકે એ પૂર્વમત પ્રમાણે તો પરિભાષા વિધિસૂત્રની પાસે જઈને વિધિસૂત્રના પ્રદેશની બને છે.

અહીં કૈયટનું એવું મંતવ્ય છે કે ઉપરનું 'अधिकारो नाम....एकदेशस्थः' આદિ ભાષ્ય યથોદ્દેશ પક્ષ અંગેનું છે. તેથી એ (ભાષ્ય) કાર્યકાલ પક્ષને લાગુ પડતું નથી, કારણકે ભાષ્ય મત પ્રમાણે યથોદ્દેશ પક્ષમાં જ પરિભાષા પોતાના (ક્રમાંક) સ્થાનનો ત્યાગ કરતી નથી, પણ કાર્યકાલપક્ષમાં તો વિધિસૂત્રના પ્રદેશની બને છે.

જયારે આ બાબતમાં નાગેશનું કહેવું છે કે ઉપરનું ભાષ્ય કેવલ યથોદ્દેશ પક્ષ પૂરતું જ નથી, પણ તે ભાષ્ય ઉભયપક્ષ સાધારણ છે. બીજી વાત એ છે કે તે ભાષ્ય કેવલ યથોદ્દેશપક્ષ માટે જ છે એમ માનતાં પરિભાષાઓને કાર્યકાલપક્ષ લાગુ જ પડશે નહીં, કારણકે તે (પરિભાષાઓ) જો સ્વદેશમાં જ રહે તો પ્રાચીન મત પ્રમાણે તેમના (પરિભાષાઓના) સંબંધમાં કાર્યકાલ પક્ષની ઉપસ્થિતિ થવી અશકય છે.

अधिकारो नाम...एकदेशस्थः' ભાષ્યથી એ સ્પષ્ટ થાય છે કે બંને (યથોદ્દેશ અને કાર્યકાલ)–પક્ષોમાં એક જ પ્રદેશમાં પરિ. અને વિધિસૂત્ર એમની એકવાકયતા થાય છે.

**तत्रैतावान्...** (પૃ. ૬૨ પં. ૫) આ બંને પક્ષોમાં ફરક એટલો જ છે કે યથોદ્દેશ પક્ષમાં પરિભાષા દેશમાં વિધિસૂત્રોનું સ્મરણ થતાં જેટલાં વિધિસૂત્રોનું સ્મરણ થાય છે તેટલીવાર એ પરિભાષાને ઉચ્ચારીને, પ્રત્યેક સૂત્રની, પરિભાષાએ બતાવેલ અર્થ સાથે એકવાકયતા કરવામાં આવે છે. 'क्ङिति च' (૧–૧–૫) એ સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં કૈયટે કહ્યું છે કે 'यथोद्देशे प्रधानान्यात्मसंस्काराय सन्निधीयमानानि गुणभेदं प्रयुञ्जत–इति ।

અહીં સારાંશ એ છે કે કૈયટના પ્રાચીન મત પ્રમાણે પણ યથોદ્દેશપક્ષમાં પરિભાષાના દેશમાં જ વિધિસૂત્રના અર્થનો બોધ થાય છે. પરંતુ પરિભાષા પ્રદેશમાં

વિધિસૂત્રો સાક્ષાત્ ઉપસ્થિત કરવામાં આવે છે એમ કૈયટે જે માન્યું છે તે વાત (साक्षादुपस्थिति) નવીનોને કબૂલ નથી. નવીનોના (નાગેશના) મત પ્રમાણે તો પરિભાષા પ્રદેશમાં કેવલ વિધિસૂત્રોના અર્થનું સ્મરણ થાય છે. (વિધિસૂત્રોની સાક્ષાત્ ઉપસ્થિતિ થતી નથી.) આ જ પ્રાચીન અને નવીન મતમાં ફરક છે. કૈયટનો મત કેવી રીતે દોષયુક્ત છે તે વાત નાગેશ–ગ્રંથકાર હવે આ પછી કહે છે.

**कार्यकाले तु एकवाक्यता इति....** (પૃ. ૬૪, પં. ૯) પરંતુ કાર્યકાલ પક્ષમાં વિધિસૂત્રોના પ્રદેશમાં પરિભાષાના અર્થનું સ્મરણ થાય છે અને તે વિધિસૂત્ર પ્રદેશમાં એ બંનેની એકવાકયતા થાય છે અને વિધિસૂત્રના પ્રદેશમાં સૂત્રાર્થ બોધ થાય છે. પરંતુ યથોદ્દેશ પક્ષમાં પરિભાષા પ્રદેશમાં વિધિસૂત્રાર્થ બોધ થાય છે. આ જ બંને પક્ષોમાં ફરક છે.

પ્રાચીન મત પ્રમાણે પરિભાષા વિધિસૂત્ર પાસે જઈને વિધિસૂત્રના પ્રદેશની બને છે પરંતુ એ મત एकदेशस्थः એ ભાષ્યસ્થ પદની વિરુદ્ધ જાય છે તેથી પ્રાચીન મત ભૂલ ભરેલો છે. જે પ્રમાણે વેપારી કાર્ય માટે અનેક દેશોમાં જતો હોવા છતાં તે એ અન્ય દેશોનો મનાતો નથી પણ પોતાના મૂળ દેશનો જ મનાય છે તે જ બાબત પરિભાષાઓ અંગે પણ સમજવી.

અત્યાર સુધી પરિભાષાની બાબતમાં વિચાર કરીને હવે નાગેશ સંજ્ઞા શાસ્ત્રની બાબતમાં ચર્ચા કરે છે.

**संज्ञाशास्त्रस्य तु**...(પૃ. ૬૪, પં. ૨) (જો કે સંજ્ઞાશાસ્ત્રનો યથોદ્દેશ પક્ષમાં તો પૃથક્ વાકયાર્થ બોધ થઈ શકે પણ તેનો કોઈ અર્થ નથી. आ, ऐ, औने वृद्धि કહેવાય એટલું કહેવાથી શું ? તેથી સંજ્ઞાશાસ્ત્ર માટે યથોદ્દેશની બાબતનો નાગેશે સ્પર્શ કર્યો નથી, પણ કાર્યકાલ પક્ષથી જ નાગેશ સંજ્ઞાશાસ્ત્ર માટેની જ ચર્ચાનો આરંભ કરે છે.

આનો સારાંશ છે કે સંજ્ઞાસૂત્રોને (અષ્ટાધ્યાયીમાં) જ્યાં વિધિસૂત્રો પઠિત છે તે ઠેકાણે લઈ જઈને તે બંનેની એકવાકયતા કરવાથી વિધિસૂત્ર પ્રદેશમાં તે (સંજ્ઞા)નો કાર્યકાલ પક્ષમાં અર્થબોધ થાય છે.

**अतएवाणः प्रगृह्य**...(પૃ૦ ૬૪ પં૦ ૩)

આથી જ 'अणोऽप्रगृह्यस्यानुनासिकः' (૮–૪–૫૭) એ વિધિસૂત્ર પાસે (अदसो

मात १-१-१२) એ પ્રગૃહ્ય સંજ્ઞા કરનારું સૂત્ર લઈ જઈને એ બંનેની એકવાક્યતા થતાં, વિધિસૂત્રના પ્રદેશમાં આણેલા अदसो मात એ સૂત્રની દૃષ્ટિએ 'अदसोऽसेर्दादुदो मः'-(૮-૨-૮૦) એ સૂત્ર અસિદ્ધ ઠરતું નથી. (અને તેથી 'अमी' પદમાંના 'મુત્વ'ને અસિદ્ધત્વ પ્રાપ્ત થતું નથી)

'पूर्वत्रासिद्धम्' એ સૂત્ર પ્રમાણે સપાદસપ્તાધ્યાયી સિદ્ધકાંડમાંનાં સૂત્રોની દૃષ્ટિએ ત્રિપાદી પઠિત સર્વસૂત્રો અસિદ્ધ થાય છે તેમજ ત્રિપાદીમાં પઠિત પૂર્વ પૂર્વ સૂત્રની દૃષ્ટિએ ઉત્તર સૂત્ર અસિદ્ધ થાય છે. આ રીતે જોતાં अदसो मात (૧-૧-૧૨) એ સિદ્ધ કાંડનું સૂત્ર છે, તેથી 'अदसोऽसेः' (૮-૨-૮૦) તથા अणोऽप्रगृह्यस्यानुनासिकः (૮-૪-૫૭) આ બંને ત્રિપાદીનાં સૂત્રો અસિદ્ધ થાય છે. 'अदसोऽसेः' એ ત્રિપાદીના (૮-૨-૮૦) પૂર્વસૂત્રની દૃષ્ટિએ अणोऽप्रगृह्यस्य० એ ત્રિપાદીનું પરસૂત્ર અસિદ્ધ છે. આ તો યથોદ્દેશ પક્ષ પ્રમાણે, પણ જ્યાં કાર્યકાલ પક્ષમાં 'अदसो मात्' એ સંજ્ઞાસૂત્ર अणोऽप्रगृह्य० એ સૂત્રની પાસે જઈને મળે છે અને તેની સાથે એકવાક્યતાપન્ન થાય છે ત્યારે આ રીતે એક રૂપ બનેલા એ બંને સૂત્રોની દૃષ્ટિએ अदसोऽसेः (૮-૨-૮૦) એ પૂર્વસૂત્ર હોવાથી અસિદ્ધ નથી પણ સિદ્ધ જ છે. અને તેથી જ 'अमी'માંના 'मुत्व'ને અસિદ્ધત્વ પ્રાપ્ત થતું નથી અને તે (अमी)ને પ્રગૃહ્ય સંજ્ઞા પ્રાપ્ત થઈને, તે પ્રગૃહ્ય પદાન્ત હોવાથી અનુનાસિક થતો નથી. કારણ કે 'पूर्वत्रासिद्धम्' સૂત્રથી થતું અસિદ્ધત્વ, કોઈ કાર્ય કરવાના સમયે જ (એટલે કે સિદ્ધ સૂત્ર પ્રમાણે પ્રથમ કાર્ય કરીને પછી અસિદ્ધ સૂત્ર પ્રમાણે થતું કાર્ય કરવું જોઈએ એમ હોવાથી) બતાવવામાં આવે છે. અને કાર્યજ્ઞાન થયા પછી જે કાર્ય કરવાનું છે તે સિદ્ધ કે અસિદ્ધ છે એમ ઠરાવવું શક્ય છે.

કાર્યજ્ઞાન, કાર્ય વિધાયક સૂત્ર જ્યાં પઠિત હોય, તે પ્રદેશમાં જ થઈ શકે. માટે 'अणोऽप्रगृह्यस्य' (૮-૪-૫૭) એ કાર્ય વિધાયક સૂત્ર પાસે ઉપસ્થિત થઈ (વિધિસૂત્ર સાથે) એકવાક્યતાપન્ન થઈને તદ્દેશસ્થ (એટલે કે વિધિદેશસ્થ) બનેલું अदसो मात (૧-૧-૧૨) એ સંજ્ઞાસૂત્ર, 'अदसोऽसेः' એ અસિદ્ધ કાંડમાંના પૂર્વસૂત્રની દૃષ્ટિએ અસિદ્ધ થાય છે અને તેથી 'पूर्वत्रासिद्धम्' એ સૂત્રમાંના પૂર્વ શબ્દથી 'अदसो मात्' (ઉત્તરપ્રદેશસ્થ થતાં ઉત્તર સૂત્ર થયેલું હોવાથી) એ સૂત્રનું ગ્રહણ થઈ શકતું નથી.

**एवं तद्बोधोत्तरमेव...भाष्ये उक्तम्...**(પૃ. ૬૪, પં. ૬) જે વિધિસૂત્રોમાં સંજ્ઞાનો નિર્દેશ છે તે સૂત્રોની પાસે સંજ્ઞાસૂત્રોને લઈ જવામાં આવે છે પછી ત્યાં જ તે સંજ્ઞાસૂત્રોના અર્થનો બોધ તથા વાક્યાર્થ બોધ સફલ બને છે. તેથી હવે એ સંજ્ઞાસૂત્રો વિધિસૂત્રના પ્રદેશનાં છે એમ સમજવામાં આવે છે, અને એ

સમજણપૂર્વક જ 'विप्रतिषेधे परं कार्यम्' સૂત્ર અનુસાર પરાપરત્વ નક્કી કરવામાં આવે છે. તેથી કાર્યકાલ પક્ષમાં 'एचोऽयवायाव:' (૬-૧-૭૮) સૂત્ર કરતાં પ્રગૃહ્ય-સંજ્ઞા કરનાર अदसो मात् (૧-૧-૧૨) સૂત્ર પર છે એમ 'अदसो मात्' (૧-૧-૧૨) સૂત્ર ઉપરના ભાષ્યમાં કહ્યું છે.

અહીં એક પ્રશ્ન થાય છે કે જેમ પરિભાષા સૂત્રો અચેતન છે તેમ સંજ્ઞાસૂત્રો પણ અચેતન છે, તો આ રીતે બંનેમાં અચેતનત્વ સરખું હોવા છતાં પરિભાષા સૂત્રો વિધિસૂત્રો પાસે જતાં નથી, જ્યારે સંજ્ઞાસૂત્રો તો જાય છે, એમ કેમ ? આનો જવાબ એ છે કે ઉપરના ભાષ્યમાં 'एकदेशस्थ:' પદ કેવલ પરિભાષાના સંદર્ભમાં ઉચ્ચારાયેલ છે, સંજ્ઞાસૂત્રના સંદર્ભમાં નહીં. તેથી કાર્યકાલ-પક્ષમાં સંજ્ઞાસૂત્રો વિધિસૂત્રોના પ્રદેશોમાં જઈ તદ્દેશસ્થ બને છે એવું ભાષ્યકાર વચન જ આ બાબતમાં નિર્ણાયક માનવું જોઈએ. બીજું, કાર્યકાલ પક્ષમાં સંજ્ઞા-સૂત્રો જ્યાં ભણવામાં કે પઠિત કરવામાં આવ્યાં હોય ત્યાં તેમનો સફલ એટલે કે કોઈ કાર્ય માટે ઉપયોગી એવો વાક્યાર્થ બોધ થતો નથી, પણ વિધિ પ્રદેશમાં જ તેમનો સફલ વાક્યાર્થ બોધ થતો હોવાથી, સંજ્ઞાસૂત્રોને વિધિસૂત્રોના પ્રદેશનાં જ માનવામાં આવે છે. વળી, સંજ્ઞા (સૂત્ર) અને પરિભાષામાં એ ફરક છે કે પરિભાષાની અંદર વિધેય (જે કાર્ય કરવાનું હોય તે સંબંધે કોઈ નિર્દેશ હોય છે, જ્યારે સંજ્ઞાસૂત્રોમાં એ કાર્ય વિષે તો કંઈ કહેવામાં આવતું નથી. આજ કારણને લીધે સંજ્ઞાસૂત્રોનો કોઈ કાર્ય માટે ઉપયુક્ત વાક્યાર્થ બોધ તો વિધિ-સૂત્રના પ્રદેશમાં કરવામાં આવે છે; અને એ રીતે જ વિધિસૂત્રના પ્રદેશમાં સંજ્ઞા-સૂત્રના વાક્યાર્થ બોધનું સાફલ્ય થતું હોવાથી, 'જે ઠેકાણે (કે દેશ) સૂત્રનો સફલ-વાક્યાર્થ બોધ થતો હોય, તે દેશનું તે સૂત્ર બને છે એવો નિયમ હોવાથી કાર્યકાલ પક્ષમાં સંજ્ઞાસૂત્રો વિધિસૂત્રોના પ્રદેશનાં માનવામાં આવે છે.

आकडाराधिकारस्थ...(પૃ. ૬૪, પં. ૧૦) વ્યાકરણ શાસ્ત્રમાં સંજ્ઞાઓ અને પરિભાષાઓની બાબતમાં જો કે યથોદ્દેશઅને કાર્યકાલપક્ષ પ્રતિષ્ઠિત છે, છતાં આ બે પક્ષો પ્રત્યેક સંજ્ઞા અને પરિભાષાની બાબતમાં છે એવું કહી શકાય તેમ નથી. દા.ત. ભસંજ્ઞા, પદસંજ્ઞા (એટલે કે 'कडारा: कर्मधारये' (૨-૨-૩૮) સૂત્ર સુધી બે સંજ્ઞાઓ પૈકી એકજ સંજ્ઞા થતી હોય છે તેવા નિયમને લીધે) જેવી આકડારાધિકારસ્થ સંજ્ઞાઓની બાબતમાં જો કાર્યકાલ પક્ષ સ્વીકારવામાં આવે તો ઈષ્ટરૂપની સિદ્ધિ થતી નથી, તેથી ભસંજ્ઞા, પદસંજ્ઞા આદિના વિષયમાં તો યથોદ્દેશ પક્ષ જ સ્વીકારવો જોઈએ, અને તે સંજ્ઞા વિધાયક સૂત્રોમાં જ આવેલા પરત્વ અને અપરત્વના અનુરોધથી બાધ્ય બાધક ભાવ

નક્કી કરવામાં આવે છે. દા.ત. राज्ञः. राजन्+शस् (દ્વિ.વિ.બ.વ.)માં 'अल्लोपोऽनः' (૬–૪–૧૩૪)થી 'ભ'સંજ્ઞા ધરાવનાર સ્થાનમાં, પૂર્વ અંગના અવયવરૂપ 'अन्'ના અનો લોપ થતાં આખરે राज्ञः રૂપ બને છે. હવે અહીં પ્રશ્ન થાય છે કે કાર્યકાલ પક્ષમાં –(૧) 'यचि भम्' (૧–૪–૧૮) એ સંજ્ઞા સૂત્ર, 'अल्लोपोऽनः' (૬–૪–૧૩૪) એ વિધિ સૂત્ર પાસે જઈ, તેની સાથે એકવાકયતાપન્ન બનતા 'अल्लोपोऽनः' સૂત્રનું જે સ્થાન (૬–૪–૧૩૪) છે, તે સ્થાન 'यचि भम्'ને પણ મળશે. (૨) તેવી રીતે 'स्वादिष्वसर्वनामस्थाने' (૧–૪–૧૭) એ પદસંજ્ઞા કરનાર સૂત્ર, 'नलोपः प्रातिपदिकान्तस्य' (૮–૨–૭) સૂત્રની પાસે આવતાં, અને એકવાકયતાપન્ન થતાં स्वादिष्व० સંજ્ઞા સૂત્રને, પ્રાતિપદિકાન્ત નકારનો લોપ થાય એમ કહેનાર 'न लोपः प्राति.' સૂત્રનું જે સ્થાન (૮–૨–૭) છે, તે સ્થાન 'स्वादिष्व' સંજ્ઞા સૂત્રને મળશે.

'कडाराः कर्मधारये' (૨–૨–૩૮) એ સૂત્રની પૂર્વે (પહેલાં) જે સંજ્ઞા વિધાયક સૂત્રો પઠિત થયેલાં છે તેમને જ आकडारादेका संज्ञा' (૧–૪–૧) સૂત્રથી થતો બે માંથી એકજ સંજ્ઞા થાય તેવો નિયમ લાગુ પડે છે, પરંતુ अल्लोपोऽनः (૬–૪–૧૩૪) તથા नलोपः प्राति. એ બંને (વિધિ) સૂત્રો તો कडाराः कर्मधारये. (૨–૨–૩૮) સૂત્રની પછી આવેલ છે તેથી તેમની બાબતમાં कडाराः कर्म. એ નિયમ લાગુ પડી શકતો નથી. તેથી હવે કાર્યકાલ પક્ષમાં अल्लोपोऽनः, અને 'यचिभम्' એ બંને સૂત્રો એક-વાકયતાપન્ન થતાં, राजन्+अस्માં પહેલાં अकारનો લોપ થશે, અને પછી नलोपः प्राति० એ અસિદ્ધકાંડમાંના સૂત્ર અને તેની સાથે મળેલ 'स्वादिष्वसर्न' એ બંને સૂત્રોની એકવાકયતા થઈને राज्+न्+अस्માં ના 'નકાર'નો પણ લોપ થશે તો 'राज्ञः' એવા ઈષ્ટરૂપની સિદ્ધિ થઈ શકશે નહી.'

પણ જો અહીં યથોદ્દેશપક્ષ સ્વીકારવામાં આવે તો અનિષ્ટતાની આપત્તિ દૂર થાય છે. એટલે કે યથોદ્દેશ પક્ષમાં સંજ્ઞા વિધાયક સૂત્રો કાર્ય વિધાયક વિધિ સૂત્રો પાસે ન જતાં પોતાની જ જગ્યાએ કાયમ રહે છે, (ઊલટું) વિધિસૂત્રો તેમને આવીને મળે છે. અને તે વિધિ સૂત્રોનું પરાપરત્વ, સંજ્ઞા વિધાયક સૂત્રોના પરત્વ અપરત્વના અનુરોધથી નક્કી થાય છે. તેથી 'अल्लोपोऽनः' એ વિધિ સૂત્ર, 'यचि भम्' એ ભસંજ્ઞા વિધાયક પરસૂત્રને જઈ મળતાં, 'नलोपः प्राति.' એ વિધિસૂત્ર, स्वादिष्व. (૧–૪–૧૭) એ પદસંજ્ઞા વિધાયક પૂર્વસૂત્રની સાથે એકવાકયતાપન્ન થતાં તે પૂર્વ-સૂત્ર ઠરે છે. એ પછી 'विप्रतिषेधे परं कार्यम्' એ સૂત્ર કે ન્યાય અનુસાર 'अल्लोपोऽनः' સૂત્ર, 'नलोपः प्राति०' એ પૂર્વસૂત્રનું બાધક થતાં, નલોપ ન થતાં કેવલ 'अ'નો જ લોપ થાય છે, અને 'राज्ञः' એવું અભીષ્ટ રૂપ સિદ્ધ થવામાં કોઈ વાંધો આવતો નથી.

એ જ રીતે 'ભ' કે 'પદ' સંજ્ઞાની બાબતમાં કાર્યકાલ પક્ષ સ્વીકારવામાં આવે તો, જ્યાં કાર્ય થાય ત્યાંજ સંજ્ઞા ઉપસ્થિત થશે; તો 'दण्डिना' (दण्डिन्+आ)માં 'ભ' સંજ્ઞાથી પ્રયુક્ત એવા કોઈ કાર્યના અભાવમાં, ભસંજ્ઞા તો પ્રાપ્ત થશે નહીં, પણ 'स्वादिष्व' સૂત્રથી પદસંજ્ઞા થતાં न लोपः प्राति० સૂત્રથી 'न'ના લોપની પ્રાપ્તિ થવાનું અનિષ્ટ આવશે; એ જ રીતે 'नद्या' (नदी+टा, आ)માં પણ પદસંજ્ઞા થવાથી 'इकोऽसवर्णे शाकल्यस्य ह्रस्वश्च' (૬–૧–૧૨૭) સૂત્રથી હ્રસ્વત્વ સાથે પ્રકૃતિભાવ પ્રસક્ત થશે.

એ જ રીતે 'ध्रुवमपायेपादानम्' (૧–૪–૨૪)થી થતી અપાદાન સંજ્ઞા આકડારાધિકારસ્થ સંજ્ઞા છે. કાર્યકાલ પક્ષમાં 'अपादाने पञ्चमी' (૨–૩–૨૮) એ વિધિશાસ્ત્રની સાથે એકવાકયતાપન્ન થતાં (એટલે કે ध्रुवमपाये० પણ વિધિસૂત્રના દેશ (૨–૩–૨૮)નું ગણાતાં, આ અપાદાન સંજ્ઞા, कर्मणि द्वितीया (૨–૩–૨) એ દ્વિતીયા વિભક્તિ વિધાયક વિધિશાસ્ત્ર સાથે એક વાકયતાને પ્રાપ્ત એવા 'कर्तुरीप्सिततमं कर्म (૧–૪–૪૯) કર્મ સંજ્ઞા કરનાર સૂત્રની અપેક્ષાએ પર થઈ જ જાય છે, તો પછી ભાષ્યકારનું 'अपादानमुत्तराणि कारकाणि बाधन्ते' (અપાદાન સંજ્ઞાનો ઉત્તરનાં કારકો બાધ કરે છે) એવું વચન અસંગત થશે. (ભાષ્યકારનું વચન તો અસંગત ન થવું જોઈએ તેવી વૈયાકરણોની એક સર્વ સ્વીકૃત માન્યતા છે) તેથી આ અસંગતિને દૂર કરવા ભ, પદ આદિ સંજ્ઞાના વિષયમાં યથોદ્દેશ પક્ષ જ સ્વીકારવો જોઈએ.

**पदादिसंज्ञानाम्....**(પૃ. ૬૪, પં. ૧૧) પદ ઈત્યાદિ સંજ્ઞા વિધાયક સૂત્રો અષ્ટાધ્યાયીમાં જે ઠેકાણે પઠિત છે તે ઠેકાણે જ તેમના સાંકેતિક અર્થ (शक्तिग्रह)નો સંપૂર્ણરૂપે બોધ થતો હોવાથી, તેમના તે અર્થને લક્ષ્યમાં રાખીને જ તેમનો ત્રિપાદીમાં વ્યવહાર કરવામાં આવે છે. તેથી જ 'पूर्वत्रासिद्धम्' (૮–૨–૧) એ સૂત્ર ઉપરના ભાષ્યમાં પરિભાષા ત્રિપાદીમાં કેવી રીતે પ્રવૃત્ત થઈ શકે એ રીતનો પ્રશ્ન કેવલ પરિભાષાઓની બાબતમાં જ ઉઠાવીને, તેનું સમાધાન કાર્યકાલ પક્ષ સ્વીકારીને જ કરેલું છે એમ કેટલાક વૈયાકરણોનું કહેવું છે. આ રીતે ભાષ્યકારે યથોદ્દેશ પક્ષનો વિચાર પ્રગૃહ્યસંજ્ઞા વિધાયક પ્રકરણમાં કર્યો છે તેમ કહી નાગેશ યથોદ્દેશપક્ષની ચર્ચા અહીં સમાપ્ત કરે છે.

**कार्यकालमित्यस्य च**...(પૃ. ૬૬, પં. ૧) હવે નાગેશ કાર્યકાલપક્ષ અંગેનો વિચાર શરૂ કરે છે. અને તે માટે સૌ પ્રથમ તો कार्यकालम् પદનો અર્થ સમજાવે છે. 'कार्येण काल्यते' એટલે કે 'કાર્યવિધાયક એવાં વિધિસૂત્રો

વડે પોતાની પાસે બોલાવવામાં આવતાં' એમ થાય છે. એટલે કે કાર્યવિધાયક વિધિસૂત્રો પોતપોતાનો અર્થ યોગ્ય રીતે થાય તે માટે પોતાના (વિધિસૂત્રો)માં નિર્દિષ્ટ ચિહ્નોથી યુક્ત એવી અનુરૂપ પરિભાષાને પોતાની પાસે લાવે છે. (અર્થાત્ તે તે પરિભાષાઓના અર્થનું વિધિ-પ્રદેશમાં સ્મરણ થાય છે). તેથી જ 'पूर्वत्रासिद्धम्' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં પરિભાષાઓ તો સપાદ સપ્તાધ્યાયીમાં પઠિત છે, તો તે (પરિભાષાઓ), અસિદ્ધ કાંડની અંદર કેવી રીતે પ્રવૃત્ત થઈ શકશે ? કારણ કે તેમની દૃષ્ટિએ તો ત્રિપાદી અસિદ્ધ છે એવો પ્રશ્ન ઉઠાવ્યો છે; અને આ પછી ભાષ્યકારે આનું સમાધાન આ રીતે કર્યું છે કે यद्यपि इदं तत्र असिद्धम्, तत्तु इह सिद्धम्' અર્થાત્ 'જો કે સપાદ સપ્તાધ્યાયીની દૃષ્ટિએ ત્રિપાદી અસિદ્ધ છે. તો પણ ત્રિપાદીની દૃષ્ટિએ તો સપાદ સપ્તાધ્યાયી અસિદ્ધ નથી (પણ સિદ્ધ છે). આનો આશય એ છે કે સપાદ સપ્તાધ્યાયી પ્રદેશની પરિભાષા, ત્રૈપાદિક વિધિશાસ્ત્રને દેશના માહાત્મ્યથી કે 'અદૃષ્ટ પિશાચાકર્ષણ' ન્યાયથી જુએ છે. ત્રૈપાદિક વિધિ-શાસ્ત્ર, સાપાદિક પરિભાષાશાસ્ત્રની દૃષ્ટિએ અસિદ્ધ હોવા છતાં, ત્રિપાદી વિધિશાસ્ત્રથી તે ખેંચાય છે. જેમ કોઈ પિશાચ મનુષ્યને દૃષ્ટિગોચર થતો નથી, પણ તે (પિશાચ) તો મનુષ્યને પોતાની તરફ ખેંચે છે. એ રીતે કાર્યકાલ પક્ષમાં અદૃષ્ટ કે અસિદ્ધ થયેલું ત્રૈપાદિક વિધિસૂત્ર, સાપાદિક પરિભાષાશાસ્ત્રને ખેંચે છે.

આ સમાધાન ઉપર શંકાકારે પુનઃ શંકા ઉઠાવી કે ભલે એમ માન્યું, છતાં ત્રિપાદીમાં પરિભાષાની પ્રવૃત્તિ કેવી રીતે થઈ શકે ? (तावताऽप्यसिद्धिः) કારણ કે ત્રિપાદી તો અસિદ્ધ જ છે. આનો જવાબ આપતાં કહેવામાં આવ્યું છે કે ત્રિપાદી વિધિશાસ્ત્રને, કાર્યકાલપક્ષ-દેશના માહાત્મ્યથી પરિભાષાસૂત્ર (કે શાસ્ત્ર), જુએ છે, અન્યથા કાર્યકાલ પક્ષજ ઉચ્છિન્ન થઈ જશે. અર્થાત્ આવા ઠેકાણે કાર્યકાલપક્ષ સ્વીકારવો જોઈએ. આ રીતે કાર્યકાલપક્ષ ભાષ્યથી અનુગૃહીત છે. જ્યાં જ્યાં કાર્ય વિધાયક વિધિસૂત્રો પઠિત છે (પછી તે ત્રિપાદીમાં હોય તોય કોઈ વાંધો નથી) ત્યાં ત્યાં તેમને લાગુ પડનાર સંજ્ઞાસૂત્રો ઉપસ્થિત થઈ જાય છે અને પરિભાષા સૂત્રોમાં તેમના અર્થનું સ્મરણ થાય છે, અને પછી બંનેની એકવાકયતા થઈને વિધિસૂત્રના પ્રદેશમાં વિધિસૂત્રોના અર્થનો બોધ થાય છે.

**विप्रतिषेधसूत्रे**...(પૃ. ૬૬, પં. ૧૪) 'विप्रतिषेधे परं कार्यम्' એ સૂત્રમાં જે પરાપરત્વ કહેવામાં આવ્યું છે, તે અષ્ટાધ્યાયીમાં આવેલ જે સૂત્ર-પાઠ-ક્રમ છે તેના ઉપરથી જ તે નક્કી કરવાનું છે. તે સૂત્રપાઠ ક્રમનો આશ્રય કરીને. એટલે કે 'तस्मादित्यु०' સૂત્ર એ પરસૂત્ર છે, તેથી 'तस्मिन्निति०' એ પૂર્વસૂત્ર કરતાં બલવત્તર ઠરે છે.

**न हि कार्यकालपक्षे.........**(પૃ. ૬૮, પં. ૧)

કાર્યકાલ પક્ષમાં અષ્ટાધ્યાયી પાઠ કૃત પરત્વ અને અપરત્વ નષ્ટ થતું નથી; કારણકે બંને (કાર્યકાલ અને યથોદ્દેશ) પક્ષોમાં આ સંબંધે એક વાકયતા છે કે પરિભાષા (જયાં પઠિત હોય તે જગ્યા ન છોડતાં), પોતાની જગ્યાએથી, જે (વિધિ) સૂત્ર સાથે તેનો સંબંધ થતો હોય ત્યાં જઈ પહોંચે છે, અને તે ઠેકાણે પોતાના અર્થનું બોધન કરે છે.

**एवं च वृक्षेभ्यः...** (પૃ. ૬૮, પં. ૧૦)

દા. ત. 'वृक्षेभ्यः' રૂપની સિદ્ધિ વખતે वृक्ष+भ्यस्' એ સ્થિતિમાં 'सुपि च' (૭–૩–૧૦૨) અને 'बहुवचने झल्येत्' (૭–૩–૧૦૩) એ પરસૂત્ર, અહીં સપ્તમ્યન્ત પદ હોવાથી, 'तस्मिन्निति०' એ પરિભાષાની પાસે ઉપસ્થિત થશે. (આમ આ બંને 'सुपि च, અને बहु० સૂત્રો એકજ ઠેકાણે ઉપસ્થિત થવાથી પરાપરત્વ નષ્ટ થતાં) 'वृक्षेभ्यः'માં 'એત્વ'ની સિદ્ધિ થઈ શકશે નહીં.

અહીં પરિ. ૨, અને ૩, ની ચર્ચા સમાપ્ત થાય છે. આ यथोद्देशम० અને कार्यकालम्० સ્વતંત્ર વાચનિકી પરિભાષાઓ છે. કેટલાકના મતે અપેક્ષા બુદ્ધિ તથા ઉપેક્ષાબુદ્ધિ ન્યાયમૂલક હોવાથી આ બંનેને યુક્તિ સિદ્ધ પણ માનવામાં આવે છે. નાગેશના પુરોગામી આચાર્ય વ્યાડિના પરિભાષા પાઠમાં, તથા પુરુષોત્તમ, સીરદેવ વગેરેમાં આમનો સ્વીકાર થયેલો છે.

સંજ્ઞાશાસ્ત્ર અને પરિભાષાશાસ્ત્રની યથોદ્દેશ તથા કાર્યકાલ પક્ષમાં કેવી રીતની પ્રવૃત્તિ થાય છે એ વિષેની ચર્ચામાં પ્રાચીન આચાર્ય કૈયટ જેવાના મતની સમીક્ષા કરીને નવ્ય એવા આચાર્ય નાગેશે આ વિષે અહીં સૂક્ષ્મ મીમાંસા કરી છે. (૨, ૩.)

**પરિ૦ ૪. अनेकान्ता अनुबन्धाः ॥४॥**

અવતરણિકા :–'यथोद्देशं संज्ञापरिभाषम्'માં સંજ્ઞા શબ્દ પ્રસ્તુત છે. મહાભાષ્યે બતાવ્યું છે તેમ 'इत्संज्ञोत्तरं प्रत्याहारः' અર્થાત્ 'ઈત્સંજ્ઞા પછી પ્રત્યાહાર થાય છે. તેથી અહીં ચારથી આઠ સુધીની પરિભાષાઓમાં અનુબંધોના સ્વરૂપ અંગે વિચાર કરવામાં આવ્યો છે. પાણિનિ વ્યાકરણમાં પ્રત્યયોના અંતમાં કોઈક સ્વર કે વ્યંજન જોડાયેલો હોય છે. આ વર્ણો इत् (एति इति इत् જતા રહેનારા) ઈત્સંજ્ઞક મનાય છે. અને પછી તેમનો લોપ થાય છે. આવા વર્ણોને અનુબંધ (अनु पश्चाद् बध्यन्ते इति अनुबन्धाः કહેવામાં આવે છે. તેમનું પ્રયોજન તે તે પ્રયોગોમાં ગુણ વૃદ્ધિ આદિ વિશિષ્ટ શાસ્ત્રીય કાર્ય માટે હોય છે.

પ્રસ્તુત પરિભાષામાં એમ જણાવ્યું છે કે અનુબંધો (યા ઈત્સંજ્ઞક વર્ણો) જેની સાથે જોડાયા છે તેના અવયવ ગણાતા નથી. જેમકે अच्, अण्, अक्, જેવા પ્રત્યાહારોમાં च्, ण्, क्, એ અનુબન્ધ અવયવ નથી. અનુબંધો અનેકાન્ત અનવયવ છે, एकान्त શબ્દમાં अन्त શબ્દ અવયવ વાચી છે, જે અવયવ હોય છે તે તેના અવયવી સાથે સંયુક્ત હોય છે. **यो ह्यवयवः...**(પૃ. ૬૮ પં. ૧૫) જેમ શાખા વૃક્ષનો અવયવ છે તો એ વૃક્ષ સાથે જ સંયુક્ત રહે છે, જ્યારે અનુબંધ તો તે વિધેય યા પ્રયોગાર્હ રૂપમાં કોઈ સમયે દેખાતો નથી. દા.ત. शप् (भू+शप् (अ)+ति=भवति પ્રયોગમાં) ક્રિયાપદમાંના અનુબંધ 'श्' અને 'प्' દેખતા નથી. તેથી સિદ્ધ થાય છે કે અનુબંધ પ્રયોગમાં આવતા વિધેય પ્રત્યયનો અવયવો નથી.

**शित्कित्इत्यादौ....**(પૃ. ૬૮, પં. ૧૬) અનુબંધો અનવયવ ગણાય તો 'शित्' જેનો इत् 'श' છે તેવો વર્ણ शित्, જેનો क इत् છે તે कित् એવો બહુવ્રીહિ સમાસવાળો शित् कित् એવો પ્રસિદ્ધ વ્યવહાર થઈ શકશે નહીં, વળી એવી પરિસ્થિતિમાં 'अष्टाभ्य औश्' જેવા સૂત્ર દ્વારા થતા औश् વગેરેમાં हलन्त्यम् સૂત્રથી 'श्' અનવયવ હોવાથી ઈત્સંજ્ઞા થઈ શકશે નહીં.

આના જવાબમાં એમ કહેવામાં આવ્યું છે કે 'हलन्त्यम्'માં अन्त्य પદનો 'અન્ત્ય અવયવ' એવો અર્થ બંધબેસતો થતો નથી, (કારણ કે અનુબંધ તો અનવયવ હોય છે, તેથી મુખ્યાર્થનો બાધ થતાં લક્ષણા કરીને ઉપદેશમાં સમીપમાં આવેલ જે વર્ણ તેની 'इत्संज्ञा' થાય એવો અર્થ કરવો જોઈએ. તે સ્થિતિમાં औश् આદિમાં श्, औ વિધેયની સમીપમાં હોવાથી इत् સંજ્ઞા થઈ શકશે. આ રીતે અહીં કોઈ આપત્તિ રહેતી નથી.

તો હવે પ્રશ્ન થાય છે કે સમીપમાં આવેલા વર્ણની इत् સંજ્ઞા થાય એમ અર્થ કરવામાં આવતાં 'वुञ्–छण्–क–ठ (૪।૨।૮૦) સૂત્રમાં સિદ્ધાન્તમાં 'ण' ને इत् ગણીને ણિત્વપ્રયુક્ત વૃદ્ધિરૂપ કાર્ય તે તે લક્ષ્યમાં થતું હોય છે, પણ હવે 'ण्' અનુબંધ પોતાની પછીના 'क'ની પણ સમીપમાં જ આવેલ છે એમ કહી શકાતું હોવાથી क પ્રત્યયવાળા પ્રયાગમાં પણ ણિત્વ પ્રયુક્ત કાર્ય થવાની આપત્તિ આવશે. (वुञ्छण् એ તદ્ધિતના ચાતુરર્થિક પ્રકરણનું એક મોટું સૂત્ર છે.)

તેનો જવાબ એ છે કે આવાં સ્થલમાં 'व्याख्यानतो विशेष०' (પરિ. ૧) જેવી પરિભાષાનો આશ્રય લઈને वुञ् छण् (૪।૨।૮૦) આદિ સૂત્રમાં ण् એ પૂર્વ-વર્ણનો જ અનુબંધ છે, क નો નહીં એ રીતે વ્યાખ્યાનનો આશ્રય લેતાં કોઈ દોષ રહેશે નહીં.

परि० ५. एकान्ता अनुबन्धाः ॥५॥

જો કે પૂર્વની પરિભાષાથી અનુબંધો અનવયવ છે તેનું વિધાન તો કર્યું પણ સિદ્ધાન્તમાં તો અનુબંધ અવયવરૂપ જ છે તે દર્શાવવા નાગેશ આ પરિભાષા આપે છે. તેથી હવે વ્યાકરણશાસ્ત્રમાં પ્રત્યયોની સાથે જે અનુબંધ આવે છે તે, તેના (તે પ્રત્યયના) એકાન્ત=અવયવ જ ગણાય છે. જેમકે 'कर्तरि शप्' 'तुदादिभ्यः शः' એ બંનેય સૂત્રોમાં 'शप्' અને 'श' એ બંનેમાંથી બાકી તો 'अ' જ રહે છે, છતાં 'प्' અનુબંધ शप्‌માં જ દેખાય છે, 'श'માં નહીં. એથી પિત્ત્વપ્રયુક્ત ગુણ વૃદ્ધિ જેવું કાર્ય शप् હોય ત્યાંજ થાય છે, श હોય ત્યાં નહીં.

**अनवयवो हि काकादिः**(પૃ. ૭૦, પં. ૫) કાગડો વગેરે સંયોગાદિ સંબંધથી કોઈવાર ગૃહ ઉપર જોવામાં આવે છે, તો એ જ (એકજાતીય) સંબંધથી કોઈવાર વૃક્ષ ઉપર દેખાય છે (કારણ કે કાગડો તે તે સ્થાનનો અવયવ નથી), પણ ઉદાહરણ કે પ્રયોગ દશામાં ઉડી જનારો અનુબંધ, પ્રત્યયની મૂળ (ઉપદેશ) દશામાં તો જે (પ્રત્યય)નો અવયવ હોય ત્યાં જ અનુબંધ થઈને રહે છે, બીજાની સાથે નહીં. તેથી અનુબંધો અવયવ જ ગણાય છે.

પ્રસ્તુત સંદર્ભમાં अनयवो हि काकादिःનો નિર્દેશ હોવાથી આ પરિ. લૌકિક ન્યાયસિદ્ધ છે.

આ રીતે અનુબંધોને અવયવ માનવાથી 'शित्', 'कित्' પ્રત્યયમાં शः इत् यस्य सः, श् જેનો અવયવ છે તે 'शित् કહેવાય એથ બહુવ્રીહિ સમાસ પણ બંધ બેસે છે.

વળી હવે અનુબંધ અવયવ જ છે તેમ સ્વીકારવાથી हलन्त्यम् જેવા સ્થળમાં ઉપદેશ અવસ્થામાં જે અન્ત્ય–અવયવ તેની ઈત્સંજ્ઞા થાય એવું કથન સંગત થાય છે 'हलन्त्यम्'માં અન્ત્ય પરસમીપ એવો લક્ષ્યાર્થ લેવાની પડતી નથી.

વળી એક બીજી વાત છે કે જો અનુબંધ અવયવ ન મનાય તો તે તે પ્રત્યયોની આદિમાં આવેલા (આદ્યવયવ) ण्, श्, क् આદિની ઈત્સંજ્ઞા થઈ શકશે નહીં (દા. ત. शस् દ્વિતીયા વિભક્તિ બ. વ. ના शस् પ્રત્યયમાં આદિ श् જો અનવયવ મનાય તે 'लशक्वतद्धिते' (૧।૩।૮) સૂત્રથી 'श्' ની ઈત્સંજ્ઞા કે લોપ થઈ શકાશે નહીં

એજ રીતે જો અનુબંધો આ પૂર્વેની પરિ. પ્રમાણે અનવયવ ગણાય તો 'वुञ् छण्' (૪।૨।૮૦) સૂત્રમાં 'ण्' જેમ ગમે ત્યાં જોડાય, તેમ 'प्रमाणे द्वयसच् दघ्नच् मात्रचः (૫।૨।૩૭) માં 'द्वयसच्' નો 'च', द्वयसच्' અને दघ्नच् બંનેની સમીપમાં

હોવાથી, બંનેનું કામ કરી શકશે, તો 'दध्नच्' નો च् વ્યર્થ પડશે. હકીકતમાં તો પાણિનિનો એક વર્ણ અનર્થક ન થવો જોઈએ એવી દૃઢ માન્યતા હોવાથી અનુબંધો અવયવ જ માનવા જોઈએ.

પરિ૦ ૬ नानुलन्धकृतमनेकाल्त्वम् ॥६॥

અનુબંધો એકાન્ત (અવયવ) છે તો अष्टन्+जस्માં जस् ને ઠેકાણે થનાર औश्માં 'श्' અનુબંધ અવયવ ગણાતા 'औश्'માં અનેકાલ્ત્વ હોવાથી સર્વાદેશ સિદ્ધ છે, તો 'अनेकाल् शित्सर्वस्य (૧–૧–૫૫) સૂત્રમાં 'शित्' પદનું ગ્રહણ કેમ કર્યું !

**शिद्ग्रहणमेव...**(પૃ. ૭૨, ૫) આ 'शित्' વિધાન વ્યર્થ પડીને 'नानुवन्धकृत-मनेकाल्त्वम्' પરિ.નું જ્ઞાપન કરે છે. તેથી આ પરિ. જ્ઞાપક સિદ્ધ છે.

આ રીતે જ્ઞાપન થતાં હવે 'औश्' શિત્ત્વને કારણે અનેકાલ્ ગણી શકાશે નહીં તેથી 'जस्'ના સ્થાનમાં 'औश् સર્વાદેશ થઈ શકશે નહીં. વસ્તુતઃ औश्નું સર્વાદેશત્વ ઈષ્ટ છે. તેથી औश्નું 'श्' વિધાન સફલ થયું એટલે કે श्, इत् હોવાથી 'शित्त्वात्' સર્વાદેશ થયો.

**तेनार्वणस्तृ...**(પૃ. ૭૨, પં. ૧) આ વ્યવસ્થા (પરિભાષા) કરવાથી ફાયદો એ થયો કે 'अर्वन्' (ઘોડો) શબ્દને 'अर्वणस्त्रसावनञः' (૬–૪–૧૨૭) ('सु' પ્રત્યયને બાદ કરીને બાકીનાં બધાં સ્થાનોમાં 'अर्वन्' એવા અંગને 'तृ' આદેશ થાય છે) સૂત્રથી થનારો ('तृ' त+ऋ) આદેશ અનેકાલ્ હોવાથી સમસ્ત 'अर्वन्'ના સ્થાનમાં ન થતાં, (કારણ કે પ્રસ્તુત આ પરિ.થી તેનું અનેકાલ્ત્વ બાધિત થતાં) अलोऽन्त्यस्य (૧–૧–૫૨) સૂત્રની સહાયતાથી अर्वन्ના અન્ત્ય 'न्'ના સ્થાનમાં तृ આદેશ થાય છે.

**डादिविषये...तु** (પૃ. ૭૨, પં. ૨) અનુબંધને કારણે અનેકાલ્ત્વ ન માન-વામાં આવે તો भविता (भू, ૧ લો ગણ, પ્રથમ ભવિષ્ય. लुट् તૃ.પુ.એ.વ.)માં भू+लुट्, भू+तिप्, भू+डा,માં 'लुटः प्रथमस्य डारौरसः' (૨–૪–૮૫) સૂત્રથી 'लुट्' લકારના પ્રથમ પુરુષના પ્રત્યયો तिप्, तस्, झि‌ના સ્થાનમાં અનુમાં અનુક્રમે डा, रौ, रस् આદેશ થાય છે. અહીં भू+ति (लुट्)માં થનારો 'डा' એવો અનેકાલ્ સર્વાદેશ, 'ड्' અનુબંધ વાળો હોવાથી 'પ્રસ્તુત પરિભાષાને લીધે અનેકાલ્ ન હોવાથી 'ति'ના સ્થાનમાં 'डा' થઈ શકશે નહીં (એવી એક આપત્તિ આવશે.)

આ પ્રશ્નનું સમાધાન અહીં એ રીતે કર્યું છે કે 'डा' પ્રત્યયમાં (ड्+आ) પોતાનું મૂલગત (ઔપદેશિક) અનેકાલ્ત્વ સ્વતઃ સિદ્ધ હોવાથી डा સમગ્ર 'ति'ના સ્થાનમાં થાય છે. તે પછી तिप् પ્રત્યયમાંનું પ્રત્યયત્વ સ્થાનિવદ્ભાવથી 'डा'માં લાવવામાં આવે છે (અને 'चुटू' (૧–૩–૭) સૂત્રથી પ્રત્યયના આદિભૂત 'ड' (ટવર્ગ)ની

ઈત્સંજ્ઞા અને લોપ કરવામાં આવે છે.) આ રીતનું આનુપૂર્વ્ય (કે ક્રમ) સ્વીકારવાથી, 'डा' સર્વાદેશ તરીકે સિદ્ધ થાય છે. એ રીતે આ પ્રસ્તુત પરિભાષા કોઈ અવરોધ પેદા કરતી નથી.

**પરિ० ૭** नानुबन्धकृतमनेजन्तत्वम् ॥७॥

**नन्वेवमवदातं मुखम्...** (પૃ. ૭૨, પં. ૪) અહીં अव+दा+तમાં 'दा' એ 'दाप्' ન હોવાથી ઘુસંજ્ઞાનો નિષેધ લાગુ પડતો નથી, કારણ કે 'दाधा घ्वदाप्' (૧-૧-૨૦)સૂત્ર તો 'दाप्'ની ઘુસંજ્ઞાનો નિષેધ બતાવે છે. 'दैप्'માંના પકારનો જ્યાં સુધી લોપ ન થાય ત્યાં સુધી दैप् ધાતુ 'એજન્ત' માની શકાય એમ નથી. કારણ કે 'दैप्'માં અંતે ए નથી પણ प् છે. તેથી आदेच उपदेशेऽशिति ઉપદેશ અવસ્થામાં વિદ્યમાન એજન્ત ધાતુને 'આત્વ' કરે છે. હવે આ સૂત્ર आदेच.(૬–૧–૪૫) સૂત્રથી दैप्માં આત્વ થઈ શકે તેમ નથી તેથી તે दाप् રૂપ બની શકે તેમ નથી. प्નો લોપ થયા પછી आदेच उपदेशे०થી 'दै'નો જો કે दा થશે, તો પણ આવા 'दा'માં प्નો અભાવ હોવાથી 'दा'ને ઘુસંજ્ઞાનો નિષેધ ન લાગુ પડતાં, ઘુસંજ્ઞા થતાં 'अच उपसर्गात्तः' (૭–૪–૪૭) સૂત્રથી 'दा'ના 'आ'નો त થતાં अवदातम् એવું રૂપ ન થતાં अवत्तम् એવું વિકૃત રૂપ બનશે. આ ન થાય એ માટે પ્રસ્તુત પરિ. છે.

તેથી હવે અનુબંધને લીધે એજન્તત્વ નષ્ટ થતું નથી એમ કહેનાર नानुबन्ध० એવી આ પ્રસ્તુત પરિ.થી 'दैप्'નું એજન્તત્વ અબાધિત રહેશે, અને आदेच० સૂત્રથી આત્વ થતાં આખરે 'अवदातम्' એ વાસ્તવિક રૂપ સિદ્ધ થાય છે.

**उदीचां माङः...**(પૃ. ૭૨, પં. ૮). આ પરિ.માં જ્ઞાપક 'उदीचां माङो व्यतीहारे (૩–૪–૧૯) એ સૂત્રમાં 'मेङ् प्रणिदाने' (વિનિમય કે પ્રત્યર્પણ પ્રણિદાન કહેવાય છે) પ્રણિદાન અર્થવાચક 'मेङः' એમ ન કહેતાં 'माङः' એવું પદ જે ઉચ્ચાર્યું છે તે 'माङ्' ગ્રહણ જ્ઞાપક છે. 'आदेच०' એ સૂત્રથી ધાતુપાઠમાં પઠિત 'मेङ्' એ એજન્ત ધાતુમાંના 'ए'ના સ્થાને 'आ' કરવામાં આવ્યો છે. मेङ्માં જ્યાં સુધી ङ् કાયમ છે, ત્યાં સુધી 'मेङ्' ધાતુ એજન્ત સમજી શકાય તેમ નથી. કારણ કે मेङ्ના અંતમાં 'ए' નથી ङ् છે. તેથી आदेच० સૂત્રથી एની જગ્યાએ 'आ' થઈ શકે શકે તેમ નથી એમ માનવામાં આવતાં उदीचां माङः એ સૂત્રમાં 'माङः' એવું જે ઉચ્ચારણ કરેલું છે તે વ્યર્થ નીવડશે. પણ પાણિનિએ સૂત્રમાં 'मेङः' એવો નિર્દેશ કરેલો છે તે ઉપરથી આ પરિ.નું જ્ઞાપન થાય છે.

તો આજ બાતમાં પ્રશ્ન થાય છે કે मेङ्માં જ્યાં સુધી 'ङ्' છે. ત્યાં સુધી 'मेङ्'ને ધાતુસંજ્ઞા પ્રાપ્ત થઈ શકે તેમજ નથી. કારણ કે 'न धातुलोप आर्धधातुके

(१–१–४) સૂત્ર ઉપરના ભાષ્ય અને કૈયટે લખેલ 'પ્રદીપ' ટીકા અનુસાર 'ધાતુપાઠમાં બતાવેલ ધાતુના અનુબંધથી રહિત રૂપની જ ધાતુસંજ્ઞા થાય છે તો એ સ્થિતિમાં **मेङ्**ની ધાતુસંજ્ઞા ન હોવાથી 'એ'નું 'આત્વ' કેવી રીતે થઈ શકશે ? (કારણ કે **आदेच०** સૂત્રથી ધાતુના 'એકાર'ને આત્વ થાય છે પણ '**मेङ्**' તો ધાતુ જ નથી.)

આનો જવાબ એ છે કે **आदेच०** એ સૂત્રમાં 'लिटि धातोरनभ्यासस्य' (६–१–८) સૂત્રમાંથી 'धातोः' એ પદમાંથી આવતી અનુવૃત્તિની નિવૃત્તિ થયેલ છે. તેથી 'मेङ्'માં ધાતુત્વ ન હોય તો પણ 'आदेच' સૂત્ર લાગુ પડે છે. '**मेङ्**'માં 'ए'નું આત્વ થાય છે.

**પરિ० ८** नानुबन्धकृतमसारूप्यम् ॥८॥

હવે એક શંકા થાય છે કે અનુબંધોને અવયવ માનવામાં આવે તો 'गां ददाति इति **गोदः**' ત્યાં गो+दाને '**कर्मण्यण्**' (३–२–१) સૂત્રથી '**अण्**' પ્રત્યય થતાં 'दा'ના 'आ'નો લોપ થતાં 'गोदः' રૂપ બને છે (અહીં **कर्मण्यण्** ઉત્સર્ગ શાસ્ત્ર છે) અને '**आतोऽनुपसर्गे कः**' (३–२–३) (ઉપસર્ગથી રહિત આકારાન્ત ધાતુને क પ્રત્યય થાય છે) સૂત્ર અપવાદ સૂત્ર છે. આ સૂત્રથી '**गोदः**'માં '**अण्**'નો બાધ કરી '**क**' પ્રત્યય થવા આવે છે. આ સ્થિતિમાં '**वाऽसरूपोऽस्त्रियाम्**' (३–२–९४) સૂત્ર આવે છે. આ સૂત્ર–પ્રમાણે સ્ત્રી પ્રત્યયના અધિકારમાં આવેલા પ્રત્યયોને છોડીને બધા જ કૃત્ પ્રત્યયો અસરૂપ (સમાનતા ન ધરાવનાર) હોય તો એકમેકના બાધક ન થતાં બંને પ્રત્યયો વિકલ્પે થાય છે.

**तेन गोद इत्यादौ**...(પૃ. ७४, પં. ६) હવે અનુબંધોને પ્રત્યયના અવયવ માનતાં, અનુબંધ સહિતના '**क**' અને '**अण्**' આ બે પ્રત્યયો (જો કે અનુબંધ રહિત કરવામાં આવે તો બંને 'अ' રૂપે છે) અસરૂપ હોવાથી **वाऽसरूप**' સૂત્રની સહાયતાથી બંને પ્રત્યયોની સંભાવના છે. તેથી '**क**' પ્રત્યય થતાં **गोदः** અને પક્ષમાં **अण्** પ્રત્યય થતાં **गोदायः** એમ બે રૂપ થવા માંડશે, આ રીતની એક આપત્તિ ઉભી થશે તો શું કરવું એ પ્રશ્ન થાય છે.

આ પ્રશ્નના નિરાકરણ માટે નાગેશ હવે આ પરિભાષા દર્શાવે છે. આ પરિ. પ્રમાણે અનુબંધોને લીધે પ્રત્યયોમાં અસારૂપ્ય આવતું ગણાતું નથી.

આ **वाऽसरूप** પરિ. એ કરેલી વ્યવસ્થાને લીધે क અને **अण्** અનુબંધોને લીધે અસરૂપ દેખાવા છતાં આખરે તો આ બે પ્રત્યયો સરૂપ જ છે, તેથી '**वाऽसरूप०**' સૂત્રની પ્રવૃત્તિ જ નથી, તેથી બે પ્રત્યયો થવાની સંભાવના જ અટકી જાય છે. અને આખરે '**आतोऽनुप०**'થી '**क**' પ્રત્યય થતાં '**गोदः**' રૂપ બને છે.

**ददातिदधात्योः**...(પૃ. ७४, પં. ४) આ પરિ.માં જ્ઞાપક 'दधातिदधात्यो र्विभाषा' (३-१-३९)માં કરેલું 'વિભાષા પદનું ગ્રહણ છે. તેથી આ પરિ. જ્ઞાપક સિદ્ધ છે. આ સૂત્ર 'दा' અને 'धा' ધાતુને વિકલ્પે 'श' પ્રત્યય કરે છે: (દદઃ, દધઃ) અને પક્ષમાં 'शी-आद्-व्यध-आस्रु-संस्रु-अतीण अव सा हृ लिह श्लिष श्वसश्च (३-१-४१) સૂત્રથી અહીં ગણાવેલા ધાતુઓ પૈકી આકારાન્ત ધાતુને 'ण्' પ્રત્યય થાય છે. હવે અહીં 'श्' અને 'ण्' પ્રત્યયમાં અનુબંધ 'श्'ને લીધે અસરૂપતા માનવામાં આવે તો 'वाऽसरूपः' સૂત્રની મદદથી બંને અસરૂપ પ્રત્યયો 'ण' અને 'श' થતાં તે તે ઉદાહરણ 'દદઃ દધઃ' અને ण् થતાં 'दायः धायः' એ રૂપો પણ સિદ્ધ થઈ શકશે, તો 'ददाति दधात्योः' (३-१-१३९), સૂત્રમાં विभाषा ગ્રહણ કેમ કર્યું ! એ 'વિભાષા' ગ્રહણ વ્યર્થ પડી આ પરિ.નું જ્ઞાપન કરે છે. હવે આ પરિ.થી ण् અને श् બંને સરૂપ મનાતાં અસરૂપ પ્રત્યયોમાં લાગતા 'वाऽसरूपः'ની પ્રવૃત્તિ થશે નહીં. અને બાધક એવો श એ એક જ પ્રત્યય થશે. પણ વસ્તુત બંને પ્રત્યયો ઈષ્ટ છે તેથી 'दधातिदधात्योः'માં વિભાષા ગ્રહણ કર્યું છે.

**પરિભાષા. ૯** उभयगतिरिह भवति ॥९॥

'बहुगणवतुडति संख्या' (१-१-२३) આ 'સંખ્યા' સંજ્ઞાવિધાયક સૂત્રથી बहु, गण, वतु પ્રત્યયાન્ત અને 'डति' પ્રત્યયાન્ત શબ્દોની જ 'સંખ્યા એવી સંજ્ઞા થઈ શકે, કારણ કે જ્યાં એક શબ્દના અનેક અર્થો થતા હોય ત્યાં પ્રકરણ તરફ લક્ષ્ય રાખીને તે શબ્દના પ્રકરણને અનુરૂપ એવો જ અર્થ સ્વીકારવામાં આવે છે. જેમકે 'सैन्धवमानय' (સૈન્ધવ=મીઠું અને અશ્વ)માં જો ભોજનનું પ્રકરણ હોય તો सैन्धव શબ્દનું, 'મીઠું' એવા અર્થમાં નિયમન થાય છે. આ રીતે અનેકાર્થ બોધક શબ્દના વિશિષ્ટ અર્થનું નિયામક પ્રકરણ છે.

આ બાબતને જ લક્ષ્યમાં રાખીને 'कृत्रिमाकृत्रिमयोः कृत्रिमे कार्यसम्प्रत्ययः' (જ્યાં કોઇ શબ્દના કૃત્રિમ અને સ્વાભાવિક-અકૃત્રિમ એમ બંને અર્થો થતા હોય ત્યાં કોઈ વિધિસૂત્રથી કાર્ય કરવાનું હોય ત્યારે કૃત્રિમને જ કાર્ય થાય છે) નિયમ છે. અહીં 'संख्या શબ્દના અકૃત્રિમ અર્થથી લોક પ્રસિદ્ધ एक, द्वि, त्रि એ સંખ્યાવાચક શબ્દ લેવામાં આવે છે, જ્યારે કૃત્રિમ અર્થથી बहु, गण, અને वतु તથા डति પ્રત્યયાન્ત શબ્દ સ્વરૂપને લેવામાં આવે છે. આ સ્થિતિમાં પાણિનીય સૂત્રથી સંખ્યા માટેનું કોઈ કાર્ય કરવાનું હોય તો કૃત્રિમ સંખ્યારૂપ અર્થનું જ ગ્રહણ કરવામાં આવે કે અકૃત્રિમ અર્થનું ગ્રહણ કરવામાં આવે તેવો સંદેહ ઊભો થતાં તેની નિવૃત્તિ કરવા માટે આ कृत्रिमा० પરિ. કહેવામાં આવે છે.

આ 'उभयगतिः' પરિ.માં જ્ઞાપક 'संख्याया अति' (૫।૧।૨૨) એ નિષેધ સૂત્ર છે. આથી આ પરિ. જ્ઞાપક સિદ્ધ છે. સંખ્યાવાચક શબ્દને અંતે જો 'शत्' હોય તો 'कन्' પ્રત્યય થતો નથી એવો નિષેધરૂપ અર્થ આ સૂત્રમાં આવેલો છે. હવે જો 'संख्या' શબ્દનો અર્થ 'કૃત્રિમ સંખ્યા' એવો લેવામાં આવે તો આ નિષેધ વ્યર્થ જશે, કારણ કે કૃત્રિમ સંખ્યાવાચક શબ્દ बहु, गण वतु પ્રત્યયાન્ત અને डति પ્રત્યયાન્ત શબ્દને અંતે 'ति' કે 'शत्' આવતો જ નથી. તેથી, આ 'अतिशदन्त० એ નિષેધ ઉપરથી સ્પષ્ટ થાય છે કે 'સંખ્યા' શબ્દનો કૃત્રિમ અર્થ ન લેતાં, ઉભયવિધ એટલે કૃત્રિમ અને અકૃત્રિમ અર્થ લેવો જોઈએ, ત્યારે જ આ નિષેધ ચરિતાર્થ થાય છે.

**तेन कर्तरि...** (પૃ. ७૪, પં. ૨૪)

આ उभय० પરિ० હોવાથી 'कर्तरि कर्मव्यतिहारे' (૧–૩–૩૪) સૂત્રમાં કર્મ શબ્દનો અકૃત્રિમ અર્થ 'ક્રિયા' એવો લેવામાં આવે છે, 'कर्तुरीप्सिततमं कर्म (૧–૪।૪૯) માં નિર્દિષ્ટ 'કૃત્રિમ 'કર્મ' સંજ્ઞા રૂપ અર્થમાં લેવામાં આવતો નથી. એ જ રીતે 'शव्दवैरकलहाभ्रकण्वमेघेभ्यः करणे (૩।૧।૧૭) એ સૂત્રમાં 'करण' શબ્દનો પણ આખરે તો અકૃત્રિમ એવો ક્રિયારૂપ અર્થ લેવામાં આવે છે, 'साधकतमं करणम्' (૧–૪–૪૨)નો 'करण' (સંજ્ઞા) એવો કૃત્રિમ લેવામાં આવતો નથી. એજ રીતે 'विप्रतिषिद्धं चानधिकरणवाचि, (૨–૪–૧૩) એ સૂત્રમાં 'અધિકરણ શબ્દથી લૌકિક એવો દ્રવ્યરૂપ અર્થ લેવામાં આવે છે, 'आधारोऽधिकरणम्' (૧–૪–૪૫)માં આવેલ કૃત્રિમ એવો 'આધાર' રૂપ અર્થ લેવામાં આવતો નથી.

**अत एवाम्रेडित...**(પૃ. ७૬, પ. ૨) વ્યાકરણ શાસ્ત્રમાં 'तस्य परम् आम्रेडितम्' (૮–૧–૨) સૂત્રમાં 'आम्रेडित' શબ્દથી (બે વાર ઉક્ત પદોમાં બીજા પદને આમ્રેડિત કહેવામાં આવે છે) કૃત્રિમ આમ્રેડિત સંજ્ઞારૂપ અર્થનું જ ગ્રહણ કરવામાં આવે છે, પણ વ્યવારમાં કોઈ દ્વિરુક્ત શબ્દના અંતિમ પદ માટે 'आम्रेडित' સંજ્ઞાનો વ્યવહાર કરવામાં આવતો નથી.

**यत्तु संज्ञाशास्त्राणां...**(પૃ. ७૬, પં. ૫)

કેટલાક વૈયાકરણો કહે છે કે સંજ્ઞાવિધાયક સૂત્રોમાં સંજ્ઞાવાચક શબ્દોનો જે કૃત્રિમ અર્થ આપેલો છે તેમનું જ ગ્રહણ થવું જોઈએ, પણ અકૃત્રિમનું નહીં તેવા નિયમના ઉદ્દેશથી જ સંજ્ઞાસૂત્રો રચાયેલાં છે (દા. ત. 'वृद्धिरादैच्' (૧–૧–૨) માં વૃદ્ધિ એ સંજ્ઞાથી आ ऐ અને औ એ લેવામાં આવે છે, 'વૃદ્ધિ' એટલે 'અભિવૃદ્ધિ' એમ નહીં'), અને આ બાબતના આધારે જ "कृत्रिमाकृत्रिम०' ન્યાય રચાયેલો છે એમ કહે છે, પણ તે બરાબર નથી. (આ બધાંનો આશય એ છે કે સંજ્ઞા વિધાયક સૂત્રો ને નિયામક સૂત્રો માનવાં બરાબર નથી.)

**सर्वे सर्वार्थवाचकाः...** (पृ. ७६, पं. ७)

'सर्वे सर्वार्थवाचकाः' (પ્રત્યેક શબ્દ બધા જ અર્થોનો બોધક હોય છે એમ હોવાથી, હવે સંજ્ઞા વિધાયક સૂત્રથી બીજો નવીન અર્થ પણ ગૃહીત થઈ શકે એવું કહેવામાં આવે તો તે યોગ્ય નથી, કારણ કે પ્રત્યેક (સર્વ) શબ્દો, બધા અર્થના વાચક છે તે બાબત યોગીઓની દૃષ્ટિએ બરાબર છે, પણ આપણ સંસારીઓ માટે તે બરાબર નથી. પ્રત્યેક શબ્દના સર્વ પ્રકારના અર્થો હોય છે તેવું સામાન્ય જ્ઞાન વાકયના અર્થ બોધમાં ઉપયોગી નીવડતું નથી, પણ એ માટે તો પ્રત્યેક શબ્દના સાંકેતિક અર્થનું જ્ઞાન જ ઉપયોગી નીવડે છે.

**પરિભાષા १०** कार्यमनुभवन् हि कार्यी निमित्ततया नाश्रीयते ॥१०॥

**नन्वध्येता...**(પૃ. ૭૬, પં.૧૧) નાગેશ આ પરિ. માટે अध्येता, शयिता, જેવાં રૂપો સિદ્ધ થઈ શકશે નહીં એવી અવતરણિકા બાંધે છે. આ પરિ. આવતાં अध्येताમાં 'इ' અને शयिताના શીમાં નો 'ई' એ બંને કાર્યી છે, કારણકે તે બંને ગુણરૂપ કાર્યનો અનુભવ કરી રહ્યાં છે; તો સાથે સાથે એ બંને સાથે રહેલ 'ङ' 'इत्' હોવાથી ગુણના નિષેધમાં કારણ (નિમિત્ત) રૂપ છે. તેથી એક બાજુ ગુણરૂપ કાર્ય પણ પ્રાપ્ત છે, તો બીજી બાજુ 'क्ङिति च'થી ગુણનો નિષેધ પણ પ્રાપ્ત છે. આવી દ્વિધામાં આ 'कार्यमनुभवन्' એ પરિભાષા નિર્ણય આપે છે કે કાર્યનો અનુભવ કરનાર કાર્યી નિમિત્તરૂપે ગણાતો નથી. તેથી હવે 'इ' અને 'ई'ને નિમિત્ત ન માનતાં, 'क्ङिति च' નિષેધ ન લાગતાં ગુણ થતાં, આખરે अध्येता અને शयिता રૂપ સિદ્ધ થાય છે.

આ પરિભાષામાં જ્ઞાપક 'स्थण्डिलात्०' સૂત્રમાં આવેલો 'शयितरि' એ ગુણવાળો નિર્દેશ છે. અહીં જો ગુણનો નિષેધ થયો હોત તો 'शयितरि' એવો પ્રયોગ ન થયો હોત.

**ऊर्णुन...** (પૃ. ૭૬ પં. ૧૪) ऊर्णवितुम् इच्छति (ઢાંકવાને ઇચ્છે છે) 'ऊर्णुनविषति' √ऊर्णुञ्, ગણ ૨જો સન્નન્ત (ઇચ્છા દર્શક રૂપ, लट्, वर्त., તૃ.પુ.એ.વ.) અહીં ऊर्णुञ् ધાતુમાંથી ऊर्णु+इ+स એ સ્થિતિમાં 'सन्यङोः' (૬–૧–૯) સૂત્રથી સન્નન્ત તથા યઙન્ત ધાતુને દ્વિત્વ થાય છે. હવે આ દ્વિત્વ પ્રથમ એકાચ્ 'उ'ને થઈ શકે તેમ નથી કારણકે તે અજાદિ છે, એ પછીના 'र्'નું પણ દ્વિત્વ થઈ શકે તેમ નથી; કારણકે 'नन्द्राः संयोगादयः' (૬–૧–૧૩) સૂત્રથી 'र्'ના દ્વિત્વનો નિષેધ થાય છે. એ સ્થિતિમાં 'ऊर्णु'માં આવેલા 'नु'નું દ્વિત્વ થાય છે. આ દ્વિત્વમાં નિમિત્તરૂપ ઇડાગમ સાથેનો 'स'

એટલે 'इ+स' છે. હવે 'ऊर्णु+इ+स' એ સ્થિતિમાં એક બાજુથી 'नु'નું દ્વિત્વ થવા આવે છે તો બીજી બાજુ 'सार्वधातुकार्धधातुकयोः (૭–૩–૮૪)થી 'णु'માંના 'उ'નો ગુણ થવા આવે છે. ત્યાં 'द्विर्वचनेऽचि' (૧–૧–૫૯) સૂત્ર દ્વારા જો પછી દ્વિત્વનો નિમિત્તભૂત 'अच्' હોય, ત્યારે અજાદેશ (પ્રકૃતમાં ગુણાદેશ) થતો નથી.

પૃ. ૭૬, પં. ૧૪માં अत्र हि द्विर्वचने...नु शब्दस्य द्वित्वमूના કરેલા અનુવાદનું તાત્પર્ય 'द्विर्वचनेऽचि' સૂત્રથી नुમાં ગુણાદેશનો નિષેધ થતાં नु શબ્દનું દ્વિત્વ થાય છે એ રીતનું છે. અહીં દ્વિત્વમાં નિમિત્તભૂત स અને તેને થયેલો ઈડાગમ (इ) પણ અવયવભૂત હોવાથી 'इस' એ નિમિત્ત છે, તેથી 'इस' નિમિત્તને લીધે ગુણ થતો નથી.

હવે અહીં મુખ્ય બાબત તો એ છે કે દ્વિત્વ સન્નન્ત અંગનું થાય છે. એ સ્થિતિમાં 'ऊर्णु+इ+स'માં 'नु इ स' એ સમગ્ર વર્ણ સમુદાય કાર્યી થતો હોવાથી, દ્વિત્વના નિષેધમાં નિમિત્તભૂત 'अच्' (इ) કાર્યીની કોટિમાં ચાલ્યો જવાથી, 'अच्' નિમિત્તત્વ ન હોવાથી 'द्विर्वचनेऽचि' નિષેધ ન લાગતાં, પહેલાં 'नु'માં ગુણાદેશ થતાં, અને ऊर्णो+इ+सમાં 'ओ'નો 'अव्' થતાં 'ऊर्णव् इसમાં 'न' ભાગનું દ્વિત્વ થતાં 'ऊर्णौ-नविषति' એવું અનિષ્ટ રૂપ બનવાનો પ્રસંગ આવશે.

પણ હવે પ્રસ્તુત 'कार्यमनु०' પરિ.માં 'कार्यी'ને 'कार्यमनुभवन्' એ વિશેષણ લગાડતાં, દ્વિત્વરૂપ કાર્યનો અનુભવ કરનાર ખરી રીતે તો 'नु' જ છે, 'इस' ભાગ તો નિમિત્ત રૂપેજ છે. એથી द्विर्वचनेऽचि' નિષેધ લાગતાં, ગુણાદેશ અટકી જતાં હવે કોઈ અનિષ્ટરૂપની સંભાવના રહેતી નથી. અર્થાત્ 'ऊर्णुनविषति' તે ઇષ્ટરૂપની સિદ્ધિમાં કોઈ વાંધો આવતો નથી. આ રીતે પ્રસ્તુત પરિ.માં 'कार्यमनुभवन्' એ અંશ પણ સફલ બને છે.

આ પરિ. અંગે નાગેશ वस्तुतः...આદિ કહીને એમ કહે છે કે આ પરિ.ને જ્ઞાપક સિદ્ધ માનવાની જરૂર નથી, કારણ કે એ દીવા જેવી સ્પષ્ટ વાત છે કે શાસ્ત્રમાં સમવાયિકારણ અને નિમિત્તકારણ બંને જુદાં જુદાં છે. જે સમવાયિકારણ હોય તે નિમિત્ત કારણ બની શકે નહીં. અહીં જેને કાર્ય થાય છે તે કાર્યી કે સમવાયી છે, તે નિમિત્ત બની શકે નહીં. (૧૦)

**પરિ. ૧૧ 'यदागमास्तद्गुणीभूतास्तद्ग्रहणेन गृह्यन्ते ॥११॥**

આ પરિ. માટેની અવતરણિકા બાંધતાં નાગેશ પહેલાં પૂર્વપક્ષ રજુ કરે છે. प्रणिदापयति (प्र+नि+दा ધાતુનું પ્રેરક, વર્તમાન કાળ, लट् તૃ.પુ.એ.વ.)માં 'दा' ધાતુની 'दाधा घ्वदाप्' (૧–૧–૨૦) સૂત્ર અનુસાર 'घु સંજ્ઞા' થાય છે. આ

ધાતુમાં પ્રેરક પ્રયોગમાં 'णिच्' પ્રત્યય થઈને 'अर्ति ह्रीव्ली' સૂત્ર દ્વારા पुग् (प्) આગમ થાય છે, અને આખરે प्र+नि+दाप्+इ+ति–प्रनिदापयति માં 'नेर्गद' (૮–૪–૧૭) એક લાંબા સૂત્રથી 'नि' ઉપસર્ગના ननो ण થતાં 'प्रणिदापयति' રૂપ સિદ્ધ થાય છે.

હવે અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે √दा ધાતુ ઘુસંજ્ઞક છે, પણ તેને થયેલ प् આગમ થતાં 'दाप्'ને ઘુ સંજ્ઞક કેવી રીતે મનાય? એના જવાબમાં આ પરિ. છે.

તેથી આ 'यदागम' પરિ. અનુસાર 'प्' આગમ પણ, આગમી √दा ધાતુનો અવયવ મનાતાં 'दा' કહેવાથી 'दाप्'નું પણ ગ્રહણ થતાં 'ણત્વ' થવામાં કોઈ વાંધો આવતો નથી.

**लोकेऽपि देवदत्तस्य...** (પૃ. ૭૮, પં. ૧૪)

અહીં લૌકિક વ્યવહારમાં દેવદત્તને અધિક અવયવ હોય તોય દેવદત્ત શબ્દથી એજ અધિક અવયવવાળો દેવદત્ત લેવાય છે એમ કહેલું હોવાથી આ यदागम० પરિભાષા લૌકિક ન્યયાથી સિદ્ધ છે.

**यमुद्दिश्य....** (પૃ. ૭૮, પં. ૧૬)

આ પરિ.માં 'यम् उद्दिश्य विहितः' અર્થાત્ જે આગમીને ઉદ્દેશીને આગમ કરવામાં આવ્યો હોય તે આગમ, આગમીનો અવયવ બને છે તેમ કહેવાથી 'प्रनिदार-यति'માં 'नेर्गद' સૂત્રથી ઘુસંજ્ઞાનિમિત્તક ણત્વ થતું નથી; કારણ કે 'प्रनिदारयति'માં આવેલ 'दा' તે 'दा' રૂપ ધાતુ નથી. જો કે તેમાં दृ ધાતુને ऋની વૃદ્ધિ થઈને બનેલા 'दार्' રૂપમાં 'दा' તો છે, પણ ત્યાં થઈ થયેલી વૃદ્ધિ ऋને ઉદ્દેશીને થયેલી છે; તેથી 'आर्'માં 'आ' ભલે એક પ્રકારે આગમ મનાતો હોય, પણ તે 'दा' ધાતુનો અવયવ ન હોવાથી 'दा'ના ગ્રહણથી दार्નું ગ્રહણ થઈ શકે તેમ નથી, તેથી दार्ની ઘુસંજ્ઞા થતી નથી, અને તેને લીધે ણત્વ પણ થતું નથી. આ રીતે 'यदागमाः'નો 'यम् उद्दिश्य' એવો અર્થ કરવાથી કોઈ અનિષ્ટાપત્તિ થતી નથી.

**आने मुक्....** (પૃ. ૭૮, પં. ૧૭)

આ પરિ. અનિત્ય છે એમ કહેવામાં આવ્યું છે, અને તે માટે आने मुक् (૭–૨–૮૨) (અકારાન્ત અંગને, જો તેની પછી 'आन' આવ્યો હોય તો मुक् આગમ થાય છે) સૂત્ર દ્વારા થતું કે 'मुक्' વિધાનનું પ્રમાણ આપવામાં આવ્યું છે. 'पचमानः' (पच्, डुपचष् पाके, ૧લો ગણ વર્તમાન કૃદન્ત પું.પ્ર.એ.વ.)માં પ્રથમ ગણના વિકરણ પ્રત્યય शप् (अ)થી યુક્ત पच+आन ને मुक+(म्) આગમ થતાં (पच+म्+आन+सु=पचमानः) રૂપ તૈયાર થાય છે. હવે જો પ્રસ્તુત 'यदागम०' પરિ-ભાષાથી 'म्' આગમને 'अ'નો અવયવ માનવામાં આવે તો अम् પણ

અ મનાતાં, 'अक्' પ્રત્યાહારથી તેનું ગ્રહણ થતાં 'अकः सवर्णे' (૬-૧-૧૦૧) સૂત્રથી દીર્ઘ થતાં 'पचानः' એવું અનિષ્ટ રૂપ થશે, અને मुक् વિધાન વ્યર્થ પડશે. પણ હવે આ પરિ.ને અનિત્ય માનતાં 'म्' અવયવ ભૂત ગણાતો નથી, તેથી 'म्'નું વ્યવધાન રહેવાથી દીર્ઘ થતો નથી. અને આખરે 'पचमानः' એ પ્રયોગ સિદ્ધ થાય છે.

આ 'यदागम०' પરિ. અનિત્ય માનવાથી दिदीये, जहार જેવાં રૂપોમાં પણ અનિષ્ટાપત્તિ આવતી નથી.

**तेन दिदीये...** (પૃ. ૮૦, પં. ૧)

દા. ત. (૧) **दिदीये.** **दीङ् क्षये** ૪થો ગણ, પરોક્ષ ભૂતકાલ, लिट् તૃ.પુ.એ.વ.) અહીં दी+दी+एમાં 'दीङो युड्चि क्ङिति' (૬-૪-૪૬) दीङ् ધાતુને, જો તેની પછી અજાદિ कित् ङित् પ્રત્યયો આવ્યા હોય તો युट् (य्) આગમ થાય છે. હવે જો दि+दी+य्+एમાં 'य्' (युट्) આગમને 'ए' પ્રત્યયનો यदागम० પરિ.થી અવયવ માનવામાં આવે તો 'ये' પણ 'ए'ની જેમ માનવામાં આવતાં– 'एरनेकाचोऽसंयोग पूर्वस्य' (૬-૪-૮૨) સૂત્રથી અભ્યાસોત્તર 'दी'ના ईનો યણ થતાં 'दिद्ये' જેવું અનિષ્ટ રૂપ બનશે; પણ હવે આ પરિ. અનિત્ય માનતાં य् (युट्) સ્વતંત્ર રહેતાં, અજાદિ પરાત્વ ન હોવાથી યણાદેશ થતો નથી, તેથી दिदीये એવા શુદ્ધ રૂપને સિદ્ધ થવામાં કોઈ વાંધો આવતો નથી.

(૨) जहार. એવી જ રીતે 'जहार' (हृ+लिट्) (પરોક્ષ ભૂતકાળ તૃ. પુ. એ.વ.)માં हृ+हृ+अ (णल्)માં વૃદ્ધિ આદિ કાર્ય થતાં जहार्+अમાં 'आत औ णलः' (૭-૧-૩૪) (આદન્ત ધાતુની પછી આવેલા णल्નો 'औ' આદેશ થાય છે) સૂત્રથી, णल्નો 'औ' થવો જોઈએ, કારણ કે પ્રસ્તુત यदागम० પરિ.થી 'र्' વર્ણ તેની પૂર્વેના 'आ'નો અવયવ મનાતાં, जहार् એને આદન્ત માનીને 'णल्'નો औ થવો જોઈએ, પણ આ પરિ.ને અનિત્ય માનતાં હવે णल्નો औ થતો નથી. તેથી जहार એવું અભીષ્ટ રૂપ થવામાં કોઈ વાંધો આવતો નથી.

**न चाकारादेः** (પૃ. ૮૦, પં. ૩)

અહીં जहारમાં એક નાની શંકા થાય છે કે जहार+णल् (अ)માં हाનો 'आ' એક વર્ણ છે, અવયવ રૂપે છે, તો અહીં આવેલો રેફ ('र्') એ બીજો વર્ણ 'आ'નો અવયવ બની શકે નહીં. જ્યાં એક શાખા વૃક્ષના અવયવ રૂપે છે, તો એજ શાખા, બીજી શાખાનો અવયવ બની શકે નહીં. તેથી जहार्+अમાં 'र्' जहाનો અવયવ ગણાવો જોઈએ, 'हा'માંના 'आ'નો અવયવ નહીં. આ શંકાનું સમાધાન કરતાં અહીં કહેવામાં આવ્યું છે કે र्, जहाની જેમ जहाમાં આવેલ 'आ'નો પણ

અવયવ બની શકે છે. એટલા માટે તે યદાગમ૦ પરિ. છે. આથી વર્ણને થયેલ આગમ (પ્રકૃતમાં 'रू') પણ વર્ણના અવયવની સદશ ગણાય છે.

**न चोक्तज्ञापकात्...** (પૃ. ૮૦, પં. ૫)

હવે એક પ્રશ્ન થાય છે કે 'आने मुक्' (૭–૨–૮૨) સૂત્રના મુગ્વિધાનથી 'વર્ણ-ગ્રહણમાં આ પરિભાષા લાગતી નથી. (એટલે કે વર્ણ ગ્રહણ પૂરતી જ આ પરિ. અનિત્ય છે એમ કહેવામાં આવે તો શો વાંધો ! તેના જવાબમાં અહીં એમ કહેવામાં આવ્યું છે કે 'વર્ણગ્રહણ'માં તો આ પરિ. લાગે જ છે એટલે કે નિત્ય છે. ભાષ્યકારને પણ આ બાબત સંમત છે.) તેથી પૂર્વપક્ષી એ કે શંકાકારે બતાવેલ માર્ગ સ્વીકારી શકાય તેમ નથી.

ભાષ્યકારે વર્ણગ્રહણમાં આ યદાગમ૦ પરિ.ની જે પ્રવૃત્તિ કરાવી છે, તેનાં ઉદા-હરણ નાગેશ અહીં આપે છે.

(૧) पचमान:. અહીં 'तास्यनुदात्तेत्' (૬–૧–૧૮૬) ઈત્યાદિ સૂત્રથી पच+मू+आन (लट्) पचमानःમાં लूના સ્થાનમાં થયેલ आन આદેશને અનુદાત્ત કરવામાં આવે છે. ભાષ્યમાં જણાવ્યું છે તે મુજબ 'आने मुक्' સૂત્રનો અર્થ 'જ્યાં અંગનો અવયવ જે અન્ત્ય અકાર, પછી જો आन આવે તો मुक् આગમ થાય છે' એમ કરવામાં આવે તો 'पचमानः'માં 'तस्यानुदात्तेत' સૂત્રથી અનુદાત્ત સ્વર થઈ શકશે નહીં, કારણ કે पचના अ અને 'आन'ના आની વચ્ચે 'म'નું વ્યવધાન છે. આ રીતે પ્રશ્ન કરીને ભાષ્યકારે કહ્યું છે તેમ शप्નો એટલે કે अનો અવયવ થયેલ જે मुक् (मू), તે (मू)નું પણ शप् (अ) ગ્રહણથી ગ્રહણ થશે. એથી હવે मूનું વ્યવધાન નથી એમ સમજીને 'तास्यनु०' સૂત્રથી અનુદાત્ત સ્વર થઈ શકશે. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે ભાષ્યકારને વર્ણગ્રહણમાં યદાગમ૦ પરિ. પ્રવૃત્ત થાય એ જ ઈષ્ટ છે. (આ સ્થિતિમાં યદાગમ૦ પરિ.ની વર્ણગ્રહણમાં અપ્રવૃત્તિ થાય છે એમ કહી શકાય તેમ નથી.)

(૨) વર્ણગ્રહણમાં યદાગમ૦ પરિ. લાગે છે એ માટેનું બીજું ઉદા. આપતાં નાગેશ કહે છે કે, ભાષ્યકારે 'ङमो ह्रस्वादचि ङमुण् नित्यम्' (૮–૩–૩૨) એ સૂત્રનો 'હ્રસ્વથી પર ङमन्त પદના અવયવ 'ङम्'ને 'ङमुट' આગમ થાય છે' એવો અર્થ હોવાથી 'कुर्वन्नास्ते'માં कुर्वन्+आस्ते એ ઉદા.માં ङमुट् એટલે કે આ ઉદાહરણમાં 'न्' આગમ થતાં कुर्वन्+न्+आस्तेમાં અન્તિમ–બીજી નકારના ણત્વનો તો पदान्तस्य સૂત્રથી નિષેધ થાય છે, પણ 'ङमुट्' આગમ રૂપ પ્રથમ નકારનું ણત્વ કેમ થતું નથી એમ (ભાષ્યકારે) શંકા ઉઠાવી છે, અને આ યદાગમ૦ પરિ. લગાવીને સમાધાન કર્યું છે (એટલે કે પદાન્ત 'न'ને થયેલ ङमुट् (न)નો આગમ પણ પદાન્ત જ સમજાય

છે. માટે પ્રથમ 'न'માં પણ 'पदान्तस्य' એ નિષેધ લાગતો હોવાથી પ્રથમ 'न'ને પણ ણત્વ થતું નથી. આ ઉપરથી પણ એમ સિદ્ધ થાય છે આ यदागम० પરિ. વર્ણગ્રહણમાં લાગે છે.

**अत एव नेटि....चरितार्थम्**...(પૃ. ૮૨, પં. ૪) હવે આ પરિ.ની બાબતમાં એક નવો મુદ્દો બતાવ્યો છે કે અને તે એ કે આ यदागम० પરિ. આમ તો લૌકિક ન્યાય સિદ્ધ છે, પણ તે ઉપરાંત આ પરિ. પાણિનિને પણ માન્ય છે.

'अदेवीत्' (दिवु क्रीडा विजिगीषा...આદિ. लुङ्, અદ્યતન ભૂતકાળમાં 'अ+दिव् इ+स्+ई+त=अदेवीत् જેવાં ઉદાહરણમાં 'वदव्रजहलन्तस्याचः (૭–૨–૨) ('वद्, व्रज् અને हलन्त અંગના અચ્ ને, જો પછી (પરમાં) આર્ધધાતુક સંજ્ઞક 'सिच् (स) આવેલ હોય તો વૃદ્ધિ થાય છે) સૂત્રથી વૃદ્ધિ પ્રાપ્ત થાય છે, પણ ત્યાં 'नेटि' (૭–૨–૪) સૂત્રથી ઈડાદિ સિચ્ હોય તો આ પ્રકારની વૃદ્ધિનો નિષેધ થાય છે. પણ હવે अ दिव्+स+ई+त्માં दिव् (હલન્ત) ધાતુની પછી स सिच् (स्) નથી પણ 'इडा-गमविशिष्ट स' (इ+स) છે, તેથી વૃદ્ધિની પ્રાપ્તિ જ નથી તો (प्राप्तौ सत्यां निषेधः) આ 'नेटि' સૂત્ર દ્વારા થતો વૃદ્ધિનો નિષેધ વ્યર્થ જશે (અર્થાત્ 'नेटि' સૂત્ર વ્યર્થ થશે. (પાણિનિનું સૂત્ર તો વ્યર્થ હોઈ જ ન શકે) તેથી सिच् (स)ને થયેલો इडागम પણ सनो અવયવ જ ગણાય છે, અર્થાત્ यदागम० પરિ. હોવાથી इस् પણ स् રૂપ જ માનવાથી હવે वदव्रज० એ સૂત્રથી વૃદ્ધિ પ્રાપ્ત થઈ, પણ 'नेटि' એ સૂત્રથી તેનો નિષેધ થયો. આ રીતે 'नेटि' સૂત્ર ચરિતાર્થ થાય છે, અને સાથે સાથે આથી यदागम० પરિ. પાણિનિને માન્ય છે તે વાત પણ સિદ્ધ થાય છે.

**'णेरनिटि'**...(પૃ. ૮૨, પં. ૪) એ જ રીતે कारयिता कृ, પ્રેરક, અનદ્યતન ભવિ० लुट् તૃ.પુ.એ.વ. कृ+णिच्+(कारि)+इ+ताમાં णिच्વાળા इ નો ગુણ થતાં कारे+इ+ता અને अव् આદેશ થતાં कारयिता રૂપ બને છે. અહીં 'णेरनिटि' સૂત્રથી (૬–૪–૫૧) જેની આદિમાં इट् (આગમ) નથી તેવો આર્ધધાતુક પ્રત્યય હોય તો, णि (णिच्)નો લોપ થાય છે, પણ ઈડાદિ આર્ધધાતુક હોય તો 'णेरनिटि'થી પ્રાપ્ત લોપ થતો નથી. 'कारि+इ+ता'માં 'ता'માં રહેલું આર્ધધાતુકત્વ, આગમરૂપ 'इ'માં પણ આવે છે. (પણ આ બાબત यदागम० પરિ.નો સ્વીકાર્યા વગર સિદ્ધ થઈ શકે તેમ નથી) તેથી 'णेरनिटि' નિષેધ લાગતાં णिच्નો લોપ થતો નથી. અને આખરે कारयिता રૂપ બને છે.

આ રીતે 'नेटि' અને 'णेरनिटि' એ પાણિનિનાં સૂત્રો ઉપરથી यदागम० પરિ.ના અસ્તિત્વનો સ્વીકાર થાય છે.

**अनागमकानां सागमकाः**...(પૃ. ૮૨, પં. ૬) અહીં એક પ્રશ્ન થાય છે કે આર્ધધા૦ જેવાં સૂત્રોથી આર્ધધાતુક પ્રત્યયને ઈડાગમ થાય છે એ કહેવું યોગ્ય જણાતું નથી, કારણ કે વ્યાકરણશાસ્ત્ર પ્રમાણે શબ્દો નિત્ય છે, તે સ્થિતિમાં નિત્ય શબ્દમાં આગમ (ઉમેરો) થતાં ઉપચય (વધારો) થાય છે કે અપચય (હ્રાસ) થાય છે, એમ કહેવું યોગ્ય જણાતું નથી, તેથી શબ્દના નિત્યત્વની રક્ષા માટે આગમ આદિનો પ્રસંગ આવે ત્યારે 'अनागमकानां सागमका आदेशा भवन्ति' અર્થાત્ આગમ (इट् વગેરે)થી રહિતની જગ્યાએ આગમસહિત આદેશો થાય છે. આથી જેમ 'पीनो देवदत्तो दिवा न भुङ्क्ते (દેવદત્ત પુષ્ટ છે, તે દિવસે તો ખાતો જ નથી)માં દેવદત્તના પીનત્વને માટે રાત્રિ ભોજનનો આક્ષેપ થાય છે, એટલે કે 'रात्रौ भुङ्क्ते' રાત્રિએ જમે છે' એવા વાકયાન્તરની કલ્પના થાય છે તેવી રીતે આવાં આગમવાળાં સ્થળોમાં જ્યાં 'ઈટ્'થી રહિત બુદ્ધિ હોય ત્યાં 'ઈટ્સહિતની બુદ્ધિ કરવી એવી રીતની' કેવલ બુદ્ધિ વિપરિણામ શબ્દના નિત્યત્વને કાયમ રાખવા માટે સૂચવતી વાકયાન્તર કલ્પના કરવામાં આવે છે. વળી આવો જ બુદ્ધિ વિપરિણામ સ્થાનીને આદેશ થાય ત્યારે પણ કરવામાં આવે છે. આ રીતે શબ્દા-નિત્યત્વના નિવારણ માટે 'अनागमकानां सागमका आदेशाः' એવો એક કાલ્પનિક આનુમાનિક સ્થાન્યાદેશભાવ આવશ્યક માનવામાં આવ્યો છે.

**स्थानिवत्सूत्रे च**...(પૃ. ૮૨, પં. ૧૦) અહીં આનુમાનિક સ્થાન્યાદેશ ભાવનો નિર્દેશ થતાં, પૂર્વપક્ષી શંકા કરે છે કે 'यदागम०' પરિ.ની જરૂર નથી, જ્યાં જે ઉદાહરણોમાં यदागम० પરિ.ની આવશ્યકતા પડે છે, ત્યાં સ્થાનિવત્સૂત્રની પ્રવૃત્તિ કરી કાર્ય નિર્વાહ થઈ શકે તેમ છે. ત્યારે ગ્રંથકારનો (જવાબ) છે કે સ્થાનિ-वदादेशो० (૧–૧–૫૬) એ સૂત્રમાં ઉપર કહેલ यदागम० પરિભાષામૂલક આનુમાનિક સ્થાન્યાદેશભાવનું ગ્રહણ કરવામાં આવતું નથી દા.ત. प्रणिदापयति० प्र+नि+दा+णिच्માં 'दा' ધાતુને 'पुक्' આગમ થતા, दाप् રૂપ થયા પછી, પણ તેને ણત્વ માટે दा રૂપ માનવામાં આવે છે. પણ આવા પ્રકારના આનુમાનિક કે કાલ્પનિક આદેશો ધરાવતા यदागम० પરિભાષાવાળા ઉદાહરણોમાં, स्थानिवदादशः એ સૂત્ર એ બિલકુલ લાગતું નથી. એ સૂત્ર તો અષ્ટાધ્યાયીમાં સાક્ષાત્ રૂપે પઠિત એવાં સૂત્રોથી થતા આદેશોના સ્થાનિવદ્ભાવ માટે જ પ્રવૃત્ત થાય છે દા. ત. अस्तेर्भूः (૨–૪–૫૨), 'हनो वध लिङि च' (૨–૪–૪૨)આ સૂત્રો અષ્ટાધ્યાયીનાં છે. અહીં 'हन्'ના સ્થાનમાં થતો 'वध' આદેશ સ્થાની हन्ના જેવો મનાય છે; જ્યારે આનુમાનિક

આદેશનું ક્ષેત્ર તો स्थानिवदादेशः સૂત્રના ક્ષેત્રથી તદ્દન અલગ છે. તેથી જ્યાં આનુ-માનિક સ્થાન્યાદેશભાવનો પ્રસંગ છે, તે માટે તો यदागम પરિ. પણ આવશ્યક છે. તેથી સ્થાનિવત્ સૂત્રથી ગતાર્થ હોવાથી यदागमः પરિ. જરૂરી નથી એ પૂર્વપક્ષનું કથન યોગ્ય નથી.

**किञ्चैवं सति स्थानि०...**(પૃ. ૮૨, પં. ૧૧) સ્થાનિવત્, સૂત્ર આનુમાનિક સ્થાન્યાદેશ ભાવના ક્ષેત્રમા આવતું નથી, એ સ્થાપિત ઈષ્ટ વિધાનના સમર્થન માટે ગ્રંથકાર નાગેશ, હવે ભાષ્યમાંથી એક ઉદાહરણ આપે છે अपिवत्. અહીં पा+लङ् (હ્યસ્તન ભૂતકાળ)માં પહેલાં लङ्ने 'तिप्' આદેશ પછી 'पा'નો 'पिब्' આદેશ, અને પછી અડાગમ એવો ક્રમ નથી, પણ ભાષ્યકારે દર્શાવ્યું છે તેમ 'पा+लङ्'માં 'તિઆદેશ' કરતાં પહેલાં જ અડાગમ થતો હોવાથી अ+पा+लङ् પછી तिप् પછી વિકરણ 'शप्' થતાં अ+पा+शप्+त એ સ્થિતિમાં સ્થાનિવદાદેશ સૂત્રથી સ્થાનિવદ્ભાવ થતાં 'पाघ्राध्मा' (૭–૩–૭૮) સૂત્રથી 'अ+पा'ની જગ્યાએ 'पा' બુદ્ધિ કરી (पा લાવીને) पिब् આદેશ થતાં 'अपिबत्'નો બદલે 'पिबत्' એવું વિકૃતરૂપ થવા માંડશે. (૨) અહીં કોઈ કદાચ એમ કહેવામાં આવે કે 'निर्दिश्यमानस्यादेशा भवन्ति' 'સૂત્રમાં નિર્દિષ્ટ હોય તેના ઠેકાણે જ આદેશ થાય' એમ હોવાથી अ+पा માં પણ पाघ्राध्मा० સૂત્રમાં 'पा' જ નિર્દિષ્ટ હોવાથી, તેને ઠેકાણે 'पिब्' આદેશ થતાં કાઈ આપત્તિ આવી શકે તેમ નથી. પણ આગળ ઉપર બતાવવામાં આવશે તેમ 'स्थानिवद्०' સૂત્રથી જ્યાં સ્થાનિવદ્ભાવ થાય છે ત્યાં निर्दिश्यमान પરિ. લાગતી નથી. તેથી अ+पाમાં 'निर्दिश्यमान' પરિભાષાના બલથી पाની જગ્યાએ पिब् આદેશ કરી શકાય તેમ નથી. એટલે આખરે તો આ 'अपिबत्' જેવાં સ્થળમાં यदागम० પરિ. જ માનવામાં આવે છે, વળી ત્યાં निर्दिश्यमान० પરિ. પ્રવૃત્ત થાય છે. તેથી अ+पा+शप्+तूમાં पाघ्राध्मा સૂત્રમાં નિર્દિષ્ટ જે 'पा' એટલાને જ 'पिब्' આદેશ થશે અને તેથી 'अपिबत' એવું રૂપ સિદ્ધ થશે. આ ઉપરથી પણ એ 'स्थानिवद्' સૂત્રથી આનુમાનિક સ્થાન્યાદેશભાવનું ક્ષેત્ર ભિન્ન છે એ વાત અને यदागम० પરિ સ્વી-કૃત જ છે એમ સિદ્ધ થાય છે.

**स्थानिवद्भावविषये...**(પૃ. ૮૨ પં. ૧૩–૧૪) જ્યાં સ્થાનિવત્ સૂત્રથી આદેશનો સ્થાનિવદ્ભાવ થાય છે ત્યાં 'निर्दिश्यमानस्यादेशा भवन्ति' એ પરિભાષા લાગતી નથી એમ ઉપર જે બતાવ્યું છે તે બરાબર છે આ બાબતનું ભાષ્યકારે પણ સમર્થન કર્યું છે. જો સ્થાનિવદ્ ભાવની બાબતમાં 'निर्दिश्यमान.' પરિ. પ્રવૃત્ત હોય તો ભાષ્યકારે 'तिसृणाम्' એ રૂપ બરાબર છે એ વાતના સમર્થન માટે આપેલ વ્યવસ્થાનો ભંગ થશે.

'तिसृणाम्' (त्रिशબ્દ સ્ત્રીલિંગ ષ.બ.વ) રૂપની સિદ્ધિ કરતી વખતે 'त्रि+आम्' માં 'त्रेस्त्रयः' (૭–૧–૫૩) સૂત્રથી 'त्रय' આદેશ પ્રાપ્ત થાય છે, પણ અહીં સ્ત્રી-લિંગ હોવાથી 'त्रेस्त्रयः'નો બાધ કરી પરત્વને કારણે 'त्रिचतुरोः स्त्रियां तिसृ चतसृ' (૭–૨–૯૯) સૂત્રથી 'त्रि'ના સ્થાને तिसृ આદેશ થતાં આખરે तिसृणाम् રૂપ બને છે

હવે અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે 'तिसृ+आम्' એ સ્થિતિમાં 'तिसृ' આદેશને સ્થાનિવદ્ભાવથી 'त्रि' માનીને પુનઃ 'त्रय' આદેશ થવો જોઇએ

એ સ્થિતિમાં ભાષ્યકારે સમાધાન 'सकृद्गतौ०' પરિ.ને યાદ કરીને આપ્યું છે. એટલે કે પૂર્વનું સૂત્ર એકવાર જો બાધિત થયું તો તે સર્વદા બાધિત જ ગણાય છે (પરિ. ૪૦), એ સ્થિતિમાં 'तिसृ+आम्' માં त्रयादेशની પ્રાપ્તિજ નથી.

અહીં ભાષ્યકારે 'त्रेस्त्रयः'માં નિર્દિશ્યમાન 'त्रि' જ છે, તેથી 'त्रि' ને જ त्रयादेश થાય, तिसृને અહીં એમ निर्दिश्यमान. પરિ. ને યાદ કરીને ઉક્ત શંકાનું સમાધાન કર્યું નથી, તેથી એ સિદ્ધ થાય છે કે 'स्थानिवत्' સૂત્રનાં વિષયમાં निर्दिश्यमान० પરિ. લાગતી નથી, જો निर्दिश्यमान० પરિ.ની અહીં પ્રવૃત્તિ કરાવવામાં આવી હોત તો ભાષ્યકારે કરેલ સમાધાન ભાષ્યની અસંગતિ થાત.

**एरुः इत्यादौ**...(પૃ. ૮૪. પં. ૩) હવે પાછો એક પ્રશ્ન થાય છે કે ઉપર કહેવામાં આવ્યું તે પ્રમાણે શ્રૌત સ્થાન્યાદેશભાવમાંજ સ્થાનિવત્ સૂત્રની પ્રવૃત્તિ થાય છે, આનુમાનિક સ્થાન્યાદેશભાવમાં નહીં, તો 'भवतु' भू+लोट् (આજ્ઞાર્થ તૃ. પુ. એ. વ.)માં પદસંજ્ઞા 'सुप्तिङन्तं पदम्'થી પદસંજ્ઞા સિદ્ધ નહીં થાય એ આપત્તિ આવશે, વાસ્તવિક રીતે તો જેમ 'भवति' પદસંજ્ઞક છે એમ 'भवतु' પણ છે. એથી એ આપત્તિને દૂર કરવા 'भवतु'માં स्थानिवत्० સૂત્રની પ્રવૃત્તિ થાય જ અને તે રીતે भवतुમાં પદત્વ આવે છે. 'एरुः' (૩–૪–૮૬) સૂત્રથી 'लोट्' (આજ્ઞાર્થ) સંબંધી 'इ'ના સ્થાનમાં 'उ' આદેશ થાય છે. અહીં 'एः' એ સ્થાન ષષ્ઠીનો નિર્દેશ કરેલ હોવાથી, इ ને વિશેષણ તથા શબ્દસ્વરૂપ ને વિશેષ્ય માની 'येनविधिस्तदन्तस्य' દ્વારા તદન્ત વિધિ કરી 'एरुः' નો આખરે તો ઈકારાન્ત સ્થાની (त+इ સમુદાય)ની જગ્યાએ ઉકારાન્ત (સમુદાય त+उ) આદેશ થાય છે, એવો અર્થ કરવામાં આવે છે. આવો સમુદાયવાળો અર્થ અહીં એ રીતે આવેછે કે 'स्थानिवदादेशः'એ ને બદલે 'स्थानिवत्' એટલું જ સૂત્ર કરવામાં આવે તો પણ 'स्थानी' એ શબ્દ, સાપેક્ષ હોવાથી 'आदेश' એ શબ્દનું આપોઆપ ગ્રહણ થઈ શકે છે, છતાં પાણિનિએ આ સૂત્રમાં 'આદેશ' શબ્દનું ઉપાદાન (ગ્રહણ) કેમ કર્યું ? આ શબ્દનું ગ્રહણ કર્યું છે તે ઉપરથી માલુમ પડે છે કે અહીં 'આદેશ'

શબ્દથી સમુદાય રૂપ આદેશનું ગ્રહણ થાય છે. હવે આ રીતની વ્યવસ્થા થવાથી 'ति'એ સમુદાયને ઠેકાણે થયેલ 'तु' એ સમુદાયરૂપ આદેશને સ્થાનિવદાદેશ૦ એ સૂત્ર લાગુ પડે છે, અને તેથી 'पचतु'ની પદસંજ્ઞા થવામાં કોઈ વાંધો આવતો નથી.

'भवतु'માં 'ति' એ આનુમાનિક સ્થાની અને 'तु' એ આનુમાનિક આદેશ છે એ રીતની આનુમાનિક સ્થાન્યાદેશભાવની કલ્પના કરવામાં આવે તો પણ આખરે તો 'भवतु' જેવા ઠેકાણે થનારો આદેશ 'एरुः' (૩–૪–૮૬) જેવા પાણિનિ સૂત્રથી એટલે સાક્ષાત્ સૂત્રથી નિર્દિષ્ટ હોવાથી અહીં શ્રૌતસાક્ષાત્સ્થાનિવદ્ભાવની જ પ્રવૃત્તિ છે.

(अदेवीत् જેવામાં તો अ+देव्+इ+स्+ई+त માં 'स्' (सिच्)માં રહેલું આર્ધધાતુકત્વ 'इट्' આગમથી 'इस्'માં પણ આવે ત્યાં अनागमकानां सागमकाः आदेशाः એ આશય ધરાવતી આનુમાનિક સ્થાન્યાદેશ ભાવનું સમર્થન કરતી 'यदागम' પરિ. જ લાગે છે તેથી સ્થાનિવત્. સૂત્ર, અને यदागम એ પરિ.નાં કાર્યક્ષેત્ર ભિન્ન છે.

**आनुमानिक...**(પૃ. ૮૪, પં. ૬) હવે જો કે ઉપર કહ્યા પ્રમાણે સમુદાયરૂપ આદેશ કરવામાં આવે છે, પણ એ વખતે એક અચ્‌ની જગ્યાએ થનાર સાક્ષાત્ (શ્રૌત) સૂત્ર નિર્દિષ્ટ આદેશનો ત્યાગ કરવામાં આવતો નથી. 'अचः परस्मिन् पूर्वविधौ' (૧–૧–૫૭) સૂત્રથી આદેશની સ્થાનિવદ્ભાવ કરવાની પ્રવૃત્તિ માટે એક अच् ને ઠેકાણે (પણ) આદેશ થાય છે એમ માનવું આવશ્યક છે. બાકી જો સમુદાયને સ્થાને સમુદાયરૂપ આદેશ થાય એટલું જ માનવામાં આવે તો अचः परस्मिन् સૂત્રનો પ્રવૃત્ત થવા માટે કોઈ સ્થળ (ઉદાહરણ) ન મળતાં, 'अचः पर०' સૂત્ર વ્યર્થ જશે, તેથી સમુદાયરૂપી આદેશ કરતી વખતે એક અચ્‌ની જગ્યાએ થનાર સાક્ષાત સૂત્ર નિર્દિષ્ટ (શ્રુત સ્થાની અને આદેશ) આદેશનો ત્યાગ કરવામાં આવતો નથી.

આ રીતે આગમ સ્થલના ક્ષેત્રમાં સ્થાન્યાદેશભાવનું ગ્રહણ 'स्थानिवत' સૂત્રથી થઈ શકતું નથી. તેથી 'यदागम०' પરિ.નું કાર્ય સ્થાનિવત્ સૂત્રથી થઈ શકશે, એમ કહીને આ પરિ. સ્થાનવિત્ સૂત્રથી ગતાર્થ છે એવા કથનનું કોઈ મૂલ્ય નથી

**પરિ. ૧૨** निर्दिश्यमानस्यादेशा भवन्ति ॥१२॥

**उदः स्थास्तम्भोः....**(પૃ. ૮૪, પં. ૧૧) उदः स्थास्तम्भोः पूर्वस्य (૮–૪–૬૧) સૂત્રથી પૂર્વ સવર્ણ થવાની એટલે કે 'अ+स्था'ની પૂર્વે આવેલા 'द्'નો સવર્ણ આદેશ 'अ+स्था'ને સ્થાને થશે એટલેકે 'उद्+अ+स्था' उद्+त्+था=उत्था અને પછી 'लुङ्' લકારનું રૂપ સિદ્ધ કરતી વખતે उ+त्था+स्+त અને આખરે उत्थात्

એવું અનિષ્ટરૂપ બનશે, તેવાં અનિષ્ટ રૂપ રોકવાને માટે ઉપર્યુક્ત આ निर्दिश्य० પરિ. કહેવામાં આવી છે.

હવે આ પરિ. હોવાથી 'उदःस्था०' સૂત્રમાં કેવલ 'स्था' નો જ નિર્દેશ હોવાથી, स्था ને જ પૂર્વ સવર્ણ થશે. એમાં પણ 'आदेः परस्य' ૧–૧–૫૪ સૂત્ર અનુસાર स्था ના આદિ 'स्'ના સ્થાનેજ તેની પૂર્વે આવેલા 'द्' નો સવર્ણી આદેશ 'त्' થશે, उद्+अ+स्थात् માં તો 'स्'ની પૂર્વે અવ્યવહિત રૂપે 'द्' આવેલ નથી. તેથી 'उदः स्था' સૂત્રની પ્રાપ્તિજ નથી; તેથી હવે કોઈ અનિષ્ટનો પ્રસંગ આવતો નથી.

આ પરિભાષા જ્ઞાપકસિદ્ધ કે લોકન્યાય સિદ્ધ નથી, પણ વાચનિકી છે, અર્થાત્ વ્યાકરણશાસ્ત્રમાં વચનરૂપે પઠિત છે. આના પ્રમાણરૂપે 'षष्ठी स्थानेयोगा' (૧–૧–૪૯) સૂત્ર છે. અહીં 'षष्ठी स्थाने०' સૂત્રની આવૃત્તિ કરવામાં આવે છે. એમાં પ્રથમવારના षष्ठी स्थानेयोगा નો અર્થ તો સિદ્ધાન્તકૌમુદીના પરિભાષા પ્રકરણમાં આપેલો છે તે પ્રમાણે 'જ્યાં કોઈ વિશેષ સંબંધનો નિર્દેશ ન થયો હોય ત્યાં 'स्थाने षष्ठी' સમજવી. હવે બીજીવાર આવેલા 'षष्ठी स्थाने' માં 'षष्ठी' એ પદમાં તદન્તવિધિ કરીને 'ષષ્ઠયન્ત' એવી યોજના કરી 'निर्दिश्यमानम्' પદનો અધ્યાહાર કરવામાં આવે છે. અહીં षष्ठयन्तं निर्दिश्यमानम्‌ના ત્રણ અર્થો અભિપ્રેત છે.

**षष्ठयन्तं निर्दिश्य....**(પૃ. ૮૪, ૧૫) (૧) પાણિનીય સૂત્રમાં આવેલ (ઉચ્ચાર્યમાણ) ષષ્ઠી વિભક્તિ ધરાવનાર શબ્દ સ્વરૂપને આદેશ થાય છે. (૨) 'उच्चार्यमाण-सजातीयम्' એટલે કે ઉચ્ચાર્યમાણના સવર્ણ એટલે સરખા એટલે કે સમાન જાતિના ષષ્ઠયન્ત શબ્દ સ્વરૂપને આદેશ થાય છે દા. ત. उत्थानम्‌માં 'उद्+स्थानम्'માં 'स्'નો પૂર્વસવર્ણ જેનાથી થાય છે, તે પૂર્વસવર્ણ વિધાયક સૂત્ર 'उदः स्थास्तम्भोः पूर्वस्य' (૮–૪–૬૧) સૂત્ર છે. પાણિનિએ આ સૂત્રમાં 'स्था'નું ઉચ્ચારણ કર્યું છે તે 'स्था' વ્યક્તિ, અને उद्+स्थानम् આવેલ स्था વ્યક્તિ, વ્યક્તિગત રીતે જૂદી છે. આમ છતાં સૂત્રમાં स्थास्तम्भोः એ ષષ્ઠીવિભક્તિથી ઉચ્ચારીને કરેલ 'स्था'ની સમાનરૂપતા વાળો 'उद्+स्थानम् માં स्था છે. આ રીતે ઉચ્ચાર્યમાણ સજાતીય' હોવાથી ઉદાહરણના 'स्थान'માં 'स्' ને ઠેકાણે પૂર્વ સવર્ણ થાય છે.

(૩) સૂત્રમાં ષષ્ઠીવિભક્તિમાં જેનું ઉચ્ચારણ થયેલ છે, તેનો અવયવ હોય તેને આદેશ (निर्दिश्यमानावयवरूपमेव) થાય છે. દા.ત. उदः स्थास्तम्भोःમાં જેને ષષ્ઠી છે તે 'स्था' છે; અને 'स्था'નો અવયવ 'आदेः परस्य'ની મદદથી 'स्' થઈ શકે છે. આ રીતે આ પરિ.ના ત્રણ અર્થ કરવામાં આવે છે.

આ પછી આ ચર્ચામાં એમ કહેવામાં આવ્યું છે કે આવૃત્ત એવા બીજા 'षष्ठी स्थाने' સૂત્ર દ્વારા જે જે વ્યવસ્થા કરવામાં આવે છે તે પ્રમાણે આદેશ 'सू' ષષ્ઠી નિર્દિષ્ટ સ્થાનીના વર્ણ સાથે સંબંધ ધરાવે છે.

**न चास्य च्वौ**...(પૃ. ૮૬, પં. ૧) હવે એક પ્રશ્ન થાય છે આ પરિ. પ્રમાણે ઉચ્ચાર્યમાણ કે નિર્દિશ્યમાન સ્થાનીને આદેશ થાય છે, તો હવે 'मालीभवति' माला શબ્દ ઉપરથી બનાવેલ 'च्वि' પ્રત્યયવાળા રૂપમાં माला+च्वि+भवति માં 'अस्य च्वौ' (૭-૪-૩૨) (પછી જો ચ્વિ પ્રત્યય આવ્યો હોય તો 'अकार'ના સ્થાનમાં ईकार થાય છે.) સૂત્રથી 'ई' થઈ શકશે નહીં, કારણ કે સૂત્રમાં હ્રસ્વ 'अ'નો જ નિર્દેશ છે. જ્યારે ઉદાહરણમાં તો દીર્ઘ 'आ' છે, આ પ્રશ્નનો જવાબ એ છે કે 'अस्य च्वौ' સૂત્રમાં જાતિપક્ષનો સ્વીકાર કરવામાં આવે છે. તેથી 'अस्य च्वौ' માં 'अ' અઢાર પ્રકારના 'अ' લઈ શકાશે, તેથી आ નું ઈત્વ થવામાં કોઈ બાધા આવતી નથી.

હવે અહીં એમ કહેવામાં આવે કે જાતિપક્ષનો સ્વીકાર કરવાથી ભલે બાધા દૂર થાય, પણ વ્યક્તિપક્ષ સ્વીકારતાં તો 'अस्य च्वौ'માં નો હ્રસ્વ 'अ' વ્યક્તિ જ લેવામાં આવેતો 'मालीभवति'માં 'ईत्व' ન થવાનો દોષ એવો ને એવો (તદવસ્થ) રહે છે. આનો જવાબ આપતાં 'अ' ૧૮ પ્રકારનો લેવામાં આવે છે તેના પ્રમાણ તરીકે 'न भूसुधियोः' ૬-૪-૮૫ સૂત્રને આપવામાં આવ્યું છે.

'ओः सुपि' (૬-૪-૮૬) સૂત્ર 'उ'ની જગ્યાએ यण् કરે છે. એવીજ રીતે एरनेकाचोऽसंयोगपूर्वस्य (૬-૪-૮૨) સૂત્ર 'इ' ની જગ્યાએ યણ કરે છે. હવે, स्वयम्भुवौ માં स्वयम्भू+औ તથા सुधियौ માં सुधी+औ માં અનુક્રમે દીર્ઘ ઉકાર તથા દીર્ઘ ઈકાર હોવાથી 'व्' અને 'य्' (यण् આદેશ) ની પ્રાપ્તિજ નથી. તો તો આ 'યણાદેશ'નો 'न भूसुधियोः (भू અને सुधीની પછી અજાદિ सुप् આવેલ હોય તો यण् થતો નથી) એ સૂત્રથી થનારો નિષેધ વ્યર્થ થશે. (નિષેધ તો ત્યારે થઈ શકે જ્યારે વિધિ પ્રાપ્ત હોય) આથી એ સિદ્ધ થાય છે કે ગ્રહણકશાસ્ત્ર अणुदित् सवर्णस्य चाऽप्रत्ययः (૧-૧-૬૯) સૂત્રથી અષ્ટાદશત્વ આવતું હોય ત્યાં निर्दिश्य०' પરિ. ન લાગતાં, હ્રસ્વ इ કે 'उ'ને જ નિર્દિશ્યમાનત્વ ન રહેતાં ૧૮ પ્રકારનો તે इ, उ, લેવાય છે, તેથી હવે ઉપર્યુક્ત સૂત્રોથી યણાદેશ પ્રાપ્ત થાય છે, ત્યારે તે અનિષ્ટને નિવારવા માટે કરેલો 'न भूसुधियोः' નિર્દેશ સાર્થક બને છે.

**इयङुवङोः**...(પૃ. ૮૬, પં. ૫) 'अचि श्नुधातुभ्रुवां य्वोरियङुवङौ' (૬-૪-૭૭) સૂત્રમાં 'य्वोः' એમ 'इ' અને 'उ' માં સ્પષ્ટરૂપે ષષ્ઠીનો નિર્દેશ છે

(આ સૂત્રનો આશય એ છે કે અજાદિ પ્રત્યયની પૂર્વે આવેલા શ્નુપ્રત્યયાન્ત ઈવર્ણાન્ત ધાતુ, ઉવર્ણાન્ત ધાતુ તથા પ્રાતિપદિક 'भ्रू' શબ્દને इयङ्, उवङ् આદેશ થાય છે.) આ રીતે આ સૂત્રથી, निर्दिश्यमान० પરિ.ની સહાયતાને લીધે 'इ' અને 'उ' ને જ અનુક્રમે 'इयङ्' તથા 'उवङ्' આદેશ થઈ શકે છે. તો પછી અન્તિમ વર્ણની જગ્યાએ इयङ, उवङ થાય એ બતાવવા માટે 'ङ' અનુબંધનો (ङिच्च એ સૂત્રનો) આધાર લેવો વ્યર્થ છે, અર્થાત્ इयङ्, उवङ्નું ઙિત્વ વિધાન આવશ્યક નથી આ રીતનો અહીં પ્રશ્ન થાય છે.

તેનો જવાબ આપતાં અહીં જે કહેવામાં આવ્યું એ છે તેનું તાત્પર્ય એ છે કે 'अचि श्नु માં 'य्वोः' વિશેષણ છે, અને 'धातु' વિશેષ્ય છે. તેથી તદન્તવિધિ થતાં 'ઈવર્ણાન્ત ઉવર્ણાન્ત ધાતુને 'इयङ्' 'उवङ्' થાય છે એવો અર્થ થવા માંડશે, અને તેથી સમગ્ર 'स्वयम्भू' અને 'सुधी'ના સ્થાનમાં उवङ् 'इयङ्,ની પ્રાપ્તિનો અનિષ્ટ પ્રસંગ આવશે, તે અનિષ્ટત્વ ન આવે એ માટે, અર્થાત્ इयङ्, उवङ અન્ત્ય વર્ણના સ્થાનમાં જ થાય એ માટે ङित् વિધાન આવશ્યક (ચરિતાર્થ) છે.

**रीङ्रिङोर्**...(પૃ. ૮૬ પં. ૬) रीङ અને रिङ्માં કરવામાં આવેલ ङिद् વિધાન તો સ્પષ્ટ અર્થ માટેજ છે. 'रीङ ऋतः' (૭–૪–૨૭) સૂત્રથી 'હ્રસ્વ ऋકારાન્ત ધાતુને 'रीङ्' ('री' આદેશ થાય છે. એજ રીતે 'रिङ् शयग्लिङ्क्षु' (૭–૪–૨૮) સૂત્રથી 'જો પછી श, यक् (પ્રત્યય)...હોય તો ऋ ને रिङ् ('रि') આદેશ થાય છે. આ બે સૂત્રોને અહીં યાદ કરીને વાત તો એજ કરવાની છે કે 'निर्दिश्यमान०' પરિ.ની સહાયથી 'ऋ'ના ઠેકાણેજ रीङ् અને रिङ् આદેશ થઈ શકે છે, તો તે બંને માં ङिद् વિધાન કેમ કર્યું આ પ્રશ્ન છે. એના જવાબમાં એમ કહ્યું છે કે આ ङित् કરણ કેવલ સ્પષ્ટ અર્થ માટે છે.

**हयवरट्सूत्रस्थेन**...(પૃ. ૮૬, પં. ૮) હવે અહીં નવી બાબત કહેવામાં આવે છે કે આ પરિભાષા જે સૂત્રમાં વર્ણનો નિર્દેશ કરીને આદેશનું વિધાન બતાવ્યું છે, ત્યાં લાગે છે. સ્વયં ભાષ્યકાર પણ આ બાબતમાં સહમત છે.

ભાષ્યકારે 'हयवरट्' એ માહેશ્વર સૂત્રના ભાષ્યમાં બાતાવ્યું છે તેમ અયોગવાહ (એટલે કે વિસર્ગ, જિહ્વામૂલીય, ઉપધ્માનીય, અનુસ્વાર, અનુનાસિક અને યમ)નો અક્ષર સમામ્નાયમાં પાઠ કરવો જોઈએ. તેથી अल् પ્રત્યાહારમાં પણ તેમનું (અયોગવાહોનું) ગ્રહણ થવાથી 'विसर्जनीयस्य सः' (૮–૩–૩૪) 'विसर्ज'નીયાન્ત પદને स् થાય છે. અહીં નિર્દિશ્યમાન વિસર્ગ अल् પ્રત્યાહારની અન્તર્ગત હોવાથી 'अलोऽन्त्यस्य' (૧–૧–૫૨) સૂત્રથી 'वृक्षस्तत्र' એ ઉદાહરણમાં અન્ત્ય વિસર્ગનો स् આદેશ થાય છે. આમ કહીને પછી તરત જ ભાષ્યકારે કહ્યું છે કે 'वृक्षस्तत्र'માં 'अलोऽन्त्य'

વિધિથી અન્ત્યાદેશ કરવો એ પ્રયોજન નથી, કારણ કે निर्दिश्यमान० એ પરિ.થી જ અહીં કામ ચાલી શકે છે. એટલે કે 'विसर्जनीयस्य सः' એ સૂત્રમાં વિસર્ગ (विसर्जनीयस्य) એવા ષઠ્યન્ત સ્થાનીનો સ્પષ્ટ નિર્દેશ કરેલો હોવાથી निर्दिश्यमान० એ પરિ. પ્રમાણે 'स्' આદેશ થઈને वृक्षस्तत्र એવું રૂપ સિદ્ધ થઈ શકે છે, માટે अल् પ્રત્યાહારમાં અયોગવાહોનું ગ્રહણ કરવાનું પ્રયોજન 'अलोऽन्त्य' વિધિ પ્રવૃત્ત થાય એ નથી. આ બધા ભાષ્ય ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે કેવલ अल्(વર્ણ)ના ગ્રહણમાં આ 'निर्दिश्यमान०' પરિ. લાગે છે એ બાબત ભાષ્યકારને પણ સંમત છે.

**अनया परिभाषया**...(પૃ. ૮૬, પં. ૧૦). આ પરિ. 'येन विधिः' સૂત્રથી જ્યાં તદન્તને આદેશ પ્રાપ્ત થાય છે, ત્યાં લાગે છે. દા.ત. 'निर्जर' એ સંપૂર્ણ શબ્દને 'जराया जरस् अन्यतरस्याम्' (૭-૨-૧૦૧) સૂત્રથી जरा શબ્દાન્ત માનીને जरस् આદેશ પ્રાપ્ત થાય છે, પણ હવે આ निर्दिश्य० પરિ.ને લીધે સંપૂર્ણ 'जरा' શબ્દાન્ત 'निर्जर' શબ્દને जरस् આદેશ ન થતાં નિર્દિશ્યમાન जरा શબ્દને જ આદેશ થાય છે.

એ જ રીતે सुपदः (सुपाद्+शस्)માં 'पादःपत्' (૬-૪-૧૩૦) સૂત્રથી નિર્દિશ્યમાન 'पाद्' શબ્દને જ 'पद्' આદેશ થતો હોવાથી (કેવલ 'पाद्' જ સ્થાની હોવાથી) पाद् જેને અન્તે છે તે सुपाद् શબ્દને पद् આદેશ થતો નથી.

વળી આ પરિ. જ્યાં સ્થાની આગમથી વિશિષ્ટ હોય ત્યાં લાગે છે. તેથી उद्+अ+स्थात्માં यदागम० પરિ.ના બળે अ+स्थाમાં स्था શબ્દત્વ લાવીને, પૂર્વસવર્ણ થતો નથી કારણ કે આ પરિ. પૂર્વસવર્ણના સ્થાની તરીકે अ+स्थाને બનવા દેતી નથી, પરંતુ કેવલ स्थाને જ સ્થાની રૂપે સ્વીકારે છે.

**अनया च स्वस्वनिमित्त**...(પૃ. ૮૬, પં. ૧૦). આ निर्दिश्यमान० પરિ., अलोऽन्त्यस्य (૧-૧-૫૨), 'आदेः परस्य' (૧-૧-૫૪) આદિ સૂત્રોની બાધક નથી, અને આ સૂત્રો પણ આ પરિ.નાં બાધક થતાં નથી, કારણ કે આ બધાંમાં કોઈ વિરોધ નથી. એટલે કે આ સૂત્રો निर्दिश्य० પરિ. સાથે સંમિલિત થઈને કાર્ય કરે છે. દા.ત. 'त्यदादीनामः' (૭-૨-૧૦૨) સૂત્રથી त्यद् આદિ સર્વનામોને થતો अ આદેશ निर्दिश्यमान. પરિ.થી षष्ठीविभक्तिથી નિર્દિષ્ટ ત્યદાદિ સમગ્રના સ્થાનમાં થવા આવે છે. પણ 'अलोऽन्त्यस्य'થી એ આદેશ અન્તિમ 'द्'ના સ્થાનમાં થાય છે. આ રીતે એ બે સૂત્રોનો સમાવેશ થાય છે, બાધ્ય બાધક ભાવ થતો નથી.

એજ રીતે 'उदः स्थास्तम्भोः' સૂત્રથી નિર્દિશ્યમાન આખા 'स्था०'ને પૂર્વ સવર્ણ થવા આવે છે, ત્યારે 'आदेः परस्य'થી પરના આદિ सને જ પૂર્વ સવર્ણ થાય છે. આ રીતે અહીં પણ બે સૂત્રોનો પરસ્પર બાધ્ય બાધક ભાવ થતો નથી.

**नाप्येतयोरङ्गाङ्गिभावः**...(પૃ. ૮૬, પં. ૧૪–૧૫). એ જ રીતે અલોऽન્ત્ય' આદેઃપર૦ અને 'षष्ठी स्थानेयोगा' ઉપર આધારિત निर्दिश्यमान० પરિ.માં ગૌણ મુખ્ય ભાવ નથી; કારણ કે આખરે આ ત્રણેય પરિ. ભાષાઓ બીજાં (મુખ્ય) વિધિસૂત્રો માટે છે, પોતે તો બધી ગૌણ રૂપે છે. આમેય પણ એક નિયમ છે કે 'गुणानां च परार्थत्वाद् असम्बन्धः समत्वात्' એ ન્યાયથી પરાર્થ અને સમ હોવાને લીધે જેમ સેવકોમાં પરસ્પર સેવ્ય સેવક ભાવ હોતો નથી, એ રીતે વિધિ સૂત્ર માટે કાર્ય કરનારી અને સમાન કક્ષાવાળી આ પરિભાષાઓમાં પણ અંગા-ગિભાવ હોતો નથી.

તેથી જ આ પરિ. અને अलोऽन्त्य० તથા आदेःपर० એ સૂત્રોની જ્યાં પ્રવૃત્તિ થતી નથી ત્યાં 'अनेकाल्‌ शित्सर्वस्य' (૧–૧–૫૫) સૂત્રની પ્રાપ્તિ છે, ત્યાં આ પરિ. જેને માનીને સ્થાની સિદ્ધ કરે છે નિર્દિશ્યમાન તે निर्जर+औमां 'जर' એ 'સંપૂર્ણ' ને સ્થાની તરીકે ઘોષિત કરે છે. આ રીતે निर्दिश्यमान० પરિ.થી લભ્ય એવો જ સ્થાની લેવામાં આવે છે, તદન્તવિધિ કે यदागम० પરિ.થી લભ્ય સ્થાની લેવમાં આવતો નથી.

**अकज्विषये**....(પૃ. ૮૮, પં. ૬) આ ન્યાય निर्दिश्य० (પરિ.), अकच्‌ના વિષયમાં લાગતો નથી, જેમ स्थानिवद्भाव થયા પછી આદેશમાં સ્થાનીની બુદ્ધિ કરવામાં આવે છે તે રીતે तन्मध्यपतित० એટલે કે 'મધ્યમાં પતિત (અન્તર્નિવિષ્ટ) આગમ, પણ મૂળ શબ્દના ગ્રહણથી ગૃહીત થાય છે, એ ન્યાયથી अकच्‌થી વિશિષ્ટ 'सर्वक'માં પણ 'सर्व' શબ્દ માટે પ્રયુક્ત થતાં સર્વનામ સંજ્ઞા આદિ કાર્ય થાય છે. તેથી सर्वस्मैની માફક सर्वकस्मै જેવાં રૂપ સિદ્ધ થાય છે. અહીં 'सर्वादीनि सर्वनामानि' જેવાં સર્વનામ સંજ્ઞા વિધાયક સૂત્રમાં 'सर्व' જ નિર્દિશ્યમાન હોઈ, सर्वक વગેરેને એ સંજ્ઞા અને તત્પ્રયુક્ત કાર્ય નહીં એવો આગ્રહ રાખવામાં આવતો નથી.

**इयं चावयव**...(પૃ. ૮૮, પં. ૬). આ પરિ. કેવલ સ્થાન ષષ્ઠીનો વિષય હોય ત્યાંજ પ્રવૃત્ત થતી નથી એમ નહીં પણ અવયવ ષષ્ઠીના વિષયમાં પણ પ્રવૃત્ત થાય છે. દા.ત. 'तदोः सः सावनन्त्योः' (૭–૨–૧૦૬) સૂત્રથી 'त्यद्' આદિ શબ્દોના અવયવીભૂત તકારનો કે દકારનો 'स' થાય છે. અહીં 'तदोः' એ ષષ્ઠી હોવાથી નિર્દિશ્યમાન त्यद्, तद् જે અવયવી તેમના અવયવ 'त्'નો 'स' થાય છે, પણ अतित्यद् (अतिक्रान्तः अतिशयितो वा त्यः)માં अति ઉપસર્ગના 'त्'ના ઠેકાણે 'स' થતો નથી, કારણકે તે (अतिनो त्) નિર્દિશ્યમાન એવા त्यद् આદિનો અવયવ નથી. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે निर्दिश्यमान० પરિ. અવયવ ષષ્ઠીમાં પણ લાગે છે. એ જ રીતે यूयम्, वयम्માં જેમ નિર્દિશ્યમાન युष्मद्, अस्मद् શબ્દના મપર્યન્ત ભાગને यूय અને

वय આદેશ થાય છે, તે अतियूयम् अतिवयम् એવા સોપસર્ગ युष्मद् अस्मद्માં यूय, वय આદેશ થતા નથી.

**પરિ. ૧૩ यत्रानेकविधमान्तर्यं तत्र स्थानत आन्तर्यं बलीयः ॥१३॥**

**ननु चेता....**(પૃ. ૮૮, પૃ. ૧૪) 'चेता' (चि+तास्+डा) પમો ગણ, लुट्, પ્રથમ ભવિષ્ય, તૃ. પુ. એ. વ.માં 'इकार'ના સ્થાનમાં જેમ સ્થાનના સામ્યને કારણે एकार ગુણ થાય છે, તેમ માત્રા સામ્યને કારણે अकार પણ ગુણ થવો જોઈએ, એવી આપત્તિ આવતાં આ પરિ. 'અનેક પ્રકારનાં સાદશ્ય (આન્તર્ય) હોય ત્યારે સ્થાન વિષયક આન્તર્ય વધુ બલવાન ગણાય છે' એવી વ્યવસ્થા કરી આપે છે. આથી 'चि' ધાતુમાં इ અને તેની જગ્યાએ થનાર ગુણદેશ अमां અનુક્રમે તાલુ અને કંઠ એમ ભિન્ન સ્થાન હોવાથી 'अ' નહીં, પણ કંઠ અને તાલુ સ્થાન વાળો 'ए' એવો ગુણરૂપી આદેશ થાય છે.

स्थानेऽन्तर० સૂત્રમાં પુનઃ કરેલું 'स्थाने' ગ્રહણ, 'यत्रानेक०' પરિ. માટે જ્ઞાપક બને છે. અહીં પૂર્વ સૂત્ર 'षष्ठी स्थाने०'માંથી આવતો સપ્તમ્યન્ત 'स्थाने' શબ્દ પ્રસંગ વાચી છે. 'एकवर्णस्थानेऽनेकवर्णानां प्राप्तिः सः प्रसङ्गः'. હવે અહીં બે વાકય કરવાં. (૧) स्थाने अन्तरतमः भवति (૨) स्थानेन यः अन्तरतमः स भवति'. આ બે વાકયોનો અર્થ એવો થાય છે કે સ્થાનીની જગ્યાએ જ્યારે આદેશ થવાનો પ્રસંગ આવે ત્યારે સ્થાની સાથે અત્યન્ત સાદશ્ય ધરાવતો આદેશ કરવો.

**तत्र स्थानतः आन्तर्यम्...** (પૃ. ૯૦, પં. ૪) હવે ગ્રંથકાર આ ચાર આન્તર્યનાં ઉદાહરણ આપે છે. (૧) સ્થાનકૃત આન્તર્ય (સાદશ્ય), દા.ત. सुधी+उपास्यः માં તાલુ સ્થાન ધરાવતા इના સ્થાનવાળો यकार (यण्) થાય છે. (૨) અર્થ કૃત આન્તર્ય, આનું ઉદાહરણ 'पद्दन्नो' સૂત્ર છે. ('पद्–दत्–मास्–नस्–हृद्–निश्–असन्–यूषन्–दोषन्–यकन्–शकन्–उदन्–आसन्–प्रभृतिषु च' (૬–૧–૬૩) આ સૂત્રથી पाद, दन्त, मास, नासिका આદિ શબ્દોના સ્થાનમાં पद्, दत्, मास्, नस् વગેરે આદેશો થાય છે. દા.ત. पाद+अस् (शस्) (દ્વિતીયા વિભક્તિ બ.વ.)માં पादની જગ્યાએ સ્થાની पाद (પગ)ના અર્થને, તથા સ્થાની पादમાં આવેલા વર્ણો જેવું વર્ણ સામ્ય ધરાવતો 'पद्' આદેશ જ થાય છે. અર્થકૃત આન્તર્યનો અહીં બીજો દાખલો પણ આપવામાં આવ્યો છે 'तृज्वत्क्रोष्टुः'. કેટલાકનો મત છે કે 'पद्दन्नोमास्' એ સૂત્રમાં બતાવેલ पद्, दत् આદિ આદેશ નથી પણ સ્વતંત્ર શબ્દ છે, કારણ કે पद्, दत् વગેરે જો આદેશ હોત તો જે જે સ્થાનીની જગ્યાએ થાય છે, તે સ્થાનીઓનો પણ સૂત્રમાં નિર્દેશ થવો જોઈતો હતો, પણ તે થયો નથી, તેથી पद्दन्नो० એ ઉદાહરણ લેવું ન જોઈએ એમ માનીને

અર્થકૃત સાદશ્યનું બીજું ઉદા. तृज्वत्क्रोष्टुः (७–१–९५) આપ્યું છે. આ સૂત્રથી સર્વનામ સ્થાન પ્રત્યયો પર હોય તો क्रोष्टु (શિયાળ) ઉકારાન્ત क्रोष्टुની જગ્યાએ તૃજન્ત (क्रोष्टृ)નું રૂપ મૂકાય છે. હવે तृच् પ્રત્યય ધરાવતાં અનેક રૂપો જેવાં કે दा+तृ (तृच्) दातृ, श्रोतृ કોઈ પણ આદેશ થઈ શકે તેમ છે, છતાં 'શિયાળ' એવો અર્થ ધરાવતા क्रोष्टुના સ્થાનમાં એજ અર્થવાચી તૃજવદ્ રૂપ क्रोष्टृ શબ્દનો આદેશ થાય છે. (૩) ગુણકૃત આન્તર્યઃ– અહીં ગુણ એટલે ધર્મ (બાહ્ય પ્રયત્ન). वाक्+हरिःમાં 'झयो होऽन्यतरस्याम्' (८–४–६२) સૂત્રથી પૂર્વ 'क्'નો સવર્ણ વર્ણ 'ह'ના સ્થાનમાં મૂકાય છે. હવે क्ના સવર્ણ વર્ણો તો ग्, ख्, घ्, ङ् એમ ચાર છે, પણ એક બાજુ સ્થાની ह् અને આદેશ રૂપે થવા આવેલ क् આદિ ચાર વર્ણોમાં આભ્યન્તર પ્રયત્નનું સામ્ય નથી. તેથી બાહ્યપ્રયત્ન સરખાવી જોતાં ह् વર્ણ કે જે ઘોષ, સંવાર, નાદ અને મહાપ્રાણ છે, તેની જગ્યાએ આ ચાર 'घ' વર્ણ જ ઘોષ, સંવાર આદિ ધર્મકૃત સામ્ય ધરાવે છે, તેથી 'ह'ના સ્થાને 'घ्' જ આદેશ થાય છે, અને वाग्घरिः રૂપ બને છે. (૪) પ્રમાણકૃત આન્તર્ય દા.ત. 'अदसोऽसेर्दादुदोमः (८–२–८०) સૂત્રથી અસન્ત अदस् શબ્દના द કારના સ્થાનમાં 'म्' અને તેની પછીના આવેલા હ્રસ્વના સ્થાનમાં હ્રસ્વ उ તથા દીર્ઘના સ્થાનમાં દીર્ઘ ऊ મૂકાય છે. તેથી अदस्+औ, अद+औ, अदौમાં दનો म તથા औની માત્રા દ્વિમાત્રા દીર્ઘ હોવાથી, દીર્ઘ એવો 'ऊ' આદેશ થાય છે અને આખરે 'अमू' જેવાં રૂપો બને છે.

**પરિ. ૧૪** अर्थवद्ग्रहणे नानर्थकस्य ॥१४॥

'प्राद् ऊह–ऊढ–ऊढि–एष–एष्येषु' એ વાર્તિકથી, 'प्र' ઉપસર્ગ પછી ऊह, ऊढ આદિ શબ્દો આવે ત્યારે પૂર્વાપર ના સ્થાનમાં વૃદ્ધિરૂપ એકાદેશ થાય છે. તેથી प्र+ऊढ જેવા સ્થલમાં વૃદ્ધિ થતાં प्रौढः એવું રૂપ બને છે. હવે અહીં પ્રશ્ન થાય છે કે 'प्र+ऊढवान्'માં ऊढवान् (वहनुं कर्तरि ભૂ કૃ.પું.પ્ર.એ.વ.) પણ 'ऊढ' અંશ આવેલ છે, તો ઉપર્યુક્ત વાર્તિકથી વૃદ્ધિરૂપ એકાદેશ થતાં प्रौढवान् એવી સંધિ થવી જોઈએ, એના સમાધાનરૂપે આ પરિ. છે.

હવે આ પરિ. હોવાથી 'અર્થયુક્ત શબ્દનું ગ્રહણ હોય ત્યાં અનર્થક શબ્દનું ગ્રહણ શકય ન થતાં 'प्रादूहो' વાર્તિકમાં 'ऊढ' (वह्+क्त, वह कर्मणि ભૂ.કૃ.નું) એજ સાર્થક શબ્દનું ગ્રહણ થાય છે, પણ 'ऊढवान्'નો એકાદેશ 'ऊढ' અનર્થક છે તેથી વૃદ્ધિ થતી નથી.

**विशिष्टरूपोपादाने...**(પૃ. ૯૦, પં. ૧૫) કોઈ સૂત્ર કે વાર્તિકની અંદર વિશિષ્ટ શબ્દનું ઉચ્ચારણ હોય ત્યારે તે શબ્દ સાથે અર્થ પણ ઉપસ્થિત થાય છે. શાસ્ત્રમાં શબ્દનું પ્રાધાન્ય હોવાથી તે વિશેષ્ય બને છે, અને અર્થ વિશેષણ બને છે. તેથી अर्थवत (અર્થવાળું) એવું શબ્દ સ્વરૂપ એવો જે અન્વિત અર્થ નીકળે

છે, ત્યારે તેવા અન્વિત કે સંબદ્ધ અર્થનો ત્યાગ થઈ શકતો નથી. એ બાબત જ આ પરિભાષામાં મૂળ હોવાથી આ પરિ. યુક્તિસિદ્ધ પરિ. પણ છે.

**अत्रार्थः कल्पितः**...(પૃ. ૯૦, પં. ૧૬) લોક વ્યવહારમાં કેવલ પ્રકૃતિ કે કેવલ પ્રત્યયનો કોઈ પણ ઠેકાણે ઉપયોગ થતો નથી, પણ પ્રકૃતિ તથા પ્રત્યય મળીને તે અખંડ (ટુકડા પાડ્યા વગરનો) અર્થ ઉપસ્થિત થાય છે. આ વિષે અન્વય વ્યતિરેક ભાવની કલ્પના કરવામાં આવી છે. વ્યાકરણ શાસ્ત્રમાં પ્રત્યેક પ્રકૃતિ અને પ્રત્યેક પ્રત્યયનો જુદો જુદો અર્થ કલ્પિત હોય છે. 'प्रादूहो०' વાર્તિકમાં 'ऊढ' બોલાતાં (वह्+त)માં, પ્રકૃતિ 'वह्'નો અર્થ 'વહન કરવું' અને 'त'નો કર્મણિ ભૂત કૃ. એવો અર્થ ઉપસ્થિત થાય છે. 'तत्सत्त्वे तत्सत्त्वम्' (અન્વય) અને તેવા પ્રકૃતિ કે પ્રત્યય ન હોય ત્યારે એવો અર્થ ઉપસ્થિત થતો નથી (તદભાવે તદભાવઃ) (વ્યતિરેક). अश्व એ શબ્દ ઉચ્ચારતાં 'ઘોડો' એવો અર્થ, अश्व શબ્દ સાથે જોડાયેલો હોય છે, અને अश्व એ શબ્દ ઉચ્ચારાયેલો ન હોય તો 'ઘોડો' એવો અર્થ આવતો નથી. આથી લોક વ્યવહારમાંની જેમ શાસ્ત્રમાં પણ જે અર્થ અન્વય–વ્યતિરેકથી કલ્પિત હોય તે જ લેવાય છે. તેથી રીતે અહીં ऊढ જ લેવાય છે, પણ ऊढवत्માં આવેલ ऊढ એ ભાગનો કોઈ જ અર્થ ન હોવાથી ત્યાં प्रादूहो० સૂત્રથી વૃદ્ધિ થતી નથી (તેથી 'प्र ऊढवान्'માં આખરે ગુણ થતાં प्रोढवान् રૂપ બને છે).

**इयं वर्णग्रहणेषु न**...(પૃ. ૯૦, પં. ૧૯). આ ચર્ચા પછી નાગેશ આગળ વધતાં એમ કહે છે કે જે સૂત્રોમાં વર્ણ કે અલ્નું ગ્રહણ થયું હોય ત્યાં આ અર્થવદ્ પરિ. પ્રવૃત્ત થતી નથી. જો આમ ન કહેવામાં આવે તો એક આપત્તિ આવે છે. દા.ત. 'મધ્વરિઃ'માં 'इको यणचि' સૂત્રથી इक्ના સ્થાનમાં यण् થાય એ રીતનો અર્થ કરતાં મધુમાં ના 'उ'નો કોઈ અર્થ નથી. (મધુનો અર્થ 'મધ' ભલે હોય). એજ રીતે આવા એક બીજા ઉદાહરણ દા.ત. भवतु+इतिમાં इक् જે उ તે અનર્થક છે, તો यण् થઈ શકશે નહીં, એ જ રીતે 'अत इञ्' (૪–૧–૯૫) સૂત્રથી 'अस्य अपत्यम् इः'માં 'વિષ્ણુ' એવા અર્થવાચક 'अ' શબ્દને તો અપત્યાર્થક 'इञ्' પ્રત્યય થઈ શકે પણ दक्षस्यापत्यं दाक्षिः'માં 'दक्ष' શબ્દ ભલે અર્થવાન્ હોય પણ 'दक्ष'માં 'क्ष'નો 'अ' અર્થવાન્ નથી તો 'इञ्' પ્રત્યય થઈ શકશે નહીં અને તેથી दाक्षिः રૂપ બની શકશે નહીં. તેથી નાગેશ કહે છે કે આ અર્થવદ્ પરિ. વર્ણગ્રહણમાં પ્રવૃત્ત થતી નથી.

આથી જ પ્રાચીન વૃદ્ધો ભટ્ટોજી દીક્ષિત જેવા કહે છે કે જ્યાં વર્ણાનુપૂર્વી વિશિષ્ટ (વર્ણસમુદાયરૂપ) શબ્દ સ્વરૂપનું ગ્રહણ હોય ત્યાં જ અર્થવદ્૦ પરિ. લાગે છે.

**एतन्मूलकमेव**...(પૃ. ૯૦, પં. ૨૧). વર્ણના ગ્રહણમાં આ પરિ. પ્રવૃત્ત થતી નથી એ વિચારના આધાર ઉપર જ 'येन विधिस्तदन्तस्य (૧–૧–૭૨) સૂત્ર

ઉપરના ભાષ્યમાં 'अलैवानर्थकेन तदन्तविधिः' એવું વાર્તિક કરવામાં આવ્યું છે. આ વાર્તિકનું તાત્પર્ય છે કે 'જ્યાં કોઈ અલ્ કે વર્ણ, અર્થ ન ધરાવતો હોય તે ઠેકાણે 'યેન વિધિ' સૂત્રથી તદન્ત વિધિ થાય છે, પણ અનર્થક વર્ણ સમુદાયને તદન્ત વિધિ થતી નથી દા.ત. अतो भिस ऐस् (૭-૧-૯) અકાર પછીના 'भिस्' પ્રત્યયનો 'ऐस्' થાય છે' એમ કહેવાનો કોઈ અર્થ નથી, (તેથી रामैः આદિ રૂપોની સિદ્ધિ થઈ શકશે નહીં) એથી આવાં સ્થળોમાં તદન્ત વિધિ થતાં 'અકારાન્ત અંગ પછીના 'भिस्'નો 'ऐस्' થાય છે એવો અર્થ થતાં रामैः આદિ રૂપની સિદ્ધિ થાય છે.

येनविधिस्तदन्तस्य० સૂત્ર ઉપર પઠિત अलैवानर्थकेन०' એ વાર્તિકથી સિદ્ધ થાય છે કે વર્ણના નિર્દેશમાં 'अर्थवत्' પરિ.ની પ્રવૃત્તિ થતી નથી. પણ જ્યાં અર્થવાન્, વર્ણાનુપૂર્વીથી વિશિષ્ટ શબ્દ સ્વરૂપનું ગ્રહણ થયેલું હોય ત્યાં જ આ પરિ. લાગે છે. દા.ત. 'इन्हन्पूषार्यम्णां शौ' (૬-૪-૧૨) સૂત્રથી થતો દીર્ઘનો નિષેધ 'वृत्रहणौ'માં થઈ શકે છે, કારણ કે वृत्र+हन्માં हन् (મારનાર) ભાગ સાર્થક વર્ણ સમુદાય છે, તેથી તદન્તવિધિ થતાં वृत्रहन् એ હન્નન્ત છે, પણ प्लीहन् (બરોળ)માં નો हन् ભાગ કોઈ અર્થ ધરાવતો નથી તેથી 'इन्हन्' સૂત્રની प्लीहानौમાં પ્રવૃત્તિ થતી નથી.

આ બધાનો સારાંશ એ છે કે જ્યાં સૂત્રમાં અલ્ કે વર્ણનું ગ્રહણ થયેલું હોય ત્યાં આ પરિ. લાગતી નથી. પણ જ્યાં અર્થવાન્ અને વર્ણાનુપૂર્વીથી વિશિષ્ટ શબ્દ સ્વરૂપનું ગ્રહણ થયેલું હોય ત્યાં જ આ પરિ. લાગે છે.

આ પરિ.ના અસ્તિત્વને 'स्वं रूपं शब्दस्याशब्दसंज्ञा' (૧-૧-૬૮) સૂત્ર દ્વારા સિદ્ધ કરવામાં આવે છે. એમાં 'स्वम्'થી (પોતાનો) 'અર્થ' લેવામાં આવે છે. અને रूप શબ્દથી શબ્દનું સ્વરૂપ લેવામાં આવે છે. અહીં 'અર્થ' શબ્દસ્વરૂપનું વિશેષણ બને છે વિશેષ્ય નહીં, કારણકે શાસ્ત્રીય કાર્ય અર્થને નહીં પણ શબ્દને થાય છે.

તેથી स्वं रूपम् સૂત્રનો અર્થ સ્પષ્ટ થાય છે કે જ્યાં સૂત્રમાં એકાદ શબ્દનું ગ્રહણ કરીને તે શબ્દને કોઈ કાર્ય કરવાનું બતાવ્યું હોય તેજ ઠેકાણે તે અર્થ વિશિષ્ટ શબ્દ સ્વરૂપનું ગ્રહણ થાય છે. આ પરિભાષા પણ એજ કહે છે, માટે જ આ પરિ., स्वं रूपं० સૂત્ર ઉપરથી સિદ્ધ થયેલી સૂત્રસિદ્ધ વાચનિકી પરિ. છે.

પરિ. ૧૫ गौणमुख्ययोर्मुख्ये कार्यसम्प्रत्ययः ॥१५॥

**नन्वेवमपि अमहद्भूतश्चन्द्रमाः**...(પૃ. ૯૨, પં. ૬) હવે એક પ્રશ્ન થાય છે કે 'अर्थवद्ग्रहणे नानर्थकस्य ग्रहणम्' એ પરિભાષાનો સ્વીકાર કરવામાં આવતાં अमहान् महान् भूतः' इति महद्भूतः (चन्द्रमाः) એટલે કે 'જે (અસલમાં) તો મોટો

નથી પણ મોટા જેવો થઈ ગયો છે એવા અર્થને ધરાવનાર महद् भूतः એ 'च्वि' પ્રત્યયવાળા પદમાં महद् એ શબ્દ સ્વરૂપ અર્થવાન્ હોવાથી અને તેને भूतः એ પદ સાથે સમાન અધિકરણના (સરખી વિભક્તિ પ્રથમા–) હોવાથી 'आन्महतः समानाधिकरणजातीययोः' (૬–૩–૪૬) સૂત્રથી महत्‌ના 'त्'નો આ થવો જોઈએ, અને તેમ થતાં વાસ્તવિક महद्भूतःને બદલે महाभूतः એવું અનિષ્ટરૂપ થવાનો પ્રસંગ આવશે, તે પરિસ્થિતિમાં આ પરિભાષા વ્યવસ્થા કરી આપે છે.

હવે આ પરિ. આવતાં તે આપત્તિ દૂર થાય છે, કારણ કે કોઈ સૂત્રથી થતું શાસ્ત્રીય (પ્રકૃતમાં आत्व) કાર્ય, ગૌણ અને મુખ્યમાંથી મુખ્યાર્થવાચક શબ્દમાં થાય છે. महद्भूतश्चन्द्रमाःમાં ચંદ્ર વસ્તુતઃ વિશાળ નથી, મોટો નથી પણ તેમાં મહત્ત્વ–મોટાપણાનો આરોપ થયો છે. તેથી અહીં 'महत्' શબ્દનો વાસ્તવિક રીતે મોટા એ મુખ્ય અર્થમાં પ્રયોગ થયો નથી, પણ ગૌણ અર્થમાં પ્રયોગ થયો છે. તેથી આ પરિ.ને લીધે શાસ્ત્રીય आत्व રૂપ કાર્ય થતું નથી.

આ પરિભાષામાં પ્રયુક્ત થયેલ गौण શબ્દની વ્યુત્પત્તિ गुणाद् आगतः છે. ગુણને લીધે જે અર્થ આવે છે, એટલે કે આરોપિત કરવામાં આવે છે તે અર્થ ગૌણ કહેવાય છે. જેમકે કોઈ મૂર્ખ વેદ બાહ્ય વ્યક્તિ વાહીકને गौर्वाहीकः એમ કહેવામાં આવે છે. બળદમાં જે જડતા અને મંદતા જેવા મળે છે, તેવા ગુણો એ વાહીકમાં પણ મળતા (દેખાતા) હોવાથી તે वाहीक માટે गौः (બળદ) એવો પ્રયોગ થાય છે. આ રીતે 'गो' શબ્દનો મુખ્ય અર્થ બળદ છે, પણ ગૌણ અર્થ વાહીક છે. એ જ રીતે કલંક રહિત ચંદ્રમાં તો મહત્ત્વ છે કારણ કે તે ભગવાન શંકરના મસ્તકે રહે છે, પણ કલંકવાળા ચંદ્રમાં તો શંકરના મસ્તકે નિવાસ ને લીધે નહીં, પણ પૂર્ણિમા જેવા દિવસે તેના મોટા થયેલા કદને લીધે છે. તેથી महद्भूतश्चन्द्रमाःમાં ચંદ્રમાં દેખાતું મહત્ત્વ આરોપિત (ગૌણ) છે.

**अप्रसिद्धश्च....**(પૃ. ૯૨, પં. ૧૦) આ રીતનો ગુણને લીધે થતો આરોપ લોક વ્યવહારમાં પણ જોવા મળે છે. કોઈ વ્યક્તિનું નામ રામચંદ્ર છે. એ વ્યક્તિ, (રામચંદ્ર એવી સંજ્ઞા (નામ) ધરાવતો સંજ્ઞી) વાસ્તવમાં દશરથ–પુત્ર રામ નથી, છતાં એ કોઈ અપ્રસિદ્ધ વ્યક્તિ, આદર્શ ગુણો જેવા કે પિતાની આજ્ઞાનું પાલન વગેરે ધારણ કરતી હોઈ, તેનામાં પ્રસિદ્ધ એવા દાશરથિ રામના ગુણોનું આરોપણ કરવામાં આવે છે, અને એ રીતે એ વ્યક્તિ (અપ્રસિદ્ધ સંજ્ઞી)નો પણ 'રામચંદ્ર એ નામથી વ્યવહાર થાય છે.

હવે ગૌણ અને મુખ્ય એમ બે અર્થમાં 'गौण' પદના વિષે થોડી સમજણ આપી મુખ્ય અર્થની સમજણ આપતાં અહીં ગ્રંથકાર નાગેશ કહે છે કે જેમ

શરીરનાં બધાં જ અંગોમાં મુખ પ્રધાન હોવાથી મુખ્ય છે, એ રીતે એક શબ્દના બે કે તેથી વધુ થતા અર્થોમાં જે પ્રધાન અર્થ હોય છે તે મુખ્ય કહેવાય છે. તેથા જ્યાં કોઈ મુખ્યાર્થ વાચક શબ્દનો ગૌણ અર્થમાં પ્રયોગ કરવામાં આવે છે, ત્યારે મુખ્યમાં રહેનાર ગુણોનો આરોપ કરીને તેવો પ્રયોગ કરવામાં આવે છે.

**एवं चाप्रसिद्धत्वम्** (પૃ, ૯૨, પં. ૧૨) આ પ્રસ્તુત પરિભાષામાં 'ગૌણ' પદથી (૧) અપ્રસિદ્ધ અર્થ (૨) ગૌણ લાક્ષણિક એટલે કે અમુક જડતા મંદતા જેવા ગુણોને લીધે લક્ષણા (શક્તિ) વૃત્તિ જેમાં પ્રવર્તે છે તે ગૌણ લાક્ષણિક અર્થ લેવામાં આવે છે. આ સિવાયનું અન્યગૌણત્વ અહીં સમાવિષ્ટ થતું નથી. તેથીજ प्रियत्रयाणाम् જેવા ઉદાહરણમાં प्रियाः त्रयः येषां, तेषाम्, प्रियत्रयाणाम्માં प्रिय+त्रि+आम् માં त्रेस्त्रयः' (૬/૩/૪૮) સૂત્રથી त्रिના સ્થાને त्रयादेश થઈ શકે છે; બાકી તો प्रियत्रयाणाम् એ બહુવ્રીહિ સમાસવાળા સ્થલમાં અન્યપદાર્થ પ્રધાન હોવાથી, અને त्रि શબ્દ ઉપસર્જનીભૂત (ગૌણ) હોવાથી, અને પ્રસ્તુત गौणमुख्ययोः એ પરિ. કે ન્યાય હોવાથી, ગૌણ 'त्रि' પદના સ્થાનમાં त्रयादेश' થઈ શકે નહી, પણ હવે નાગેશે કહ્યા પ્રમાણે અપ્રસિદ્ધત્વ રૂપ અને ગૌણ લાક્ષણિકત્વ રૂપજ ગૌણત્વ આ પરિ.માં ગૌણ પદથી અભિપ્રેત હોવાથી કોઈ વાંધો આવતો નથી એટલે કે प्रियत्रि જેવા ગૌણ ઉપસર્જનીભૂત સ્થળમાં પણ ત્રયાદેશ થાય છે.

**किं चायं न्यायः**...(પૃ. ૯૨, પં. ૧૬), આ પરિ.ની ચર્ચામાં આગળ વધતાં નાગેશ જણાવે છે તેમ આ કે गौणमुख्य ન્યાય (કે પરિ.) પ્રાતિપદિકને લગતા કોઈ કાર્યમાં લાગતો નથી; પણ કોઈ વિશેષ અર્થનો બોધ કરાવનાર વર્ણાનુપૂર્વીથી વિશિષ્ટ શબ્દ સ્વરૂપને ઉદ્દેશીને કોઈ શાસ્ત્રીય કાર્ય જેમાં કરવાનું છે તે પદકાર્યમાં જ આ ન્યાય કે પરિ. લાગે છે.

અહીં પ્રાતિપદિક કાર્ય અને પદકાર્ય વિષે પણ થોડો વિચાર આવશ્યક છે. गौणमुख्ययोर्मुख्ये कार्यसंप्रत्ययःમાં આવેલ कार्य શબ્દનો અર્થ 'પ્રાતિપદિકકાર્ય' નહીં, પણ 'પદકાર્ય' એવો અર્થ નાગેશના મતે છે. કોઈ અર્થવાન શબ્દસ્વરૂપ (મૂળ શબ્દ)ને સ્ત્રીપ્રત્યય કે વિભક્તિ પ્રત્યય લગાડતી વખતે પાણિનિનાં સૂત્રો પ્રમાણે જે કાર્ય થાય તે પ્રાતિપદિક કાર્ય છે. દા. ત. गौः' માં गो શબ્દને–પ્રાતિપદિકને 'सु' (પ્રથમા વિ૦ એ. વ.)નો પ્રત્યય લગાડતાં गोतो णित् (૭/૧/૯૦) સૂત્રથી ણિજ્વદ્ભાવ, અને વૃદ્ધિ રૂપ કાર્ય તે પ્રાતિપદિક કાર્ય છે, જ્યારે એક વખત પ્રાતિપાદિકને વિભક્તિ પ્રત્યય લગાડ્યા પછી, હવે ભાષા કે લોકવ્યવહારમાં પ્રયોગ માટે લાયક એ પદ તૈયાર થઈ જતાં, તેવા પદનો બીજાપદ (પદાન્તર) સાથે સંબંધ કરવામાં આવતાં, તે મૂળ પદને પાણિનિ સૂત્ર પ્રમાણે જે કાર્ય થાય તે

પદકાર્ય કહેવામાં આવે છે. દા. ત. अग्नीषोमौ. અહીં अग्निश्च सोमश्च इति अग्नीषोमौમાં અગ્નિ અને સોમ એ બે પ્રસિદ્ધ દેવતા વાચક પદોનો દ્વન્દ્વ સમાસ કર્યા પછી ईदग्नेः सोमवरुणयोः (૬/૩/૨૭) સૂત્રથી થતું અગ્નિમાં દીર્ઘ ईत्व અને अग्नेःस्तुत्स्तोमसोमाः (૮/૩/૮૨) સૂત્રથી થતું સોમના સનું ષત્વ કાર્ય એ પદકાર્ય છે.

આચાર્ય નાગેશ, આ પરિ.ની પ્રવૃત્તિ પદકાર્યમાં માને છે, પ્રાતિપદિક કાર્યમાં નહીં. જો આ પરિ. પ્રાતિપાદિક કાર્યમાં પણ લાગે તો गौर्वाहीकःમાં गो એ શબ્દનો ગૌણ અર્થમાં પ્રયોગ કરેલ હોવાથી 'गोतो णित्' સૂત્રથી પ્રવૃત્ત થતો ણિજ્વદ્ભાવ અને વૃદ્ધિ કાર્ય, આ પરિ,ની પ્રવૃત્તિને લીધે રોકાઈ જશે; તો गौः રૂપ જ બની શકશે નહીં પણ કેવલ (गो+सु) गोः તેવું રૂપ બનશે.

**परिनिष्ठितस्य**....(પૃ. ૯૪, પં. ૧) અહીં गौर्वाहीकःમાં गो શબ્દથી વિભક્તિ પ્રત્યય લાવીને તેનો वाहीक એ બીજા પદ સાથે અન્વય કે સંબંધ થયા સિવાય 'गो' શબ્દ ગૌણાર્થમાં પ્રયોજાયેલો છે તે જાણી શકાતું નથી, માટે પ્રાતિપાદિક સંસ્કાર કરતી વખતે મૂળ 'गो' પ્રાતિપદિકને सु પ્રત્યય લાવીને (એ રીતે સંસ્કાર કરીને), તે गो પ્રાતિપાદિકને થતું વૃદ્ધિરૂપ કાર્ય અન્તરંગ હોવાથી, તે કાર્ય પ્રથમ થઈ જાય છે. એ કાર્યનો બાધ થઈ શકતો નથી. હવે એકવાર આવું गौः રૂપ થઈ જતાં, પછી તેને वाहीकની સાથે જોડતાં गौः પદ ગૌણ (गो સદૃશ અર્થ વાચક) બનવા છતાં जातकार्यं न निवर्तते' (એકવાર જે કાર્ય થઈ ગયું તે નિવૃત્ત થતું નથી) ન્યાયથી 'ણિજ્વદ્ભાવ' કે વૃદ્ધિકાર્યની નિવૃત્તિ થતી નથી.

**श्वशुरसदृश**...(પૃ, ૯૪. પં. ૩) श्वशुरसदृशस्य अपत्यं श्वाशुरिः–સસરા જેવી એટલે કે કોઈ કાકા સસરા જેવી વ્યક્તિનો પુત્ર તે श्वाशुरिः કહેવાય છે. 'श्वशुर'નો મુખ્ય અર્થ સસરો એમ થાય છે અને તેનો ગૌણાર્થ સાક્ષાત્ સસરો ન હોય પણ તેવા કોઈ કૌટુંબિક સંબંધથી કે ગામના સંબંધથી માનવામાં આવેલ કોઈ श्वशुर તેનો પુત્ર श्वाशुरिः એમ કહેવામાં આવે છે. અહીં श्वशुरस्य अपत्यम्માં 'अतइञ्' (૪/૧/૯૫) સૂત્રથી અપત્ય અર્થમાં इञ् પ્રત્યય થતાં, અને આદિ સ્વરની વૃદ્ધિ થતાં श्वाशुरिः રૂપ બને છે. હવે આ સ્થાને પ્રશ્ન થાય છે કે 'अत इञ्' સૂત્રથી અકારાન્ત પ્રાતિપાદિકને થતો 'इञ्' પ્રત્યય ગૌણાર્થ વાચક અકારાન્ત પ્રાતિપદિક श्वशुर શબ્દને થવો ન જોઈએ, કારણ કે પ્રસ્તુત 'गौणमुख्ययोः'ની પ્રવૃત્તિ થશે. આના જવાબમાં એ કહ્યું છે કે અહીં 'ગૌણમુખ્ય' ન્યાય લાગતો નથી. આ ન્યાય તો જે સૂત્ર દ્વારા આનુપૂર્વીથી વિશિષ્ટ રૂપને અમુક પ્રત્યય થતો હોય ત્યાં લાગે છે. 'अत इञ्' સૂત્રમાં એવા કોઈ આનુપૂર્વી વિશિષ્ટ પદનો નિર્દેશ નથી. હા,

नडादिभ्यः फक् (४/१/९९) नड વગેરે શબ્દોને फक् પ્રત્યય થાય છે એમ કહેનાર આ સૂત્રમાં न्+अ++ड्+अ એવો આનુપૂર્વી (વર્ણ–ક્રમ) નો નિર્દેશ છે. જ્યારે 'अत इञ्'માં એવો કોઈ નિર્દેશ નથી. તેથી गौणमुख्य० ન્યાયની પ્રવૃત્તિ થતી નથી; અને તેથી श्वाशुरिः રૂપ બનવામાં કોઈ વાંધો આવતો નથી.

'अत इञ्'માં જો કે સામાન્ય રૂપે પ્રાતિપાદિકનો સંકેત છે, છતાં તે પ્રાતિપદિક પદથી પ્રાતિપદિક વાચ્ય दक्ष, दशरथ જેવા અર્થવાન્ શબ્દોજ લેવામાં આવે છે, આનુપૂર્વી નહીં. પ્રાતિપદિક કહેવાથી કોઈ વર્ણાનુપૂર્વી વિશિષ્ટ ચિત્ર સામે આવતું નથી, તેથી 'अत इञ्'ના વિષયમાં गौणमुख्य ન્યાયની પ્રવૃત્તિ થતી નથી.

**निपात०**...(પૃ. ૯૪, પં. ૬) હવે પ્રશ્ન થાય છે કે જો પ્રાતિપદિકપદ સામાન્ય પ્રાતિપદિકનું પ્રતિપાદક છે તો નિપાતપદ પણ સામાન્ય નિપાતનું વાચક છે, અહીં નિપાતના સંદર્ભમાં કોઈ વિશિષ્ટ આનુપૂર્વીનો નિર્દેશ નથી તો આ गौणमुख्य० એ ન્યાય લાગશે નહીં. એના જવાબમાં અહીં કહે છે કે જે સૂત્રમાં निपात પદનું ઉપાદાન છે, ત્યાં આ गौण. ન્યાય પ્રવૃત્ત થાય છે કારણ કે નિપાતપદ 'चादयोऽसत्त्वे' (१/४/५७) સૂત્ર પ્રમાણે च આદિનું વાચક છે તેથી નિપાતપદના ઉપાદાનમાં च આદિ અર્થની ઉપસ્થિતિ થાય છે, અને चादि નામનો એક ગણ હોવાથી બધા જ च, वा, ह આદિ નિપાતો ઉપસ્થિત થાય છે. આ રીતે 'निपात' એ પદ પણ કોઈ વિશેષ અર્થના ઉપાદાનમાં સમર્થ છે.

अगौः गौः अभवत् इति गोऽभवत् (બળદ જેવો થયો) એવા ગૌણાર્થક च्वि પ્રત્યયવાળા गो+अभवत् રૂપમાં च्विनो સર્વાપહારી લોપ થયા પછી च्वि અન્તવાળા 'गो'ની ऊर्यादिच्विडाचश्च (१।४।६१) સૂત્રથી ગતિ સંજ્ઞા દ્વારા નિપાત સંજ્ઞા થશે. અને 'ओत्' (१/१/१५) સૂત્રથી પ્રગૃહ્ય સંજ્ઞા અને प्लुतप्रगृह्या अचि नित्यम् (६/१/२२५) સૂત્રથી પ્રકૃતિભાવ થતાં गोऽभवत् પૂર્વરૂપ સંધિ થઈ શકશે નહીં, આ અનિષ્ટાપત્તિ થશે. આનો જવાબ એ છે કે चादयः આદિ સૂત્રમાં च वा આદિ આનુપૂર્વી વિશિષ્ટ પદ છે તેથી આ गौणमुख्य લાગશે. તેથી નિપાત સંજ્ઞા ન થતાં પૂર્વરૂપ એકાદેશ સંધિ થતાં આખરે गोऽभवत रૂપ બનશે, તેથી કોઈ અનિષ્ટાપત્તિ થતી નથી.

**अग्नीषोमौ माण०**...(પૃ. ૯૪ પં. ૯) अग्नीषोमौ माणवकौ (અગ્નિ અને સોમ જેવા બે બટુકો)માં अग्निश्च सोमश्च આ વિગ્રહમાં દ્વન્દ્વ (દેવતા–દ્વન્દ્વ) સમાસ કર્યા પછી, મુખ્ય દેવઅર્થના વાચક अग्नि અને सोम હોવાથી 'ईदग्नेः सोमवरुणयोः' (६–३–२७) સૂત્રથી ईत અને 'अग्नेः स्तुत्स्तोमसोमाः' (८–३–८२) સૂત્રથી ષત્વ

થતાં 'अग्नीषोमौ રૂપ તૈયાર થાય છે. તે પછી તે અગ્નિ અને સોમ જેવા બે માણવક એમ સાદશ્ય (ગૌણલાક્ષણિકત્વ)નો બોધ કરવામાં આવે છે. હવે અહીં अग्नीषोमौ माणवकौ માં गौणमुख्य ન્યાય પ્રવૃત્ત થતાં પ્રધાન એવા અગ્નિ અને સોમમાં ईत्व અને षत्व થાય, પણ ગૌણ અર્થવાચક अग्नीषोमौ माणवकौમાં ईत्व અને ષત્વ ન થવાં જોઈએ એવો પ્રશ્ન થાય છે, પણ તેનું સમાધાન એ છે કે અહીં સાદશ્યનો અર્થ આવે તે પહેલાંજ अग्नीषोमौમાં સમાસ થઈ ગયો હોવાથી, अग्नि+सु, सोम+सु એ પ્રાતિપદિક અવસ્થામાંજ, અન્તરંગ હોવાથી પહેલાં ईत्व અને षत्व થઈ જાય છે. સાદશ્ય અર્થ તો એ પછી આવતો હોવાથી બહિરંગ છે તેથી સાદૃશ્ય અર્થ આવતાં પહેલાં એકવાર થઈ ગયેલાં ईत्व અને षत्व નિવારી શકાય તેમ નથી.

હા, અહીં દ્વન્દ્વ સમાસ કરતાં પહેલાંજ अग्नि અને सोम પદની 'અગ્નિસદૃશ અને સોમ સદશ એવી ગૌણ લક્ષણા કરીને પછી એ બે પદોનો દ્વન્દ્વ સમાસ કરવામાં આવે તો, આ દ્વન્દ્વ પ્રસિદ્ધ દેવતા વાચક' અગ્નિ–સોમ' પદમાં થયેલો ન હોવાથી ईत्व અને षत्व કાર્ય, गौणमुख्य ન્યાય ને લીધે ન થતાં अग्निसोमौ એવુંજ શબ્દ સ્વરૂપ રહે છે. (કારણકે અહીં બે માણવક માટે अग्नि અને सोम શબ્દનો દ્વન્દ્વ થાય એ વખતે ગૌણ લાક્ષણિક છે; અને સમાસ પછી તે અપ્રસિદ્ધાર્થક છે)

**गाम्पाठय**...(પૃ. ૯૪. પં. ૧૪) આ બળદને ભણાવો (આ બળદ જેવા માણસને ભણાવો). અહીં જો કે 'गाम्पाठय'માં કર્મસંજ્ઞા કરવા માટે गो શબ્દને વિભક્તિ લાગે તે જ સમયે પાઠન ક્રિયાની સાથે અન્વય કરવો આવશ્યક છે, પરંતુ મુખ્ય गो પદાર્થનો પાઠન ક્રિયાસાથે અન્વય થવો અશકય છે. તેથી વિભક્તિ લાગે એજ સમયે અહીં गो શબ્દને ગૌણાર્થક માનવો અનિવાર્ય છે. હવે પ્રધાન એવા गो શબ્દને औतोऽम्शसोः (૬–૧–૯૩) સૂત્રથી થતું आत्व, गौणमुख्य ન્યાયથી ગૌણાર્થક गो 'શબ્દમાં રોકાઈ જતાં गाम् એવું રૂપ બની શકશે નહીં. તો બીજીબાજુ ભાષામાં વિભક્તિ રહિત કોઈપણ શબ્દ (કે પદ)નો પ્રયોગ થઈ શકતો ન હોવાથી (अपदं न प्रयुञ्जीत) અને તેવા પદ સમૂહ રૂપ વાકયનો પ્રયોગ કર્યા સિવાય શ્રોતાને ગૌણાર્થનો બોધ થઈ શકતો ન હોવાથી, એટલે કે પ્રયોક્તાની પોતાની બુદ્ધિમાં ગૌણતાની ઉપસ્થિતિ હોવા છતાં શ્રોતાને તો પરિનિષ્ઠિત (सिद्ध એવું गाम्) રૂપ સંભળાયા પછી જ ગૌણાર્થનો બોધ થાય છે. પણ એ પહેલાં ગૌણાર્થનો બોધ થતો નથી, એ પરિસ્થિતિમાં ત્યાં गौणमुख्य० ન્યાય પ્રવૃત્ત ન થતાં, औतोऽम्शसोःથી થતા 'આત્વ'ને રોકી શકાય તેમ નથી.

**अत्वं त्वं**...(પૃ. ૯૬. પં. ૧) આ પરિ. પદકાર્યમાંજ પ્રવૃત્ત થાય છે પણ પ્રાતિપદિક કાર્યમાં થતી નથી. એ માટે નાગેશ ભાષ્યકારે આપેલ ત્રણ ઉદાહરણો નોંધે છે. (૧) अत्वं त्वं सम्पद्यते (૨) अमहान् महान् भूतः (૩) अत्वं त्वं भवति इति त्वद्भवति આ ભાષ્યપ્રયોગોમાં ભાષ્યકારે (૧) त्वं' માં त्वाहौ सौ (૭–૨–૯૪) સૂત્રથી त्व આદેશ (૨) महान्भूतः માં सान्तमहतः संयोगस्य (૬–૪–૧૦) સૂત્રથી દીર્ઘ (૩) त्वद्भवतिમાં प्रत्ययोत्तरपदयोश्च સૂત્રથી त्व આદેશ, ગૌણાર્થક હોવા છતાં કરેલ છે. આ બાબતને જરા વિસ્તારથી વિચારીએ તો (૧) अत्वं त्वं सम्पद्यतेમાં 'તે તું થઈ શકે તેમ નથી' એટલે કે તે માણસ તારા જેવો ત્વત્સદૃશ થઈ શકે તેમ નથી, અહીં त्वम् રૂપ 'ત્વત્સ-દૃશ' એ ગૌણાર્થનું વાચક છે. હવે આ પરિ. પ્રાતિપદિક કાર્યમાં પ્રવૃત્ત થાય છે એમ માનવામાં આવે તો મુખ્યાર્થ વાચક युष्मद् શબ્દને લાગતાં પાણિનીય સૂત્ર त्वाहौ सौ (૭–૨–૯૪), ङेप्रथमयोरम् (૭–૧–૨૮) સૂત્રો અહીં ગૌણાર્થ (સાદૃશ્ય) વાચક युष्मद् શબ્દમાં પ્રવૃત્ત ન થતાં त्वम् એવું રૂપ થઈ શકે નહીં પણ ભાષ્યકારે તો अत्वं त्वं सम्पद्यते એવો વાક્ય પ્રયોગ કરતી વખતે त्व આદેશ કરીને त्वम् એવો પ્રયોગ કરેલો છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે गौणमुख्य આ ન્યાય, પ્રાતિ-પદિક કાર્ય त्व, अम् આદેશ કરતી વખતે લાગતો નથી.

એ જ રીતે ભાષ્યના अमहान् महान् भूतः અર્થાત્ મોટો ન હોવા છતાં મોટા જેવા થયેલો' એ વાક્યમાં महत् એ શબ્દ ગૌણાર્થવાચક છે. આમ હોવાથી 'सान्त-महतः' સૂત્ર ગૌણાર્થવાચક महत् શબ્દને લાગુ પડી શકે નહીં, અને महत् શબ્દની ઉપધાનો દીર્ઘ એટલે કે આ થઈ શકે નહીં. છતાં ભાષ્યકારે 'अमहान् महान् भूतः' એવો વાક્ય પ્રયોગ કરેલ છે, તે ઉપરથી સિદ્ધ થાય છે કે गौणमुख्य ન્યાય પ્રાતિપદિક કાર્યમાં લાગતો નથી, પણ પદકાર્યમાં લાગે છે.

એજ રીતે ભાષ્યના त्वद्भवति એ ત્રીજા ઉદાહરણમાં 'જે તું નથી, તે તું થાય છે'માં युष्मद्+सु+च्वि+भवतिમાં युष्मद् એ ગૌણાર્થવાચક એટલે કે ત્વત્સદૃશ એ અર્થનું વાચક પ્રાતિપદિક હોવા છતાં પણ प्रत्ययोत्तरपदयोश्च (૭–૨–૯૮) સૂત્ર પ્રમાણે युष्मद्‌ના મપર્યન્ત સ્થાનમાં 'त्व' આદેશ કરીને त्वद्भवति એવો પ્રયોગ ભાષ્યકારે કરેલો છે. આ રીતે ભાષ્યકારે આપેલાં આ ત્રણ ઉદાહરણો ઉપરથી સ્પષ્ટ થાય છે કે પ્રસ્તુત ન્યાય પ્રાતિપદિક ( કે વિભક્તિ નિમિત્તક કાર્ય) કરતી વખતે લાગુ પડતો નથી (પણ પદકાર્યમાં જ લાગુ પડે છે)

**अन्यथा वाक्यसंस्कार** (પૃ. ૯૬, પં. ૩) જો પ્રાતિપદિક કાર્યમાં પણ આ गौणमुख्य ન્યાય લાગે છે એમ માનવામાં આવે તો જો કે પદસંસ્કારપક્ષમાં

त्वद्भवति જેવાં સ્થલોમાં त्व આદિ આદેશો થવામાં કોઈ વાંધો આવતો નથી. પણ વાકય સંસ્કારપક્ષમાં गां पाठय માં गो માં आकारने આદેશ, अत्वं त्वं सम्पद्यते માં त्व આદેશ અને अमहान् महान् भूतःમાં ઉપધા દીર્ઘ થઈ શકશે નહીં (તેથી પ્રાતિપદિક કાર્યમાં આ गौण. ન્યાય લાગતો નથી એમ માનવું જોઈએ.)

આ ઠેકાણે પ્રસંગ નીકળતાં પદ સંસ્કારપક્ષ અને વાકય સંસ્કારપક્ષની પણ થોડી ચર્ચા આવશ્યક છે. વ્યાકરણશાસ્ત્રમાં પદસંસ્કાર પક્ષ અને વાકયસંસ્કારપક્ષ એમ બે પક્ષો છે. તેમાં (૧) पदपर्यन्तं प्रकृतिप्रत्ययान् संस्थाप्य ततः संस्कारः पदसंस्कारः અર્થાત પદમાં આવેલ પ્રકૃતિ અને પ્રત્યયની યોજના કરી જ્યાં સુધી પદ તૈયાર થાય ત્યાં સુધીનો વ્યાકરણ સૂત્રો દ્વારા થતી સિદ્ધિ કે સંસ્કાર તે પદસંસ્કાર પક્ષ છે. દા.ત. गो अम्=गाम् । पठ्+णिच्+शप् (अ)+हि=पाठय તેવી જ રીતે (૨) वाक्यपर्यन्तं प्रकृतिप्रत्ययान् संस्थाप्य ततः संस्कारः वाक्यसंस्कारः એટલેકે વાકયમાં આવેલ બધાજ શબ્દો કે પદોમાં દરેક પદમાં આવેલ પ્રકૃતિ પ્રત્યયની યોજના કરી આખરે આખાય વાકયનાં દરેક પદોનો તે તે સૂત્રો દ્વારા થતો તે વાકય સંસ્કાર પક્ષ દા.ત. गो+अम्+पठ्+णिच् +शप्+अ+हि

હવે અહીં મુખ્ય વાત તો એ છે કે ઉપરના अत्वं त्वं सम्पद्यते આદિ જેવાં ત્રણ સ્થલોમાં 'त्वं' જેવા પદની युष्मद्+सुમાં त्व् अम् જેવા આદેશો કાર્ય કરીને પહેલાં પદની સિદ્ધિ કરી શકાય છે, અને પછી ગૌણ અર્થ લાવવામાં આવે તોય કાર્ય થઈ ગયું છે તે (જાત કાર્ય) નિવૃત્ત થઈ શકે તેમ નથી, તેથી अत्वं त्वं વગેરે સ્થલોમાં 'त्वं' રૂપ થવામાં કોઈ વાંધો આવે તેમ નથી.

પણ વાકયસંસ્કાર પક્ષમાં 'गां पाठय' 'अत्वं त्वं संपद्यते', 'अमहान् महान् भूतः' જેવાં વાકયોમાં ગૌણઅર્થની પ્રતીતિ થઈ જતાં એ પછી त्वं આદિ પ્રાતિપદિક કાર્ય થઈ શકે નહીં તેવી આપત્તિ આવશે. તેથી આ गौण० ન્યાય પ્રાતિપાદિક કાર્યમાં લાગતો નથી (પણ પદકાર્યમાં જ પ્રવૃત્ત થાય છે).

હવે એ એમ કહેવામાં આવે કે જો કે અહીં વાકય સંસ્કાર પક્ષમાં દોષ દેખાય છે છતાં एकतरपक्षेण लक्ष्यसिद्धौ पक्षान्तरेण दोषदानमन्याय्यम् એટલે કે બે પક્ષો માંથી એક પક્ષનો આધાર લઈ જો ઈષ્ટકાર્યની સિદ્ધિ થાય, તો બીજા પક્ષનો આશ્રય લઈ દોષ પ્રદાન કરવું અયોગ્ય છે' તેથી હવે अत्वं त्वं संपद्यते આદિમાં त्व આદેશ સ્હેલાઈથી થઇ શકે છે, તો તે સ્થિતિમાં 'પદકાર્યમાં આ ન્યાય લાગે છે અને પ્રાતિપદિક કાર્યમાં આ ન્યાય લાગતો નથી' એ વાતની તો સિદ્ધિ થઈ

શકતી નથી. આ પ્રશ્ન કે શંકાનું સમાધાન હવેના આગળના किञ्च शुक्लाम् આદિ સંદર્ભ દ્વારા કરે છે.

**किञ्च शुक्लाम्**...(પૃ. ૯૬, પં. ૫) गां પાઠય એ પ્રયોગ કરનારને ઉપર કહ્યું તેમ જો 'गो' એ પ્રાતિપદિકને દ્વિતીયા વિભક્તિનો પ્રત્યય લાવતી વખતે એ ખબર છે કે गो શબ્દનો પ્રયોગ ગૌણાર્થમાં કરે છે, તોપણ શ્રોતાને તો પદસમૂહ રૂપ વાકય ઉચ્ચાર્યા પછી જ વાકયમાંના ગૌણાર્થવાચક गो શબ્દનો પ્રયોગ થયેલો છે એવી ખબર પડે છે. અહીં ગ્રંથકાર એમ કહેવા માંગે છે કે જેમ પોતાને કે બોદ્ધાને, વક્તાના એ વાકય ઉચ્ચારણ પછીજ गो શબ્દ ગૌણાર્થમા પ્રયુક્ત થયો છે એવી ખબર પડે છે તેવી રીતે જ પ્રયોક્તા (વક્તા)ને પણ તે જ્ઞાન, વાકય ઉચ્ચાર્યા પછીજ गो એ પદનો પાઠય એ ક્રિયાપદની સાથે અન્વય થતી વખતે તે (વક્તા) ગૌણાર્થમાં પ્રયોગ કરી રહ્યો છે તેવું જ્ઞાન થાય છે.

આથી એ ફલિત થાય છે કે ક્રિયા સાથે કર્મનો કારકનો અન્વય થયા પહેલાંજ તેની કર્મ વિભક્તિનું રૂપ તૈયાર થાય છે. અહીં પ્રયોગ કરનાર (વક્તા)ને કર્મનો પ્રયોગ ગૌણાર્થમાં થાય છે એ પહેલાંજ કર્મ વિભક્તિનું રૂપ તૈયાર થતું હોવાથી, ઉપર જણાવ્યા મુજબ આ गौणमुख्य ન્યાય પ્રાતિપદિકને ઉદ્દેશીને કોઈ કાર્ય કરવું હોય ત્યારે લાગતો નથી. (પણ પદકાર્યમાં જ પ્રયુક્ત થાય છે એ વિધાન સિદ્ધ થાય છે).

આ પછી નાગેશ આ પ્રસ્તુત પરિ.ના આશયનું જ સમર્થન કરતો એક શ્લોક ટાંકે છે. अभिव्यक्तपदार्था ये प्रसिद्धा लोकविश्रुताः । शास्त्रार्थस्तेषु कर्त्तव्यः शब्देषु न तदुक्तिषु ॥ તેથી પણ તે એ સિદ્ધ કરવા માંગે છે, કોઈપણ કાર્યનું વિધાન મુખ્યમાંજ થાય છે, ગૌણ અર્થમાં નહીં. अभिव्यक्त० એ શ્લોકનું તાત્પર્ય એ છે કે અભિધાવૃત્તિથી પ્રસિદ્ધ અને લોકમાં પ્રસિદ્ધ અર્થને કહેનાર વાચક મુખ્ય શબ્દોમાં જ શાસ્ત્ર (સૂત્ર)ની પ્રવૃત્તિ રૂપ વ્યાપાર (અર્થ) કરવો. પણ તે મુખ્ય વાચક શબ્દથી અતિરિક્ત લક્ષ્ય અર્થ (લાક્ષણિક અર્થ)ને બતાવનાર શબ્દોમાં શાસ્ત્રની પ્રવૃત્તિ કરવી નહીં.

આ પછી વાર્તિકકારે પણ જે એક વિચાર બતાવ્યો છે, તેમાં પણ આ गौणमुख्य० ન્યાય પદકાર્યમાં જ લાગે છે એ બાબત ધ્વનિત થાય છે એની ચર્ચા નાગેશ કરે છે.

'सर्वादीनि सर्वनामानि' (૧–૧–૨૭) સૂત્ર ઉપરના 'संज्ञोपसर्जनप्रतिषेधः' (વાર્તિક. ૨) વાર્તિકમાં બતાવ્યું છે તેમ, જો સર્વનામ શબ્દો સંજ્ઞા વાચક હોય કે ઉપસર્જન ભાવને પામેલા હોય ત્યારે તેમને સર્વનામવાચક ગણવામાં આવતા

નથી. સંજ્ઞાવાચક અને ઉપસર્જન વાચક સર્વ જેવા શબ્દો બધા નામોને બદલે વાપરી શકતા નથી. તેથી તેવા સ્થિતિને પામેલ એ સર્વનામ શબ્દો પ્રસિદ્ધ, પ્રધાન અર્થનાં વાચક બની શકતા નથી.

આ ઉપરથી એ સ્પષ્ટ છે કે 'गौणमुख्य' ન્યાયની પ્રાતિપદિક કાર્યમાં સર્વ આદિ શબ્દોને स्मै, स्मिन्, सुड् આગમ વગેરે સર્વનામ સંજ્ઞા પ્રયુક્ત પ્રત્યયો કરવાના હોય ત્યારે પ્રવૃત્તિ થતી નથી પણ કેવલ પદકાર્યમાં જ થાય છે.

**पूर्वपर...**(પૃ. ૯૮, પં. ૨) એજ રીતે નાગેશ કહે છે કે પાણિનિએ કરેલા 'पूर्वपरावरदक्षिणोत्तरापराधराणि व्यवस्थायामसंज्ञायाम् (૧–૧–૩૪) આ સૂત્રના તાત્પર્ય પ્રમાણે (પૂર્વ, પર, અવર, દક્ષિણ, ઉત્તર આદિ શબ્દો સંજ્ઞાવાચક હોય ત્યારે તેમની સર્વનામ સંજ્ઞા વિકલ્પે થાય છે. અર્થાત્ આ સૂત્રથી પૂર્વપરાદિ શબ્દો સંજ્ઞાવાચક હોય ત્યારે સર્વનામ સંજ્ઞા થતી નથી. પૂર્વાદિ શબ્દો પોતાના મુખ્ય દિશાદિ વાચક અર્થને છોડીને કોઈ વ્યક્તિના નામ કે સંજ્ઞા માટે પ્રયુક્ત થયા હોય, ત્યારે તેવા શબ્દોને પ્રાતિપદિકત્વ પ્રયુક્ત (जसः शी) જેવા સૂત્રથી કાર્ય થતું નથી (એટલે કે जस्નો शी આદેશ જ્યારે પૂર્વાદિ શબ્દો ગૌણ બન્યા ન હોય ત્યારેજ થાય છે.) જો પ્રાતિપદિક કાર્યના વિષયમાં આ गौणमुख्य० પરિભાષા લાગતી હોત તો असंज्ञायाम् નિષેધ વ્યર્થ થઈ જશે. કારણ કે गौण० ન્યાય કે પરિ.થી જ સંજ્ઞાભૂત નામોની સર્વનામ સંજ્ઞાના નિષેધની વ્યવસ્થા થઈ શકે છે. (આથી સૂત્રકારને મતે પણ આ પરિ. પ્રાતિપદિક પ્રયુક્ત કાર્યમાં લાગતી નથી, પણ પદપ્રયુક્ત કાર્યમાં લાગે છે.

વળી ભાષ્યકારે પણ सर्वेषां नाम इति सर्वनाम એવી અર્થયુક્ત (અન્વર્થ) સંજ્ઞા કરી, સર્વનું નામ થવા માટે જે યોગ્ય તે સર્વનામ એમ દર્શાવ્યું છે. હવે સર્વ આદિ શબ્દ કોઈ સંજ્ઞા કે વ્યક્તિના નામ વાચક, અને ઉપસર્જનીભૂત (ગૌણ) હોય તો સર્વાદિ શબ્દોમાં સર્વ (સમગ્ર–બધા) એ અર્થ બતાવવાની યોગ્યતા રહેતી નથી. તેથી સંજ્ઞાવાચક ગૌણ સર્વાદિ શબ્દોમાં પ્રાતિપદિકત્વપ્રયુક્ત સર્વનામ સંજ્ઞા થઈ શકે તેમજ નથી એમ દર્શાવી असंज्ञायाम् (ઉપરના पूर्वपर० સૂત્રમાં દર્શાવેલ) પદનું પ્રત્યાખ્યાન કર્યું છે. આમ ભાષ્યકારે सर्वनाम એવી અન્વર્થ સંજ્ઞાના આધારે ગૌણ શબ્દમાં સર્વનામ સંજ્ઞાનું નિવારણ કર્યું છે. ત્યાં गौणमुख्य. ન્યાયને યાદ કર્યો નથી. તેથી પણ સિદ્ધ થાય છે કે આ ન્યાય પ્રાતિપદિક કાર્યમાં થતો નથી.

**अर्थाश्रये पतदेवम्...**(પૃ. ૯૮, પં. ૪) જો કે ભાષ્યકારે गौः અને गां પાઠય જેવાં સ્થલોમાં गौणमुख्यની પ્રવૃત્તિ બતાવીને गौः અને गाम्માં વૃદ્ધિ અને આત્વ'ની અનુક્રમે અપ્રાપ્તિ બતાવી છે, અને પછી સમાધાન આપતાં જણાવ્યું છે

કે જ્યારે લૌકિક અર્થનો આશ્રય લેવામાં આવે ત્યારે गौणमुख्य० એ પરિ. લાગે છે, અને લૌકિક અર્થ વગરના શબ્દનો આશ્રય લેવામાં આવે ત્યારે વૃદ્ધિ અને આત્વ થાય છે. (દા.ત. गौः અને गाम् ) આ રીતે વૃદ્ધિ અને આત્વ, કરતી વખતે (પ્રાતિપદિક કાર્ય કરતી વખતે), गौणमुख्य० ન્યાય લગાડ્યો નથી. એજ બતાવે છે કે પ્રસ્તુત गौण० ન્યાય પ્રાતિપદિક કાર્ય કરતી વખતે લાગતો નથી, (પણ પદ-પ્રયુક્ત કાર્ય કરતી વખતે લાગે છે).

પદ થયા પછીજ લૌકિક અર્થ બતાવવાની યોગ્યતા આવે છે એવો જ અર્થ ભાષ્યકારને સંમત છે, કારણકે સૂત્રકારે ओतोणित् સૂત્ર નહીં કરતાં गोतो णित् કર્યું છે, ત્યાં વિશિષ્ટરૂપવાળા गो એ પ્રાતિપદિકનું ગ્રહણ કર્યું છે. એથી એ સિદ્ધ થાય છે કે પદ થયા પહેલાં પ્રાતિપદિક સ્થિતિમાં गौणमुख्य ન્યાય લાગતો નથી.

**પરિ. ૧૬**—अनिनस्मन् ग्रहणान्यर्थवता चानर्थकेन च तदन्तविधिं प्रयोजयन्ति ॥१६॥

આ પરિ. अर्थवद्ग्रहणे० એ પરિભાષાની અપવાદ પરિભાષા છે. જ્યારે કોઈ પાણિનિ સૂત્રોથી अन्, इन्, अस्, मन् આ પ્રત્યયોના સંબંધને લીધે કોઈ કાર્ય કહેલું હોય ત્યારે તે કાર્ય ('येनविधिस्तदन्तस्य સૂત્રથી તદન્તવિધિ કર્યા પછી) અન્નન્ત, ઈન્નન્ત, અસન્ત અને મન્નન્ત પ્રાતિપદિકને કરવાં. પછી તે अन्, इन्, अस्, અને मन् એ અંશો વ્યાકરણની દૃષ્ટિએ અર્થવાન હોય કે અર્થથી રહિત હોય. આ પછી નાગેશે આ પ્રત્યયોવાળાં કેટલાંક ઉદાહરણ આપ્યાં છે, કે જેમાં આ પરિ.ની પ્રવૃત્તિ થાય છે.

**तेन राज्ञा साम्ना**...(પૃ. ૯૮, પં. ૧૨). દા.ત. (૧) **अन्**, राज्ञा=राजन्+टा તૃતીયા વિ.એ.વ. અહીં अल्लोपोऽनः (૬–૪–૧૩૪) સૂત્રથી (अल्लोप) અનો લોપ થાય છે. 'राजन्'માં નો अन् અંશ સાર્થક છે, જ્યારે सामन्+टामां सामन्માં अन् અંશ અનર્થક છે, છતાં 'अ'નો લોપ થાય છે.

(૨) **इन्**, दण्डी–दण्डिन्માં इन् ભાગ સાર્થક છે, જ્યારે 'वाग्मिन्'માં 'वाचो-ग्मिनिः' (૫–૨–૧૨૪) સૂત્રથી થનાર ग्मिन् પ્રત્યયમાંનો इन् ભાગ અનર્થક છે છતાં **इन्** हन् पूर्षार्यम्णां शौ (૬–૪–૧૨) इन् કહેવાથી 'इन्नन्त' લેવાય છે. અને सौ च' (૬–૪–૧૨) સૂત્રથી ઉપધાનો દીર્ઘ થાય છે.

(૩) **अस्** सुपयाः–सुपयस्+सु, सुस्रोतस्+सुमां 'अत्वसन्तस्य चाधातोः' (૬–૪–૧૪) સૂત્રથી असन्तની ઉપધાનો દીર્ઘ થાય છે. એમાં सुपयस्માં આવેલ अस् ભાગ અર્થ-વાન્ છે, ત્યારે सुस्रोतस्માં तस्માં આવેલ अस् અનર્થક છે.

(૪) **मन्**, सुशर्मा–सुशर्मन्માં આવેલ मन् ભાગ સાર્થક છે, જ્યારે सुप्रथिमन्માં इमनिच् પ્રત્યયનો इमन्નો मन् ભાગ અનર્થક છે. અહીં આ બંને શબ્દોમાં

સ્રીવાચક અર્થમાં ऋन्नेभ्यो ङीप् (४–१–५) સૂત્રથી ङीप् પ્રત્યય થવા આવે છે. ત્યારે मनः (४–१–११) સૂત્ર દ્વારા બંનેમાં 'ङीप्'નો નિષેધ થાય છે.

આ રીતે નાગેશ, अन् આદિનાં ઉદાહરણો આપી, આ પરિ. (अनिन० अर्थवद्ग्रहणे० પરિ.ની અનિત્યતાને આધારે રચાયેલી છે. અર્થાત્ આ પરિ.નું મૂળ अर्थवद्ग्रहणे० પરિ.ની અનિત્યતા છે એમ કેટલાક માને છે તેથી તે માટેની જરા વિસ્તારથી ચર્ચા આવશ્યક છે.

**अन्ये तु परिवेविषीध्वम्**...(પૃ. ९८, १६). (परिवेविषीध्वम्—परि+विष् (विष्लृ व्याप्तौ ૩જો, જુહોત્યાદિ ગણ, વિધિલિંગ, (વિધ્યર્થ), આત્મનેપદ, દ્વિ.પુ.બ.વ.) અહીં परि+वेविष्+सीयुट्=सीय+ध्वम् આ સ્થિતિમાં 'लिङः सलोपोऽनन्त्यस्य'(७–२–७९) સૂત્રથી 'सीयुट्'ના 'स्'નો લોપ અને लोपो व्योर्वलि (६–१–६६) સૂત્રથી य्નો લોપ થતાં परि+वेविष्+ई+ध्वम्=परिवेविषीध्वम् રૂપ સિદ્ધ થાય છે.

હવે આ રૂપમાં એક પ્રશ્ન થાય છે કે 'इणः षीध्वं लुङ्लिटां धोऽङ्गात्' (८–३–७८) (ઈણ્અન્ત અંગની પછી આવેલ षीध्वम् (આત્મનેપદ ધાતુના આશીર્લિંગ મધ્યમપુરુષ બહુવચન ध्वम् પ્રત્યય અને તેને થતા सीयुट् (सी) આગમથી બનેલી सीध्वम् અને 'स्'નું અમુક સ્થિતિમાં ષત્વ થતાં 'षीध्वम्' એ અર્થવાન પ્રત્યય (षीध्वम्) તથા लुङ् સંબંધી 'ध्वम्' અને 'लिट्' સંબંધી ध्वના ध्નો મૂર્ધન્ય ढ् આદેશ થાય છે) સૂત્રથી परिवेविषीध्वम्માં આવેલ 'ध्'નું ढत्व થવું જોઇએ એવી શંકા થાય છે. પણ આનો જવાબ એ છે કે षीध्वम् એ પ્રત્યય નથી, परिवेविषीध्वम्નો षीध्वम् ભાગ તો 'विष्' ધાતુના ष्, सीयुट આગમનો ई (सी નહીં) અને ध्वम् પ્રત્યય એ ત્રણ એકત્ર થતાં તૈયાર થયેલો છે, માટે તે અર્થવાન નથી. (અર્થવાન્ તો सीयुट्નો सी અને ध्वम् મળીને થતો 'सीध्वम्' છે) તેથી 'अर्थवद्ग्रहणे नानर्थकस्य' પરિ.ની અહીં પ્રવૃત્તિ કરાવતાં 'इणः षीध्वं' સૂત્રમાં નિર્દિષ્ટ એવા 'षीध्वम्' પ્રત્યયથી 'परिवेविषीध्वम्'માંના અનર્થક 'षीध्वम्'નું ગ્રહણ થતાં ઢત્વ થઈ શકે તેમ નથી તો પછી 'इणः षीध्वम्' સૂત્રમાં 'अङ्गात्' પદનું ગ્રહણ શા માટે કર્યું. આ 'अङ्गात्' પદનું ગ્રહણ કર્યું છે તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે 'अर्थवद्ग्रहणे०' એ પરિ. અનિત્ય છે.

હવે આ अर्थवद्' પરિ. અનિત્ય હોવાથી, षीध्वम्' સાર્થક કે અનર્થક બંનેનું ગ્રહણ થતાં, परिवेविषीध्वम्ના અનર્થક 'षीध्वम्'માં પણ 'ઢત્વ'નો પ્રસંગ આવશે. (એ રીતે અનિષ્ટાપત્તિ થશે). પણ હવે 'इणः षीध्वम्०' સૂત્રમાં પાણિનિએ अङ्गात् પદ મૂકેલ છે, તેથી એ સૂત્રનો અર્થ થાય કે 'इणन्त' અંગ પછી षीध्वम् આવે, ત્યારે તેવા षीध्वम्માંના ધકારનું ઢત્વ થાય. 'परिवेविषीध्वम्' એ ઉદાહરણમાં તો (परि) वेविष् અંગ છે. અને તેની પછી 'ईध्वम्' આવેલ છે, 'षीध्वम्' નહીં. તેથી (षीध्वम् न

હોવાથી) આ ઠેકાણે ઢત્વ થતું નથી. આ રીતે 'इणः षीध्वम्' સૂત્રમાંના 'अङ्गात्' એ પદનું ગ્રહણ જ અર્થવત્, એ પરિ. અનિત્ય છે એમ સિદ્ધ કરે છે.

**विभाषेटः...**(પૃ. ૧૦૦, ૧) આ ઠેકાણે બીજા વૈયાકરણો 'अङ्गात्' પદનું કોઈ વિશિષ્ટ તાત્પર્ય પ્રયોજન છે, તેથી એના બલથી 'अर्थवद्ग्रहण' પરિ.ને અનિત્ય ઠરાવી શકાય તેમ નથી એમ કહે છે. તે વિશિષ્ટ તાત્પર્ય એ રીતે કે ('इणः षीध्वं' એ સૂત્રમાં 'अङ्गात्' પદ મૂકવાનું કારણ એ છે કે) 'विभाषेटः' (૮–૩–૭૯) (इण् (પ્રત્યાહાર)ની અવ્યવહિતોત્તરે આવેલા षीध्वम् તથા लुङ् અને लिट्ना ધ્નો મૂર્ધન્ય ढ् વિકલ્પથી થાય છે) સૂત્રમાં જેમ અર્થથી રહિત (અનર્થક) 'षीध्वम्'નું ગ્રહણ થાય છે, તેમ 'इणः षीध्वम्,' સૂત્રમાં પણ અર્થરહિત (અનર્થક) ध्वम्નું પણ ગ્રહણ થવું જોઈએ એવો ભ્રમ પેદા થશે. આ ભ્રમને રોકવા માટે 'इणः षीध्वम्' સૂત્રમાં 'अङ्गात्' પદનું ગ્રહણ કરેલું છે.

आर्धधातुकस्येड्वलादेः' (૭–૨–૩૫) સૂત્રથી षीध्वम् પ્રત્યયને इट् આગમ થાય છે તેથી यदागम० પરિ.થી હવે 'इषीध्वम्' પણ પ્રત્યય મનાય. આ રીતે षीध्वम् (આશીર્લિંગ દ્વિ.પુ.બ.વ.નો પ્રત્યય) એ જ અર્થવાન્ છે, તેમાંનો 'षीध्वम्' એ ભાગ નહીં. આ રીતે 'विभाषेटः' સૂત્રમાં જેમ અનર્થક 'षीध्वम्'નું ગ્રહણ થાય છે તે રીતે 'इणः षीध्वम्' એ સૂત્રમાં પણ અર્થ રહિત (અનર્થક) 'षीध्वम्નું ગ્રહણ કેમ ન થાય? આ રીતનો એક ભ્રમ પેદા થાય છે. ત્યારે તેને દૂર કરવા 'इणः षीध्वम्' સૂત્રમાં 'अङ्गात्' એ પદ મૂકેલું છે. તેથી એ સ્પષ્ટ થાય છે કે इणन्त અંગની પછી અવ્યવહિત રીતે ઉત્તરમાં આવેલ 'षीध्वम्' એ અર્થવાન પ્રત્યય હોય ત્યાં જ ધકારનું ઢત્વ કરવું. આ રીતે આ બધી ચર્ચાનો સારાંશ એ છે કે 'अङ्गात्' પદ 'अर्थवद्-ग्रहण' પરિ.નું અનિત્યત્વ જણાવી શકે તેમ નથી એવો કેટલાક વૈયાકરણોનો અને સ્વયં નાગેશનો પણ આ મત છે.

**પરિ. ૧૭.** एकयोगनिर्दिष्टानां सह वा प्रवृत्तिः सह वा निवृत्तिः ॥१७॥

**ननुः उश्च इत्यत्र....**(પૃ. ૧૦૦, પં. ૩) આ પરિભાષા માટેની આવશ્યકતા બતાવવા માટે સૌ પ્રથમ ગ્રંથકાર નાગેશ એક પ્રશ્ન ઉઠાવે છે કે પાણિનિની અષ્ટાધ્યાયીમાં "लिङ्सिचावात्मनेपदेषु' (૧।૨।૧૧) (ઈક્નો સમીપવર્તી જે હલ્ તદન્તથી પર झलादि લિંગ પ્રત્યય અને झलादि सिच् પ્રત્યય, આત્મનેપદમાં કિત્ થાય છે) સૂત્ર આવે છે, અને તેની અવ્યવહિત ઉત્તરમાં એક બીજું સૂત્ર उश्च (૧।૨।૧૨) (ઋવર્ણાન્તથી પર આત્મનેપદ પરક झलादि લિંગ અને झलादि सिच् 'कित्' થાય છે) આવે છે. 'लिङ्सिचा०' આ પૂર્વ સૂત્રમાંથી ઉત્તર સૂત્ર 'उश्च'માં 'लिङ्सिचौ' અને 'आत्मनेपदेषु' એ બે અંશોની વાસ્તિક રીતે અનુવૃત્તિ થાય છે.

પણ હવે પ્રશ્ન થાય છે કે 'उश्च' સૂત્રથી અવ્યવહિત પૂર્વમાં આવેલ સૂત્રમાં आत्मनेपदेषु એટલો એકજ અંશ 'उश्च'ની અત્યંત સમીપમાં આવેલો છે. તેથી आत्मपदेषु' એ અંશની જ અનુવૃત્તિ થવી જોઈએ, 'लिङ्सिचौ' અંશની નહીં. આ રીતે અહીં અવ્યવસ્થા થઈ જાય છે તે રોકવા માટે પ્રસ્તુત પરિ. एकयोग० ઉપસ્થિત થાય છે, અને જે વ્યવસ્થા કરી આપે છે તેમ હવે 'उश्च' એ સૂત્રમાં પૂર્વસૂત્ર लिङ्सिचौ૦માં રહેનાર બંનો અંશોની અનુવૃત્તિ થઈ શકશે તેથી હવે કોઈ અવ્યવસ્થાનો પ્રશ્ન રહેતો નથી. આ પરિ. લૌકિક ન્યાયથી સિદ્ધ છે એમ નાગેશ માને છે. અહીં નીલકંઠ જેવા આચાર્ય આ પરિ.ને જ્ઞાપક સિદ્ધ કરવાનો પ્રયત્ન કરે છે, પણ નાગેશ તેનું ખંડન કરે છે.

**यत्त्वत्र ज्ञापकम्** (પૃ.૧૦૦, પં.૮) આ પરિભાષામાં કોઈ વૈયાકરણ (સંભવતઃ નીલકંઠ દીક્ષિત) કહે છે તેમ જ્ઞાપક રૂપે नेड्वशि कृति (૭।૨।૮) સૂત્ર છે. (આ સૂત્ર વશાદિ કૃત્પ્રત્યયને इड् આગમનો નિષેધ કરે છે. હવે આ 'नेड्वशि' સૂત્રમાંથી 'आर्धधातुकस्येड्वलादेः (૭।૨।૩૫) (ધાતુની પછી આવેલ વલાદિ આર્ધધાતુકને इड् આગમ થાય છે.) સૂત્રમાં इट्‌ની અનુવૃત્તિ થઈ શકતી હતી છતાં आर्ध० સૂત્રમાં જે इट् ગ્રહણ કરેલું છે તે આ પરિ. માં જ્ઞાપક છે. કારણ કે आर्ध० સૂત્રમાં इट् ગ્રહણ કર્યું ન હોત તોંય 'नेड्वशि०' સૂત્રમાંથી પરસ્પર અન્વિત થયેલ 'न' અને इट् એ બંને અંશો કે પદો एकयोग० આ પરિ.ની લીધે आर्ध० સૂત્રમાં અનુવૃત્ત થઈ શકે તેમ છે. હવે અહીં અનુવૃત્ત થાય તોંય બંને પદો અને રોકાઈ જાય તોંય બંને પદો, એ સ્થિતિમાં 'आर्धधातुकस्येड्' સૂત્રમાં પૂર્વસૂત્રમાંથી કેવલ इड्‌ની જ જરૂર છે 'न'ની નહીં, ત્યારે 'क्वचिदेकदेशोऽप्यनुवर्तते' (પરિ. ૧૮) અનુસાર કેવલ इट्‌ની જ અનુવૃત્તિ થઈ શકે છે તો आर्धधा० સૂત્રમાં કરેલું પુનઃ इट् ગ્રહણ જ આ પરિ.માં જ્ઞાપક છે.

પણ આ રીતનું જે જ્ઞાપકત્વ બતાવવામાં આવે છે, તે બરાબર નથી. કારણ કે 'दीधीवेवीटाम्' સૂત્ર ઉપરના ભાષ્ય સાથે વિરોધ આવે છે. दीधीवेवीटाम् (૧।૧।૬) સૂત્રનો અર્થઃ–(दीधीङ् (दीप्तिदेवनयोः) वेवीङ् એ બે છાન્દસ (અદાદિ, બીજા ગણના બે ધાતુઓ તથા इट् (આગમ) એ એમ ત્રણનો પછી જો સાર્વધાતુક અને આર્ધધાતુક પ્રત્યય આવે તો ગુણ થતો નથી) दीधी० સૂત્ર ઉપરના ભાષ્યમાં એમ બતાવ્યું છે કે दीवी० એ સૂત્રમાં इट् ગ્રહણ એટલા માટે કર્યું છે કે भविता (भू+इ+तास् + लुट्‌માં इનો ગુણ થાય નહીં. પછી दीधी. સૂત્રમાંના આ इट्‌ની ગ્રહણ અનાવશ્યકતા બતાવતાં ભાષ્યકાર લખે છે કે 'दीधीवेवीटाम्'માં इड् ગ્રહણના અભાવમાં પણ भवितामां ગુણ થશે નહીં, કારણ કે नेड्वशि कृति.માંથી इड्

ગ્રહણની અનુવૃત્તિની आर्ध. સૂત્રમાં સંભાવના હોવા છતાં आर्ध० સૂત્રમાં જે इट् ગ્રહણ કર્યું છે, તે आर्ध. સૂત્રમાં ના (पुनः) इड् ગ્રહણનું પ્રયોજન એ છે કે इट् નો ગુણ રૂપ વિકાર થાય નહીં. (ભાષ્યકારે इड् ગ્રહણનું પ્રયોજન 'એકયોગ નિર્દિષ્ટ હોવાને લીધે नेड्वशि સૂત્રમાંથી કેવલ इट्‌ની અનુવૃત્તિ આવી શકતી નથી તેથી आर्ध.માં इट् ગ્રહણ કર્યું છે એવું પ્રયોજન બતાવ્યું નથી).

અહીંની ચર્ચાનો સારાંશ એ છે કે ભાષ્યમાં आर्धधातुकस्येड्० સૂત્રમાંના 'इट्'નું પ્રત્યાખ્યાન થયેલું હોવાથી ત્યાંનું इड् ગ્રહણ આ પરિ.માં જ્ઞાપક થઈ શકે તેમ નથી.

પરિ. ૧૮ क्वचिदेकदेशोऽप्यनुवर्तते ॥१८॥

અહીં एकयोग० એ પરિ. માનતાં કેટલીક અવ્યવસ્થા ઉભી થાય છે, ત્યારે આ क्वचिदे० પરિ. ક્યાંક ક્યાંક એકદેશની પણ અનુવૃત્તિ થઈ શકે છે તે રીતની વ્યવસ્થા કરી આપે છે.

**पक्षात्तिः इति सूत्रे कैयटः....**(પૃ. ૧૦૨, પં. ૮). पक्षात्तिः (પા૨ા૨૫) સૂત્ર ઉપરના ભાષ્યમાં एकयोगनिर्दिष्टानां (ને બદલે एकयोगनिर्दिष्टयोः એમ સમજીને) એકયોગ નિર્દિષ્ટ એટલે કે દ્વન્દ્વ સમાસ નિર્દિષ્ટ બે પદોમાંથી એક પદની પણ અનુવૃત્તિ થાય છે આવો અર્થ કૈયટ લે છે, નાગેશને તે પસંદ નથી, કારણ કે પૂર્વસૂત્રમાં, દ્વન્દ્વ સમાસમાં નિર્દિષ્ટ ન હોય છતા અર્થમા પરસ્પરની દૃષ્ટિએ અન્વિત થયેલ બે કે તેથી વધુ પદ ઉત્તરસૂત્રમાં એકત્ર અનુવૃત્ત કે નિવૃત્ત થઈ શકે છે એ માટે નાગેશ કહે છે કે વાસ્તવિક દષ્ટિએ જોતાં स्वरितेनाधिकारः (૧ા૩ા૧૧) સૂત્ર પ્રમાણે જેની જેટલી અનુવૃત્તિ કરવાની છે તેમાં તેટલા જ પ્રમાણમાં સ્વરિત માનવામાં આવે (સ્વરિતત્વની પ્રતિજ્ઞા કરવામાં આવે) તો एकयोग० પરિ. (૧૭), અને क्वचिदेक० (પરિ–૧૮) એ પરિ.માં કહેલી બાબત સિદ્ધ થાય છે.

અહીં આ પરિ.ની સમાપ્તિ કરતાં નાગેશ સમાસ રહિત (અસમાસ) સ્થળમાં પણ એકદેશની અનુવૃત્તિ જોવા મળે છે. એવાં સ્થળ બતાવે છે. 'वा सुप्यापिशलेः' (૬ા૧ા૯૨) સૂત્રમાંથી औतोऽम्शसोः (૬ા૧ા૯૩) સૂત્રમાં સુપ્ એક ભાગની અનુવૃત્તિ થાય છે, અને 'वा' ભાગની નિવૃત્તિ થઈ છે. આમ दामहाय० સૂત્રના ભાષ્યમાં બતાવ્યું છે. ટૂંકમાં જોઈએ તો 'क्वचिदेक' આ પરિ.નું મૂળ સ્વરિતત્વ પ્રતિજ્ઞા છે.

**પરિ० १९–भाव्यमानेन सवर्णानां ग्रहणं न ॥१९॥**

**ननु त्यदादीनामः**...(પૃ. ૧૦૨, ૧૨) इदम्+अम् એ સ્થિતિમાં त्यदादीनामः (૭–૨–૧૦૨) સૂત્રથી મ્ના સ્થાનમાં अ કરી, अतो गुणे (૬–૧–૯૭), સૂત્રથી પરરૂપ કરી इद+अम्માં 'दश्च' (૭–૨–૧૦૯) સૂત્રથી दનો म કરી अमिपूर्वः (૬–૧–૧૦૭) સૂત્રથી પૂર્વરૂપ કરી इमम् (પુંલિંગ દ્વિ.એ.) રૂપ સિદ્ધ થાય છે.

હવે અહીં પ્રશ્ન થાય છે કે इदम्માં म् અનુનાસિક છે, તો મ્ના સ્થાનમાં થયેલ 'अ' પણ અનુનાસિક થવો જોઇએ, અને તેથી इमँम् એવું સાનુનાસિક રૂપ થવાના અનિષ્ટની આપત્તિ થશે. તેને રોકવા भाव्य० આ પરિ. છે. આ પરિ.ના કથન અનુસાર જે પ્રત્યયો, આદેશો કે આગમો વિધીયમાન હોય તે સવર્ણનું ગ્રહણ કરતા નથી. તેથી મ્ના સ્થાનમાં અનુનાસિક अ થશે નહીં, પણ શુદ્ધ अकार થશે. તેથી હવે કોઈ આપત્તિ રહેતી નથી.

આ પરિ.માં **જ્ઞાપક** अणुदित्सवर्णस्यचाऽप्रत्ययः (૧–૧–૬૯) સૂત્રમાં કરેલ **'अप्रत्ययः'** ગ્રહણ છે.

**जातिपक्षेण प्राप्तम्**...(પૃ. ૧૦૨, ૧૫) अणुदित्० સૂત્રમાં જાતિપક્ષનો આશ્રય લેતાં अ કહેવાથી અની સમગ્ર જાતિના ૧૮ પ્રકારના अ લેવાવા જોઈએ, અથવા अभेदका गुणाः (પ. શે. ૧૦૯)એ આગળ ઉપરની પરિ.ના બલથી 'अ' જેવા સ્વરરૂપ વર્ણના ઉદાત્તત્વ, કે અનુનાસિકત્વ આદિ ગુણો કે ધર્મોના ભેદથી, વર્ણોમાં તે ભેદ આવતો ન હોવાથી હવે એક હ્રસ્વ अ અનુનાસિકત્વ વગેરે ગુણને પણ લઈ શકે, તેમ સિદ્ધ થતાં इदम्માં અનુનાસિક અનું ઉચ્ચારણ થવા માંડશે પણ એ બાબત अणुदित्० સૂત્રમાં કરેલ 'अप्रत्यय'ના ગ્રહણથી રોકાઈ જાય છે. અહીં अप्रत्यय અંશ હોવાથી પ્રત્યય તે ઉપરાંત આદેશ અને આગમો પણ સવર્ણનું ગ્રહણ કરી શકતા નથી. એમાંથી (૧) પ્રત્યયનું ઉદાહરણ जिज्ञासुः છે. અહીં जिज्ञास એ સન્નન્ત (ઇચ્છાદર્શક) પ્રકૃતિને 'सनाशंस भिक्ष उः' (૩–૨–૧૬૮) સૂત્રથી 'उ' પ્રત્યય થયેલો છે. તે સવર્ણનો એટલે કે દીર્ઘ ऊનો ગ્રાહક બની શકતો નથી (૨) આદેશ :– 'इतः' જેવાં ઉદાહરણોમાં 'इदम इश्' (૫–૩–૩) સૂત્રથી इदम्ના સ્થાનમાં થયેલ इ (इश्) આદેશ, દીર્ઘ લઈ શકાતો નથી (૩) आगम–भविता. भविता જેવાં રૂપોમાં થયેલો इट् (इ) આગમ હ્રસ્વ 'इ' જ રહે છે, દીર્ઘ લેવાતો નથી.

આ રીતે વ્યક્તિગત ઉદાહરણો આપી ભાષ્યકારે अणुदित्० સૂત્રના ભાષ્યમાં **પ્રત્યય આદિમાં સવર્ણોનું ગ્રહણ 'अप्रत्ययः' એટલું જ કહેવાથી વિધીયમાન પ્રત્યયો સવર્ણોના ગ્રાહક થતા નથી' એમ કહી भाव्यमानेन એવી આ પરિ.નો નિર્દેશ કર્યો છે.**

**किं च ज्याद ईयसः**...(પૃ. ૧૦૪, ૫) આ ભાવ્ય૦ પરિભાષામાં 'ज्यादादीयसः' (૬–૪–૧૬૦) સૂત્રમાં કરેલ 'आत्' ગ્રહણ પણ જ્ઞાપક છે. (આ સૂત્રથી ज्य શબ્દ પછી આવેલ ईयसुन् (ईयस्) પ્રત્યયના આદિ વર્ણને आत् આદેશ થાય છે. ઉદાહરણ. ज्यायान्) 'अनयोरयं प्रशस्यः इति ज्यायान्'માં प्रशस्य+ईयस् એ સ્થિતિમાં 'प्रशस्य'ના સ્થાને 'ज्य' આદેશ કરી, ज्यादा० સૂત્રથી आदेः परस्यની મદદથી ईयस्ના આદિ વર્ણ ईના સ્થાને आ (आत्) આદેશ થતાં ज्य+आयान् અને સવર્ણ દીર્ઘ થતાં છેલ્લે ज्यायान् રૂપ બને છે.

અહીં પ્રશ્ન એ થાય છે કે ज्यादादीयसःને બદલે ज्याद ईयसः (ज्यात् अ ईयसः) એવો ન્યાસ કરવાથી પણ ज्य+ईयस्માં, ईयस्ના ईના સ્થાનમાં स्थानेऽन्तरतमः (૧–૧–૫૦)ની મદદથી દીર્ઘ ईના સ્થાનમાં આદેશ 'अ' પણ દીર્ઘરૂપે થઈ શકશે, કારણ કે अणुदित् સૂત્રથી अના સવર્ણદીર્ઘનું ગ્રહણ થઈ શકશે.

આમ છતાં પાણિનિએ 'ज्यादाद् ईयसः'માં દીર્ઘ आનું વિધાન કર્યું છે તે 'आत्' ગ્રહણ આ ભાવ્યમાનેન૦ પરિ.નું જ્ઞાપક છે. હવે આ પરિ. હોવાથી જે વિધીયમાન છે તે સવર્ણોનો ગ્રાહક થઈ શકે નહીં તેમ હોવાથી આન્તર્ય (સાદૃશ્ય)ને લીધે દીર્ઘ आ આવી શકશે નહીં જ્યારે સિદ્ધાન્તમાં તો 'आ' અભીષ્ટ છે તેથી ज्यादा० સૂત્રમાં आत् વિધાન કર્યું છે (स्वांशे चरितार्थम्)

**चोः कुः इत्यादौ**...(પૃ. ૧૦૪, ૫) આ ચર્ચા કર્યા પછી નાગેશ બતાવે છે કે (વ્યંજનોની બાબતમાંથી) चोः कुः (૮–૨–૩૦) સૂત્રથી कु (કવર્ગ) આદિ આદેશ વિધીયમાન હોવા છતાં ત્યાં क्, પોતાના સવર્ણો ख्, ग्, घ्, ङ्નો ગ્રાહક થઈ શકે છે; કારણકે 'कुः'માં કરેલ 'उ' અનુબન્ધ (उदित्) ગ્રહણ કરેલ હોવાથી તેના સામર્થ્યથી अणुदित्० સૂત્રના બલથી क् સવર્ણોનું ગ્રહણ કરી શકે છે. ત્યાં પ્રસ્તુત भाव्यमानेन, પરિ. વચ્ચે આવતી નથી.

**नव्याः पठन्ति**...(પૃ. ૧૦૪, ૧૦) કેટલાક નવ્ય આચાર્યો (ભટ્ટોજી દીક્ષિત જેવા) આ उदित् ગ્રહણ વ્યર્થ ન પડે તેથી એક નવી પરિભાષા 'भाव्यमानोऽण् सवर्णान् न गृह्णाति' જેવીની ભલામણ કરે છે. તેથી क् च् (कु चु) આદિ अण् ન હોવાથી સવર્ણના ગ્રાહક થતા નથી એમ વ્યવસ્થા થઈ શકે છે.

પણ સંભવતઃ આ નવ્ય પ્રસ્તુત પરિ. નાગેશને માન્ય નથી, કારણકે ભાષ્યમાં આ રીતની પરિ. મળતી નથી.

**પરિ૦ ૨૦–भाव्यमानोऽप्युकारः सवर्णान् न गृह्णाति ॥२०॥**

**नन्वेवम् अदसोऽसेः**...(पृ. १०४, ११) હવે પૂર્વ પરિભાષા भाव्यमानेन सवर्णानां ग्रहणं न (પરિ. ૧૯) સ્વીકારવાથી अमू० જેવાં રૂપોમાં આપત્તિ આવશે.

अदस्+औमां 'अदसोऽसेर्दादुदो मः (૮-૨-૮૦) (सथी રહિત अदस्ના दની પછી આવેલા ह्रस्व સ્વરનો उ, અને દીર્ઘ સ્વરનો ऊ થાય છે તથા द્નો म् થાય છે) સૂત્રથી अद+अ+औ=अदौमां स्थानेऽन्तरतमःની મદદથી ओ એ દીર્ઘ વર્ણમાંના સ્થાનમાં ऊ થાય છે. પણ હવે પૂર્વ પરિ. 'भाव्यमानेन सवार्णानां' હોવાથી હ્રસ્વ उथी દીર્ઘ ऊ લઈ શકાશે નહીં, તો अमू જેવાં રૂપોની સિદ્ધિ થઈ શકશે નહીં.

આ સ્થિતિમાં भाव्यमानोऽप्युकारः આ પ્રસ્તુત પરિ. આવે છે, અને अदौमां उ વિધીયમાન (ભાવ્યમાન) હોવા છતાં સવર્ણનો ગ્રાહક બની શકે છે, તેથી કોઈ આપત્તિ રહેતી નથી.

**दिव उत्....**(પૃ. ૧૦૪,૧૪) આ પરિ.માં **જ્ઞાપક** 'दिव उत् (૬।૧।૧૩૧) (दिव् શબ્દના પદાન્ત व्ના સ્થાનમાં 'उत्' (उ) થાય છે) સૂત્રમાં કરેલું 'उत्' ગ્રહણ છે, 'द्युभ्याम्'માં दिव्+भ्याम् માં 'दिव उत्' સૂત્રથી व्ના સ્થાનમાં 'उ' થાય છે. હવે આ उ વિધીયમાન હોવાથી 'भाव्यमानेन सवर्णानां ग्रहणं न' પરિ. હોવાથી, दिव्ના वના સ્થાનમાં હ્રસ્વ જ उ થશે સવર્ણ દીર્ઘ ऊ થવાનો જ નથી, છતાં એવો દીર્ઘ ऊ ન થાય એ માટે પાણિનિએ 'दिव उत्'ના उत् માં તપર ગ્રહણ કર્યું છે તે વ્યર્થ થાય છે; અને વ્યર્થ પડીને આ भाव्यमानोऽप्युकारः પરિ.નું જ્ઞાપન કરે છે. તેથી હવે दिव उत् માં 'उ' ભાવ્યમાન હોવા છતાં દીર્ઘ ऊનું ગ્રહણ કરી શકશે, તો દીર્ઘ ऊ થવા માંડશે, તે ન થાય એ માટે તપર ગ્રહણ કર્યું છે. (स्वांशे चरितार्थम्).

**પરિ. ૨૧.** वर्णाश्रये नास्ति प्रत्ययलक्षणम् ॥२१॥

**અવતરણિકા : ननु गवे हितम**...(પૃ० १०४, १४) 'गोहितम्' गवे हितम्= गोहितम् અહીં ચતુર્થી તત્પુરુષ સમાસમાં गो+ए+हित+सु માં 'सुपो धातुप्रातिपदिकयोः' (૨।૪।૭૧) સૂત્રથી सुप्, ए તથા सुનો લોપ થવાથી...આખરે गोहितम् રૂપ બને છે. હવે અહીં એક પ્રશ્ન થાય છે કે 'प्रत्ययलोपे प्रत्ययलक्षणम्' (૧।૧।૬૨) (પ્રત્યયનો લોપ થતાં પણ તેની સાથે સંબદ્ધ કાર્ય થાય છે.) સૂત્રથી गो+ए+हित+सु માં एનો (ચતુર્થી એ.વ. પ્રત્યયનો) લોપ થવા છતાં પ્રત્યયનિમિત્તક કાર્ય गो માંના ओ ના સ્થાનમાં एचोऽय० સૂત્રથી 'अव्' આદેશ થવો જોઈએ. આ રીતે अव् આદેશ થતાં અનિષ્ટ રૂપનો પ્રસંગ આવશે. તેથી આ પરિ. કહેવામાં આવી છે. તેથી પછી આવનાર પ્રત્યયના વર્ણને નિમિત્ત માનીને, પૂર્વના વર્ણને જો કોઈ કાર્ય કરવાનું હોય તો તે પ્રત્યય લક્ષણ કાર્ય થતું નથી. તેથી હવે गो हितम् માં अव् આદેશ થવાનો અનિષ્ટ પ્રસંગ રહેતો નથી.

**वर्णप्राधान्यविषयमेतत्**...(પૃ. ૧૦૬,૧) આ પરિભાષા, જ્યાં વર્ણ (પછી તે પ્રત્યય રૂપ પણ હોય) ને નિમિત્ત માનીને (પ્રત્યયને માનીને નહીં), કોઈ કાર્ય પ્રાપ્ત થાય ત્યારે ત્યાં વર્ણની પ્રધાનતા હોય તો પ્રવૃત્ત થાય છે દા.ત. गोहितम् માં गो+ए એમાં લુપ્ત થયેલ ए પ્રત્યય प्रत्ययलोपे० સૂત્રથી પ્રત્યય લક્ષણથી લાવવામાં આવે છે. અહીં 'न लुमताङ्गस्य' (૧૧૧૬૩) સૂત્રથી પ્રત્યય લક્ષણનો નિષેધ થઈ શકે તેમ નથી, કારણ કે न लुमता० સૂત્ર તો અંગ કાર્ય, શબ્દની મૂળ પ્રકૃતિ અંગમાં પરિવર્તન કરનારાં ગુણ, વૃદ્ધિ જેવાં અંગકાર્યમાં લાગે છે. અહીં गोहितम् માં गो+ए માં થનાર 'अव्' આદેશ અંગકાર્ય નથી.

તેથી હવે 'गोहितम्'માં गो+ए, એમ ङे પ્રત્યય (ચતુર્થી એ.વ.) નો ए આવતાં अवादेश ન થાય એ માટે આ પરિ. છે. આ अवादेश વર્ણાશ્રય કાર્ય છે. અર્થાત્ 'एचोऽय०' સૂત્રથી વિધીયમાન अवादेश કાર્યમાં 'ए' વર્ણ રૂપ अच् નિમિત્ત છે, 'ङे' પ્રત્યયરૂપ નિમિત્ત નથી, તેથી પ્રસ્તુત પરિ. લાગતાં, પ્રત્યય લક્ષણ કાર્ય 'ए'નું આગમન ન થતાં, પરમાં अच् ન આવવાથી अवादेश થતો નથી.

**वर्णप्राधान्यं च**...(પૃ. ૧૦૬, પં. ૫) આ પરિ.માં નિર્દિષ્ટ વર્ણ પ્રાધાન્ય બે પ્રકારનું છે. તેમાં (૧) વર્ણપ્રાધાન્યનું તાત્પર્ય એ છે કે વર્ણ પોતે મુખ્ય હોવો જોઈએ, એટલે કે તે કોઈના વિશેષણ રૂપે ન હોવો જોઈએ. દા.ત. एचोऽयवायवः आद्गुणः સૂત્રોથી જ્યાં અનુક્રમે અયાદિ આદેશ કે ગુણસંધિ થાય છે, ત્યા 'अचि' પરમાં अच् આવ્યો હોય ત્યારે આ અયાદિ થાય છે. આ રીતે તે આ સૂત્રોમાં નિર્દિષ્ટ अच् વર્ણ કોઈનું વિશેષણ નથી, પણ સ્વયં પ્રધાન રૂપે જ નિર્દિષ્ટ છે. આ રીતે શાસ્ત્રીય ભાષામાં કહીએ તો અહીં 'वर्णस्य इतराविशेषणत्वरूपं प्राधान्यम्' એ રીતનું વર્ણ પ્રાધાન્ય છે. આનો દાખલો गोहितम् છે. (૨) બીજી પ્રકારનું વર્ણપ્રાધાન્ય તે છે કે જેમાં વર્ણ વિશેષ્ય હોય, અને પ્રત્યય વિશેષણ હોય, અર્થાત્ प्रत्ययनिष्ठ विशेषणता निरूपिता यत्र वर्णे प्रधानता तादृशी वर्णप्रधानता यत्र तत्रायं वर्णाश्रये० इति न्यायः प्रवर्तते । દા.ત. 'चित्रा' चित्रा નક્ષત્રમાં ઉત્પન્ન થયેલી. અહીં (૧) चित्रा શબ્દને 'तत्र जातः' એ અર્થમાં सन्धिवेला० (૪૧૩૧૬) સૂત્રથી તદ્ધિતનો अण् પ્રત્યય થાય છે. પછી (૨) चित्रारेवतीरोहिणीभ्यः स्त्रियामुपसंख्यानम्' (૪૧૩૧૩૪ ઉપર આવેલ વાર્તિક)થી તદ્ધિત 'अण्' પ્રત્યયનો लुक् થાય છે. (૨) એ પછી 'लुक्तद्धितलुकि' (૧૧૨૧૪૯)થી चित्रा માંના સ્ત્રીપ્રત્યયન્ત टाप् નો પણ लुक् થાય છે. अण् અને સ્ત્રીપ્રત્યય टाप् એ બંને પ્રત્યયો ઉપર કહ્યા પ્રમાણે लुक् (લુપ્ત) થયેલ હોવાથી 'चित्र' એવું અદન્ત સ્વરૂપ બાકી રહે છે. (૪) હવે અહીં अण् પ્રત્યયનો

લોપ થયેલો હોવાથી પ્રત્યય લક્ષણ કરીને अण् અહીં રહેલો છે એવી બુદ્ધિ કરીને अण् પ્રત્યય નિમિત્તક ङीप् એ સ્ત્રીપ્રત્યય टिड्ढाणञ् (૪।૧।૧૫) સૂત્રથી પ્રાપ્ત થાય છે (૫) પણ આ ङीप् કાર્ય વર્ણાશ્રય 'अकार વર્ણને નિમિત્ત માનીને ङीप् થતો હોવાથી પ્રસ્તુત પરિ. वर्णाश्रये० લાગે છે. તેથી अण् બુદ્ધિ ન થવાથી ङीप् રોકાઈ જાય છે (૬) તેથી આખરે चित्रा એ અજન્તરૂપ હોવાથી अजाद्यतष्टाप् થી टाप् (आ) થવાથી, चित्रा રૂપ બને છે.

અહીં चित्रा ઉદા.માં મુખ્ય તો એ જોવાનું કે 'टिड्ढाणञ' સૂત્રથી 'अण्' પ્રત્યયનો જે 'अकार' તેને ङीप् થાય છે. આમ હોવાથી અહીં પ્રત્યય વિશેષણતા છે, અને 'अ'માં વિશેષ્યતા છે. તેથી અહીં વર્ણપ્રાધાન્યની બે વ્યાખ્યાઓ પૈકી બીજી વ્યાખ્યા ધરાવનાર વર્ણ પ્રાધાન્ય છે. અર્થાત્ अण् પ્રત્યયનો अकार કહેવાથી 'प्रत्ययनिष्ठ विशेषणता निरूपित विशेषता ધરાવનાર એવો अ છે. આ રીતનું વર્ણ-પ્રાધાન્ય હોવાથી 'वर्णाश्रये' એ પરિ. લાગવાથી, પ્રત્યય લક્ષણ રોકાઈ જવાથી, अण्નો अ ન આવવાથી ङीप् થયો નહીં અને અભીષ્ટ टाप् થયો.

**इयमनल्विधौ स्थानिवत्त्व**...(પૃ. ૧૦૬, ૮) હવે એક શંકા થાય છે કે गोहितम्, અને चित्रा આદિ સ્થલોમાં लुक् આદેશ થયો છે, તો ત્યાં स्थानिवदादेशः સૂત્રથી સ્થાનિવદ્ભાવ થશે, તો પ્રત્યય લક્ષણની અને તેના નિષેધ માટે આ પ્રસ્તુત वर्णाश्रये० એ પરિ.ની જરૂર જ નથી. તેનો જવાબ એ છે કે गोहितम्માં 'अनल्विधौ'. એ નિષેધને લીધે સ્થાનિવદ્ભાવ પ્રવૃત્ત થઈ શકે તેમ નથી. તેથી પ્રત્યય લક્ષણની જ પ્રાપ્તિ છે, અને તેને રોકવા માટે પ્રસ્તુત પરિ. वर्णाश्रये० ની જરૂર છે.

**પરિ. ૨૨**. उणादयोऽव्युत्पन्नानि प्रातिपदिकानि ॥२२॥

**ननु अतः कृकमि**....(પૃ. ૧૦૬, ૧૦) અવતરણિકા : अयस्कामः, अयस्कंसः ઈત્યાદિ સ્થલોમાં अयः+कामः, अयः+कंसः ઈત્યાદિ સ્થિતિમાં 'अतःकृ–कमि–कंस સૂત્રથી જે અવ્યયનો ન હોય તેવા વિસર્ગનો स આદેશ થાય છે. આ સૂત્રમાં 'कम्' ધાતુનું ગ્રહણ કરેલ છે, અને कम् ધાતુને ઔણાદિક 'स' પ્રત્યય કરીને વ્યુત્પન્ન થયેલ कंस શબ્દનું પણ ગ્રહણ કરેલ છે. આથી अयस्कामः માં જેમ 'सत्व' થાય છે તેમ સૂત્રમાં ના कम् ગ્રહણથી कम् ઉપરથી તૈયાર થયેલ कंस શબ્દનું પણ ગ્રહણ થશે, તો સૂત્રમાં कंस ગ્રહણ વ્યર્થ છે એમ માનવામાં આવશે એવો એક પ્રશ્ન થાય છે. આ कंस ગ્રહણ વ્યર્થ પડીને આ પરિ उणा०નું જ્ઞાપન કરે છે.

હવે આ 'उणादयः' પરિ. કહે છે તેમ જે ઉણાદિ પ્રત્યયાન્ત શબ્દો કે રૂપો હોય છે તેમને અવ્યુત્પન્ન પ્રાતિપદિક, પ્રકૃતિ–પ્રત્યયના વિભાગથી શૂન્ય માનવામાં આવે છે. તેથી अयः+कंसःમાં कंस એવું ઉણાદિ પ્રત્યયાન્ત નામ (कमेः सः) એ कम् ધાતુ ઉપરથી બન્યું જ નથી. कस એ તો એક અવ્યુત્પન્ન પ્રાતિપદિક છે. તેથી હવે 'अतः कृकमि०' સૂત્રથી, अयस्कंसः માં માત્ર 'कम्' ધાતુના આધાર પર વિસર્ગનું સત્વ થઈ શકશે નહીં, પરંતુ વસ્તુતઃ अयस्कंसः માં સત્વ આવશ્યક છે. તેથી अतः कृकमिकंस० સૂત્રમાં 'कंस, ગ્રહણ કર્યું છે. (स्वांशे चरितार्थम् )

હવે એમ કહેવામાં આવે કે अयस्कसः માં આવેલ कंस શબ્દ कम् ધાતુ ઉપરથી નહીં પણ कंस् ધાતુથી ઉપરથી બનેલ સ્વતંત્ર શબ્દ છે, તેથી अतः कृकमि० સૂત્રની પ્રવૃત્તિ માટે, સૂત્રમાં कंस ગ્રહણ આવશ્યક છે. એવા જવાબમાં નાગેશ કહે છે કે 'कंस गतौ' એ ધાતુ ઉપરથી कस શબ્દ બન્યો જ નથી, આવા कंस શબ્દનું અનભિધાન છે. આ कंस શબ્દ कम् ધાતુ ઉપરથી જ બન્યો છે. કૈયટ વગેરે પણ આમ જ માને છે. તેથી कंस ગ્રહણ વ્યર્થ થઈને આ પરિ.નું જ્ઞાપક બને છે તેમજ સ્વીકારવું જોઈએ. તેથી ઉણાદિ પ્રત્યયાન્ત શબ્દરૂપો અવ્યુત્પન્ન જ છે.

જો કે કેટલાક વિદ્વાનો ઉણાદિ પ્રત્યયાન્ત રૂપોને વ્યુત્પન્ન પ્રાતિપદિક પણ માને છે, અને તે ण्वुल्तृचौ (૩।૧।૧૩) સૂત્રના ભાષ્યના આધારે બતાવે છે. આ સૂત્રના ભાષ્યથી એ પણ માલુમ પડે છે કે ઉણાદિ પ્રત્યયાન્ત પ્રાતિપદિકોને વ્યુત્પન્ન ને આશ્રિત કાર્ય પણ કરવામાં આવે છે. તેથી कर्तृ, नेतृ આદિમાં कृ+तृच्, नी+तृच्માં कर्तारौ कर्तारः, नेतारौ नेतारःમાં 'अप्तृन् तृच्' (૬/૪/૧૧ સૂત્રથી), જેમ દીર્ઘ થાય છે એમ જનની વાચક मातृ શબ્દમાં પણ मातरौ मातरःમાં દીર્ઘ થવો જોઈએ, એવી શંકા કરીને मातृ શબ્દમાં 'ચકાર' અનુબંધવાળો 'तृच्' પ્રત્યય નથી પણ मातृમાં ચકારાનુબંધ-રહિત અન્ય ઔણાદિક પ્રત્યય છે. તેથી मातरौ मातरःમાં દીર્ઘ થતો નથી. અહીં મુખ્ય તો એ બાબત છે કે ઔણાદિક શબ્દ સ્વરૂપો વ્યુત્પન્ન પ્રાતિપદિક પણ હોય છે.

આનો જવાબ આપતાં નાગેશ કહે છે કે ઉણાદિ શબ્દસ્વરૂપને પ્રાતિપાદિક શાકટાયનની રીતિએ માનવામાં આવે છે, બાકી પાણિનિ પ્રમાણે તો ઔણાદિક પ્રાતિપાદિકો અવ્યુત્પન્ન જ હોય છે.

**પરિ. ૨૩–'प्रत्ययग्रहणे यस्मात्स विहितस्तदादेस्तदन्तस्य ग्रहणम्' ॥२६॥**

**ननु देवदत्तश्चिकीर्षतीत्यादौ**...(પૃ. ૧૦૮, ૫) **અવતરણિકાઃ** – देवदत्तः चिकीर्षति એ વાક્યમાં પણ सनाद्यन्ता धातवः (૩/૧/૩૨) સૂત્રથી (सन् (ઈચ્છાદર્શક પ્રત્યય) જેને અંતે છે તેવાની ધાતુ સંજ્ઞા થાય છે. તેથી 'देवदत्त+सु चिकीर्ष' એ સમૂહની સન્નન્ત હોવાથી ધાતુ સંજ્ઞા થવી જોઈએ. તેથી सुपो धातु प्रातिपदिकयोः

(२/४/७१) સૂત્રથી सु (सुप्)નો લોપ થવો જોઈએ, એવી જ રીતે આનું लङ् ભૂતકાલ (હ્યસ્તન) રૂપ બનાવવું હોય તો ભૂતકાલ વાચક अड् આગમ देवदत्तश्चिकीर्षને ધાતુ માનવાથી देवदत्तः એ શબ્દ પહેલાં अडागम થવો જોઈએ, જો આનું પરોક્ષ ભૂતકાલ लिट्નું રૂપ કરવું હોય તો लिट्માં આદિ વર્ણનું દ્વિત્વ થતું હોવાથી અહીં પણ 'देवदत्तश्चिकीर्ष'માંના 'दे' નું દ્વિત્વ થવું જોઈએ, આ બધી અનિષ્ટની પરંપરા થશે. ત્યાં પ્રસ્તુત પરિ. આવીને આ અનિષ્ટ દૂર કરી આપે છે.

આ પરિ.; 'તદન્ત પરિભાષા' કે 'પ્રત્યય ગ્રહણ' 'પરિ. એવા બે ટૂંકા નામોથી પણ ઓળખાય છે. આ પરિ. ઉપરથી બે વાતો ફલિત થાય છે. (૧) આ પરિ.ની પ્રવૃત્તિ માટે પાણિનિ સૂત્રમાં પ્રત્યયનું ગ્રહણ કે પ્રત્યય નો ઉલ્લેખ હોવો જોઈએ, (૨) તે તે પ્રત્યય જે મૂળ પ્રકૃતિ (શબ્દ)થી કર્યો છે, તે મૂળ શબ્દ આદિમાં (તદાદિ) અને તે પ્રત્યય અન્ત (તદન્ત)માં હોય એવું જ શબ્દ સ્વરૂપ લેવામાં આવે છે.

તેથી હવે 'देवदत्तश्चिकीर्षति'માં कृ ધાતુનું सन् પ્રત્યયવાળું તદાદિ તદન્ત રૂપ चिकीर्ष જ હોવાથી, देबदत्तः चिकीर्षतिમાં सुप्ના લોપની, અડાગમની, કે દ્વિત્વની આપત્તિઓ જે ઉપર બતાવી છે તે દૂર થઈ જાય છે.

**यस्मात् प्रत्ययः....**(પૃ. ૧૦૮, ૮) હવે આ પ્રત્યય ગ્રહણ પરિભાષા કેવી રીતે સિદ્ધ થાય છે એ બતાવવામાં આવ્યું છે. 'यस्मात्प्रत्ययविधिस्तदादि प्रत्ययेऽङ्गम्' (૧/૪/૧૩) (જે પ્રત્યય જે શબ્દથી કરવામાં આવે, તે પ્રત્યય પર હોય ત્યાં તદાદિ શબ્દ સ્વરૂપની અંગ સંજ્ઞા થાય છે) સૂત્રમાં યોગ વિભાગ કરવામાં આવે છે. આમાં પહેલો યોગ છે. (૧) यस्मात् प्रत्ययविधिस्तदादिप्रत्यये, (અને બીજો યોગ છે अङ्गम्). પ્રથમ યોગ 'यस्मात्...तदादि प्रत्यये'ના અંતે 'गृह्यमाणे उपतिष्ठते' આ બે પદો ને શેષ (અધ્યાહાર) રૂપ માનવામાં આવે છે. આથી 'प्रत्यये गृह्यमाणे यस्मात् प्रत्ययविधिस्तदादिः (इत्यंशः) उपतिष्ठते' અર્થાત્ 'જ્યાં પ્રત્યયનું ગ્રહણ હોય ત્યાં જેનાથી (જે શબ્દ કે પ્રકૃતિથી) તે પ્રત્યય વિહિત હોય, તે પ્રત્યય સુધીના શબ્દ સ્વરૂપનું 'તદાદિ' રૂપે ગ્રહણ થાય છે. આવો અર્થ થવાથી भवामिમાં भू+मि, ત્યાં शप् (अ) કરી भू+अ+मि=भो+अ+मि=भव्+अ+मि=भव+मि એ સ્થિતિ થતાં भू છે આદિમાં જેને એવો मि પ્રત્યય આવે ત્યાં સુધી भव એ અંશ 'તદાદિ' ગ્રહાય છે અને તેથી 'अतो दीर्घो यञि' (૭/૩/૧૦૧) સૂત્રથી 'भव' તદાદિના અનો દીર્ઘ થતાં भवामि રૂપ થાય છે.

(૨) હવે આ પરિ.માનો બીજો અંશ તદન્ત છે, તે 'येन विधिस्तदन्तस्य' (૧/૧/૭૨) સૂત્રથી સિદ્ધ થાય છે. કોઈ સૂત્રમાં અમુક કાર્ય કરવાનું હોય ત્યારે કોઈ વિશેષ્ય ન હોય તો 'શબ્દ સ્વરૂપ' એ અંશને વિશેષ્ય સમજી લેવું અને એ

(અધ્યાહૃત) વિશેષ્યના વિશેષણને તદન્ત સમજી લેવું દા. ત. ष्यङः सम्प्रसारणं० (૬/૧/૧૩) સૂત્રથી અમુક સ્થિતિમાં સંપ્રસારણ થાય છે, આ સૂત્રમાં કોઈ વિશેષ્યનો નિર્દેશ થયો નથી તે તેથી 'શબ્દસ્વરૂપ' એ વિશેષ્ય સમજી લેવામાં આવે છે. અને 'ष्यङ्' એ વિશેષણ છે તેને તદન્તવિધિ કરવામાં આવે છે. એટલે કે ष्यङ् છે જેને અંતે એવું શબ્દ સ્વરૂપ—એમ તદન્તાંશ આવે છે.

(૨ अ) હા, જે સૂત્રમાં વિશેષ્યાંશનો નિર્દેશ સ્પષ્ટ રૂપે કરેલો હોય કે વિશેષ્યાંશવાચક પદ પૂર્વ સૂત્રમાંથી અનુવૃત્ત હોય ત્યાં કેવલ તદન્તાંશ જ લાવવામાં આવે છે. દા. ત. टिड्ढाणञ् (૪/૧/૧૫) આદિ સ્ત્રીપ્રત્યય 'ङीप्'ના વિધાયક સૂત્રમાં 'ङ्याप् प्रातिपादिकात्'(૪/૧/૧) એ અધિકાર સૂત્રમાંથી प्रातिपदिकात् વિશેષ્યની અનુવૃત્તિ થાય છે. તેથી ङी અને आप् વિશેષણને ङी જેને અંતે છે, टाप् (आप्) જેને અંતે છે તેવાં ङीबन्त, અને आबन्त એવાં પ્રાતિપાદિક એમ તદન્ત વિધિ થાય છે.

આ પ્રસ્તુત यस्मात्० પરિ.માં આવતા તદાદિ અને તદન્તનો પરંપરા પ્રમાણે આવો અર્થ કરવાની પ્રથા છે કે (૧) तदादिः—यस्मात् प्रत्ययो विहितः सः, शब्दः आदिर्यस्य शब्दस्वरूपस्य सः तदादिः અર્થાત્ 'જેનાથી પ્રત્યય થયો છે તે શબ્દ સ્વરૂપ જેના આદિમાં છે એવો સમુદાય. અહીં બહુવ્રીહિ સમાસ છે. બહુવ્રીહિ અન્ય પદાર્થ પ્રધાન હોય છે તે વાત તો પ્રખ્યાત છે, તેથી અન્ય પદાર્થ તરીકે શબ્દસ્વરૂપ એ અંશ લેવામાં આવે છે. (૨) तदन्त—'सः प्रत्ययः अन्ते यस्य शब्दस्वरूपस्य सः तदन्तः' અર્થાત્ 'જે પ્રત્યય જે શબ્દસમુદાયના અન્તે આવેલ છે તે પ્રત્યય ભાગ તદન્ત કહેવાય છે.

**यत्तु प्रत्ययेन स्वप्रकृत्यवयवक**...(પૃ. ૧૦૮, ૧૨). અહીં કોઈ પૂર્વપક્ષ કહે છે આ પરિ.માં येनविधिस्तदन्तस्य०થી સૂત્રની મદદ લઈને તદન્ત અંશ સિદ્ધ કરવાની જરૂર નથી, કારણ કે જ્યાં પ્રત્યયને કાર્ય કરવાનું દર્શાવ્યું હોય ત્યાં કેવળ પ્રત્યયનો ભાષામાં કે વ્યવહારમાં પ્રયોગ ન થતો હોવાથી પ્રત્યય જેના અંતમાં છે તે પ્રકૃતિને જ વ્યાકરણ શાસ્ત્રનું તે કાર્ય થઈ શકશે. આ રીતે તદન્તાંશ જાતેજ આવી જશે, આક્ષિપ્ત થશે. આનો જવાબ આપતાં નાગેશ કહે છે કે એવાં પણ કેટલાંક इयान् જેવાં શબ્દ સ્વરૂપ હોય છે કે જેમાં પ્રત્યય માત્રજ અવશિષ્ટ હોય છે; અને પ્રકૃતિનો સર્વાપહારી લોપ થયેલો હોય છે. इयान् રૂપ વ્યાકરણની દૃષ્ટિએ આ રીતે બને છે. (૧) इदम् શબ્દને માપ 'પરિમાણ' એ અર્થમાં वतुप् (वत्) પ્રત્યય, (૨) वत्‌ના व्‌ના સ્થાનનાં घ આદેશ, (૩) એ घना સ્થાનમાં इयत् આદેશ થતાં इदम्+इयत् (૪) इदम्‌ના સ્થાનમાં ईश् આદેશ થતાં ई+इयत्‌માં 'यस्येति

च' (६/४/९०) સૂત્રથી મૂલ પ્રકૃતિ 'ई'નો લોપ (૫) આખરે વિભક્તિ કાર્ય થતાં 'इयान्' રૂપ બને છે.

અહીં પ્રત્યય માત્ર इयत् અંશ જ અવશિષ્ટ છે, અને પ્રકૃતિ इदम् (કે ई)નો સર્વાપહારી લોપ થયો છે. આ સ્થળે 'પ્રત્યય'થી તદન્તનો આક્ષેપ સંભવિતજ નથી, એથી આ પ્રસ્તુત પરિ. 'यस्मात्०'માં 'येन विधिः' સૂત્રની મદદ તદન્તાંશ માટે લેવી જ પડે છે.

**यत्र प्रत्ययो निमित्तत्वेन०**...(પૃ. ૧૦૮, ૧૫) આ રીતે આ પરિ.માં તદાદિ અને તદન્તાંશ કેવી રીતે આવે છે તેની ચર્ચા કરીને હવે નાગેશ અમુક ઠેકાણે તદાદિ અંશ અને તદન્તાંશ કયા સંયોગોમાં ઉપસ્થિત થાય છે તે બતાવે છે.

(૧) **તદાદિ અંશ** :–જે સૂત્રમાં પ્રત્યયને નિમિત્ત માનીને મૂળ પ્રકૃતિ કે અંગને કંઈક કાર્ય કરવાનું કહ્યું હોય ત્યાં આ प्रत्यय० પરિ.નો તદાદિ અંશ ઉપસ્થિત થાય છે. દા. ત. सुपि च (७/३/१०२), ओसि च (७/३/१०४) नामि च (६/४/३) આદિ સૂત્રોમાં કે સ્થાનોમાં સપ્તમી વિભક્તિથી તે તે પ્રત્યયનો નિર્દેશ કરેલો હોવાથી ત્યાં 'तस्मिन्निति निर्दिष्टे पूर्वस्य (१/१/६६) એ સૂત્રાત્મક પરિભાષાના પ્રવેશને લીધે 'सुपि च' सुप् પ્રત્યયને નિમિત્ત માનીને થતું દીર્ઘ રૂપ કાર્ય, તે પ્રત્યયના આદિ (તદાદિ), राम+भ्याम्માં राम એવા તદાદિ અંશને દીર્ઘ થાય છે. આ સ્થાનોમાં તદાદિ અંશની ઉપસ્થિતિ થાય છે. (૨) **તદન્ત અંશ** :–પરંતુ જે સૂત્રો કે સ્થાનમાં પ્રત્યયને પણ કોઈ કાર્ય થતું હોય, એટલે કે પ્રત્યય પણ કાર્યી (કાર્યનો અનુભવ કરનાર) હોય ત્યાં 'તદન્ત' અંશની ઉપસ્થિતિ થાય છે. દા. ત. ष्यङः सम्प्रसारणम् જેવાં સૂત્રોમાં તદન્ત અંશની ઉપસ્થિતિ થાય છે અને 'ष्यङ् 'પ્રત્યયાન્ત શબ્દસ્વરૂપ, એવો અર્થ થાય છે.

**एवं यत्रापि पञ्चम्यन्तात् परः**...(પૃ. ૧૦૮, ૧૫/૧૬) 'તદાદિ' અંશ ક્યાં ઉપસ્થિત થાય છે એ વિષે વધારે વિચાર કરતાં નાગેશ કહે છે કે એવાં સૂત્રો કે જ્યાં પંચમી વિભક્તિ છે, એવા પંચમ્યન્તની પછી જ્યાં પ્રત્યયને ઉદ્દેશી ને કાર્ય કરવાનું હોય ત્યાં કેવળ તદાદિ અંશનીજ ઉપસ્થિતિ થાય છે, તદન્ત અંશની નહીં દા. ત. अतो भिस ऐस् (७/१/९) સૂત્રમાં 'अतः' એવો પંચમ્યન્ત નિર્દેશ હોવાથી राम+भिस्માં અકારાન્ત તદાદિ राम એવા અકારાન્ત અંગની પછી આવેલ भिस्નો ऐस् આદેશ થાય છે, એમ તદાદિ અંશની ઉપસ્થિતિ થાય છે. (અહીં જો તદન્ત અંશની પણ ઉપસ્થિતિ થાય તો अतो भिस०નો અર્થ અકારાન્ત અંગથી પર આવેલ भिसन्तનો ऐस् થાય એવો વિકૃત અર્થ થશે. વળી અકારાન્ત અંગથી ભિસન્ત ભાગ દુર્લભ છે.

એજ રીતે 'एङ् ह्रस्वात् सम्बुद्धेः (६/१/६९) સૂત્રમાં, સંબુદ્ધિ (સંબોધનની એકવચન વિભક્તિ) પંચમ્યન્તથી વિશિષ્ટ છે (सम्बुद्धेः). આ સૂત્રનો અર્થ એ છે જ્યારે તે સંબુદ્ધિ પ્રત્યય એઙન્તથી પર હોય, ત્યારે સંબુદ્ધિ પ્રત્યયના 'हल्'નો લોપ થાય છે.

આ રીતે આ પ્રસ્તુત प्रत्यय ग्रहणे० પરિ.નો તદાદિ અંશ કેવા સંયોગોમાં ક્યાં ઉપસ્થિતિ થાય છે તેની ચર્ચા નાગેશે કરી છે.

**તદાદિ તદન્ત બંને અંશોની ઉપાસ્થતિ :**

વ્યાકરણ શાસ્ત્રમાં એવાં (પણ) સ્થળો છે કે જ્યાં તદાદિ તદન્ત બંનેની એટલે કે આ **સમગ્ર પરિભાષા**ની ઉપસ્થિતિ થાય છે. જ્યાં પ્રત્યય સ્વયં કોઈ શાસ્ત્રીય કાર્યનો અનુભવ કરે છે, વિધિશાસ્ત્રમાં જેને ઉદ્દેશીને કોઈ કાર્યનું વિધાન થયેલું છે ત્યાં આ સમગ્ર પરિભાષા ઉપસ્થિત થાય છે. (૧) દા.ત. कृत्तद्धितसमासाश्च (૧/૪/૪૬) સૂત્રથી कृत् **પ્રત્યયને** પ્રાતિપદિક સંજ્ઞારૂપ કાર્ય થાય છે. અહીં તદાદિ તદન્ત બંને અંશોની ઉપસ્થિતિ થાય છે 'राम'માં रम्+घञ् (अ)=रामમાં, તદાદિ रम्, અને તદન્ત घञ्, બંનેની (પ્રકૃતિ–પ્રત્યય સમુદાયની) પ્રાતિપદિક સંજ્ઞા થાય છે. (૨) बहुगणवतुडति संख्या (૧/૧/૨૩)માં આવેલ 'वतु' નિર્દેશથી 'यत्तदेतेभ्यः परिमाणे वतुप्' (૫/૨/૨૩)થી થયેલા वतुप् (वत)થી પ્રત્યય અને પ્રકૃતિ (તદાદિ તદન્ત) यद्, तद् એમ પ્રકૃતિ પ્રત્યય બંનેનો यावत्, तावत्નો બોધ થાય છે. અને यावत् એ સમુદાયની સંખ્યા સંજ્ઞા થાય છે.

**अस्याः परिभाषायाः प्रयोजनानन्तरम्**...(પૃ. ૧૧૦/૪) હવે આ પ્રકૃત प्रत्ययग्रहणे यस्मात्सविहितस्तदादेस्तदन्तस्य ग्रहणम् એ સમગ્ર પરિભાષાના અસ્તિત્વ માટે નાગેશ પ્રમાણ આપે છે (અત્યાર સુધી જે પ્રમાણ આપ્યાં કે જે ચર્ચા કરી તે તદાદિ અને તદન્ત અંશ માટે જુદી જુદી હતી, હવે સમગ્ર પરિ. માટે છે) અથવા આ પરિ.નાં બીજાં પ્રયોજન નાગેશ બતાવે છે.

જેમકે परमगार्ग्यायणः । गर्ग શબ્દને 'गर्गादिभ्यो यञ्' (૪/૧/૧૦૫) સૂત્રથી 'यञ' પ્રત્યય થતાં 'गार्ग्यः' એવું રૂપ બને છે. હવે આ गार्ग्य શબ્દ જ यञ् પ્રત્યયાન્ત હોવાથી यञिञोश्च (૪/૧/૧૦૧) સૂત્ર પ્રમાણે यञ् પ્રત્યયાન્ત गार्ग्य શબ્દને જ 'फक्' પ્રત્યય થાય છે.

આ પરિ. ન હોત તો परमगार्ग्य શબ્દમાં गार्ग्य એ યઞન્ત શબ્દ હોવાથી, તે સંપૂર્ણ परमगार्ग्य શબ્દથી फक् પ્રત્યય થતો હોત, અને કિત્વને લીધે આદિ અચ્ ની વૃદ્ધિ થતાં पारमगार्ग्याणः એવું વિકૃત રૂપ થયું હોત, પણ હવે यञिञोश्चમાં यञ

પ્રત્યયનું પણ કાર્યી રૂપે ગ્રહણ કરેલું હોવાથી આ પ્રસ્તુત प्रत्यय० પરિ. પ્રમાણે तदादि तदन्त, (યઞન્ત तदादि) गार्ग्य એટલા જ અંશનું ગ્રહણ થાય છે. તેથી परमगार्ग्यायणः એવું ઈષ્ટરૂપ સિદ્ધ થવામાં કોઈ દોષ આવતો નથી.

તો હવે આ પ્રશ્ન થાય છે કે તદ્ધિત પ્રત્યય, એકાર્થીભાવ એટલે કે સમુદાય રૂપતાને કે સમાસને પામેલ परमगार्ग्यને જ यञिञोश्चથી फक् પ્રત્યય થવો જોઈએ; તે परमगार्ग्यના એકદેશ गार्ग्यને નહીં, કારણ કે અહીં फक् પ્રત્યયનો સંબંધ એકાર્થીભૂત परमगार्ग्य સાથે જ છે. પણ હવે परमगार्ग्य એ यञन्त तदादि નથી; અને જો यञन्त तदादि गार्ग्य છે, તો गार्ग्यમાં परमगार्ग्यायणનો એકાર્થીભાવવાળો (સમુદિત) અર્થ નથી, તો પછી અહીં फक् કેવી રીતે થયો! એના જવાબમાં અહીં કહ્યું છે કે નિષ્કૃષ્ટ—પૃથગ્ભૂત કરેલા એવા गार्ग्य એ અંશને પણ फक् પ્રત્યય થઈ શકે છે.

**प्रत्ययमात्रग्रहणे एषा** ...(પૃ. ૧૧૦, ૬) આ રીતે प्रत्ययग्रहणे પરિ.માં तदादि तदन्त બંને અંશો પ્રવૃત્ત થાય છે એ માટે परमगार्ग्यायणःની ચર્ચા કરીને નાગેશ હવે એ બતાવે છે કે આ પરિ. જ્યાં પ્રત્યય અને અપ્રત્યય બંનેનું ગ્રહણ થયેલું હોય ત્યાં પ્રવૃત્ત થતી નથી, પણ જ્યાં સૂત્રમાં ઉપાત્ત શબ્દ પ્રત્યય રૂપે હોય ત્યાં જ આ પરિ. પ્રવૃત્ત થાય છે. દા. ત. उगितश्च (૪/૧/૬). આ સૂત્ર જેના અન્તે 'उगित्' (उक् પ્રત્યાહાર જ્યાં ઈત્સંજ્ઞક છે) આવે છે તેવા પ્રાતિપદિકને ङीप् પ્રત્યય કરે છે. હવે આવું 'उगित्' શબ્દ સ્વરૂપ (૧) यवमती નગરીમાં यवाः सन्ति अस्या इति यवमतीમાં यव+मतुप्=यव+मत्=यवमतीમાં यव શબ્દને થતો તદ્ધિત પ્રત્યય मतुप्, (मत्) उगित् પ્રત્યય છે. (૨) તો भवती, भवत्यौ भवत्यःમાં સર્વનામ સ્ત્રીલિંગ भवतीમાં મૂળ 'भवतु' ઉગિત્ છે. (પછી भवत् થાય છે). અહીં આ उगित् પ્રત્યય નથી, પણ અપ્રત્યય છે.

આ રીતે उगितश्च સૂત્રમાં उगित् એ અંશ પ્રત્યય અને અપ્રત્યય બંને રૂપે લેવાતો હોઈ પ્રસ્તુત પરિ. લાગતી નથી. આથી લાભ એ થાય છે કે निर्यवमती ઉદાહરણમાં उगितश्च સૂત્રથી ङीप् થયો. यवमतो निष्क्रान्ता इति निर्यवमती એ પ્રાદિ સમાસ છે. અહીં निर्यवमत्માં વસ્તુતઃ ङीप् પ્રત્યય થાય છે. જો આ પ્રસ્તુ. પરિ. उगितश्चમાં આવી હોત તો આવો અર્થ થાત કે ઉગિદન્ત તદાદિને ङीप् પ્રત્યય થાય. હવે निर्यवमतीમાં અહીં જેને मतुप् થાય છે તે यवमत् શબ્દ मतुप् પ્રત્યયાન્ત માની શકાય, પણ 'निर्यव' શબ્દને मतुप् પ્રત્યય થયેલ ન હોવાથી निर्यवमत् मतुप् પ્રત્યયાન્ત એટલે ઉગિદન્ત નથી; અને જે ઉગિદન્ત यवमत् છે, તે તદાદિ નથી, (તદાદિ તો निर्यवमत् છે. આ રીતે પરિ. લાગતાં यवमती રૂપ તો સિદ્ધ થઈ શકે છે, પણ એ ઉપરાંત વસ્તુતઃ निर्यवमती રૂપ પણ જે સિદ્ધ થાય છે તે હવે થઈ

શકશે નહીં. પણ હવે તો પ્રસ્તુત પ્રત્યય પરિ. જ્યાં प्रत्यय અને अप्रत्यय બંનેનું ગ્રહણ છે તેવા उगितश्चमां આવતી જ નથી, તેથી હવે કોઈ દોષ રહેતો નથી. यवमतीની માફક निर्यवमती પણ રૂપ સિદ્ધ થઈ શકે છે.)

**પરિ. २४.** प्रत्ययग्रहणे चापञ्चम्याः ।।२४।।

**येन विधिः इति सूत्रे...**(પૃ. ૧૧૦, ૧૨). આ પ્રસ્તુત પરિ. કહે છે તેમ 'સૂત્રમાં પ્રત્યય ગ્રહણમાં જે તદન્ત વિધિ થાય છે તે તદન્ત વિધિ પંચમી વિભક્તિમાં થતી નથી'. આ પરિ.માં બતાવ્યા પ્રમાણે (૧) જે સૂત્રમાં પંચમ્યન્તપદ પછી જો કોઈ પ્રત્યયનો નિર્દેશ હોય (૨) તે નિર્દેશ (પ્રત્યય ગ્રહણ), અહીં આ (અમુક) પ્રત્યય થાય છે એ આશયથી કરેલ ન હોય, પણ તેથી ભિન્ન કોઈ કાર્ય કરવાના હેતુથી કરેલ હોય, (૩) અને તે પ્રત્યય ઉદ્દેશ્ય કોટિમાં આવેલો હોય ત્યાં તદન્તવિધિ થતી નથી. (આવાં સ્થાનોમાં પ્રત્યયથી પ્રત્યાયન્તનું ગ્રહણ થતું નથી, તેવા સ્થળે પ્રત્યય પ્રત્યયનોજ વાચક રહે છે. અને 'प्रत्ययग्रहणे' (પરિ. ૨૩)નો કેવલ તદાદિ અંશ ઉપસ્થિત થાય છે).

**यथा रदाभ्याम्...**(પૃ. ૧૧૦, ૧૬) દા.ત. रदाभ्यां निष्ठातो नः पूर्वस्य च दः (૮/૨/૪૨) (રેફાન્ત અને દકારાન્ત ધાતુથી પર આવેલ નિષ્ઠા (त, तवत् કર્મણિ ભૂત-કૃદન્તના પ્રત્યય) 'त्'નો 'न' અને પૂર્વવર્તી ધાતુના द्નો પણ 'न्' થાય છે). હવે અહીં આ સૂત્રમાં 'रदाभ्यां' પંચમી વિભકત્યન્ત છે. એની પછી નિષ્ઠા પ્રત્યયનો નિર્દેશ છે, (પ્રત્યયનું ગ્રહણ છે). વળી આ સૂત્રથી 'त्' અને 'तवत्' પ્રત્યયોનું વિધાન નથી, પણ 'त'નો 'न' થાય એવું અન્યકાર્ય (કાર્યાન્તર)નું વિધાન છે, વળી તે નિષ્ઠા 'त'ને ઉદ્દેશીને આ કાર્ય થાય છે, તેથી અહીં તદન્તવિધિ (નિષ્ઠા પ્રત્યયાન્ત) એવો અર્થ આ પ્રસ્તુત પરિ.ને લીધે થતો નથી.

આ બાબત સ્પષ્ટ રીતે સમજાવવા માટે નાગેશે એક ઉદા. આપ્યું છે 'दृषत्तीर्णा दृषद्–પથ્થર)માં दृषद्+तॄ+तमां 'तॄ' ધાતુના 'ॠ'ની જગ્યાએ 'ॠत ईद्धातोः' (૭/૧/૧૦૦) સૂત્રથી 'इ्' થાય છે, પછી તે ર૫ર બને છે, અને 'इ्'નો 'हलि च' (૮/૩/૭૭) સૂત્રથી દીર્ઘ થાય છે, અને આખરે दृषत्+तीर्+त એ સ્થિતિમાં रदाभ्यां સૂત્રથી નિષ્ઠા 'त' નો 'न' અને પછી 'ણત્વ થતાં છેલ્લે સ્ત્રીલિંગમાં दृषत्तीर्णा એવું રૂપ બને છે.

અહીં સારાંશ એ છે કે 'रदाभ्यां' સૂત્રમાં 'रदाभ्याम्' એ પંચમ્યન્તપદ છે. તેની પછી 'रदाभ्यां निष्ठा तः, એમ 'निष्ठा तः' એ પ્રત્યયનો નિર્દેશ છે. આ પ્રત્યયનો નિર્દેશ અન્ય 'नत्व' રૂપકાર્ય માટે કરવામાં આવેલ છે, તે સ્થિતિમાં આ પ્રકૃત

પરિ.ને લીધે તદન્ત અંશની ઉપસ્થિતિ નથી, પણ આ પૂર્વેની પરિ. प्रत्ययग्रहणे (૨૩)માં બતાવેલ કેવલ તદાદિ અંશનીજ ઉપસ્થિતિ થાય છે. એને સંસ્કૃતમાં આ રીતે બતાવી શકાય કે : 'यस्मात् निष्ठा प्रत्ययो विहितः, तदादेः रेफदान्तात् शब्द-स्वरूपात् परस्य निष्ठातकारस्य नकारः स्यात्' અર્થાત્ જે ધાતુથી નિષ્ઠા પ્રત્યય થયો હોય ત્યારે તેની પૂર્વે (આદિ માં) આવેલું તદાદિ રેફાન્ત કે દકારાન્ત શબ્દ સ્વરૂપ આવ્યુ હોય અને એ શબ્દ સ્વરૂપ પછી નિષ્ઠા 'त' આવ્યો હોય તો તેનો 'द्' થાય છે. 'दृषद्+तीर्+त'માં તની પૂર્વે તદાદિ तीर् રેફાન્ત ભાગ હોવાથી, નિષ્ઠા 'त'નો 'न' થાય છે. આ રીતે અહીં 'તદાદિ' અંશ લાવીને આ સૂત્રની વ્યાખ્યા કરવામાં આવે છે.

અહીં આ પ્રસ્તુત પરિ.ની ઉપરવટ જઈને, પૂર્વ પરિ.માંથી તદાદિ અને તદન્ત એમ તદન્તાંશ પણ લાવવામાં આવ્યો હોત તો આ પ્રમાણે અર્થ થાત (અને અનિષ્ટ પ્રસંગ આવત) 'यस्मात् निष्ठाप्रत्ययो विहितः, तदादितदन्तं (प्रत्ययान्तं) यच्छब्दस्वरूपं, तदवयवीभूतो यः तकारः रेफदकाराभ्यां परः, तस्य नत्वं स्यात्, અર્થાત્ જે ધાતુથી નિષ્ઠા પ્રત્યય થયો હોય ત્યારે તદાદિ તદન્ત જે સ્વરૂપ તેનો અવયવભૂત જે તકાર, તે જો રેફ કે દકારથા પર આવ્યો હોય તો તે (त)નો 'न' થાય છે. આવા તદન્તાંશવાળા અર્થઘટનથી दृषद्+तीर+तમાં નિષ્ઠા 'त'ના 'નત્વ' ના બદલે ધાતુના 'त्' નો 'न' થવા માંડશે આ એક અનિષ્ટ, અને 'तीर्+त'ની પૂર્વે આવેલ दृषद्'ના 'द्'નો પણ 'रदाभ्यां' સૂત્રમાં બતાવ્યા પ્રમાણે 'न' થવા માંડશે આ બીજું અનિષ્ટ. અને એ રીતે दृषत्तीर्णाને બદલે 'दृषन्नीर्ता' એવું અનિષ્ટરૂપ તૈયાર થવા માંડશે. (આવું ન થાય એ માટે ઉપર્યુક્ત પરિ.ની જરૂર છે).

**स्यतासी ललुटो...**(પૃ. ૧૧૨, ૩૨) આ પ્રસ્તુત પરિ.ની ચર્ચામાં આગળ વધતાં એમ જણાવાયું છે કે જ્યાં જે સૂત્રમાં પંચમ્યન્ત વિભક્તિનો નિર્દેશ ન હોય તો ત્યાં આક્ષેપ કરીને પણ (સંભાવિત અનિષ્ટ રૂપ સિદ્ધિને રોકવા માટે) પંચમ્યન્ત પદ લાવવામાં આવે છે અને તે દ્વારા 'તદન્ત'ને રોકવામાં આવે છે. દા.ત. 'स्यतासीलृलुटोः (૩/૧/૩૩) (જ્યારે પછી लृ (૧) लृट् અને लृङ्, અને (૨) लुट् આવ્યો હોય ત્યારે અનુક્રમે 'स्य' અને 'तास्' (तासि) પ્રત્યય થાય છે. (દા. ત. भविष्यति, अभविष्यत्, भविता) હવે 'स्यतासी' સૂત્રમાં પંચમી વિભક્તિવાળા (પંચમ્યન્ત) કોઈ પદનો નિર્દેશ દેખાતો નથી, એ સ્થિતિમાં આ પૂર્વેની प्रत्यय० પરિ.થી તદાદિ તદન્ત બંને અંશ ઉપસ્થિત થતાં भू+लृट् કે भू+लुट्, એ સ્થિતિમાં स्य અને तास् ધાતુની પણ પૂર્વે થવા માંડશે, એમ અનિષ્ટ થશે. તેથી નાગેશ બતાવે છે તેમ આમ રીતે વ્યવસ્થા કરવી જોઈએ. 'स्यतासी लृलुटोः'માં 'लृ' અને 'लुट्'ને

અવધિની આકાંક્ષા હોવાથી એટલે કે કોનીપછી આવેલ लृ અને लुट् એમ આકાંક્ષા થતાં અહીં 'धातोरेकाचो हलादेः क्रियासम० (૩/૧/૨૨) સૂત્રમાંથી પંચમી વિભક્ત્યન્ત 'धातोः' પદની અનુવૃત્તિ કે આક્ષેપ થાય છે, તેથી હવે ધાતુથી પર આવેલા लृ–लुट्' એમ પંચમી હોવાથી પ્રસ્તુત પરિ. प्रत्य...चापञ्चम्याः' લાગતાં તદન્ત વિધિનો નિષેધ થાય છે. તેથી भविष्यति, भविता રૂપોમાં કોઈ અનિષ્ટ પ્રસંગ રહેતો નથી.

**ङ्याब्भ्यः**...(પૃ. ૧૧૨, ૫) જ્યાં અમુક સૂત્રોમાં આવી પંચમ્યન્ત અવધિની આકાંક્ષા હોતી નથી, ત્યાં આ પરિ. (प्रत्य...चापंचम्याः) તદન્ત વિધિને રોકતી નથી. દા. ત. 'हल्ङ्याब्भ्यो दीर्घात् सुतिस्यपृक्तं हल्' (૬/૧/૬૮) (હલન્તની પછી દીર્ઘ ङी, (ई), તથા आप् (आ)ની પછી सु, ति, सिनो અપૃક્ત हल् હોય તો स् त सूनो લોપ થાય છે.

આ हल्० સૂત્રમાં પૂર્વેની 'प्रत्यय...' પ્રત્યય ગ્રહણ પરિ. અનુસાર તદાદિ અને તદન્ત બંને અંશ ઉપસ્થિત થતાં 'ङ्यन्तात् आबन्तात्, એવો તદન્ત અર્થ કરવામાં પ્રસ્તુત प्रत्य...चापंचम्याः પરિ. કોઈ રૂકાવટ કરતી નથી; કારણ કે 'हल्ङ्याप्' સૂત્રમાં, ङी અને आप् પ્રત્યય હંમેશાં પ્રાતિપાદિકને થતા હોવાથી આ પ્રત્યયો કોના પછી આવે ! એવી આકાંક્ષા ઉત્પન્ન થતી નથી. તેથી આ प्रत्य...चापंचम्याः પરિ. ન આવતાં, તદાદિ તદન્ત અંશ બંને ઉપસ્થિત થાય છે તેથી ङीबन्त तदादि, आबन्त तदादि એવો અર્થ કરવામાં કોઈ વાંધો આવતો નથી. આમ અહીં તદન્ત વિધિ કરવાથી કોઈ મુશ્કેલી આવતી નથી.

**अंगसंज्ञासूत्रे तु**....(૧૧૨, ૭) અંગ સંજ્ઞા વિધાયક સૂત્ર "यस्मात् प्रत्यय विधिस्तदादि प्रत्ययेऽङ्गम् (૧/૪/૪૩) સૂત્રનો 'જે પ્રત્યય જેનાથી કરવામાં આવે, તે પ્રત્યય પર રહેતાં તદાદિ શબ્દ સ્વરૂપની અંગસંજ્ઞા થાય છે' અર્થ થાય છે આ અર્થમાં પંચમ્યન્તથી પર તદાદિને કાર્યાન્તર (અંગ સંજ્ઞા)નું વિધાન કરવામાં આવ્યું છે. અહીં પંચમ્યન્તપદ હોવાથી 'प्रत्यय...चापंचम्याः' આ પ્રસ્તુત પરિ.ની પ્રવૃત્તિ થતાં તદન્ત વિધિ રોકાઈ જાય છે. આથી उत्तमैकाभ्यां च (૫/૪/૯૦) એ નિર્દેશ સંગત થાય છે. उत्तमैक+भ्याम्માં सुपि च (૭/૩/૧૦૨) સૂત્રથી દીર્ઘ થાય છે. અન્યથા 'सुपि च' એ સૂત્રમાં નિમિત્તવાચક सुपि એ પ્રત્યય ઉચ્ચરિત હોવાથી અને प्रत्ययग्रहणे એ પૂર્વ પરિભાષામાંથી तदन्तनी પણ ઉપસ્થિતિ થવાથી सुप् પ્રત્યય, પ્રત્યાન્તનો ગ્રાહક થવાથી 'सुबन्त तदादौ परे पूर्वस्य दीर्घः' એવો અર્થ થવાથી उत्तमैक+भ्याम्માં एकना અનો उत्तमैक એ અકારાન્ત અંગનો દીર્ઘ થઈ શકશે નહી. એથી પાણિનિએ કરેલ 'उत्तमैकाभ्यां च' એવો સૂત્ર નિર્દેશ સંગત થઈ શકશે, પણ હવે

તો 'प्रत्ययः चापञ्चम्याः' આ પરિ. થી તદન્ત અંશ આવતો રોકાઈ જવાથી उत्तमैक+भ्याम्માં यञादिसुप् भ्याम् પ્રત્યય હોવાથી દીર્ઘ થવામાં કોઈ વાંધો આવતો નથી.

**પરિ. ૨૫.** उत्तरपदाधिकारे प्रत्ययग्रहणे न तदन्तग्रहणम् ॥२५॥

**नन्वेवं कुमारी**..(પૃ. ૧૧૨, પં. ૧૦) અવતરણિકા : 'प्रत्ययग्रहणे यस्मात्स विहितस्तदादेस्तदन्तस्य ग्रहणम्' એ (પરિ. ૨૩) માનતાં 'कुमारी ब्राह्मणिरूपा' જેવા ઉદાહરણોમાં આપત્તિ આવશે. દા.ત. ब्राह्मणो શબ્દને 'प्रशस्ता ब्राह्मणी એ પ્રશસ્તિપરક અર્થમાં रूपप् પ્રત્યય થઈને ब्राह्मणी+रूप અને कुमारी સ્ત્રીલિંગ સાથે સામાનાધિકરણ્ય હોવાથી ब्राह्मणिरूपा એમ સ્ત્રીલિંગ બન્યું છે. (ब्राह्मणिरूपा=પ્રશંસાયોગ્ય બ્રાહ્મણી). હવે ब्राह्मणी+रूपाમાં 'घ–रूप–कल्प–चेलड्–ब्रुव–गोत्र–मत–हतेषु ङ्योऽनेकाचो ह्रस्वः' (૬।૩।૪૩) સૂત્રથી ઘસંજ્ઞક પ્રત્યય, रूपप् ब्रुव–गोत्र આદિ ઉત્તરપદમાં હોય ત્યારે, પ્રસ્તુત ब्राह्मणी+रूपમાં रूप પ્રત્યય હોતાં તેની પૂર્વેના 'ई'નો હ્રસ્વ થતાં ब्राह्मणिरूपा પ્રયોગ બને છે. પણ હવે એક પ્રશ્ન થાય છે કે 'घरूप०' સૂત્રમાં 'प्रत्यय०' ગ્રહણ પરિભાષાથી (તદાદિની સાથે સાથે) તદન્ત અંશ ઉપસ્થિત થતાં रुपप् પ્રત્યયાન્ત એવો અર્થ ઉપસ્થિત થશે, તો कुमारी ब्राह्मणिरुपाમાં रूपप् પ્રત્યયાન્ત ब्राह्मणी શબ્દ પર હોવાથી પૂર્વે આવેલા 'कुमारी' શબ્દના 'ई'નો હ્રસ્વ 'इ' થવા માંડશે એ અનિષ્ટ આપત્તિ આવશે.

આવા અનિષ્ટને રોકવા માટે આ પ્રસ્તુત उत्तर० પ્રસ્તુત પરિ. છે. આ પરિ. ઉત્તરપદના અધિકારવાળા સૂત્રોમાં પ્રત્યય ગ્રહણ કરવામાં આવ્યું હોય ત્યાં તદન્ત વિધિને રોકે છે. અર્થાત્ તેવાં સૂત્રોમાં આવેલ 'પ્રત્યય'નો 'પ્રત્યયાન્ત' એવો અર્થ થતો નથી. તેથી હવે 'घरूप' સૂત્રમાં ઉત્તરપદનો અધિકાર આવતો હોવાથી रूपप् (પ્રત્યયાન્તનો વાચક ન થતાં) પ્રત્યયનો જ વાચક રહે છે. તેથી ब्राह्मणीरूपाમાં તો હ્રસ્વત્વ થઈ જશે, પણ रूपप्, कुमारी શબ્દથી વિહિત થયેલો ન હોવાથી, વળી ઉત્તરપદમાં रूपप् ન હોવાથી कुमारी શબ્દને હ્રસ્વ થતો નથી. એથી હવે કોઈ આપત્તિ રહેતી નથી.

આ પરિ.માં **જ્ઞાપક** 'हृदयस्य हृल्लेख–यदण्–लासेषु' (૬।૩।૫૦) સૂત્રમાં કરેલ 'लेख' શબ્દ છે. (આ સૂત્રનો અર્થ છે કે लेख શબ્દ, यतપ્રત્યય, अण् પ્રત્યય, लास શબ્દ આ (બધાં) ઉત્તરપદમાં હોય તો हृदय શબ્દના સ્થાનમાં हृद् આદેશ થાય છે. અને हृल्लेखः એવું રૂપ સિદ્ધ થાય છે. હવે પ્રશ્ન થાય છે કે 'हृदयस्य०' એ સૂત્રમાં अण् પ્રત્યયનું ગ્રહણ કરેલું છે. આ अणूમાંજ તદન્ત વિધિ કરીને અણન્ત શબ્દ હોય ત્યાં हृद् આદેશ થઈ શકશે. लेख=लिख्+अण् એમ अणन्त છે, તો हृदयस्य० એ ઉત્તરપદાધિકારવાળા સૂત્રમાં 'लेख' ગ્રહણની આવ-

શ્યકતા ન હતી, છતાં 'लेख' શબ્દનું ગ્રહણ કેમ કર્યું ? તે લેખનું ગ્રહણ કર્યું છે તેના સામર્થ્યથી अण् પ્રત્યયાન્ત શબ્દ ઉત્તરપદમાં આવ્યો હોય તો हृद् આદેશ થઈ શકશે નહીં. પણ વસ્તુતઃ हृल्लेखःમાં लेख શબ્દ પર હોય ત્યારે हृद् આદેશ આવશ્યક છે, તેથી हृदयस्य० સૂત્રમાં 'लेख'નું ગ્રહણ કર્યું છે.

હવે જો એમ કહેવામાં આવે કે પ્રસ્તુત हृदयस्य० સૂત્રમાં लेख શબ્દનું ગ્રહણ જ્યાં લેખ શબ્દ लिख+घञ् (अ) घञन्त હોય ત્યાં જ हृद् આદેશ થાય તો તેનો જવાબ એ છે કે घञन्त લેખ શબ્દનું અનભિધાન છે, લેખ શબ્દ अण्णन्त જ લેવાય છે.

**પરિ. २६ स्त्रीप्रत्यये चानुपसर्जने न ॥२६॥**

**नन्वेवं परमकारीष**...(પૃ. ૧૧૪, પં. ૧) અવતરણિકા : (૧) प्रत्ययग्रहणे यस्मात्स विहितस्तदादेस्तदन्तस्य ग्रहणम्' (પરિ. ૨૩) એ પરિ. તદાદિ તદન્તની બોધક છે (૨) આમાંથી તદન્ત અંશનો નિષેધ કરનારી બે પરિભાષાઓ प्रत्ययग्रहणे चापञ्चम्याः (૨૪) અને उत्तरपदा० (૨૫) છે. (૩) હવે આ પ્રસ્તુત स्त्रीप्रत्यये० પરિ., प्रत्यय० પરિ.થી આવતા તદાદિ અંશની બાધક છે એ વાતની ચર્ચા અહીં શરૂ થાય છે.

स्त्रीप्रत्यये० આ પરિ.નો અર્થ મૂળમાં જણાવ્યો છે. કોઈ સૂત્રમાં સ્ત્રીપ્રત્યયનું ગ્રહણ કરવામાં આવ્યું હોય ત્યાં તે સ્ત્રીપ્રત્યયને જે કોઈ કાર્ય કરવાનું હોય ત્યારે તદન્તવિધિ થાય છે અને સ્ત્રીપ્રત્યય પ્રત્યયાન્તનો વાચક બને છે. હવે આવો સ્ત્રીપ્રત્યયાન્ત શબ્દ પ્રધાન अनुपसर्जन હોય તો આ પરિ. स्त्रीप्रयये० લીધે તદાદિ અંશનો બાધ થાય છે. (જો સ્ત્રીપ્રત્યયાન્ત શબ્દ અપ્રધાન (ગૌણ) ઉપસર્જન હોય ત્યારે તો તદાદિ નિયમ થઈ શકે છે.)

આ બાબતને સ્પષ્ટ કરવા માટે નાગેશે બે ઉદાહરણ આપ્યાં છે. परमकारीष-गन्धीपुत्रः અને अतिकारीषगन्ध्यापुत्रः. અહીં વિશેષ ચર્ચા કરતાં પહેલાં રૂપ સિદ્ધિ આવશ્યક હોઈ પહેલાં તે વિચારીશું. પહેલાં તો परमकारीषगन्धीपुत्रः રૂપની સિદ્ધિ જોઈએ.

[A] (૧) करीषस्य (करीष=શુષ્ક છાણુ; गोमय) गन्ध इव गन्धः यस्य सः इति करीषगन्धिः અહીં બહુવ્રીહિ સમાસ થયા પછી 'उपमानाच्च' (૫।૪।૧૩૭) સૂત્રથી 'गन्ध' શબ્દમાંના अकारનું સમાસાન્ત 'इत्व' થાય છે, તેથી करीषगन्धिः રૂપ બને છે.

(૨) करीषगन्धेः गोत्रापत्यं पुमान् इति कारीषगन्धः અહીં 'तस्यापत्यम्' (૪।૧।૯૨) સૂત્રથી करीषगन्धि શબ્દને अण् પ્રત્યય થાય છે, અને આદિ સ્વરની વૃદ્ધિ થાય છે. તેથીकारीषगन्धि+अ.

(૩) આ પછી સ્ત્રીત્વની વિવક્ષામાં 'अणिञोरनार्षयोर्गुरूपोत्तमयोः ष्यङ् गोत्रे' (૪।૧।૭૮) સૂત્રથી अण्‌ના સ્થાનમાં ष्यङ् પ્રત્યય થાય છે. આ સૂત્રથી ગોત્રાપત્ય એવા અર્થમાં થયેલ अण् (अ) અને इञ् (इ) પ્રત્યયના સ્થાનમાં જ્યારે સ્ત્રીત્વ વાચ્ય હોય ત્યારે ष्यङ् પ્રત્યય થાય છે. તેથી कारीषगन्धि अ, कारीषगन्धि य, હવે અહીં 'यस्येति च' (૬।૪।૧૪૮) સૂત્રથી 'इ'ને। લોપ થાય છે. અને कारीषगन्ध् य, સ્થિતિ થાય છે.

(૪) આ પછી 'यङश्चाप्' (૪।૧।૭૪) સૂત્રથી (યઙન્ત શબ્દની પછી, સ્ત્રી-લિંગમાં चाप् (आ) પ્રત્યય થાય છે, તેથી આખરે कारीषगन्ध्या રૂપ સિદ્ધ થાય છે.

(૫) આ પછી ઉત્તમ એવી કારીષગન્ધ્યા એવો અર્થ બતાવવા માટે ઉત્તમનાવાચી परम શબ્દનો परमा चासौ कारीषगन्ध्या च इति परमकारीषगन्ध्या કર્મ ધારય તત્પુરુષ સમાસ થાય છે.

(૬) આ પછી परमकारीषगन्ध्यायाः पुत्रः इतिમાં ષષ્ઠી તત્પુરુષ સમાસ થાય છે, ત્યારે परमकारीषन्ध्या શબ્દમાં 'ष्यङः संप्रसारणं पुत्रपत्योस्तत्पुरुषे (૬।૧।૧૩) સૂત્રથી 'તત્પુરુષ સમાસમાં, પુત્ર કે પતિ શબ્દ જો ઉત્તરપદમાં આવ્યો (હોય) ત્યારે ષ્યઙન્ત પૂર્વપદનું (સ્ત્રીપ્રત્યયવાચક ષ્યઙ્‌નું) સંપ્રસારણ થાય છે. તેથી परमकारीषगन्ध् ई आ पुत्रः. અહીં સંપ્રસારણ પછી, 'संप्रसारणाच्च' (૬।૧।૧૦૮) સૂત્રથી પૂર્વરૂપ થાય છે. તેથી 'परमकारीषगन्धिपुत्रः. પછી 'संप्रसारणस्य च' (૬।૩।૩૯) સૂત્રથી इનો દીર્ઘ થતાં આખરે परमकारीषगन्धीपुत्रः એવું રૂપ બને છે.

[B] अतिकारीषगन्ध्यापुत्रः—અહીં कारीषगन्ध्या સુધીની સિદ્ધિ તો ઉપર પ્રમાણે (૪)–જેવીજ છે. તે પછી कारीषन्ध्या કરતાં વધી જનારી, કે कारीषगन्ध्याનું અતિક્રમણ કરનારી તેવી સ્ત્રીનો પુત્ર कारीषगन्ध्याम् अतिक्रान्ता इति अतिकारीषगन्ध्या, अतिकारीषगन्ध्यायाः पुत्रः इति अतिकारीषगन्ध्यापुत्रः અહીં 'गन्ध्या'માં આવેલ यूનું સંપ્રસારણ થતું નથી.

હવે અહીં મુખ્ય બાબત તો એ છે કે परमकारीषगन्धीपुत्रःમાં સંપ્રસારણ થયું છે, અને अतिकारीषगन्ध्यापुत्रःમાં સંપ્રસારણ થયું નથી. આનું કારણ પ્રસ્તુત स्त्रीप्रत्यये० પરિ. છે.

આ પરિ. स्त्रीप्रत्यये० અનુપસર્જન સ્ત્રીપ્રત્યય હોય ત્યારે તદાદિવિધિ રોકે છે. અહીં સ્ત્રીપ્રત્યયે એ વિષય સપ્તમી છે. તેથી સ્ત્રીપ્રત્યયના વિષયમાં, જ્યાં સ્ત્રીપ્રત્યય સ્ત્રીત્વ અર્થને પ્રધાન (અનુપસર્જન) રૂપમાં બતાવે ત્યાં તદાદિ નિયમ થતો નથી.

परमकारीषगन्धीपुत्रःમાં મૂળ તો कारीषगन्धिને ष्यङ् પ્રત્યય થયેલો છે. તેથી 'प्रत्यय' ગ્રહણ પરિભાષાથી તદાદિ તદન્ત कारीषगन्ध्याનો બોધ થાય છે, પણ સાથે સાથે તદાદિ તદન્ત પદથી परमकारीषगन्ध्याનો પણ બોધ થઈ શકે છે, કારણ કે અહીં સ્ત્રીપ્રત્યયાન્ત 'कारीषगन्ध्या'નો 'परम' શબ્દ સાથે કર્મધારય તત્પુરુષ સમાસ થવાથી, અને તત્પુરુષમાં ઉત્તરપદના અર્થનું પ્રાધાન્ય હોવાથી कारीषगन्ध्याની પ્રધાનતાની સાથે સાથે ઉત્કૃષ્ટતા અર્થ વાચક परम શબ્દ પણ 'कारीषगन्ध्या'નાં અર્થની પૂર્તિ કરે છે. તેથી कारीषगन्ध्याની માફક परमकारीषगन्ध्या પણ પ્રધાન (अनुपसर्जन) છે.

તેથી અહીં स्त्रीप्रत्यये० આ પરિ. લાગવાથી, प्रत्ययग्रहणे० પરિ. (૨૩)માંથી આવતા તદાદિ અંશનો નિષેધ થાય છે; અને તદન્ત અંશજ પૂર્વ પરિ. (૨૩)માંથી ઉપસ્થિત થાય છે. તેથી હવે 'ष्यङः संप्रसारणम्' સૂત્રથી થતું સંપ્રસારણ ष्यङ् પ્રત્યયાન્તને થાય છે એમ સિદ્ધ થયું. હવે જેમ कारीषगन्ध्या ष्यङन्त છે, તેમ परमकारीषगन्ध्या પણ ष्यङन्त છે. તેથી જે શબ્દને સ્ત્રીપ્રત્યય લાગ્યો છે તેવા कारीषगन्ध्याની પૂર્વે परम શબ્દ હોય તો પણ સ્ત્રી પ્રત્યયને થતું કાર્ય ष्यङ् એ સ્ત્રીત્વ અર્થમાં થયું છે તેથી સંપ્રસારણ પણ સ્ત્રીત્વ નિમિત્તકજ છે તેથી આ સંપ્રસારણ કાર્ય परमकारीषगन्धीपुत्रःમાં થયું છે.

'अतिकारीषगन्ध्यापुत्रः'નો કિસ્સો परमकारीषगन्धीपुत्रःથી જૂદો છે. अतिकारीषगन्ध्या એ અંશ ઉપસર્જન હોવાથી, અહીં 'स्त्रीप्रत्यये चानु०' આ પરિભાષા, પ્રત્યય ગ્રહણ પરિ.માંથી ઉપસ્થિત થનારા તદન્ત અંશ સાથે તદાદિ વિધિને રોકી શકશે નહીં, તેથી હવે સંપ્રસારણ કરતી વખતે ष्यङ्નો અર્થ 'ष्यङन्ततदादि' એમ કરીને આવા ષ્યઙન્ત તદાદિ પૂર્વપદ ને ष्यङः संप्रसारणम्' એ સૂત્રથી સંપ્રસારણ થવું જોઈએ; પણ થતું નથી, કારણ કે अतिकारीषगन्ध्यापुत्रःમાં अतिकारीषगन्ध्या એ પૂર્વપદ તો છે પણ ष्यङन्त તદાદિ નથી. ष्यङन्त તદાદિ તો कारीषगन्ध्या છે. (ष्यङन्त તદાદિ એટલે ष्यङ् પ્રત્યયની પ્રકૃતિ આદિમાં હોય, અને ष्यङ् પ્રત્યય જ અન્તમાં હોય તેવો શબ્દ).

હવે ष्यङन्त તદાદિ कारीषगन्ध्या છે, પણ તે પૂર્વપદ નથી (કારણ કે અહીં પ્રસ્તુતમાં તો अतिकारीषगन्ध्या પૂર્વપદ છે. તેથી अतिकारीषगन्ध्यापुत्रःમાં સંપ્રસારણ થતું નથી.

**विषयसप्तमी....**(પૃ. ૧૧૪, પં. ૪) આ 'स्त्रीप्रत्यये चानुपसर्जने न'માં स्त्रीप्रत्ययेમાં જે સપ્તમી છે, તે વૈષયિક આધાર વાચક છે. તેથી તેનો અર્થ વિષય છે. એટલે સ્ત્રી પ્રત્યયના વિષયમાં સ્ત્રીપ્રત્યય સ્ત્રીત્વનો અર્થ પ્રધાન રૂપે બતાવે છે ત્યાં તદાદિ નિયમ આવતો નથી. તેથી परमकारीषगन्ध्या पुत्रः એ ઉદા.માં

જો કે વસ્તુતઃ સ્ત્રીપ્રત્યય (ष्यङ्) જ્યાં થયો છે તે कारीषगन्ध्या તદાદિ સ્ત્રીપ્રત્યયાન્ત શબ્દ છે છતાં તે कारीषगन्ध्याનો परम એ અલગ શબ્દ સાથે સમાસ થાય છે ત્યારે 'परमकारीषगन्ध्या' એવા સામાસિક શબ્દમાં कारीषगन्ध्या એ શબ્દ પ્રધાન છે. આ परमकारीषगन्ध्या શબ્દ પણ આખરે (ઉત્તમ એવા અર્થ સાથે) कारीषगन्ध्या એ સ્ત્રી-ત્વના અર્થનો (પ્રધાન અર્થનો) જ બોધ કરાવે છે. તેથી આ स्त्रीप्रत्यये० પ્રસ્તુત પરિ. પ્રમાણે તદાદિ નિયમ આવતો નથી. તેથી परमकारीषगन्ध्या એ પૂર્ણ સામાસિક શબ્દ અનુપસર્જન હોવાથી, कारीषगन्ध्या એટલો જ શબ્દ સ્ત્રીપ્રત્યાન્ત નહીં પણ परमकारीषगन्धीपुत्रः પણ પ્રત્યયાન્ત હોવાથી સંપ્રસારણ આદિ કાર્ય થાય છે, અને परमकारीषगन्धीपुत्रः એવું ઈષ્ટરૂપ બને છે. જ્યારે अतिकारीषगन्ध्यापुत्रःમાં તો ઉપર બતાવેલ રીત પ્રમાણે कारीषगन्ध्याનો અર્થ ઉપસર્જનીભૂત (ગૌણ કે અપ્રધાન) હોવાથી ત્યાં આ स्त्रीप्रत्यये० આ પ્રસ્તુત પરિ. ન લાગતાં, તદાદિ નિયમ થતાં अतिकारीषगन्ध्या એ સમગ્ર સામાસિક શબ્દ સ્ત્રીપ્રત્યયાન્ત ન મનાતાં સંપ્રસારણ થતું નથી. તેથી अतिकारीषगन्ध्यापुत्रः એવું રૂપ બને છે.

**प्रत्यासत्त्या**...(પૃ. ११४, પં. ५) જે શબ્દથી સ્ત્રીપ્રત્યય થયો હોય તેટલાજ સ્ત્રીપ્રત્યયાન્ત શબ્દમાં એ સ્ત્રીપ્રત્યય પ્રધાનરૂપે સ્ત્રીત્વ અર્થનો બોધ કરાવે છે, તેથી એવા સ્થળમાં તે શબ્દને ઈતર શબ્દનું સાંનિધ્ય (પ્રત્યાસત્તિ) ન હોવાથી તે શબ્દ પ્રધાન છે કે નહીં, ત્યાં તદાદિ નિયમ લાગે છે કે નહીં તેવો સવાલજ પેદા થતો નથી, પણ સમાસ કરતી વખતે પાસે આવેલ કોઈ પદની સાથે સમાસ થતાં તે સામાસિક શબ્દ સમુદાયને મનાય કે ન મનાય એ નિર્ણય કરવાનો હોય ત્યારે જે મૂળ શબ્દને વાસ્તવિક રીતે સ્ત્રીપ્રત્યય થયો છે તેવા તદાદિ સ્ત્રીપ્રત્યયાન્ત શબ્દનો અર્થ પૂર્ણ (સામાસિક) શબ્દસમુદાયના અર્થમાં ગુણીભૂત થયેલો ન હોય, તેવાજ સ્થળમાં આ સ્ત્રીપ્રત્યયે चानुप० પ્રસ્તુત પરિ. લાગે છે.

**तेन अतिराजकुमारित्यादौ**...(પૃ. ११४, પં. ८) अतिराजकुमारिः (રાજ-કુમારીનું અતિક્રમણ કરનારી કોઈ અન્ય સ્ત્રી) એ સ્થલમાં 'राजकुमारीम् अतिक्रान्ता या अन्या स्त्री सा अतिराजकुमारिः'માં राजकुमारी શબ્દ ઉપસર્જન કે ગૌણ રૂપને પામેલ છે, તેથી અહીં गोस्त्रियोरुपसर्जनस्य० (१/२/४८) એસૂત્રથી હ્રસ્વત્વ થાય છે.

અહીં હકીકત એ છે કે મૂળ कुमार શબ્દને સ્ત્રીત્વમાં પ્રથમ વયોવાચક હોવાથી 'वयसि प्रथमे' (४/१/२०) સૂત્રથી ङीप् પ્રત્યય થાય છે. ત્યાં प्रत्ययग्रहणे (પરિ.२३)થી कुमारी એટલોજ શબ્દ તદાદિ સ્ત્રી પ્રત્યયાન્ત છે. એ પછી कुमारी શબ્દનો राज्ञः कुमारी इति राजकुमारी પદમાં ઉત્તરપદાર્થ પ્રધાન ષષ્ઠી તત્પુરુષ સમાસમાં कुमारी શબ્દ પ્રધાન (અનુપસર્જન) હોવાથી આ પ્રસ્તુત પરિ. स्त्रीप्रत्यये० લાગતાં તદાદિ

નિયમ લાગુ પડતો નથી, તેથી 'राजकुमारी શબ્દ પણ સ્ત્રીપ્રત્યયાન્ત માનવામાં આવે છે, પણ अतिराजकुमारिः એ સમાસમાં તો अति શબ્દની દૃષ્ટિએ राजकुमारीનો અર્થ ગૌણ કે ઉપસર્જનીભૂત બને છે. તેથી अति राजकुमारिः એ પ્રયોગમાં 'गो-स्त्रियोरुपसर्जनस्य' (१/२/४८) એ સૂત્રથી ઉપસર્જનને થતુ હ્રસ્વત્વ થાય છે.

**अत एवात्र...**(પૃ. ૧૧૪, પં. ૯) આ स्त्रीप्रत्यये चानुपसर्जनेમાં अनुपसर्जनेમાં આવેલ 'ઉપસર્જન' પદથી કયું ઉપસર્જનત્વ (ગૌણત્વ) લેવું એ માટે વિચાર કરતાં નાગેશ, અહીં લૌકિક ઉપસર્જનત્વ લેવું જોઈએ એમ કહે છે, પણ શાસ્ત્રીય ઉપસર્જનત્વ લેવામાં આવતું નથી.

વ્યાકરણ શાસ્ત્રમાં શાસ્ત્રીય ઉપસર્જનત્વ બતાવનારાં બે સૂત્રો છે. (१) 'प्रथमा निर्दिष्टं समास उपसर्जनम्' (१/२/४३) (સમાસશાસ્ત્રમાં સૂત્રમાં આવેલ પ્રથમાન્ત પદની ઉપસર્જન સંજ્ઞા થાય છે.) (२) एकविभक्ति चापूर्वनिपाते (१/२/४४) (સમાસનો વિગ્રહ કરતી વખતે જે શબ્દ નિયત વિભક્તિક છે તેની ઉપસર્જન સંજ્ઞા થાય છે.) અહીં स्त्रीप्रत्यये० એ પરિભાષામાં સ્ત્રીપ્રત્યય ક્યાં મુખ્ય રૂપે છે કે ક્યાં અમુખ્ય ગૌણ ઉપસર્જન બને છે, તેટલી જ બાબત વિચારણીય હોય છે. એ સ્થિતિમાં આવા કેવલ પ્રત્યય માત્રનું, પૂર્વનું શાસ્ત્રીય ઉપસર્જન કે જે સમાસ અને વિગ્રહ સાથે સંકળાયેલું છે, તે કેવલ સ્ત્રી પ્રત્યયમાં સંભવીજ શકતું નથી. તેથી અહીં શાસ્ત્રીય ઉપસર્જનત્વ સંભવી શકતું નથી.

**अस्याः प्रत्ययग्रहणे०**—(પૃ. ૧૧૪, પં. ૧૦) આ स्त्रीप्रत्यये चानु० (२६), પૂર્વની 'प्रत्ययग्रहणे (२३) એ પરિ.ની અપવાદક પરિ. છે. તેથી આ બંને પરિ. ઓની એકવાક્યતા કરવામાં આવે છે. અહીં प्रत्ययग्रहणे० (२३)માં આવેલ ગ્રહણ અંશનો પ્રસ્તુત स्त्रीप्रत्यये० પરિ.માં પણ સંબંધ થાય છે. તેથી (પાયગુંડે કહે છે એમ) स्त्रीप्रत्ययग्रहणे सत्यनुपसर्जनविषये तदादिनियमो न, એવો અર્થ થાય છે, એટલે કે જ્યાં સ્ત્રી પ્રત્યયનું ગ્રહણ કરવામાં આવ્યું છે તેવા અનુપસર્જનના વિષયમાં તદાદિ નિયમ થતો નથી.

આ રીતે સ્ત્રીપ્રત્યયનું ગ્રહણ ક્યાંક તો સામાન્ય રૂપે, જ્યારે ક્યાંક વિશેષ રૂપે થયેલું હોય છે ત્યારે તે બંને ગ્રહણોમાં આ પ્રસ્તુત 'स्त्रीप्रत्यये० પરિભાષા લાગે છે. દા. ત. સ્ત્રીપ્રત્યય (ગમે તે સ્ત્રી પ્રત્યય એવો) સામાન્ય નિર્દેશ 'गोस्त्रियोरुपसर्जनस्य' (१/२/४८)માં થયેલો છે. (આ સૂત્રનો અર્થ છે કે ઉપસર્જન સંજ્ઞક જે ગો શબ્દ અને ઉપસર્જન સંજ્ઞક સ્ત્રીપ્રત્યયાન્ત પ્રાતિપદિકના અન્ત્ય સ્વરનો હ્રસ્વ થાય છે.) અહીં ગમે તે સ્ત્રીપ્રત્યય બતાવ્યો છે (२) વિશેષ સ્ત્રીપ્રત્યયનું

ગ્રહણ 'अणिञो:' આદિમાં કે 'ष्यङ:सम्प्रसारणम्०' આદિ ઉપર આવી ગયેલા સૂત્રમાં 'ष्यङ्' સ્થાનીય સ્ત્રીપ્રત્યય એમ વિશેષ સ્ત્રીપ્રત્યયનો નિર્દેશ છે.

આ स्त्रीप्रत्यये० પરિ. જે સૂત્રમાં એવી રીતનો प्रत्यय શબ્દ प्रयुक्त હોય કે જેથી સ્ત્રીપ્રત્યય, અસ્ત્રીપ્રત્યય અને (સ્ત્રીપ્રત્યયથી અતિરિક્ત બીજા પ્રત્યયો) એવો બોધ થતો હોય ત્યાં લાગતી નથી. દા. ત. 'अर्थवदधातुः अप्रत्ययः प्रातिपदिकम्' (૧/૨/૪૫) સૂત્રથી પ્રત્યય રહિત શબ્દ સ્વરૂપની પ્રાતિપદિક સંજ્ઞા બતાવી છે. હવે પ્રત્યય શબ્દ સ્ત્રી પ્રત્યય અને તેનાથી જુદા પ્રત્યયો એમ બંનેનો વાચક શબ્દ છે. તેથી એવા ઠેકાણે આ પ્રસ્તુત 'स्त्रीप्रत्यये०' પરિ. લાગતી નથી.

પરિ. ૨૭ संज्ञाविधौ प्रत्ययग्रहणे तदन्तग्रहणं नास्ति ॥२७॥

**नन्वेवं तरपतमपौ....** (પૃ. ૧૧૬, ૧) અવતરણિકા–प्रत्ययग्रहणे यस्मात् (૨૩) એ પ્રત્યય ગ્રહણ પરિ.નો प्रत्ययग्रहणे चापञ्चम्याः (પરિ. ૨૪) उत्तर-पदाधि० (પરિ. ૨૫), स्त्रीप्रत्यये चानुप० (પરિ. ૨૬) આ ત્રણના વિષયથી અતિ-રિક્ત વિષયમાં પ્રવેશ છે.

આ સ્થિતિમાં, प्रत्ययग्रहणे यस्मात् એ પરિ.ની પ્રવૃત્તિ થતાં तरपूतमपौ घः (૧/૧/૨૨) એ સૂત્રમાં બતાવેલ 'घ' સંજ્ઞા તરબન્ત અને તમબન્તને થશે, તો कुमारी ब्राह्मणितरा ( કે गौरी ब्राह्मणितरा) જેવાં ઉદાહરણોમાં कुमारी શબ્દ પછી ઘસંજ્ઞક ब्राह्मणितरा એ તરબન્ત શબ્દ હોવથી कुमारीના દીર્ઘ 'ई'નો घरूप० (૬/૩/૪૩) સૂત્રથી હ્રસ્વ થવાની અનિષ્ટાપત્તિ આવશે; તે દૂર કરવા આ પરિ. છે.

હવે આ પરિ. આવતાં 'तरपूतमपौ घः' એ સંજ્ઞાવિધાયક સૂત્ર હોવાથી સંજ્ઞા-વિધિમાં તદન્ત ગ્રહણ થતું ન હોવાથી સૂત્રમાં ઉચ્ચરિત तरप् અને तमप् પ્રત્યય તરબન્ત, તમબન્તના વાચક થતા નથી. તેથી कुमारी ब्राह्मणितरा' એમ ઈષ્ટ સિદ્ધિ થવામાં કોઈ મુશ્કેલી નડતી નથી.

**सुप्तिङन्तम्...**(પૃ. ૧૧૬, પં. ૪) આ પ્રસ્તુત પરિ. संज्ञाविधौ૦માં જ્ઞાપક 'सुप्तिङन्तं पदम्' (૧/૪/૧૪) સૂત્રમાં કરેલ 'अन्त' ગ્રહણ છે, કારણ કે 'सुप्तिङ् पदम्' એટલું જ સૂત્ર કરવામાં આવે તો પણ, सुप् અને तिङ् પ્રત્યય હોઈ, 'प्रत्ययग्रहणे यस्मात्' (પરિ. ૨૩)થી તદન્તવિધિ થવાથી સુબન્ત અને તિઙન્તની પદસંજ્ઞા થાય એવો અભીષ્ટ અર્થ આવી શકે છે, છતાં 'सुप्तिङ्' સૂત્રમાં 'अन्त' ગ્રહણ કર્યું છે તે વ્યર્થ પડી પ્રસ્તુત પરિ.નું જ્ઞાપક બને છે.

હવે આ संज्ञाविधौ પરિ. હોવાથી (પદ) સંજ્ઞાવિધિ હોવાથી પ્રત્યય ગ્રહણ પરિ.ની નિષેધક થવાથી प्रत्ययग्रहणे० પરિ. દ્વારા સુબન્ત તિઙન્ત એવો અર્થ આવી

શકશે નહીં, પરંતુ વસ્તુતઃ તો સુબન્ત તિઙન્ત અર્થ અભીષ્ટ છે. તથા આવો તદન્ત રૂપ અર્થ લાવવા માટે 'सुप्तिङ'માં સૂત્રમાં 'अन्त' ગ્રહણ કર્યું છે. (આ રીતે સ્વાંશે ચારિતાર્થ્ય આવે છે, એટલે કે अन्त ગ્રહણ સાર્થક બને છે) તો હવે ફરીથી એક પ્રશ્ન થાય છે કે 'सुप्तिङन्तम्'માં 'अन्त' ગ્રહણ કરવામાં ન આવે તોયે ચાલી શકે તેમ છે, કારણ કે કેવળ 'सुप्तिङ् पदम्' સૂત્ર કરવામાં આવે તો પણ કેવલ सुप् અને કેવલ तिप् પ્રત્યયનો ભાષામાં પ્રયોગ થતો ન હોવાથી सुप्, तिप् પદ સુબન્ત અને તિઙન્તના જ વાચક માનવામાં આવશે, प्रत्ययग्रहण० પરિ. (૨૩)થી અન્ત અર્થ આવી શકશે, તો सुप्तिङन्तम्માં 'अन्त' ગ્રહણ કેમ કર્યું ? અર્થાત્ सुप्तिङन्तનું અન્ત ગ્રહણ વ્યર્થ પડીને પ્રસ્તુત संज्ञाविधौ પરિ.નું જ્ઞાપન કરે છે, તોય તેનું કોઈ ફલ દેખાતું નથી, આ સ્થિતિમાં संज्ञाविधौ० પરિ.ના અભાવમાં कुमारी ब्राह्मणितर'નો દોષ ચાલુજ રહેશે. આનો જવાબ આપતાં અને આ જ્ઞાપન (પરિ.)નું ફળ બતાવતાં જણાવવામાં આવ્યું છે કે મૂળમાં તો અહીં सुप्तिङ० સૂત્રમાં 'प्रत्ययग्रहणे०' એ પરિ.ની પ્રવૃત્તિ જ થતી નથી, કારણ કે તે 'પ્રત્યય ગ્રહણ' પરિ. ફક્ત પ્રત્યય હોય ત્યાં જ પ્રવૃત્ત થાય છે. પણ જ્યાં પદ કહેવાથી (પદ સંજ્ઞા કહેવાથી) પ્રત્યય અને પ્રત્યયથી ઈતર બંનેની ઉપસ્થિતિ હોય ત્યાં प्रत्ययग्रहण० પરિ. લાગતી નથી. सुप्तिङन्तं पदम् એમાં પદ સંજ્ઞાથી (કે પદ એમ કહેવાથી सुप् અને तिङ् રૂપ પ્રત્યયોની ઉપસ્થિતિ થાય છે પણ એ જ રીતે पद કહેવાથી 'स्वादिष्वसर्वनामस्थाने (૧/૪/૧૭) સૂત્રથી થતી પદ સંજ્ઞાથી અપ્રત્યય એટલે કે राम+भ्याम् જેવાં સ્થલોમાં કેવલ राम એ પ્રકૃતિ અંશની ઉપસ્થિતિ પણ થાય છે. અર્થાત્ પદ સંજ્ઞા પ્રત્યય અને અપ્રત્યય એમ બંનેમાં થાય છે, તે સ્થિતિમાં 'प्रत्यय ग्रहण' પરિ.થી તદન્ત (સુબન્ત તિઙન્ત) અર્થ આવી શકે તેમ નથી. કારણ કે ભાષ્યમાં પણ કહેલું છે તેમ પ્રત્યય ગ્રહણ પરિ. 'अप्रत्ययमात्रग्रहणे एषा, न तु प्रत्ययाप्रत्ययग्रहणे' પદ કહેવાથી જ્યારે પ્રત્યય અને અપ્રત્યય એ બંનેની ઉપસ્થિતિ શક્ય હોય ત્યારે આ પરિ. લાગતી નથી. એ સ્થિતિમાં વાસ્તવમાં સુબન્ત તિઙન્ત એવો અર્થ અભીષ્ટ હોવાથી 'सुप्तिङन्तं पदम्' સૂત્રમાં 'अन्त' ગ્રહણ કર્યું છે.

**પરિ. ૨૮. कृद्ग्रहणे गतिकारकपूर्वस्यापि ग्रहणम् ॥२८॥**

**ननु अवतप्ते नकुल...**(પૃ. ૧૧૬). અવતરણિકા : अवतप्ते नकुलस्थितम् આદિમાં 'क्षेपे' (૨/૧/૪૭) સૂત્રપ્રમાણે જ્યાં નિન્દા અર્થ વાચ્ય હોય ત્યાં સપ્તમ્ય-ન્તપદનો क्तान्त પદ સાથે સમાસ થાય છે અહીં (૧) 'अवतप्ते' એ સપ્તમ્યન્તપદ છે. (૨) नकुलस्थितम्માં 'स्थित' એ 'क्त' પ્રત્યયાન્ત રૂપ છે. नकुलेन स्थितम् इति नकुलस्थितम्માં 'कर्तृकरणे कृता बहुलम्' (૨/૧/૩૨) પ્રમાણે સમાસ થાય છે. (૩) એ

પછી अवतप्ते नकुलस्थितम् इति अवतप्ते नकुलस्थितम् એવો સપ્તમી અલુક્ (તત્પુરુષ) સમાસ થાય છે. અહીં अवतप्ते સપ્તમીનો 'तत्पुरुषे कृति बहुलम्' સૂત્ર દ્વારા અલુક્ થાય છે.

હવે અહીં 'अवतप्ते नकुलस्थितम्'માં મુખ્ય પ્રશ્ન તો એ છે કે 'प्रत्ययग्रहणे' (પરિ. ૨૩) દ્વારા જે ધાતુથી क्त પ્રત્યય થયો છે તે તદાદિ તદન્તરૂપ 'स्थितम्' એટલું જ છે. नकुल શબ્દ તો તદાદિ क्तान्त નથી, એ સ્થિતિમાં अवतप्ते એ સપ્તમ્યન્ત પદનો 'क्षेपे' સૂત્ર પ્રમાણે સમાસ થઈ શકશે નહીં તે આપત્તિ આવશે. એ આપત્તિને દૂર કરવા પ્રસ્તુત પરિ. कृद्ग्रहणे० છે.

હવે આ પરિ. આવતા 'कृत्'ના ગ્રહણમાં ગતિ પૂર્વક અને 'કારક' પૂર્વક શબ્દોનું પણ ગ્રહણ થાય છે. તેથી नकुलस्थित એ પણ કારકપૂર્વકનું क्तान्त રૂપ હોવાથી कृत મળવાથી, अवतप्ते એ સપ્તમ્યન્તનો 'नकुलस्थितम्' શબ્દ સાથે क्षेपे સૂત્રથી નિંદાવાચક અર્થમાં સમાસ થવામાં કોઈ વાંધો આવતો નથી.

**अस्याश्च कर्मणि**...(પૃ. ११६, १२) આ પ્રસ્તુત પરિ. 'कृद्ग्रहणे'માં જ્ઞાપક 'गतिरनन्तरः' સૂત્રમાં આવેલું 'अनन्तर' ગ્રહણ છે. (જ્યારે કર્મણિ ક્તાન્ત ઉત્તરપદમાં હોય ત્યારે તેની અવ્યવહિત પૂર્વે (અનન્તર), આવેલ ગતિ સંજ્ઞક શબ્દને પ્રકૃતિ સ્વર થાય છે. (એટલે કે ગતિ સમાસ થતાં પહેલાં જે પોતાનો સ્વર હતો તો ચાલુ જ રહે છે.)

'गतिरनन्तरः'માં 'अनन्तर' ગ્રહણને લીધે अभ्युद्धृतम्માં अभिને પ્રકૃતિ સ્વર થતો નથી કારણ કે अभि પદ धृतम् જેવા ક્તાન્તપદની અવ્યવહિત પૂર્વે આવેલ નથી. (અવ્યવહિત પૂર્વે તો उद् છે).

જો कृद्ग्रहणे આ પરિ. ન હોત તો 'गतिरनन्तरः'માં 'प्रत्ययग्रहणे' (પરિ. ૨૩) પ્રત્યય ગ્રહણ પરિભાષાની ઉપસ્થિતિથી, ક્તાન્ત તદાદિ ઉત્તરપદ પર હોય તેવો ઉપર પ્રમાણે અર્થ થાય. अभ्युद्धृतम्માં उद्धृतम् એ ક્તાન્ત તદાદિ નથી પણ धृतम् એટલું જ છે.) તેથી अभ्युद्धृतम्માં 'गतिरनन्तरः' (૬/૨/૪૯) સૂત્રથી પ્રકૃતિ સ્વરની પ્રાપ્તિ જ નથી તો પછી એ પ્રકૃતિ સ્વરને રોકવા માટે, (અતિવ્યાપ્તિને નિવારવા માટે) કરેલું 'અનન્તર' ગ્રહણ વ્યર્થ પડે છે. તે વ્યર્થ પડીને આ પ્રસ્તુત कृद्० પરિ.નું જ્ઞાપન કરે છે.

(૧) પ્રસ્તુત अभ्युद्धृतम्માં થોડી સ્વર ચર્ચા આવશ્યક જણાય છે. अभि+ उद्+धृतम् પહેલા अभि આવે છે. અહીં अभि વસ્તુતઃ અન્તોદાત્ત છે, કારણ કે 'निपाता आद्युदात्ताः' (ફિટ્ સૂત્ર ૮૦) પ્રમાણે નિપાતો આદ્યુદાત્ત થાય છે. પણ

'उपसर्गाश्चाभिवर्जम् (फिट्‌ सूत्र, ८१) પ્રમાણે 'अभि'ને બાદ કરીને અન્ય ઉપસર્ગો આદ્યુદાત્ત બને છે. એથી अभि આદ્યુદાત્ત નહીં પણ અન્તોદાત્ત છે અને अभिનો આ રીતે મૂલગત સ્વર પ્રકૃતિસ્વર (અન્તોદાત્તજ છે. (૨) હવે उद्धृतम्માં ઉપસર્ગ કે અવ્યયનો પ્રકૃતિસ્વર, उपसर्गाश्चाभिवर्जम् (फिट् સૂત્ર. ૮૧) પ્રમાણે આદ્યુદાત્ત છે. (A) उद्धृतम्માં સ્વરક્રમ આ પ્રમાણે છે उद्नो हृतम् એ क्तान्त પદની સાથે कुगति प्रादयः (૨।૨।૧૮) સૂત્ર પ્રમાણે સમાસ થાય છે. (B) उद्धृतम्માં સમાસ થતાં समासस्य (૬।૧।૨૨૩) સૂત્ર પ્રમાણે (સમાસનો અન્તિમ વર્ણ ઉદાત્ત થાય છે.) उद्धृतम् એ પૂર્ણ સામાસિક શબ્દ અન્તોદાત્ત થાય છે. (C) હવે अनुदात्तं पदमेकवर्जम् (૬।૧।૧૫૮) સૂત્ર પ્રમાણે (જે પદમાં જે વર્ણ ઉદાત્ત કે સ્વરિત તરીકે હોય તે अच्‌ને છોડીને, એ પદમાં આવેલા બાકીના अच् અનુદાત્ત બને છે એવો સૂત્રાર્થ હોવાથી) उद्धृतના 'त'ને છોડીને, બાકીના સ્વર અનુદાત્ત બને છે. તે સ્થિતિમાં उद्नो આદ્યુદાત્ત (પ્રકૃતિસ્વર) નષ્ટ થતાં અનુદાત્ત થાય છે. (D) પણ उद्धृतम्માં (B) समासस्य પ્રમાણે થતા અન્તોદાત્તત્વનો બાધ કરી આ (ગતિ) તત્પુરુષ હોવાથી 'तत्पुरुषे तुल्यार्थतृतीयासप्तम्युमानाव्ययद्वितीयाकृत्याः' (૬।૨।૨) (તત્પુરુષ સમાસમાં તુલ્યાર્થ (સમાનાર્થ) તૃતીયાન્ત, સપ્તમ્યન્ત, ઉપમાનવાચક શબ્દ, અવ્યય, દ્વિતીયાન્ત અને કૃત્યપ્રત્યાન્ત પૂર્વપદને પ્રકૃતિસ્વર થાય છે (એટલે કે પહેલાં સ્વભાવથી જે સ્વર પ્રાપ્ત થયો હોય તે જ રહે છે.) એ સૂત્રથી 'उद्'એ અવ્યયનો પ્રકૃતિ સ્વર થાય છે. (પ્રકૃતિસ્વર उपसर्गाश्चाभिवर्जम् પ્રમાણે આદ્યુદાત્ત થયેલો છે. તે વાત ઉપર દર્શાવેલી છે). (E) પણ પાછું 'तत्पुरुषे०' સૂત્રનો બાધ કરી 'गतिकारकोपपदात् कृत्' (૬।૨।૧૩૯) (તત્પુરુષ સમાસમાં ગતિ, કારક અને ઉપપદથી પર એવા કૃત્પ્રત્યયાન્ત ઉત્તરપદને પ્રકૃતિ સ્વર થાય છે), સૂત્રથી, उद्धृतम्મા उद् એ ગતિ સંજ્ઞક શબ્દ પછી આવેલ 'हृत' એ કૃદન્તને પ્રકૃતિ સ્વર અર્થાત્ અન્તોદાત્ત થાય છે. તેથી उद् 'अनुदात्तं' पदमेकवर्जम् (૬।૧।૧૫૮) સૂત્રથી અનુદાત્ત થાય છે. (F) પણ અહીં 'उद्धृतम्'માં उद्‌ના અનુદાત્તત્વનું બાધક સૂત્ર 'थाथघञ्क्ताजवित्रकाणाम् (૬।૨।૧૪૪) (ગતિ, કારક, તથા ઉપપદથી પર આવેલ थ, अथ, घञ्, क्त, अच्, अप् इत्र, क જેના અંતે છે એવા જે શબ્દો, તેમનો અન્તિમ વર્ણ ઉદાત્ત થાય છે.) એ સૂત્રથી उद्धृत એ પદ અન્તોદાત્ત થાય છે (तમાં નો उ અન્તોદાત્ત બને છે.) તેથી उद् પાછો अनुदात्तं पदमेक० સૂત્રથી અનુદાત્ત થાય છે. (G) આ રીતે 'उद्धृतम्'માં 'उद्' अनुदात्तं पदम्० સૂત્રથી અનુદાત્ત છે. પણ ત્યાં थाथघञ् (૬।૨।૧૪૪)નું બાધક गतिरनन्तरः સૂત્ર (૬।૨।૧૪૯) આવે છે. કર્મ-વાચક જે क्त પ્રત્યય તદન્ત તદાદિ ઉત્તરપદમાં આવે, ત્યારે અવ્યવહિત ગતિસંજ્ઞક

પૂર્વપદને પ્રકૃતિ સ્વર થાય છે. (गतिरन० સૂત્ર थाथादि० સૂત્રનું બાધક છે. (थाथ इत्यस्यापवादः). गतिरनन्तरः (૬।૨।૪૯) સૂત્રથી उद्धृतम् અહીં क्तान्त ઉત્તરપદ હોવાથી તેની અવ્યવહિત પૂર્વે આવનાર उद् ગતિને પ્રકૃતિસ્વર થાય છે. (એટલે કે ઉપર જેમ જણાવ્યું છે તેમ उपसर्गाश्चाभिवर्जम् પ્રમાણે उद् આદ્યુદાત્ત છે. અહીં उद्નો પ્રકૃતિ (મૂલગત) સ્વર, આદ્યુદાત્ત છે. અને તેથા 'उद्धृतम्'માં બાકીના સર્વસ્વર અનુદાત્ત થાય છે. અહીં સારાંશ એ છે કે ઉપર કહ્યા પ્રમાણે સ્વરોનો પ્રાપ્તિક્રમ હોવાથી उद्धृत શબ્દ આદ્યુદાત્ત છે.

હવે મુખ્ય પ્રસંગ જોઈએ તો અહીં આ રીતે अभ्युद्धृतम्માં अभि+उद्धृतम्માં गतिरनन्तरः એ સૂત્રથી उद्ને પ્રકૃતિ સ્વર (આદ્યુદાત્ત) થાય છે,

અહીં गतिरनन्तरः એવું સૂત્ર ન કરતાં પાણિનિએ 'गतिः' એટલું જ સૂત્ર કર્યું હોત તો, उद्, गति સહિત हृत क्तान्तશબ્દ અર્થાત્ उद्धृत એ પૂર્ણ શબ્દ 'कृद्ग्रहणे' એ પરિ.થી क्तान्त હોવાથી તેની અવ્યવહિત પૂર્વે આવનાર अभि+ उद्धृतम्ના अभि (ગતિને) પ્રકૃતિ સ્વર અન્તોદાત થવા આવે છે. તે અન્તોદાત્તત્વ ન થાય, પણ उद्ને પ્રકૃતિ સ્વર થાય એ માટે अनन्तर શબ્દ સપ્રયોજન મૂકેલો છે.

જો આ પરિ 'कृद्ग्रहणे' ન હોત તો 'प्रत्ययग्रहणे પરિ. પ્રમાણે જે ધાતુથી क्त પ્રત્યય થયેલ છે તે તદાદિ કતાન્ત हृत એટલોજ લેવામાં આવત અને हृत તદાદિ તદન્ત ઉત્તરપદ રહેતાં સ્વાભાવિક રૂપજ उद्ને જ પ્રકૃતિસ્વર (આદ્યુદાતત્વ) પ્રાપ્ત થઈ શકે છે તો अनन्तर ગ્રહણ કેમ કર્યું ? એ અનન્તરગ્રહણ વ્યર્થ પડીને આ कृदग्रहणे० પરિ. નું જ્ઞાપન કરે છે. હવે આ પ્રસ્તુત પરિ. હોવાથી उद्धृत અંશ પણ તદાદિ क्तान्त ગણાતો હોવાથી, अभि એ અંશને प्रकृतिस्वर થવાની આપત્તિ આવે છે. પણ अनन्तर ગ્રહણ કરેલું હોવાથી उद्ને જ પ્રકૃતિ સ્વર થાય છે. તે રીતે અનન્તર ગ્રહણ સ્વાંશે ચરિતાર્થ થાય છે. (અને આ कृद्ग्रहणे० એ પરિનું જ્ઞાપક બને છે).

**न चाभ्युद्धृतम्**....(પૃ. ૧૧૮, પં. ૧) હવે એક પ્રશ્ન થાય છે કે अभि+ उद्धृतम्માં 'गतिरनन्तरः' (૬।૨।૪૯)ની અપેક્ષાએ 'गतिर्गतौ' (૮।૧।૭૦) સૂત્ર પર હોવાથી 'विप्रतिषेधे परं कार्यम्' એ સૂત્ર કે ન્યાય પરિ.ની મદદથી 'गतिर्गतौ' પ્રમાણે अभि એ ગતિને उद् એ ગતિવાચક પદ પર હોવાથી अभिને જ અનુદાત્ત સ્વર થાય છે. તેથી अभिને પ્રકૃતિસ્વર અન્તોદાત્ત થવાની આપત્તિ આવવાની જ નથી. (उद्નો પ્રકૃતિસ્વર (આદ્યુદાત્તજ) જ કાયમ રહેવાનો છે, તો કોઈ અનિષ્ટાપત્તિ નથી તો अनन्तर ગ્રહણ કરવું જ જરૂરી નથી (વ્યાકરણ શાસ્ત્રની પદ્ધતિ પ્રમાણે તો કોઈ પ્રયોજન માટે કે અનિષ્ટ થવાનું હોય ત્યારે તેને રોકવા માટે અમુકપદ

કેમ કર્યું એવો પ્રશ્ન કરી ને પછી તેને વ્યર્થ પાડવું, અને જ્ઞાપન કરવું એવી પ્રક્રિયા હોય છે, અહીં अभ्युद्धृतम्માં હવે એવી કોઈ અનિષ્ટ સંભાવના જ નથી.) તો अनन्तर ગ્રહણ કરવું અનાવશ્યક છે, (એ 'અનન્તર' ગ્રહણ વ્યર્થ પાડીને આ कृद्ग्रहणे એ પરિ. નું જ્ઞાપન થઈ શકશે નહીં એમ પ્રશ્ન કે પૂર્વપક્ષ થાય છે). ત્યારે એનો જવાબ એ છે કે અહીં गतिर्गतौ સૂત્ર अभ्युद्धृतम् પ્રકૃત ઉદા.માં લાગુ જ પડતું નથી, કારણ કે गतिर्गतौ સૂત્રમાં (पदस्य ૮।૧।૧૬)માંથી पदस्य અને पदात् (૮।૧।૧૭)માં થી पद ની, અને अनुदात्तं सर्वमपादादौ (૮।૧।૧૮) સૂત્ર-માંથી अपादादौ (પાદનો આદિ ન હોય ત્યારે) શબ્દોની અનુવૃત્તિ આવે છે. તેથા 'गतिर्गतौ' સૂત્રનો અર્થ (A) 'ગતિની પછી ગતિ આવે તો (B) અને તે પહેલો ગતિ સંજ્ઞક શબ્દ પાદના આદિમાં ન આવે, (એટલે કે કોઈ પણ પદની પછી આવેલ હોય) તો ગતિ સંજ્ઞક શબ્દ અનુદાત્ત થાય છે એવો થવાથી अभ्युद्धृतम्માં अभि પદ તો પાદના આદિમાં હોવાથી અહીં 'गतिर्गतौ'ની પ્રાપ્તિ જ નથી. પણ गतिरनन्तरः(૬।૨।૪૯)ની જ પ્રાપ્તિ છે. એથી હવે આ कृद्० પરિ, હોવાથી उद्धृत એ અંશ પણ तदादि क्तान्त લેવાશે અને अभिने प्रकृति સ્વરની પ્રાપ્તિ થશે એ રીતે અનિષ્ટ થશે. એ અનિષ્ટત્વ ન આવે એક માટે अनन्तर ગ્રહણ કર્યું છે. (અને એ રીતે આ પ્રસ્તુત પરિ. कृद्ग्रहणे०નું પણ જ્ઞાપન થાય છે).

હવે આ गतिरनन्तरःમાં अनन्तर શબ્દનું ગ્રહણ કરેલું હોવાથી ( કોની પછી એવી આકાંક્ષા ઉભી થતાં) તે 'अनन्तर' શબ્દના સામર્થ્યથી આપો આપ ધાતુ આક્ષિપ્ત થાય છે.

**न चाभ्युद्धृतमित्यादौ अभिना समासे....**(પૃ. ૧૧૮, પં. ૬) હવે અહીં એમ કહેવામાં આવે છે કે अनन्तर શબ્દનું ગ્રહણ કોઈ અન્ય પ્રયોજન માટે છે. गतिरनन्तरः સૂત્રમાં अनन्तर ગ્રહણ કરવામાં ન આવે અને કેવલ 'गतिः' એટલુંજ સૂત્ર કરવામાં આવે તો अभिने અનભીષ્ટ પ્રકૃતિ સ્વરની પ્રાપ્તિ થાય છે, તે રોકવા માટે અને उद्ने જ અભીષ્ટપ્રકૃતિ સ્વર અન્તોદાત્ત થાય એ માટે अनन्तर ગ્રહણ કર્યું છે.

अभिने કેવી રીતે અનભીષ્ટ આપત્તિ આવે છે એ બાબત પહેલાં શંકાકાર સ્પષ્ટ કરે છે કે 'बहुव्रीहौ प्रकृत्या पूर्वपदम्' (૬।૨।૧) એ પૂર્વસૂત્રમાંથી, गतिः (૬।૨।૪૯)માં 'प्रकृत्या पूर्वपदम्' એ પદોની અનુવૃત્તિ થતાં 'गति'નો અર્થ (આપત્તિ જનક અર્થ) થવા માંડશે કે क्तान्त ઉત્તરપદ હોય અને ગતિવાચક પૂર્વપદ હોય ત્યારે 'गति'ને પ્રકૃતિ સ્વર થાય છે'. આવો અનભીષ્ટ અર્થ થવાથી अभ्युधृतम् આદિ સ્થલમાં अभिनो उद्धृतम्ની સાથે 'कुगतिप्रादयः' એ સૂત્રથી સમાસ થતાં

उद् એ સમાસાંતપૂર્વપદ રહેતું નથી. (પણ હવે अभ्युद्धृतम् એ સામાસિક શબ્દમાં अभि એ જ પૂર્વ કે પ્રથમ પદ છે, તેથી उद्‌માં (આ गतिरनन्तरः કે કેવલ गतिः સૂત્ર अभि એ ગતિથી પર હોવાથી ન લાગતાં, गतिः સૂત્રથી उद्‌ને પ્રકૃતિ સ્વર કે આદ્યુદાત્તની પ્રાપ્તિ થઈ શકે તેમ નથી, એથી उद्‌ને थाथघञ् સૂત્ર પ્રમાણે અન્તોદાત્ત થવાની આપત્તિ આવશે (બાકી વસ્તુતઃ उद् એ આદ્યુદાત્ત છે) એ અન્તોદાત્તત્વને રોકવા માટે 'गतिरनन्तरः' સૂત્રમાં गतिः એટલું જ સૂત્ર ન કરતાં अनन्तर પદનું ગ્રહણ કરેલું છે. એ રીતે આ अनन्तरः ગ્રહણથી उद्‌ને જ પ્રકૃતિ સ્વર થાય, આદ્યુદાત્તત્વજ રહે એ માટે 'गतिः' ગ્રહણ કરેલ છે, તેથી अनन्तर વ્યર્થ પડે તેમ નથી અને कृद्ग्रहणे० એ પરિ.નું જ્ઞાપન કરે તેમ પણ નથી. આ રીતની શંકાકાર શંકા કરે છે. તેનો જવાબ આપતાં નાગેશ કે સિદ્ધાન્તી કહે છે કે આ શંકા જ બરાબર નથી. કારણ કે અહીં अभ्युद्धृतम्‌માં (उद् )ને थाथघञ् (૬।૨।૧૪૪) એ સૂત્ર લાગુ પડી શકે તેમજ નથી, તેથી 'थाथ०'થી અન્તોદાત્ત કે ઉદાત્ત થઈ શકે તેમજ નથી, તો थाथ०થી થતા અન્તોદાત્તત્વને રોકવા માટે गतिरनन्तरःમાં अनन्तर ગ્રહણની આવશ્યકતા જ નથી (તેથી હવે अनन्तर ગ્રહણ વ્યર્થ પડીને પ્રકૃત कृद्० ગ્રહણ પરિ.નું જ્ઞાપન કરે એ જ સિદ્ધાન્ત સિદ્ધ બાબત છે).

હવે અહીં थाथघञ्. કેમ લાગુ પડી શકતું નથી એ માટેની યુક્તિ ઉત્તર-પક્ષ કહે છે કે (૧) कारकाद्दत्तश्रुतयोरेवाशिषि (૬।૨।૧૪૮) સૂત્રમાં તત્પુરુષમાં આશી-ર્વાદ અર્થ ગમ્યમાન હોય ત્યારે સંજ્ઞામાં કારકથી પર આવેલા क्तान्त दत्त અને श्रुतનો જ અન્તોદાત્ત થાય છે) આ સૂત્રમાંથી 'कारकात्' એ પદનો યોગ વિભાગ થાય છે. (૨) હવે આ 'कारकात्' પદવાળા યોગ વિભાગીય સૂત્રમાં 'गतिकारकोपपदात्' (૬।૨।૧૩૯) સૂત્રમાંથી गति પદની અનુવૃત્તિ થાય છે. (જો તત્પુરુષ સમાસ હોય તો ગતિ, કારક તથા ઉપપદથી પર આવેલ કૃદન્ત તદાદિને પ્રકૃતિ સ્વર થાય છે.) (૩) 'सूपमानात् क्तः (૬।૨।૧૪૫) સૂત્રમાંથી क्तः'ની અનુવૃત્તિ પણ कारकाद् ૬।૨।૧૪૮ યોગ વિભાગીય સૂત્રમાં આવે છે.

તેથી હવે આ ત્રણ પદ ભેગા થતાં 'कारकाद् गतेः क्तः' એવું એક સૂત્ર—કે कारकाद् એ યોગવિભાગીય પદ थाथघञ् સૂત્રથી થતા અન્તોદાત્તનું નિયામક બનશે. એટલે કે ગતિપૂર્વકનું क्त પદ, કારકની પછી આવે ત્યારે જ અન્તોદાત્ત થાય છે અર્થાત્ ગતિપૂર્વક નો क्तान्त શબ્દ કારકની પછી હોય તો જ थाथघञ्० સૂત્ર લાગે છે પણ 'अभ्युद्धृतम्‌માં તો 'उद्धृतम्' કારક પછી આવેલ નથી, પણ ગતિ 'अभि' પછી આવેલ છે તેથી थाथ०ની પ્રવૃત્તિ જ નથી. તેથી હવે આ યોગ વિભાગીય સૂત્ર गतिकारकोप० એ સૂત્રથીજ उद्‌નો કૃત્ સ્વર એટલે કૃદુત્તરપદ પ્રકૃતિ સ્વર સિદ્ધ

થશે અર્થાત્ उत આદ્યુદાત્ત સિદ્ધ થઈ શકશે. આ સ્થિતિમાં 'गतिरनन्तरः' સૂત્રથીજ થતો उद्નો આદ્યુદાત્ત કે उदात्त, गतिकारको० (ના યોગવિભાગીય) સૂત્રથીજ થઈ શકશે. (अभिને અન્તોદાત્તત્વ રૂપ પ્રકૃતિ સ્વર પ્રાપ્ત જ નથી) તો તે રોકવા માટે गतिरनन्तरःમાં કરેલું ગ્રહણ अनन्तर ગ્રહણ વ્યર્થ પડશે. અને વ્યર્થ પડીને कृद्ग्रहणे० એ પરિ.નું જ્ઞાપન કરશે. (પછી તો પહેલાંની પ્રક્રિયા છે. એટલે કે कृद्ग्रहण પરિ.થી उद्धृत એ ગતિવિશિષ્ટનું પણ ગ્રહણ થતાં, 'गतिरनन्तर:'થી अभिને અન્તોદાત્તત્વ રૂપ પ્રકૃતિસ્વર થવાની અનિષ્ટાપત્તિ થશે. તે ન થાય એ માટે 'अनन्तरः' એ ગ્રહણ કર્યું છે. (स्वांशे चरितार्थम्).

**यत्र गतिकारकसमभि**...(પૃ. ૧૧૮, ૧૧) જ્યાં ગતિ સહિત (સમભિવ્યાહૃત) કે કારક સહિત કૃદન્ત ઉચ્ચારેલ છે તેવા સ્થળે, કૃત્પ્રત્યયના ગ્રહણથી તે ગતિથી વિશિષ્ટ અને કારકથી વિશિષ્ટ કૃદન્તનું ગ્રહણ થાય છે. અને પ્રસ્તુત कृद्ग्रहणे० પરિ.માં આવેલ 'अपि' શબ્દનું ગ્રહણ કરવાથી જ્યાં કૃદન્તની પૂર્વે ગતિ કે કારક ઉચ્ચારેલ નથી ત્યાં કૃત્ પ્રત્યયના ગ્રહણથી કેવલ કૃદન્તનું પણ ગ્રહણ થાય છે. જો પ્રસ્તુત कृद्० પરિમાં अपिનો નિર્દેશ (પ્રયોગ) ન કર્યો હોત તો कृत्ના ગ્રહણમાં સર્વત્ર પ્રત્યય ગ્રહણ–प्रत्ययग्रहणे यस्मात्...(૨૩) પરિ.નો આ कृद्० પ્રસ્તુત પરિ. પર હોવાથી બાધ થઈ જાત, અને તેનો અર્થ એ થાત કે કૃત્ પ્રત્યયના ગ્રહણમાં ગતિ અને કારક પૂર્વકના કૃત પ્રત્યયનું ગ્રહણ થાય, અને કેવલ કૃત્નું ગ્રહણ ન થાય.

અહીં પ્રશ્ન થાય છે કે અષ્ટાધ્યાયીમાં સૂત્ર પાઠના ક્રમમાં આવેલાં સૂત્રોમાં પરાપરત્વ હોવાથી બાધ્ય બાધક કે પરાપરત્વ આવી શકે છે પણ પરિભાષાઓ તો અષ્ટાધ્યાયીમાં પઠિત ન હોવાથી તેમનું (પરિભાષાઓનું) પરાપરત્વ કેવી રીતે થઈ શકે ? તેનો જવાબ એ છે કે પરિભાષાઓનું પણ પરાપરત્વ જે પાણિનિ સૂત્રો વડે જ્ઞાપિત થયેલ હોય તે તે જ્ઞાપક સૂત્રોના અષ્ટાધ્યાયીગત પાઠ ક્રમના અનુરોધથી નક્કી થાય છે. 'प्रत्ययग्रहणे यस्मात् स विहितस्तदादेस्तदन्तस्य ग्रहणम्' એ રીતની આ પ્રત્યય ગ્રહણ પરિભાષા (૨૩), 'यस्मात्प्रत्ययविधिस्तदादि प्रत्ययेऽङ्गम् (૧।૪।૧૩) અને 'येन विधिस्तदन्तस्य (૧।૧।૭૨) એ રીતનાં અષ્ટાધ્યાયીના પ્રથમ અધ્યાયમાં આવેલ સૂત્રોથી સિદ્ધ થઈ છે. અને પ્રસ્તુત 'कृद्ग्रहणे गति०' આ પરિ. 'गतिरनन्तरः' (૬।૨।૪૯)ના સૂત્રથી જ્ઞાપિત કે સિદ્ધ થયેલ છે. આ રીતે પ્રકૃત પરિ. પર છે. અને विप्रतिषेधे परं कार्यम्'ની મદદથી આ પરિ., પ્રત્યય ગ્રહણ પરિ.ની બાધક થઈ શકે છે.

**अत एव सांकूटिनम्**...(પૃ. ૧૧૮, પં. ૧૫) જ્યાં ગતિપૂર્વક કે કારકપૂર્વક કૃત્ હોય ત્યાં તો કેવલ કૃત્નું ગ્રહણ ન થાય એ કારણે જ साङ्कूटिनम्

પ્રયોગની સિદ્ધિ થાય છે. सम् (ઉપસર્ગ–ગતિ) પૂર્વક कूट શબ્દને 'अभिविधौ भाव इनुण् (૩।૩।૪૪) સૂત્રથી (અભિવ્યાપ્તિ ગમ્યમાન હોય ત્યારે ધાતુમાત્રથી 'ભાવ' અર્થમાં इनुण् (इन्) પ્રત્યય થાય છે (इनुण् પ્રત્યયાન્ત પદનો સ્વતંત્ર રૂપે વ્યવહારમાં પ્રયોગ થતો નથી તેથી 'अणिनुणः' (૫।૪।૧૫) સૂત્રથી (इनुण् પ્રત્યયાન્ત શબ્દને સ્વાર્થમાં अण् પ્રત્યય થાય છે. અને 'तद्धितेष्वचामादेः' (૭।૨।૧૧૭) સૂત્રથી આદિ સ્વરની વૃદ્ધિ થતાં सांकूटिनम् એવું રૂપ સિદ્ધ થાય છે. सांकूटिनम्માં મુખ્ય બાબત જે ધ્યાનપાત્ર છે તે એ કે (૧) सम्+कूटिन्માં कृद्ग्रहणे गति० એ પ્રકૃત પરિ.થી કૃત (इनुण्–इन्) પ્રત્યયના ગ્રહણ માં ગતિવિશિષ્ટ 'संकूटिन्' એ इनुणन्त કૃદન્ત છે; कूटिन् નહીં (૨) બીજું सम्નો कूटिन् એ કૃત્પ્રત્યયાન્ત कूटिन् શબ્દ સાથે गति-कारकोपपदानां कृद्भिः सह समासवचनं प्राक् सुबुत्पत्तेः (૫રિ. ૭૫)ની મદદથી સમાસ થાય છે. અને संकूटिन् એ અંશની પ્રાતિપદિક સંજ્ઞા થાય છે. પછી संकूटिन् એવા सम्થી યુક્ત (ગતિવિશિષ્ટ) કૃદન્તને 'अणिनुणः'સૂત્રથી तद्धित अण् પ્રત્યય થતાં सांकूटिनम् રૂપ બને છે.

હવે જો ગતિ અને કારક હોય ત્યાં कृत પ્રત્યયમાં કેવલ તદાદિ તદન્તનું પણ ગ્રહણ થાય તો संकूटिन्ઘટક कूटिन् ગતિ (सम्) વગરના कूटिन्ને પણ इनुणन्त હોવાથી अण् પ્રત્યય થવાથી कू ઘટક अच्ને વૃદ્ધિ થતા संकौटिनम् એવું (પાક્ષિક) પણ રૂપ થવા માંડશે એ આપતિ આવશે. પણ હવે कृद्ग्रहणे એ પરિ.માં अपि પદનું ગ્રહણ કરવાથી જ્યાં કૃદન્તની પૂર્વે ગતિ કે કારક ઉચ્ચારેલ હોય તો ત્યાં કૃત્ પ્રત્યયથી કેવલ (તદાદિ કૃત્પ્રત્યયાન્ત એવો પ્રત્યય ગ્રહણ પરિ.વાળો અર્થ આવતો નથી) કૃદન્તનું નહીં, પણ ગતિ (કે કારક) વિશિષ્ટનું જ ગ્રહણ થવાથી संकूटिन् જ લેવાવાથી ( कूटिन् નહીં), संकौटिनम् એવા પક્ષિક અશુદ્ધ રૂપ થવાની આપત્તિ રહેતી નથી.

**गतिरन्तर इत्यत्र**...(પૃ. ૧૨૦, પં. ૬) આ कृद्ग्रहणे० પરિ.ની પ્રવૃત્તિ गतिरनन्तरः (૬।૨।૪૯) સૂત્રમાં થતી નથી માટે જ गतिरन. એ સૂત્ર અનુસાર પ્રકૃતિ સ્વર કરતી વખતે ગતિવિશિષ્ટ કૃતાન્તને જ કૃતાન્ત ન માનતાં, કેવલ કૃતાન્તને જ કૃતાન્ત માનવામાં આવે છે, અને તેની અવ્યવહિત પૂર્વે આવનાર 'ગતિ'ને પ્રકૃતિ સ્વર થાય છે.

**इयं च कृद्विशेषग्रहणे**...(પૃ. ૧૨૦, પં. ૯) આ कृद्ग्रहणे. એ પ્રસ્તુત પરિ. જ્યાં (સૂત્રમાં) સામાન્ય 'કૃત્' પ્રત્યયનું કે વિશેષ કૃત્ પ્રત્યયનું ગ્રહણ કર્યું હોય ત્યાં જ લાગે છે. દા. ત. कर्तृकरणे कृता बहुलम् (૨।૧।૩૨) સૂત્રમાં कृत કહેવાથી સામાન્ય કૃત્ પ્રત્યયનું ગ્રહણ કરેલ છે. તેથી આ પરિ. कृद्० ત્યાં પ્રવૃત્તિ

કરે છે, અને विष्णुना सुकृतम् इति–विष्णुसुकृतम् , नखैः निर्भिन्नः इति नखनिर्भिन्नः આદિ સમાસો સિદ્ધ થાય છે. જ્યારે क्षेपे (૬।૨।૧૦૮) જેવા સૂત્રમાં કૃદ્‌વિશેષ પ્રત્યયની અનુવૃત્તિ છે, માટે તેવામાં પણ આ પરિ. લાગે છે. તેથી अवतप्ते नकुलस्थितम् ઈત્યાદિ સમાસોની સિદ્ધિ થાય છે. પણ આ પરિ. જ્યાં એવા પ્રત્યયો છે કે જે कृत् પણ છે અને अकृत् (કૃત્‌થી ભિન્ન તદ્ધિત પણ) છે તો ત્યાં આ પરિ. લાગતી નથી. દા. ત. 'सुप्यजातौ णिनिस्ताच्छील्ये' (૩।૨।૭૮) (उष्णभोजी) 'व्रते' (૩।૨।૮૦) (स्थण्डिलशायी) જેવાં સૂત્રો દ્વારા 'णिनि' એ કૃત્‌પ્રત્યયનું વિધાન છે, અને 'काश्यपकौशिकाभ्यां ऋषिभ्यां णिनिः' (૪।૩।૧૦૩), (काश्यपिनः) शौनकादिभ्यश्छन्दसि (૪।૩।૧૦૬) (शौनकिनः) જેવાં સૂત્રો દ્વારા તદ્ધિત णिनि પ્રત્યયનું વિધાન છે.

આ રીતના વિધાનથી बहुसुरागिणी નગરીમાં बहु+सु+रागिणी (रागि+इन्+ई)માં આ कृद्ग्रहणे० પરિ.થી ગતિ વિશિષ્ટ सुरागिणी પણ લેવાતાં ત્યાં 'इनः स्त्रियाम्' (૫।૪।૧૫૨) સૂત્રથી कप् પ્રત્યય થતો નથી, કારણ કે આવો णिनि કૃત અને અકૃત્ (તદ્ધિત) બંને પ્રકારમાં મળે છે; તેથી આવા સ્થળે નાગેશ કહે છે એમ કૃત–અકૃતના ગ્રહણમાં આ कृद्ग्रहण. પરિ. લાગતી નથી.

**પરિ. ૨૯.** पदाङ्गाधिकारे तस्य च तदन्तस्य ॥२९॥

આ પરિભાષા, પદાધિકાર અને અંગાધિકારનાં સૂત્રોથી નિર્દિષ્ટ કાર્ય, તે તે પ્રાતિપદિક અને પ્રાતિપદિકાન્તને પણ થાય છે તેવી વ્યવસ્થા કરી આપે છે. અહીં દર્શાવેલ (૧) પદાધિકાર અષ્ટાધ્યાયીના 'पदस्य' (૮।૧।૧૬) સૂત્રથી શરૂ થઈ 'अपदान्तस्य मूर्धन्यः' (૮।૩।૫૫) સૂત્ર સુધી ચાલુ રહે છે. પદાધિકારથી ઉત્તરપદાધિકાર પણ લેવામાં આવે છે. (૨) उत्तरपदाधिकार, अलुगुत्तरपदे (૬।૩।૧)થી શરૂ થઈ આ પાદની સમાપ્તિ સુધી ચાલે છે, (૩) अङ्गाधिकार; 'अङ्गस्य' (૬।૪।૧)સૂત્રથી આરંભ પામી સપ્તમ અધ્યાયના અંત સુધી ચાલુ રહે છે. અહીં પદાધિકારમાં અનુવૃત્ત થતું 'पद' વિશેષ્ય છે. અને જેનું ઉચ્ચારણ કરીને સૂત્રમાં કોઈ કાર્ય થવાનું બતાવ્યું હોય, તે કાર્ય અનુભવતો શબ્દ વિશેષણ બને છે. તેવી રીતે अङ्गाधिकारમાં અનુવૃત્ત થતું अङ्ग પદ વિશેષ્ય છે, અને સૂત્ર નિર્દિષ્ટ કાર્યનો અનુભવ કરનાર શબ્દ વિશેષણ બને છે.

**तेन इष्टकचितम्**...(પૃ. ૧૨૦. પં. ૧૩) આ રીતની પ્રાસ્તાવિક ચર્ચા કર્યા પછી ગ્રંથકાર આ પરિ.નાં ઉદાહરણ આપે છે. આ પરિભાષા હોવાથી 'इष्टकेषीकामालानां चिततूलभारिषु (૬।૩।૬૫) સૂત્રથી इष्टका, इषीका અને माला એ પદ અને તદન્ત શબ્દો (પદો)ને પણ જો તેમની પછી चित, तूल, અને भारिन् એ ઉત્તરપદમાં આવે તો હ્રસ્વ થાય છે આ સૂત્ર ઉત્તરપદોના અધિકારવાળું છે તેથી इष्टका+

चितम्‌માં જેમ હ્રસ્વ થાય છે, તેમ આ પરિ.થી **पक्वेष्टका**+चितम्‌માં **इष्टका** જેને અંતે છે તે (તદન્ત) पक्वेष्टकाમાં પણ હ્રસ્વ થાય છે. (આ સૂત્રમાં 'पदस्य એ વિશેષ્ય છે, અને **इष्टका** આદિ પૂર્વપદ શબ્દો વિશેષણ છે.) એ જ રીતે महान्‌માં महत्+सुમાં 'सान्तमहतः संयोगस्य' (૬।૪।૧૦)સૂત્રથી દીર્ઘ થાય છે. (આ સૂત્ર અંગાધિકારીય છે.) એ રીતે આ પરિ.ની મદદથી महदन्त (તદન્ત એવા अतिमहान्, परममहान् પદોમાં પણ દીર્ઘ થાય છે.) येन विधिः (૧।૧।૭૨) સૂત્રનાં 'પ્રદીપ'માં કૈયટ કહે છે કે આ પ્રસ્તુત પરિ. पदाङ्गा०માં 'પદાધિકાર' શબ્દનો અર્થ ઉત્તરપદાધિકાર એવો છે, પણ તે કહેવું બરાબર નથી એમ નાગેશ કહે છે. જો 'पदाङ्गाधिकारे तस्य च तदुत्तरपदस्य એવો પાઠ સ્વીકારવામાં આવે તો परमातिमहान् જેવાં સ્થલોમાં દીર્ઘ થઈ શકશે નહીં કારણ કે 'परमातिमहान्' ન તો महत् છે, કે જેમાં ઉત્તરપદ महत् છે એવો સમાસ પણ નથી, એમાં તો उत्तरपद, अतिमहत्, છે. તેથી 'तदन्तस्य' એજ પાઠ સ્વીકારતાં महत् શબ્દાન્ત परमातिमहान्‌માં દીર્ઘ થાય છે, તેથી કોઈ આ આપત્તિ રહેતી નથી. **अत्र पदशब्देन**...(પૃ. ૧૨૦. પં. ૧૭). (આ પંક્તિનો અનુવાદ મૂળમાં રહી ગયો છે. તે આ પ્રમાણે છે—આ પરિ.માં આવેલા 'पद'થી ઉત્તરપદાધિકાર અને કેવલ પદાધિકાર બંને લેવામાં આવે છે.) તેથી उत्तरपदના અધિકારમાં પણ આ પરિ. કોઈ પણ પ્રતિબંધ વગર પ્રવૃત્ત થઈ જાય છે.

**पादस्य पदाज्याति**...(પૃ. ૧૨૨. પં. ૧) આ પછી નાગેશ કહે છે કે તેમ पादस्य० સૂત્રના વિષયમાં આ પરિ. લાગતી નથી. 'पादस्य पदाज्यातिगोपहतेषु' (૬।૩।૫૨) સૂત્ર पाद શબ્દનો, आजि, आति, ग, અને उपहत એ ઉત્તરપદમાં આવે તો 'पद' એવો અદન્ત આદેશ કરે છે. આ એક ઉત્તરપદાધિકારવાળું સૂત્ર છે. જો આ સૂત્રમાં આ પ્રસ્તુત पदाङ्गा० પરિ. પ્રમાણે पाद શબ્દથી पादान्त શબ્દનું પણ ગ્રહણ કરવામાં આવે તો કેટલાંક અશુદ્ધ રૂપો (લક્ષ્ય–ઉદાહરણો) સિદ્ધ થવાનો પ્રસંગ આવશે. દા. ત. पदातिःમાં पाद+आति (अत् सातत्यगमने) એ સ્થિતિમાં पद આદેશ થાય છે એ રીતે स्थूलपादातिः (स्थूलपादाभ्यां अतति)માં पाद શબ્દાન્ત ઉત્તર પદ લેવાતું નથી. તેથી આ स्थूलपादातिःમાં पद આદેશ થતો નથી. ઈષ્ટ રૂપની સિદ્ધિ (લક્ષ્ય-સિદ્ધિ) એજ વ્યાકરણનું અને તદંગીભૂત પરિભાષાઓનું મુખ્ય પ્રયોજન હોવાથી જે પરિભાષા લાવતાં, ઈષ્ટરૂપને બદલે અનિષ્ટ કે અશુદ્ધ રૂપની સિદ્ધિ થવાનો પ્રસંગ આવે ત્યાં તે તે પરિભાષા મૂળથીજ (પહેલેથીજ) લાવવામાં આવતી નથી.

**પરિ. ૩૦.** व्यपदेशिवदेकस्मिन् ॥३०॥

**અવતરણિકા : नन्वेवं अस्यापत्यम्**....(પૃ.૧૨૨, પં. ૪) वासुदेव અર્થ-વાચક अ શબ્દને अस्य अपत्यम्‌માં 'अत इञ्' (૬।૪।૧૧) સૂત્રથી અપત્ય અર્થમાં

(इ) इञ् પ્રત્યય થાય છે. પછી અ+ઇમાં અનો લોપ થતાં આખરે 'इः' રૂપ બને છે. અહીં પ્રશ્ન એ થાય છે કે આ 'इञ्' પ્રત્યય 'अत इञ्'થી અદન્ત પ્રાતિપદિકને થાય છે. 'अत इञ्' સૂત્રમાં 'ङ्याप् प्रातिपदिकात्' (૪।૧।૧) સૂત્રમાંથી 'प्रातिपदिकात्' પદની અનુવૃત્તિ આવે છે. એમાં प्रातिपदिक એ વિશેષ્ય છે અને 'अतः' એ વિશેષણ છે અહીં 'येन विधिस्तदन्तस्य' (૧।૧।૭૨) સૂત્રથી 'अतः' એ વિશેષણ ને તદન્તવિધિ થવાથી અદન્ત કે અકારાન્ત એવો અર્થ આવે છે. હવે આ સ્થિતિમાં 'अस्यापत्यम्–इः'માં વાસુદેવાર્થક 'अ' શબ્દ 'અકારાન્ત' ન હોવાથી 'इञ्' પ્રત્યય થઈ શકતો નહીં, તો 'इः' એવી ઈષ્ટરૂપની સિદ્ધિ થઈ શકશે નહીં. આ અનિષ્ટાપત્તિ આવે છે. તે દૂર કરવા હવે આ પરિભાષા व्यपदेशिवद्० આવતાં 'अस्यापत्यम् इः'માં अकारને પણ अकारान्त માનવાથી આખરે 'इः' રૂપ બનવામાં કોઈ આપત્તિ નડતી નથી.

**व्यपदेशिवत्**...(પૃ. ૧૨૨, પં. ૬) व्यपदेशी પદ वि+अप+दिश् (ઉચ્ચારણાર્થક ધાતુ)ને घञ् (अ) પ્રત્યય કરતાં व्यपदेश એટલે વિશિષ્ટ કે મુખ્ય વ્યવહાર એવો અર્થ થાય છે. અને જ્યાં આવો મુખ્ય વ્યવહાર હોય તે સ્થલ કે શબ્દ તે व्यपदेशी કહેવાય છે. આ પછી व्यपदेशिना तुल्यम् इति व्यपदेशिवत' રૂપ બને છે.

व्यपदेशी મુખ્યવ્યવહાર અમુક હેતુને લીધે થતો હોય છે. દા.ત. કોઈ વ્યક્તિને અનેક પુત્રો હોય ત્યાં અમુક જ્યેષ્ઠ પુત્ર, અમુક કનિષ્ઠ એમ જ્યેષ્ઠત્વ કનિષ્ઠત્વ વ્યવહારમાં અનેકપુત્રતા હેતુ છે, તે રીતે શાસ્ત્રમાં પણ એવો કોઈ હેતુ હોય તો મુખ્ય વ્યવહાર થાય છે. દા. ત. दक्षस्य अपत्यम् दाक्षिःમાં दक्ष શબ્દનો અકારાન્ત (પ્રાતિપદિક) વ્યવહાર ત્યારે થઈ શકશે છે કે જ્યારે दक्ष् એ પૂર્વવર્તી વર્ણો વિદ્યમાન છે. આ રીતે વ્યપદેશી શબ્દ હમેશાં સ–સહાય હોય છે. अस्यापत्यम्–इःમાં 'अ' શબ્દ दक्षની જેમ સસહાય નથી, પણ અસહાય છે. છતાં આ પ્રસ્તુત व्यप० પરિ.થી તેને સસહાય સમજવમાં આવે છે. આ રીતે આ પરિ. અસહાય એક વર્ણમાં 'एकस्मिन्'માં, સસહાયની માફકનો વ્યવહાર કરી આવે છે.

**एकस्मिन्नित्युक्ते**...(પૃ. ૧૨૨, પં. ૧૧) આ व्यपदेशि० પરિ.માં एकस्मिन् પદ હોવાથી અસહાયમાંજ વ્યપદેશિવદ્ભાવ થાય એમ કહેવાથી 'सभासन्नयन' શબ્દમાં આવેલ 'आ'ને આદિ માનવામાં આવતો નથી, કારણ કે सभासन्नयन શબ્દમાં આવેલ 'आ' એકાકી (અસહાય) નથી, પણ વર્ણસમુદાયની સાથે આવેલો છે. જો આ પરિ.માં एकस्मिन् (અસહાયમાં) એવું પદ ન હોત તો सभासन्नयने भवः એ અર્થમાં 'वृद्धाच्छः' (૪।૨।૧૧૪) સૂત્રથી 'छ' પ્રત્યયની પ્રાપ્તિ થવા માંડશે, કારણ કે હવે આ પરિ.થી सभासन्नयनમાંના 'आ'ને આદિવર્ણ

માનવામાં આવતાં 'वृद्धिर्यस्याचामादिस्तद् वृद्धम्' (૧૧૧૭૩) સૂત્રથી તે શબ્દને વૃદ્ધ સંજ્ઞા પ્રાપ્ત થશે અને તેથી 'वृद्धाच्छः' એ સૂત્રથી 'छ' પ્રત્યય થવા માંડતાં અનિષ્ટ રૂપ થવા માંડશે. એ જ રીતે આ પરિ.માં एकस्मिन् પદ ન હોત તો આ પરિ.થી दरिद्रा ધાતુમાં આવેલ 'इकार'ને અન્ત્યવર્ણ માનવામાં આવતાં 'एरच्' સૂત્રથી 'अच्' પ્રત્યય થવા માંડશે (કે જે વસ્તુતઃ ઇષ્ટ નથી) તેથી હવે આ પરિ.માં 'एकस्मिन्' પદ મૂકતાં કોઈ અનિષ્ટાપત્તિ થતી નથી.

આ પ્રસ્તુત પરિભાષામાં 'एकस्मिन्' પદ હોવાથી જ 'हरिषु–हरि+सु'માં 'सु'ને (અનભીષ્ટ એવી) પદસંજ્ઞા પ્રાપ્ત થતી નથી, કારણ કે 'सु' એકલો નથી પણ 'हरि' એ વર્ણ સમુદાય સાથેનો છે. જો આ પરિ.માં 'एकस्मिन्' ન હોત તો અહીં 'सु' એકલામાં પણ વ્યપદેશિવદ્‌ભાવથી અન્તત્વ આરોપિત કરીને, તેની 'सुप्तिङन्तम्पदम्' (૧૪૧૧૪) સૂત્રથી પદ સંજ્ઞા થાત, અને પછી તેમાં 'स' પદાદિ છે તેમ સમજીને 'सात्पदाद्योः' (૮૩૧૧૧) સૂત્રથી 'ષત્વ'નો નિષેધ થાત, તો 'हरिसु' એવા અનિષ્ટ-રૂપની આપત્તિ થાત. આ રીતે જ્યાં એક अच् હોય ત્યાંજ તેને આદિ અને અન્તિમ માની શકાય છે. પણ 'दरिद्रा' જેવામાં જ્યાં અનેક अच् છે ત્યાં ગમે તે કોઈ એકને આદિ, અન્ત કે મધ્યમ એમ કહી શકાતું નથી.

**अनेन चाशास्त्रीयस्य**...(પૃ. ૧૨૨, પં. ૧૬) આ પરિભાષા લૌકિક વ્યવહારને આધારે રચાયેલ હોવાથી જેમ શાસ્ત્રીય એટલે કે કોઈ સૂત્રથી વિહિત કાર્યનો અતિદેશ કરવામાં આવે છે તેમ અશાસ્ત્રીય (સૂત્રથી વિહિત ન હોય તેવા અશાસ્ત્રીય) કાર્યનો પણ અતિદેશ થાય છે. તેથી 'इयाय' (इण् गतौ બીજો ગણ. પરોક્ષ લિટ્ તૃ. પુ. એ. વ.)માં 'એકાચ્ત્વને લીધે થતા દ્વિત્વની સિદ્ધિ થાય છે. इ+लिट्, इ+ति, इ+अમાં 'लिटिधातोरनभ्यासस्य' (૬૧૧૮) સૂત્રથી 'અનભ્યસ્ત ધાતુના અવયવનું જો તેની પછી લિટ્ આવ્યો હોય તો દ્વિત્વ થાય છે. હવે આ દ્વિત્વ-કાર્ય 'एकाचो द्वे प्रथमस्य' (૬૧૧૧) સૂત્ર પ્રમાણે (एकः अच् यस्मिन्, तस्य) એ બહુવ્રીહિ સમાસથી એક अच् જે વર્ણસમૂહમાં છે એવો અર્થ થાય છે. અહીં 'इ+अ'માં તો 'इ' એક अच् જ છે, તે 'इ' એક अच् ધરાવનાર વર્ણ નથી. (કે એક अच्‌ને ધરાવનાર વર્ણ સમૂહ નથી કે 'इ' એક अच् વાળો નથી). એ સ્થિતિમાં 'इ' નું દ્વિત્વ થઈ શકશે નહીં, આ રીતની અનિષ્ટાપત્તિ થશે. પણ હવે આ પરિ.થી અશાસ્ત્રીય કાર્યનો પણ અતિદેશ થતો હોવાથી इ+अમાં પણ एकाच्त्व એ અશાસ્ત્રીય ધર્મનો 'इ'માં અતિદેશ થાય છે. દ્વિત્વ કાર્ય શાસ્ત્રથી વિહિત હોવાથી શાસ્ત્રીય છે પણ 'એકાચ્ત્વ' એ શાસ્ત્રીય કાર્ય નથી, પણ અશાસ્ત્રીય છે, છતાં તેનો અતિદેશ થતાં 'इ+अ'માં એકલાં 'इ' (अच्)ને પણ એક अच् વાળો (વર્ણસમુદાય) એમ માની લેવાથી દ્વિત્વ કાર્યમાં હવે કોઇ અનિષ્ટાપત્તિ રહેતી નથી.

**अनेन चाशास्त्रीयस्यापि**...(પૃ. ૧૨૨, પં. ૧૬) આ પરિ.થી અશાસ્ત્રીય કાર્યનો પણ અતિદેશ થાય છે એમ માનવાથી જ भवतिમાં भू+अ+ति એ સ્થિતિમાં 'भू'નું અંગત્વ સિદ્ધ થાય છે, અને આવા इगन्त અંગનો 'सार्वधातुकार्धधातुकयोः' (૭।૩।૮૪) સૂત્રથી ગુણ થતાં भो+अ+ति=भवति રૂપ સિદ્ધ થાય છે. અહીં મુખ્ય બાબત તો એ છે કે भू+अ(शप्)+तिમાં 'भू'માં જ્યારે 'यस्मात् प्रत्ययविधिस्तदादि प्रत्ययेऽङ्गम्' (૧।૪।૧૩) સૂત્રથી અંગત્વ (ઈગન્ત અંગ) સિદ્ધ કરવું છે ત્યારે જેનાથી પ્રત્યય થયો હોત તે પ્રત્યય પરમાં આવતાં (यः प्रत्ययो यस्मात् विधीयते तस्मिन् प्रत्यये परे) એટલો અંશ તો भू+अ+तिમાં 'भू'માં ઘટી શકે છે કારણ કે भू+अમાં शप् પ્રત્યય 'भू' ધાતુથી વિહિત (થયેલો છે) પણ તે પ્રત્યય પરમાં આવતા હવે तदादि એ અંશ 'भू' માટે ઉપપન્ન થતો નથી. 'तदादि' એટલે તે છે આદિમાં જેને એવું શબ્દ સ્વરૂપ. પ્રસ્તુત भू+अ+तिમાં, પ્રત્યયપરક 'भू' એકલો જ भू હોવાથી (तदादि–सः आदिर्यस्य એવો અન્ય પદાર્થ ઘટિત બહુવ્રીહિવાળો અર્થ અહીં ઘટિત થતો ન હોવાથી) 'तदादि શબ્દસ્વરૂપત્વ ન હોવાથી 'भू'ની અંગ સંજ્ઞા થઈ શકશે નહીં, પણ હવે આ પરિ.થી અશાસ્ત્રીય એવા तदादि શબ્દ સ્વરૂપનો અતિદેશ થવાથી भू પોતેજ 'भू'નો આદિ (तदादि) છે તેમ સમજી લેવાથી 'भू' અંશની અંગ સંજ્ઞા થાય છે, અને ઈગન્તને માનીને (ઈગન્ત લક્ષણ) ગુણ થાય છે તેથી આખરે भवति એવું રૂપ બને છે. તેથી કોઈ અનિષ્ટાપત્તિ આવતી નથી. એ જ રીતે 'व्यतिसे' (वि+अति+अस् ધાતુ, વર્તમાન, બી. પુ. એ.)માં 'से' એ तिङ्‌માં આ પરિ. 'व्यपदे०'થી तिङन्त तदादित्व માની, सुप्तिङन्तं पदम् (૧।૪।૧૪)થી પદ સંજ્ઞા થવાથી सના षत्वनो 'सातपदाद्योः' એ સૂત્રથી નિષેધ થાય છે. અહીં 'व्यतिसे'માં પણ 'तिङन्त तदादित्व' કોઈ સૂત્રથી નિર્દિષ્ટ શાસ્ત્રીય ધર્મ નથી, પણ અશાસ્ત્રીય છે, છતાં તેનો અતિદેશ આ પરિ.થી થાય છે, તેથી કોઈ દોષ રહેતો નથી. એ જ રીતે 'अस्यापत्यम्=इः'માં વાસુદેવાર્થક 'अ'ને 'इञ्' પ્રત્યય થતાં 'अ'નો 'यस्येति च' (૬।૪।૧૪૮) સૂત્રથી લોપ થતાં કેવલ तद्धित इ પ્રત્યય બાકી છે. તે સ્થિતિમાં 'कृत्तद्धितसमासाश्च' (૧।૨।૪૬) સૂત્રથી तद्धितान्त तदादिને થતી પ્રાતિપાદિક સંજ્ઞા થઈ શકશે નહીં, કારણ કે કેવલ 'इ' પ્રત્યયમાં तद्धितान्तत्व હોવા છતાં तद्धितान्त तदादित्वના અભાવને લીધે (કારણ કે મૂળ अ પ્રકૃતિ–तदादिनो તો લોપ થયેલો છે) પ્રાતિપાદિક સંજ્ઞા ન થતાં, સુબાદિ પ્રત્યય ન થતાં 'इः' એવું સુબન્ત રૂપ બની શકશે નહીં, પણ હવે આ પરિ.થી અશાસ્ત્રીય એવા तद्धितान्त तदादित्व' ધર્મનો પણ અતિદેશ થવાથી, પ્રાતિપદિક સંજ્ઞા થતાં 'इः' રૂપ બનવામાં કોઈ મુશ્કેલી રહેતી નથી.

'પરિભાષેન્દુશેખર'ની કેટલીક પ્રતોમાં इरियानित्यादौमां 'इः' એવો પાઠ આપ્યો છે, જયારે પૂનાની મુદ્રિત પ્રતિમાં મૂળમાં 'इः' એવો ઉલ્લેખ નથી, કેવલ इयानित्यादौ પાઠ આપવામાં આવ્યો છે, તેજ પાઠ આ ગ્રંથમાં સ્વીકાર્યો છે. એ જ રીતે 'इयान्' માં, જે પરિસ્થિતિ अस्यापत्यम्–इःમાં છે તેજ इयान રૂપમાં છે. इयान्માં 'इदं परिमाणं अस्य' એ વિગ્રહમાં इदम्+वतुप्, किमिदम्भ्यां वो घः' (૫।૨।૪૦) સૂત્રથી 'व'નો 'घ', 'घ'નો इय આદેશ इदं+इयत् એ સ્થિતિમાં 'इदं किमोरीश्की' (૬।૩।૯૦) સૂત્રથી इदम्ના સ્થાનમાં 'ईश्' આદેશ 'यस्येति च' (૬।૪।૧૪૮)સૂત્રથી ईનો લોપ થતાં 'इयत्' રૂપ બને છે. પછી इयत्ને તદ્ધિતાન્તત્વને લીધે कृत्तद्धित० (૧।૨।૪૬) સૂત્રથી પ્રાતિપદિક સંજ્ઞા, सुप्रत्यय, પછી अत्वसन्त દીર્ઘ, नुम्, त्નો સંયોગાન્ત લોપ થતાં इयान् રૂપ બને છે. અહીં મુખ્ય બાબત એ છે કે કેવલ પ્રત્યય 'इयत्'માં તદ્ધિતાન્ત તદાદિત્વ એવા અશાસ્ત્રીય ધર્મનો આ પરિ.થી આરોપ કે અતિદેશ થતાં कृत्तद्धित० સૂત્રથી પ્રાતિપાદિક સંજ્ઞા થાય છે. અને તે પછીનાં કાર્ય થતાં 'इयान्' રૂપ બનવામાં કોઈ અડચણ આવતી નથી.

**इयानित्यादौ कार्यकालपक्षे**...(પૃ. ૧૨૪, પં. ૧), इयत् રૂપની સિદ્ધિના સંદર્ભમાં પ્રાતિપદિક સંજ્ઞા કરતી વખતે યથોદેશ પક્ષમાં તો કોઈ વાંધો આવતો નથી, કારણ કે યથોદ્દેશપક્ષમાં તો 'इदम्' શબ્દને તદ્ધિતનો પ્રમાણ વાચક 'वतुप्' પ્રત્યય થાય છે. એ જ વખતે कृत्तद्धित० સૂત્રથી પ્રાતિપદિક સંજ્ઞા થઈ જાય છે, તે પ્રાતિપદિક સંજ્ઞા इयत् રૂપની સિદ્ધિ પૂરી થાય છે ત્યારે પણ રહેલી હોય છે, અને इयत्નો સ્થાનિવદ્ભાવ કરતાં ई+इयत् સમજીને તેમાં તે પ્રાતિપાદિક સંજ્ઞા લાવવામાં આવે છે, તેથી सुप् વગેરે પ્રત્યયો આવે છે, એ રીતે યથોદ્દેશપક્ષમાં કોઈ મુશ્કેલી આવતી નથી, પણ કાર્યકાલ પક્ષમાં 'यदा कार्यं तदा संज्ञा परिभाषम्' એવો નિયમ હોવાથી જયારે એ પ્રાતિપદિક સંજ્ઞાને ઉદ્દેશીને કંઈ (सुप् ઉત્પત્તિ રૂપ) કાર્ય કરવાનું હોય ત્યારે તે પ્રાતિપાદિક સંજ્ઞા થાય છે એમ હોવાથી આ व्यपदेशि० પરિ. कृत्तद्धित० સમાસ કરનાર વિધિસૂત્ર પાસે જાય છે, इयत् (કેવલ પ્રત્યય ભાગ હોવાથી) જયાં તદાદિતદ્ધિતાન્તત્વ નથી ત્યાં આ પરિ.થી વ્યપદેશિવદ્-ભાવ થતાં 'इयत्' માં તદાદિતદ્ધિતાન્ત્વનો અતિદેશ કરી પ્રાતિપાદિક સંજ્ઞા થાય છે અને પછી सु વગેરે પ્રત્યયો થતાં इयान् આદિ રૂપ થવામાં કોઈ મુશ્કેલી આવતી નથી. 'इयाय' રૂપ કે જેમ ઉપર બતાવ્યું છે ત્યાં इ+अમાં પ્રસ્તુત આ व्यपदेशिवद्-ભાવથી 'इ'માં 'એકાચ્ત્વ' એવા અશાસ્ત્રીય ધર્મનો અતિદેશ કરીને નાગેશ તેની સિદ્ધિ બતાવી છે; અને આ બાબતમાં કૈયટના મતનું ખંડન કર્યું છે.

**यत्तु योऽर्थवान्**...(પૃ. ૧૨૪, પં. ૩) આ કૈયટનું મંતવ્ય એવું છે કે 'इयाय'માં इ+अ સ્થિતિમાં 'इ'ના દ્વિત્વની સિદ્ધિ માટે 'लिटिधातोरनभ्यासस्य' (૬।૧।૮)

સૂત્રમાં આવેલ 'ધાતુ' પદનો અર્થ ફલથી વિશિષ્ટ વ્યાપાર એવો છે. (કોંડ ભટ્ટે વૈયાકરણભૂષણસારમાં આ વાત બતાવી છે કે 'फलव्यापारयोर्धातुः) આ પછી 'लिटि धातोः' સાથે સંકળાયેલ 'एकाचो द्वे प्रथमस्य' (૬।૧।૧) સૂત્રમાં આવેલ 'एकाच्' પદનો 'एकः अच् शब्दमात्रं (यस्मिन् फल व्यापारविशिष्टे धातौ) એટલે કે એક અચ્ રૂપ શબ્દમાત્ર, જે ફલ વ્યાપાર વિશિષ્ટ ધાતુમાં હોય તેનું દ્વિત્વ થાય છે. 'ધાતુ' પદથી 'इ' રૂપ વર્ણ કે શબ્દ (કે જેનું દ્વિત્વ કરવાનું છે તે), અને ફલવ્યાપાર વિશિષ્ટ ધાતુ (અન્યપદાર્થ બહુવ્રીહિ) એમ બંનેનો સમુદાય લેવામાં આવે છે, પણ જ્યારે 'इ'નું દ્વિત્વ કરવાનું છે તે સમયે આ સમગ્ર સમુદાયની જરૂર ન હોવાથી કેવલ 'इ' વર્ણ કે શબ્દ માત્ર લેવામાં આવે છે. 'આવશ્યકતા પ્રમાણે જ્યાં અર્થ સાથેનો વર્ણ (કે શબ્દ) હોય છે ત્યાં કોઈ વાર અર્થનું ગ્રહણ (ઉપાદાન) અને કોઈ વાર તેનો ત્યાગ કરવામાં આવે છે એવો શાસ્ત્રીય નિયમ હોઈ, પ્રસ્તુત इ+अમાં જ્યારે દ્વિત્વ કરવાનું છે ત્યારે કેવલ 'इ'વર્ણની જરૂરત હોઈ અર્થ ('इ' નો અર્થ અયન, ગમનાનુકૂલ–પૂર્વદેશવિભાગ ઉત્તરદેશ સંયોગાનુકૂલ–વ્યાપાર અર્થ)નો ત્યાગ કરવામાં આવે છે. તેથી 'વર્ણ અને અર્થ બંનેના સમુદાયના અવયવ રૂપ 'इ' વર્ણને જ કેવલ અહીં દ્વિત્વ કરતી વખતે 'એકાચ્' તરીકે લેતાં તેનું દ્વિત્વ થવામાં કોઈ વાંધો નથી એમ કૈયટનો અભિપ્રાય છે. 'इयाय'માં આવી રીતે દ્વિત્વની સિદ્ધિ કરવા પાછળ કૈયટના મનમાં ભાષ્યકારે બતાવેલ 'एकपदा ऋक्' વાક્ય હોય એમ લાગે છે, પણ एकपदा ऋक् અને ઈયાય એ બંને સરખી બાબત નથી.

एकः पादः यस्यां सा=एकपदा ऋक् એટલે એક પંક્તિની બનેલી ઋચા. દા. ત. भद्रं नो अपि वातय मनः' (ઋગ્વેદ ૧૦।૨૦।૧). ઋગ્વેદની આ ઋચા કેવલ એક પાદ કે પંક્તિની બનેલી છે. 'भद्रं अपि' એ પંક્તિમાં ઋક્ત્વરૂપધર્મ (શબ્દ) અને તેનો અર્થ એમ બંને છે. કોઈ પણ ઋચામાં શબ્દ તો હોય પણ એ સાથે તેનો અર્થ પણ હોય છે. શબ્દ અને અર્થ એ બંનેનો નિત્ય સંબંધ છે. (एकपदा ऋक् 'એકપાદવાળી ઋચા' એમ કહેવાથી તેમાં ઋક્ત્વરૂપધર્મ અને તેનો અર્થ બંને ઉપસ્થિતિ થાય છે.) કેવલ અર્થ એ ઋક્ (ઋચા) નથી, કે કેવલ વર્ણ પણ ઋક્ નથી; પણ 'વર્ણ (શબ્દ) તથા અર્થ' એ બંનેનો સમુદાય (સંમિલિત રૂપ) ઋક્ હોય છે. હવે જ્યારે एकपदा ऋक् (જેમાં એક પંક્તિ છે તેવી ઋચા) એમ કહેવામાં આવે છે ત્યારે ભાષ્યકાર જેમ માને છે તેમ 'अर्थेन युक्तो व्यपदेशः' 'અર્થ મૂલક વ્યવહારજ યોગ્ય ગણાય છે' તેવો નિયમ હોવાથી શબ્દ (વર્ણ) અને અર્થ રૂપ સમુદાય ઋક્ છે. જ્યારે एकः पादः यस्यां सा એમ બહુવ્રીહિ કરવામાં આવે છે (ત્યારે અન્ય પદાર્થ વર્ણાર્થ સમુદાય છે.) ત્યારે વર્ણાર્થ સમુદાયનો કેવલ વર્ણાત્મક સમુદાય રૂપ અવયવ જેમાં આવેલ એવી એક પદવાળી (ઋચા) એવો અર્થ

થાય છે; અને આ રીતે एकपदामां બહુવ્રીહિ ઉપપન્ન થતાં एक+पाद શબ્દમાં पादનો पद्, 'टाबृचि' (૪।૧।૯) સૂત્રથી टाप् (आ) થતાં एकपदा રૂપ બને છે. હવે મુખ્ય બાબત તો એ છે કે કૈયટ 'एकपदा ऋक्'માં વર્ણાર્થ સમુદાયના અવયવ તરીકે વર્ણ કે શબ્દથી બનેલ પાદને લેવામાં આવે છે તેવી રીતે एकाच् ધાતુમાં એક अच् રૂપી વર્ણ અને ધાતુનો અર્થ એમ વર્ણાર્થ સમુદાયના અવયવ તરીકે કેવલ વર્ણને સ્વીકારીને 'इ' વર્ણને દ્વિત્વ થઈ શકે છે. તેથી इयायની સિદ્ધ માટે વ્યપદે-શિવદ્ભાવની જરૂર નથી એમ માને છે.

આ સામે નાગેશનું કહેવું એ છે કે 'एकपदा ऋक्' અને 'एकाच्' એ બંનેની બાબત જ જુદી છે. ભાષ્યકારે આ બંનેની વિચારણા જુદી જુદી રીતે કરી છે. તેથી જ્યારે एकपदा ऋक्માં एकपदा શબ્દની અન્વર્થકતા સિદ્ધ કરવા માટે જે પ્રતિપાદન શૈલીનો અને વિચારનો આશ્રય ભાષ્યકારે લીધો છે, તે જ વિચાર અને શૈલીનો इयायમાં 'इ'નો દ્વિત્વ સિદ્ધિ માટે લઈ શકાય જ નહીં. નહીં તો ભાષ્ય-કાર સાથે વિરોધ આવે છે, એમ નાગેશ માને છે. આથી इयायમાં તો इ+अ માં, गम्, हन्, वद् આદિ વર્ણ સમુદાયાત્મક એકાચ્ ધાતુમાં જેમ એકાચ્ત્વ રહે છે તેવા એકાચ્ત્વનો इ+अમાંના અસહાય 'इ'માં આરોપ થાય છે. આ રીતે इयाय એ તો ગૌણ વ્યવહાર કે વ્યપદેશિવદ્ ભાવનું જ ઉદાહરણ છે એમ નાગેશ માને છે.

**न चासहाय एव...**(પૃ. ૧૨૬, પં. ૧) હવે એક પ્રશ્ન થાય છે કે જો અસહાય (એક) ઉપરજ આવો વ્યપદેશિવદ્ભાવ થાય છે તો 'भवति' એ જગ્યાએ भवतिના भू+अ એ અંશમાં 'भू'ને સાર્વધાતુક લક્ષણ ઈગન્ત અંગને થતો ગુણ થાય એ માટે भूની અંગ સંજ્ઞા આવશ્યક છે. અંગ સંજ્ઞા यस्मात् प्रत्यय०(૧।૪।૧૩) સૂત્ર કરે છે. એ સૂત્ર પ્રમાણે જે शप् પ્રત્યય, 'भू' ધાતુથી થયો છે ત્યારે તે शप् પ્રત્યય પર હોય ત્યારે भूને તદાદિ હોવું આવશ્યક છે. આ તદાદિત્વ (भू પોતે જ એકલો પોતાનો આદિ ન થઈ શકે એ સ્થિતિમાં) પ્રસ્તુત વ્યપદેશિવદ્ભાવથી આવે છે. પણ હવે તો આ પરિ. અસહાયમાં જ પ્રવૃત્ત થતી હોવાથી, भू+अમાં તો भू સસહાય હોવાથી (भू અને शप्નું સાંનિધ્ય હોવાથી) વ્યપદેશિવદ્ભાવ થઈ શકશે નહીં (તો 'भू'માં તદાદિત્વ ન આવતાં इगन्त તદાદિને થતો સાર્વધાતુકલક્ષણ ગુણ થઈ શકશે નહીં', આ રીતનું અનિષ્ટ આવશે. તેનો જવાબ આપતાં નાગેશ માને છે એમ 'भू'ને લાગેલો शप् (अ) વિજાતીય છે. ગુણ રૂપ કાર્યનો અનુભવ કરનાર 'भू' એ અંગ કાર્યી છે અને शप् અંગ સંજ્ઞા થવામાં કારણ હોવાથી 'નિમિત્ત' છે. આ સ્થિતિમાં भू કાર્યી અને शप् એ નિમિત્ત,

કાર્યથી જુદું હોવાથી વિજાતીય છે. એટલે અહીં એક નવો મુદ્દો હાથમાં આવ્યો કે વ્યપદેશિવદ્ભાવ જે સ્થલ અસહાય હોય, એટલે કે સજાતીય સહાયતાથી રહિત એવો અસહાય લેવામાં આવે છે. આથી भू+अमां એક સજાતીય અને શપ્ વિજાતીય એમ હોવાથી (સજાતીય સહાય રાહિત્ય હોવાથી) વ્યપદેશિવદ્ભાવ થતાં भूमां તદાદિત્વનો આરોપ થતાં ગુણ થવામાં અડચણ આવતી નથી.

**न चैवं निजौ चत्वारः**...(પૃ. ૧૨૬, પં. ૫) અહીં પાછો એક પ્રશ્ન થાય છે કે અસહાયમાંજ આ व्यपदेशिवद्० પરિ. લાગુ પડે છે તો 'निजौ चत्वारः एकाचः' એના ભાષ્ય સાથે વિરોધ આવશે. 'णिजिर्' (निज्) शौचपोषणयोः' એ તૃતીયગણના निज् ધાતુમાં ચાર એકાચ્ છે તેમ કહ્યું છે. निज् ધાતુમાં 'इ', 'इज्', नि' અને 'निज्' એમ ચાર એકાચ્ છે. (निज् ધાતુમાં દ્વિત્વ કરતી વખતે જે इकारने વ્યપદેશિવદ્ભાવથી એકાચ્ માનવામાં આવ્યો છે, તે 'इ'ની પૂર્વે નકાર અને પછી જકાર એમ 'इ' બંને વર્ણોથી યુક્ત (સસહાય) હોવા છતાં, (निज् એ વર્ણ સમુદાયમાં 'इ' સમાવિષ્ટ હોવા છતાં) ત્યાં एकः अच् यस्मिन् એવો એકાચ્ત્વ વ્યવહાર કર્યો છે. આથી અસહાયમાં જ વ્યપદેશિવદ્ભાવ થાય એવા ઉપર આવેલ વિધાન સાથે વિરોધ આવશે તો એના જવાબમાં નાગેશ કહે છે એમ निजौ चत्वारः' એ એકદેશી ભાષ્ય છે; તે નિર્બલ ભાષ્ય છે. કારણ કે એ ભાષ્યમાં આ પ્રસ્તુત व्यपदेशिवदेकस्मिन्' પરિ.માં આવેલા મહત્ત્વપૂર્ણ અંશ 'एकस्मिन्' અંશ ઉપર ધ્યાન આપવામાં આવ્યું નથી. (અર્થાત્ અસહાયમાંજ વ્યપદેશિવદ્ભાવ થાય છે એ ઉપરનું વિધાનજ યથાર્થ છે)'

**अर्थवता व्यप०**...(પૃ. ૧૨૬, પં. ૮) આ વિધાનને ભાષ્યકારે કહેલા 'अर्थवता व्यपदेशिवद्भावः' આ વચનથી પણ ટેકો મળે છે. આ વચનનો 'જે અર્થવાન છે ત્યાં મુખ્યની જેમ વ્યવહાર કરવો' એવો અર્થ છે. અહીં અર્થવત્ શબ્દ 'અસહાય'નો ઉપલક્ષક છે. મોટે ભાગે જે અસહાય શબ્દ હોય છે તે જ સાર્થક હોય છે. દા.ત. 'आभ्याम्' (इदम् શબ્દ). અહીં अ+भ्याम्માં 'अ'ને વ્યપદેશિવદ્ભાવથી અદન્ત માનીને દીર્ઘ થાય છે, પણ दरिद्रा ધાતુમાં 'इ' સસહાય છે તેથી ત્યાં વ્યપદેશિવદ્ભાવ થતો નથી.

**कुरुते इत्यादौ**....(પૃ. ૧૨૬, ૧૧) અસહાયમાંજ વ્યપદેશિવદ્ભાવ થાય છે એમ કહ્યું છે ત્યાં પ્રશ્ન થાય છે કે 'कुरुते' એ સ્થલમાં कुरु+त (વર્તમાનકાલ આત્મનેપદ તૃ. પુ. એ. વ.)માં 'टित आत्मनेपदानां टेरे' (૩/૪/૭૯) સૂત્રથી 'त'માં નો 'टि' સંજ્ઞક જે 'अ' તેનું एत्व થાય છે. હવે 'टि' સંજ્ઞા 'अचोऽन्त्यादि टि' (૧/૧/૬૪) સૂત્રમાં અચોની મધ્યમાં આવેલ અન્ત્ય અચ્ જેની આદિમાં છે તેવા શબ્દ સ્વરૂપની થાય છે. (कुरु)+तमां અન્ત્ય अच् તો છે, પણ તે આદિમાં

નથી, (જેમ मनस्+ईषामां अस्નો अ, सनी આદિમાં તેમ) તો टि સંજ્ઞા નિમિત્તક एत्व થઈ શકાશે નહીં. અહીં આ व्यपदेशि० પરિ.થી આદિત્વ વ્યવહાર શકય નથી. કારણ કે अर्थवता व्यपदेशः' એવો નિયમ હોવાથી આત્મનેપદનો 'त' પ્રત્યય અર્થવાન છે, तनो अ નહીં. એથી એ રીતે પણ વ્યપદેશિવદ્ભાવ થઈ શકશે નહીં. તેનો જવાબ એ છે કે कुरु+तमां त એ વિજાતીય તકાર હોવાથી अकार અસહાય જ છે. તેથી અસહાયમાં વ્યપદેશિવદ્ભાવ થવાથી तના अમાં આદિત્વનો અતિદેશ કરવાથી टि સંજ્ઞા થતાં एत्व થશે. તેથી कुरुते રૂપ સિદ્ધ થવામાં કોઈ અડચણ આવતી નથી.

**પરિ. ૩૧.** ग्रहणवता प्रातिपदिकेन तदन्तविधिर्नास्ति ॥३१॥

**ननु गर्गादिभ्यो यञ्**...(પૃ. ૧૨૬, પં. ૧૪) **અવતરણિકા :** 'गर्गादिभ्यो यञ्' (૪/૧/૧૦૫) સૂત્રથી 'गर्ग' આદિ પ્રાતિપદિકને 'ગોત્રાપત્ય' એવા અર્થમાં यञ् પ્રત્યય થાય છે. તો હવે 'येन विधिस्तदन्तस्य' (૧/૧/૭૨) સૂત્રથી અહીં તદન્ત-વિધિ થતાં ગર્ગાન્ત પ્રાતિપદિક परमगर्ग જેવા શબ્દને પણ यञ् પ્રત્યય થવો જોઈએ, (કે જે સિદ્ધાન્તમાં તો અભીષ્ટ નથી) આ અનિષ્ટાપત્તિને દૂર કરવા આ પરિ. છે.

હવે આ પરિભાષા હોવાથી 'गर्गादिभ्यो यञ्' સૂત્રમાં 'यञ्' પ્રત્યય, गर्ग આદિ પ્રાતિપાદિકને થાય એવો વિશેષ નિર્દેશ છે તેથી તદન્ત વિધિનો નિષેધ થવાથી परमगर्ग શબ્દને यञ् પ્રત્યય થતો નથી, અને કોઈ અનિષ્ટાપત્તિ થતી નથી.

**अत एव तदन्तविधि**...(પૃ. ૧૨૮, પં. ૭) આ પ્રસ્તુત 'ग्रहणवता' પરિ-ભાષાનો 'येन विधिस्तदन्तस्य' (૧/૧/૭૨)ના ભાષ્યમાં જૂદો નિર્દેશ કર્યો નથી, કારણ કે આ પરિ.નો અર્થ આ સૂત્રના ભાષ્યમાં આવેલ 'समासप्रत्ययविधौ प्रतिषेधः' એ વાર્તિકમાં જ આવી જાય છે. 'समासप्रत्ययविधौ प्रतिषेधः' એ વાર્તિકથી થતી તદન્તવિધિનો નિષેધ પણ ત્યાં જ લાગુ પડે છે કે જ્યાં (જે સૂત્રોમાં) વિશિષ્ટ પ્રાતિપાદિકનું ગ્રહણ કરવામાં આવ્યું છે.

**अत्र च ज्ञापकम्**...(પૃ. ૧૨૮ પં. ૧૧) આ પરિ. ग्रहणवता०માં **જ્ઞાપક** 'सपूर्वाच्च' (૫/૨/૮૭) સૂત્ર છે. 'पूर्वादिनिः' (૫/૨/૮૬) સૂત્રથી જેમ 'पूर्व' શબ્દને इन् (इनि) પ્રત્યય થતાં જેમ (पूर्वं कृतम् अनेन इति) पूर्वी શબ્દ (રૂપ) બને છે, તેમ पूर्व જેના અન્તે (તદન્ત) છે એવા कृतपूर्व જેવા શબ્દને પણ 'पूर्वादिनिः'માં તદન્ત વિધિ થતાં, इन् પ્રત્યય થઈ શકે છે તો પાણિનિએ 'सपूर्वाच्च' (૫/૨/૮૭) સૂત્ર કેમ કર્યું ? 'सपूर्वाच्च' સૂત્ર पूर्व શબ્દની પૂર્વે અન્ય કોઈ શબ્દ આવ્યો હોય ત્યાં જેવા કે कृत+पूर्व+इन् कृतपूर्वीમાં પણ इन् પ્રત્યય થાય એ માટે કર્યું છે. પણ હવે તદન્ત વિધિ થતાં कृतपूर्व એવા પૂર્વાન્ત શબ્દને પણ इन् પ્રત્યય થઈ શકશે, છતાં પાણિનિએ सपूर्वाच्च સૂત્ર કર્યું છે તે ઉપરથી માલુમ પડે છે કે જે

સૂત્રમાં કોઈ વિશિષ્ટ પ્રાતિપદિકનું (દા. ત. पूर्वादिनिःમાં વિશિષ્ટ પ્રાતિપાદિક पूर्व શબ્દ)નું ગ્રહણ કર્યું હોય ત્યાં તદન્ત વિધિ થતી નથી એટલે કે તદન્ત વિધિનો નિષેધ થાય છે. તેથી આ સ્થિતિમાં कृतपूर्वમાં 'पूर्वादिनिः' લાગુ પડી શકશે નહીં, પણ कृतपूर्वમાં 'इन्' પ્રત્યય તો ઈષ્ટ છે તેથી 'सपूर्वाच्च' સૂત્ર કરવામાં આવ્યું છે. (એ રીતે સ્વાંશમાં તે ચરિતાર્થ છે).

પરિ. ૩૨. व्यपदेशिवद्भावोऽप्रातिपदिकेन ॥३२॥

**नन्वेवं सूत्रान्तात्**....(પૃ. ૧૨૮, પં. ૧૪) અવતરણિકા : व्यपदेशिवदेकस्मिन् (પરિ. ૩૦) માનવામાં આવતાં અમુક સ્થાનોમાં આપત્તિ આવશે. જેમકે (૧) क्रतूक्थादिसूत्रान्तात् ठक् (૪/૨/૬૦) (तदधीते तद्वद તે ભણે છે કે જાણે છે એ અર્થમાં દ્વિતીયા વિભક્ત્યન્ત ક્રતુ વિશેષવાચી ઉક્થાદિ શબ્દ તથા 'સૂત્ર' જેના અન્તે આવે એવા શબ્દથી ठक् (इक) પ્રત્યય થાય છે. દા.ત. संग्रहसूत्रमधीते वेद वा इति सांग्रहसूत्रिकः) સૂત્રથી થતો ठक् પ્રત્યય જ્યાં કેવલ સૂત્ર શબ્દ હોય ત્યાં એ સૂત્રને વ્યપદેશિવદ્ભાવથી સૂત્રાન્ત સમજીને सूत्रमधीते वेद वा ठक् પ્રત્યય થઈને 'सौत्रिकः' એવો પ્રયોગ બનવો જોઈએ (કે જે સિદ્ધાન્તમાં તો અનિષ્ટ છે). (૨) दशान्ताद् डः (૫/૨/૪૫) (જેને અંતે दशन् શબ્દ આવેલ છે તેવા શબ્દને 'अधिक' અર્થમાં 'ड' પ્રત્યય થાય છે. દા. ત. एकादश अधिका अस्मिन् शते इति एकादशं शतम्) સૂત્રથી જ્યાં કેવલ दश શબ્દ હોય તેને પણ વ્યપદેશિવદ્ભાવથી दशान्त સમજીને ड પ્રત્યય થવો જોઈએ (કે જે સિદ્ધાન્તમાં અનિષ્ટ છે) (૩) एकगोपूर्वाट्ठञ्नित्यम् (૫/૨/૧૧૮) (एक શબ્દ પૂર્વક તથા गो શબ્દ પૂર્વક પ્રાતિપદિકથી નિત્ય ठञ् પ્રત્યય થવો જોઈએ. દા. ત. 'एकशतमस्यास्तीति एकशतिकः) સૂત્રથી જ્યાં કેવલ एक કે કેવલ गो શબ્દ હોય ત્યાં પણ વ્યપદેશિવદ્ભાવથી તે બંને (एक અને गो) અંતમાં છે એવી બુદ્ધિ કરીને एक શબ્દને એ રીતે गो શબ્દને પણ ठञ् થવો જોઈએ. આ રીતે व्यदेशिवद्भाव માનતાં આવાં સ્થળોમાં અનિષ્ટ આવે છે. આ અનિષ્ટને દૂર કરવા આ પરિ. व्यपदे...प्रातिपदिकेन છે. હવે આ પરિ. હોવાથી જે સૂત્રમાં પ્રાતિપાદિક (શબ્દ)નું વિશિષ્ટ રૂપે ગ્રહણ થયેલું હોય ત્યાં વ્યપદેશિવદ્ભાવ થતો નથી એવી વ્યવસ્થા થવાથી ઉપરનાં ઉદાહરણોમાં કોઈ અનિષ્ટ આવવાનો સંભવ નથી, કારણ કે તે ત્રણેય ઠેકાણે પ્રવૃત્ત થનાર સૂત્રોમાં તે તે વિશિષ્ટ પ્રાતિપદિક सूत्र, दश, एक, गो, એવી રીતનો નિર્દેશ થયેલો છે. (તથા અહીં વ્યપદેશિવદ્ભાવ થતો નથી)

**पूर्वात् सपूर्वाद्**....(પૃ. ૧૨૮, પં. ૧૮) આ પરિ.માં પાણિનિએ જૂદાં જૂદાં કરેલાં 'पूर्वादिनिः' અને सपूर्वाच्च' સૂત્રો નો પૃથક્યોગ જ્ઞાપક છે 'पूर्वात्सपूर्वा-

दिनिः' એવો એકજ યોગ કરીને સપૂર્વક (જેની પૂર્વે કોઈ શબ્દ આવ્યો છે તેવા) 'पूर्व' શબ્દને इन् (इनि) પ્રત્યય થાય છે એવો અર્થ કરવામાં આવતાં 'कृतपूर्वी' ઉદાહરણમાં તો 'इन्' પ્રત્યય થશે, અને જ્યાં કેવલ पूर्वी પ્રયોગમાં पूर्व શબ્દ છે ત્યાં વ્યપદેશિવદ્‌ભાવથી સપૂર્વકત્વ આરોપિત કરવામાં આવતાં इनि પ્રત્યય થઈ શકશે તો આવો પૃથક્‌યોગ કેમ કર્યો ? આ પૃથક્‌યોગ વ્યર્થ પડીને આ પરિ.નું જ્ઞાપન કરે છે. તેથી આ પરિ. 'व्यपदेशिवद्भावोऽप्रातिपदिकेन' હોતાં જ્યાં કોઈ શબ્દનું (અહીં પૂર્વ શબ્દનું) વિશિષ્ટ રૂપે ગ્રહણ હોય ત્યાં व्यपदेशिवद्भाव થઈ શકતો નથી. તેથી કેવલ પૂર્વને सपूर्व' માની શકાશે નહીં, તેથી 'इनि' પ્રત્યય થઈ શકશે નહીં, પણ વસ્તુતઃ पूर्वी એવો इन्नन्त પ્રયોગ ઈષ્ટ છે તેથી પાણિનિએ આ પૃથક્‌યોગ (=યોગવિભાગ) કર્યો છે. આ રીતે સ્વાંશે ચરિતાર્થતા આવે છે અને કોઈ અનિષ્ટ સંભાવના રહેતી નથી.

**न चेष्टादिभ्यः**...(પૃ. ૧૨૮, પં. ૧૯) હવે કોઈ એમ શંકા કરે કે આ ઉપર્યુક્ત યોગવિભાગનું તો બીજું પ્રયોજન છે. 'इष्टादिभ्यश्च' (૫/૨/૮૮) જેવાં સૂત્રોથી 'इष्टिन्' જેવા પ્રયોગોમાં જેમ 'इष्ट' શબ્દને इनि પ્રત્યય થાય છે, અને 'इष्टी' રૂપ બને છે, તે રીતે अन्+इष्ट જેવા સપૂર્વ 'इष्ट' શબ્દને પણ 'सपूर्वात्'ની અનુ-વૃત્તિ હોવાથી इन् થાય છે. તેથી पूर्वादिनिः (૫/૨/૮૬) सपूर्वाच्च (૫/૨/૮૭) જે યોગ વિભાગ કર્યો છે, તે ઉત્તરસૂત્ર इष्टादिभ्यश्च (૫।૨।૮૮)માં सपूर्वात् પદની અનુવૃત્તિ માટે કર્યો છે. તેથી આ યોગ વિભાગ વ્યર્થ નથી. અને તેથી એ વ્યર્થ પડીને આ પરિ.નું જ્ઞાપન પણ કરી શકે તેમ નથી. આ રીતની શંકા ઊઠાવીને તેના જવાબમાં નાગેશ કહે છે કે ઉપરનાં બે સૂત્રો આ પરિ.નાં જ્ઞાપક બતાવ્યાં છે તે ભાષ્યના જ્ઞાપક પ્રમાણથી अनिष्टी પ્રયોગજ અનિષ્ટ છે. તેથી અહીં અનુવૃત્તિ માટેનું પ્રયોજન રહેતું નથી. આથી આ યોગ વિભાગ આખરે આ પ્રસ્તુત પરિ.માં જ્ઞાપક બનેજ છે. જો કદાચ અહીં અનુવૃત્તિ લાવવીજ હોય તો 'सपूर्वात् पूर्वादिनिः એવો એકજ યોગ જ કર્યો હોત તો પણ 'क्वचिदेकदेशोऽप्यनुवर्तते' (પરિ. ૧૮) ન્યાયથી 'सपूर्वात्' એવા એકદેશ (એક અંશ)ની અનુવૃત્તિ થઈ શકે છે. તેથી એ ચોકખું છે કે सपूर्वात् એ પૃથક્ સૂત્ર અનુવૃત્તિ માટે નથી. તેથી આખરે ઉપર બતાવેલ યુક્તિ પ્રમાણે આ પરિ.માં જ્ઞાપક બને છે.

**अत एव नान्तादसंख्यादेः**...(પૃ. ૧૩૦, પં. ૨) આ પરિ. માનવાનું જે ફલ છે તે દર્શાવતાં નાગેશ કહે છે કે આ પરિ. હોવાથી 'नान्तादसंख्यादेर्मट्' (૫।૨।૪૯) (સંખ્યાવાચક નકારાન્ત શબ્દથી જો એની પૂર્વે સંખ્યાવાચક શબ્દ ન હોય તો ત્યાં 'तस्य पूरणे (૫।૨।૪૮) સૂત્રથી થયેલા 'डट्' (अ) પ્રત્યયને 'मट्' આગમ

થાય છે) સૂત્ર ચરિતાર્થ થાય છે. જો આ પરિ. व्यपदेशि...प्रातिपदिकेन' ન હોત તો 'पञ्चमः' ઈત્યાદિ पञ्चानां पूरणः पञ्चमःમાં पञ्चन् એ નકારાન્ત સંખ્યાવાચક શબ્દને વ્યપદેશિવદ્ભાવથી સંખ્યાદિ માનવાથી તે (नान्ताद०) સૂત્ર વ્યર્થ થઈ જશે. પરંતુ હવે આ પરિ. અનુસાર વ્યપદેશિવદ્ભાવનો પ્રતિષેધ થવાથી એ સૂત્ર ચરિતાર્થ થાય છે.

**इयञ्च प्रातिपदिकग्रहणे...**(પૃ.૧૩૦ પં. ૫) પ્રસ્તુત પરિભાષા, જે સૂત્રમાં વિશિષ્ટ પ્રાતિપદિકનું ગ્રહણ હોય ત્યાંજ લાગે છે, પરંતુ જ્યાં એવો શબ્દ ઉચ્ચરિત હોય કે જે પ્રાતિપાદિક તથા અપ્રાતિપદિક બંનેનો નિર્દેશ કરતો હોય ત્યાં આ પરિ. લાગતી નથી. દા.ત, 'उगितश्च' (૪।૧।૬) સૂત્રથી જ્યાં उक् પ્રત્યાહારનો વર્ણ इत् સંજ્ઞક હોય તેવા શબ્દસ્વરૂપને ङीप् પ્રત્યય થાય છે. આવાં उगित् રૂપો એક બાજુ પ્રાતિપદિક નામો જેવાં કે भवतु (સર્વનામ) આદિ છે, તો બીજી બાજુ અપ્રાતિપાદિક तनु विस्तारे (तनोति) જેવા ધાતુઓ પણ ઉગિત્ છે, તે સ્થિતિમાં उगितश्चના ક્ષેત્રમાં આ પ્રસ્તુત પરિ. લાગતી નથી. તેથી લાભ એ થાય છે કે भवती महतीની માફક अतिभवती, अतिमहती જેવાં ઉદાહરણોમાં પણ ङीप् પ્રત્યય થઈ શકે છે, કારણ કે અહીં આ પ્રસ્તુત પરિ. ન લાગવાથી (व्यपदेशिवद्‌भावनो નિષેધ ન થવાથી) એટલે કે વ્યપદેશિવદ્ભાવ થવાથી अतिभवतीની જેમ भवतीને પણ ઉગિદન્ત માનવાથી, भवतीમાં ङीप् પ્રત્યય થાય છે.

**इयं ग्रहणवता च...**(પૃ. ૧૩૦ પં. ૮) અહીં નાગેશ, કૈયટનો મત નોંધતાં કહે છે કે જ્યાં કોઈ સૂત્રમાં વિશિષ્ટ પ્રાતિપદિકનું ગ્રહણ કરીને તેને પ્રત્યય થવાનું કહ્યું હોય ત્યાં આ પ્રસ્તુત પરિ. व्यपदे० અને આ પૂર્વેની ग्रहणवता प्रातिपदिकेन० (પરિ. ૩૧) લાગે છે તેથી વ્યપદેશિવદ્ભાવનો અને તદન્ત વિધિનો નિષેધ થાય છે. પણ આવા પ્રત્યયવિધાનથી ભિન્ન કોઈ (અન્ય) કાર્ય કરવાનું હોય ત્યાં તો વ્યપદેશિવદ્ભાવ થાય છે. દા.ત. परमाहोभ्याम्. અહીં परमाहन्+भ्याम्માં 'अहन् (૮/૨/૬૮) (પદના અન્તમાં આવેલ अहन् શબ્દના 'न्'નો 'रु' થાય છે) સૂત્રથી 'अहन् જેને અંતે છે તે परमाहन्ને પણ તદન્ત સમજીને 'रु' થાય છે. અહીં તદન્તવિધિનો ग्रहणवता० એ પરિ.થી નિષેધ થતો નથી, કારણ કે રુત્વવિધાનકાર્ય, પ્રત્યયવિધાનથી ભિન્ન કાર્ય છે. એનીજ રીતે अहन्+भ्याम्માં 'अहन्' સૂત્રથી થનાર રુત્વકાર્ય પ્રત્યયવિધાનથી ભિન્ન હોવાને લીધે કેવલ अहन्ને પણ વ્યપદેશિવદ્ભાવથી अहन्नन्त માનીને રુત્વ થાય છે, અહીં 'व्यप्रदेशि....प्रातिपदिकेन' આ પરિ.થી વ્યપદેશિવદ્ભાવનો નિષેધ થતો નથી. તેથી परमाहोभ्याम् રૂપની સિદ્ધિ સુખેથી થઈ શકે છે.

**પરિ. ૩૩.** यस्मिन् विधिस्तदादावल्ग्रहणे ॥३३॥

**ननुवान्तो यि प्रत्यये**..(પૃ. ૧૩૦, પં. ૧૨) અવતરણિકા : वान्तो यि प्रत्यये (૬/૧/૭૯) જેવાં સૂત્રોમાં કે જ્યાં यि વિશેષણ, અને प्रत्यये એ

વિશેષણ છે ત્યાં 'येन विधिस्तदन्तस्य' સૂત્રથી વિશેષણમાં તદન્તવિધિ થતાં યકારાન્ત પ્રત્યય હોય ત્યારે 'ઓ' ને અવ્ અને ઔ ને આવ્ આદેશ થાય છે એવો અર્થ કરવો જોઈએ. પણ આ સૂત્રમાં 'યકારાદિ પ્રત્યય' એવો તદાદિ અર્થ કરવામાં આવ્યો છે તે કેવી રીતે ? આ પ્રશ્નના જવાબ રૂપે પ્રસ્તુત પરિભાષા છે. હવે આ પરિ. હોવાથી 'જે 'वान्तो यि प्रत्यये' સૂત્રમાં પણ 'यि' (य्=अल् પ્રત્યાહારાન્તર્ગત વર્ણ य् જેવાનું ગ્રહણ કરીને અવ્ આદિ આદેશ જે કાર્યનું વિધાન કરેલ છે તે કાર્ય સપ્તમ્યન્ત પદથી બોધ્ય જે अल् (પ્રસ્તુતમાં य् ), તે તદાદિને થાય છે. અર્થાત્ 'वान्तो यि प्रत्यये'માં 'यि' પદ સપ્તમ્યન્ત अल् વર્ણનું બોધક છે, અને 'प्रत्यये'નું વિશેષણ છે, તેથી 'यि' પદ 'યકારાદિ'નું બોધક છે.

**अस्याश्च स्वरूपसती सप्तमी निमित्तम्**....(પૃ. ૧૩૦, પં. ૧૮) આ પ્રસ્તુત પરિ.ની પ્રવૃત્તિ અધિકરણ અર્થને બતાવનાર સપ્તમી નિમિત્ત નથી, પણ ङि, ओस्, सुप् એવી સ્વરૂપ સપ્તમી નિમિત્ત છે. વ્યાકરણશાસ્ત્રમાં જે સ્વરૂપ સપ્તમી હોય છે તે નામમાત્રની એટલે કે દેખાવ પૂરતી જ સપ્તમી હોય છે. તેવી સપ્તમીમાં, સપ્તમી વિભક્તિના ङि, ओस्, सुप् એ પ્રત્યયોમાંથી કોઈ પ્રત્યય આવેલો હોય છે એટલું જ, બાકી તેનો અર્થ અધિકરણ એવો હોતો નથી, પણ મોટે ભાગે ષષ્ઠીનો અર્થ હોય છે. આવી સ્વરૂપ સપ્તમી જ્યાં પ્રયુક્ત થઈ હોય ત્યાં પ્રસ્તુત 'यस्मिन् विधिः' પરિ.ની પ્રવૃત્તિ થાય છે. આ રીતની સ્વરૂપ સપ્તમી માનવામાં આવે છે તેથી જ 'नेड्वशि कृति' (૭/૨/૮) સૂત્રમાં આ પરિ.ની પ્રવૃત્તિ થઈ છે. 'नेड्वशि कृति' સૂત્રનો અર્થ वश् પ્રત્યાહારના વર્ણ જેમાં આદિમાં આવે છે તેવા કૃત્ પ્રત્યયને 'इड्' આગમ થતો નથી (वशादेः कृत इण् न स्यात). અહીં 'नेड्वशि' સૂત્રમાં 'वशि' એ સ્વરૂપ સપ્તમી (એ. વ.) (वश्+ङि=वशि) છે. આ વિશેષણ છે. અને कृति (कृत् પ્રત્યયનું સ. એ. વ. છે, અને વિશેષ્ય છે. અહીં 'वशि कृति' એ સ્વરૂપ સપ્તમી (શ્રૂયમાણ સપ્તમી) હોવાથી, આ પરિ.ની પ્રવૃત્તિ થતાં સપ્તમીનો અર્થ નહીં પણ 'वशादेः कृतः' એવો ષષ્ઠીનો અર્થ આવેલો છે. (સ્વરૂપ સપ્તમીથી જુદી એક નિમિત્ત સપ્તમી હોય છે. દા. ત. इको यणचि'માં 'अचि' એ નિમિત્ત સપ્તમી છે. એટલે તેનો અર્થ 'જો अच् રૂપ નિમિત્ત હોય તો इक्નો यण् થાય છે એવો અર્થ કરવામાં આવે છે). 'नेड्वशि' સૂત્રનું ઉદાહરણ सुशर्मा છે. અહીં सु+शॄ+मन् (मनिप् કૃદન્ત પ્રત્યય)માં આર્ધધાતુક નિમિત્ત 'इट्' આગમ 'आर्धधातुकस्येड्वलादेः' (૭/૨/૩૫) સૂત્રથી થવા આવે છે ત્યારે 'नेड्वशि' સૂત્ર એનો નિષેધ કરે છે.

**इयं चार्धधातुकस्य**...(પૃ. ૧૩૦, પં. ૨૦) આ પ્રસ્તુત પરિભાષા જ્યાં વિશેષ્ય વિશેષણ બંને સપ્તમી વિભક્તિમાં હોય ત્યાં પ્રવૃત્ત થાય છે. (જેમકે वान्तो

यि प्रत्यये० અહીં 'यि' વિશેષણ છે, અને प्रत्यये વિશેષ્ય છે. તેથી 'यकारादौ प्रत्यये' એવો અર્થ થયો છે), પણ 'आर्धधातुकस्येड्वलादेः' સૂત્રમાં 'वल्' પ્રત્યાહારમાં નો વર્ણ 'वलि' એ રીતની સપ્તમી ઉચ્ચારિત નથી, પણ वलादेः વિશેષણ, અને आर्धधातुकस्य વિશેષ્ય એ બંને ષષ્ઠી વિભક્તિથી નિર્દિષ્ટ છે તેથી આ પ્રસ્તુત પરિ. ની પ્રવૃત્તિ થતી નથી. તેથી आर्धधातु० સૂત્રમાં 'वलि' ન કહેતાં 'वलादि' એમ કહ્યું છે. વિશેષણ અને વિશેષ્ય બંનેમાં સપ્તમીમાં હોય ત્યારેજ આ પરિ.ની પ્રવૃત્તિ થાય છે એમ માનવાથી 'ङः सि धुट्' (૮/૩/૨૯) (જો ङ्‌ની પછી स् આવ્યો હોય તો धुट् (ध्) આગમ થાય છે. દા. ત. षड्+सन्तः=षड्+ध्+सन्तः=षट्त्सन्तः) સૂત્રમાં આવેલ 'सि'નો 'सादेः (पदस्य)' सकारादि પદ એવો અર્થ થતો નથી કારણ કે અહીં 'सि' એ કોઈનું વિશેષણ નથી.

**तीषसह**...(પૃ. ૧૩૨ પં. ૩) વિશેષ્ય અને વિશેષણ બંને સપ્તમ્યન્ત હોય ત્યાં જ પ્રસ્તુત પરિ.થી તદાદિ વિધિ થાય એમ કહેલું છે તો અહીં પ્રશ્ન થાય છે કે જ્યાં 'तीष–सह–लुभ–रुष–रिषः (૭/૨/૪૮) (इच्छत्यादेः परस्य तादेः आर्धधातुकस्येड् वा स्यात्, रोषिता, रोष्टा, તકારાદિ આર્ધધાતુક પ્રત્યયને અહીં ગણાવેલા इषु्, सह् ...ધાતુઓથી પરમાં 'इड्' આગમ વિકલ્પે થાય છે) સૂત્રમાં तादि (तकारादि) એવો અર્થ કેવી રીતે થઈ શકે ? કારણ કે 'तीषसह.' સૂત્રમાં તો કેવલ 'ति' એજ સપ્તમ્યન્ત વિશેષણ આવેલું છે, પણ સપ્તમ્યન્ત વિશેષ્ય તો કોઈ નથી. એવી જ રીતે 'सेऽसिचि कृत–चृत–तृद–छृद–नृतः' (૭/૨/૫૭) (एभ्यः परस्य सिज्भिन्नस्य सादेः आर्धधातुकस्य इड् वा स्यात्, सिच्‌થી ભિન્ન સકારાદિ આર્ધધાતુક પ્રત્યય આવ્યા હોય ત્યારે कृत् આદિ આ ગણાવેલા ધાતુઓથી, 'इड्' આગમ વિકલ્પે થાય છે.) આ સૂત્રમાં પણ 'से' કેવલ સપ્તમ્યન્ત વિશેષણ માત્ર છે, સપ્તમ્યન્ત વિશેષ્ય આવેલું નથી. આ પ્રશ્નનો જવાબ આ છે કે 'तीषसह०' અને 'सेऽसिचि०' એ બંને સૂત્રોમાં 'आर्धधातुकस्य' એ ષષ્ઠયન્ત પદની અનુવૃત્તિ આવે છે, અને ષષ્ઠયન્તનો સપ્તમ્યન્ત એ રીતનો વિભક્તિ વિપરિણામ કરવામાં આવે છે તેથી तीषसह०માં ति आर्धधातुके, અને सेऽसिचि०માં से, आर्धधातुके એ રીતે વિશેષણ વિશેષ્ય બંનેમાં સપ્તમ્યન્ત હોવાથી પ્રસ્તુત પરિભાષા પ્રવૃત્ત થાય છે અને 'तादि' તથા 'सादि' એવો (તદાદિ) અર્થ આવી શકે છે. તેથી કોઈ પ્રશ્નને અવકાશ રહેતો નથી.

**પરિ. ૩૪. सर्वो द्वन्द्वो विभाषयैकवद्भवति ॥३४॥**

**घटपटम् घट**...(પૃ. ૧૩૨, પં. ૫) અવતરણિકા : આ પરિ. હોવાથી घटपटम् અને घटपटौ બંને પ્રયોગ સિદ્ધ થઈ શકે છે. चार्थे द्वन्द्वः' (૨/૨/૨૯) સૂત્ર સર્વત્ર સામાન્ય રૂપે સમાહાર દ્વન્દ્વ અને ઈતરેતરયોગ દ્વન્દ્વનું વિધાન કરે છે. એજ

અર્થનો અનુવાદ (પુનઃ કથન) કરનારી આ પરિ. છે. સમાહાર એટલે કે એકત્વ વાચ્ય હોય ત્યારે એક વચન થાય અને ઈતરેતર યોગ (=પરસ્પર સંબંધ) વાચ્ય હોય ત્યારે સમાસઘટક અવયવ બે હોય તો દ્વિવચન અને અધિક અવયવ હોય તો બહુવચન થાય તે વાત યુક્તિયુક્ત—ન્યાય સિદ્ધજ છે. આ પરિ.માં જ્ઞાપક 'तिष्यपुनर्वस्वोः સૂત્ર છે. (तिष्य અને पुनर्वसु નક્ષત્ર વાચક શબ્દોને દ્વન્દ્વ સમાસ થતાં તેમના બહુવચનનું દ્વિવચન થાય છે એવો આ સૂત્રનો અર્થ છે. અહીં એ ધ્યાન રાખવું જોઈએ કે તિષ્ય (પુષ્ય નક્ષત્ર)નો તારો એક હોય છે, અને પુનર્વસુના બે તારા હોય છે તેથી આ બંનેનો દ્વન્દ્વ થતાં સ્વાભાવિક રૂપેજ બહુવચન થવું જોઈએ, પણ પ્રસ્તુત સૂત્ર પ્રમાણે દ્વિવચન થાય છે. तिष्यश्च पुनर्वसू च इति तिष्यपुनर्वसू) આ तिष्यपुनर्व० સૂત્રમાં 'बहुवचनस्य द्विवचनं नित्यम्' એમ કહેલું છે તેથી એ સ્વાભાવિક છે કે જ્યાં 'तिष्यपुनर्वसु इदम्' એવો એકવચનનો પ્રસંગ હોય ત્યાં દ્વિવચન થશે નહીં. પણ મૂળ પ્રશ્ન જ એ છે કે અહીં તો બહુવચનજ પ્રસક્ત છે તો એકવચન કેવી રીતે આવી શકે? આ એકવચન તો ત્યારે જ આવી શકે કે જ્યારે બધાજ દ્વન્દ્વ સમાસ વિકલ્પે એકવચન બને છે એમ સ્વીકારવામાં આવે. એ રીતે આ પ્રસ્તુત પરિ. જ્ઞાપક સિદ્ધ છે.

**न चैवमपि अत्र जातिरप्राणिनाम्**...(પૃ. ૧૩૨, પં. ૧૨) હવે અહીં એક પ્રશ્ન થાય છે કે 'तिष्यपुनर्वस्वोः' સૂત્રના 'બહુવચન'ને વ્યર્થ કરીને પ્રસ્તુત 'सर्वो द्वन्द्वः' એ પરિ.નું જ્ઞાપન તો થયું, પરંતુ ખરી રીતે તો આ 'बहुवचन' ગ્રહણ વ્યર્થ નથી, પરંતુ સપ્રયોજન છે, તે એ રીતે કે 'जातिरप्राणिनाम्' (૨/૪/૬) (પ્રાણીને છોડીને જાતિવાચક શબ્દોનો દ્વન્દ્વ નિત્ય એકવદ્ભાવ થાય છે એટલે કે તે એકવચનમાં આવે છે.) સૂત્રથી નક્ષત્ર પ્રાણિવાચક ન હોવાથી એટલે કે 'અપ્રાણી' હોવાથી આ ઉદા.માં નિત્ય એકવચન જ થનાર છે, અહીં બહુવચન આવી શકે તેમ જ નથી તો બહુત્વનું દ્વિવચન કરનાર આ સૂત્ર तिष्यपुन० વ્યર્થ જ છે. એ સ્થિતિમાં આ પરિ.નું જ્ઞાપક કેવી રીતે થઈ શકે? તેનો જવાબ એ છે કે 'यावता विना यदनुपपत्तिः तावन्मात्रस्य ज्ञाप्यत्वम्' (જેટલા અંશો વગર કોઈ બાબતની અનુપપત્તિ રહે છે ત્યારે ઉપપત્તિ માટે તે બધા અંશોનું જ્ઞાપન થાય છે) એ ન્યાય અનુસાર 'तिष्यपुन०'માં રહેલ बहुवचनस्य વ્યર્થ પડીને 'सर्वो द्वन्द्वः' આ પરિ.નું તો જ્ઞાપન કરે છે, પણ એ સાથે 'जातिरप्राणिनाम्'થી થનાર એકવચનાન્તત્વ વિકલ્પે થાય છે એવું પણ જ્ઞાપન થાય છે. તેથી હવે 'जाति०' સૂત્ર પણ तिष्यपुनर्वसु०માં વિકલ્પે પ્રવૃત્ત થશે. તેથી પક્ષમાં નક્ષત્રત્રિત્વ હોવાથી બહુવચન પણ થશે. આ રીતે જ્યાં બહુવચન છે ત્યાંજ तिष्यपुन०' સૂત્રથી દ્વિવચન થાય, અને એકવચનાન્ત तिष्यपुनर्वसु इदम्માં દ્વિવચન ન થાય તે માટે સૂત્રમાં બ 'बहुवचनस्य' ગ્રહણ કર્યું છે એમ 'बहुवचन'

ગ્રહણુ કે સમસ્ત સૂત્ર સાર્થક છે તેથી આ પ્રસ્તુત 'सर्वो द्वन्द्वः' પરિ.નું જ્ઞાપક થઈ શકે છે.

**न चैते प्राणिनः** (પૃ. ૧૩૨ પં. ૧૫) અહીં પ્રસ્તુતમાં તો 'तिष्यपुनर्वसु' નક્ષત્ર સ્વયં પ્રાણરૂપ છે (પ્રાણી નથી) કારણુ કે જલની માફક દરેક પ્રાણીઓને નક્ષત્રો પણ જીવાડે છે તેવી માન્યતા છે. તેથી અપ્રાણિત્વને લીધે 'जातिरप्रा०' સૂત્રની પ્રવૃત્તિ થઈજ શકે છે.

**अत एव द्वन्द्वश्च**...(પૃ. ૧૩૨ પં. ૧૮) હવે 'तिष्यपुनर्वस्वोः' સૂત્રમાં 'बहुवचन' ગ્રહણથી 'सर्वो द्वन्द्वः' એ પરિ.નું જ્ઞાપન કર્યું અને 'यावता विना०' એ ન્યાયથી 'जातिरप्राणिनाम्' સૂત્રથી થનાર એકવદ્ભાવ પણ વિકલ્પે થાય છે એવું ઉપર બતાવ્યા પ્રમાણે જ્ઞાપન તો કર્યું, પણ અહીં પાછો પ્રશ્ન થાય છે કે 'यावता विना० એ ન્યાયથી 'જો દ્વન્દ્વ પ્રકરણમાં સમાહાર દ્વન્દ્વ (એકવદ્ભાવ) થાય તો પ્રાણ્યંગોને જ થાય' આવો વિપરીત નિયમ કેમ ન થઈ શકે? પણ આ પ્રશ્ન યોગ્ય નથી, કારણુ કે જો આવો વિપરીત નિયમ થાય તો 'तिष्यपुनर्वसु इदम्' પ્રાણ્યંગ ન હોવાથી હવે સમાહાર થશે નહીં, તેથી એકવચન પણ થશે નહીં, તો બહુવચનને જ 'तिष्यपुन०' સૂત્રથી દ્વિવચન આપો આપ થશે તે સ્થિતિમાં સૂત્રમાં बहुवचनस्य ગ્રહણ કેમ કર્યું? એવો પ્રશ્ન ફરીથી ઊભો થશે અને તેથી અવ્યવસ્થા થશે. આખરે કોઈ પણ નિયમ વ્યવસ્થા માટે હોય છે. તેથી આવો અવ્યવસ્થા જનક વિપરીત નિયમ કરવો જોઈએ નહીં પણ 'प्राण्यङ्गादीनां समाहार एव' પ્રાણ્યંગોને સમાહારજ થાય છે એવો અવિપરીત નિયમ કરવો જોઈએ તેથી तिष्यपुनर्वसु પ્રાણ્યંગ ન હોવાથી સમાહાર પ્રયુક્ત એકવચન ન થતાં, અર્થાત્ બહુત્વજ રહેતાં તે બહુવચનનું દ્વિવચન થાય એ માટે 'तिष्यपुन०' સૂત્રમાં બહુવચન કર્યું છે. અને તે 'बहुवचन' ગ્રહણ કરવાથી પ્રસ્તુત 'सर्वो द्वन्द्वः' પરિ.નું પણ જ્ઞાપન થાય છે.

**પરિ. ૩૫.** सर्वे विधयश्छन्दसि विकल्पन्ते (विकल्प्यन्ते) ॥३५॥

बहुलम्' (बहून् अर्थान् लाति ददाति इति बहुलम् આ વ્યુત્પત્તિ પ્રમાણે જેમાં 'बहुल' ગ્રહણ કરવામાં આવ્યું છે તે સૂત્ર ક્યાંક (ઉદાહરણમાં) પ્રવૃત્તિ, ક્યાંક નિવૃત્તિ, અને ક્યાંક ઈષ્ટ પ્રયોગની સિદ્ધિ માટે કોઈ જૂદુજ કાર્ય કરતું હોય છે. આ માટે એક જાણીતી કારિકા છે કે 'क्वचित् प्रवृत्तिः क्वचिदप्रवृत्तिः क्वचिद् विभाषा क्वचिदन्यदेव । विधेर्विधानं बहुधा समीक्ष्य चतुर्विधं बाहुलकं वदन्ति' । આ રીતે વૈદિક પ્રયોગમાં બધાંજ સૂત્રોની પ્રવૃત્તિ વિકલ્પે થાય છે.

**युध्यतीत्यादि०** (પૃ. ૧૩૪ પં. ૫) युध् એ દિવાદિગણ (૪થા ગણ)નો આત્મનેપદી ધાતુ હોવાથી युध्यते રૂપ થવું જોઈતું હતું, છતાં આ વૈદિક પ્રયોગ

હોવાથી 'युध्यति' એવો પરસ્મૈપદી પ્રયોગ પણ સાધુ (બરાબર) ગણાય છે.

પરિ. ૩૬. प्रकृतिवदनुकरणं भवति ।।३६।।

**ननु क्षिय इत्यादौ....**(પૃ. ૧૩૪. ૭). અવતરણિકા : 'क्षियः' (૬/૪/૫૯) સૂત્ર 'क्षि क्षये, ધાતુને પછી જો ल्यप् આવે તો દીર્ઘ કરે છે દા. ત. प्रक्षीय અને 'क्षियो दीर्घात' (૮/૨/૪૬) આ સૂત્ર 'क्षि' ધાતુને નિષ્ઠા (કર્મણિ ભૂ. કૃ.)નો 'त' પ્રત્યય આવ્યો હોય ત્યારે 'क्षि' ધાતુના 'इ'નો દીર્ઘ અને 'त'નો 'न' કરે છે અહીં સૂત્રમાં આવેલ 'क्षियः' પદમાં 'क्षि' ધાતુને 'अचिश्नुधातुभ्रुवाम्' (૬/૪/૭૭) સૂત્રથી ધાતુત્વ પ્રયુક્ત 'इयङ्' કેવી રીતે થયો એ પ્રશ્ન છે. કારણ કે સૂત્રમાં બતાવેલ 'क्षि', લક્ષ્યમાં સ્થિત 'क्षि' ધાતુનું અનુકરણ છે. અનુકરણમાં ક્રિયાવાચકતા ન હોવાથી ધાતુત્વ માની શકાય નહીં, તેથી ધાતુને થનારો 'इयङ्' આદેશ અહીં કેવી રીતે થઈ શકે તે પ્રશ્ન છે. આ પ્રશ્નના નિરાકરણ માટે આ प्रकृतिवद्० પરિ. છે. તેથી મૂળ 'क्षि' ધાતુના ધાતુત્વનો ધર્મ સૂત્રનિષ્ઠ અનુકૃત 'क्षि'માં પણ આવે છે તેથી इयङ् થવામાં કોઈ વાંધો આવતો નથી. અને એ રીતે 'क्षियः' એવો ઉપર્યુક્ત સૂત્રનિર્દિષ્ટ નિર્દેશ ઉપપન્ન (યોગ્ય) છે. અને આ જ 'क्षियः' એવો નિર્દેશ પ્રસ્તુત પરિ.નો પણ જ્ઞાપક બને છે.

**तत्रैव प्रातिपदिकत्व....**(પૃ. ૧૩૪, પં. ૧૧) આ प्रकृतिवद्० પરિ. અનિત્ય છે એ બાબત તરફ સંકેત કરતાં પહેલાં નાગેશ કહે છે કે જો 'क्षियो दीर्घात्'માં હવે क्षि ધાતુ જ છે તો 'क्षियः'માં પ્રાતિપદિક સંજ્ઞા (અને તેને લીધે થતી પંચમી વિભક્તિ) કેવી રીતે થઈ શકે ? કારણ કે પ્રાતિપદિક સંજ્ઞા તો 'अर्थवदधातुः०' (૧।૨।૪૫) સૂત્રથી ધાતુથી ભિન્ન શબ્દ સ્વરૂપને થાય છે તેથી 'क्षियः'ને વિભક્તિ આવે એ માટે ધાતુભિન્ન પણ માનવો પડશે. તેથી એમ માનવું જોઈએ કે આ પ્રસ્તુત પરિ. प्रकृतिवद्० અનિત્ય છે. ઇષ્ટપ્રયોગની સિદ્ધિ માટે આ રીતે નિત્યા-નિત્યની વ્યવસ્થા શાસ્ત્રમાં કરવામાં આવે છે.

પરિ. ૩૭. एकदेशविकृतमनन्यवद् भवति ।।३७।।

**ननु रामावित्यादौ...** (પૃ. ૧૩૪, પં. ૧૩) અવતરણિકા : 'रामौ पश्य' એ ઉદાહરણમાં 'तिङ्ङतिङः' (૮।૧।૨૮) (અતિઙન્ત પદ પછી આવેલ તિઙન્ત પદને નિઘાત (અનુદાત્ત) સ્વર થાય છે.) સૂત્રથી 'रामौ' એ અતિઙન્ત પદ પછી આવેલ 'पश्य' તિઙન્ત પદ (ક્રિયાપદ)માં અનુદાત્ત સ્વર થાય છે પરંતુ હવે શંકા એ થાય છે કે 'रामौ' એ પદ છે કે નહીં (સામાન્ય રીતે सुप्तिङन्तं पदम् (૧।૪।૧૪) સૂત્રથી राम+औ=रामौ એમ સુબન્ત હોવાને લીધે रामौમાં પદ સંજ્ઞા થાય છે) આ શંકા કાર્યકાલ પક્ષ માનીને ઉઠાવવામાં આવી છે. (બાકી યથોદ્દેશ પક્ષમાં

તો રામૌના પદત્વમાં કોઈ મુશ્કેલી આવતી નથી, કારણુ કે राम+औट् એ સ્થિતિમાં सुप्तिङन्तं पदम् સૂત્રથી પદ સંજ્ઞા થઈ જાય છે. તે પછી વૃદ્ધિ થતાં તૈયાર થયેલા રામૌમાં આનુમાનિક સ્થાન્યાદેશવદ્‌ભાવથી એટલે કે राम+औने ઠેકાણે रामौ આદેશ થયો છે એવી કલ્પના કરીને राम+औट्‌માં રહેનાર પદસંજ્ઞકત્વ ધર્મ रामौમાં પણુ આવી શકે છે. પણ મુશ્કેલી તો કાર્યકાલ પક્ષમાં ઊભી થાય છે કારણુ કે 'यदा कार्यं तदा संज्ञापरिभाषम्' એટલે કે જ્યારે કાર્ય ત્યારે સંજ્ઞા એવું કાર્યકાલ પક્ષનું સ્વરૂપ હોવાથી 'तिङ्ङतिङः' સૂત્રની પાસે सुप्तिङन्तं पदम् એ સંજ્ઞા સૂત્ર આવે છે. ત્યારે राम+औ+प्रत्यय+सिर्‌માં આવેલ रामौ એ અંશમાં 'वृद्धिरेचि' (૬।૧।૮૮) સૂત્રથી વૃદ્ધિ (વૃદ્ધિરૂપ એકાદેશ) થઈ જવાથી પ્રકૃતિ राम અને પ્રત્યય औ (औट्)ને પોતપોતાનું સ્વરૂપ ઉપલબ્ધ થતું નથી.

(अ) હવે જો रामौમાં 'अन्तादिवच्च' (૬।૧।૮૫) સૂત્રની સહાયતાથી પરાદિવદ્‌ભાવ માનીને राम+औના औમાં સુબન્તત્વ વ્યવહાર કરી શકાય તેમ છે, પણુ તેમ થતાં राम् એ અંશ હલન્ત બની જશે, કે જે ખરી રીતે તો પ્રકૃતિ—અકારાન્ત—राम શબ્દ નથી (ब) જો राम એવા અકારાન્ત પ્રકૃત્યંશ માટે 'अन्तादिवच्च'ની સહાયતાથી વૃદ્ધિરૂપ એકાદેશનો પૂર્વાન્તવદ્‌ભાવ કરવામાં આવે તો અર્થાત્ અકારાન્ત માનીને તદાદિત્વ આવી શકે પણુ એ સ્થિતિમાં 'राम' સાથે વૃદ્ધિરૂપ એકાદેશત્વને પામેલ औ પ્રત્યયનું सुप्त्व મળતું નથી તેથી પદ સંજ્ઞા થઈ શકશે નહીં (क) रामौમાં પ્રકૃતિ (તદાદિ) અને તદન્ત (સુબન્ત) બંને અંશો 'પૂર્વાન્તવદ્‌ભાવ' અને 'પરાદિવદ્‌ભાવ' એવી વ્યવસ્થા કરીને પણુ સુબન્તત્વ લાવી શકાય તેમ નથી કારણુ કે उभयत आश्रयणे नान्तादिवत् એ ન્યાયથી એકી સાથે પૂર્વાન્તવદ્‌ભાવ અને પરાદિવદ્‌ભાવ બંને આવી શકે તેમ નથી. આ સ્થિતિમાં કોઈ વ્યવસ્થા થઈ શકતી નથી, તેથી પ્રસ્તુત પરિ. एकदेश० આવે છે. હવે આં પરિ. एकदेश०ને લીધે रामौમાં આવેલા औને પરાદિવદ્‌ભાવથી (પ્રત્યયનો આદિ માનતાં) रामौ એ સુપ્ પ્રત્યયાન્ત બને છે તેથી પદ સંજ્ઞા થાય છે. એ સ્થિતિમાં राम् એવો પ્રકૃત્યંશ વિકૃત બનેલો છે. એટલે કે राम् એમ હલન્ત બનેલ છે. છતાં એ વિકૃત પ્રકૃતિને અનન્યવત્ સમજવામાં આવે છે એટલે કે મૂળમાં राम જે અકારાંત પ્રકૃતિ છે તેજ સમજવામાં આવે છે. અહીં 'रामौ'માં राम् એ માન્ત અંશને 'यस्माद् विहितः' માનીને આ પરિભાષાથી અકારાન્ત (राम) સમજવામાં આવે છે (તદાદિત્વ કે પ્રકૃતિ રૂપે સમજવામાં આવે છે, અને औમાં પરાદિવદ્‌ભાવથી अन्तादिवच्च દ્વારા સુપ્ત્વ લાવવામાં આવે છે, આવી રીતે रामौનું પદત્વ સુપ્ત્વ અને તદાદિત્વ રૂપ અર્થ સમૂહથી યુક્ત (ગ્રસ્ત) છે. આર્થ સમાજ ગ્રસ્ત છે; એટલે अर्थस्याय आर्थः, आर्थश्चासौ समाजश्च (समाज=સમુદાય) तेन ग्रस्तम् (व्याप्तम्) इति ।

**अन्यथा शक्तता...** (પૃ. ૧૩૬ પં. ૧) આ एकदेश० પરિ. ન હોત તો रामौ (राम+औ)માં પ્રકૃત્યંશ રામપદ (અભિધા) શક્તિથી 'દશરથપુત્ર' એ અર્થનો બોધ કરાવે છે. અને औ પ્રત્યય શક્તિથી દ્વિવચનરૂપ અર્થનો બોધ કરાવે છે એ રીતે આ બે અર્થોનો બોધ કરાવનાર આનુપૂર્વી (વર્ણક્રમ) राम એ અકારાન્તમાં અને औમાં છે. शक्ति=અભિધાશક્તિથી યુક્ત એવું શક્ત્યાશ્રય शक्त પદ 'रामौ' છે, તેમાં રહેલ ધર્મ शक्तता કે शक्तिमत्त्व (શક્તિવાળા હોવાપણું) છે. એ શક્તતા ધર્મથી અવચ્છિન્ન (મર્યાદિત) વર્ણાનુક્રમ (આનુપૂર્વી) र्+आ+म्+औ છે. આ रामौમાં राम અકારાન્ત राम અને औમાં આવેલી શક્તતાવચ્છેદક આનુપૂર્વીનો राम् એ હલન્ત (મકારાન્ત) राम्+औમાં અભાવ હોવાથી, લોકોને ઉપર્યુક્ત અર્થદ્વયનો બોધ થઈ શકશે નહીં, પણ હવે આ પરિ. હોવાથી, એકભાગ (એકદેશ) માં વિકૃત राम् એવો અંશ જુદો નહીં પણ મૂળ रामની જેમ જ (अनन्यवत्) સમજવામાં આવતાં, વર્ણાનુપૂર્વી કંઈ વિકૃત થવા છતાં, પૂર્વવત્ શક્તતા રહેતી હોવાને કારણે અર્થબોધમાં મુશ્કેલી આવતી નથી.

**छिन्नपुच्छे...**(પૃ. ૧૩૬, પં.૫) લોકમાં જેની પૂંછડી (અવયવ) કપાઈ ગઈ હોય તેવા શ્વાનને શ્વાન જ કહેવામાં આવે છે, તેને અશ્વ કે ગર્દભ કહેવામાં આવતો નથી.

**अत एव प्राग्दीव्यतः** (પૃ. ૧૩૬, પં. ૬) प्राग् दीव्यतोऽण् (૪।૧।૮૩) (दीव्यतः, दीव्यत् શબ્દની પંચમી વિભક્તિ એ.વ.) સૂત્રના ભાષ્યમાં 'दीव्यतः'નું મૂળરૂપ 'दीव्यत्', 'तेन दीव्यति खनति जयति जितम्' (૪/૪/૨) સૂત્રમાં આવેલા 'दीव्यति' પદના એકદેશનું અનુકરણ છે એમ કહી ભાષ્યકારે 'આવો ઈકાર રહિત વિકૃતિ નિર્દેશ (दीव्यत्) પાણિનિએ કેમ કર્યો' એવો પ્રશ્ન કરીને ભાષ્યકારે તેનો જવાબ આપ્યો છે કે પાણિનિએ આવો વિકૃત નિર્દેશ કર્યો છે તે ઉપરથીજ આ एकदेश० પરિ. ની સિદ્ધિ થાય છે. दीव्यतिના અનુકરણ રૂપ કરેલ दीव्यत् એવા વિકૃત (પરિવર્તિત) નિર્દેશની સિદ્ધિ કોઈપણ પાણિનિના સૂત્ર વડે સિદ્ધ થઈ શકે તેમ નથી. दीव्यतिમાં इकारનું અનુચ્ચારણ (કે લોપ) એ કોઈ શાસ્ત્રીય કાર્ય નથી છતાં ભાષ્યકારે આ दीव्यत् અશાસ્ત્રીય રૂપને માટે પણ एकदेश० પ્રસ્તુત ન્યાયનો આધાર લીધો છે તે ઉપરથી માલુમ પડે છે કે एकदेश० પરિભાષા જેમ શાસ્ત્રીય કાર્યને લાગુ પડે છે તેમ અશાસ્ત્રીય કાર્યને પણ લાગુ પડે છે.

આ માટે એક શાસ્ત્રીય ઉદાહરણ લઈએ તો निर्जराમાં निर्गता जरा यस्मात् सः निर्जरःમાં સમાસ થતાં जराના આકારનો હ્રસ્વ થતાં निर्जर એવું રૂપ બને છે. હવે અહીં 'जरा'ના મૂળ 'आ' અવયવનો વિકાર થઈને હ્રસ્વ अ (વિકાર)

થયો છે. હવે અહીં निर्जरने (તેમાં ના 'अ'ને) પ્રસ્તુત एकदेश० પરિ.થી 'આકારાન્ત' માનીને निर्जर+औमां સ્ત્રીલિંગમાં 'औङ आपः' (૭/૧/૧૮) સૂત્રથી શી (ई) ભાવ થવો જોઈએ (અને निर्जरौने બદલે निर्जरे રૂપ થવું જોઈએ) પણ હવે ઉપર કહ્યું તે પ્રમાણે વિકૃત અવયવ अ ને आ રૂપ નિમિત્ત માનીને તત્પ્રયુક્ત શી ભાવ કરવો હોય તો एकदेश० પરિ. લાગતી નથી, તેથી શી ભાવ થતો નથી.

**एवमक्तपरिमाणग्रहणेऽपि नायम्**...(પૃ. ૧૩૮ પં.૧) આ પ્રસ્તુત પરિ.ના વિચારમાં આગળ વધતાં નાગેશ કહે છે જે શબ્દ अक्त પરિમાણ વાચક હોય, अक्त એટલે કે પરિચ્છિન્ન–નિયત શબ્દો કે જે પોતાના નિયત અર્થ કરતાં વધારે કે ન્યૂન અર્થને બતાવતા નથી તે एक, द्वि, त्रि જેવા સંખ્યાવાચક શબ્દો અને परिमाण એટલે કે માપ–વજન વાચક શબ્દો જેવા કે खारी, द्रोण જેવા શબ્દો હોય, અથવા શાસ્ત્રમાં જે સૂત્રમાં વર્ણાનુપૂર્વીથી વિશિષ્ટ વર્ણોનું જે ક્રમપૂર્વક ઉચ્ચારણ થાય છે તે મુજબ જે બતાવ્યા હોય એટલાજ માપેલા (ગણેલા) વર્ણોના સમુદાયને કોઈ કાર્ય કરવાનું હોય ત્યારે તે સ્થાને એ વર્ણસમુદાયમાં કોઈ કારણથી કંઈ વિકૃત પરિવર્તિત) શબ્દ સમુદાય થયો હોય ત્યાં પણ આ एकदेश० ન્યાય કે પરિ. લાગતી નથી. જેમકે 'अल्लोपोऽनः' (૬/૪/૧૩૪) સૂત્રથી राज्ञः (દ્વિ. વિ. બ.) જેવાં રૂપોમાં राजन्+शस् માં 'अन्'ના 'अ'નો લોપ થાય છે. હવે 'राजकीयम्' એવા રૂપમાં राजन्+छ (ईय)માં न्ના સ્થાનમાં राज्ञः क च' (૪/૨/૧૪૦) સૂત્રથી 'क्' આદેશ થતાં राजक्+ईयमां राजकमां क्ने (આ પરિ. एकदेश०થી न् માનીને राजन्માં 'अ'નો લોપ થઈ શકે નહીં, કારણ કે 'अन्' ભાગ अकृतपरिमाण છે એટલે નિયત એવા બે વર્ણોની આનુપૂર્વીથી બનેલો છે. તેથી ત્યાં આ एकदेश० પરિ. લાગતી નથી. તેથી હવે क्ने न् માનીને આખરે अन् ગણી ત્યાં अल्लोपोऽनः સૂત્રની પ્રવૃત્તિ થઈ શકતી નથી. (તેથી राजकीयः રૂપ સિદ્ધ થવામાં કોઈ વાંધો આવતો નથી.)

**यत्र त्वर्धं तदधिकं वा**...(પૃ. ૧૩૮. પં. ૩) આ પ્રસ્તુત एकदेश० ન્યાયની પ્રવૃત્તિ જો સર્વત્ર થતી રહે તો 'स्थानिवत्' સૂત્ર વ્યર્થ થઈ જશે. તેથી નાગેશ કહે છે તે પ્રમાણે જ્યાં અડધો ભાગ કે અડધાથી વધારે ભાગમાં વિકાર થયો હોય ત્યાં આ ન્યાય પ્રવૃત્ત થતો થથી, કારણ કે તેવા સ્થળમાં જાતિના વ્યંજક અનેક અવયવો હોતા નથી. તેથી એવાં સ્થલોમાં વિકૃત (આદેશ પામેલ કે લુપ્ત) અવયવ હજુ પણ સ્થાનીનો અવયવ છે તેમ બતાવવા स्थानिवत સૂત્ર છે. (લોકમાં પણ પૂંછડી ન હોય તેવા શ્વાનને લોકો શ્વાન સમજે છે, પણ એ શ્વાનનું જો માથું જ ન હોય કે શરીરના જે ભાગોથી તે શ્વાન છે એમ સમજાય

છે તેવા ભાગો કે અવયવોમાં અર્ધ કે તેથી અધિક અવયવો વિકૃત થઈ ગયા હોય ત્યાં એ શ્વાનજ છે એમ નક્કી કહી શકાતું નથી) દા. ત. रामायમાં राम+ङे ત્યાં ङेના સ્થાનમાં य આદેશ થતાં, सुप्त्व જાતિનું વ્યંજક કોઈ ચિહ્ન બાકી રહેતું નથી. તેથી ત્યાં દીર્ઘકાર્ય આ પ્રસ્તુત एकदेश० પરિ.થી સિદ્ધ થઈ શકતું નથી, ત્યાં તો અતિદેશ–એકથી અધિક વર્ણરૂપ अनल् સ્થાની ङेની–બુદ્ધિ માટે 'स्थानिवत्' સૂત્ર જ પ્રવૃત્ત થાય છે.

**क्वचित् लक्ष्यानुरोधात्**...(પૃ. ૧૩૮. પં. ૬) વ્યાકરણ શાસ્ત્રનું લક્ષ્ય પ્રયોગ શુદ્ધિ માટેનું છે. તેથી કોઈ વાર આ ન્યાયની પ્રવૃત્તિથી અશુદ્ધ કે અનિષ્ટ રૂપ બની જવાની સંભાવના હોય ત્યાં આ પરિ. લાગતી નથી. દા. ત. अभीयात्, અહીં (अभि+इ+આશીર્લિઙ્ તૃ. પુ. એ. વ.) अभि+इयात्માં દીર્ઘ (દીર્ઘૈકાદેશ થાય છે. હવે આ આદેશને अन्तादिवच्च સૂત્રથી પરાદિવદ્ભાવ માનતાં 'अभ्' એ પૂર્વભાગમાં अभि માં રહેલ પદત્વ આ एकदेश० ન્યાયથી લાવીને 'झलां जशोऽन्ते' (૮/૨/૩૯) સૂત્રથી જશ્ત્વ એટલે 'भ्'નો ब् થવા માંડશે અને તેથી अबीयात् એવું અનિષ્ટરૂપ થવા માંડશે. તેથી નાગેશ કહે છે તેમ આ પરિ.ની કવચિત્ પ્રવૃત્તિ થતી નથી.

**स्पष्टं च क्वचिन्न्यायाप्रवृत्तिः**...(પૃ. ૧૩૮. પં. ૭) આ एकदेश० પરિ. ભાષ્યકારને પણ અભિમત છે (પછી ભલે ઈષ્ટાનુરોધથી તેની પ્રવૃત્તિ કોઈ ઠેકાણે ન થાય). આ પરિ. ભાષ્યકારને અભિમત છે તેનું अचः परस्मिन् पूर्वविधौ (૧/૧/૫૭) સૂત્ર ઉપરના ભાષ્ય ઉપરથી સૂચન થાય છે. તે ભાષ્યમાં બતાવ્યું છે તે પ્રમાણે જોતાં, श्रेयसि भवम् श्रायसम्. હવે આ श्रायसના પુલ્લિંગ દ્વિ. વ. માં श्रायसौમાં श्रायस+औમાં વૃદ્ધિ–એકાદેશ (श्रायसौ) થયા પછી अन्तादिवच्च સૂત્રથી પરાદિવદ્ભાવથી औમાં સુપ્ત્વ લાવીને, તે સર્વનામ સ્થાન હોતાં, પૂર્વના श्रायस् (મૂળ प्रशस्य (श्र)+ ईयसुन्) અંશમાં આ एकदेश० પરિ.થી અંગત્વ લાવીને 'उगिदचां सर्वनामस्थाने चाधातोः' (૭/૭/૭૦) સૂત્રથી नुम् આગમની શંકા કરવામાં આવી છે; (અને પછી अचः परस्मिन्० સૂત્રથી સ્થાનિવદ્ભાવ કરીને તેનું સમાધાન કરવામાં આવ્યું છે). અહીં મુખ્ય બાબત એ છે કે ભાષ્યકારને આ एकदेश० પરિ. મંજૂર છે, તેથી તો આવી શંકાને સ્થાન મળ્યું (અને પછી તેનું સમાધાન કરવામાં આવ્યું છે.)

આ રીતે અહીં **શાસ્ત્રત્વ સંપાદક** નામનું પ્રથમ પ્રકરણ સમાપ્ત થાય છે.

# પરિભાષેન્દુશેખર

## ટિપ્પણ

## દ્વિતીય તંત્ર

**પરિ. ૩૮** पूर्वपर नित्यान्तरङ्गापवादानामुत्तरोत्तरं बलीयः ॥३८॥

પૂર્વશાસ્ત્ર કરતાં પરશાસ્ત્ર કરતાં નિત્ય પર અને નિત્ય કરતાં અન્તરંગ, અને પર નિત્ય, તથા અન્તરંગ શાસ્ત્ર કરતાં અપવાદ શાસ્ત્ર એમ બધાં ઉત્તરોત્તર વધુ બલવાન મનાય છે.

**પૂર્વપર...** (પૃ. ૧૪૪ પં. ૨) ૧ પૂર્વશાસ્ત્ર સૂત્ર (કે કાર્ય) કરતાં પરસૂત્ર (કે પરકાર્ય) બલવાન ગણાય છે. દા. ત. 'वृक्षेभ्यः' અહીં वृक्ष+भ्यस्‌માં 'सुपि च' (૭/૩/૧૦૨) એ દીર્ઘ વિધાયક સૂત્ર છે. અને 'बहुवचने झल्येत्' (૭/૩/૧૦૩) એ એત્વવિધાયક સૂત્ર છે. અહીં આ પ્રસ્તુત પરિભાષા (विप्रतिषेधे परं कार्यम् । સૂત્ર સહકૃત)થી પૂર્વસૂત્ર કરતાં પરસૂત્ર બલવાન ગણાય છે તેમ દર્શાવેલ હોવાથી वृक्ष+भ्यस्‌માં બલવાન એવું એત્વ થાય છે અને આખરે वृक्षेभ्यः રૂપ સિદ્ધ થાય છે.

૨. પરકાર્ય કરતાં નિત્યકાર્ય બલવાન ગણાય છે : तुदति અહીં तुद्+लट् (ति)માં तुदादिभ्यः शः (૩।૧।૭૭) સૂત્રથી श (अ) વિકરણ પ્રત્યય નિત્ય પ્રાપ્ત છે. જ્યારે पुगन्तलघूपधस्य च (૭।૩।૮૬)થી લઘૂપધ ગુણ પ્રાપ્ત થાય છે तुद्+तिમાં વિકરણ પ્રત્યય અને લઘૂપધગુણ બંનેની પ્રાપ્તિ થતાં લઘૂપધગુણ પર હોવા છતાં વિકરણ પ્રત્યય વિધાયક સૂત્ર કૃતાકૃત પ્રસંગ હોવાને લીધે નિત્ય હોવાથી બળવાન ગણાય છે. તેથી तद्+अ+ति=तुदति.

૩. નિત્યકાર્ય કરતાં અન્તરંગ કાર્ય બળવાન ગણાય છે. ग्रामणिने (कुलाय). અહીં ग्रामणीમાં (નપુંસક ચતુર્થી વિ. એ. વ.) ग्रामणी+ङे (ए)માં એકબાજુ 'ह्स्वोनपुंसके प्रातिपदिकस्य, સૂત્રથી 'णी'માં હ્રસ્વત્વ થવા આવે છે અને બીજી બાજુ 'इकोऽचि विभक्तौ' । સૂત્રથી નુમાગમ થવા આવે છે. આ नुम् અને હ્રસ્વ કાર્યમાં હ્રસ્વકાર્ય અન્તરંગ છે. કારણ કે હ્રસ્વકાર્ય नुम् કરતાં અલ્પ નિમિત્તની આકાંક્ષા રાખે છે. (अल्पापेक्षमन्तरङ्गम्), તેથી અન્તરંગ કાર્ય હ્રસ્વ પહેલાં થાય છે. તે થયા પછી ભલે नुम् થાય તેથી ग्रामणिने રૂપ બને છે.

૪. અન્તરંગ કાર્ય કરતાં અપવાદ કાર્ય બલવાન ગણાય છે : श्रीशः અહીં श्री+ईशःમાં એકબાજુ અન્તરંગત્વને કારણે इको अणचि સૂત્રથી यण् થવા આવે

છે. જ્યારે अकः सवर्णे दीर्घः સૂત્રથી દીર્ઘકાર્ય થવા આવે છે. આ સ્થિતિમાં 'निरवकाशो विधिरपवादः'ને કારણે દીર્ઘકાર્ય અપવાદ છે. તેથી દીર્ઘ કાર્ય બલવાન ગણાય છે. આમ श्रीशः રૂપ સિદ્ધ થાય છે (૩૮)

**પરિ૦ ૩૯.** पुनः प्रसङ्गविज्ञानात् सिद्धम् ॥३९॥

**नन्वेवं भिन्द्धीत्यत्र** (પૃ. ૧૪૦, પં. ૪) ૧. भिद् ધાતુ ૭ ગણ આજ્ઞાર્થ બી. પુ. એ. વ.નાં भिन्धि અને भिन्तात् બે રૂપ બને છે. भिद्+लोट् (सिप्)માં ૭મા ગણનો વિકરણ પ્રત્યય श्नम् (न) થતાં भिनद्+सिमां 'सि' પ્રત્યયના સ્થાને 'हि' આદેશ થતાં भिनद्+हिमां नमां અનો 'श्नसोरल्लोपः' સૂત્રથી લોપ થતાં भिन्द्+हिमां हुझल्भ्यो हेर्धिः (૬।૪।૧૦૧) સૂત્રથી એકબાજુ 'हि'નો 'धि' આદેશ થવા આવે છે, તો બીજી બાજુ तुह्योस्तातङ्ङाशिष्यन्यतरस्याम् (૭।૩।૩૫) સૂત્રથી 'हि'ના સ્થાનમાં तात्, तातङ्) થવા આવે છે. હવે જો विप्रतिषेधे परं कार्यम् સૂત્રે આપેલ વ્યવસ્થાથી પરસૂત્ર કે પરકાર્ય तातङ् થાય તો भिन्द्+तात्માં द्નો સંયોગાન્ત લોપ થતાં 'भिन्तात्' એવું એક જ ઈષ્ટ રૂપ બનશે. પણ भिन्धि બીજું અભીષ્ટ રૂપ જે થાય છે તે સિદ્ધ થઈ શકશે નહીં. આ સ્થિતિમાં 'पुनः प्रसङ्ग०'....પ્રકૃત પરિ. મદદે આવે છે. તેથી भिन्द्+तात्માં દેખાતો तातङ् વિકલ્પે થતો હોવાથી જ્યારે 'तात्' આદેશ ન થાય ત્યારે भिन्द्+हिमां 'हि' પ્રત્યયનો धि થવામાં (પુનઃ પ્રસંગ વિજ્ઞાનમાં) કોઈ અડચણ આવતી નથી. (૩૯)

**પરિ. ૪૦.** सकृद्गतौ विप्रतिषेधे यद्बाधितं तद्बाधितमेव ॥४०॥

**नन्वेवं तिसृणाम्**...(પૃ. ૧૪૦, પં. ૬) હવે 'पुनः प्रसङ्गविज्ञानात् सिद्धम्' પરિ.નો સ્વીકાર કરવામાં આવતાં અર્થાત્ બાધક શાસ્ત્રની પ્રવૃત્તિ થયા પછી બાધ્ય શાસ્ત્રનું નિમિત્ત મળી જવાથી 'तिसृणाम्'માં त्रि+आम्માં त्रेस्त्रयः સૂત્રનું બાધક 'त्रिचतुरोः स्त्रियां तिसृचतसृ, એ (૭।૨।૯૯) એ પરસૂત્ર (બાધક) સૂત્રથી 'तिसृ' આદેશ થવાથી પુનઃ, પછી आम् પ્રત્યય (નિમિત્ત) વિદ્યમાન હોવાને કારણે 'तिसृ'નો સ્થાનિવદ્ભાવ થવાથી 'त्रि'ત્વ બુદ્ધિ થવાથી અને પછી 'आम्' અજાદિ વિભક્તિ હોવાથી 'त्रेस्त्रयः' સૂત્રથી त्रयादेश થવાથી तिसृणाम्ને બદલે त्रयाणाम् જ પ્રયોગ બનવો જોઈએ એ આપત્તિ આવશે. એ પરિસ્થિતમાં હવે આ सकृद्गतौ એ પરિ. હોવાને કારણે જો એકવાર 'त्रयादेश'નો બાધ કરીને 'तिसृ' આદેશ થયો તો તે હમેશાં तिसृ જ રહેશે (ત્યાં) (પુનઃ) ત્રયાદેશ થઈ શકે નહીં.

**यत्तु कैयटादयः व्यक्तौ पदार्थे** (પૃ. ૧૪૨, પં. ૧) આ સંદર્ભમાં કૈયટ અને તેમના અનુગામી સીરદેવ વગેરે આ બે 'पुनः प्रसङ्ग० (૩૯) અને 'सकृद्गतौ०'

(૪૦) પરિ. ઓની જુદી રીતે સિદ્ધિ કરે છે. પણ નાગેશ કૈયટનું ખંડન કરે છે. यत्तु कैयटादय:...થી શરુ કરી इत्याहुः 'સુધીના' પ્રઘટ્ટકમાં નાગેશ કૈયટનો મત આપે છે, અને પછી 'व्यक्तिपक्षे....ઈત્યાદિ પ્રઘટ્ટક દ્વારા કૈયટનું ખંડન કરી પોતાના મતની સ્થાપના કરે છે.

**उद्देश्यतावच्छेदकाक्रान्ते**-(પૃ. ૧૪૨, પં. ૪) અમુક સૂત્રમાં આવેલ નિમિત્ત તે ઉદ્દેશ્ય, ઉદ્દેશ્યતાવચ્છેદક=નિમિત્તત્વ, आक्रान्त=વ્યાપ્ત), અર્થાત્ સૂત્રમાં આવેલ જેટલાં નિમિત્ત કે જેટલી શરતો હોય તે શરતો પૂરી કરનાર. सत्प्रतिपक्षन्यायेन० સત્પ્રતિપક્ષ હેત્વાભાસમાં સાધ્યસાધક બે હેતુઓ પરસ્પર વિરોધી હોવાથી જેમ અનુમિતિના પ્રતિબંધક બને છે, એ રીતે પરસ્પર વિરોધી બંને સૂત્રોની પ્રવૃત્તિનો પ્રતિબંધ થતાં કોઈપણ સૂત્રની પ્રવૃત્તિ નહીં થઈ શકે. તે સ્થિતિમાં विप्रति० સૂત્ર પરશાસ્ત્રનું વિધાન કરે છે. નિયમન નહીં. સત્પ્રતિપક્ષ માટે વાંચો—

'यस्य साध्याभावसाधकं हेत्वन्तरं विद्यते स सत्प्रतिपक्षः । यथा शब्दो नित्यः श्रावणत्वात् शब्दत्ववत् । शब्दोऽनित्यः कार्यत्वाद् घटवदिति ॥ (તર્કસંગ્રહ:) અહીં સારાંશ એ છે કે કૈયટ વ્યક્તિપક્ષ માનીને विप्रति० સૂત્રને નિયામક માનીને सकृद्गतौ० એ પરિ.ની સિદ્ધિ કરે છે અને જાતિપક્ષ માનીને 'पुनः प्रसङ्ग०' પરિ.ની સિદ્ધિ કરે છે, પરંતુ નાગેશ કૈયટના આ વિચારોનો વિરોધ કરે છે.

**किं च नहि...मानमस्ति** (પૃ. ૧૪૩ પં. ૬,૭) કૈયટનું મંતવ્ય બરાબર નથી, એ માટે બીજું કારણ આપતાં પણ નાગેશ કહે છે કે ભાષ્યકારે આપેલું ण्वुल्तृचौ એ શાસ્ત્રીય દૃષ્ટાન્ત વ્યક્તિપક્ષ માનવામાં આવે તો જ સર્વવ્યક્તિઓને લાગુ પડે જાતિપક્ષમાં સર્વવ્યક્તિઓને લાગુ પડતું નથી એમ માનવા માટે કોઈ પ્રમાણ નથી. એટલે કે ભાષ્યકારે ण्वुल् અને तृच् પ્રત્યય દરેક ધાતુને પર્યાય (વારાફરતી)થી થાયછે એવું જે દૃષ્ટાન્ત આપ્યું છે તેથી એમ સિદ્ધ થતું નથી કે વ્યક્તિપક્ષમાં જ સકલ લક્ષ્યોમાં લક્ષણનો ઉપપ્લવ (આવૃત્તિ) થાય છે, અને જાતિપક્ષમાં લક્ષણનો વિષય બધાં લક્ષ્ય થતાં નથી. એટલે કે પર્યાયની પ્રાપ્તિ વ્યક્તિપક્ષમાં જ થાય છે જાતિ પક્ષમાં નહીં એ માનવું બિલકુલ નિરાધાર છે, જાતિ કે વ્યક્તિ એ બંને પક્ષોમાં વિકલ્પ (પર્યાય)ની પ્રાપ્તિ થઈ શકે છે. **अपि च व्यक्तिपक्षे०** વળી (કૈયટાભિમત) વ્યક્તિપક્ષમાં પણ જ્યારે (લક્ષણ), કોઈ અન્ય અસંકીર્ણ વિષયમાં પોતપોતાનું કાર્ય કરીને ચરિતાર્થ બન્યું છે ત્યારે તેવાં ચરિતાર્થ થયેલાં લક્ષણો કે સૂત્રોને જ્યાં સંકીર્ણ લક્ષ્ય હોય ત્યાં પ્રાપ્ત થનાર બંને સૂત્રો કે લક્ષણોમાં પરસ્પર વિરોધ હોવાથી, તે લક્ષ્ય (કે વ્યક્તિ) પરસ્પર વિરુદ્ધ કાર્ય કરનાર હોવાથી પોતાના વિષયભૂત એવા સૂત્રોપપ્લવની કલ્પનાજ

થવા દેશે નહીં. અર્થાત્ સંકીર્ણ લક્ષ્યમાં, પૂર્વ અને પરશાસ્ત્રના વિરોધ સ્થલમાં વ્યક્તિ (લક્ષ્ય), વિરોધના કારણે (કારણકે બે શાસ્ત્રો પ્રવૃત્ત થાય ત્યારે જુદી જુદી રૂપસિદ્ધિનો પ્રસંગ આવતાં, વાસ્તવિક લક્ષ્ય સિદ્ધિ થઈ શકશે નહીં), પોતાને માટે (લક્ષ્ય–વ્યક્તિને માટે) લક્ષણનો ઉપપ્લવ કરશેજ નહીં એમ જો કૈયટ માનતા હોય તો તેની સામે નાગેશ કહે છે અહીં કોઈ વિનિગમક પ્રમાણ નથી. જાતિપક્ષમાં પણ તે જાતિની આશ્રય અમુક વ્યક્તિ કે લક્ષ્યમાં, સૂત્ર (લક્ષણ), પ્રવૃત્ત થશે, અર્થાત્ જાતિપક્ષમાં પણ જાત્યાશ્રય વ્યક્તિભૂત બે પરસ્પર વિરુદ્ધ કાર્ય કરનાર (અસંકીર્ણ ઉદાહરણમાં ચરિતાર્થ થયેલ) બે સૂત્રો સંકીર્ણ ઉદાહરણમાં પ્રવૃત્ત જ થઈ શકશે નહીં. જાતિપક્ષમાં જાતિની આશ્રયભૂત એક વ્યક્તિમાં સૂત્ર લાગુ પડે અને એ જ જાતિની આશ્રયભૂત બીજી વ્યક્તિને તે લાગુ પડે નહીં એમાં કોઈ વિનિગમક પ્રમાણ નથી.

**तत्र लक्ष्यानुसारात्** (પૃ. ૧૪૪. પં. ૩) આ રીતે કૈયટના મતનું ખંડન કરીને નાગેશ કહે છે કે વ્યાકરણશાસ્ત્રના ઈષ્ટ લક્ષ્ય (પ્રયોગ) સિદ્ધિ રૂપ લક્ષ્યને ધ્યાનમાં રાખી ક્યાંક तृजादिवत् એ શાસ્ત્રીય દૃષ્ટાન્તનો ઉપયોગ કરી (सकृद्गति० એ પરિ. ની સિદ્ધિ કરવી) અને ક્યાંક तुल्यबल्यो: એ લૌકિક દૃષ્ટાન્તનું આલંબન કરવું. (ભાષ્યકારને પણ આ બાબત સંમત છે).

**द्वयोः कार्ययोर्यौगपद्येन**.......(પૃ. ૧૪૪ પં. ૫) વિપ્રતિષેધ બે પ્રકારનો છે. (૧) द्विकार्ययोग:–એકજ ઠેકાણે એકી સાથે બે કાર્યોની પ્રાપ્તિ. (૨) असम्भव:– બે વિરોધી કાર્યોનું એક જગ્યાએ એકી સાથે ન થઈ શક્વું તે. અહીં પ્રસ્તુત પરિ.માં विप्रतिषेधे० એ શાસ્ત્રની પ્રવૃત્તિમાટે બે કાર્યોનો એક સાથે અસંભવ હોય તેવોજ વિપ્રતિષેધ ઉપયોગી છે. તેનાં કેટલાંક ઉદાહરણો અહીં આપવામા આવેલાં છે.

**यथा शिष्टाद् इत्यादौ** (પૃ. ૧૪૪, પં. ૬). જેમકે 'शिष्टात्' એ સ્થળમાં **शास्+हि** એ સ્થિતિમાં બે ભિન્ન ભિન્ન સ્થાનીની જગ્યાએ બે ભિન્ન આદેશો પ્રાપ્ત થાય છે. (૧) 'शा हौ' (૬।૪।૩૫) (જો પછી 'हि' પ્રત્યય આવે તો शास्ना સ્થાને 'शा' એવો આદેશ થાય છે) સૂત્રથી शा આદેશ પ્રાપ્ત થાય છે તો (૨) तुह्योस्तातङ्० (૭।૧।૩૫) સૂત્રથી 'हि' ના સ્થાને 'तातङ्' આદેશ પ્રાપ્ત થાય છે. આ રીતે 'शास्'નો 'शा' આદેશ કરવા માટે 'हि' પ્રત્યયરૂપ નિમિત્ત આવશ્યક છે તો 'हि'ના સ્થાનમાં 'तातङ्' આદેશ કરવા માટે 'हि'ની પૂર્વે शास् રૂપ અંગ આવશ્યક છે. હવે આ બંને આદેશો એકજ સમયે થઈ શકે તેમ નથી; કારણ કે જો 'हि' ના સ્થાને तातङ् કરવામાં આવે તો 'शा' આદેશ માટેનું નિમિત્ત'हि' પ્રત્યય મળતો નથી, અને જો 'शास्'નો 'शा' કરવામાં આવે તો 'तातङ्'

આદેશ થવા માટે આવશ્યક ગણાતું 'शास्' એવું અંગ મળતું નથી. જો કે 'हि' ના સ્થાનમાં तातङ् આદેશ કર્યા પછી સ્થાનિવદ્ભાવથી 'हि' માનીને પોતાના નિમિત્તનું અવ્યવહિતત્વ (આનન્તર્ય) સચવાય છે અને તેથી 'शा' આદેશ થઈ શકે તેમ છે, પણ આ બંને આદેશોની પ્રવૃત્તિના સમયમાં એટલે કે તે આદેશો થઈ રહ્યા હોય ત્યાં स्थानिवत्० સૂત્ર લાગી શકે તેમ નથી. स्थानिवत्० સૂત્ર તો જ્યારે આદેશ થઈ ગયો હોય ત્યારે પ્રવૃત્તિ કરે છે. એ સ્થિતિમાં 'स्थानिवत्० સૂત્રથી સ્થાનિવદ્ભાવની શક્યતાજ નથી. એ સ્થિતિમાં 'शिष्टात्'માં 'शा' માટે 'हि' નિમિત્તનું અને तातङ् માટે 'शास्' એ નિમિત્તનું એમ પોતપોતાના નિમિત્તોનું અવ્યવહિતત્વ અસંભવિત છે. આવો અસંભવજ અહીં વિપ્રતિષેધ છે. તેથી હવે વિપ્રતિષેધ ન્યાય લાગુ પડતો હોવાથી 'विप्रतिषेधे परं कार्यम्' એ સૂત્રરૂપ પરિભાષાની સહાયતાથી 'तुह्योस्तातङ्' એ પરસૂત્ર હોવાથી એ પ્રથમ પ્રવૃત્ત થતાં शास्+हि= शास्+तातङ् એવી સ્થિતિ થતાં 'शास इदङ्हलोः' સૂત્રથી 'शास्'ની ઉપધાની જગ્યાએ इकार થતાં 'शासिवसिघसीनां च' (૮।૩।૬૦) સૂત્રથી 'इत्व' થતાં 'शिष्+तात्'માં 'ष्टुना ष्टुः' સૂત્રથી 'त' નો 'ट' થતાં આખરે शिष्टात् રૂપ સિદ્ધ થાય છે. तातङ् આદેશ વિકલ્પે થતો હોવાથી જ્યાં તે ન થાય ત્યાં 'शा हौ, એ પૂર્વસૂત્ર પ્રવૃત્ત થતાં 'शास्'ના સ્થાનમાં 'शा' આદેશ અને हि ના સ્થાનમાં 'हुझल्भ्यो हेर्धिः' સૂત્રથી हि ની જગ્યાએ धि આદેશ થતાં शाधि એવું વૈકલ્પિક રૂપ બને છે, એમ અહીં કોઈ વાંધો આવતો નથી.

**एवं नुम...प्रवृत्तेः** (પૃ. ૧૪૪. પં. ૯) (प्रियक्रोष्टु+शि(इ) એ સ્થિતિમાં 'इकोऽचि विभक्तौ' (૭।૧।૭૨) સૂત્રથી નુમાગમ અને 'तृज्वत्क्रोष्टुः' (૭।૧।૯૫) સૂત્રથી क्रोष्टुની જગ્યાએ 'क्रोष्टृ' એવો ઋકારાન્ત આદેશ પ્રાપ્ત થાય છે. 'नुम्' અને 'तृज्वद्भाव' આ બંને કાર્ય એક સાથે થાય તે અસંભવ છે. અહીં જો 'इकोऽचि' સૂત્રથી નુમાગમ કરવામાં આવે તો અંગ क्रोष्टुन् બને છે. તેથી तृज्व-द्भाव થઈ શકશે નહીં, કારણ કે તૃજવદ્ભાવ 'क्रोष्टु' એ ઉકારાન્ત અંગને કરવામાં આવે છે, क्रोष्टुन् ને નહીં (૨) હવે क्रोष्टुની જગ્યાએ क्रोष्टृ આદેશ કરીને પછી વસ્તુતઃ જે ઉકારાન્ત અંગને नुम् કરવાનો છે તે અંગ હવે ઋકારાન્ત છે (કે જે નુમાગમ માટે અનભીષ્ટ છે.) સારાંશ એ છે કે એક કાર્ય કરતી વખતે બીજું કાર્ય કરવું અશક્ય છે. (૩.) હવે નુમાગમ સહિતના प्रियक्रोष्टुन् ને यदागम પરિ. પ્રમાણે प्रियक्रोष्टु સમજીને તેની જગ્યાએ क्रोष्टृ એવો આદેશ થાય એમ જો કહેવામાં આવે તો તે બરાબર નથી. કારણ કે यदागम० પરિ.તો આગમ કર્યા પછી જ આવી શકે છે. આગમ કરતી વખતે કે આગમ કરતાં પહેલાં એ પરિ. લાગુ પડે તેમ નથી.

હવે क्रोष्टु ને क्रोष्टृ આદેશ થઈ રહ્યો છે તે સમયે 'स्थानिवत्' સૂત્ર પ્રમાણે પણ क्रोष्टु જ છે તેમ માની શકાય તેમ નથી, કારણકે આદેશ થયા પછી જ સ્થાનિવદ્ભાવ થઈ શકે છે. આ રીતે 'નુમાગમ કાર્ય' અને 'તૃજવદ્ભાવ' આ બંને ઉપર કહ્યા પ્રમાણે એક જ સમયે થઈ શકતાં ન હોવાથી આવા ઠેકાણે 'विप्रति'. આ ન્યાય (પરિભાષા) લાગુ પડે છે અને એ ન્યાય પ્રમાણે તૃજવદ્ભાવ વાળું સૂત્ર પરસૂત્ર હોવાથી વાસ્તવિક રીતે તૃજવદ્ભાવ થવો જોઈએ. પરંતુ 'वृद्ध्यौत्वतृज्वद्भावगुणेभ्यो नुम् पूर्वविप्रतिषेधेन' એ વાર્તિકને લીધે નુમાગમનું સૂત્ર, પૂર્વસૂત્ર હોવા છતાં તે (નુમાગમ વિધાયક સૂત્ર), 'તૃજવદ્ભાવ'નો બાધ કરે છે. તેથી તૃજવદ્ભાવ નહીં પણ નુમાગમ થતાં प्रियक्रोष्टुन्+इ એ સ્થિતિ થતાં 'सर्वनामस्थाने चासंबुध्धौ०' સૂત્રથી ઉપધા દીર્ઘ થતાં प्रियक्रोष्टूनि એ રૂપ સિદ્ધ થાય છે.

**एवं च भिन्धीत्यत्र** (પૃ. ૧૪૫. પં. ૧) भिन्द्+हि એ સ્થિતિમાં 'तुह्यो-स्तातङ्' (૭।૧।૩૫) થી અને 'हुझल्भ्यो हे र्धिः (૬।૪।૧૦૧) આ બે સૂત્રોથી 'हि' પ્રત્યયના સ્થાને એકજ સમયે અનુક્રમે तातङ् અને 'ધિ' આદેશ થવા આવે છે, આ સ્થિતિમાં એક જ 'हि' સ્થાનીની જગ્યાએ એક જ સમયે यौगपद्येन (तातङ् અને धि) બંને આદેશ થવા અસંભવ છે ત્યારે 'विप्रति.' સૂત્ર લાગે છે અને 'तातङ्' કરનાર સૂત્ર પર સૂત્ર હોવાથી भिन्तात् રૂપ બને છે. (એ પછી भिन्धि પણ ભલે બને 'पूर्वप्रसङ्गविज्ञानात् सिद्धम्') હવે કોઈ એવો પ્રશ્ન કરે કે भिन्द्+हिમાં 'हि' ના ઠેકાણે એકી સાથે 'तातङ्' અને 'धि' એમ બંને આદેશ ભલે થાય (તેથી યૌગપદ્ય ને લીધે થતો અસંભવ રહેતો નથી) 'हेस्तातृधि' એમ तात् થી વિશિષ્ટ 'धि' આદેશ (तातङ् અને धि વિધાયક સૂત્રોના બળે) ભલે થાય. તો આનો જવાબ એ છે કે तातङ् માટે પૂર્વમાં भिन्द् અંગનું આનન્તર્ય હોવું આવસ્યક છે. પણ હવે તો બંને આદેશ तात् અને धि કરી દેતાં કેવળ तात् માટે भिन्द् અંગ રહી શકે તેમ નથી. (કારણકે तात् સાથે धि પણ છે.) હવે भिन्द्+हि માં तात् તથા धि માં धि પહેલો કરી શકાય, પણ 'धि' માટે ધાતુ 'झलन्त' અંગ રૂપ હોવું જોઈએ તે મળી શકે તેમ નથી. કારણકે અંગ भिन्द् અને धिની વચ્ચે 'तातङ्'નું વ્યવધાન છે. આ રીતે 'धि' વિશિષ્ટ 'तात्' આદેશ કરતી વખતે પણ આનન્તર્ય વિઘાત સ્પષ્ટ જ છે. આમ આનન્તર્યનો અસંભવરૂપ વિરોધ છે. તેથી विप्रति. સૂત્ર લાગશે, તેને લીધે પરસૂત્ર 'तुह्योः' થી तातङ् આદેશ જ થશે. (તેથી भिन्तात् અને પક્ષમાં भिन्धि એમ બંને રૂપ બનશે).

**नुमनुटोरपि** (પૃ. ૧૪૫, પં. ૩) 'वारीणाम्'માં वारि+आम् સ્થિતિમાં એક બાજુ नुम् 'इकोऽचि' (૭।૧।૭૩) સૂત્રથી થવા આવે છે અને 'ह्रस्वनद्यापो नुट्'થી

(૭।૧।૫૪) સૂત્રથી नुट् થવા આવે છે. જો કે આ બંનેમાં નુમાગમ પર છે. પણ ત્યાં 'नुमचिरतृज्वद्भावेभ्यो नुट् पूर्वविप्रतिषेधेन' વાર્તિકથી नुट् થતાં 'नामि'થી દીર્ઘ થતાં वारीणाम् રૂપ બને છે. અહીં મુખ્ય બાબત यौगपद्यासंभव (કે વિપ્રતિષેધ) માટેની છે. वारि+आम् માં પહેલાં જો નુટ કરવામાં આવે તો वारि नाम् થતાં 'इकोऽचि विभक्तौ' થી नुम् શકય નથી, કારણકે 'अचि विभक्तौ' અજાદિ વિભક્તિનું આનન્તર્ય નહીં મળે, કારણકે વચ્ચે नुट् 'न' નું વ્યવધાન છે. હવે જો नुम् કરવામાં આવે તો वारिन्+आम् થતાં नुट् થવા માટે 'ह्रस्वनद्यापो नुट्' થવા માટે ह्रस्वान्त અંગ મળશે નહીં આ રીતે એક કાર્ય કરીએ તો બીજાનો અસંભવ છે એ અસંભવરૂપ વિપ્રતિષેધ છે. તેથી विप्रति. સૂત્રથી परत्वात् नुम्ની પ્રાપ્તિ છે, પણ ઉપર બતાવ્યા પ્રમાણે (नुमचिर०)થી नुट् થાય છે (અને આખરે 'वारीणाम्' રૂપની સિદ્ધિ થાય છે.) **'नुमचिर'** આ વાર્તિક 'विप्रतिषेधे परं कार्यम्' અને 'स्वरितेनाधिकारः' સૂત્રના ભાષ્યમાં ફલિતાર્થ કથનના રૂપે છે. 'स्वरितेनाधिकारः' સૂત્રના ભાષ્યમાં ભાષ્યકારે કહ્યું છે કે કોઈક ઠેકાણે ઈષ્ટ સિદ્ધિને માટે પૂર્વશાસ્ત્રમાં સ્વરિતત્વ પ્રતિજ્ઞાના બળથી 'स्वरितेनाधिकं कार्यं भवति' એવી અધિકાર શબ્દની વ્યાખ્યા કરવામાં આવતાં પૂર્વનું જ કાર્ય થશે. આથી જેટલાં પૂર્વ પ્રતિષેધવાળાં વાર્તિક છે તે બધાંનો સંગ્રહ થશે. વિપ્રતિષેધ સૂત્રમાં 'परं' પર કાર્ય થાય તેનો અર્થ ઈષ્ટ કાર્ય થાય એમ પણ લેવાય છે. અહીંનો 'पर' શબ્દ इष्ट વાચક છે. આ રીતની 'विप्रतिषेधे इष्टं (परं) कार्यम्' એવી વ્યાખ્યા પણ કરવામાં આવે છે. અને તેથી બધા પૂર્વ વિપ્રતિષેધોનું પણ બલવત્ત્વ રહે છે એમ 'विप्रति.' સૂત્રના ભાષ્યમાં કહ્યું છે. (અને પૂર્વપ્રતિષેધવાળાં વાર્તિક કરવા નહીં પડે તે લાઘવ પણ થશે.)

**પરિ. ૪૧.** विकरणेभ्यो नियमो बलीयान् ॥४१॥

**नन्वमेघत** इत्यादौ...(પૃ. ૧૪૬, પં. ૧) હવે શંકા થાય છે કે एधते વગેરેના 'लट्'ના સ્થાનમાં 'अनुदात्तङित आत्मनेपदम्' (૧।૩।૧૨) સૂત્રને કારણે આત્મનેપદી પ્રત્યય 'त' વગેરે થાય છે, પરંતુ अनुदात्त. સૂત્ર કરતાં 'कर्तरि शप्' (૩।૧।૬૮) સૂત્ર પર હોવાથી 'शप्' થતાં एध्+अ+लट् માં 'अनुदात्तङितः'થી અનુદાત્ત ઈત્સંજ્ઞક અને ङित् ધાતુથી પર લકારના સ્થાનમાં આત્મનેપદી પ્રત્યયો થાય છે. આ સૂત્રમાં 'अनुदात्तङितः' એ દિગ્યોગ લક્ષણા પંચમી અથવા પરપંચમી છે. તેથી 'अव्यवहित पर' એવો અર્થ લેવામાં આવે છે. હવે एध्+अ+लट्માં 'शप्' વિકરણ પ્રત્યય વિધાયક સૂત્ર 'कर्तरि शप्' પર હોવાથી अ (शप्)નું વ્યવધાન આવવાથી ધાતુ અને લકારમાં અવ્યવહિતત્વ ન રહેવાથી 'एधते' આદિમાં આત્મનેપદ પ્રત્યય નહીં આવી શકે એ આપત્તિ આવે છે. આ આપત્તિ દૂર કરવા માટે પ્રસ્તુત પરિભાષા

અનુસાર નિયામક સૂત્ર વધારે પ્રબલ ગણાવાથી પ્રથમ આત્મનેપદના 'त' વગેરે પ્રત્યય રૂપ આદેશ થાય છે. અને પછી વિકરણ પ્રત્યય થાય છે. તેથી एधते વગેરે રૂપ બનવામાં કોઈ આપત્તિ આવતી નથી.

આ પ્રસ્તુત (विकरणेभ्यो) પરિ.માં જ્ઞાપક 'वृद्भ्यः स्यसनोः' (स्य અને सन् પ્રત્યય પર હોય તો वृतु આદિ ધાતુઓને વિકલ્પથી પરસ્મૈપદ થાય છે.) સૂત્રથી કરાતું પરસ્મૈપદ અર્થાત્ अतङ् વિધાન છે.

वृत्, वृध्, शृध्, स्यन्द् અને कृप् આ પાંચ ધાતુઓ अनुदात्तेत् છે. આ ધાતુઓ પછી लृट् લકાર અને પછી स्य થાય છે એ પછી वृत्+स्य+लृट् એ સ્થિતિમાં 'स्य'નું વ્યવધાન હોવાથી કેવલ આત્મનેપદનું જ વિધાન કરતા વિશિષ્ટ એવા 'अनुदात्तङ्कित' એ સૂત્રથી આત્મનેપદ નહીં થઈ શકે. તેથી 'तिप्तस्झि' એ સામાન્ય સૂત્રની જ પ્રવૃત્તિ થવાથી लृट्ની જગ્યાએ પરસ્મૈપદ અને આત્મનેપદ બંને પ્રકારના પ્રત્યય થઈ શકશે તો એ આત્મનેપદ સાથે સાથે પરસ્મૈપદ પ્રત્યય પણ પોતાની મેળે થઈ શકશે તો 'वृद्भ्यः स्यसनोः' સૂત્રથી કરવામાં આવતું પરસ્મૈપદનું વિધાન વ્યર્થ ગણાવું જોઈએ. આમ છતાં પાણિનિએ वृद्भ्यः स्यसनोः' એ સૂત્ર તો કર્યું છે, તેથી હવે તે વ્યર્થ પડીને જ્ઞાપન કરે છે કે 'विकरणेभ्यो नियमो बलीयान्'. હવે આ પરિ. ના બળથી वृत्+लृट्માં પહેલાં આત્મનેપદ પ્રત્યય જ થઈ જશે અને તેના પછી વિકરણ પ્રત્યય થશે તો 'वर्तिष्यते' રૂપ જ બનશે. પણ સાથે સાથે અભીષ્ટ એવાં પરસ્મૈપદનાં પણ વૈકલ્પિ वर्त्स्यति જેવાં રૂપ બની શકશે નહી. તેથી वर्त्स्यति જેવાં રૂપ પણ અભીષ્ટ હોવાથી પરસ્મૈપદત્વ માટે 'वृद्भ्यः स्यसनोः' જેવું સૂત્ર કર્યું છે.

**स्ये इति विषयसप्तमी** (પૃ. ૧૪૬, પં. ૬) वृद्भ्यः એ સૂત્રમાં 'स्य' વિષય સપ્તમી લેવામાં આવે છે. તેથી જ્યાં ભવિષ્યમાં 'स्य'નો વિષય હોય એટલે કે स्य એવો વિકરણ પ્રત્યય થવાનો હોય તેવા પ્રદેશમાં વૈકલ્પિક પરસ્મૈપદ થાય છે.

**वस्तुतोऽस्मात् ज्ञापकात्** (પૃ, ૧૪૭, પં. ૧) 'वृद्भ्यः स्यसनोः' એ જ્ઞાપક સૂત્ર ઉપરથી એ બાબત સિદ્ધ થાય છે કે अनुदात्त. એ નિયામક સૂત્ર અને तिप्तस्. એ વિધિસૂત્ર બંનેની એક વાક્યતા કરીને તે બંનેનું સંપૂર્ણ એક વિધિ-સૂત્ર જ બનાવવું. આ પ્રમાણે विध्येकवाक्यता કરીને પણ આત્મનેપદનો નિયમ પહેલાં અને વિકરણ પ્રત્યય પછી કરી શકાય છે. અહીં धातोः એ પંચમી છે તથા 'अनुदात्तङ्कितः એ પણ પંચમી છે. આ બંનેમાં धातोः ની પંચમી (જે વિહિત પંચમી છે એટલેકે 'धातोः विहितस्य लस्य स्थाने' ધાતુથી વિહિત लના સ્થાનમાં એ રીતની વિહિત પંચમી છે, અને સાથે સાથે વિશેષ્ય પંચમી છે, જ્યારે अनु...ङ्कितः'

એ વિશેષણ પંચમી છે. તેથી હવે અર્થ થાય છે કે અનુદાત્ત અને ङित् એવા ધાતુથી વિહિત ल ના સ્થાનમાં તિઙાદેશ થાય છે. પરંતુ अनुदात्तङित ધાતુથી વિહિત 'ल' ના સ્થાનમાં થયેલ પ્રત્યય तिङ् (પરસ્મૈપદ) નહીં પણ આત્મનેપદ થાય છે. આ રીતની त्रिप्येकवाक्यता કરીને 'स्य'ને વિષય સપ્તમી માની આત્મનેપદની સિદ્ધિ (तङ् સિદ્ધિ) થશે. (અને પછી વિકરણ પ્રત્યય થઈ શકશે) આ રીતે કોઈ મુશ્કેલી આવતી નથી.

**शबादिभ्यस्तु**...(પૃ. ૧૪૭, પં. ૪) હવે એક પ્રશ્ન થાય છે કે भवति આદિમાં જેમ शप् વગેરે વિકરણ પ્રત્યય થતાં પહેલાં ત્યાં लकारના સ્થાનમાં तिङ् વગેરે પ્રત્યયાદેશ થાય છે તે રીતે स्य વગેરે વિકરણ પ્રત્યય થતાં પહેલાં 'ल'કારના સ્થાનમાં तिङ् વગેરે પ્રત્યય થશે. તો स्य વિકરણ અને પ્રત્યયનો કોઈ વિવાદ જ નથી તો આ પરિ. કેમ કરી ? તેનો જવાબ આ રીતે છે કે શપ્ આદિ વિકરણ અને स्यादि વિકરણમાં થોડું અંતર છે. 'कर्तरि शप्'થી 'शप्' વિકરણ પ્રત્યય થતાં પહેલાં જ તે તે લકારના સ્થાનમાં તિઙાદિ પ્રત્યયોનો (નિયમ) કરવામાં આવે છે, કારણકે शप् થવા માટે તે તિઙાદિ પ્રત્યય આવશ્યક છે, પરંતુ 'स्य' વિકરણ થવા માટે તો 'स्यतासी ऌलुटोः'માં ऌट् જ આવશ્યક છે, તિઙાદિ પ્રત્યયો આવશ્યક નથી. તેથી હવે ऌट्ના સ્થાનમાં પ્રત્યયાદેશ થાય તે પહેલાં જ 'स्य' વિકરણ પ્રત્યય (=आगम) થશે તો 'स्य'નું વ્યવધાન આવવાથી ધાતુથી અવ્યવહિત પર આવેલા ऌट्ને જ આત્મનેપદ પ્રત્યય થાય એવો નિયમ હોવાથી અહીં તે માટે શપ્ આદિને રોકવા માટે નહીં પરંતુ स्य વગેરે વિકરણને રોકવા માટે આ પ્રસ્તુત પરિ. છે.

**यद्वा लमात्रापेक्षत्वात्** ... (પૃ. ૧૪૭, પં. ૫) સામાન્ય (દસ) લકારને માનીને થતા तङ् વગેરે આદેશ અન્તરંગ છે, જ્યારે ऌट् એવા વિશિષ્ટ લકારને માનીને આવેલ 'स्य' વિકરણાદેશ બહિરંગ છે. એ સ્થિતિમાં વિકરણ स्य આદિ બહિરંગ અસિદ્ધ હોવાથી અન્તરંગ ऌના આદેશરૂપ तिप् કે तङ् આદિ અન્તરંગ આદેશોની દૃષ્ટિએ स्य આદિ બહિરંગ વિકરણો અસિદ્ધ થશે. તેથી વિકરણ સ્યાદિ પ્રત્યયો વ્યવધાયક બનશે નહીં એ સ્થિતિમાં धातोः તથા 'अनुदात्तङितः' धातोःમાં દિગ્યોગ લક્ષણા યા પર પંચમી એટલે કે अनुदात्तेतः ङितश्च धातोः परस्य लस्य स्थाने आत्मनेपदिनः प्रत्ययादेशा भवन्ति' એમ પણ માનવામાં કોઈ હરકત નથી.

**अत्र पक्षे वृद्भ्यः**...(પૃ. ૧૪૭, પં. ૬) આ પક્ષમાં 'स्ये' એ સપ્તમ્યન્તનો स्ये=स्यविषये 'જ્યાં ભવિષ્યમાં 'स्य' એવો પ્રત્યય થનારો છે તે સમયે 'वृद्' આદિ

પાંચ ધાતુઓને પરસ્મૈપદ થાય છે એવો નિયામક અર્થ પણ કરી શકાય. તેથી 'विकरणेभ्यो नियमो बलीयान्' એ રીતની પરિભાષાને બલ મળે છે કે અસ્તિત્વ પ્રાપ્ત થાય છે. પ્રસ્તુત પરિભાષાની ચર્ચામાં વિધ્યેકવાકયતા પક્ષ જ સ્વીકારવો તેમ નાગેશ માને છે. કારણ કે અહીં જો કૈયટે કહ્યા પ્રમાણે ભિન્ન વાકયતાપક્ષ સ્વીકારવામાં આવે તો તેમાં ગૌરવ દોષ આવે છે.

**भिन्नवाक्यतया**...(પૃ. ૧૪૮ પં. ૧) ભિન્ન વાકયતા પક્ષનો આધાર લઈ જો 'तिप्तस्झि०' એ સામાન્ય શાસ્ત્ર અને 'अनुदात्तङित' એ વિશેષ શાસ્ત્ર એમ અલગ અલગ શાસ્ત્રો રાખવામાં આવે તો ગૌરવ દોષ થાય છે. તેથી જેમ અર્થ-વાન્ અવ્યયોમાં પ્રાતિપદિક સંજ્ઞા થયા પછી તે તે सुप् આદિ પ્રત્યયો થાય છે, અને પછી તે થયેલા પ્રત્યયોની નિવૃત્તિ થાય છે તે પ્રમાણે तिप्तस्० સૂત્રથી એકવાર પરસ્મૈપદ તથા આત્મનેપદ એમ બંને પદના ૧૮ પ્રત્યયો થાય, અને પછી જો ધાતુ આત્મનેપદ હોય તો 'अनुदात्तङितः' સૂત્રથી (આત્મને પદના ૯ પ્રત્યયો રાખી, બાકીના પરસ્મૈપદના નવ પ્રત્યયોની નિવૃત્તિ કરવી પડશે. પણ એકવાર ૧૮ પ્રત્યયો થઈ ગયા ત્યાં તેમાંથી ૯ પ્રત્યયોને પાછા કેવી રીતે કાઢી શકાય? જ્યાં એક વસ્તુ ખવાઈ ગઈ ત્યાં પછી એ વસ્તુ ખાતો નહીં એમ કહેવાનો શો અર્થ? मुक्तवन्तं प्रति ब्रयात् मा भुक्थाः किं तेन कृतं स्यात्? અહીં હવે मुक्तवन्त એ લૌકિક ન્યાયનો अनुदात्तङितः વગેરે શાસ્ત્રીય (નિયમશાસ્ત્ર)ના વિષયમાં આશ્રય લેવો યોગ્ય નથી; જો આ मुक्तवन्तं ન્યાયનો આશ્રય લેવામાં આવે તો એ પહેલેથીજ પરસ્મૈપદના ૯ પ્રત્યયોને રોકી તો શકશે, પણ એ સ્થિતિમાં अनदात्तङितः જેવાં નિયામક સૂત્રો જ વ્યર્થ પડી જવાની આપત્તિ આવશે (એમ स्थानेऽन्तरतमः સૂત્રના ભાષ્યમાં કહેલ છે.) જ્યારે પાણિનિ વ્યાકરણમાં તો આ સ્વીકૃત સિદ્ધાન્ત છે કે 'प्रमाणभूत आचार्यो दर्भपवित्रपाणिः शुचाववकाशे प्राङ्मुख उपविश्य महता यत्नेन सूत्राणि प्रणयति स्म । तत्राशक्यं वर्णेनाप्यनर्थकेव भवितुम्, किं पुनरियता सूत्रेण? અર્થાત્ દર્ભથી પવિત્ર પાણિ બનેલા પાણિનિએ પવિત્ર જગ્યામાં જે સૂત્રો લખ્યાં તેમાં એક વર્ણ પણ નિરર્થક નથી, તો આખું સૂત્ર તો નિરર્થક બને જ કેવી રીતે? એમ કહીને 'वृद्धिरादैचू' સૂત્રના ભાષ્યમાં ભાષ્યકારે કોઈ પણ પાણિનિ. સૂત્ર વ્યર્થ પડે તે તરફ તિરસ્કાર દર્શાવ્યો છે. આથી ભિન્નવાકયતા પક્ષ આવકાર્ય નથી, તેથી નિયમ શાસ્ત્રની પ્રબલતા માટે વિધ્યેકવાકયતા સ્વીકારીને विकरणेभ्यो જેવી આ પરિ. આવશ્યક છે.

**सामान्य शास्त्रेणोत्पत्तिः**...(પૃ. ૧૪૮, પં. ૫) વળી કૈયટે જે ભિન્નવાકયતા પક્ષ દર્શાવ્યો છે તેમાં ગૌરવ દોષ પણ આવે છે. તે એ રીતે કે ભિન્નવાકયતા

પક્ષ સ્વીકારતાં, सरूपाणामेकशेष० સૂત્રમાં કૈયટે કહ્યા પ્રમાણે સામાન્ય શાસ્ત્રથી પ્રત્યયની ઉત્પત્તિ થતાં, પ્રધાન એવા પ્રત્યયના અનુરોધથી એટલે કે જેટલા પ્રત્યયો થાય એટલી ગૌણ પ્રકૃતિઓની કલ્પના કરવી પડશે, અને પ્રત્યયોની નિવૃત્તિ થતાં તેમનાથી કલ્પિત પ્રકૃતિઓની પણ નિવૃત્તિ કરવી પડશે એમ ગૌરવ થશે. આ બધી બાબત सरूपाणाम्० સૂત્ર ઉપરની ભાષ્યની કૈયટની ઉદ્યોત વૃત્તિ (ટીકા)માં વિસ્તારપૂર્વક કહેલી છે.

આ विकरणेभ्यो० એ પરિ.નું વિહંગાવલોકન કરતાં અહીં નાગેશે કુલ ચાર પક્ષો રજૂ કર્યા છે. તેમાં વિષમ સપ્તમીવાળો પ્રથમપક્ષ, દિગ્યોગ લક્ષણાં પંચમીવાળો બીજો પક્ષ, વિધ્યેકવાક્યતાવાળો સ્વાભિમત સિદ્ધાન્તી ત્રીજો પક્ષ અને જેનું ખંડન કરવામાં આવ્યું છે તે કૈયટનો ભિન્નવાક્યતાક્ષ. (૪૧)

**પરિ. ૪૨.** परान्नित्यं बलवत् ॥४२॥

**तत्र अक्लृप्ताभावकस्य....** (પૃ. ૧૪૯, પં. ૧) न क्लृप्तः अभावः यस्य तादृशस्य (नित्यशास्त्रस्य) જે (શાસ્ત્ર કે સૂત્ર)નો અભાવ કલ્પિત નથી તેવા નિત્ય શાસ્ત્ર કરતાં, क्लृप्तः अभावः यस्य तादृशस्य (शास्त्रस्य) જેનો અભાવ કલ્પિત કે સ્વીકૃત છે તેવા શાસ્ત્ર કે સૂત્રની પ્રવૃત્તિનો અભાવ જ યોગ્ય ગણાય છે. આજ બાબત નિત્ય શાસ્ત્રની બલવત્તામાં કારણ છે. આ રીતે यः विधिः कृतेऽपि प्राप्नोति, अकृतेऽपि प्राप्नोति सः नित्यः' અર્થાત્ ઈતર (પર) શાસ્ત્ર લાગે કે ન લાગે તો પણ જે શાસ્ત્ર કે સૂત્ર અવશ્ય લાગવાનું છે તે નિત્ય ગણાય છે. અને તેથી જે ભિન્ન છે તે અનિત્ય છે. દા. ત. 'तुदति' (આ પ્રયોગની સિદ્ધિ પરિ. ૩૮ની ટિપ્પણીમાં બતાવી છે.) આ પ્રસ્તુત પરિ.ને લીધે 'श' નિત્યવિધિ હોવાથી તેની પ્રવૃત્તિ પહેલાં થાય છે. હવે આ 'श' થયા પછી तुद+श(अ)+तिમાં લઘૂપધ ગુણ થઈ શકતો નથી. (કારણ કે 'श' 'अपित्' સાર્વધાતુક ङित् ગણાયાથી એ ગુણનો નિષેધ થાય છે.) આ રીતે ગુણ વિધાયક—શાસ્ત્ર કે વિધિ અનિત્ય છે.

**પરિ. ૪૩.** शब्दान्तरस्य प्राप्नुवन् विधिरनित्यो भवति ॥४३॥ **तत्र हि...** (પૃ. ૧૫૦ પં. ૧) આ પરિ.ના ઉદાહરણ માટે न्यविशत. એ રૂપ લઈએ. અહીં नि+विश्+लुङ् એ અવસ્થામાં ધાતુને પ્રાપ્ત થતો अड् આગમ પહેલાં તો विश् ધાતુને પ્રાપ્ત છે, અને તૌદાદિક વિકરણ 'श' થતાં विशने પ્રાપ્ત છે, આ રીતે अड् આગમ કૃતાકૃત પ્રસંગી વિધિ હોવાથી નિત્ય ગણાવો જોઈએ, પણ હવે આ પ્રસ્તુત 'शब्दान्तरस्य' પરિ.થી તેના નિત્યત્વમાં સંકોચ થાય છે, એટલે કે તે (अडागम) નિત્ય હોવા છતાં હવે અનિત્ય ગણાય છે કારણ કે આ अडागम પહેલાં 'विश्'ને અને 'श' પ્રત્યય થતાં અન્ય શબ્દ સ્વરૂપતાને પામેલા 'विश'ને પ્રાપ્ત થાય છે.

**પરિ. ૪૪.** शब्दान्तरात् प्राप्नुवतः शब्दान्तरे प्राप्नुवतश्च अनित्यत्वम् ॥४४॥

આ પરિ.માં બે અંશ છે. (૧) शब्दान्तरात् प्राप्नुवतः (विधेः) अनित्यत्वम्. કોઈ એક સ્થળમાં બે સૂત્રો એક સાથે પ્રાપ્ત થતાં, કોઈ નિયમને લીધે અમુક સૂત્રની પ્રથમ પ્રવૃત્તિ થવાથી અન્ય શબ્દ સ્વરૂપ (શબ્દાન્તર)ને પ્રાપ્ત થનાર વિધિને અનિત્ય ગણવામાં આવે છે. (૨) शब्दान्तरे (परे विद्यमाने सति), प्राप्नुवतः विधेः अनित्यत्वम्. અર્થાત્ પછી આવેલા શબ્દાન્તરને લીધે પ્રાપ્ત થનાર વિધિને અનિત્ય ગણવામાં આવે છે. અહીં જો કે મૂલમાં આ પરિ.નું કોઈ ઉદાહરણ આપ્યું નથી, છતાં ભૈરવી ટીકામાં આ પરિ.ના પ્રથમ અંશનું ઉદા. આ પ્રમાણે છે. मा भवान् उजिहत. 'उजिहत=ऊह वितर्के ૧લોગણ, लुङ् અદ્યતન ભૂત તૃ. પુ. એ. વ.) ऊह+णिच् (इ)+चङ्+लुङ्(त्) અહીં ऊह्+इ+अ+त्માં 'चङि' (૬/૧/૧૧) સૂત્રથી 'हि' ભાગનું દ્વિત્વ પ્રાપ્ત થાય છે, તો એ જ સમયે णौ चङ्युपधाया ह्रस्वः (૭/૪/૧) સૂત્રથી 'ऊहि'માં ઉપધાનો હ્રસ્વ પ્રાપ્ત થાય છે, આ બે સૂત્રોની સમકાલિક પ્રવૃત્તિ થતાં 'णौ चङि' સૂત્ર પર હોવાથી પહેલાં ઉપધાનો હ્રસ્વ થાય છે उह्+इ+अ+त्. આ પછી 'अजादेर्द्वितीयस्य' સૂત્રથી સહકૃત એવા 'चङि' સૂત્રથી 'हि' એ એકાચ્ ભાગનું દ્વિત્વ થાય છે. અહીં આ દ્વિત્વકાર્ય પ્રસ્તુત शब्दान्तरात्० પરિ. પ્રમાણે અનિત્ય મનાય છે, કારણ કે આ દ્વિત્વ હ્રસ્વ થતાં પહેલાં દીર્ઘોપધ ऊहिने પ્રાપ્ત થાય છે, અને હ્રસ્વ થયા પછી શબ્દાન્તર એવા હ્રસ્વોપધ 'उहि'માં ને પ્રાપ્ત થાય છે. તેથી દ્વિત્વકાર્ય અનિત્ય મનાતું હોવાથી તે ન થતાં હવે હ્રસ્વ કાર્ય થાય છે, અને પછી દ્વિત્વ થાય છે. તેથી उजिहत् એવું શુદ્ધ રૂપ બને છે; જો આ પરિ. ન હોત તો 'ऊजिहत्' એવું અનભીષ્ટ રૂપ થવાનો પ્રસંગ થાત.

(૨) शब्दान्तरे प्राप्नुवतः....એ બીજા અંશનું ઉદા. 'करिष्यते' છે. અહીં कृञ्+लट् એ સ્થિતિમાં 'स्वरितञितः०' (૧/૩/૭૨) સૂત્રથી लट्‌ના સ્થાનમાં આત્મનેપદ तिङादेश (त) પ્રાપ્ત થાય છે, તો એજ સમયે 'स्यतासी लृलुटोः' (૩/૧/૩૩) સૂત્રથી 'स्य' વિકરણ આગમ (પ્રત્યય) પ્રાપ્ત થાય છે. એ સ્થિતિમાં પ્રસ્તુત પરિ.ને લીધે 'स्य' વિકરણ વિધાયક વિધિ (સૂત્ર) અનિત્ય ગણાય છે, કારણ કે कृ+लट् એ અવસ્થામાં 'स्य' આગમ થવા માટે પર (પછી)માં આવેલ लट् છે; જ્યારે એજ स्यने लट्‌ના સ્થાનમાં तिङादि (त) પ્રત્યય થતાં, એટલે કે શબ્દાન્તર થયા પછી કરવામાં આવે તો પરમાં 'त' છે. આ રીતે પૂર્વાવસ્થા कृ+लट् છે તો શબ્દાન્તરની અવસ્થા कृ+त છે. આ રીતે પહેલાં लट् અને પછી 'त' આવતાં તેની પૂર્વમાં થનાર 'स्य' વિધાયક વિધિને અનિત્ય ગણવામાં આવે છે.

**પરિ. ૪૫.** लक्षणान्तरेण प्राप्नुवन् विधिरनित्यः (४५)

આ પ્રસ્તુત પરિ., 'शब्दान्तरस्य'० પરિ. (૪૩), અને 'शब्दान्तरात्०' (૪૪)

આ બે પરિ. એ ઉપર આધારિત છે. અહીં लक्षणान्तर० ના બે અર્થ લેવામાં આવે છે. (૧) કોઈ અન્ય સૂત્ર કે (૨) કોઈ અન્ય એવું કાર્ય–નિમિત્ત. એમાં પહેલાં અર્થ પ્રમાણે (૧) કોઈ સ્થળે એક સાથે પ્રાપ્ત થયેલાં બે સૂત્રોમાંથી, પ્રબલ સૂત્રની પ્રવૃત્તિ થયા પછી ત્યાં બાકી રહેલા સૂત્રની પ્રવૃત્તિ કરવામાં કોઈ ત્રીજા સૂત્ર (લક્ષણાન્તર)ની મદદ લેવી પડતી હોય, અથવા (૨) બે સૂત્રોથી કરાતાં કાર્યમાં કોઈ ભિન્ન નિમિત્ત (લક્ષણાન્તર)ની મદદ લેવી પડતી હોય, અને તે પછી જ બીજા સૂત્ર વડે કાર્ય થઈ શકતું હોય તો એ બીજા સૂત્રથી થનારું કાર્ય અનિત્ય ગણવામાં આવે છે. જો કે આ પરિ.માં પણ નાગેશે કોઈ ઉદાહરણ આપ્યું નથી, છતાં 'कुर्वः' એ ઉદાહરણ સુપ્રસિદ્ધ છે. રા. બ. શ્રી વાડેગાંવકર આ 'कुर्वः' ઉદાહરણ કૈયટનું હોવાનું જણાવે છે. 'कुर्वः'માં कृ + वस्‌માં તનાદિગણનો વિકરણ પ્રત્યય 'उ' થતાં कृ+उ+वस्‌માં ऋनो 'उ'(उर्) થયા પછી 'कुर्+उ+वस्' એ સ્થિતિમાં એક બાજુ 'पुगन्तलघूपधस्य च' (૭।૩।૮૬) સૂત્રથી આર્ધધાતુક 'उ' ને માનીને 'कुर्'માં ગુણ પ્રાપ્ત થાય છે, તો એ જ સમયે બીજી બાજુ 'नित्यं करोतेः' (૬।૪।૧૦૮) સૂત્રથી 'उ'નો લોપ પ્રાપ્ત થાય છે. આ બંનેમાં ગુણ વિધાયક વિધિ 'पुगन्त०' અનિત્ય છે, કારણ કે कुर्+उ+वस् માં જ્યારે વિકરણ પ્રત્યય 'उ' વિદ્યમાન છે ત્યારે તો થાય છે, પણ 'उ'નો લોપ થાય છે ત્યારે એ જ લુપ્ત થયેલા, અને ગુણ માટે નિમિત્ત મનાતા આર્ધધાતુક 'उ' પ્રત્યયને (પુનઃ) લાવવા માટે 'प्रत्ययलोपे प्रत्यय लक्षणम्' (૧।૧।૬૨) એ (ત્રીજા) સૂત્ર કે લક્ષણ (લક્ષણાન્તર) ને લાવવું પડે છે. તેથી આવા લક્ષણાન્તરની મદદને લીધે થતો ગુણવિધિ અનિત્ય ગણાય છે. તેથી પહેલાં લોપ થાય છે અને આખરે 'कुर्वः' એવું અભીષ્ટ રૂપ બને છે.

(૨) લક્ષણાન્તર=નિમિત્તાન્તર. જ્યાં અન્ય કોઈ નિમિત્તને લઈને થતું કાર્ય અનિત્ય ગણાય છે. જેમકેઃ–'अजरांसि कुलानि' न विद्यते जरा येषां कुलानि. (अजर શબ્દ નપુંસક પ્ર.બ.વ)માં अजर + शि (इ) માં એક બાજુ 'जराया जरसन्यतरस्याम्' (૭।૨।૧૦૧) સૂત્રથી 'जरस्' આદેશ રૂપ કાર્ય, એજ સમયે 'नपुंसकस्य झलचः' (૭।૧।૭૨) સૂત્રથી અજન્તને માનીને (અજન્ત લક્ષણ) नुम् આગમરૂપ કાર્ય એમ બે કાર્ય પ્રાપ્ત થાય છે. આમાં 'नुमागम' નિત્ય હોવાથી તેની પ્રવૃત્તિ થતાં अजर+न्+इ થતાં પછી અજાદિ (સ્વરાદિ) પ્રત્યય ન આવ્યો હોવાથી जरस् આદેશ થઈ શકશે નહીં તો 'अजरांसि' એવી અભીષ્ટ પ્રયોગ સિદ્ધ થઈ શકશે નહીં તે આપત્તિ આવે છે. આ સ્થિતિમાં પ્રસ્તુત 'लक्षणान्तरेण. પરિ. મદદે આવે છે. તેથી 'नुम्' અહીં આવેલ 'कृताकृत०' (પરિ. ૪૬) ને લીધે નિત્ય હોવા છતાં, હવે અનિત્ય ઠરે છે, કારણ કે 'नुम्' ભિન્ન ભિન્ન લક્ષણ (કે નિમિત્ત) ને લીધેલ થાય છે.

अजर+इ અવસ્થામાં થનારો 'नुम्' અજન્ત લક્ષણ છે, જ્યારે अजरस् इ માં થનારો नुम् झलन्त લક્ષણ છે. આ રીતે ભિન્નનિમિત્તક હોવાને લીધે 'नुम्', આ પ્રસ્તુત પરિ.થી અનિત્ય મનાય છે. તેથી 'जरस्' આદેશજ થાય છે, અને આખરે 'अजरांसि' રૂપ સિદ્ધ થાય છે.

**પરિ. ૪૬.** क्वचित् कृताकृतप्रसङ्गमात्रेणापि नित्यता (૪૬). (૧) કેટલાંક ઉદાહરણો એવાં હોય છે કે જ્યાં શાસ્ત્ર કે સૂત્રોનો વિચાર અષ્ટાધ્યાયીગત સૂત્રોનો પૌર્વાપર્યક્રમને લક્ષ્યમાં રાખીને નહીં પણ તે તે સૂત્રોએ કરેલું કાર્ય નિત્ય કે અનિત્ય છે તેનો જ વિચાર કરવાનો હોય (૨) તો કોઈક વખતે જે અમુક શબ્દ સ્વરૂપ કે વ્યક્તિ હોય તે (અમુક સૂત્રની પ્રવૃત્તિને લીધે) બદલાઈ જતાં પૂર્વેનું અને પછીનું એ શબ્દસ્વરૂપ કેવું છે વિચાર કરવાનો ન હોય, પણ કોઈ કાર્ય માટે તે (કાર્ય) નિત્ય છે કે અનિત્ય છે એવો વિચાર કરવાનો હોય ત્યારે પણ 'कृताकृत०' પરિ. લાગે છે. આથી પ્રસ્તુત 'क्वचित् कृता०' પરિ.નો એવો **અર્થ** થાય છે કે કયાંક કયાંક શુદ્ધ રૂપની સિદ્ધિ કરવા માટે બીજું સૂત્ર પોતાનું કાર્ય કરે કે ન કરે, ત્યારે એ પ્રસંગપ્રાપ્ત સૂત્રથી કોઈ કાર્ય થવાનો **સંભવમાત્ર** હોય ત્યારે તે (સંભવ કે પ્રસંગ)ને લીધે પ્રાપ્ત થતું કાર્ય નિત્ય ગણાય છે, અર્થાત્ કોઈ એક ઉદા.માં બે સૂત્રોથી વિહિત બે કાર્યો પ્રાપ્ત થતાં હોય ત્યારે પર (બીજા) સૂત્રથી કાર્ય પ્રવૃત્ત થતાં નિત્ય તરીકે માનેલ અને દર્શાવેલ કાર્યની પુનઃ પ્રાપ્તિનો સંભવજ આ નિત્ય તરીકે મનાયેલા સૂત્રથી કરાતા કાર્યને નિત્ય માનવા માટે કારણ ભૂત બને છે. तुद्+तिमां श એ વિકરણ પ્રત્યય કાર્ય પ્રસંગ પ્રાપ્ત છે, અહીં पुगन्त० એ બીજા સૂત્રથી લઘૂપધ ગુણરૂપ કાર્ય થાય કે ન થાય, છતાં 'तुद्' ધાતુ છઠ્ઠાગણનો હોવાથી ત્યાં થતા વિકરણ પ્રત્યય 'शं' (અ) ના **સંભવ** માત્રના જ્ઞાનથી આ क्वचित्० પરિ. પ્રમાણે 'श' કાર્યને નિત્ય માનવામાં આવે છે.

અહીં પ્રસ્તુત ચર્ચાના સંદર્ભમાં એ જોવાનું છે કે પરિ. 'परान्नित्यं बल०' ૪૨માં, કાર્યના નિત્યત્વની બાબત દર્શાવી છે ત્યારે 'शब्दान्तरस्य प्राप्नुवन् विधिरनित्यो भवति' (૪૩), शब्दान्तरात्...अनित्यत्वम् (૪૪), लक्षणान्तरेण प्राप्नुवन् विधिरनित्यः (૪૫) આ પરિ.ઓ એ અનિત્યત્વની વાત દર્શાવી છે, પણ પાછું આ ૪૩, ૪૪, ૪૫ પરિભાષાઓથી દર્શાવાતા અનિત્યત્વની બાબત તરફ ધ્યાન આપ્યા સિવાય 'क्वचित् प्रसङ्..नित्यता' (૪૬), यस्य च लक्षणान्तरेण...न तदप्यनित्यम्, (૪૭) એમ કહેવામાં આવેલ છે. આમાં कृताकृत० (૪૬) પરિ.ની અવતરણિકા રૂપે આપેલ વાકયમાં દર્શાવેલ 'शास्त्रव्यतिरेकेण' પદ મહત્ત્વનું છે. આ પદના વિન્યાસ

પાછળ ગ્રંથકારનો હેતુ એ જણાય છે કે 'જે કાર્યની નિત્યતાનો નિર્ણય કરવાનો છે તે કાર્યની પ્રાપ્તિનો, અન્યસૂત્ર કાર્ય કર્યા બાદ, જો સંભવ હોય તો તેટલાથી જ 'कृताकृत०' પરિ, પ્રમાણે લક્ષ્યાનુસાર નિત્યત્વ માની લેવું, પછી ભલે એ સંભવિત કાર્ય, કોઈ અન્ય શાસ્ત્ર કે સૂત્રથી બાધિત થવાને કારણે, કે અન્ય સૂત્રથી નિમિત્ત નષ્ટ થવાને લીધે કે અન્ય સૂત્રની મદદ લીધા વિના તે થઈ શકતું ન હોય, એ બાબતોનો વિચાર કરવો નહીં. આ વ્યવસ્થા માટે कृताकृत० (૪૬) આ પરિની વૃત્તિમાં નાગેશે દર્શાવેલ पुनः प्रसङ्गमात्रम् (એટલે કે પ્રસંગ (કે પ્રાપ્તિ) નો સંભવમાત્ર હોય) એ શબ્દો છે, અહીં માત્રશબ્દની સાર્થકતા દર્શાવવા માટે 'बाधकाबाधितफलोपहितप्रसङ्गः' એ શબ્દો કે વાક્ય મૂકવામાં આવેલ છે. આ પંક્તિના આશય પ્રમાણે 'બાધક સૂત્રથી ફલ ઉત્પન્ન કરવાની શક્તિ નષ્ટ થવાનો પ્રસંગ આવે તો પણ તે કાર્ય નિત્ય છે એમ માનવામાં કોઈ વાંધો નથી. અર્થાત્ એક (પૂર્વ) સૂત્ર બીજા (પર) સૂત્રથી બાધિત થાય છે તેથી એ પૂર્વ સૂત્રથી વિહિત કાર્યનું સામર્થ્ય નષ્ટ થાય છે એવો બાધ્યબાધક ભાવ આદિનો વિચાર ન કરતાં લક્ષ્ય સિદ્ધિને ધ્યાનમાં રાખીને તે પ્રમાણે કાર્ય નિત્ય માનવું જોઈએ. આ ઉપરાંત ગ્રંથકારે અહીં 'व्यक्तिविशेषाश्रयणाभावः' એમ કહ્યું છે તેની પાછળ પણ આ આશય રહેલો છે કે કોઈ સૂત્રે દર્શાવેલું કાર્ય, પૂર્વે જે શબ્દ સ્વરૂપને થતું હતું, એ જ કાર્ય પૂર્વના કરતાં બદલાયેલા ભિન્ન શબ્દસ્વરૂપને થતું હોય ત્યારે પણ એ કાર્ય લક્ષ્યાનુસાર નિત્ય માનવામાં આવે છે. (૪૬)

**कृते द्वितीये**...(પૃ. ૧૫૧, પં. ૪) અર્થાત્ કોઈ અન્ય દ્વિતીય શાસ્ત્ર પ્રવૃત્ત થયા પછી નિત્યત્વ રૂપે સ્વીકારેલા શાસ્ત્રનો કેવલ પ્રસંગ માત્ર હોય તોય તેની નિત્યતા ગણાય છે, પછી એ પ્રસંગ ત્યાં કોઈ બાધકથી બાધિત ન થવાને લીધે કોઈ ફલથી યુક્ત છે કે નહીં તે જોવાતું નથી. 'बाधकाबाधित...प्रसङ्गः'ની સંસ્કૃતમાં વ્યાખ્યા આ રીતે કરવી યોગ્ય લાગે છે. 'बाधकेन बाधितं यत् उत्सर्गशास्त्रं तस्य प्रवृत्तिरूपं यत् फलं (अर्थात् लक्ष्यप्रवृत्तिः) तद् उपहितत्वं युक्तत्वं तादृशं नित्यत्वं अत्र न गृह्यते' આનો આશય એ છે કે જ્યાં બાધકથી અબાધિત એવા ઉત્સર્ગ શાસ્ત્રની પ્રવૃત્તિથી કોઈ પ્રયોગ સિદ્ધિ રૂપી ફલ નિષ્પન્ન થતું હોય તેટલું જ નિત્યત્વ લેવામાં આવતું નથી, પણ અપવાદ કે બાધકશાસ્ત્રથી બાધિત થવા છતાં પણ જ્યાં બાધ્ય (ઉત્સર્ગ) શાસ્ત્રની પ્રવૃત્તિ હોય તે પણ નિત્યત્વ લેવાય છે. આના ઉદાહરણ તરીકે तुदति० પ્રયોગ લઈએ. અહીં બાધક શાસ્ત્ર 'पुगन्तलघू' એ (વિધિ)થી વિકરણ 'श' પ્રત્યય વિધાયક 'तुदादिभ्यः शः' સૂત્ર બાધિત થવા છતાં, तुदादिभ्यः० એ ઉત્સર્ગ (વિધિ) શાસ્ત્રની પ્રવૃત્તિ છે, કારણ કે તે છઠ્ઠા ગણનો અનિવાર્ય એવો વિકરણ પ્રત્યય છે. તેથી 'श' પ્રત્યય નિત્ય ગણાય છે. (૪૬)

**પરિ. ૪૭ यस्य च लक्षणान्तरेण निमित्तं विहन्यते न तदनित्यम् (४७).**

અહીં નાગેશ એમ કહેવા માંગે છે કે 'બંને કાર્યો એકી સાથે પ્રાપ્ત થયાં હોય ત્યાં તેમનાથી ભિન્ન કોઈ એક ત્રીજાજ સૂત્ર (લક્ષણાન્તર)થી જે કાર્યનું નિમિત્ત નષ્ટ થાય એટલા માત્રથી તે અનિત્ય સમજવામાં આવતું નથી.

આ પરિ.નું જો કે નાગેશે ઉદા. આપ્યું નથી, પણ તે વિષે (કૈયટમાંથી) એકાદ ઉદાહરણ જોઈએ તો તે 'ऊढ' છે. √वह प्रापणे वह्+त એ સ્થિતિમાં त નો ध, धनो ढ, તે પછી પૂર્વે આવેલા 'ह्' નો ढ्र पूर्वना ढ નો લોપ થતાં व+ढ એ સ્થિતિમાં 'वचिस्वपियजादीनां किति' (૬.૧,૧૫) સૂત્રથી સંપ્રસારણ અને 'सहिवहोरोदवर्णस्य' (૬.૩.૧૧૨) સૂત્રથી 'ओ' એમ બે કાર્ય યુગપત્ (એકસાથે) થવા આવે છે. वचिस्वपि०થી પ્રાપ્તથનાર સંપ્રસારણ કાર્ય નિત્ય છે, કારણ કે वढ्र કે वोढ એ બંને સ્થિતિમાં થવાનું જ છે, આજ સમયે वह्+तमां 'सहिवहो०' સૂત્રથી व ના अ સ્થાનમાં ओ થવા આવે છે. હવે જો સંપ્રસારણ થાય તો 'उ+ अह्+त'માં 'ओ' થવામાં નિમિત્તભૂત 'अ' નો 'सम्प्रसारणाच्च' (૬।૧।૧૦૮) એ ત્રીજા સૂત્ર (લક્ષણાન્તર)થી વિઘાત થાય છે, કારણ કે 'सम्प्रसारणाच्च' શાસ્ત્ર સંપ્રસારણ (અહીં उ+अह्+त માં નો उ) તથા એ પછીના अच् (અહીં अ) ના સ્થાનમાં પૂર્વરૂપ એકાદેશનું વિધાન કરે છે. તેથી उ અને તે પછીના अ ના સ્થાનમાં 'उ' એવો એકાદેશ થાય છે. અને उह्+त બને છે. અહીં જો કે 'ओ' થવામાં નિમિત્તભૂત 'अ'નો 'सम्प्रसारणाच्च'થી એકાદેશ થતાં વિઘાત થાય છે, તો પણ 'अ' ના સ્થાનમાં થનારો 'ओ' આદેશ અનિત્ય નહીં, પણ પ્રસ્તુત 'यस्य च लक्षणा०' પરિ.થી નિત્ય છે. તેથી હવે સંપ્રસારણ અને 'ओत्व બંને નિત્યકાર્ય હોવા છતાં ओत्व વિધાયક सहिवहो० એ સૂત્ર પર હોવાથી પહેલાં 'ओत्व' થાય છે. તેથી व्+अ+ढ्र=व्+ओ+ढ એવી સ્થિતિ થાય છે. પછી સંપ્રસારણ થતાં 'उ+ओ+ढ' એમ થયા પછી संप्रसारणाच्च' સૂત્રથી પૂર્વરૂપ એકાદેશ થતાં, उ+ढ અને પછી ढ्लोपे पूर्वस्य० સૂત્રથી દીર્ઘ થતાં આખરે ऊढ એવું અભીષ્ટ રૂપ સિદ્ધ થાય છે. (૪૭)

**પરિ. ૪૮. 'यस्य च लक्षणान्तरेण निमित्तं विहन्यते तदप्यनित्यम्' (४८).**

**क्वचित्तु..**(પૃ. ૧૫૨ પં. ૧) આ પરિ. નું નિરૂપણ કરવા માટે પૂર્વભૂમિકા તરીકે અહીં નાગેશ લખે છે કે : 'क्वचित्तु बाधकाबाधितफलोपहितप्रसङ्ग एव गृह्यते' આનો આશય એ છે કે ઇષ્ટ રૂપોની કે પ્રયોગોની સિદ્ધિ માટે લક્ષ્ય કે પ્રયોગ અનુસાર ક્યાંક ક્યાંક બાધક સૂત્રથી, ફલને ઉત્પન્ન કરવાની શક્તિ નષ્ટ થતાં, બાધ્યસૂત્રનું નિત્યત્વ કાયમ રહેતું નથી.

આજ પરિ.ની વૃત્તિમાં બતાવ્યું છે તેમ વાલિ, અને પાંડવોના સંદર્ભવાળા આ બે વિરુદ્ધ ન્યાયો લોક વ્યવહારમાં પ્રચલિત છે તે રીતે यस्य च...न तदनित्यम् (પરિ. ૪૭), અને यस्य च...तदप्यनित्यम (પરિ. ૪૮) એ પરસ્પર વિરુદ્ધ ન્યાય કે પરિભાષાઓ વ્યાકરણ શાસ્ત્રમાં પ્રચલિત છે.

આ પરિ. નું ઉદાહરણ જો કે નાગેશે આપ્યું નથી પણ 'તત્ત્વપ્રકાશિકા' નામની ટીકામાં 'स्योनः' એવું ઉદાહરણ આપવામાં આવ્યું છે, અને તે રા. બ. શ્રી વાડેગાંવકરે સરસ રીતે સમજાવ્યું છે. सिवू ધાતુને ઉણાદિગણનો 'न' પ્રત્યય થતાં सिव्+न એ સ્થિતિમાં ऊठ् કાર્ય કરવા માટે 'च्छ्वोःशूडू' (૬।૪।૧૯) સૂત્ર, અને લઘૂપધ ગુણકાર્ય કરવા માટે पुगन्तलघूप० (૭।૩।૮૬) એમ બંને સૂત્રો કે શાસ્ત્રો (કે તે બે થી થતાં કાર્યો) યુગપત્ (એકસાથે) થવા આવે છે, ત્યારે ऊठ् કાર્ય નિત્ય છે; કારણ કે ગુણકાર્ય થતાં सेव्+नમાં, અને તે ન થતાં सिव्+न એ બંને જગ્યાએ ऊठ् આદેશ તો નિશ્ચિતરૂપે થનાર છે, જ્યારે ગુણકાર્ય અનિત્ય છે, કારણ કે सि+ऊ+न એ સ્થિતિમાં इको यणचि એ ત્રીજા સૂત્ર (લક્ષણાન્તર)ની પ્રવૃત્તિ થતાં 'स्यू+न' એમ થતાં જેનો ગુણ થવાનો છે તે 'सिव्'માં નો 'इ' નષ્ટ થયો હોવાથી આ પ્રસ્તુત 'यस्य...अनित्यम्' પરિ. પ્રમાણે ગુણકાર્ય અનિત્ય બને છે. તેથી 'ऊठ्' કાર્ય પ્રથમ થાય છે. તેથી सिव्+न=सि+ऊ+न=स्यून એમ થતાં પછી 'सार्वधातुकार्ध०' (૭।૩।૮૪) સૂત્રથી ગુણ થતાં 'स्योन (આખરે स्योनः) એવું રૂપ સિદ્ધ થાય છે.

પરિ. ૪૯. स्वरभिन्नस्य प्राप्नुवन् विधिरनित्यो भवति ॥ (४९)

આ પરિ. એ પ્રમાણે કોઈ એક ઉદાહરણમાં બંને સૂત્રો યુગપત્ પ્રાપ્ત થતાં તેમાંનું એકસૂત્ર, પૂર્વે જે સ્વરથી યુક્ત શબ્દ સ્વરૂપમાં પ્રવૃત્ત થાય છે તેથી ભિન્ન સ્વર ધરાવતા શબ્દ સ્વરૂપમાં તે સૂત્ર (બીજા સૂત્ર કાર્ય કર્યા પછી) પ્રવૃત્ત થતું હોય તો તે (પૂર્વ) સૂત્રથી થનારું કાર્ય અનિત્ય ગણાય છે. આ માટે રા. બ. વાડેગાંવકર મહોદયે दध्युदकम् ઉદા. નોંધ્યું છે. અહીં નપુંસકલિંગવાળો दधिन् શબ્દ 'नब्विषयस्यानिसन्तस्य' આ ફિટ્સૂત્રથી આદ્યુદાત્ત બને છે, તેથી 'दधि'નો અન્ત્ય 'इ' અનુદાત્ત છે. આ પછી 'दधिमिश्रं उदकम् इति दध्युदकम्' એવો સામાસિક શબ્દ તૈયાર થતાં दधि+उदकम्માં એક બાજુ 'इको यणचि' (૬।૧।૭૭)થી યણાદેશ પ્રાપ્ત થાય છે, અને 'उदकेऽकेवले' (૬।૨।૯૬) સૂત્રથી સમાસમાં રહેલ પૂર્વપદ 'दधि' ને અન્તોદાત્તત્વ પ્રાપ્ત થાય છે. આમ યણાદેશ અને અન્તોદાત્તત્વ આ બંને કાર્યો યુગપત્ પ્રાપ્ત થાય છે. અહીં યણાદેશ કૃતાકૃત પ્રસંગી હોવાથી નિત્ય છે, કારણ કે 'उदकेऽकेवले' થી અન્તોદાત્ત થાય કે ન થાય તોય યણાદેશ

તો થવાનો જ છે. (આ રીતે યણાદેશ નિત્ય હોવા છતાં) જો યણાદેશ પ્રથમ કરવામાં આવે તો 'दधि'માં ના અનુદાત્ત (સ્વરવાળા) 'इ' ને થાય છે, જ્યારે उदक्के० સૂત્ર લાગતાં સ્વરથી ભિન્ન શબ્દ સ્વરૂપતાને પ્રાપ્ત અર્થાત્ ઉદાત્ત 'इ' ને (પછી) યણાદેશ પ્રાપ્ત થાય છે. તેથી આ પ્રસ્તુત પરિ. પ્રમાણે યણાદેશ અનિત્ય બને છે.

**वस्तुतस्तु परत्वाद्**...(પૃ. ૧૫૩, પં. ૫) અહીં વાસ્તવિક રીતે તો નાગેશનો એ વિચાર છે કે 'परत्वात्' તે એકદેશીની ઉક્તિ છે એટલે કે જેને ભાષ્યનું આંશિક જ્ઞાન છે તેવાની ઉક્તિ છે, પૂર્ણ જ્ઞાન ધરાવનારની નહીં. (કારણકે એક સૂત્રે બતાવેલ કાર્ય નિત્ય હોય અને બીજા સૂત્રે બતાવેલ કાર્ય અનિત્ય હોય તો તે કાર્ય તુલ્યબલ ગણાય નહીં. તેથી તેવા ઠેકાણે 'विप्रतिषेधे परम्०' સૂત્ર પ્રવૃત્ત થઈ શકે નહીં. આથી આવા ઠેકાણે 'परत्वात्' હેતુ બતાવવો બરાબર નથી, પણ 'नित्यत्वात्' હેતુજ બરાબર છે.

'विप्रतिषेधेपरम्०' સૂત્ર ઉપરના ભાષ્યની ટીકામાં કૈયટે કહ્યું છે તેમ કાર્ય એટલે करणार्हम् (કરવા માટે યોગ્ય). અને બંને તુલ્યબલ શાસ્ત્રજ કરણાર્હ છે. તેમાં જો એક સૂત્ર નિત્ય કાર્ય કરનાર હોય અને બીજું અનિત્ય કાર્ય કરનાર હોય અથવા જ્યાં એક સૂત્ર સામાન્યશાસ્ત્ર અને બીજું અપવાદ શાસ્ત્ર હોય, અથવા એક સૂત્ર અન્તરંગ અને બીજું શાસ્ત્ર બહિરંગ કાર્ય કરનાર હોય તેવા સ્થલમાં બંને સૂત્રો તુલ્યબલવાળાં ન હોવાથી (એટલે કે એક પ્રબલ અને બીજું નિર્બલ હોવાથી) વિપ્રતિષેધ ન્યાય લાગુ પડતો નથી. દા. ત. आटिटत्० अट्+इ(णिच्)+अ(चङ्)+त(लुङ्) એ સ્થિતિમાં 'अत उपधायाः' (૭।૨।૧૧૬) સૂત્રથી ઉપધાની વૃદ્ધિ થયા બાદ आट् +इ+अ+त એક બાજુ 'चङि' (૬।૧।૧૧) સૂત્રથી દ્વિત્વ અને બીજી બાજુ 'णौ चङ्युपधाया ह्रस्वः' (૭।૪।૧) સૂત્રથી ઉપધા હ્રસ્વ એમ બંને કાર્ય યુગપત્ પ્રાપ્ત થાય છે. આમાં ઉપધા હ્રસ્વ કરવામાં આવે કે ન આવે તો પણ દ્વિત્વ તો થાયજ છે, તેથી દ્વિત્વકાર્ય નિત્ય હોવાથી અન્તરંગ છે તેથી દ્વિત્વ કાર્ય પ્રથમ થાય છે. પણ ભાષ્યકારે દ્વિત્વકાર્યની પ્રથમ પ્રવૃત્તિ માટે 'नित्यत्वात्' એવો હેતુ આપેલો છે, अन्तरङ्गत्वात् નહીં. આનું કારણ એ છે કે જે કારણ પ્રથમ ઉપસ્થિત હોય તેટલુંજ કારણ જોઈને એ કાર્ય બલવત્તર બને છે. તેથી ભૈરવી ટીકા પણ આ રીતે કહે છે કે 'यद्यप्युभयं बलवत्प्रयोजकं भवति, तथापि प्रथमस्थितत्यागो नोचित इत्याशयेनाह नित्यत्वादेवोक्तमिति भावः ।

एवं नित्यान्तरङ्गयोः...बोध्यम् । (પૃ. ૧૫૩, પં. ૯) એ રીતે નિત્ય કાર્ય કરનાર

શાસ્ત્ર અને અન્તરંગ કાર્ય કરનાર શાસ્ત્ર બંને યુગપત્ પ્રવૃત્તથવાં અસંભવિત છે (यौगपद्यासंभवः). આમાંથી જો અન્તરંગ હોવાથી કોઈ શાસ્ત્ર બલવાન છે, તો ત્યાં નિત્યત્વ યુક્ત બલવત્તા બતાવવાની જરૂર નથી, કારણ કે આ પ્રકારનાં સ્થલમાં અન્તરંગત્વ પ્રયુક્ત બલવત્તા વધુ શક્તિશાલી મનાય છે. (૪૯)

પરિ. ૫૦. असिद्धं बहिरङ्गमन्तरङ्गे ॥५०॥

**अत एव न तिसृ चतसृ**...(પૃ. ૧૫૪, પં. ૬) तिसृणाम्—અહીં સ્ત્રીવાચક त्रि શબ્દને ષ. વિ. બ. વ. નો आम् પ્રત્યય થતાં त्रि+आम् એ સ્થિતિમાં 'त्रेस्त्रयः' (૭૧૧૫૩) સૂત્રથી त्रिના સ્થાને 'त्रय' આદેશ, તો 'त्रिचतुरोः स्त्रियां तिसृ चतसृ' (૭૨૧૯૯) સૂત્રથી तिसृ આદેશ પ્રાપ્ત થાય છે. त्रिના સ્થાને त्रयादेश થવા માટે કેવલ आम् પ્રત્યયનું પરત્વ અપેક્ષિત છે, જ્યારે तिसृ આદેશ થવા માટે (૧) त्रि શબ્દની સ્ત્રીવાચકતા અને (૨) त्रिની પછી વિભક્તિની આવશ્યકતા છે. અહીં 'અર્થ' એ નિમિત્તને ધ્યાનમાં રાખીને થતું કાર્ય બહિરંગ ગણાય એમ માનવામાં આવે તો 'त्रि'ની જગ્યાએ થનાર तिसृ આદેશ બહિરંગ બનશે. કારણ કે तिसृ આદેશને બે નિમિત્તની અપેક્ષા છે, જ્યારે त्रयादेश થવા માટે કેવલ એક નિમિત્તની અપેક્ષા છે. તેથી त्रयादेश અન્તરંગ ગણાશે. તો असिद्धं बहि० એવી આ પ્રકૃતપરિભાષા પ્રમાણે त्रयादेशજ થશે; तिसृ આદેશ પ્રાપ્ત જ નથી, તો तिसृની પછી नाम् પ્રત્યય આવતાં ત્યાં દીર્ઘનિષેધ માટે 'न तिसृचतसृ' એ નિષેધક સૂત્ર કરવાની જરૂરજ નથી. આમ છતાં પાણિનિએ દીર્ઘનો નિષેધ કરનાર 'न तिसृ' એવું સૂત્ર તો કર્યું જ છે. તેથી સિદ્ધ થાય છે કે અમુક કોઈ કાર્ય બહિરંગ છે એવો નિશ્ચય કરવામાં 'અર્થ' એવું નિમિત્ત કારણરૂપ ગણાતું નથી. તેથી त्रयादेश થવા માટે જેમ એકજ નિમિત્ત અજાદિ પ્રત્યય आम्ની અપેક્ષા છે, એવી રીતે तिसृ આદેશ થવા માટે એકજ નિમિત્ત (કોઈ પણ વિભક્તિ પ્રત્યય) આવશ્યક છે આ રીતે त्रयादेश અને तिसृ આદેશ આ બંને સમાન નિમિત્તવાળા હોવાથી, એકને અન્તરંગ અને બીજાને બહિરંગ કહી શકાય તેમ નથી. તેથી હવે 'त्रिचतुरोः स्त्रियां' (૭૨૧૯૯) એ સૂત્ર પરસૂત્ર હોવાથી 'विप्रतिषेधे परं कार्यम्'ની મદદથી 'त्रिचतुरोः' એ સૂત્ર પ્રવૃત્ત થતાં त्रयादेशને બદલે तिसृ આદેશ થશે. અને તે तिसृ આદેશ થતાં तिसृ नाम्માં ऋનો દીર્ઘ ન થાય એ માટે 'न तिसृचतसृ એ નિષેધ ચરિતાર્થ થાય છે.

**अत एव त्रयादेशे**...(પૃ. ૧૫૪, પં. ૯) આ પરિસ્થિતિમાં 'સ્થાનિવત્' સૂત્ર ઉપરના ભાષ્યમાં त्रयादेशे स्रन्तस्य प्रतिषेधः' (सृ જેને અંતે છે તે तिसृ (આદેશ)ના સ્થાને त्रयादेश કરવાનો પ્રસંગ આવે તો તે तिसृ આદેશ 'त्रि'જ છે એવી સ્થાનિવદ્ભાવની બુદ્ધિ કરવી નહીં') જો અર્થરૂપ નિમિત્તને લીધે 'तिसृ' આદેશ

બહિરંગ કે અસિદ્ધ થતો હોય તો હવે 'सु' જેના અન્તમાં છે તેવા 'तिसृ' આદેશની પ્રાપ્તિજ નથી, તો પછી આવા વાર્તિકને કરવાની જરૂરજ, નથી પણ હકીકતમાં તો આ વાર્તિક રચનામાં આવ્યું છે તેથી સિદ્ધ થાય છે કે અર્થરૂપ નિમિત્તને લીધે બહિરંગત્વ આવતું નથી.

**एतेन गोधेरः पचेत्...** (પૃ. ૧૫૫. પં. ૧) કોઈ પણ કાર્યનું બહિરંગત્વ નક્કી કરવામાં માટે શબ્દરૂપ નિમિત્તજ કારણભૂત ગણાય છે, અર્થકૃત નિમિત્ત નહીં એમ સિદ્ધ કરીને હવે સંજ્ઞાકૃત બહિરંગત્વ પણ ગણાતું નથી એ બાબતની ચર્ચા આ સંદર્ભમાં કરવામાં આવી છે.

(૧) गौधेरः–गोधाया अपत्यं गौधेरः, અહીં गोधा શબ્દને 'गोधाया ढ्रक्' (૪।૧।૧૨૯) સૂત્રથી 'અપત્ય' એવા અર્થમાં ढ्रक् પ્રત્યય થયો છે. गोधा+ढ्रक्માં क्નો લોપ થયા પછી 'किति च' (૭।૨।૧૧૮) સૂત્રથી આદિવૃદ્ધિ થાય છે. गौधा+ढ्रअમાં પછી ढ्नो 'आयनेयी०' (૭।૧।૨) સૂત્રથી एय् આદેશ થાય છે. તે પછી गौधा एय्+र्+अ એ સ્થિતિમાં 'यस्येति' (૬।૪।૧૪૮) સૂત્રથી આकारનો લોપ થાય છે, પછી गौध्+एय्+र्+अ એ સ્થિતિમાં 'लोपो व्योर्वलि' (૬।૧।૬૬) સૂત્રથી य् નો લોપ થતાં આખરે गौधेरः રૂપ સિદ્ધ થાય છે. (૨) पचेत्–पचेत्માં पच् (વિધ્યર્થ તૃ.પુ.એ.વ.) पच् विधिलिङ्=पच्+शप्+यासुट् (यास्) = त्માં यास्ના સકારનો 'लिङः सलोपोऽनन्त्यस्य' સૂત્રથી લોપ થાય છે પછી 'या'નો 'अतो येयः' (૭।૨।૮૦) સૂત્રથી इय् આદેશ થાય છે. પછી पच्+अ+इय्+त्માં 'त्' પ્રત્યયને वल् માનીને 'य्'નો 'लोपो व्योर्वलि' (૬।૧।૬૬) સૂત્રથી લોપ થાય છે. અને આખરે पचेत् રૂપ બને છે.

આ રીતે તૈયાર થયેલાં આ બે ઉદાહરણોમાં 'गौधेरः'માં 'आयनेयी'० સૂત્રથી 'ढ' સ્થાનમાં જે 'एय्' આદેશ કરે છે તે સૂત્ર અંગાધિકારનું છે, તેવી રીતે पचेत्માં 'या'ના સ્થાનમાં જે इय् આદેશ अतोयेयः સૂત્રથી કરવામાં આવે છે તે પણ અંગાધિકારનું સૂત્ર છે. અહીં 'अङ्गस्य' સૂત્રનો અધિકાર આવે છે, તેથી अङ्गस्य= अङ्गसम्बन्धिमાં प्रत्ययादीनां फढ...घाम्, आयन्, एय् ईन...आदेशा भवन्ति. અર્થાત્ 'અંગ'ની પછી આવેલા फ ढ આદિને आयन्, एय् એવા આદેશો થવા માટે 'અંગસંજ્ઞા' (અને પ્રત્યય સંજ્ઞા એમ બે સંજ્ઞાઓ) આવશ્યક છે. જ્યારે 'य्'ના લોપ માટે પછી આવેવા वल् પ્રત્યાહારમાંનો કોઈ વર્ણ આવશ્યક છે. તેથી 'य्'નો લોપ અન્તરંગ છે, અને આ યલોપની અપેક્ષાએ અંગસંજ્ઞા સાપેક્ષ 'एय्' આદેશ બહિરંગ છે. અંગસંજ્ઞાની સાપેક્ષતાને શબ્દરૂપ નિમિત્ત માનવામાં આવતી નથી જ્યારે असिद्धं वहिरङ्गम् પરિ.ની પ્રવૃત્તિ માટે તો શબ્દરૂપ નિમિત્તની આવશ્યકતા છે. એજ રીતે पचेत्માં अतो येयः' સૂત્રથી यास्ના સ્થાનમાં इय् આદેશ થવા માટે

અદન્ત અંગ એવી સંજ્ઞા (તે ઉપરાંત સાર્વધાતુક સંજ્ઞા અને યાસુટ્ સંજ્ઞા એમ ત્રણ સંજ્ઞાઓ આવશ્યક હોવાથી, इय् આદેશ અંગસંજ્ઞા ઉપરાંત બે સંજ્ઞાઓની અપેક્ષા રાખે છે, તેથી અન્તરંગ य् લોપના કાર્યમાં 'इय्' આદેશ બહિરંગ છે. અર્થાત્ યલોપ વિધાયક 'लोपोव्यो०' સૂત્ર 'इय्'ના 'य्'ને જોતુંજ નથી. આથી જો य् જ નથી તો 'य्'નો લોપ કેવી રીતે થશે ? તેથી અહીં સારાંશ એ છે કે गौधेरः, पचेत्‌માં य्‌નો લોપ થઈ શકશે નહીં તેવી આપત્તિ આવે છે.

આ આપત્તિ કે શંકાનો નાગેશ જે ઉત્તર આપે છે તે પ્રમાણે 'શબ્દ રૂપ-નિમિત્ત ધરાવતું કાર્ય બહિરંગ ગણાય છે 'એમ ઉપર નક્કી કરેલું હોવાથી પ્રકૃત गौधेरः, पचेत् રૂપોમાં અર્થ કે અંગસંજ્ઞા આદિ અવાન્તરનિમિત્તક કાર્ય માટેનું બહિરંગત્વ ગણાતું નથી. તેથી गौधेरःમાં एयादेश કે पचेत्‌માં इय् આદેશને બહિરંગ માનવામાં આવતા નથી. વળી બીજી વાત એમ છે કે एयादेश અને इय આદેશ થવા માટે પછી કોઈ પણ શબ્દરૂપ નિમિત્ત હોવાની આવશ્યકતા નથી, પણ य्‌નો લોપ થવા માટે તો वल् પ્રત્યાહારાન્તર્ગત વર્ણ (શબ્દ), પછી આવવો આવશ્યક છે. તેથી एयादेश અને इयादेश અન્તરંગ છે. આમ આ गौधेरः, पचेत्‌માં असिद्धं बहि० પરિ.ની પ્રવૃત્તિજ નથી. તેથી સ્વાભાવિક ક્રમમાં જે य्‌નો લોપ થાય છે, તે થવામાં કોઈ બાંધો આવતો નથી.

असिद्धं बहिरङ्गम्० આ પ્રસ્તુત પરિભાષામાં અર્થનિમિત્તક બહિરંગ તથા સંજ્ઞાનિમિત્તક બહિરંગત્વનું આશ્રયણ થતું નથી. તેમાં પહેલાં તો 'ननु येनविधि... चिन्त्यम्' સુધીના ગ્રંથમાં એમ બતાવ્યું છે કે સંજ્ઞા કૃત બહિરંગત્વનું ભાષ્યમાં આશ્રયણ કરેલ છે. અને કૈયટે તેનું સમર્થન પણ કરેલ છે.

**ननु येन विधिस्तदन्तस्य....**(પૃ. ૧૫૫, પં. ૩થી પૃ. ૧૫૬, પં. ૪) હવે અહીં પૂર્વ પક્ષ કરવામાં આવ્યો છે કે असिद्ध बहि० આ પરિ.માં अङ्ग શબ્દથી શબ્દરૂપનિમિત્તનુંજ ગ્રહણ થાય છે, અને બીજા કોઈ પણ પ્રકારના નિમિત્તનું ગ્રહણ થતું નથી એમ કહ્યું તે બરાબર નથી, કારણ કે येनविधिस्तदन्तस्य એ સૂત્ર ઉપરના ભાષ્યને યોગ્ય રીતે સમજવા 'શબ્દરૂપ નિમિત્તથી ભિન્ન જેવું કે સંજ્ઞારૂપ નિમિત્તનું પણ ગ્રહણ આવશ્યક છે. અન્તરંગ કાર્ય કરતી વખતે સંજ્ઞારૂપનિમિત્તક કાર્યને પણ બહિરંગ સમજવામાં આવે છે તે માન્યા સિવાય એ ભાષ્ય બરાબર સમજી શકાય તેમ નથી. ત્યાં કૈયટે પણ સંજ્ઞારૂપ નિમિત્તનો આશ્રય લીધો છે. તે ભાષ્ય કયું છે અને કૈયટ તેને કેવી રીતે સમજાવે છે તે બાબત 'येनविधिस्तदन्तस्य શરૂ થતા આ પ્રઘટ્ટકમાં બતાવવામાં આવેલ છે.

येन विधिस्तदन्तस्य સૂત્રના ભાષ્યમાં इको यणचि આદિ સૂત્રોમાં તદન્તવિધિ કરીને જો એ इकोयणचिનો અર્થ કરવામાં આવે તો કયા દોષ આવે છે એ બાબત દર્શાવતાં કહ્યું છે કે તદન્તવિધિ, તદાદિવિધિનું ઉપલક્ષણ છે. અહીં ભાષ્યકારનો કહેવાનો આશય એ છે કે 'येन विधिस्तदन्तस्य' અને 'यस्मिन् विधिस्तदादौ'નો આધાર લઈ इकोयणचिमां अचि સપ્તમ્યન્ત હોવાથી તદન્તવિધિ કરીને अजन्ते परे यण् स्यात्' એવો અર્થ પ્રાપ્ત થાય છે. પણ તદન્તવિધિની બાધક 'यस्मिन् विधिस्तदादावल्ग्रहणे' પરિભાષાથી તદાદિવિધિ કરીને 'अजादौ परे' પછી જો (સ્વરાદિ) અજાદિ વર્ણ આવે તો यण् થાય એવો અર્થ કરવામાં આવે છે. આ રીતનો અર્થ કરી પૂર્વ-પક્ષ स्योनः એવું એક ઉદાહરણ આપે છે. આ स्योनः ઉદાહરણમાં પૂર્વપક્ષાભિમત દૃષ્ટિકોણ રજૂ કરતાં પહેલાં તે પ્રયોગની સિદ્ધિ જોવી આવશ્યક છે. स्योनः–માં सिव् ધાતુને ઔણાદિક न પ્રત્યય કરીને 'सिव्+न' એ સ્થિતિમાં च्छ्वोः शूडनुनासिके च (६/४/१९) સૂત્રથી सिव्‌ના व्‌ના સ્થાનમાં ऊ (ऊठ्) આદેશ થાય છે. પછી सि+ऊ+न એ સ્થિતિમાં 'सि'ના 'इ'નો 'इकोयणचि' (६/१/७७) સૂત્રથી यण् થવા આવે છે, તો ત્યાં જ 'सि'ના 'इ'નો 'पुगन्तलघूपधस्य च' (७/३/८६) સૂત્રથી ગુણ પ્રાપ્ત થાય છે. અહીં લઘૂપધ ગુણમાં નિમિત્ત न છે, પણ તેની પૂર્વે આવેલ 'उ', તે यण् થવામાં નિમિત છે તેથી यण् વિધાયક શાસ્ત્ર 'इको यणचि' તે અન્ત-રંગ છે, અને ગુણમાં નિમિત્તભૂત 'न', યણ્નિમિત્તક ऊ પછી કે ऊથી બહારનો છે, તેથી ગુણ કાર્યને કરનાર पुगन्त० એ શાસ્ત્ર (સૂત્ર) બહિરંગ મનાય છે. તેથી असिद्धं बहि० આ પ્રસ્તુત પરિ.ને લીધે અન્તરંગ यण्‌ની દૃષ્ટિએ, બહિરંગ હોવાથી ગુણ અસિદ્ધ થાય છે તેથી પહેલાં यण् થઈ જાય છે, પછી स्य+ऊ+नમાં 'सार्वधातुका०' સૂત્રથી ગુણ થતાં स्य+ओ+न=स्योनः એવું રૂપ સિદ્ધ થાય છે.

**गुण वलोप ऊठाम्**...(પૃ. ૧૫૫, પં. ૭) લઘૂપધગુણ, 'लोपो व्योर्वलि' (६/१/६६)થી वનો લોપ वल्लिोप, અને ऊठ् એમ ત્રણ કાર્ય એક સમયમાં પ્રાપ્ત છે. લોપનો અહીં પ્રાપ્ત થયેલ ગુણ(કાર્ય) અંગ સંજ્ઞા આદિ અનેક સંજ્ઞાઓની બહુ સામગ્રીની અપેક્ષા કરતો હોવાથી ગુણ બહિરંગ (બહુપેક્ષ) છે, જ્યારે ऊठ् આદેશ તો વકારાન્ત અંગ અને અનુનાસિકાદિ પ્રત્યયનો આશ્રય કરતો હોવાથી, અને એ રીતે અલ્પ સામગ્રીની અપેક્ષા કરતો હોવાથી ऊठ् અન્તરંગ अल्पापेक्षं अन्तरङ्गम् છે. તેથી પહેલાં ऊठ् થતાં, અને सि+ऊ+न એવી સ્થિતિ થાય છે. (હવે ऊठ् કર્યા પછી અહીં) यण् અને ગુણ બંને પ્રાપ્ત થાય છે તેમાં यण् કાર્યમાં ઉપર બતાવેલ इकः અને यण् અંશમાં તદન્તવિધિ થતાં 'इगन्तस्य स्थाने यणन्त आदेशः अजादौ प्रत्यये परे એવો इको यणचिનો અર્થ કરવામાં આવતાં 'सि' એ

ઈગન્ત શબ્દને પછી ऊन અજાદિ શબ્દ આવતાં य (सि+ऊ+न=स्यू+न એવો યણન્ત આદેશ પ્રાપ્ત થાય છે; અને सि+ऊ+नમાં 'न' એ આર્ધધાતુક પ્રત્યય પર આવેલ હોવાથી सिव्'માં ના इकारને ગુણ પ્રાપ્ત થાય છે (तत्र ऊठि कृते यण् गुणौ प्राप्नुतः') આ રીતે કૈયટે અપનાવેલ પદ્ધતિથી, કૈયટનો આશ્રય લઈ, પૂર્વપક્ષ એમ કહેવા માગે છે કે ઉપર બતાવ્યું છે તેમ અનેક સંજ્ઞાઓના આશ્રયને લીધે ગુણને બહિરંગ માનવામાં આવ્યો છે. આથી કૈયટે સંજ્ઞા સાપેક્ષને પણ સ્પષ્ટ પણે બહિરંગ માનેલ છે એમ સિદ્ધ થાય છે (અને એ રીતે અર્થકૃત બહિરંગત્વનું આશ્રયણ થયેલું સ્પષ્ટ દેખાય છે). આ રીતના પૂર્વપક્ષનું ખંડન કરતાં નાગેશ કહે છે કે इकोयणचि० સૂત્રમાં તદન્તવિધિ થવા છતાં યણાદેશ અલ્પાપેક્ષી હોવાથી અન્તરંગ છે અને બહુપદાર્થોની અપેક્ષા હોવાથી ગુણ બહિરંગ છે એવો પૂર્વપક્ષનો આશય બરાબર નથી, કારણકે ભાષ્યકારે તો દોષકથનપર ભાષ્યમાં 'ऊनशब्दमाश्रित्य यणादेशः, न शब्दमाश्रित्य गुण इत्यन्तरङ्गत्वाद् गुण एव स्यात्' એમ કહીને ગુણનું અન્તરંગત્વ દર્શાવીને દોષ બતાવ્યો છે. આ સ્થિતિમાં ગુણનું સંજ્ઞાસાપેક્ષ કે અર્થ-કૃત બહિરંગત્વ બતાવનારી કૈયટની ઉક્તિ ભાષ્ય સાથે વિરોધી થતી હોવાથી, કૈયટનું મંતવ્ય ગ્રાહ્ય નથી.

**बहिरङ्गान्तरङ्गशब्दाभ्याम...**(પૃ. ૧૫૬, પં ૩)

આ પંક્તિમાં નાગેશે કૈયટના 'વધારે નિમિત્તોની અપેક્ષા રહે તે બહિરંગ बहुत्वपेक्षत्व, અને જે કાર્ય કરવામાં ઓછાં નિમિત્તોની અપેક્ષા રહે ('अल्पापेक्षत्वं अन्तरङ्गत्वम्) એ મંતવ્યનું પણ ખંડન કર્યું છે. કારણ કે बहिरङ्गમાં बहिः શબ્દ નો અર્થ બહુ, વધારે અને अन्तः શબ્દનો અર્થ અલ્પ, ઓછાં એવો થઈ શકે તેમ નથી, કારણકે આવો (વધારે અને ઓછો) એવો અર્થ बहिः અને अन्त શબ્દોની મર્યાદાથી પ્રાપ્ત થવો અશક્ય છે. (આ રીતે અહીં સુધી નાગેશે असिद्ध बहिरंग० આ પ્રસ્તુત પરિભાષામાં અર્થકૃત કે સંજ્ઞાકૃત બહિરંગત્વ લેવાતું નથી તે વાત સ્પષ્ટ કરી છે).

**वलिलोपेऽन्तरङ्ग परिभाषा न प्रवर्तते इति तु न युक्तम्...**(પૃ. ૧૫૮, પં. ૧) કેટલાક પૂર્વાચાર્યોનું મંતવ્ય છે કે 'असिद्ध वहिरंगम्' આ પ્રકૃત પરિ. 'પછી જો वल् પ્રત્યાયહાર આવ્યો હોય તો य् અને व् નો લોપ થાય છે' એવો અર્થ વ્યક્ત કરનાર 'वलि लोपः' કાર્યના વિષયમાં લાગુ પડતી નથી. પોતાના આ મંતવ્યને સિદ્ધ કરવા માટે તે પૂર્વાચાર્યો 'चेले क्नोपेः' (૩૪૩૩) એ સૂત્રમાં આવેલ 'क्नोपेः' એ નિર્દેશને પ્રમાણ ભૂત ગણાવે છે. 'क्नूयी शब्दे उन्दने च' એ ભ્વાદિ (પ્રથમ) ગણના क्नूय् ધાતુથી પ્રેરક णिच् પ્રત્યય કરવામાં આવતાં

क्नूय्+इ(णिच्)માં 'अर्तिह्रीव्ली' સૂત્રથી क्नूय् ધાતુને प् (पुक्) આગમ થતાં +क्नूय्+प्+इ એવી સ્થિતિ થાય છે. અહીં પછી वल् પ્રત્યાહાર આપતાં થતો य્નો લોપ અન્તરંગ કાર્ય છે, જ્યારે क्नूय् ધાતુ અને પછી णिच् આવ્યો હોય એમ બે નિમિત્તોની અપેક્ષા રાખતો पुक् આગમ બહિરંગ છે. તેથી क्नूय्+प्+इમાં, પ્રસ્તુત असिद्धं बहि० પરિ.થી બહિરંગ પુગાગમ કાર્ય અસિદ્ધ થતું હોવાથી, (એટલે કે पुक् આગમ થયો નથી એમ સમજવામાં આવતાં) 'પછી वल् પ્રત્યાહાર ન હોવાથી यનો લોપ થઈ શકે તેમ જ નથી, છતાં પાણિનિ એ 'चेले क्नोपेः'માં યકારનો લોપ જ્યાં થયો છે તેવા 'क्नोपि' રૂપ (ષષ્ઠી વિભક્તિ क्नोपेः)નો નિર્દેશ કર્યો છે. જો પ્રકૃત असिद्धं० પરિ. 'व' લોપને લાગુ પડતી હોત તો પાણિનિએ 'क्नोपेः' એવો નિર્દેશ કર્યો ન હોત, છતાં એવો નિર્દેશ કર્યો છે તે હકીકત છે. એથી સિદ્ધ થાય છે કે 'लोपोव्योर्वलि' સૂત્રથી व લોપ કે य લોપ કરતી વખતે असिद्धं बहि० આ પ્રકૃત પરિ. લાગુ પડતી નથી. (તેથી गौधेरः पचेत् આદિ રૂપોની સિદ્ધિમાં કોઈ અડચણ ઉભી થતી નથી એવો કૈયટ આદિ પ્રાચીન વૈયાકરણોનો મત છે; પણ ગ્રંથકાર નાગેશ કહે છે કે આ મત ભાષ્ય વિરુદ્ધ હોવાથી સ્વીકારવો યોગ્ય નથી.)

**न च वृश्चतीत्यादौ** (પૃ. ૧૫૮, પં. ૨) ઓ व्रश्च् છેદને (૬ ઠ્ઠો ગણ)માં 'व्रश्च' એવો ધાતુ ઉચ્ચારતાં વેંતજ આ ધાતુનાં વકારનો પછી र् (वल् પ્રત્યાહારાન્તર્ગત) વર્ણ આવવાથી, 'लोपोव्यो०' સૂત્રથી वનો લોપ થતાં 'रश्च' એવું ધાતુરૂપ થવું જોઈએ એમ શંકા કરીને પછી પાણિનિએ પોતાના ધાતુપાઠમાં 'व्रश्च' એવો વકારયુક્ત ધાતુ પઠિત કરેલો હોવાથી વકારનો લોપ થતો નથી એમ સમાધાન આપ્યું છે. ('वलिलोपेऽन्तरङ्गपरिभाषा न प्रवर्तते એવું સમાધાન આપ્યું જ નથી).

આ ઉપર કોઈ એમ કહે છે 'व्रश्च्' ધાતુમાં જ્યાં સંપ્રસારણ થાય છે તેવા वृश्चति સ્થલમાં व्रश्च् अ (श)તિમાં ग्रहिज्यावयि (૬/૧/૧૬) સૂત્ર વડે व्रश्च्ની અંદર આવેલ रનું સંપ્રસારણ ऋ પ્રાપ્ત થાય છે. અને 'व्'નો 'लोपोव्यो० (૬/૧/૬૬) સૂત્રથી લોપ પ્રાપ્ત થાય છે. અહીં श (अ) વિકરણ પ્રત્યયને માનીને થતું સંપ્રસારણ કાર્ય બહિરંગ છે, જ્યારે व લોપ કાર્ય, शની પૂર્વ આવેલા व्रश्च्માં ના 'र्' (वल्)ને લીધે થતું હોવાથી અન્તરંગ છે. તેથી પહેલાં અન્તરંગ વલોપ કાર્ય કર્યા પછી સંપ્રસારણ પ્રાપ્ત થતાં 'ऋश्चति' એવું અનિષ્ટ રૂપ થવાની આપત્તિ આવશે. પરંતુ ધાતુપાઠમાં ઉપદેશમાં व्रश्च् એવો ધાતુ ભણેલ હોવાથી, ઉપદેશ સામર્થ્યને લીધે व લોપ થતો નથી, તેથી व् કાયમ રહે છે અને वृश्चति એવું ઈષ્ટરૂપ સિદ્ધ થાય છે. આ રીતે वलि लोप વિધિમાં ભાષ્યકારે असिद्धं बहि० આ પ્રકૃત પરિ.નો સંચાર

કરાવેલો છે. તેથી પૂર્વોક્ત 'વલિ લોપ'માં असिद्धं वहि० પરિ. લાગતી નથી તેવો પ્રાચીન મત અસંગત છે.

**यत्तु नलोपस्य...बोध्यम्** (પૃ. ૧૫૮, પં. ૪) નાગેશે આ પરિભાષામાં સંજ્ઞા સાપેક્ષ બહિરંગત્વ લેવાતું નથી એમ આ પૂર્વે બતાવ્યું છે. હવે આ જ બાબતને બીજી યુક્તિ આપીને નાગેશ (पञ्च ब्राह्मण्यः‌ની) ચર્ચા કરે છે पञ्चन् जस्‌માં ष्णान्ता षट् (૧/૧/૨૪)થી षट् સંજ્ઞા થાય છે. પછી 'षड्भ्यो लुक्' (૭/૧/૨૨) સૂત્રથી जस्‌નો लुक् થતાં पञ्चन् એટલું જ રૂપ બાકી રહે છે. પછી 'न लोपः प्रातिपादिकान्तस्य' (૮/૨/૭) સૂત્રથી पञ्चन्‌ના નકારનો લોપ થતાં पञ्च એવું રૂપ થાય છે. હવે पञ्चन् એ નકારાન્ત ન હોવાથી, તત્પ્રયુક્ત ષટ્સંજ્ઞા પણ ન હોવાથી न षट् स्वस्रादिभ्यः એ સૂત્રથી टाप्‌નો નિષેધ પણ ન થવાથી સ્ત્રીલિંગ પ્રયુક્ત अजाद्यतष्टाप्‌થી टा (આ) થવો જોઈએ એવો એક પ્રશ્ન થાય છે. આનો નાગેશે આપેલ જવાબ મૂળમાં અને અનુવાદ (પૃ. ૧૫૮, પં. ૨૪ અને તે પછી આવેલો છે).

અહીં पञ्च ब्राह्मण्यः‌માં અન્તરંગ એવી ષટ્સંજ્ઞાની દૃષ્ટિએ, પદસંજ્ઞામૂલક 'ન લોપ' બહિરંગ હોવાથી અસિદ્ધ થશે. (એટલે કે पञ्चन् એવું નકારાન્ત સ્વરૂપજ રહેશે અને તેથી 'न षट्स्वस्रादिभ्यः' (૪/૧/૧૦) સૂત્રથી ङीप् કે टाप् થઈ શકશે નહીં એમ જે કૈયટે કહ્યું છે, તે બરાબર નથી, કારણ કે સંજ્ઞાને નિમિત્ત માનીને બહિરંગત્વ થાય છે એવું મંતવ્ય સ્વીકારાતું નથી.

**अत एव कृति तुग्ग्रहणम्....**(પૃ. ૧૫૯, પં. ૨) સંજ્ઞાના આશ્રયે થતું કોઈ કાર્ય કરવાનું હોય ત્યારે તે કાર્યને બહિરંગ માનવામાં આવતું નથી. દા. ત. वृत्रहभ्याम्. અહીં वृत्र જેના ઉપપદમાં છે તેવા हन् ધાતુને ભૂતકાલ અર્થમાં જ क्विप् પ્રત્યય કરેલો છે. અહીં वृत्र+हन्+क्विप्+भ्याम् માં स्वादिष्व० (૧/૪/૧૭) સૂત્રથી પદસંજ્ઞા થાય છે, અને પછી પદસંજ્ઞા નિમિત્તક 'न लोपः प्रातिपदिकान्तस्य' (૮–૨–૭) સૂત્રથી 'न' નો લોપ થાય છે. અહીં હવે वृत्रह+क्विप् (૦)+भ्याम्‌માં 'हस्वस्य पिति (૬।૧૭૧) સૂત્રથી वृत्रह એવા હ્રસ્વાન્ત અંગને તેની પછી क्विप् એ કૃત્ પ્રત્યય આવેલ હોવાથી तुक् (त्) આગમ થવા આવે છે. પણ 'न लोपः सुप्स्वरसंज्ञा तुग्विधिषु कृति' (૮–૨–૨) એ સૂત્રમાં 'कृति तुक् નું ગ્રહણ કરવાથી કરવાથી અર્થાત્ કૃત્પ્રત્યય નિમિત્તક तुक् કરવાનો હોય ત્યાં 'न' નો લોપ અસિદ્ધ થવાથી, એટલે કે નાન્તત્વ હોવાથી (હ્રસ્વાન્તત્વ ન હોવાથી) तुक् થતો નથી, તેથી वृत्रहभ्याम् એવું અભીષ્ટ રૂપ કે પ્રયોગ સિદ્ધ થાય છે. જો સંજ્ઞાકૃત બહિરંગત્વ આ असिद्धं वहि० પ્રસ્તુત પરિભાષામાં લેવાતું હોત તો પદસંજ્ઞા નિમિત્તક ન લોપ બહિરંગ, અને અન્તરંગ तुक् બંનેમાં અન્તરંગ तुक्‌ની દૃષ્ટિએ બહિરંગ ન

લોપ અસિદ્ધ થતાં तुक् ની પ્રાપ્તિ જ નથી. તો 'नलोपः सुप् स्वर०' એ સૂત્રમાં कृति तुक्‌નું ગ્રહણ કરવું વ્યર્થ છે, તેથી कृति तुग् ગ્રહણ જ્ઞાપન કરે છે કે આ 'અન્તરંગ' પરિભાષામાં સંજ્ઞાકૃત બહિરંગત્વનો આશ્રય લેવામાં આવતો નથી. હવે એમ કહેવામાં આવે કે वृत्रहन्+क्विप्+भ्याम् માં भ्याम् (પ્રત્યય), પદ સંજ્ઞામાં નિમિત્ત છે, પણ પદસંજ્ઞાથી થતો 'न' લોપ भ्याम् નિમિત્તક નથી, અન્તરંગ तुक्‌ની દૃષ્ટિએ બહિર્ભૂત નિમિત્તક ન હોવાથી 'न લોપ' બહિરંગ થઈ શકશે નહીં. પદસંજ્ઞામાં નિમિત્ત भ्याम् છે. અને 'न લોપ'માં નિમિત્ત પદસંજ્ઞા છે તેથી પરંપરા સંબંધથી 'न લોપ' ને પણ 'भ्याम्' નિમિત્તક માની શકાય તેમ છે, પણ અહીં નાગેશનું કહેવું છે કે આ રીતે 'નલોપ' ને બહિરંગ બનાવવો યોગ્ય નથી, કારણ કે પરંપરા સંબંધથી નિમિત્તનું આશ્રયણ કરીને બહિરંગરૂપે તેનો સ્વીકાર પ્રમાણ રહિત છે.

**अन्तरङ्गे कर्त्तव्ये**...(પૃ. ૧૫૯. પં ૭) આ પંક્તિ દ્વારા નાગેશ પ્રસ્તુત અન્તરંગ પરિ.નો અર્થ બતાવે છે.

**वृश्चत्यादिषु पदसंस्कारपक्षे** (પૃ. ૧૫૯. પં ૭) અન્તરંગ કાર્ય કરતી વખતે સમકાલ પ્રાપ્તિક બહિરંગ અસિદ્ધ થાય છે તેનું ઉદાહરણ वृश्चति છે, वृश्च् +अ+तिમાં અન્તરંગ કાર્ય 'व'નો લોપ (वलि लोप), અને બહિરંગ સંપ્રસારણની સમકાલિકતા પદ સંસ્કાર પક્ષનો આશ્રય લઈને સંભવી શકે છે. બાકી વાસ્તવિક व्रश्च् એ ધાતુ ઉચ્ચારતાં જ 'व'કાર પછીનો 'र्' वल् પ્રત્યાહારમાં આવવાથી એકદમ 'व्' લોપ થવા આવે છે પણ તે ઉચ્ચારણ સમયે व्रश्च् ધાતુ પછી ङित् પ્રત્યય ન હોવાથી સંપ્રસારણ કાર્ય તો પ્રાપ્ત જ નથી (તેથી તેનો બહિરંગતા કહેવી શકય નથી), પણ પદ સંસ્કાર પક્ષમાં એટલે 'वृश्चति' એ પદ (ક્રિયાપદ) સિદ્ધ કરતી વખતે व्रश्च् ધાતુ, એ પછી પ્રત્યય, વિકરણ પ્રત્યય श, व्रश्च्+अ+ति એ રીતની યોજનામાં (પાણિનિનાં સૂત્રો પ્રમાણે પ્રક્રિયા (સંસ્કાર) કરવાનો જ્યાં પ્રસંગ રહે તે પદ સંસ્કાર પક્ષમાં) સમકાલ પ્રાપ્તિક બહિરંગત્વ મળી શકશે. કારણ કે व्, रश्च् अ ति માં પૂર્વોપસ્થિત નિમિત્ત જે 'र' તેને માનીને 'व લોપ' રૂપ અન્તરંગ કાર્ય અને ત્યાંજ તેની પછીના श વિકરણ (ङित्) પ્રત્યય માનીને થવા આવતું સંપ્રસારણ બહિરંગ કાર્ય એમ યુગપત્ કે સમકાલિક પ્રાપ્તિ છે. ત્યાં આ અન્તરંગ વલિલોપ અને બહિરંગ સંપ્રસારણ કાર્યની સમકાલિક પ્રાપ્તિમાં સંપ્રસારણ કાર્ય અસિદ્ધ (નિર્બલ) થાય છે (પણ વલિ લોપ રૂપ અન્તરંગ કાર્ય થવું જોઈએ, એટલે કે व्रश्च्‌ના व् નો લોપ થવો જોઈએ પણ ધાતુ પાઠમાં व्रश्च्‌ના એવો ઉપદેશ

થયેલે હોવાથી વ લોપ રૂપ અન્તરંગ કાર્ય થતું નથી. આ બાબત પૂર્વે કહેવાઈ ગઈ છે.

"**अन्तरङ्गशास्त्रत्वमस्या लिङ्गम्** (પૃ. ૧૬૦, પં, ૩) (૧) આ असिद्धं અન્તરંગ પરિભાષા, બહિરંગ શાસ્ત્ર પ્રવૃત્ત થતી વેળાએ કે અન્તરંગ કાર્ય કરતી વખતે ઉપસ્થિત ન થતાં, જ્યાં અન્તરંગ શાસ્ત્ર પ્રવૃત થતા ચાહે છે ત્યાં જ ઉપસ્થિત થાય છે.

**अस्यां च वाह ऊठ्** (પૃ. ૧૬૦. પં. ૪) આ असिद्धं बहि० પરિભાષામાં જ્ઞાપક वाह ऊठ् સૂત્રમાં આવેલ ऊठ् ગ્રહણ છે. આની ચર્ચા કરતાં પહેલાં આ સૂત્ર જ્યાં પ્રવૃત્ત થાય છે તે विश्वौहः એ પ્રયોગની સિદ્ધિ જોઈએ. **विश्वौहः**–विश्ववाह् શબ્દમાં સૌ પ્રથમ विश्व+वह् ધાતુને 'वहश्च' એ સૂત્ર દ્વારા 'ण्वि' પ્રત્યય થાય છે, અને 'अत उपधायाः' સૂત્રથી वह्માં ઉપધા વૃદ્ધિ થતાં वाह् રૂપ બનતાં પછી विश्ववाह् શબ્દના દ્વિતીયા વિ.બ.વ.માં विश्व+वाह्+ण्वि+शस् એવી સ્થિતિમાં वाह ऊठ् (૬–૩–૧૩૨) સૂત્રથી ભસંજ્ઞક वाह्માં व्‌નું સંપ્રસારણ ऊठ् (ऊ) થતાં विश्व+ऊ+आह्-ण्वि+अस् માં 'संप्रसारणाच्च (૬/૧/૧૦૮) સૂત્રથી પૂર્વ રૂપ એકાદેશ થતાં विश्व+ऊह्+ण्वि+अस् એમ થાય છે. તે પછી ण्विમાં ण् નો 'चुटू' અને इ ની इत् સંજ્ઞા કરી 'व्' નો वेरपृक्तस्य થી લોપ કરી विश्व ऊह अस्માં 'एत्येधत्यूठ्सु' સૂત્રથી વૃદ્ધિ થતાં विश्वौहः એવું રૂપ કે પ્રયોગ સિદ્ધ થાય છે.

હવે આ પ્રસ્તુત અન્તરંગ પરિ.માં જ્ઞાપક તરીકે 'वाह ऊठ् સૂત્રમાં કરેલું ऊठ् ગ્રહણ છે. તે એ રીતે કે वाह ऊठ् એવું સૂત્ર ન કરતાં 'वाहः' એવું જ સૂત્ર કરી, તેમાં પૂર્વસૂત્રમાંથી 'संप्रसारण'ની અનુવૃત્તિ કરી विश्ववाह्+अस् માં વકારનું સંપ્રસારણ उकार થશે. विश्व+उ+आह्+अस्માં आह्‌નું પૂર્વરૂપ કરતાં विश्व+उह्+अस्માં ત્યાં કરેલા ण्वि છાન્દસ પ્રત્યય, કે લૌકિક પ્રયોગમાં પ્રેરણાર્થક પ્રયોજક કર્તૃ णिच् પ્રત્યય કરીને, પછી કૃદન્તનો विच् કરી, તેનો સર્વાપહારી લોપ કરી विश्व+उह्+अस् માં. ण्वि પ્રત્યયનું 'प्रत्ययलोपे प्रत्ययलक्षणम्' થી ण्वि પ્રત્યયથી સૂચિત આર્ધધાતુકત્વ લાવીને, पुगन्तलघूपधस्य च સૂત્રથી 'उह्'માંના 'उ' નો ગુણ થતાં विश्व+ओह्+अस्માં 'वृद्धिरेचि' સૂત્રથી વૃદ્ધિ કરતાં विश्वौहः આદિ રૂપ થઈ શકે છે. તો वाह ऊठ्માં ऊठ् ગ્રહણ કેમ કર્યું તે ऊठ् ગ્રહણ વ્યર્થ થઈને આ असिद्धं बहि० (અન્તરંગ) પરિ.નું જ્ઞાપન કરે છે. હવે આ પરિ. આવતાં 'वृद्धिरेचि' થી વિધીય-માન વૃદ્ધિ અન્તરંગ છે, જ્યારે લઘૂપધ ગુણ બહિરંગ છે તેથી તેવો (जात) ગુણ અસિદ્ધ થવાથી, एच् પરત્વ ન મળવાથી 'वृद्धिरेचि' સૂત્ર વૃદ્ધિ કરી શકશે નહીં.

તથા વૃદ્ધિ માટે 'एत्येधत्यूठ्सु' સૂત્રમાં ऊठ् ગ્રહણુ કર્યું છે. આમ સ્વાંશમાં કૃતાર્થ થાય છે.

**न च पुगन्त इति सूत्रे**...(પૃ. ૧૬૦, પં. ૯) આ સંદર્ભમાં પૂર્વપક્ષ वाह ऊठ्માંના ऊठ् ગ્રહણુથી પ્રસ્તુત અન્તરંગ પરિભાષાના જ્ઞાપનનું વિઘટન કરવાનો પ્રયત્ન કરે છે. પણ તે વિઘટન ને નાગેશ નિષ્ફલ બનાવે છે, અને ऊठ् ગ્રહણ પ્રસ્તુત અન્તરંગ પરિભાષાનું જ્ઞાપક છે તે સિદ્ધ કરે છે.

ऊठ् ગ્રહણુ આ અન્તરંગ પરિ.નું જ્ઞાપક છે, પણ અહીં શંકાકાર એવી શંકા ઉઠાવે છે કે 'वाह ऊठ्' સૂત્રમાં ऊठ् ગ્રહણુ કર્યું ન હોત તો પણ विश्वौहः એ રૂપ સિદ્ધ થઈ શકે છે. તેથી वाह ऊठ् સૂત્રમાંનું ऊठ् ગ્રહણુ આ અન્તરંગ પરિ.નું જ્ઞાપક છે તેમ માની શકાય નહીં.

**भिनत्तीत्यादौ न गुणः**...(પૃ. ૧૬૧, પં. ૧) આવા અર્થનો આશ્રય કરવાથી भिनत्ति આદિમાં भिनद्+तिप् માં भि ના इની પછી અવ્યહિતોત્તર કે અનન્તર तिप् (સાર્વધાતુક) પ્રત્યય ન હોવાથી भिनद् અંગના 'इ' નો ગુણ થતો નથી.

હવે पुगन्तलघू० સૂત્રના सार्वधातुकार्धधातुक प्रत्ययपराया लध्व्या उपधायाः गुणः स्यात् એવા અર્થનો આશ્રય લેવાથી विश्व+ऊह्+ण्वि+अस् માં (ऊठ् કર્યા વગર પણુ) ગુણુ થઈ શકે છે. આ ગુણુને असिद्धं बहि० આ પ્રકૃત અન્તરંગ પરિભાષા રોકી શકે તેમ નથી. કારણુ કે અહીં असिद्धं बहि० આ પરિ.ની પછી આવતી 'नाजानन्तर्ये बहिष्ट्वप्रक्लृप्तिः' (પરિ. ૫૧) આ અન્તરંગ પરિ.ની બાધક પરિભાષા છે. આ नाजान्तर्ये પરિ.નો અર્થ એ છે કે 'अच्' ની પછી કોઈ અન્યનું અવ્યવહિતોત્તર (આનન્તર્ય) નિમિત આવ્યું હોય ત્યારે તે નિમિત્તને લીધે થનાર કાર્ય કરતી વખતે પૂર્વે થઈ ગયેલું (जात) બહિરંગ કાર્ય અસિદ્ધ થતું નથી, હવે આ અર્થ પ્રમાણે જોતાં विश्व+ऊह्+ण्वि+शस् માં ऊह् અંગ પછી આર્ધધાતુક ण्वि પ્રત્યયનું આનન્તર્ય ધરાવે છે કે એટલે કે ऊह्ની અવ્યવહિતોતરે ण्वि આવેલ છે. તે સ્થિતિમાં ण्वि પ્રત્યય રૂપ નિમિત્ત વડે ऊह् અંગમાંના ઉપધાભૂત ઉકારને ગુણુકાર્ય કરતી વેળાએ (પછી આવનાર शस् પ્રત્યય રૂપ નિમિત હોવાથી) वाह्માંના व् કારને થયેલું ઉકાર રૂપી સંપ્રસારણુ કાર્ય બહિરંગ માનવામાં આવતું નથી. તેથી તે ઊકારનો ગુણુ થવામાં કોઈ અડચણુ આવતી નથી. તેથી ગુણુ થતાં विश्व+ओह्+ण्वि+शस् માં ण्वि નો સર્વાપહારી એટલે કે ण् व् इ નો તે તે સૂત્રોથી લોપ થતા, विश्व+ओह्+अस् માં वृद्धिरेचि સૂત્રથી વૃદ્ધિ રૂપ એકાદેશ થતાં विश्वौहः એ રૂપ સિદ્ધ થવામાં કોઈ દોષ આવતો નથી.

**प्रत्ययस्याङ्गाशे**...(પૃ. ૧૬૧, પં ૨) આ રીતે જ્યારે પૂર્વપક્ષ શંકા રજૂ કરે છે ત્યારે નાગેશ એનો 'प्रत्ययस्याङ्गाशे...આદિ શબ્દો દ્વારા જવાબ આપે છે. તથા અહીં પૂર્વપક્ષીના ऊठ् ગ્રહણની જ્ઞાપકતાના વિઘટનના પ્રયાસને નાગેશ વ્યર્થ બનાવે છે. તે એ રીતે કે સાર્વધાતુકાર્ધધાતુક પ્રત્યયને સ્વાભાવિક રીતે જ 'અંગ'ની આકાંક્ષા હોવાથી અર્થાત્ પ્રત્યય હંમેશાં અંગની સાથે સંબદ્ધ હોવાથી, પ્રત્યય કહેતાં અંગ સંજ્ઞક શબ્દસ્વરૂપની આકાંક્ષા કરે છે.

**पुगन्तेत्यादौ**.... (પૃ. ૧૬૧, પં. ૩) વળી इकोगुणवृद्धी સૂત્રના ભાષ્યમાં કહ્યા પ્રમાણે पुगन्त અને लघूपध એ શબ્દોનો (બહુવ્રીહિ लध्वी उपधा यस्य तदङ्गं लघूपधम् સમાસ નહી પણ) કર્મધારય સમાસ लध्वी चासौ उपधाच એમ કરવામાં આવે છે. તેથી આખરે पुगन्तलघू० સૂત્રનો 'सार्वधातुकार्धधातुकप्रत्ययपरकं यदङ्गं तद-वयवस्य लघूपधारूपस्य इको गुणो भवति' સાર્વધા० પ્રત્યયપરક જે અંગ તેના લઘુ ઉપધા રૂપ इक्નો ગુણ થાય છે એવો અર્થ થતાં भिनत्तिમાં કોઈ અનિષ્ટ એવી ગુણની પ્રાપ્તિ નથી કારણ भिनत्तिમાં ति પ્રત્યયપરક भिनद् અંગની લઘુ ઉપધા अ છે इ નહીં, તેથી ગુણની પ્રાપ્તિ થતી નથી. વળી આ सार्वधातुका...तदवयवस्य लघूपधारूपस्य गुणो भवति' નવી વ્યાખ્યા (અર્થ) પ્રમાણે થતો ગુણ, લઘુઉપધા તથા इक्, તથા પ્રત્યય (આર્ધધાતુક ण्वि)ના આનન્તર્ય ઉપર આધારિત નથી. તેથી विश्व+ऊह्+अस्માં 'नाजानन्तर्ये' એ પરિ. આવી શકે અને નિષેધ કરી શકે તેમ નથી, તેથી असिद्धं बहिरङ्गं એ અન્તરંગ પરિ.નો પ્રવૃત્તિ સુખેથી થઈ શકે તેમ છે. તેથી પ્રથમ થઈ ગયેલ સમ્પ્રસારણ 'ऊ' અસિદ્ધ થતાં, ऊકારને ગુણ થઈ શકે તેમ નથી, તો विश्व+ओह+अस्=विश्वौहः એ રૂપ સિદ્ધ થઈ શકશે નહીં. પણ સિદ્ધાન્તમાં તો विश्वौहः રૂપ અભીષ્ટ છે. તેથી 'वाह ऊठ्' સૂત્રમાંનું ऊठ् ગ્રહણ આ અન્તરંગ પરિ.માં જ્ઞાપક બને છે.

અહીં શંકાકાર કહે છે તેમ ऊठ् ગ્રહણ प्रौहः, वार्यूहः એ પ્રયોગો કે રૂપોની સિદ્ધિ માટે ऊठ् ગ્રહણ ચરિતાર્થ હોવાથી પ્રસ્તુત પરિ.નું જ્ઞાપક થઈ શકે તેમ નથી, (૧) प्रौहः-प्र+वाह्+ण्वि+शस् (દ્વિતીયા વિ. બ.વ.) 'वाह् ऊठ्'થી સંપ્રસારણ, प्र+ऊ आह्+०+अस् પૂર્વરૂપ એકાદેશ થતાં प्र+ऊह+अस्માં 'एत्येधत्यूठसु' સૂત્રથી વૃદ્ધિ થતાં 'प्रौहः એવું અભીષ્ટરૂપ બને છે. જો वाह ऊठ्માં ऊठ् ગ્રહણ કરવામાં ન આવે તો प्र+वाह्+अस्માં વનું સંપ્રસારણ થતાં प्र+उ+आह्=अस्માં પૂર્વરૂપ એકાદેશ થતાં प्र+उह्+अस् લઘૂપધગુણ થતાં प्र+ओह्+अस् 'एङि पररूपम्' સૂત્રથી પરરૂપ એકાદેશ થતાં प्रोहः એવું અનિષ્ટ રૂપ થવા માંડશે; પણ જો આ પ્રયોગમાં ऊठ् આદેશ કરવામાં આવે છે તો प्र+उ+आह्+अस्=प्र ऊह+अस्માં ધાતુ કે અંગમાં લઘૂપધા

ન હોવાથી ગુણ થશે નહીં, તેથા 'एङि पररूपम्'થી एङ् (एओङ्) એકાદિત્વ ન હોવાથી પરરૂપ થતું નથી, અને તેથા प्र+उह+असूમાં एत्ये० સૂત્રથી વૃદ્ધિ થતાં प्रौहः એવું અભીષ્ટરૂપ બને છે. આમ प्रौहः રૂપેમાં પરરૂપ એકાદેશ અટકાવવા ऊठ् ગ્રહણ ચરિતાર્થ થાય છે.

(૨) **वार्यूहः**...(પૃ. ૧૬૧, પં. ૬) એજ રીતે वार्यूहः એ અભીષ્ટ પ્રયોગમાં, वारि+वाह्+ण्विच्+(०)+अस् એ સ્થિતિમાં वाह ऊठ्માં ऊठ् ગ્રહણ ન કરતાં, કેવલ સંપ્રસારણ કરતાં वारि+उ+आह्+अस्=वारि+उह्+अस्માં લઘૂપધ ઉકારનો ગુણ वारि ओह् अस्માં इकोयणचि થી યણ થતાં 'वार्योहः' એવું વિકૃત કે અનિષ્ટ રૂપ બનશે; પણ वाह ऊठ्માં ऊठ् ગ્રહણ કરવામાં આવતાં वारि+ऊह्+विच्+अस्માં ઉપધા હ્રસ્વ ન હોવાથી पुगन्त० સૂત્રથી લઘૂપધ ગુણ થતો નથી; તેથી वारि+ऊह्+अस्માં यण् થતાં वार्यूहः એવું અભીષ્ટ રૂપ બને છે. આ રીતે ऊठ् ગ્રહણ આ પ્રયોગો માટે ચરિતાર્થ છે એમ પૂર્વપક્ષ કહે છે. પણ અહીં નાગેશ જવાબ આપે છે તેમ અકારાન્ત ઉપસર્ગ प्र, અને અનકારાન્ત ઉપપદ वारि પછી वह् ધાતુનાં ण्वि કે विच् પ્રત્યયાન્ત રૂપ થતાં જ નથી. ભાષ્યકારે પણ કહ્યું છે કે यथालक्षणमप्रयुक्ते અર્થાત્ એવાં લક્ષ્ય કે ઉદાહરણ કે જે લોકમાં અપ્રયુક્ત છે, ત્યાં લક્ષણ(સૂત્ર)ની પ્રવૃત્તિ થતી નથી. અને આખરે વ્યાકરણશાસ્ત્ર તો ભાષ્યમાં પ્રયુક્ત થતા શબ્દોના અન્વાખ્યાન માટે છે. આ રીતે प्रौहः, वार्यूहः એવા પ્રયોગજ થતા ન હોવાથી તેમની સિદ્ધિ માટે ऊठ् વિધાન અનર્થક છે. તેથી એ વ્યર્થ પડીને પ્રકૃત અન્તરંગ પરિભાષાનું જ્ઞાપન કરી જ શકશે. હવે જો પૂર્વપક્ષ એમ કહે કે ભાષામાં वार्यूहः પ્રયોગ થાય છે તો તેનો જવાબ એ છે કે આ પ્રયોગ वारि+वाह्+विच् આ પદ્ધતિથી બન્યો જ નથી પણ અહીં તો वह्ને બદલે ऊह वितर्के ધાતુ છે. અને ण्वि કે विच् પ્રત્યય નહીં પણ क्विप् પ્રત્યય છે. તેથા वारि+ऊह+क्विप्(०)+अस् એ ઉપરથી वार्यूहः રૂપ બનેલું છે. અથવા ऊह् ધાતુનો અર્થ આમ તો વિતર્ક કરવો એમ છે, પણ ધાતુઓના અનેક અર્થ થતા હોવાથી ऊह् वितर्केની જેમ ऊह् प्रापणे એવો અર્થ પણ લઈ શકાય છે. તેથી ऊह् ધાતુની યોજના કરી वार्यूहः રૂપ બની શકે છે.

હવે प्रौहः રૂપની વાત રહે છે પણ આ રૂપ તો અસાધુ જ છે. કારણ કે प्रौहःમાં ऊठ्નો અભાવ હોવાથી કોઈ પણ સૂત્રથી વૃદ્ધિની પ્રાપ્તિ થતી નથી. प्रौहःમાં प्र+ऊह्+शस्=प्र+ऊहःમાં प्राद् ऊह–ऊढ–ऊढि–एष–एष्येषु' વાર્તિકથી પણ વૃદ્ધિ થઈ શકે તેમ નથી, કારણ કે આ વાર્તિકમાં ऊह એ અદન્ત સમુદાયનું ગ્રહણ છે. આ પ્રસ્તુત ઉદાહરણમાં ऊह એ शस् પ્રત્યયાન્ત રૂપનો એકદેશ હોવાથી 'अर्थवद्ग्रहणे नानर्थकस्य ग्रहणम्' એ પરિ. પ્રમાણે અર્થવાન ऊह અકારાન્તના ગ્રહણમાં ऊह એ

હલન્ત અનર્થકનું ગ્રહણ કરી શકાય નહીં. એ સ્થિતિમાં प्रौहः એવા રૂપની કોઈ પણ રીતે સિદ્ધિ થઈ શકે તેમ નથી.

**न च कार्यकालपक्षे**...(પૃ. ૧૬૨, પં. ૩). આ શબ્દોથી શરૂ થતા સંદર્ભમાં પ્રસ્તુત અન્તરંગ પરિ.ની પ્રવૃત્તિ યથોદ્દેશપક્ષમાં ત્રિપાદીમાં તો થતી નથી જ પણ કાર્યકાલ પક્ષમાં પણ ત્રિપાદીમાં થતી નથી એમ કહે છે.

પ્રસ્તુત असिद्धं० (અન્તરંગ) પરિ. वाह ऊठ् (૬/૪/૧૩૨) સૂત્રના ऊठ् ગ્રહણથી જ્ઞાપિત થયેલ હોવાથી, આ પરિ. પણ છઠ્ઠા અધ્યાયની એટલે કે સપાદ સપ્તા-ધ્યાયીમાંની છે.

યથોદ્દેશ પક્ષમાં પરિભાષાઓ પોતાના ઉપદેશ કે ઉચ્ચારણ દેશનું અતિક્રમણ કરતી નથી એ જાણીતું છે. તે સ્થિતિમાં સપાદ સપ્તાધ્યાયીની આ પરિ.ની દૃષ્ટિએ, ત્રૈપાદિક અન્તરંગ કાર્ય કરવાના પ્રસંગે એ ત્રૈપાદિક અન્તરંગ કાર્ય કે સૂત્ર पूर्वत्रासिद्धम् પ્રમાણે અસિદ્ધ હોવાથી (દેખાતું જ ન હોવાથી) આ ऊठ् ગ્રહણથી જ્ઞાપિત થયેલી સાપાદિક પરિભાષા, યથોદ્દેશ પક્ષમાં ત્રિપાદી અન્તરંગમાં પ્રવૃત્ત થઈ શકે નહીં એ તો વાદી–પ્રતિવાદી ઉભય પક્ષને સંમત છે. પણ મુખ્ય શંકા તો કાર્યકાલ પક્ષ અંગે છે. કારણ કે કાર્યકાલપક્ષમાં પરિભાષાઓ તે તે વિધિ–પ્રદેશમાં જતી હોવાથી पूर्वत्रासिद्धम् માંનો પૂર્વત્ર (સપાદસપ્તાધ્યાયી) અંશ ન મળવાથી, पूर्वत्रासिद्धम्' સૂત્રની પ્રવૃત્તિજ થઈ શકશે નહીં તેથી (અસિદ્ધત્વ ન હોવાથી આ અન્તરંગ પરિ. કાર્યકાલ પક્ષમાં ત્રિપાદીમાં અન્તરંગ પરિ. જઈ શકશે એમ શંકાકાર (કૈયટ) આદિ માને છે. આ (કૈયટ) મંતવ્યનું ખંડન કરતાં નાગેશ કહે છે તેમ આ અન્તરંગ પરિ. કાર્યકાલ પક્ષમાં ત્રિપાદીમાં યથો-દ્દેશની જેમ જ પ્રવૃત્ત થઈ શકતી નથી જ, કારણ કે (આ પરિ. વિધિપ્રદેશમાં જાય છતાંય) અન્તરંગ શાસ્ત્ર અસિદ્ધ છે. 'पूर्वत्रासिद्धम्' સૂત્ર કે શાસ્ત્ર અનુસાર સાપાદિક પૂર્વસૂત્રની દૃષ્ટિએ ત્રિપાદીમાંનું પરસૂત્ર અસિદ્ધ થતું હોવાથી (પરસૂત્ર અન્તરંગ કાર્ય કરનાર હોય અને પૂર્વસૂત્ર બહિરંગ કાર્ય કરનાર હોય તો બહિરંગ કાર્ય કરનાર સાપાદિક પૂર્વસૂત્રની દૃષ્ટિએ, અન્તરંગ કાર્ય કરનાર ત્રિપાદીમાંનું પરસૂત્ર અસિદ્ધ થાય છે. અને તેથી ત્રિપાદીમાંના પરસૂત્રથી થનાર અન્તરંગ કાર્ય માટે અન્તરંગત્વ આવી શકતું નથી, તો પછી (જો અન્તરંગત્વ આવી શકતું નથી તો) ત્રૈપાદિક પરસૂત્રની દૃષ્ટિએ સાપાદિક પૂર્વસૂત્રથી થનાર કાર્ય માટેનું બહિરંગત્વ પણ આવી શકતું નથી. કારણ કે અન્તરંગ અને બહિરંગ પરસ્પર સાપેક્ષ પદાર્થ છે (જો એકનું અન્તરંગત્વ સિદ્ધ થાય તો બીજાનું બહિરંગત્વ સિદ્ધ થઈ શકે), પણ પ્રસ્તુતમાં તો અન્તરંગત્વ જ અસિદ્ધ છે, તો બહિરંગત્વ પણ સુતરાં અસિદ્ધ

છે. (તેથી કાર્યકાલપક્ષમાં ત્રિપાદીમાં અન્તરંગ પરિ. પ્રવૃત્ત થઈ શકતી નથી.)

હવે જો પૂર્વપક્ષ એમ કહે કે આ અન્તરંગ પરિભાષાને આધારે બહિરંગ કાર્ય કરનાર સાપાદિક પૂર્વસૂત્ર, અન્તરંગ કાર્ય કરનાર ત્રૈપાદિક સૂત્રની દૃષ્ટિએ અસિદ્ધ છે. (એટલે કે અવિદ્યમાન છે). તેથી पूर्वत्रासिद्धम् સૂત્રમાંના पूर्वत्र શબ્દથી તે બહિરંગ કાર્ય કરનાર સાપાદિક પૂર્વસૂત્રનું ગ્રહણ જ થઈ શકે તેમ નથી. અને એ રીતે બહિરંગ કાર્ય કરનાર સાપાદિક પૂર્વસૂત્ર, અન્તરંગ કાર્ય કરનાર ત્રૈપાદિક પરસૂત્રની દૃષ્ટિએ અસિદ્ધ ઠરશે. (પણ બહિરંગ કાર્ય કરનાર સાપાદિક પૂર્વસૂત્રની દૃષ્ટિએ અન્તરંગ કાર્ય કરનાર ત્રૈપાદિક પરસૂત્ર અસિદ્ધ થઈ શકે તેમ નથી.

નાગેશ આ પૂર્વપક્ષનું આ મંતવ્ય બરાબર નથી એમ કહીને જવાબ આપે છે કે આ **પરિ. પ્રમાણે** અન્તરંગ કાર્ય ત્રૈપાદિક પરસૂત્રની દૃષ્ટિએ બહિરંગ કાર્ય કરનાર સાપાદિક પૂર્વસૂત્ર અસિદ્ધ થાય અને पूर्वत्रासिद्धम् સૂત્ર અનુસાર સાપાદિક પૂર્વસૂત્રની દૃષ્ટિએ ત્રૈપાદિક પરસૂત્ર અસિદ્ધ ઠરે છે. આ રીતે એકમેકની દૃષ્ટિએ એકમેક અસિદ્ધ ઠરતાં હોવાથી, બંનેમાંથી કોનું ગ્રહણ કરવું (એટલે કે કયું સૂત્ર સિદ્ધ અને કયું સૂત્ર અસિદ્ધ સમજવું) એ નક્કી કરવામાં કોઈ વિનિગમન–સાધન પ્રાપ્ત થતું ન હોવાથી, પ્રકૃત પરિભાષા, અને પૂર્વત્રાસિદ્ધમ એ સૂત્ર બંને પ્રવૃત્ત થઈ શકશે નહીં. (અને તેથી કયું સૂત્ર સિદ્ધ કે કયું અસિદ્ધ એ નક્કી કરવું મુશ્કેલ બનશે).

**किं च पूर्वत्रेत्य**...(પૃ. ૧૬૨, પં ૭) આ બાબત પૃ. ૧૬૨ માં આવેલા અનુવાદમાં સ્પષ્ટ છે.

અન્તરંગ કાર્ય કરનાર ત્રૈપાદિક સૂત્ર અને બહિરંગ કાર્ય કરનાર સાપાદિક સૂત્રની યુગપત્ પ્રાપ્તિ હોય ત્યાં આ પરિ. લાગુ પડશે જ નહીં, પણ 'पूर्वत्रासिद्धम्' સૂત્ર અનુસાર ત્રૈપાદિક સૂત્ર અન્તરંગ કાર્ય અસિદ્ધ થતાં બહિરંગ કાર્ય કરનાર સાપાદિક સૂત્ર જ પ્રવૃત્ત થશે દા. ત. मनस्+रथः એ ઉદા.માં 'ससजुषो रुः' સૂત્રથી રુત્વ થતાં मनर्+रथः એવી સ્થિતિમાં રેફનો લોપ કરનાર અન્તરંગ 'रोरि' (૮/૩/૧૪) એ ત્રૈપાદિક સૂત્રની અને ત્યાં उत्व કાર્ય કરનાર બહિરંગ हशि च (૮/૩/૧૪) એ સાપાદિક સૂત્રની એકી સાથે (યુગપત્) પ્રવૃત્તિ થાય છે. ત્યાં पूर्वत्रासिद्धम्ની મદદથી हशि च સૂત્રની દૃષ્ટિએ 'रोरि' સૂત્ર અસિદ્ધ થતું 'रोरि' હોઈ સૂત્ર પ્રવૃત્ત ન થતાં, પણ हशि च એજ પ્રવૃત્ત થતાં मनोरथः એવું ઈષ્ટરૂપ સિદ્ધ થાય છે).

**अत एव कार्यकालपक्षम्**...(પૃ. ૧૬૩, પં. ૨) મહાભાષ્યમાં આ असिद्धं बहि० અન્તરંગ પરિભાષા કાર્યકાલ પક્ષમાં ત્રિપાદીમાં લાગુ પડતી નથી એ

વિધાનનું સમર્થન કરતી યુક્તિઓ આપી પછી તે 'खरवसानयोर्विसर्जनीयः' (૮/૩/૧૫) સૂત્ર ઉપરના ભાષ્યમાં એક ઉદા. 'नार्वत्यः' આપેલું છે. नृपतेः अपत्यं नार्वत्यः પ્રયોગમાં नृपति શબ્દને 'दित्यदित्यपत्युत्तरपदाण्ण्यः' સૂત્રથી 'ण्य'(य) પ્રત્યય થતાં नृ+पति+य,પછી આદિ સ્વરની વૃદ્ધિ કરી नार्+पति+य,માં પછી 'इ' નો यस्येति च લોપ કરી આખરે नार्वत्य એવું રૂપ આપવામાં આવ્યું છે. એ પછી આ ઉદા વિષે 'नार् એ પદમાં પદાન્ત લાવી પદાન્ત र् નો 'खरवसानं०' સૂત્રથી વિસર્ગ થવો જોઈએ (અને પછી તે વિસર્ગનો 'विसर्जनीयस्य सः' સૂત્રથી સકાર થવો જોઈએ, 'પણ વાસ્તવમાં સકાર થતો નથી. કારણ કે આનાજ અનુસંધાનમાં વાર્તિકકારે 'विसर्जनीयोऽनुत्तरपदे' એવું એક ખાસ વાર્તિક લખ્યું છે, (જો પછી ઉત્તરપદ વિદ્યમાન હોય તો રેફનો વિસર્ગ થતો નથી, પણ તે જે સ્થિતિમાં હોય તેવો જ રહે છે).

હવે શંકાકાર શંકા કરે છે કે આ વાર્તિક (विसर्जनीयः)ની જરૂર નથી, કારણ કે 'नार्वत्यः'માં 'ण्य' પ્રત્યયને માનીને થયેલી ઋકારની વૃદ્ધિ आर् થયેલી છે. અહીં 'असिद्धं बहिं०' પરિ.ની પ્રવૃત્તિ થઈ શકશે, તેથી 'ण्य' પ્રત્યયના 'णित्व'ને માનીને થયેલી આદિવૃદ્ધિ બહિરંગ છે જ્યારે રેફનું खर० સૂત્રથી થતું વિસર્ગ કાર્ય અન્તરંગ છે. તેથી અન્તરંગ કાર્ય વિસર્ગ કરતી વખતે બહિરંગ વૃદ્ધિ કાર્ય અસિદ્ધ થતાં नृ+पति+ण्यः એવીજ સ્થિતિ રહેશે; અહીં વિસર્ગની પ્રાપ્તિ જ નથી તો વાર્તિકકારે વાર્તિક કેમ કર્યું ? શંકાકારની આ શંકાના જવાબમાં ભાષ્યકારે વાર્તિકકારનો બચાવ કરતાં તે 'विसर्जनीयोऽनु०' વાર્તિકરૂપ વચન આરંભવું જ (બતાવવું જ) જોઈએ એમ કહ્યું છે.

અહીં खरवसानयो० સૂત્ર ત્રિપાદીનું છે, એટલે ત્રિપાદીમાં અન્તરંગ પરિભાષા લાગતી નથી એમ ઉપર કહેવામાં આવેલું હોઈ, આ પરિ.થી વૃદ્ધિનું અસિદ્ધત્વ થઈ શકશે નહીં તેથી नार्+पति+यમાં र્નો વિસર્ગ પ્રાપ્ત થશે, તે રોકવા માટે આ વચન (વાર્તિક) આવશ્યક છે એમ ભાષ્યકારે કહ્યું છે. આથી પણ નાગેશ સિદ્ધ કરે છે કે (કાર્યકાલ પક્ષમાં) ત્રિપાદીમાં (ત્રૈપાદિક અન્તરંગમાં) આ અસિદ્ધ અન્તરંગ પરિ. પ્રવૃત્ત થતી નથી.

**अत एव निगाल्यते इत्यादौ**...(પૃ. ૧૬૩, પં. ૫) नि+गॄ છઠ્ઠો ગણ, ણિજન્ત (પ્રેરક) કર્મણિ વર્તમાન તૃ. પુ. એ. વ. અહીં 'नि+गॄ+णिच्+य(यक्)+ते' એ સ્થિતિમાં 'अचो ञ्णिति' સૂત્રથી 'ॠ'ની વૃદ્ધિ 'आर्' થાય છે. અને णिच्નો 'णेरनिटि' સૂત્રથી લોપ થાય છે. તેથી नि+गार्+य+ते='निर्गायते' રૂપ બને છે. અને णि લોપનો સ્થાનિવદ્ભાવ કરીને (અર્થાત્ णि(इ) છે 'नि+गार्+(इ)+य+तेमां 'अचि

विभाषा' સૂત્રથી વિકલ્પે લત્વ થાય છે. અને निगाल्यते રૂપ બને છે. હવે પ્રશ્ન એ થાય છે કે णि લોપ રૂપ અજાદેશને અહીં 'निगार्यते' રૂપમાં સ્થાનિવદ્ભાવ તો બતાવ્યો, પણ તે સ્થાનિવદ્ભાવ થઈ શકે તેમ નથી, કારણ કે 'पूर्वत्रासिद्धे न स्थानिवत्' એક વાર્તિક છે. 'પૂર્વત્રાસિદ્ધીય, એટલે કે 'ત્રિપાદીમાં કહેલાં સૂત્રો પ્રમાણે કાર્ય કરવાનાં હોય તો આદેશ स्थानिवत् માનવામાં આવતો નથી. હવે જો આ 'पूर्वत्रा०' વાર્તિકથી સ્થાનિવદ્ભાવનો નિષેધ થાય તો 'नि+गार्+य+तेમાં णिज्लोप (અજાદેશ લોપ)નો નિષેધ કરતાં, अचू ન આવતાં, 'अचि विभाषा' લત્વ થઈ શકશે નહીં પણ ખરી રીતે તો निगार्यतेમાં લત્વ પણ અભીષ્ટ છે. તેથી पूर्वत्रासिद्धे न स्थानिवत् એ વાર્તિકનું પણ નિષેધક વાર્તિક 'तस्य दोषः संयोगादिलोपलत्वणत्वेषु' આવે છે. આ વાર્તિકનો અર્થ એવો છે કે સંયોગાદિ લોપ, લત્વ, અને ણત્વરૂપ કાર્ય કરવાનું હોય તો पूर्वत्रासिद्धीये એ વાર્તિકનો દોષ એટલે બાધ એટલે કે અપ્રવૃત્તિ થાય છે. આ સ્થિતિમાં निगार्यते માં લત્વ કાર્ય કરવાનું હોઈ, અહીં તો સ્થાનિવદ્ભાવ થશે. આથી नि+गार्+(णि)+य+ते માં णि લોપનો સ્થાનિવદ્ભાવ થતાં अच्त्व આવતાં 'अचि विभाषा'થી વૈકલ્પિક લત્વ થાય છે.

હવે निगार्यतेમાં મુખ્ય પ્રશ્ન તો એ છે કે नि+गार्+(णि)+य+ते માં इ(णि) કે अचूને માનીને થનાર વૈકલ્પિ લત્વ અન્તરંગ કાર્ય છે, અને તેની પછી 'य' (यक्) પ્રત્યયને માનીને થનાર णि લોપ બહિરંગ કાર્ય છે. એ સ્થિતિમાં અન્તરંગ લત્વ કરતી વખતે બહિરંગ ણિલોપ અસિદ્ધ થતાં, અર્થાત્ अच्त्व આવી જતાં લત્વ સ્હેલાઈથી થઈ શકે તેમ છે, તો 'निगार्यते' 'निगाल्यते' માટે 'तस्य दोषः संयोगादि' વગેરે ભાષ્યકારે કરેલો વાર્તિક કે વચનારંભરૂપ આ પ્રયાસ જ એમ સૂચવે છે કે કાર્યકાલ પક્ષમાં ત્રિપાદીમાં અન્તરંગ પરિ. પ્રવૃત્ત થતી નથી.

**अत एवामोढोश्च इत्याङ्ग्रहणम्**...(પૃ. ૧૬૪, પં. ૨) પ્રસ્તુત असिद्धं बहि० અન્તરંગ પરિભાષામાં અન્તરંગ કાર્ય કરવાનું હોય ત્યારે જાત (થઈ ગયેલું) કાર્ય અને સમકાલ કે એકજ સમયે પ્રાપ્ત (યુગપત્પ્રાપ્ત) બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે. તેમાંથી 'जात कार्य' અસિદ્ધ થાય છે એ બાબતનું 'वाह ऊठ्'ના ऊठ् ગ્રહણથી જ્ઞાપન કર્યું. હવે સમકાલ પ્રાપ્ત બહિરંગ કાર્ય કેવી રીતે અસિદ્ધ થાય છે તે બાબતમાં પહેલાં તો તે માટેના જ્ઞાપક તરીકે 'ओमाङोश्च' (૬/૧/૯૫) સૂત્રના आङ् ગ્રહણની જ્ઞાપકતાની ચર્ચા નાગેશ કરે છે. આ માટે નાગેશ खट्वोढः કે खट्वोढा (આકારાન્ત સ્ત્રીલિંગ), ઉદાહરણ આપે છે. खट्वा+आ(आङ्)+ऊढः અહીં आ અને ऊ નો ગુણ પ્રાપ્ત થાય છે, તો એ જ સાથે (એક જ સમયે) खट्वा+आમાં સવર્ણ-

દીર્ઘ પ્રાપ્ત થાય છે. અહીં સવર્ણદીર્ઘ પરસૂત્ર હોવા છતાં ગુણકાર્ય અન્તરંગ હોવાથી પહેલાં ગુણ થાય છે. તેથી खट्वा + आ + ऊढःમાં ગુણ થતાં ओढः થતાં, પછી खट्वा + ओढः એ સ્થિતિમાં 'वृद्धिरेचि'થી વૃદ્ધિ પ્રાપ્ત થાય છે, પણ અહીં 'अन्तादिवच्च' (૬/૧/૮૫) સૂત્રથી ગુણૈકાદેશને પૂર્વના અન્તવદ્ભાવ માની (અર્થાત્ ओ ને आ સમજીને) खट्वा + ओढः માં ओमाङोश्च' સૂત્રથી પરરૂપ થાય છે. અને આખરે खट्वोढः એવું અભીષ્ટ રૂપ સિદ્ધ થાય છે. હવે મુખ્ય પ્રશ્ન એ છે आ+ऊढःમાં થનારો (आद्गुणः) ગુણ અન્તરંગ કેવી રીતે ! (તેનો જવાબ એ છે કે) 'संप्रसारणाच्च' એ સૂત્ર ઉપરના ભાષ્યમાં એમ કહેવામાં આવ્યું છે કે प्रथमं धातुः साधनेन युज्यते पश्चाद् उपसर्गेण पश्चात् शब्दान्तरेण' એવો નિયમ હોવાથી (એટલે કે ધાતુ સૌ પ્રથમ સાધન ક્રિયાવાચક પ્રત્યયની સાથે જોડાય છે. તેથી वह् ધાતુને સાધન બોધક પ્રત્યય (પ્રકૃતમાં કર્મ કારકવાચી क्त (त) ની ઉત્પતિ થયા પછી ધાતુનો ઉપસર્ગ (પ્રકૃતમાં आङ्)ની સાથે યોગ (સંબંધ) થાય છે. પછી ઉપસર્ગ સહિત સમુદાય 'ओढः'ની સાથે ગુણનું નિમિત્ત પ્રથમ ઉપસ્થિત હોવાથી ગુણ અન્તરંગ છે, અને સવર્ણ દીર્ઘનું નિમિત્ત પછી ઉપસ્થિત થવાથી સવર્ણ દીર્ઘ બહિરંગ છે, અહીં खट्वा+आ+ऊढः માં એક બાજુ સવર્ણ દીર્ઘ અને એજ સમયે ગુણકાર્ય એમ આ બે કાર્યો સમકાલિક કે યુગપત્પ્રાપ્ત છે. તે સ્થિતિમાં असिद्धं बहि० આ અન્તરંગ પરિ.માં સમકાલિક બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે એમ વિધાન ન કરવામાં આવે તો खट्वा+आ+ऊढःમાં आद्गुणः થી ગુણ, અને 'अकः सवर्णे दीर्घःમાં પરત્વને કારણે દીર્ઘ પહેલો થશે. તે પછી खट्वा ऊढःમાં वृद्धिरेचि ની પ્રાપ્તિ થઈ શકશે નહીં, તેથી आद्गुणःથી ગુણ થતાં खट्वोढः એવું રૂપ તો સિદ્ધ થઈ શકે છે. પરંતુ પ્રકૃત અન્તરંગ. પરિ. પાણિનિ ને માન્ય હોવાથી ગુણાદેશરૂપ અન્તરંગ કાર્ય, સવર્ણ દીર્ઘરૂપ બહિરંગ કાર્યનો બાધ કરીને પહેલાં થાય છે. તેથી खट्वा+ओढः એ સ્થિતિમાં वृद्धिरेचि' સૂત્રથી વૃદ્ધિરૂપ એકાદેશ થતાં खट्वौढः અનિષ્ટ રૂપ સિદ્ધ થવા માંડશે તે ન થાય એ માટે 'ओमि आङि च आत्परे पररूपमेकादेशः स्यात्' એવો અર્થ ધરાવતું 'ओमाङोश्च' એ સૂત્ર કર્યું છે, અને એ રીતે ओमाङोश्च સૂત્રનું आङ् ગ્રહણ આ અન્તરંગ પરિ.થી સમકાલ પ્રાપ્ત બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે એ દ્વિતીય અંશનું પણ જ્ઞાપન થાય છે. હવે એમ કહેવામાં આવે કે ओमाङोश्च સૂત્રનું आङ् ગ્રહણ તો અન્ય પ્રયોજન માટે છે. તેથી સમકાલિક બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે એવું જ્ઞાપન થઈ શકશે નહીં. 'शिव+एहि' એમાં शिव એ સંબોધન છે, અને एहि–आङ् પૂર્વક इण् ધાતુનું लोट् (આજ્ઞાર્થ) મધ્યમ પુ. એ. વ. છે. વળી 'एहि' એ મૂળ ક્રિયાપદનું અનુકરણ છે (प्रकृतिवदनुकरणम्). આ અનુકરણ રૂપ 'एहि'ની 'शिव+एहि'માં 'वृद्धिरेचि' સૂત્રથી शिवैहि એમ વૃદ્ધિ ન થાય પણ

'ओमाङोश्च'થી પરરૂપ થાય એ માટે आङ् ગ્રહણુ કરેલુ હોવાથી आङ ગ્રહણુ ચરિતાર્થ છે તેથી જ્ઞાપક થઈ શકશે નહીં.

**एहीत्यनुकरणस्य....**(પૃ. ૧૬૪, પં. ૬)માં નાગેશ આ પૂર્વપક્ષનો જવાબ આપે છે. शिव+आ+इहि એવી સ્થિતિ હોવા છતાં, આ અનુકરણુ સ્થળમાં તો 'एहि' એ પદ आ+इहि એ રીતે શરૂ થનાર ન હોઈ ओमाङोश्च એ સૂત્ર લાગુ પડી શકે તેમ નથી. તેથી ओमाङोश्च નું आङ् ગ્રહણુ, સમકાલિક બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે એવા બીજા અંશનું જ્ઞાપક બની જ શકે છે.

આની સામે आङ् ગ્રહણુ અન્યત્ર ચરિતાર્થ છે. તેથી એ વ્યર્થ થઈને દ્વિતીય અંશનું જ્ઞાપન કરી શકશે નહીં એવી કોઈ અન્ય યુક્તિ પૂર્વપક્ષ કે પ્રાચીન વૈયાકરણો આપી રહ્યા છે. તે એ રીતે કે धातूपसर्गयोः कार्यमन्तरङ्गम् વગેરે (ધાતુ અને ઉપસર્ગનું કાર્ય અન્તરંગ છે, અહીં સાધન એટલે કારક. અને કારક એટલે કારક વાચક (तिङ् ઈત્યાદિ) પ્રત્યયોની સાથે, તેમજ એ પ્રત્યયોના નિમિત્તને લીધે થનાર (सार्वधातुके यक्, कर्तरि शप् આદિ સૂત્રોથી થનારા यक् ઈત્યાદિ વિકરણુરૂપી) કાર્ય સાથે સંયોગ થાય છે. 'પહેલાં ઉપસર્ગ સાથે ધાતુ જોડાય છે' એવો નિયમ હોવાથી જ भू ધાતુ આમ તો અકર્મક છે. પણુ 'अनु' જેવા ઉપસર્ગ સાથે પ્રથમ સંયોગ થવાથી સકર્મકત્વ આવે છે. આ રીતની વ્યવસ્થા હોવાથી खट्वा+आ=ऊढः મા आङ् ઉપસર્ગનો वह् ધાતુની સાથે પહેલાં સંબંધ થવાને કારણે, ओढ એવું રૂપ થશે. અને પછી खट्वा નો ओढ સાથે સંબંધ થતાં વૃદ્ધિ રોકવાને માટે ओमाङोश्च માં आङ् ગ્રહણુ આવશ્યક છે. તેથી आङ् વ્યર્થ થઈને દ્વિતીયાંશ (=સમકાલિક બહિરંગ અસિદ્ધ થાય છે તેનું) નું જ્ઞાપન કરી શકશે નહીં.

**यत्तु पूर्वं धातुः उपसर्गेण...**(પૃ. ૧૬૪, પં. ૯) શબ્દો દ્વારા પ્રાચીન વૈયાકરણોના 'पूर्वं धातुः उपसर्गेण युज्यते' મતનો નાગેશ વિરોધ કરે છે. (આ રીતે पूर्वं धातुः उपसर्गेण એ નિયમનું ખંડન થતાં તત્પ્રયુક્ત અન્તરંગત્વનું પણુ ખંડન થતાં હવે खट्वा+आ+ऊढःમાં आद्गुणः થી ગુણુ થઈને खट्वोढः એ રૂપ સિદ્ધ થઈ શકે છે. છતાં आमाङोश्च માં आङ् ગ્રહણુ કર્યું છે તે વ્યર્થ પડીને આ અન્તરંગ પરિભાષાના દ્વિતીયાંશનું જ્ઞાપન કરે છે. આ રીતે નાગેશે સિદ્ધ કર્યું કે 'सुट्कात्पूर्वः' સૂત્રમાં 'पूर्वं धातुः साधनेन युज्यते' એ મત જ ભાષ્યકારને માન્ય છે. આમ છતાં જ્યાં કોઈ વિશેષ કારણુને લીધે ધાતુનો અને ઉપસર્ગનો સંબંધ અંતરંગતર (વધુ અન્તરંગ) ઠરતો હોય ત્યાં ધાતુને ઉપસર્ગ સાથે પ્રથમ સંયુક્ત કરવો જોઈએ તેથી જ 'संचस्कार'માં सम्+कृ+लिट्(ति) એ સ્થિતિમાં ઉપસર્ગ 'सम्' ની ભૂષણુના રૂપ અર્થ વિશેષ ઘોતકતા सम्परिभ्यां करोतौ भूषणे च સૂત્રથી થતા

'सुट्' આગમ થવામાં નિમિત્ત છે. જો કે ભૂષણ રૂપ અર્થ 'कृ' ધાતુમાં અન્તર્ભૂત છે ખરો, છતાં તે અર્થ જ્યાં सम् ઉપસર્ગથી પ્રકાશિત થાય છે ત્યાં જ सुट् થાય છે. અહીં અર્થદ્યોતકતા પ્રધાન અને અત્યન્ત અન્તરંગ હોવાથી (अन्तरङ्गतर), આવા સ્થળે ભૂષણરૂપ અર્થ એકદમ મનમાં આવતો હોઈ, તેથી એવા અર્થને નિમિત્ત માનીને થનારો सुट् આગમ णल् આદેશ નિમિત્તક દ્વિત્વ કાર્યની અપેક્ષાએ અન્તરંગ છે. (પણ બાકી તો पूर्वं धातुः साधनेन युज्यते' એ જ સમીચીન મત છે.)

**अत एव प्रणिदापयति....**(પૃ. ૧૬૬, પં. ૫) (ધાતુનો પ્રથમ પ્રત્યય સાથે અને પ્રત્યય નિમિત્તક કાર્ય સાથે સંબંધ થાય છે. અને તે પછી ઉપસર્ગ સાથે સંબંધ થાય છે) તેથીજ 'प्रणिदापयति' ઉદાહરણમાં प्र+नि+दा+पुक्(प्)णिच्+अ+तिમાં दा ધાતુને પ્રેરક णिच् પ્રત્યય અને 'अर्तिह्रीव्ली' સૂત્રથી पुक्(प्) આગમ થતાં 'नेर्गदनद' સૂત્રથી, 'प्र' ઉપસર્ગમાં રહેલા રેફની પછી 'नि' ઉપસર્ગના 'न' નું જો તેની પછી दा ધાતુ આવ્યો હોય તો ણત્વ થાય છે, પણ प्र+नि+दाप् માં તો दा ધાતુને બદલે दाप् આવેલ છે તો ણત્વ થાય કે નહીં તેવી શંકા કરીને અહીં यदागम० પરિ. થી दाप् 'पुक्' આગમ સહિત दा ધાતુને (दाप् ને) પણ 'दा' રૂપ માનીને પછી ણત્વ કરવામાં આવ્યું છે. અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે જો ધાતુનો પહેલાં ઉપસર્ગ સાથે જ સંબંધ થતો હોત તો प्र+नि+दा' એજ સ્થિતિમાં ણત્વ સરલતાથી થઈ શકે છે ત્યાં यदागम० પરિ.ને લાવવાની જ જરૂર નથી, છતાં ભાષ્યમાં प्रणिदापयतिમાં यदागम० પરિ.ની પ્રવૃત્તિ કરાવી છે, તેથી એ સિદ્ધ થાય છે કે ધાતુનો પહેલાં તો પ્રત્યય અને પ્રત્યય નિમિત્તક કાર્ય સાથે સંબંધ થાય છે અને પછી ઉપસર્ગ સાથે સંબંધ થાય છે.

**प्रत्येति-प्रत्ययः** (પૃ. ૧૬૬, પં. ૫) प्रति+इ+लट्(तिप्)માં જો ધાતુનો પહેલાં ઉપસર્ગ સાથે સંબંધ થયો હોત તો प्रति+इमां સવર્ણદીર્ઘ થતાં प्रती+तिप् માં 'सार्वधातुके० સૂત્રથી ગુણ થતાં (प्रत्येति ને બદલે) प्रतेति એવું અનભીષ્ટ રૂપ બનત, એવી રીતે प्रत्ययःમાં प्रति+इ+अच्માં 'एरच्' સૂત્રથી अच् પ્રત્યય થતાં સવર્ણ દીર્ઘ થતાં, प्रती+अमां 'सार्वधातुकार्ध०' સૂત્રથી ગુણ થતાં प्रते+अमां, एचोऽय० સૂત્રથી 'अय्' આદેશ થતાં 'प्रतयः' એવું અનભીષ્ટ રૂપ બનત, પણ ધાતુને પ્રથમ પ્રત્યય સાથે સંબંધ થાય છે એવો પક્ષ સ્વીકારવામાં આવતાં કોઈ અનભીષ્ટ વિકૃત રૂપ થવાની આપત્તિ આવતી નથી.

**प्रेद्धः** (પૃ. ૧૬૬, પં. ૯) प्रेद्धः એ प्र+इन्ध् (जिन्धी दीप्तौ ૭મો ગણ) નું કર્મણિ ભૂ.કૃ.નું રૂપ છે. અહીં प्र+इन्ध्+क्त(त) માં 'अनिदितां हल उपधाया क्ङिति' સૂત્ર અનુસાર, 'क्त' એ કિત્ પ્રત્યય હોવાથી इन्ध्માં 'न्'નો લોપ થાય છે. પછી

प्र+इधू+तमां त नो ध्, એ પૂર્વના 'द्' નો જશ્ત્વ દ્વારા 'द्' અને પછી प्र+इद्धः માં आद्गुणःથી ગુણ થતાં प्रेद्धः રૂપ બને છે. અહીં મુખ્ય તો એ જોવાનું છે કે प्र+इधू+तमां 'इ'નો પુગન્ત સૂત્રથી ગુણ પ્રાપ્ત થાય છે; પણ इन्धू ધાતુના અવયવ ભૂત 'न्' નો લોપ થયેલ હોવાથી 'न धातुलोपः' સૂત્રથી ગુણનો નિષેધ થાય છે. (આ ગુણનિષેધ અન્તરંગ છે). તો હવે प्र+इद्धःમાં आद्गुणःથી 'प्र' ઉપસર્ગના અકારને અને इद्धःના 'इ' ને अच् માનીને ગુણ થવા આવે છે. આમ એક બાજુ ગુણનિષેધ, અને બીજી બાજુ (आद्गुण: થી) ગુણ એમ બંને કાર્ય યુગપત્ પ્રાપ્ત થાય છે. ત્યાં ભાષ્યકારે ગુણનિષેધ કાર્યને અન્તરંગ, અને प्र ઉપસર્ગના વર્ણ સંબંધે થતું आद्गुणःથી થતું ગુણ કાર્ય અન્તરંગ નહીં પણ બહિરંગ ગણાવ્યું છે. કારણ કે ગુણનિષેધરૂપ કાર્ય ધાતુ અને પ્રત્યયના સંબંધથી થનાર છે તેથી તે અન્તરંગ છે, અને દ્વિતીય (आद्गुणःથી થનાર) ગુણ કાર્ય ધાતુ અને ઉપસર્ગના એ બંનેના સંબંધથી થનાર બહિરંગ છે. આ રીતના ભાષ્યકારના મંતવ્યથી એ સ્પષ્ટ થાય છે કે ધાતુનો અને પ્રત્યયનો (અને પ્રત્યય નિમિત્તક કાર્યનો) સંબંધ અન્તરંગ ગણાય છે તેથી તે પહેલાં થાય છે. અને તે પછી જ ધાતુનો ઉપસર્ગ સાથેનો સંબંધ થાય છે, અને તેવો સંબંધ તથા તન્નિમિત્તક કાર્ય आद्गुणः' બહિરંગ ગણાય છે. (તેથી તો प्र+इद्धः માં પહેલાં इधू+तमां 'पुगन्त' લઘૂપધગુણ નો न धातुलोप० એ અન્તરંગ ગુણનિષેધ થાય છે, અને આ રીતે એકવાર અન્તરંગ ગુણનિષેધની પ્રવૃત્તિ થયા પછી प्र+इद्धः માં ('अ'ને માનીને થતો) आद्गुणः બહિરંગ હોવા છતાં તે થવામાં કોઈ મુશ્કેલી આવતી નથી. (આથી પણ આખરે पूर्वः धातुः साधनेन युज्यते, पश्चादुपसर्गेण એ પક્ષનીજ સિદ્ધિ થાય છે.)

**किं च पूर्वमुपसर्गयोगे....**(પૃ. ૧૬૭, પં. ૧) નાગેશ કહે છે તેમ ધાતુનો પ્રત્યય અને તન્નિમિત્તક કાર્ય સાથે જ પ્રથમ યોગ થાય છે, અને પછી ઉપસર્ગ સાથે. પણ આ સિદ્ધાન્તને ઓળંગીને જો ધાતુ અને ઉપસર્ગનો સંબંધ પ્રથમ કરવામાં આવે એકસ્વર્યની આપત્તિ થશે. સામાન્યતઃઉપસર્ગોનો સ્વર ભિન્ન હોય છે. ઉપસર્ગોમાં તો 'उपसर्गाश्चाभिवर्जम्' (ફિટ્, સૂત્ર ૮૧) પ્રમાણે સ્વર આદ્યુદાત્ત થાય છે અને ધાતુમાં 'धातोः' સૂત્ર પ્રમાણે ધાતુ અન્તોદાત્ત થાય છે. પણ બંનેનો સમાસ કરતાં, ત્યાંના ભિન્નસ્વર નષ્ટ થતાં 'समासस्य' સૂત્ર પ્રમાણે એકજ (સામાસિક સ્વર એટલે કે અન્તોદાત્ત) સ્વરની પ્રાપ્તિ થશે. (આ રીતે દોષ આવશે)

**भावार्थकप्रत्ययस्यापि**...(પૃ. ૧૬૭, પં. ૩) 'पूर्वं धातुः साधनेन युज्यते' અર્થાત્ કર્તરિ, કર્મણિ, અધિકરણ ઈત્યાદિ અર્થોના વાચક પ્રત્યયો સાથે જેમ ધાતુનો સંબંધ થાય છે, તેમ ધાતુ પછી ભાવાર્થ પ્રત્યય એટલે કે ક્રિયાવાચક કે

ભાવ અર્થવાચક કૃત્ પ્રત્યયો પણ તેવા સમજવા જોઈએ. આ બાબતમાં પ્રમાણ પાણિનિનું 'णेरध्ययने वृत्तम् (७।२।२६) સૂત્ર છે, અહીં 'अध्ययने' નિર્દેશમાં अधि+इङ+ल्युट्(यु) પ્રત્યય (આ ल्युट् પ્રત્યય કારક વાચક નથી પણ ભાવ કે ક્રિયાવાચક છે.)માં 'यु'નો 'युवोरनाकौ' સૂત્રથી 'अन' આદેશ થતાં अधि+इ+अन એ સ્થિતિમાં જો ધાતુ અને ઉપસર્ગનું કાર્ય પહેલું ગણવામાં આવે તો પહેલાં अधि+इ+अनમાં સવર્ણ દીર્ઘ થાય, એ પછી सार्वधातुका० સૂત્રથી ગુણ થાય अधे+अन, અને પછી एचोऽय० સૂત્રથી अय् આદેશ થતાં 'अधयन' એવું વિકૃત રૂપ બનવા માંડશે, પણ 'पूर्वं धातुः' સાધન, અને સાથે સાથે ભાવવાચક પ્રત્યય સાથે પ્રથમ જોડાય છે. પછી 'पश्चादुपसर्गेण' તો હવે કોઈ આપત્તિ રહેતી નથી એટલે કે अधि+इ+अन, अन (ल्युट्)ને લઈને પહેલાં ધાતુનો 'अन' પ્રત્યય સાથે સંબંધ થાય છે. તેથી सार्व० ગુણ થતાં अधि+ए+अन અયાદેશ થતાં अधि+अय् अन, અને પછી यण् થતાં अध्ययन એવો 'णेरध्ययने वृत्तम्' સૂત્રમાંનો अध्ययन નિર્દેશ સંગત થાય છે.

**इदं च सामान्यापेक्षम्...**(પૃ. १६७. પં. ४) અહીં નાગેશ पूर्वं धातुः એ શબ્દોથી ધાતુ પહેલાં સાધન, ભાવાર્થક કૃત્ અને તેની સાથે સાથે ભાવાર્થક तिङ् પ્રત્યયો સાથે જોડાય છે એમ ભાવ શબ્દનો વ્યાપક અર્થ લે છે.

**तिङि तु अतिङ् इति** (પૃ. १६७ પં. ५) અહીં નાગેશના કહેવાનો આશય એવો છે કે 'જ્યાં पूर्वं धातुः...' ધાતુ પછી ભાવ–વાચક એટલે ક્રિયા–વાચક પ્રત્યય (તિઙ્) આવે ત્યારે તે બંનેનો સંબંધ કરવો. હવે કોઈ અધિક અર્થ બતાવવા માટે ઉપસર્ગ પણ તિઙન્ત ધાતુની પૂર્વે યોજવામાં આવે છે ત્યારે તિઙન્ત ધાતુનો અને ઉપસર્ગનો उपपदमतिङ् એ નિષેધ પ્રમાણે સમાસ થતો ન હોવાથી તેવા તિઙન્ત સ્થાનમાં ઐકસ્વર્ય આદિ દોષ મૂળમાંથી આવી શકે તેમ નથી.

**यत्तु विशेषापेक्षात् सामान्यापेक्षमन्तरङ्गम्** (પૃ. १६७, પં. ७) यत्तु विशेषापेक्षात् થી શરૂ કરી....स्यादीनां वहिरङ्गात्वच्चेति तन्न । સુધીના પ્રઘટ્ટકમાં નાગેશ, ભટ્ટોજીદીક્ષિત આદિ વૈયાકરણો એ આપેલ અન્તરંગ બહિરંગની વ્યાખ્યાને પૂર્વપક્ષ રૂપે રાખી, પછી 'तन्न' આદિ શબ્દોથી ભટ્ટોજીના મતનું ખંડન કરે છે. અહીં સૌ પ્રથમ દીક્ષિતના મતનું નિરૂપણ નાગેશ કરે છે.

ભટ્ટોજી દીક્ષિત જેવાઓનું મંતવ્ય છે કે વિશેષાપેક્ષ કાર્ય બહિરંગ છે અને સામાન્યાપેક્ષ કાર્ય અન્તરંગ છે. સામાન્ય જ્ઞાનમાં કેવલ સામાન્યનું એકજ જ્ઞાન અપેક્ષિત છે, જ્યારે વિશેષજ્ઞાનમાં પહેલાં સામાન્ય અને પછી વિશેષ એમ બંને જ્ઞાન અપેક્ષિત છે.

સામાન્યજ્ઞાન વિના વિશેષ જ્ઞાન થતું નથી. આ રીતે વિશેષજ્ઞાનમાં અધિક જ્ઞાનની અપેક્ષા હોવાથી આવું વિશેષાપેક્ષ જ્ઞાન કે કાર્ય બહિરંગ છે. તેથી સામાન્યાપેક્ષ અન્તરંગ કાર્યની દૃષ્ટિએ વિશેષાપેક્ષ બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે એમ પૂર્વપક્ષ (ભટ્ટોજી આદિ)નો મત છે. આ માટે એક ઉદાહરણ रुद्यात्० આપવામાં આવે છે. रुद् બીજોગણ વિધ્યર્થ તૃ. પુ. એ, વ, અહીં रुद्+लिङ्(ति) (त) रुद्+त् સ્થિતિમાં 'यासुट् परस्मैपदेषूदात्तो ङिच्च' (૩।૧।૧૦) (પરસ્મૈપદ લિંગલકાર માં यासुट् આગમ થાય છે અને તે ઉદાત્ત તથા ङित् ગણાય છે) સૂત્રથી यासुट् (यास्) થતાં, स લોપ થતાં, આખરે 'रुद्+या+त=रुद्यात रूप બને છે. હવે મુખ્ય વાત તો એ છે કે रुद्+त માં એક બાજુ यासुट् થવા આવે છે, અને બીજી બાજુ 'रुदादिभ्यः सार्वधातुके' (૭।૨।૭૬) એ સૂત્રથી इट् આગમ થવા આવે છે. (આ સાથે જ 'रुदश्च पञ्चभ्यः' (૭।૩।૯૮) સૂત્રથી રુદાદિ પાંચ ધાતુઓની પછી આવેલ અપૃક્ત સાર્વધાતુક ને ईड् આગમ પ્રાપ્ત થાય છે, તો 'अड्गार्ग्यगालवयोः' (૭।૩।૯૯)થી રુદાદિ પાંચ ધાતુ પછી હલાદિ पित् સાર્વધાતુક ને अट् આગમની પ્રાપ્તિ પણ છે). પણ અહીં મુખ્ય વિવાદ તો रुद्+तમાં यासुट् કરવો કે 'रुदादिभ्यः सार्व. સૂત્રથી 'इट्' આગમ કરવો તે વિષયમાં છે. અહીં 'रुदादिभ्यः' સૂત્ર પ્રમાણે इडागम કરવા માટે (रुद् આદિમાંથી એક ધાતુનું હોવું તે (વિશેષ) જ્ઞાન અને ત્યાં સાર્વધાતુકત્વ હોવું (તે સામાન્ય જ્ઞાન) એમ બે અધિક (વિશેષ) જ્ઞાનની અપેક્ષા હોવાને લીધે આ इडागम કાર્ય વિશેષાપેક્ષ હોવાથી બહિરંગ છે. જ્યારે यासुट् આગમ થવા માટે તો કેવલ ધાતુ હોવો જોઈએ એવા એકજ નિમિત્ત સામાન્યની અપેક્ષા હોવાથી यासुट् કાર્ય અન્તરંગ છે તેથી તે यासुट् કાર્ય કરતી વખતે इडागम કાર્ય અસિદ્ધ કે નિર્બલ મનાય છે. તેથી रुद्+तમાં यासुट् થતાં આખરે रुद्यात् રૂપ બને છે. (અહીં रुदश्च पञ्चभ्यः થી બતાવેલ ईडागम કાર્ય અને 'अड्गार्ग्य' સૂત્રથી બતાવેલ अडागम કાર્ય પણ વિશેષાપેક્ષ હોવાથી અસિદ્ધ છે એ વાત આવી જાય છે.)

**एतेन यदनुदात्तङित इति...**(પૃ. ૧૬૮, પં. ૨) આ રીતનો સામાન્યાપેક્ષ અન્તરંગ અને અને વિશેષાપેક્ષ બહિરંગ એવો દૃષ્ટિકોણ 'अनुदात्तङित आत्मनेपदम्' (૧।૩।૧૩) સૂત્ર ઉપરની ભાષ્યની વૃત્તિમાં કૈયટે પણ રજૂ કર્યો છે, જેનું ખંડન નાગેશ કરે છે. અહીં પહેલાં તો કૈયટનું મંતવ્ય **यदनुदात्त बहिरङ्गाः स्यादयः** ...એ (પૃ. ૧૬૮, પં. ૩)માં રજૂ કરેલ છે ને તેને પરાસ્ત કરવામાં આવેલ છે.

**यत्त मतुप् सूत्रे...सुधियो विभावयन्तु** । (પૃ. ૧૬૯, પં. ૩થી પૃ. ૧૭૨ પં. ૭) यत्तुથી શરુ થતા અને सुधियो विभावयन्तुમાં વિરામ પામતા પ્રમાણમાં

મોટા કહી શકાય એવા આ પ્રઘટ્ટકમાં 'सामान्यापेक्षमन्तरंगम्' અને 'विशेषापेक्षं बहिरङ्गम्' એવો નિર્દેશ ક્યાંયે નથી, તેથી આવું અન્તરંગ કે બહિરંગત્વ 'असिद्धं बहि०' આ પ્રકૃત પરિ.માં સ્વીકારી શકાય તેમ નથી એમ કહ્યું છે. કદાચ ભાષ્યમાં આવો સંકેતમળી આવતો હોય તો તે એકદેશી ભાષ્ય છે. પ્રસ્તુત પ્રઘટ્ટકમાં નાગેશ એવા એકદેશી ભાષ્યનો આશય અને તેના ઉપર કૈયટનો દૃષ્ટિકોણ આપે છે અને પછી તે એકદેશી ભાષ્યનું ખંડન કરે છે. આ પ્રઘટ્ટકમાં (૧) પહેલાં તો પૂર્વપક્ષનો મત આપવામાં આવ્યો છે. (૨) તે પછી પૂર્વપક્ષ ઉપર કૈયટે કરેલી વ્યાખ્યા આપવામાં આવી છે. (૩) આ પછી પૂર્વપક્ષને ઉત્તર આપનાર સિદ્ધાન્તી આવે છે (૪) પણ આ સિદ્ધાન્તી ઉત્તર આપે તે પહેલાં સિદ્ધાન્તી એકદેશી, કોઈક ઉત્તર આપવા માંડે છે. (૫) તે પછી ખરી વાત કઈ છે તે સિદ્ધાન્તી કહે છે. આ રીતે પ્રસ્તુત સંદર્ભમાં નાગેશે આ પાંચ બાબતોને ગોઠવીને તેમાં પૂર્વપક્ષ, ઉત્તરપક્ષ ગોઠવ્યો છે. અને નાગેશનો પોતાના જવાબ તો नैषा सिद्धान्त्युक्तिः....આદિ શબ્દોથી શરૂ થાય છે. આ રીતે આ પ્રઘટ્ટકમાં આ પાંચેય બાબતો એકી સાથે રજૂ થયેલી હોવાથી થોડીક ગુંચવણ પેદા થાય એમ છે, તેથી આટલી સ્પષ્ટતા કરવી અહીં આવશ્યક છે

સૌથી પ્રથમ એકદેશી ભાષ્ય કે પૂર્વપક્ષે ચર્ચા કરી છે. પહેલાં તે मतुप्' સૂત્ર એટલે मतुप् પ્રત્યય કરનાર 'तदस्यास्त्यस्मिन्निति मतुप्' (૫।૨।૯૪) (પ્રથમા વિભક્ત્યન્ત શબ્દથી तद् अस्य अस्ति (તે આની પાસે છે) તે અર્થમાં અને 'तद् अस्मिन् अस्ति' 'તે આનામાં છે' એવા અર્થમાં मतुप् (मत्) પ્રત્યય થાય છે. આ સૂત્રના ભાષ્યમાં એવો પ્રશ્ન ઉઠાવ્યો છે કે (૧) पञ्चगुः ત્યાં 'पञ्च गावो यस्य सन्ति' સ્થલમાં तदस्यास्ति० એ સૂત્રમાંનો અર્થ ઘટિત થતો હોવાથી मतुप् પ્રત્યય થતાં पञ्चगुः એવો પ્રયોગ નહીં, પણ पञ्चगोमान એવો પ્રયોગ કે રૂપ થવું જોઈએ એવી શંકા ઉપસ્થિત થતાં સિદ્ધાન્તી કહે છે કે पञ्चगोमान् એવું રૂપ થઈ શકે તેમ નથી. કારણકે पञ्च गावः सन्ति यस्य (अस्य) આ ઉદાહરણમાં पञ्च અને गो એ બંને શબ્દ પરસ્પર નિરપેક્ષ નથી, પણ સાપેક્ષ છે. માટે તે બંને શબ્દોમાંથી કોઈ પણ એક શબ્દને मतुप् પ્રત્યય લગાડતાં पञ्चगोमान् એ પદથી જે અર્થનો બોધ થાય છે તે અર્થનો બોધ 'पञ्चवान्' કે 'गोमान्' એ શબ્દથી થઈ શકતો નથી અર્થાત્ તેવો બોધ કરાવવાનું તે બંનેમાં સામર્થ્ય નથી. (૨) એ જ રીતે 'पञ्च' અને 'गावः' આ એ શબ્દોના સમુદાય पञ्चगावःથી मतुप् પ્રત્યય થઈ શકે તેમ નથી, કારણ કે पञ्चन्+अस् અને गो+अस् એતો સુબન્ત સમુદાય છે, પ્રાતિપાદિક નથી. (૩) पञ्च गावः सन्ति यस्य सः એવો બહુવ્રીહિ સમાસ કરીને પછી मतुप् કરવો તે પણ શક્ય નથી, કારણ કે આ બહુવ્રીહિ સમાસથી, मतुप् વડે નિર્દિષ્ટ થતો અર્થ કહેવાઈ ગયો છે. તેથી

उक्तार्थानामप्रयोगः (જેમનો અર્થ કહેવાઈ ગયો છે તેમનો પ્રયોગ થતો નથી) એ ન્યાયે मतुप् થઈ શકે નહીં આમ સિદ્ધાન્તી કહે છે. સિદ્ધાન્તીએ આ રીતની વાત જણાવતા જેને કેવલ પ્રશ્નોજ કરવાનો શોખ છે તે શંકાકાર, પૂર્વપક્ષ, એકદેશીએ, આ સિદ્ધાન્તી ભાષ્યની વાતોને નિઃસાર ગણી પોતાની ઉલટી વાતો રજુ કરી છે તે નીચે પ્રમાણે છે.

**'द्विगोर्लुगनपत्ये...**(પૃ. ૧૬૯, પં. ૪) (१)(अ) પૂર્વપક્ષ–એકદેશી પ્રમાણે પ્રત્યયનો અર્થ કહેવાયલો હોય તો પણ દ્વિગુથી તદ્ધિત પ્રત્યય થઈ શકે છે. જેમકે 'पाञ्चनापितिः' ઉદા.માં દ્વિગુ સમાસ થયો છે અને પછી (અપત્યાર્થક) તદ્ધિત પ્રત્યય થયો છે. पञ्चानां नापितानामपत्यम् એ અર્થમાં પણ તદ્ધિતાર્થ (અપત્યાર્થ)માં સમાસ થાય છે. અને તે અર્થને દર્શાવવા માટે इञ् પ્રત્યય પણ થાય છે. (१) (आ) **એકદેશી કે પૂર્વપક્ષની ઉક્તિનો આશય સમજાવતાં કૈયટ** કહે છે કે 'द्विगोर्लुगनपत्ये' (૪।૧।૮૮) (દ્વિગુસમાસનું નિમિત્ત જે તદ્ધિત પ્રત્યય જો અજાદિ અને અનપત્યાર્થ હોય તો પ્રાગ્દિવ્યતીય તદ્ધિતપ્રત્યયનો લુક્ થાય છે) આ સૂત્રથી તદ્ધિત પ્રત્યયનો લુક્ થાય છે. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે તદ્ધિતાર્થ દ્વિગુથી તદ્ધિત પ્રત્યય થાય છે. पञ्चगः એ દ્વિગુ સમાસ છે, બહુવ્રીહિ સમાસ નથી, તેથી 'पञ्चगु' શબ્દને તદ્ધિત मतुप् પ્રત્યય થવામાં કોઈ વાંધો નથી. અહીં વાસ્તવિક રીતે તો સિદ્ધાન્તીના કથન પ્રમાણે पञ्चगुः એ બહુવ્રીહિ સમાસ છે પણ પૂર્વપક્ષ એ તરફ લક્ષ ન આપતાં આ દ્વિગુ સમાસ છે એમ ધારી पञ्चगु એ દ્વિગુસમાસને मतुप् થવામાં કોઈ વાંધો નથી એમ વિચારી શંકા કરે છે.

**ततो द्वैमातुरः...**(પૃ. ૧૬૯, પં. ૭) (२) **આ એકદેશી ભાષ્યનોજવાબ આપતાં સિદ્ધાન્તી (સિદ્ધાન્ત ભાષ્ય)** કહે છે કે द्वैमातुरः,માં (द्वयोः मात्रोः अपत्यं पुमान्=द्वैमातुरः) पाञ्चनापितिः, पञ्चसु कपालेषु संस्कृतः पञ्चकपालः (पुरोडाशः)માં દ્વિગુ સમાસ માટે દ્વિગુ વિધાયક संख्यापूर्वो द्विगुः (૨।૧।૫૨) સૂત્ર ચરિતાર્થ કે સાવકાશ છે. અને पीतमम्बरं यस्य सः पीताम्बरः જેવા સ્થલમાં બહુવ્રીહિ સમાસ 'अनेकमन्यपदार्थे' (૨।૨।૨૪) સૂત્ર ચરિતાર્થ છે. पञ्चगुः એ સ્થલમાં એક બાજુ જો દ્વિગુ પ્રાપ્ત છે તો બીજી બાજુ બહુવ્રીહિ પણ પ્રાપ્ત છે, તે સ્થિતિમાં બહુવ્રીહિ વિધાયક સૂત્ર 'अनेकमन्यपदार्थे' પરસૂત્ર હોવાથી विप्रतिषेधे परं कार्यम् સૂત્રની મદદથી બલવાન થતાં તે (બહુવ્રીહિ વિધાયક સૂત્ર) દ્વિગુ સમાસનો બાધ કરે છે.

અહીં સિદ્ધાન્તી કહે છે કે पञ्चगुः એ દ્વિગુ સમાસ નથી પણ બહુવ્રીહિ છે. (અ) संख्यापूर्वो द्विगुः (૨।૧।૫૨) સૂત્રથી षाण्मातुरः, द्वैमातुरः એ સ્થલોમાં દ્વિગુ સમાસ ચરિતાર્થ કે સાવકાશ છે છતાં દ્વિગુની ચરિતાર્થતાને ન જાણતો પૂર્વપક્ષ કહે છે કે पञ्चगु ઉદા.માં બહુવ્રીહિ સમાસનો અપવાદ હોવાથી દ્વિગુની પ્રાપ્તિ છે.

**अन्यपदार्थे सुबन्तमात्रस्य**...(પૃ. ૧૭૦ પં. ૪–૫) (**घ**) કૈયટ પૂર્વપક્ષના મતનું વિવરણ કરતાં જણાવે છે કે અપવાદત્વને લીધે દ્વિગુ સમાસ થાય છે તે પાછળ પૂર્વપક્ષનો આશય છે કે તદ્ધિત પ્રત્યય લાવતી વખતે કરવામાં આવતો 'संख्यापूर्वो द्विगुः, વિશિષ્ટ સ્થલમાં થાય છે એવું વિધાન હોવાથી અન્ય પદાર્થમાં કેવલ સુબન્તથી થનાર બહુવ્રીહિનો દ્વિગુ બાધક થાય છે. પૂર્વપક્ષનો અહીં એ આશય છે કે દ્વિગુ વિધાયક સમાસશાસ્ત્ર વિશેષશાસ્ત્ર હોવાથી અને બહુવ્રીહિ વિધાયક સમાસ શાસ્ત્ર સામાન્યશાસ્ત્ર હોવાથી येन नाप्राप्ते यो विधिः आरम्यते स तस्य बाधको भवति (પરિ. ૫૭) એ ન્યાય પ્રમાણે દ્વિગુ, બહુવ્રીહિનો અપવાદક થશે અને એ રીતે બહુવ્રીહિનો બાધ કરશે.

**ततः सिद्धान्त्येकदेशी आहः**...(પૃ. ૧૭૦ પં. ૫) (**क**) આ ઉપર આ પૂર્વપક્ષનો ઉત્તર આપતા સિદ્ધાન્તીનો અભિપ્રાય પૂર્ણરૂપે ન જાણનાર, સિદ્ધાન્તી **એકદેશી** કહે છે કે પ્રકૃત ઉદાહરણ 'पञ्चगुः'માં (બહુવ્રીહિ) અંતરંગ હોવાથી બહુવ્રીહિ સમાસ થાય છે, (દ્વિગુ) બહિરંગ હોવાથી દ્વિગુ સમાસ થઈ શકતો નથી, બહુવ્રીહિ સમાસ અન્તરંગ કેવી રીતે? એમ પૂર્વપક્ષીએ એકદેશીને પૂછતાં, એકદેશી જવાબ આપે છે કે બહુવ્રીહિ સામાન્ય અન્ય પદાર્થનો વાચક છે, જ્યારે દ્વિગુ, વિશિષ્ટ પ્રકારના અન્ય પદાર્થનો વાચક છે કારણ કે 'तदस्यास्त्यस्मिन्निति એ દ્વિગુથી થનાર मतुप्' વિધાયક સૂત્રમાં 'अस्ति એ અધિક શબ્દનું ગ્રહણ કરેલ છે. આ સિદ્ધાન્તી એકદેશીના આશયને સમજાવતાં કૈયટ કહે છે તેમ અન્ય પદાર્થમાં બહુ-વ્રીહિનું વિધાન છે, બહુવ્રીહિ સમાસ કેવલ 'यस्य' એવા અર્થનો વાચક છે, જ્યારે मतुप् વિધાયક સૂત્રથી मतुप् પ્રત્યય માટે થનાર દ્વિગુ 'यस्य अस्ति' એવા અર્થનો વાચક છે. એટલે કે 'पञ्च गावः सन्ति यस्य' એ રીતના અધિક અર્થને કહેનાર દ્વિગુ पञ्च गावः यस्य એવા ઓછા અર્થને કહેનાર બહુવ્રીહિ સમાસની અપેક્ષાએ બહિરંગ ઠરે છે. આ ઉપરથી શંકાકાર એમ કહે છે કે સામાન્યપેક્ષ અન્તરંગ હોય છે, અને વિશેષાપેક્ષ બહિરંગ હોય છે.

**नैषा सिद्धान्त्युक्तिः**...(પૃ. ૧૭૧, પં. ૧) હવે આનો નાગેશ જવાબ આપે છે તે રીતે 'अनेकमन्यपदार्थे' એ સામાન્યશાસ્ત્રથી થનાર બહુવ્રીહિનો, तद्धितार्थ સંખ્યાપૂર્વ વિશિષ્ટ અર્થમાં થનાર દ્વિગુ, બાધક છે. અહીં સારાંશ એજ છે કે પૂર્વપક્ષીએ આપેલા દોષોનું ઉપરના ભાષ્યથી નિરાકરણ થતું ન હોવાથી તે એકદેશી ભાષ્ય છે એમ સિદ્ધ થાય છે. આવા એકદેશી ભાષ્યમાં सामान्यापेक्षं अन्तरङ्गम् અને विशेषापेक्षं बहिरङ्गम्' એવો નિયમ કહેવામાં આવ્યો છે, પણ એ નિયમ સિદ્ધાન્તી એ કહેલ ન હોવાથી પ્રમાણભૂત માનવામાં આવતો નથી.

**किं च उक्तरीत्या**...(પૃ. ૧૭૧. પં. ૨) બીજી વાત એમ છે કે 'अपवाद-त्वात् द्विगुः प्राप्नोति' એટલે કે દ્વિગુ બહુવ્રીહિનો અપવાદ હોવાથી 'पञ्चगुः' એ ઉદાહરણમાં દ્વિગુની પ્રાપ્તિ છે, તેથી બહુવ્રીહિ સમાસ ન થતાં દ્વિગુ સમાસ થવો જોઈએ એવું પૂર્વપક્ષીનું જે મંતવ્ય છે તે પણ મૂળમાંથીજ બરાબર નથી, કારણ કે આ બંને સમાસ, પૂર્વે કહ્યા પ્રમાણે પોત પોતાના વિષયમાં ચરિતાર્થ હોવાથી એક બીજાના અપવાદ થઈ શકતા નથી, ઊલટું બંને સમાસ તુલ્યબલ હોવાથી 'विप्रतिषेधे परं कार्यम्' એ ન્યાય અનુસાર બહુવ્રીહિ સમાસ પર હોવાથી બહુવ્રીહિ સમાસજ દ્વિગુનો બાધક બને છે.

**न चार्थकृतबहिरङ्गत्व....अदोषात्....** (પૃ. ૧૭૧, પં. ૫) અહીં શંકાકાર ગ્રંથકારને એમ કહે કે તમે પોતે જ કબૂલ કરો છો કે અધિક અર્થની અપેક્ષા કરનાર અર્થ બહિરંગ થાય અને ઓછા અર્થની અપેક્ષા કરનાર કાર્ય અન્તરંગ થાય એમ ભાષ્યમાં સ્પષ્ટ પણે કહેલ છે. જ્યારે પૂર્વે તો તમે એમ કહેતા હતા કે અધિક અર્થાપેક્ષ બહિરંગ અને અલ્પ અર્થાપેક્ષ અન્તરંગ એ નિયમ અમને જરાય માન્ય નથી, તો આ વિધાન ભાષ્યથી વિરુદ્ધ છે. આ શંકાનો જવાબ અહીં ગ્રંથકાર આપે છે કે અમને એ કબૂલ છે કે અધિક અર્થાપેક્ષ બહિરંગ અને અલ્પ અર્થાપેક્ષ અન્તરંગ હોય છે એ નિયમ અમને માન્ય નથી. (એમ પૂર્વે અમે જ કહ્યું છે). પણ આ અમારું મંતવ્ય ભાષ્યથી વિરુદ્ધ છે એ સિદ્ધ કરવા તમોએ જે ભાષ્યનું પ્રમાણ આપેલું છે, તે ભાષ્ય સિદ્ધાન્તીની ઉક્તિ નથી પણ એકદેશીની ઉક્તિ છે. તેથી અમોએ જે નિયમ પૂર્વે કહ્યો છે તે ભાષ્યથી વિરુદ્ધ ઠરતો નથી અને તેમાં કોઈ પણ દોષ આવતો નથી.

**अत एवास्तिग्रहणम्**...(પૃ. ૧૭૧, પં. ૬) અધિક અર્થાપેક્ષ બહિરંગ થાય અને અલ્પ અર્થાપેક્ષ અન્તરંગ થાય એ એકદેશીની ઉક્તિ હોવાથી તે સ્વીકારવી યોગ્ય નથી તેથી હવે કોઈ પ્રશ્ન રહે તો નથી, એમ માનીને આખરી સિદ્ધાન્ત રજુ કરતા मतुप् સૂત્રના ભાષ્યમાં સિદ્ધાન્તી એમ કહે છે કે 'तदस्यास्त्यस्मिन्०' એ मतुप् વિધાયક સૂત્રમાં કરેલું 'अस्ति' શબ્દનું ગ્રહણ ઉપાધિનું એટલે કે નિમિત્તનું દ્યોતક છે એમ સમજવું નહીં (मतुप् પ્રત્યય થાય એ માટે, કરવામાં આવતા દ્વિગુ સમાસમાં 'अस्ति' એ અધિક શબ્દનો અર્થ હોવાથી એકદેશી દ્વિગુને બહિરંગ ઠરાવવા જાય છે પણ તે બરાબર નથી, કારણ કે જેમ બહુવ્રીહિ સમાસમાં 'अस्ति' શબ્દનું ગ્રહણ નથી તેમ દ્વિગુ સમાસમાં પણ 'अस्ति' શબ્દનું ગ્રહણ નથી. બંને સમાસો વાસ્તવિક સરખાપણાના અર્થને કહેનાર હોવાથી એકદેશીનું મંતવ્ય બરાબર નથી એમ પ્રતિપાદન કરીને છેલ્લે સિદ્ધાન્તી એમ કહે છે કે मतुप् પ્રત્યય

લાવવો હોય ત્યારે દ્વિગુ સમાસ માટે પ્રતિષેધ વચન કહેલું છે ('मत्वर्थे द्विगोः प्रतिषेधो वक्तव्यः'). અને આવું વચન હોવાથી (पञ्च गावः सन्ति यस्य सः અહીં मतुप् પ્રત્યય લાવવા માટે દ્વિગુ સમાસ કરવો નહીં, અને पञ्चगोमान् એવું રૂપ કરવું નહીં, અહીં તો બહુવ્રીહિ સમાસ કરવો અને તે સમાસ કરતાં 'गोस्त्रियोरुपसर्जनस्य' સૂત્રથી ઉપસર્જન गो શબ્દનોહ્રસ્વ કરવો, તેથી पञ्चगुः એવું રૂપ સિદ્ધ થાય છે. આ રીતે 'मत्वर्थे०' એ વાર્તિકનો સ્વીકારજ એ બતાવે છે કે અહીં विशेषापेक्षं बहिरङ्गत्वं અને अधिकापेक्षं बहिरङ्गत्वम्' એ બંને અભિમત નથી.

**अत एव तदोः सः**...(પૃ. ૧૭૨, પં ૩) સામાન્યાપેક્ષ હોય તે અન્તરંગ થાય છે અને વિશેષાપેક્ષ હોય તે બહિરંગ થાય છે એવું ભટ્ટોજી દીક્ષિત આદિ એ દર્શાવેલ અન્તરંગત્વ અને બહિરંગ આ પ્રકૃત असिद्धं वहि० પરિ.માં લેવામાં આવતું નથી. અને તેથીજ 'तदोः सः सावनन्त्ययोः' એ સૂત્રમાં કરેલ अनन्त्ययोः ગ્રહણ ચરિતાર્થ થાય છે. દા. ત. सः. અહીં तद्+सुમાં 'त्यदादीनामः' (૭।૩।૧૦૨) સૂત્રથી त्यद्, तद् આદિ શબ્દોને, પછી વિભક્તિ આવેલ હોય તો અન્તિમ વર્ણનો 'अ' થતાં त+अ+सु માં अतो गुणेथी પરરૂપ થતાં 'त+सु'માં तदोः सः सावनन्त्योः' (૭।૨।૧૦૬) સૂત્રથી 'सु' પ્રત્યયથી અવ્યવહિત પૂર્વે આવેલા त्यद् तद् આદિ શબ્દોના અનન્ત્ય તકાર (કે દકાર)નો 'स' આદેશ થાય છે તેથી 'त्'નો स् થતાં આખરે 'सः' રૂપ બને છે. હવે અહીં પ્રશ્ન થાય છે કે 'तदोः सः सावनन्त्ययोः' સૂત્રમાં 'अनन्त्ययोः (અન્તે નહીં આવેલ) એવા પદનું ગ્રહણ કેમ કર્યું ? એનો જવાબ એ છે કે જો अनन्त्ययोःએ ગ્રહણ ન કર્યું હોત તો तद्+सु જેવામાં 'त्यदादीनामः'થી 'अत्व' થવા આવતાં તેનો બાધ કરીને 'तदोः सः' એ સૂત્રથી तद्+सुમાં અન્તિમ દકારને જ स થતાં અનિષ્ટ રૂપ થાત, એ અનિષ્ટ રૂપ રોકવા માટે 'अनन्त्ययोः' ગ્રહણ કર્યું છે. પણ હવે सामान्यापेक्षं અન્તરંગ માનતાં 'त्यदादीनामः' સૂત્રથી પછી આવનાર કોઈ પણ વિભક્તિ હોય ત્યારે થતું अत्व અન્તરંગ છે, જ્યારે 'तदोः सः'થી (પછી જો 'सु' પ્રત્યયઆવ્યો હોય તો તેને નિમિત્ત માનીને) થનાર 'सत्व' વિશેષાપેક્ષ હોવા લીધે બહિરંગ છે. અહીં અન્તરંગ કાર્ય પ્રબલ હોવાથી પહેલાં 'अत्व थशे અને પછી 'तदोः सः' સૂત્ર લાગતાં सत्व થશે એ રીતે કોઈ આપત્તિ નથી તો तदो सः સૂત્રમાં તો अनन्त्ययोः ગ્રહણ કેમ કર્યું ? એ ગ્રહણ કર્યું છે. તેથી એ સિદ્ધ થાય છે કે ઉપરનું ભટ્ટોજી દીક્ષિતાભિમત અન્તરંગત્વ (અને બહિરંગત્વ) લેવામાં આવનું નથી.

**नन्वेवम असुप्सुवत**...(પૃ. ૧૭૨. પં ૯) આ રીતે જે કાર્ય કે શાસ્ત્ર सामान्यापेक्ष છે, એ અન્તરંગ છે અને જે કાર્ય કે શાસ્ત્ર વિશેષાપેક્ષ છે તે બહિ-

રંગ છે એ ભટ્ટોજીના મતનું ખંડન કરી નાગેશ અન્તરંગ અને બહિરંગની નવી જુદી વ્યાખ્યાઓ આપે છે. अन्तर्भूतनिमित्तकम् अन्तरङ्गम् અને वहिर्भूतनिमित्तकम् बहिरङ्गम् અહીં अन्तरङ्ग, બહિરંગ શબ્દમાં આવેલ 'અંગ' શબ્દનો અર્થ 'નિમિત્ત' એમ થાય છે. તેથી 'જેનું નિમિત્ત પૂર્વમાં આવેલું હોય, કે પાસે (સમીપ)માં આવેલું હોય તે કાર્ય કે શાસ્ત્ર અન્તરંગ ગણાય છે, અને જેનું નિમિત્ત પછી આવતું હોય કે બહારનું હોય તે કાર્ય કે શાસ્ત્ર બહિરંગ ગણાય છે. આ જ બાબતને બીજા શબ્દોમાં કહીએ તો पूर्वोपस्थितनिमित्तकमन्तरङ्गम् અને पश्चादुपस्थितनिमित्तकं बहिरङ्गम् એ રીતે કહી શકાય છે. આથી જે શાસ્ત્રનું નિમિત્ત પૂર્વોચ્ચરિત હોય તેવું અન્તરંગ, પશ્ચાદુચ્ચરિત નિમિત્તવાળા બહિરંગ શાસ્ત્ર કરતાં બલવાન ગણાય છે એમ સિદ્ધ થયું.

કેટલાક લોકો અલ્પની અપેક્ષા રાખે તે अल्पापेक्षम् अन्तरङ्गम् અને વધુની અપેક્ષા રાખે તે બહિરંગ એવી વ્યાખ્યા કરવા માંગે છે તે બરાબર નથી, કારણ કે તેમ કરતાં असुस्रुवत् એ રૂપમાં અનિષ્ટત્વ આવે છે √स्रु च्लि लुङ्માં 'णिश्रिद्रुस्रुभ्यः कर्तरि चङ्' સૂત્રથી 'च्लि'ના સ્થાનમાં चङ् (अ) આદેશ થતાં, ભૂતકાલવાચક 'अट्' આગમ થતાં अ+स्रु+अ+त् એ સ્થિતિમાં 'चङि' (६।४।११) (જો પછી चङ् આવ્યો હોય તો અભ્યાસ (દ્વિત્વ) રહિત ધાતુના અવયવ પ્રથમ એકાચ્નું દ્વિત્વ થાય છે) સૂત્રથી દ્વિત્વ થતાં अ+स्रु+स्रु+अ+त् સ્થિતિમાં 'अचिश्नुधातु (६/૪/૭૭) સૂત્રથી उवङ् થતાં अ+सु+स्रुव्+अ+त् થઈ આખરે 'असुस्रुवत्' એવું અભીષ્ટ રૂપ બને છે.

હવે મુખ્ય પ્રશ્ન એ છે કે अ+सु+स्रु+अ+त्માં અભ્યાસોત્તર 'स्रु' ના 'उ'નો 'पुगन्तलघूपधस्य च' (७।३।८६) સૂત્રથી 'स्रु' નો उ લઘૂપધ હોવાથી ગુણ પ્રાપ્ત થાય છે. આ ગુણ થવા માટે तिप् (આર્ધધાતુક) પ્રત્યય એટલું જ નિમિત્ત છે. એટલે કે ગુણ અલ્પાપેક્ષ (અલ્પ નિમિત્તની અપેક્ષા રાખે છે) તો 'अचिश्नु.' સૂત્રથી થનાર उवङ् આદેશ માટે પણ અજાદિ (પરમાં સ્વર) હોવો જોઈએ એટલું જ અલ્પ નિમિત્ત છે. આ રીતે ગુણ અને उवङ् બંને સમાન નિમિત્તક છે તે સ્થિતિમાં अल्पापेक्षम् अन्तरङ्गम् અને वह्वपेक्षं बहिरङ्गम् એવી વ્યાખ્યાથી કોઈ અર્થ સરતો નથી. તેવી સ્થિતિમાં લઘૂપધગુણ વિધાયક સૂત્ર, उवङ् વિધાયક સૂત્ર કરતાં પર સૂત્ર હોવાથી ગુણ થતાં 'असुस्रवत्' એવું અનિષ્ટ રૂપ બનવા માંડશે. પણ હવે पूर्वोपस्थितनिमित्तकं अन्तरङ्गम् એવી (નવી) વ્યવસ્થા કરવામાં આવતાં કોઇ મુશ્કેલી રહેતી નથી. આ નવી વ્યવસ્થા પ્રમાણે उवङ् કાર્ય અન્તરંગ બને છે કારણ કે उवङ् માટેનું નિમિત્ત अच् असुस्रु+अ, એ પૂર્વોપસ્થિત છે કે પહેલાં આવે છે,

જ્યારે ગુણમાં નિમિત્ત તિર્ (त) અ ની અપેક્ષાએ પરોપસ્થિત છે કે પછી (છેલ્લો) આવે છે. તેથી અન્તરંગ उवङ् થતાં 'असुसुवत्' એ અભીષ્ટ રૂપ બનવામાં કોઈ મુશ્કેલી આવતી નથી. આ રીતે અન્તરંગની पूर्वोपस्थितनिमित्तकत्वम् अन्तरङ्गत्वम् એ વ્યાખ્યા નિર્દુષ્ટ છે.

**इदमन्तरङ्गत्व' लोकन्यायसिद्धम्....** (પૃ. १७३. પં. २) पूर्वोपस्थित-निमित्तकत्वमन्तरङ्गत्वम्'માં સૂચિત અન્તરંગત્વ લોકવ્યવહારથી સિદ્ધ છે. पूर्वोपस्थितिकत्वं કે पूर्वोच्चरितनिमित्तकत्वं अन्तरङ्गत्वम्' એવી વ્યવસ્થા સિદ્ધ થાય છે. તેથી જ 'पट्व्या' જેવાં રૂપોની પણ સિદ્ધિ કોઈ મુશ્કેલી વગર થઈ શકે છે.

**पट्व्या...**(પૃ. ૫૭૩. પં. ૮) —(पटु કે) पट्वी શબ્દ સ્ત્રીલિંગ, તૃતીયા વિ. એ. વ. આ પ્રસંગે કોઈ પણ રૂપ સિદ્ધિ વખતે પ્રવર્તમાન બે પક્ષો જેવા કે विभज्यान्वाख्यान અને क्रमेण अन्वाख्याननो થોડો વિચાર આવશ્યક છે. 'क्रमेण अन्वाख्यान' એ પક્ષમાં અમુક પદમાં તેના વાચક (સાર્થક) ઘટક અવયવોનું ક્રમથી વ્યાખ્યાન કરીને જે રૂપ સિદ્ધિ કરવી તે क्रमेण अन्वाख्याव છે જ્યારે 'विभज्यान्वाख्यान'માં અમુક પદના વિભાગ પાડીને તેનું અન્વાખ્યાન (સિદ્ધિ) કરવામાં આવે છે. પ્રસ્તુત पट्व्या રૂપમાં જો क्रमेण अन्वाख्यान (ક્રમપૂર્વક વ્યાખ્યાન)નો આશ્રય લેવામાં આવે છે તો पटु શબ્દને સ્ત્રીત્વ વાચક ङीप् કરતાં पटु+ईमां પછી यणादेश કરતાં पट्वी એવા તૈયાર થયેલ શબ્દને તૃ.વિ.એ.વ.નો आ (टा) પ્રત્યય લાવતાં पट्वी+आमा એ પછી યણાદેશ કરતાં पट्व्या રૂપ બને છે. અહીં પ્રસ્તુત પરિ. असिद्धं बहि० વગર જ રૂપ સિદ્ધિ થઈ શકે છે, પણ મુશ્કેલી विभ-ज्यान्वाख्यान (વિભાગપૂર્વક વ્યાખ્યામાં આવે છે. તે એ રીતે કે पट्व्यामां पटु+ई+आ એમાં (પહેલો उ અને બીજો इ તેની જગ્યાએ બે યણાદેશની પ્રાપ્તિ થાય છે. ત્યારે કયો યણાદેશ છે પ્રથમ કરવો અને કયો પછી કરવો એ પ્રશ્ન જાગે છે તે સમયે 'पटु'માં 'उ'નો 'यण्' આદેશ पूर्वोपस्थितिनिमित्तकम् अन्तरङ्गम्' पटु+ई (ङीप्) માં લિંગબોધક ङीप् પ્રત્યય નિમિત્તને લઈ (अच् ને લઈ)ને થનારો यण् આદેશ અન્ત-રંગ છે તેથી એ પ્રથમ કરવો અને પછી पट्व्+ई+आ'માં સંખ્યા (તૃતીયા) કારક બોધક टा (आ) પ્રત્યયના નિમિત્તથી થનાર यण् કર્યા पट्+व्+य्+आ થતાં આખરે पट्व्या રૂપની અભીષ્ટ સિદ્ધિ થાય છે.

**अत एव वाय्वोः...**(પૃ. १७४ પં. २) पूर्वोपस्थितनिमित्तकं अन्तरङ्गम् ઈત્યાદિ નિયમ, જ્યાં અન્તરંગ અને બહિરંગ કાર્ય એકી સાથે (એક જ સમયે) પ્રાપ્ત હોય ત્યાં લાગે છે, પણ અમુક ઉદાહરણોમાં અન્તરંગ કાર્ય થતાં પહેલાં એકવાર બહિરંગ કાર્ય કે શાસ્ત્ર થઈ ગયું હોય ત્યાં એ બહિરંગ કાર્ય पूर्वोपस्थित.

અન્તરંગ કાર્ય કરતી વખતે અસિદ્ધ મનાતું નથી. અને આ બાબત ભાષ્યકારને પણ અભીષ્ટ છે. તેથી 'वाय्वोः' ઉદાહરણમાં वायु + ओसू , वायू + वू + ओसू = वाय्वोः એ ઉદાહરણમાં 'लोपो व्योर्वलि' (૬૧૧૬૬) સૂત્રથી 'यू'નો લોપ થવા આવે છે, ત્યારે યણાદેશનો સ્થાનિવદ્ભાવ કરીને वू ને उ માની, वल्‌પરકત્વનો અભાવ હોવાથી ભાષ્યકારે 'यू' ના લોપનું નિવારણ કર્યું છે. ત્યાં पूर्वोपस्थित એ અન્તરંગ નિયમનો આધાર લીધો નથી. કારણ કે वायु+ओसू માં યણાદેશ અને यू લોપ એકી સાથે પ્રાપ્ત નથી. અહીં યણાદેશ માટે 'अचि' એ નિમિત્ત રૂપે ओसू નો ओ છે, જ્યારે यू લોપનું નિમિત્ત वल्, (वायू+वू+ओस् માં) ओस्‌ની પૂર્વે આવેલ છે. તેથી य લોપ કાર્ય અન્તરંગ છે અને યણાદેશ કાર્ય બહિરંગ છે. અહીં બહિરંગ यण् પહેલાં જ થઈ ગયો છે, અને તે પછી વલાદિત્વ નિમિત્ત મળતાં य લોપ પ્રાપ્ત થયો છે. તેથી पूर्वोपस्थित० અન્તરંગ કાર્ય કરતી વખતે जात (થઈ ગયેલ) બહિ-રંગ કાર્ય અસિદ્ધ ગણાતું નથી. તેથી 'अन्तरङ्ग' નિયમ, પ્રમાણે યણાદેશને અસિદ્ધ કરી શકાય તેમ ન હોવાથી ભાષ્યકારને સ્થાનિવદ્ભાવનો આશ્રય લેવાની જરૂર પડેલી છે. અહીં સારાંશ એ જ છે पूर्वोपस्थित० એ અન્તરંગ નિયમ જ્યારે અન્તરંગ અને બહિરંગ એ બંને કાર્ય યુગપત્ (એકી સાથે) થવા આવે ત્યારે જ આ पूर्वोप० નિયમ લાગુ પડે છે.

**यत्त्वेवं रीत्या पूर्वस्थानिकम्**....(પૃ. ૧૭૪ પં. ૫) કેટલાક વિદ્વાનો पूर्वोपस्थितनिमित्तकं अन्तरङ्गम् ने બદલે पूर्वस्थानिकमन्तरङ्गम् , અને परस्थानिकं बहि-रङ्गम् અર્થાત્ (ઉચ્ચાર ક્રમમાં) પૂર્વસ્થાનીને પ્રાપ્ત થનાર કાર્ય અન્તરંગ છે, અને તેની પછીના સ્થાનીને પ્રાપ્ત થનાર કાર્ય બહિરંગ છે એમ કહે છે. નાગેશ આ "કેટલાક'ના મતનું ખંડન કરે છે; અને કહે છે કે આવા પ્રકારનું અન્તરંગ બહિરંગત્વ ભાષ્યકારે સ્વીકાર્યું નથી. વળી अन्तरङ्ग, बहिरङ्ग શબ્દમાં આવેલ અંગ શબ્દ નિમિત્તવાચી છે, સ્થાનિવાચક નહીં. **स्रजिष्ठः**–अतिशयेन स्रग्वी इति स्रजिष्ठः અહીં स्रज् (માલા) શબ્દને 'अस्मायामेधास्रजो विनिः (૫૨૨૧) સૂત્રથી 'विन्' પ્રત્યય થતાં स्रज्+विन्=स्रग्वी રૂપ થાય છે. એ પછી अतिशयेन स्रग्वी स्रजिष्ठः. 'स्रग्विन्' ને અતિશય અર્થમાં "अतिशायने तमबिष्ठनौ' સૂત્રથી इष्ठन् પ્રત્યય થતાં स्रग्विन् इष्ठन् એવી સ્થિતિ થાય છે. તે પછી 'विन्मतो र्लुक' (૫।૩।૬૫) (પછી જો 'इष्ठन् અને ईयसू પ્રત્યય આવેલ હોય તો विन् અને मतुप् (मत् )નો લોપ થાય છે.) સૂત્રથી विन् પ્રત્યયનો લોપ થાય છે અને આખરે स्रजिष्ठः એવું અભીષ્ટ રૂપ થાય છે. હવે મુખ્ય પ્રશ્ન તો એ છે કે स्रग्विन्+इष्ठः માં એક બાજુ 'टेः' (૬।૧।૧૫૫) (પછી જો इष्ठ, इम અને ईयप् પ્રત્યય આવેલ હોય તો તેમની પૂર્વેના ભસંજ્ઞક

ભાગનો લોપ થાય છે) સૂત્રથી 'इन्' ભાગનો લોપ થવા આવે છે; જ્યારે 'विन्मतोर्लुक्' (૫।૩।૬૫) સૂત્રથી 'विन्' ભાગનો લોપ થવા આવે છે. આ સ્થિતિમાં 'विन्मतो'० સૂત્ર 'टेः'નુ અપવાદક સૂત્ર હોવાથી विन् નો લોપ થતાં स्रज्+इष्ठः (स्रजिष्ठः) થાય છે. પણ स्रज्+इष्ठःમાં વળી પાછી શંકા થાય છે કે 'स्रज्' એ ભાગમાં 'टेः' એ સૂત્રથી 'टि' ભાગનો લોપ થવો જોઈએ ત્યારે 'प्रकृत्यैकाच्' (૩।૪।૬૩) (પછી इष्ठन् આદિ પ્રત્યયો પછી આવેલ હોય તો 'एकाच्'નો પ્રકૃતિભાવ થાય છે) સૂત્રથી ટિ લોપનો બાધ થાય છે. અને स्रज्+इष्ठः એ જે સ્થિતિ છે તે તેવીને તેવીજ રહે છે.

અહીં મુખ્ય બાબત એ છે કે ભાષ્યકારે 'प्रकृत्यैकाच्' સૂત્રના આ પ્રયોજનનું ખંડન કર્યું છે, અને स्रज्+इष्ठःમાં થવા આવતા ટિ લોપ (अज् ભાગના લોપનું નિવારણ કરવા માટે ભાષ્યકારે જાતિપક્ષનો આશ્રય લીધો છે. એટલેકે જે કોઈ ટિલોપ થવા આવે તે બધાજ ટિલોપનો 'विन्मतोर्लुक्' સૂત્રથી (વિહિત लुक्)થી બાધ થાય છે.

જો पूर्वस्थानिकमन्तरङ्गम् એ જાતનું અન્તરંગત્વ લઈ શકાતું હોત તો 'इन्'નો લોપ પૂર્વસ્થાનિક હોવાથી અન્તરંગ થશે અને તેની દૃષ્ટિએ विन्નો લોપ પર સ્થાનિકત્વને લીધે બહિરંગ થશે, અને પછી આવા અન્તરંગ કાર્યની દૃષ્ટિએ 'विन्'નો લોપ અસિદ્ધ થતાં એટલે 'स्रग्विन्+इष्ठः એવી જ સ્થિતિ રહેતાં स्रज्માં अज् એ ટિ ભાગને લોપ જ પ્રાપ્ત નથી; આ રીતની વ્યવસ્થાથી स्रजिष्ठःમાં અનિષ્ટનું નિવારણ કરી શકાય છે, તો ભાષ્યકારે જાતિપક્ષનો આશ્રય લઈને દોષ (કે અનિષ્ટ)નું નિવારણ કેમ કર્યું ? તે ઉપરથી સિદ્ધ થાય છે કે पूर्वोपस्थितस्थानिकम् अन्तरङ्गम् લેવામાં આવતું નથી. આવા પ્રકારનું અન્તરંગત્વ ભાષ્યમાં પણ ક્યાંયે દર્શાવવામાં આવ્યું નથી. (પણ पूर्वोपस्थितनिमित्तक' अन्तरङ्गम એ પ્રકારનું જ અન્તરંગત્વ પ્રકૃત પરિ. असिद्धं बहिरङ्गम्માં વિવક્ષિત છે).

**इयं चोत्तरपदाधिकारस्थ**...(પૃ. ૧૭૫, પં. ૪) આ રીતે पूर्वोपस्थितनिमित्तकं अन्तरङ्गम्ની સ્થાપના કરી નાગેશ હવે એક બીજી વાત કરે છે તે પ્રમાણે આ असिद्धं वहि० પરિ., ઉત્તરપદનો જેમાં અધિકાર આવે છે તેવા સૂત્રને બહિરંગ બનાવી (તેને અસિદ્ધ કરવાનું હોય) ત્યાં આ પરિ. લાગતી નથી, પણ તે ઉક્તિ પૂર્વપક્ષની હોઈ આદરને પાત્ર નથી. દા. ત. परन्तपः. અહીં परान् तापयतीति परन्तपः એ ઉદા.માં 'द्विषत्परयोस्तापेः' (૩।૨।૩૯) સૂત્રથી खच् (अ) પ્રત્યય થાય છે. એ પછી पर+ताप्+अ સ્થિતિમાં अरुर्द्विषदजन्तस्य मुम् (૬।૩।૬૭) (ખિદન્ત ઉત્તરપદ હોય ત્યારે अरुष्, द्विषत् તથા अजन्तને मुम् આગમ થાય છે) સૂત્રથી 'अलुगुत्तरपदे सूत्र-

માંથી ઉત્તરપદનો જેમાં અધિકાર આવે છે તેવા આ સૂત્રથી 'मुम्' (म्) આગમ થાય છે. पर+म्+ताप्+अ એ સ્થિતિમાં 'खचि ह्रस्वः' (૬।૪।૯૪) સૂત્રથી 'ताप्' (ઉપધા)નો હ્રસ્વ થતાં આખરે परन्तपः એવું રૂપ બને છે. અહીં મુખ્ય બાબત તો એ છે કે पर+म्+तप्+अमां એક બાજુ 'मोऽनुस्वारः' (૮।૩।૨૩) સૂત્રથી અનુસ્વાર પ્રાપ્ત થાય છે. અહીં 'अरुर्द्विषद' સૂત્રથી ખિદન્ત શબ્દ પર હોય અને અજન્ત શબ્દ પૂર્વમાં હોય એમ બે નિમિત્તોને લઈને થતો मुम् આગમ બહિરંગ છે, જ્યારે કેવલ પદાન્ત હોય ત્યારે 'म'નો અનુસ્વાર કરનાર 'मोऽनुस्वारः' એક જ નિમિત્તની અપેક્ષા રાખનાર અનુસ્વાર અન્તરંગ છે. એ સ્થિતિમાં પ્રસ્તુત असिद्धं बहि० પરિ, લાગતાં અન્તરંગ અનુસ્વાર કરતી વખતે બહિરંગ મુમાગમ અસિદ્ધ થાય છે. તેથી અહીં मुम् વિદ્યમાન જ નથી એમ સમજાતાં 'म्'નો અનુસ્વાર થઈ શકશે નહીં એવો પ્રશ્ન ઊભો થાય છે. પણ આ પ્રશ્નના જવાબમાં ભાષ્યમાં એવો ઉત્તર આપ્યો છે કે 'ઉત્તરપદનો' અધિકાર જ્યાં આવે છે તેવા સૂત્રથી થનાર કાર્ય કે જે બહિરંગ છે (પ્રસ્તુત मुम् આગમ કાર્ય) તેના વિષયમાં આ પરિ. લાગશે જ નહીં, તેથી બહિરંગ मुम् અસિદ્ધ થશે નહીં, અને અનુસ્વાર સુખેથી થઈ શકે છે. અર્થાત્ નાગેશના મતે असिद्धं बहि० એ પરિ. ઉત્તરપદાધિકારવાળા સૂત્રોથી થનાર બહિરંગ કાર્યોમાં પણ લાગે જ છે.

**आभीयेऽन्तरङ्गे....**(પૃ. ૧૭૫, પં. ૯) પ્રસ્તુત असिद्धं बहि० આ અન્તરંગ પરિભાષા જ્યાં આભીય અન્તરંગ કાર્ય કરવાનું હોય ત્યારે સમાનાશ્રય આભીય બહિરંગ કાર્ય અસિદ્ધ થાય છે એટલે કે તેવા સ્થાનમાં લાગતી નથી. असिद्धवदत्राभात् (૬।૪।૨૨) છઠ્ઠા અધ્યાયના ચોથા પાદના બાવીસમા સૂત્રથી શરૂ કરીને છઠ્ઠા અધ્યાયનો ચોથો પાદ પૂરો થાય ત્યાં સુધીનાં બધાં સૂત્રોને આભીય ('भ' સંજ્ઞા યુક્ત) કહેવાય છે. આ સૂત્રથી, સમાનાશ્રય આભીય કાર્ય પ્રત્યે, થઈ ગયેલ સમાનાશ્રય આભીય કાર્ય અસિદ્ધ થાય છે. દા.ત. पपुषः (√पा ધાતુ પરોક્ષ ભૂતકૃદન્ત; પુંલિંગ, દ્વિતીયા, વિ. બ. વ.) અહીં पा+वस्+(क्वसु)+अस् (शस्)માં એક બાજુ 'वसोः संप्रसारणम्' (૬।૪।૧૩૧) સૂત્રથી સંપ્રસારણ, એ પછી પૂર્વરૂપ કરીને पपा+उस्+वस् એ સ્થિતિ થાય છે, હવે અહીં 'आतो लोप इटि च' (૬।૪।૬૪) (અજાદિ કિત્ ઙિત્ આર્ધધાતુક પ્રત્યય, અને इट् આવેલ હોય તો आकारान्त ધાતુના 'आ'નો લોપ થાય છે.) સૂત્રથી 'आ'નો લોપ થાય છે તેથી पप्+उस्+अस् એ સ્થિતિ થઈને આખરે पपुषः' રૂપ સિદ્ધ થાય છે.

અહીં पपुषःમાં સંપ્રસારણ અને आ લોપ એમ બે કાર્યો પ્રસ્તુત છે, આ

આ બંને કાર્યો (અને તે કરનારાં સૂત્રો) આભીય કાર્ય છે. અહીં સંપ્રસારણ કાર્ય પરોપસ્થિત (પછીના शस् પ્રત્યય) નિમિત્તને લીધે થતું હોઈ તે બહિરંગ છે, જ્યારે પૂર્વોપસ્થિત (उस्) નિમિત્તને લઈને થતું આ લોપ કાર્ય અન્તરંગ છે. તેથી અન્ત-રંગ લોપ કાર્ય કરતી વખતે, બહિરંગ સંપ્રસારણ કાર્ય અસિદ્ધ થાય એ રીતની 'असिद्धं बहिरङ्गम्' અન્તરંગ પરિ.ની પ્રવૃત્તિ થતાં पपा+उस्+अस्માં उस् અસિદ્ધ થતાં (એટલે કે वस् સમજાતાં) આનો લોપ થઈ શકશે નહીં, આ એક મુશ્કેલી આવશે, પણ હમણાં જ ઉપર જે વિધાન કર્યું કે આભીય કાર્યના વિષયમાં પ્રસ્તુત અન્તરંગ પરિ. લાગતી નથી .તેથી (उस्) સંપ્રસારણ અસિદ્ધ થશે નહીં, આનો લોપ સુખેથી થઈ શકશે, તેથી કોઈ મુશ્કેલી રહેતી નથી.

હવે રહી असिद्धवदत्राभात्‌ની વાત. આ સૂત્રથી આભીય આ લોપ કરતી વખતે થઈ ગયેલ આભીય કાર્ય સંપ્રસારણ અસિદ્ધ થશે તો પાછો वस्‌ને उस् સમજાતાં આ લોપ થઈ શકશે નહીં, એ મુશ્કેલી તો રહે છે જ; ત્યારે ત્યાં એ જવાબ છે કે 'असिद्धवदत्रा० સૂત્ર સમાનાશ્રય કાર્યમાં પ્રવૃત્ત થાય છે. અહીં પ્રસ્તુત ઉદાહરણમાં તો पपा+उस्+अस्માં સંપ્રસારણ કાર્ય 'अस्' (शस्)'ને માનીને शस्‌ના આશ્રયે થાય છે, જ્યારે આનો લોપ તો उस् (અજાદિ)ને માનીને થાય છે. તેથી આ બંને કાર્યો વિરુદ્ધ આશ્રયવાળાં છે, સમાનાશ્રય નહીં. તેથી 'असिद्धवदत्रा' સૂત્ર લાગી શકશે નહીં તેથી અસિદ્ધનો સવાલ જ રહેશે નહીં. તેથી पपा+उस्+अस्માં આનો લોપ થતાં पपुषः રૂપ સિદ્ધ થઈ શકશે, એટલે કોઈ મુશ્કેલી રહેતી નથી.

**एवं सिचि वृद्धिः**...(પૃ. ૧૭૬, પં. ૩) असिद्धं बहि० અન્તરંગ પરિ-ભાષા (૧) ત્રિપાદીમાંના સૂત્રોથી કાર્ય કરવામાં આવે ત્યાં લાગતી નથી. (૨) આભીય અધિકારમાંનાં સમાનાશ્રય કાર્ય કરતી વખતે લાગતી નથી એમ કહીને હવે એમ કહે છે કે 'सिचि वृद्धिः' એ સૂત્રથી કાર્ય કરતી વખતે પણ 'असिद्धं बहि. એ પરિ. લાગતી નથી.

इको गुणवृद्धी (૧૧૧૩) સૂત્ર ઉપરના ભાષ્યમાં 'येन नाप्राप्ते०' એ ન્યાયથી અપવાદ, અન્તરંગ કાર્યનો બાધક થતો નથી તે ન્યાયના આધારે 'न सिच्यन्त०' એમ કહેલું છે. આ વાતને એક ઉદાહરણથી સમજીશું. अचैषीत्० (√चिञ् चयने ચિ પમો ગણ (સ્વાદિ) ઉભયપદ (અહીં પરસ્મૈપદ लुङ् (અદ્યતન ભૂત૦) તૃ. પુ. એ. વ.) अ+चि+स्+त्‌માં 'अस्तिसिचोऽपृक्ते' સૂત્રથી 'त्' પ્રત્યયને 'ईट्' આગમ થતાં अ+चि+स्+ईत्‌માં પછી આવેલ આર્ધધાતુક सिच् નિમિત્તને લઈને 'सिचि वृद्धिः परस्मैपदेषु' (૭।૨।૧) (પછી પરસ્મૈપદ સંજ્ઞક सिच् પ્રત્યય આવતાં ઈગન્ત અંગને વૃદ્ધિ થાય છે) સૂત્રથી વૃદ્ધિ થતાં આખરે अचैषीत् રૂપ બને છે.

હવે મુખ્ય પ્રશ્ન તો એ છે કે अ+चि+स्+ई+त એ સ્થિતિમાં सार्वधातुका० સૂત્રથી આર્ધધાતુક સિચ્ પ્રત્યય હોય તો તેવા એકજ નિમિત્તને લઈને ગુણ થવા આવે છે, આ ગુણકાર્ય અન્તરંગ છે, તો પછી આર્ધધાતુક સિચ્ અને તે પરસ્મૈપદી હોય એ બે નિમિત્તને લઈને 'सिचि वृद्धिः' સૂત્રથી વૃદ્ધિ થવા આવે છે. આ વૃદ્ધિકાર્ય બહિરંગ છે. હવે આ રીતે अ+चि+स्+ई+तમાં ગુણ અને વૃદ્ધિ એમ બંને કાર્યો પ્રાપ્ત થાય છે ત્યારે 'असिद्धं बहि० આ પરિ.ની પ્રવૃત્તિ કરવામાં આવતાં બહિરંગ વૃદ્ધિ અસિદ્ધ થતાં, ગુણ થતાં 'अचेषीत એવું અનિષ્ટ રૂપ બનવા માંડશે. આવું અનિષ્ટ રોકવા માટે ભાષ્યકારે 'न सिचि अन्तरङ्गमस्ति' (એટલે કે 'સિચ્થી પ્રયુક્ત કાર્ય કરતી વખતે (પ્રસ્તુતમાં વૃદ્ધિ કરતી વખતે) असिद्धं बहि० એ પરિ. લાગતી નથી. તેથી હવે ગુણ અન્તરંગ હોવા છતાં તે ન થતાં વૃદ્ધિ થતાં अचैषीत् એવું અભીષ્ટ રૂપ સિદ્ધ થાય છે, તેથી કોઈ મુશ્કેલી રહેતી નથી.

અહીં એ ધ્યાનમાં રાખવું જોઈએ કે ભાષ્યનું 'न सिचि अन्तरङ्गमस्ति' એ કોઈ અપૂર્વ વચન નથી પણ ફલિતાર્થ કથન છે. તે એ રીતે કે अचैषीत જેવાં સ્થલોમાં 'सार्वधातुकार्ध. એ ગુણ વિધાયક સૂત્ર સામાન્ય સૂત્ર છે, જ્યારે 'सिचि वृध्दिः એ વિશેષ સૂત્ર છે. જ્યાં જ્યાં 'सिचि वृध्दिः' એ વિશેષ સૂત્ર જશે, ત્યાં सार्वधा० એ સામાન્યશાસ્ત્રની અવશ્ય પ્રવૃત્તિ છે, કારણ કે સિચ્ એ આર્ધધાતુક પ્રત્યય હોવાથી સર્વત્ર ગુણ પ્રાપ્ત થનાર છે. એ સ્થિતિમાં 'सिचि वृध्दिः' સૂત્રને કોઈ અવકાશ મળી શકશે નહીં, તો 'सिचि वृध्दिः' સૂત્ર વ્યર્થ જશે; તેથી અહીં 'येन नाप्राप्ते यो विधिरारभ्यते स तस्य बाधको भवति' (પરિ. ૫૭ની વૃત્તિ) પરિભાષાની મદદથી 'सिचि वृध्दि०' એ વિશેષશાસ્ત્ર અપવાદ સૂત્ર હોવાથી, સામાન્ય શાસ્ત્રથી થતાં કાર્યનું એ બાધક છે. તેથી સામાન્ય શાસ્ત્રને પ્રવૃત્ત થવા ન દેતાં વિશેષશાસ્ત્ર જ પ્રવૃત્ત થાય છે. તેથી જ તો 'अन्तरङ्गादप्यवादो बलीयान्' (પરિ. ૫૭) એમ કહેલ છે. અન્તરંગ કરતાં પણ અપવાદ બલવાન ગણાય છે. 'न सिचि अन्तरङ्गमस्ति' વિધાન પણ આ બાબતું જ ફલિતાર્થ કથન છે.

આ રીતે **असिद्धं बहिरङ्गम्** આ પરિભાષા સમાપ્ત થાય છે ત્યારે તેનું સંક્ષેપમાં વિહંગાવલોકન કરતાં માલુમ પડે છે કે આ પરિભાષામાં અન્તરંગ અને બહિરંગ વિશે પ્રાચીન વૈયાકરણોએ આપેલી કેટલીક વ્યાખ્યાઓનું ખંડન કરવામા આવ્યું છે.

(૧) अर्थनिमित्तकस्य न बहिरङ्गत्वम्. જે કાર્યમાં અર્થ નિમિત્ત છે તે બહિરંગ કાર્ય, અને તેના પ્રમાણમાં જે કાર્યમાં અર્થ નિમિત્ત નથી તે અન્તરંગ કાર્ય એવું પ્રાચીન મન્તવ્ય બરાબર નથી. (૨) बह्वपेक्षं बहिरङ्गम् , अल्पापेक्षमन्तरङ्गत्वम् જે કાર્યમાં

निमित्तो वधारे होय ते બહિરંગ અને જ્યાં ઓછાં હોય તે અન્તરંગ એ પ્રાચીન મંતવ્ય બરાબર નથી. (૩) संज्ञापेक्षं बहिरङ्गम् અર્થાત્ જે કાર્યને સંજ્ઞાની અપેક્ષા હોય તે બહિરંગ જ્યારે જેને સંજ્ઞાની અપેક્ષા ન હોય તે કાર્ય અન્તરંગ એ મત પણ ગ્રાહ્ય નથી. (૪) परम्परया निमित्तत्वमादाय बहिरङ्गत्वाश्रयणे तु न मानम् , પરંપરાથી થનારાં નિમિત્તોને લીધે કાર્યને બહિરંગત્વ પ્રાપ્ત થાય છે એ મત પણ યોગ્ય નથી. (૫) विशेषापेक्षं बहिरङ्गम् , सामान्यापेक्षमन्तरङ्गम् : જેને વિશેષ નિમિત્તની અપેક્ષા હોય તે કાર્ય બહિરંગ અને જે કાર્યને સામાન્ય નિમિત્તની અપેક્ષા હોય તે અન્તરંગ એ મત પણ ગ્રાહ્ય નથી. (૬) पूर्वस्थानिककार्यमन्तरङ्गम् , परस्थानिक कार्यं बहिरङ्गम् : એટલે કે પછીના સ્થાનીને થતું કાર્ય બહિરંગ અને તે કરતાં પૂર્વસ્થાનીને થતું કાર્ય અન્તરંગ એ મત પણ યોગ્ય નથી. (૭) पूर्वोपस्थितनिमित्तकमन्तरङ्गम् परोपस्थितनिमित्तकं बहिरङ्गम् અથવા 'बहिरङ्गनिमित्तसमुदायान्तर्भूतं यस्य निमित्तं तदन्तरङ्गम्; अन्तरङ्गकार्यनिमित्तसमुदायाद् बहिर्भूतं यस्य निमित्तं तद् बहिरङ्गम्' અથવા अपरनिमित्तकमन्तरङ्गम् , परनिमित्तकं बहिरङ्गम्' આ જ અન્તરંગ અને બહિરંગ કાર્યની યોગ્ય વ્યાખ્યાઓ નાગેશને અભિમત હોય તેમ જણાય છે.

**પરિ. ५१** "नाजानन्तर्ये बहिष्ट्वप्रक्लृप्तिः ॥५१॥

(૧) આ પરિભાષા '**असिद्धं** बहिरङ्गम्'ની નિષેધક પરિ. છે.

**अक्षद्यूः** (પૃ. ૧૭૬, પં. ૪). આ પરિ. હોવાથી **अक्षद्यूः** જેવાં રૂપોની સિદ્ધિ થાય છે. **अक्ष+दिव्+क्विप्**માં **व्** ના સ્થાનમાં 'च्छ्वोः शूडनुनासिके च, સૂત્રથી **दिव्**ના વકારના સ્થાને **ऊठ्** (ऊ) થતાં **अक्ष+दि+ऊ+क्विप्** થતાં આખરે **अक्षद्यूः** રૂપ બને છે. અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે યણાદેશ અન્તરંગ છે. કારણકે તે પૂર્વોપસ્થિતિક છે; જ્યારે **ऊठ्** આગમ બહિરંગ છે, કારણ કે **क्विप्** (અપર) નિમિત્તક છે તેથી અન્તરંગ યણાદેશ કરતી વખતે **असिद्धं बहि०** એ અન્તરંગ પરિ.થી બહિરંગ **ऊठ्** અસિદ્ધ થતાં, **ऊठ** થયો જ નથી એમ સમજતાં **अक्ष+दि+व्+क्विप्**માં इक् પછી अच् ન મળતાં यणादेश થઈ શકશે નહીં. તો **अक्षद्यूः** એ રૂપ બની શકશે નહીં. પણ હવે આ પરિ. હોવાથી પ્રસ્તુત अक्ष+दि+उ+क्विप् માં अच् સ્વર 'उ' થી અવ્યવહિત પૂર્વ इक् ના સ્થાનમાં થનાર यण् કાર્ય अच्+आनन्तर्य (અવ્યવહિત પરત્વ) निमित्तक કાર્ય છે તેથી અહીં અન્તરંગ પરિ. લાગતી નથી. તેથી दि+उમાં उ અસિદ્ધ થતો નથી, પણ સિદ્ધ જ છે. તેથી यण् થતાં अक्षद्यूः એ અભીષ્ટ રૂપ બને છે.

**अत्र षत्वतुको:....**(પૃ. ૧૭૬, પં. ૬) આ પરિ. માં જ્ઞાપક षत्वतुकोरसिद्धः

(૬।૧।૮૬) (ષત્વ અને तुक् કરવાનાં હોય ત્યારે એકાદેશ અસિદ્ધ થાય છે.) સૂત્રમાં કરેલું तुक् ગ્રહણ છે. આ માટેનાં બે ઉદાહરણ છે.

(૧) अधीत्य–अधि+इ+त्वामां પહેલાં દીર્ઘ થાય છે. પછી 'समासेऽनञ्' સૂત્રથી 'त्वा' નો य ( ल्यप् ) થતાં 'अधी+य' રૂપ થાય છે. આ પછી 'ह्रस्वस्य पिति कृति तुक्' સૂત્રથી (પછી य (त्वा) કૃદન્ત પ્રત્યય આવેલ હોવાથી) अधी+य માં तुक् થાય છે. પણ અહીં अधी માં હ્રસ્વને બદલે દીર્ઘ (ई) છે તો तुक् આગમ થઈ શકે નહીં. તે સ્થિતિમાં 'षत्वतुकोरसिद्धः સૂત્રથી अधीत्य માં तुक् કરવાનો હોવાથી (દીર્ઘ) એકાદેશ અસિદ્ધ થતાં, એટલે કે હ્રસ્વ ગણાતાં अधीत्य રૂપની સિદ્ધિ થાય છે.

(૨) એ જ રીતે प्र+इण् ધાતુ 'क्त्वा' (य) प्र+इ+य પહેલાં 'आद्गुणः સૂત્રથી ગુણ प्रे+य માં तुक् આગમ અભીષ્ટ હોવાથી 'षत्वतुकोः'० સૂત્રથી ગુણૈકાદેશ અસિદ્ધ થતાં, એટલે કે મૂળ ધાતુ 'इ' હ્રસ્વની જ સ્થિતિ થતાં तुक् આગમ થતાં प्रेत्य રૂપ બને છે. અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે अधि+इ+यમાં થતો દીર્ઘાદેશ અને प्र+इ+य માં થતો ગુણાદેશ વર્ણદ્વય સાપેક્ષ છે. એ બે વર્ણો પણ પદદ્વય સંબંધી છે. તેથી આ એકાદેશ કાર્ય બહિરંગ છે. જ્યારે तुक् આગમ કેવલ 'ल्यप्' ('ल्यप्ના પિત્વને લઈને થતો હોવાથી, કેવલ હ્રસ્વ વર્ણની પછી આવેલ पित् એવા कृत् પ્રત્યયની અપેક્ષા રાખનાર तुक् અન્તરંગ છે. એ સ્થિતિમાં અન્તરંગ तुक् જ્યારે થાય, ત્યારે બહિરંગ દીર્ઘ કે ગુણૈકાદેશ અસિદ્ધ થશે. એટલે હ્રસ્વાન્તતા (इकार) મળતાં સહેલાઈથી तुक् આગમ થઈ શકે છે. તો પાણિનિએ 'षत्वतुकोरसिद्धःમાં तुक् ગ્રહણ કેમ કર્યું એ तुक् ગ્રહણ વ્યર્થ પડીને પ્રસ્તુત 'नाजान'० પરિ.નું જ્ઞાપન કરે છે. હવે આ પ્રસ્તુત नाजान० પરિ. હોતાં अधी +य અને प्रे+यમાં अच् अधिમાં इ, અને प्र, માં अ અને अच् પછી અજાનન્તર્યવાળું (અચ્થી અવ્યવહિત પર એવું) तुक् કાર્ય હોવાથી, અહીં असिद्धं वहि० પરિ. લાગી શકે તેમ નથી અને તેથી असिद्ध० પરિ. દ્વારા 'तुक्' કાર્ય કરતી વખતે દીર્ઘ અને ગુણ અસિદ્ધ થઈ શકે તેમ નથી પણ વસ્તુતઃ 'तुक्' કાર્ય કરવા માટે દીર્ઘ અને ગુણની અસિદ્ધતા આવશ્યક છે. તેથી 'षत्वतुकोरसिद्धः' માં तुक् ગ્રહણ કર્યું. (स्वांशे चरितार्थम्)

**यत्तु षत्वग्रहणमपि**...(પૃ. ૧૭૭, પં. ૬) કેટલાક વૈયાકરણો 'नाजानन्तर्ये' એ પરિ.માં જ્ઞાપક તરીકે કેવલ 'षत्वतुकोः' સૂત્રમાં આવેલ तुक् ગ્રહણ જ નહીં પણ ષત્વ ગ્રહણ પણ છે એમ માને છે. દા. ત. 'कोऽसिचत्' 'क+सु+असिचतमां क+उ+असिचतमां आद्गुणःથી ગુણ (ગુણૈકાદેશ)થતાં क+उ=को થાય છે. આ પછી 'को+असिचत्'માં एङः पदान्तादति' સૂત્રથી પૂર્વરૂપ થતાં कोऽसिचत्' રૂપ

સિદ્ધ થાય છે. અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે 'आदेशप्रत्यययोः' સૂત્રથી 'कोसिचत्'માંના સ્નું ષત્વ થવું જોઈએ. તે થતાં હવે કોડષિચત્ એવું અનિષ્ટ રૂપ થવા આવશે. પણ એ અનિષ્ટની નિવૃત્તિ અસિદ્ધં પરિ.થી થઈ શકશે. એટલે કે અહીં પદદ્વય સંબંધાપેક્ષી પૂર્વરૂપ. બહિરંગ કાર્ય હોવાથી, અન્તરંગ ષત્વ કાર્ય વખતે, તે અસિદ્ધ (દુર્બલ) મનાશે. તેથી कोसिचत्માં 'ओ' મનાશે જ નહીં. પણ–કોને બદલે (क+उ) असिचत् એમ જ મનાશે તે સ્થિતિમાં सिच् ધાતુના સકારને 'इणुपरकत्व' ન હોવાથી સ્ને ષત્વ જ પ્રાપ્ત નથી તો પછી પાણિનિએ षत्वतुकोः એ સૂત્રમાં षत्व ગ્રહણ કેમ કર્યું ? આ ષત્વ ગ્રહણ વ્યર્થ થઈને પ્રસ્તુત 'नाजान०' પરિ.માં જ્ઞાપક બને છે. આમ છતાં પણ 'षत्वतुकोः સૂત્રમાંનું ષત્વ ગ્રહણ વ્યર્થ નથી. તેથી नाजा० એ પરિ.નું જ્ઞાપક બને તેમ નથી એમ કહીને આખરે षत्वतुकोःનું तुक् ગ્રહણ જ આ પ્રકૃત नाजा० પરિ.માં જ્ઞાપક છે એમ નાગેશે સિદ્ધ કર્યું છે.

**परिभाषार्थस्तु**...(પૃ. ૧૭૮, પં. ૪) આમાં નાગેશે પ્રસ્તુત પરિ.નો અર્થ સમજાવ્યો છે. તે પછી આ પરિ. હોવાથી હવે 'पचावेदम्'માં કઈ અનિષ્ટઆવતું નથી તેમ બતાવ્યું છે.

**तेन पचावेदमित्यादौ**...(પૃ. ૧૭૮, પં. ૮) पचाव+इदम् (पचाव–पच् लोट् (આજ્ઞાર્થ ઉત્તમ પુ. દ્વિ. વ.) 'आद्गुणः'થી ગુણ એકાદેશ 'ए' થતાં पचावेदम् રૂપ બને છે. હવે પ્રશ્ન એ થાય છે કે पचावेदम्માં 'अन्तादिवच्च' સૂત્રથી પૂર્વાન્ત વદ્‌ભાવથી 'वे'ના 'ए'નો 'एत ऐ' (૩।૪।૯૩) (लोट् સંબંધી ઉત્તમ પુરુષના 'ए'નો 'ऐ' થાય છે.) સૂત્રથી 'ऐ' આદેશ થવો જોઈએ, પણ 'ऐ' આદેશ અપરનિમિત્તક (પર નિમિત્તક ન હોવાથી) અન્તરંગ છે, જ્યારે आद्गुणःથી થતો વર્ણદ્વય સાપેક્ષ ગુણાદેશ બહિરંગ છે. તેથી असिद्धं वहि० એ અન્તરંગ પરિ. દ્વારા અન્તરંગ 'एत ऐ'ની દૃષ્ટિએ, બહિરંગ ગુણ અસિદ્ધ હોવાથી, ए જ ન મળવાથી, ऐ થતો નથી. અહીં नाजा० એ પરિ., અન્તરંગ પરિનો બાધ કરી શકે તેમ નથી, કારણકે અન્તરંગ એકારાદેશ અજાનન્તર્ય–નિમિત્તક નથી. અર્થાત્ અહીં नाजा०ની પ્રવૃત્તિ થતી નથી. (તેથી આખરે पचावेदम्માં કોઈ મુશ્કેલી આવતી નથી.)

**जातस्य बहिरङ्गस्य**... (પૃ. ૧૭૯. પં, ૧) नाजा० એ પરિ.માં 'જાત બહિરંગ એટલે કે જે અન્તરંગની પહેલાં થઈ ચૂક્યું છે તે બહિરંગ કાર્ય, અન્તરંગની દૃષ્ટિએ અસિદ્ધ થતું નથી. (અર્થાત્ 'नाजा०' એ પરિ. જાતબહિરંગની અસિદ્ધતાનો નિષેધ કરે છે, સમકાલ પ્રાપ્ત બહિરંગતાનો નહીં.) જેમકે अयजे इन्द्रम्.માં अयज+इ+इन्द्रम्, नाजा० પરિ.ની પ્રવૃત્તિ થતી નથી. અહીં 'अयज+इ+इन्द्रम् માં અન્તરંગ ગુણ છે, કારણ કે ધાતુ અને પ્રત્યયનું સંધિકાર્ય

અન્તરંગ ગણાય છે. જ્યારે પ્રત્યય અને અન્ય इन्द्र શબ્દનું દીર્ઘ સંધિકાર્ય બહિરંગ ગણાય છે. અહીં अयज+इ+इन्द्रम्‌માં ગુણ અને દીર્ઘ કાર્ય બંને **સમકાલ**માં પ્રાપ્ત થાય છે, ત્યારે અન્તરંગ ગુણ પ્રથમ થઈ જાય છે. અહીં 'नाजा' એ નિષેધક પરિ. આવી શકે તેમ નથી. કારણકે અન્તરંગ ગુણ કરતી વખતે, બહિરંગ કાર્ય **'જાત'** (થયેલું) નથી. આ नाजा० પરિ. તો 'जातबहिरंग'માં પ્રવૃત્ત થતી હોવાથી, अयजे. પ્રકૃત ઉદા.માં લાગુ પડતી નથી એથી કોઈ દોષ નથી.

**धियतीत्यादौ**...(પૃ. ૧૭૯, પં. ૧) એ જ રીતે धियतिમાં √'धि' છઠ્ઠો ગણ તુદાદિ પરસ્મૈ તૃ.પુ.એ.વ.માં धि+श (अ)+तिમાં 'पुगन्तलघूपधस्य च,' સૂત્રથી ગુણ થવા આવે છે અને 'अचिश्नुधातुभ्रुवां' સૂત્રથી इयङ् પ્રાપ્ત થાય છે. આમ આ બંને કાર્યો યુગવત્ પ્રાપ્ત થાય છે. ત્યાં इयङ् થવા માટે 'अ' અધિક પાસે હોવાથી इयङ् અન્તરંગ છે, અને ગુણરૂપ કાર્યમાં નિમિત્ત 'तिप्' દૂર હોવાથી ગુણ બહિરંગ છે. તેથી પહેલાં असिद्धं. એ પરિ.ના બળે इयङ् થાય છે. અને धियति એ અભીષ્ટ રૂપની સિદ્ધિ થાય છે. અહીં नाजा० એ પરિ. પ્રવૃત્ત થઈ શકે તેમ નથી. કારણકે એ તો **જાત** બહિરંગમાં લાગે છે જ્યારે धियतिમાં इयङ् અને ગુણ બંને **યુગપત્** પ્રાપ્ત છે.

**अत एव इणूङिशीनाम्** .. (પૃ. ૧૭૯, પં. ૨). આ પ્રસ્તુત પરિ. સમકાલ પ્રાપ્તમાં જ જાત બહિરંગતામાં લાગે છે. એ બાબતને 'क्क्तिति च' (૧૧૧૫) સૂત્ર ઉપરના ભાષ્યમાં ભાષ્યકારે પણ નીચેનાં ઉદા. આપી સ્પષ્ટ કરી છે. (૧) इद्रनું–ઉદાહરણ अयज+इ+इन्द्रम्. અહીં ગુણ પ્રથમ થાય છે, દીર્ઘ થતો નથી એ બાબત ઉપર કહી દીધેલી છે. (૨) ङि–ग्रामे–સપ્તમી વિભક્તિ એ. વ.નું ઉદા- ग्राम+ङि+(इ)+इह (૩) 'जश्शसो: शि: સૂત્રથી થનાર शि પ્રત્યયનું ઉદા. सर्वे. सर्व+ जस् (शि)+इत्थम् सर्वे इत्थम् .

આ **ત્રણેય**, ઉદાહરણોમાં એક બાજુ अ અને इ ના સ્થાનમાં એટલે કે પ્રકૃતિ અને પ્રત્યયના ઠેકાણે થનારો 'आद्‌गुण:'થી થતો ગુણ (ए ) અન્તરંગ છે, અને इ+इ ના સ્થાનમાં પદદ્વય સંબંધી વર્ણ દ્વય નિમિત્તક દીર્ઘ (ई) એકાદેશ બહિરંગ છે. તેથી આ અસિદ્ધ છે. આ ત્રણેય ઉદા.માં સમકાલ અસિદ્ધતા છે, જ્યારે नाजा० એ તો જાત બહિરંગતાની અસિદ્ધતાનો નિષેધ કરે છે. તેથી नाजा०ની પ્રવૃત્તિ થતી નથી અન્યથા अयजे इन्द्रम् આદિમાં જો પહેલાં દીર્ઘ થાય તો અનિષ્ટ રૂપની પ્રસક્તિ થાય છે.

**शान्त** એટલે કે જ્યાં श् જેના અન્તમાં છે એવા शान्तનું ઉદા. धि+श+ति તુદાદિ છઠ્ઠા ગણનો વિકરણ પ્રત્યય થતાં धि+अ+तिમાં इयङ् અન્તરંગ છે. જ્યારે પર સ્થિત 'ति'ને માનીને થતો ગુણ બહિરંગ છે.

**चङन्त**–चङ જેને અંતે છે તે. દા. ત. अदुद्रवत (द्रु. અદ્યતન. ભૂ. કા. ત. પુ. એ.વ.) अदुद्रु+अ+त આ સ્થિતિમાં 'उवङ्. નિમિત્ત પાસે હોવાથી અન્તરંગ છે, જ્યારે पुगन्तलघू०–સૂત્રથી પ્રાપ્ત થતો લઘૂપધ ગુણુ બહિરંગ છે.

આમ ઉપરનાં બધાં ઉદાહરણોમાં અન્તરંગ અને બહિરંગ કાર્ય યુગપત્ પ્રાપ્ત થયેલ હોવાથી 'नाजानन्तर्ये'.'ની પ્રવૃત્તિ થતી નથી.

**अत एव ओमाङोश्च**... (પૃ. ૧૭૯, પં. ૩) જાતબહિરંગમાં જ नाजा.ની પ્રવૃત્તિ થાય છે. તેથી ओमाङोश्च સૂત્રમાં કરેલું आङ् ગ્રહણુ સફળ થાય છે. અહીં દીર્ઘ કાર્ય વર્ણદ્વય સાપેક્ષ હોવાથી બહિરંગ છે. અને ધાતુ તથા ઉપસર્ગનું કાર્ય અન્તરંગ મનાતું હોવાથી आद्गुणःથી થતું ગુણકાર્ય અન્તરંગ છે. હવે અહીં સવર્ણ દીર્ઘનો બાધ કરીને અન્તરંગગુણકાર્ય પહેલાં થઈ જશે તો शिव+आ+इहि, शिव+एहिમાં 'वृद्धिरेचि'થી વૃદ્ધિ થતાં शिवैहि એવો અનિષ્ટ પ્રયોગ થશે. આ અનિષ્ટ પ્રયોગ ન બને એ માટે अन्तादिवच्चथी 'एहि'માં આદિમાં 'आङ' એમ માનીને ओमाङोश्चथी પરરૂપ થાય એ માટે ओमाङोश्चમાં કરેલું आङ् ગ્રહણુ સફલ થાય છે. અહીં મુખ્ય બાબત તો એ છે કે પ્રસ્તુત नाजान. પરિ; જાતબહિરંગમાં જ પ્રવૃત્ત થાય છે, પણુ યુગપત્ કે સમકાલ પ્રાપ્ત કાર્યમાં લાગતી નથી. એથી शिव+आ+इहि માં એક જ સાથે પ્રવૃત્ત થતા (સમકાલ પ્રવૃત્ત) કાર્યમાં असिद्धं०એ અન્તરંગ પરિ, પ્રવૃત્ત થાય છે અને અન્તરંગ ગુણુની દૃષ્ટિએ બહિરંગ દીર્ઘ અસિદ્ધ (દુર્બલ) હોવાથી તેનો બાધ થતાં પહેલાં ગુણ થાય છે.

**न चाक्षद्यूरित्यत्र यणि कृते** (પૃ. ૧૭૯, પં. ૬) नाजान. એ પરિભાષાના અર્થમાં થોડોક વધારો કરવો અભીષ્ટ છે. તેથી अक्षद्यूःની ચર્ચા અહીં ઉઠાવવામા આવી છે. अक्षद्यूः માં अक्ष+दिव्+क्विप्+सु માં 'च्छ्वोः शूड्' સૂત્રથી 'व्' ના સ્થાને 'ऊठ्' આદેશ થતાં अक्ष+दि+उ+क्विप्+स्'માં 'दि' ના 'इ' નો યણાદેશ થાય છે. તેથી अक्ष+द्+य्+उ+क्विप्+सू'માં 'लोपोव्योर्वलि'થી થતા અન્તરંગ य લોપ (वल्लिलोपः)ની દૃષ્ટિએ બહિરંગ 'ऊठ्' અસિદ્ધ હોવાથી, य् નો લોપ થવો જોઈએ. આ રીતે અનિષ્ટાપત્તિ આવતાં नाजान० એ પરિ. ના અર્થમાં થોડું પરિવર્ધન કરવામાં આવે છે કે अजानन्तर्ये अन्तरङ्गे कार्ये कर्तव्ये, कृते च तस्मिन् अन्यद् यद् अन्तरङ्गं प्राप्नोति तत्र च कर्तव्ये वहिरङ्गासिद्धत्वं न (भवति)।' આમ અજવ્યવહિતત્વ વિશિષ્ટ–એટલે કે અવ્યવહિત (સમીપ)માં આવેલ અચ્ નિમિત્તક અન્તરંગ કાર્ય કરવાનું હોય, ત્યારે, પ્રથમ અન્તરંગ કાર્ય થયા પછી હવે બીજું અન્તરંગ કાર્ય કરવાનું હોય ત્યારે પણ બહિરંગાસિદ્ધત્વ થતું નથી. (અર્થાત असिद्धं वहि. એ પરિ. પ્રવૃત્ત થઈ શકતી નથી.) તેથી હવે अक्ष+दिव्+क्विप्-

+સ્માં પહેલાં યણાદેશરૂપી કાર્ય અન્તરંગ છે, અને 'ऊठ' આદેશરૂપી કાર્ય બહિરંગ છે. હવે ત્યાં યણાદેશ અન્તરંગ કાર્ય થઈ જતાં અક્ષ+द्+य्+ऊ+क्विप् +સ્માં બીજું અન્તરંગ (अन्यद् अन्तरङ्गम्) કાર્ય 'वलि-લોપ' કે 'य' લોપ કાર્ય કરવાનું હોય ત્યારે (પણ) નાજા. એ પરિ. લાગે છે. તેથી અહીં બહિરંગા-સિદ્ધત્વ (असिद्धं बहि.) નો નિષેધ થાય છે. તેથી હવે બીજા અન્તરંગ 'वलि लोप' ની દૃષ્ટિએ બહિરંગ ऊठ् અસિદ્ધ થતો નથી. તેથી दि ના 'इ'ને वल् પરકત્વ આવતું નથી. તેથી य લોપ થવાની કોઈ અનિષ્ટાપત્તિ આવતી નથી.

**अत एव नलोपः...** (પૃ. ૧૮૦, ૩)—હવે નાગેશ આ પરિ.થી થયેલ **ફલને** બતાવે છે : જાત બહિરંગ સ્થલમાં જ 'असिद्ध' એ અન્તરંગ પરિ.ની નિષેધક હોવાથી નાજાન પરિ. એ રીતે અસ્તિત્વ ધરાવે છે. તેથી 'नलोपः सुप्स्वर०' (૮/૨/૨)સૂત્રમાં 'कृति तुक्' ગ્રહણ કર્યું છે તે સાર્થક થાય છે. જો આ પરિ. 'નાજા' ન હોત તો कृति तुक् ગ્રહણ વ્યર્થ થાત. **वृत्रहभ्याम्**–वृत्रहन्+क्विप्+भ्याम्માં 'नलोप:'થી થતો 'न'નો લોપ બહિરંગ છે, કારણકે वृत्रहन् પોતાની પદસંજ્ઞા માટે બહિર્ભૂત (અંગ કે પ્રકૃતિથી બહિર્ભૂત) 'भ्याम्' પ્રત્યયની અપેક્ષા રાખે છે, જ્યારે भ्याम्થી પૂર્વે આવેલ क्विप् એ 'पित् कृत्' એવા પ્રત્યયને માનીને થતું तुक् આગમ (કાર્ય) અન્તરંગ છે. તે સ્થિતિમાં 'असिद्धं बहि' એ અન્તરંગ પરિ.થી બહિરંગ 'न' લોપ અસિદ્ધ થતાં वृत्रहन्+क्वि+भ्याम् એમ સમજતાં तुक्ની પ્રાપ્તિ જ નથી, તેથી 'नलोपः सुप् स्वर, સૂત્રમાં 'वृत्रहन्'માં થયેલા 'न' લોપને અસિદ્ધ કરવા માટે 'कृति तुक्' ગ્રહણ વ્યર્થ થવાની આપત્તિ આવે છે. પણ હવે 'नाजा' એ પરિ.થી અન્તરંગ 'तुक्' अच् (હ્રસ્વ સ્વર)માં वृत्रहમાં 'ह'માંના अ)માં રહેલું અન્ય નિરૂપિત (क्विप्)નું સામીપ્ય 'अजनिष्ठ-अन्यनिरूपित आनन्तर्य'ને લીધે કર્તવ્ય (કરવા યોગ્ય) એવા અન્તરંગ 'तुक्'માં 'नाजा.' એ પરિ. પ્રવૃત્ત થાય છે. તેથી અહીં બહિરંગાસિદ્ધત્વ થતું નથી. તેથી वृत्रहन्+भ्याम् એ સ્થિતિમાં न લોપ અસિદ્ધ નહીં થાય અર્થાત્ હ્રસ્વાન્ત અંગ રહેશે, તો तुक् આગમની આપત્તિ આવશે. એ આપત્તિ દૂર કરવા 'नलोपः सुप्स्वर०' સૂત્રમાં कृति तुग् ગ્રહણ કર્યું છે. (स्वांशे चरितार्थम्),

**न चैवं सति ह्रस्वस्य पिति...** (પૃ. ૧૮૦, પં. ૬) આ પ્રઘટ્ટકમાં નાગેશના મતે નાજા. એ પરિ. સ્વીકારવી યોગ્ય નથી એમ દર્શાવ્યું છે.

**ग्रामणिपुत्रः...** (પૃ. ૧૮૦. પં. ૭) (ब्राह्मणिपुत्रः)માં ग्राम+नी+क्विप्-+सु, पुत्र+सु(पुत्रः) માં 'इको ह्रस्वोऽङ्यो गालवस्य (૬।૩।૬૧) સૂત્રથી ग्रामणी (क्विप् પ્રત્યયાન્ત)માં 'ई'નો હ્રસ્વ થાય છે. હવે અહીં 'प्रत्ययलोपे प्रत्ययलक्षणम्'

સૂત્રથી 'क्विप्' લાવીને तत्प्रयुक्त ह्रस्वस्य पिति. સૂત્રથી तुक् આગમ થવો જોઈએ એવી શંકા કરી છે. ત્યાં ઉત્તરપદ (पुत्र)ને માનીને થયેલો 'હ્રસ્વ' બહિરંગ છે અને 'क्विप्'ને માનીને થતો 'तुक्' અન્તરંગ છે. તેથી 'ग्रामणि पुत्रः'માં 'तुक्' થવો જોઈએ એ શંકા કરીને ત્યાં 'असिद्ध बहि०' એ પરિ.થી 'तुक्' કાર્ય કર્તવ્યમાં બહિરંગ હ્રસ્વ અસિદ્ધ થતાં, 'तुक्' પ્રાપ્ત જ નથી એ રીતનું સમાધાન ह्रस्वस्य पिति० સૂત્રના ભાષ્યમાં આપવામાં આવ્યું છે. પણ અહીં પ્રશ્ન એ જાગે છે કે 'नाजा.' એ પરિ. વિદ્યમાન હોવાથી, तुक्' અજાનન્તર્ય નિમિત્તક કાર્ય હોવાથી 'नाजा' પરિ.ની પ્રવૃત્તિ થાય એમ છે તો 'नाजा.' પરિ.ની ઉપેક્ષા કરતું એવું સમાધાન ભાષ્યકારે આપ્યું છે તે અસંગત થાય છે; અર્થાત્ ભાષ્યકારે આવું સમાધાન આપવું જોઈતું ન હતું છતાં સમાધાન આપ્યું છે તે હકીકત છે. તેથી અહીં એમ સમજવામાં આવે છે કે नाजान. એ પરિ. અનાવશ્યક છે.

**अत एवाचः...** (પૃ. ૧૮૧, પં. ૩) नाजा. પરિ અનાવશ્યક છે. તેથી 'पट्व्या' વગેરેમાં કોઈ દોષ આવતો નથી. (पट्वी તૃ. વિ. એ. વ. पट्व्या) पटु+ ई+आમાં असिद्धं बहि० એ અન્તરંગ પરિ.નો આશ્રય લઈને 'परस्थानिकं बहिरङ्गम्, पूर्वस्थानिकं अन्तरङ्गम् પૂર્વ યણાદેશ કર્યો છે. તેથી સિદ્ધ થાય છે કે ભાષ્યમાં કોઈ સ્થલમાં આ नाजा. એ પરિ.નો ઉલ્લેખ નથી. (૫૧)

**પરિ. ૫૨.** अन्तरंगानपि विधीन् बहिरंगो लुग् बाधते ॥५२॥

આ પરિ. પણ અન્તરંગ પરિ.ની બાધક છે. અર્થાત્ લુક્ બહિરંગ હોય તો પણ અન્તરંગ કાર્ય વિધાયક સૂત્રોનો બાધક થાય છે. આ પરિ. હોવાને લીધે गोमत्प्रियः આદિ રૂપો સિદ્ધ થાય છે.

**गोमत्प्रियः**०માં सुप्નો લુક્ બહિરંગ છે, જ્યારે 'हल्ङ्याभ्यः સૂત્રથી થનાર સુલોપ તો કેવલ તેની પૂર્વે આવનાર गोमत् એટલા કેવલ હલન્ત અંગને લીધે થનાર હોવાથી અપર નિમિત્તક (તેનું કોઈ પરસ્થિત નિમિત્ત નથી) અન્તરંગ છે. તેથી असिद्धं बहि० અન્તરંગ પરિ.ની પ્રવૃત્તિ થતાં બહિરંગ 'सुप्-लुक्' અસિદ્ધ થતાં એટલે (બહિરંગ) 'सुप्-लुक्'નો બાધ થતાં) અન્તરંગ सु લોપ થાય છે.

હવે गोमत्+प्रियःમાં गोमत्ની ઉત્તરે જ્યાં सुનો લોપ થયો છે, ત્યાં 'प्रत्ययलोपे प्रत्ययलक्षणम् સૂત્રથી પ્રત્યય લક્ષણ 'सु' હાજર છે એમ માનીને 'उगिदचां' એ સૂત્રથી नुम् (न्) આગમ થવો જોઈએ. (અને પછી) अत्वसन्तस्य चाधातोः સૂત્રથી ઉપધા દીર્ઘ થતાં 'गोमान्'+त्+प्रियःમાં 'संयोगान्तस्य लोपः સૂત્રથી 'त्'નો લોપ થતાં 'गोमत्प्रियः' એવા અભીષ્ટ રૂપને બદલે હવે 'गोमान्प्रियः એવા અનિષ્ટરૂપની પ્રાપ્તિ થાય છે. તે સ્થિતિમાં આ પ્રસ્તુત 'अन्तरङ्ग...लुग्बाधते' પરિ. સ્વીકારતાં

હવે કોઈ અનિષ્ટ રહેતું નથી. કારણકે હવે આ પ્રસ્તુત अन्तरङ्ग...लुग्बाधते પરિ. असिद्धं वहि. એ અન્તરંગ પરિ.ની બાધક છે. એટલે કે 'सु-लुक्' બહિરંગ હોવા છતાં, અન્તરંગ 'हल्ङ्याप्' સૂત્રથી થનારના સુના લોપનો બાધક છે. તેથી गोमत्+प्रियः' માં 'लुक्' થતાં, 'प्रत्यय लोपे' સૂત્રથી 'सु' હાજર છે એમ સમજવામાં આવતું હતું, પણ હવે 'लुक्' શબ્દ દ્વારા લોપ થયો હોઈ 'न लुमता०' સૂત્રથી પ્રત્યય લક્ષણનો નિષેધ થાય છે. તેથી સર્વનામસ્થાનત્વ જ આવતું નથી. તો नुम्, દીર્ઘ આદિની કોઈ સંભાવના નથી, તેથી કોઈ અનિષ્ટરૂપની સંભાવના નથી.

**अत्र प्रत्योत्तरपदयोः** (પૃ. ૧૮૨. પં. ૩) "अन्त..लुग्बाधते આ પ્રસ્તુત પરિ.માં ,प्रत्ययोत्तरपदयोश्च' એ સૂત્ર જ્ઞાપક છે 'त्वया कृतम्=त्वत्कृम् (मया कृतम्=मत-कृतम्) युष्मद्+टा, कृतम् એવી સ્થિતિમાં 'सुपो धातु'૦થી થનાર लुक् કાર્ય પૂર્વે કહ્યા પ્રમાણે પદદ્વય નિમિત્તક સમાસના આશ્રયે થનાર હોવાથી બહિરંગ કાર્ય છે અને કેવલ 'टा' એ વિભક્તિ પ્રત્યયને માનીને (त्वमावेकवचने (૭૨૧૯૭) (જો બાદમાં વિભક્તિ આવી હોય તો युष्मद् અને अस्मद्‌ના મપર્યન્ત ભાગને એટલે કે युष्म् ને त्व અને अस्म् ने म આદેશ થાય છે) સૂત્રથી થનાર 'त्व' 'म' આદેશ અન્તરંગ કાર્ય છે. માટે असिद्धं बहि० એ અન્તરંગ પરિ. પ્રમાણે અન્તરંગ त्व અને म આદેશની દૃષ્ટિએ, બહિરંગ 'लुक्' અસિદ્ધ થતાં એટલે કે અન્તરંગ त्व म આદેશ પહેલાં થઈ જતાં, त्व+अद्+टा+कृतम् એ સ્થિતિ થતાં, પછી 'सुपो धातु'થી 'टा'નો લોપ થતાં त्व+अद्+कृतम्–त्वत्कृतम् એ રૂપ સિદ્ધ થઈ શકે છે. પાણિનિએ मपर्यन्तस्य (૭૨૧૯૧)ની જેમાં અનુવૃત્તિ થાય છે તેવું 'प्रत्ययोत्तरपदयोश्च' (૭૨૧૯૮) એકત્વવાચક युष्मद् અને अस्मद्‌ના મપર્યન્ત ભાગમાં, જો પછી પ્રત્યય કે ઉત્તરપદ આવેલ હોય તો, युष्मद् ने त्व આદેશ અને अस्मद्‌ને 'म्' આદેશ થાય એ માટે સૂત્ર કર્યું છે. આ સૂત્રમાં मपर्यन्तस्यની અનુવૃત્તિ પણ આવે છે. હવે અહીં એ પ્રશ્ન થાય છે કે प्रत्ययो० સૂત્રના અભાવમાં પણ પણ त्वत् कृतम् આદિ રૂપની સિદ્ધિ થઈ શકે છે તો प्रत्ययो સૂત્ર કેમ કર્યું ? આ સૂત્ર વ્યર્થ પડીને પ્રસ્તુત 'अन्तरङ्गानपि'નું જ્ઞાપન કરે છે.

**ननु तवपुत्रस्त्वत्पुत्रः**....(પૃ. ૧૮૨, ૬) આ પ્રઘટ્ટક દ્વારા સમગ્ર प्रत्ययो० સૂત્ર નહીં તો તેમાં કરેલી 'मपर्यन्तस्य'ની અનુવૃત્તિ પ્રસ્તુત 'अन्त...लुग्बाधते' પરિ.માં જ્ઞાપક છે એમ બતાવ્યું છે. તે એવી રીતે કે तव पुत्रः त्वत्पुत्रःમાં युष्मद् +ङस् पुत्र+सु ની સ્થિતિમાં એક બાજુ 'तव ममौ ङसि' સૂત્રથી तव આદેશની પ્રાપ્તિ થાય છે તો (એ જ વખતે) 'सुपो धातु०' (૨૪૭૧) સૂત્રથી ङस् ના लुक्‌ની પ્રાપ્તિ છે. 'तव ममौ' એ સૂત્ર અન્તરંગ છે. જ્યારે સમાસાશ્રિત

એવો 'सुब्लुक्' બહિરંગ છે. હવે 'असिद्ध' એ અન્તરંગ પરિ.થી બહિરંગ लुक् અસિદ્ધ થતાં, युष्मद्ના સ્થાનમાં 'तव' આદેશ થવો જોઈએ. પણ प्रत्ययोत्तर. સૂત્ર 'तव ममौ ङसि' સૂત્રનો અપવાદ છે. ઉત્સર્ગશાસ્ત્ર 'तव ममौ ङसि' થી થતા तव, ममનો બાધ કરીને 'प्रत्ययोत्तर' સૂત્ર त्व અને म આદેશનું વિધાન કરે છે. હવે 'अपवादाः उत्सर्गैः समानदेशा भवन्ति' (અથવા उत्सर्गसमानदेशा अपवादा भवन्ति' એ ન્યાય મુજબ 'तव ममौ ङसि' એ ઉત્સર્ગ શાસ્ત્રથી થનાર આદેશ જેમ 'युष्मद्' અને 'अस्मद्'ના મપર્યન્ત ભાગમાં થાય છે તેમ 'प्रत्ययोत्तर.' એ (અપવાદ) સૂત્રથી થનાર 'त्व' 'म' આદેશ પણ તે જ મપર્યન્ત ભાગના સ્થાનમાં જ થશે, તો 'प्रत्ययो.' સૂત્રમાં 'मपर्यन्तस्य' એ સૂત્રની અનુવૃત્તિ વ્યર્થ ઠરે છે—અને પ્રસ્તુત 'अन्त...लुग्बाधते' પરિ.નું જ્ઞાપન કરે છે. ભાષ્યકારના મતે સંપૂર્ણ સૂત્ર આ પરિ.માં જ્ઞાપક છે.

**युष्मदादिभ्य आचारक्विप् तु न..** (પૃ. ૧૮૨. પં. ૯) હવે (જેમ પ્રાચીન વૈયાકરણો કહે છે તેમ) આ પરિ.નું જ્ઞાપક 'प्रत्ययोत्तरपदयोश्च' આખું સૂત્ર નથી, પણ તેમાં આવેલ 'उत्तरपदयोश्च' એટલો જ અંશ જ્ઞાપક છે. કારણ કે त्वमिव आचरति, 'त्वदति' (અને अहमिव आचरति मदति)) युष्मद् એ પ્રાતિપદિકથી આચાર અર્થમાં क्विप् કે પછી 'सर्वप्रातिपदिकेभ्यः क्विब् वा वक्तव्यः એ વાર્તિક પ્રમાણે જ્યાં क्विप् પ્રત્યય થાય છે, 'युष्मद्+क्विप्+ति, કે પછી 'त्वामाचष्टे त्वादयति' જેવામાં 'प्रातिपदिकात् धात्वर्थे बहुलमिष्ठच्च' એ ગણસૂત્ર પ્રમાણે 'णिच्' થતાં 'युष्मद्+णिच्+ति'માં કોઈ પણ વિભક્તિ પ્રત્યય રહેતો ન હોવાથી 'त्वमावेकवचने' સૂત્રની પ્રાપ્તિ થઈ શકે તેમ નથી તેથી प्रत्ययोत्तर०' સૂત્ર પ્રમાણે युष्मद् અને अस्मद् એ પ્રાતિપદિક પછી કોઈ પ્રત્યય (પ્રસ્તુતમાં આચાર क्विप् કે णिच् પ્રત્યય આવતાં, ત્યાં 'मपर्यन्त' ભાગમાં त्व અને म આદેશ અનુક્રમે થાય એ માટે प्रत्ययोत्तर. સૂત્રમાંનું 'प्रत्यय' ગ્રહણ આવશ્યક હોવાથી પ્રસ્તુત પરિ.માં પ્રત્યય ગ્રહણ જ્ઞાપક થઈ શકે તેમ નથી, પણ प्रत्ययो. સૂત્રમાંનું ઉત્તરપદ ગ્રહણ જ આ પ્રસ્તુત 'अन्त...लुग्बाधते'માં જ્ઞાપક છે એમ પ્રાચીન વૈયાકરણો કહે છે.

**एवमेवैकार्थाभ्याम्...**(પૃ. ૧૮૩, પં. ૧) નાગેશે આ પ્રઘટ્ટકમાં યુક્તિપૂર્વક આનો જવાબ આપતાં છેવટે કહ્યું છે કે ભાષ્યકારે प्रत्ययोत्तर એ સંપૂર્ણ સૂત્ર આ પરિ.નું જ્ઞાપક માનેલું છે.

**न चोत्सर्गसमानदेशा...**(પૃ. ૧૮૩, પં, ૩) અહીં પાછો એક પ્રશ્ન થાય છે કે उत्सर्गसमान. એ ન્યાય જ વ્યભિચરિત છે (સાર્વત્રિક નથી), તો તેના આધારે આવું જ્ઞાપન કેાી રીતે થાય (૧) દા.ત. शप्નો અપવાદ 'श्नम्' થાય છે. અર્થાત્ शप्, પ્રકૃતિ (અંગ)થી પર થાય છે भू+अ+ति, જ્યારે शप्નો અપવાદ

श्नम् પ્રકૃતિ (અંગ)ના અંત્ય अच् ને થાય છે. मि+न+द्+ति भिनत्ति (૨) પ્રત્યય. દા.ત. 'क' પ્રત્યય પર થાય છે, પણ कનો બાધક 'अकच्' પ્રત્યય ટિભાગની પૂર્વે થાય છે. (૩) (તદ્ધિત) પ્રત્યય 'कल्पप्' વગેરે પ્રકૃતિ કે અંગથી પર પ્રત્યય છે, જ્યારે 'बहुच्' એ પ્રત્યય હોવા છતાં પ્રકૃતિની પણ પૂર્વે થાય છે. આ રીતે ઉત્સર્ગ જૂદી જગ્યાએ અને અપવાદો જૂદી જગ્યાએ થતા હોવાથી 'ઉત્સર્ગ' એ ન્યાય જ વ્યભિચરિત છે (અનિત્ય છે.), નિત્ય સાર્વત્રિક નથી.

આનો જવાબ આપતાં સિદ્ધાન્તી કહે છે કે 'उत्सर्ग समानदेशाः' એ ન્યાય વ્યભિચરિત છે જ નહીં, નિત્ય જ છે. (૧) शप् નો બાધ કરતાં श्नम् માટેનું 'મિતકરણ' હોવાથી 'मिदचोऽन्त्यात्परः (૧।૪।૪૭) સૂત્ર હોવાથી, अकच् વિધાયક સૂત્રમાં 'अव्ययसर्वनाम्नामकच् प्राक् टेः (૫।૩।૭૧)માં 'टि'ની પહેલાં अकच् થાય એમ ખાસ કહેલું હોવાથી, बहुच् પ્રત્યય માટે 'विभाषा सुपो बहुच् पुरस्तात्तु એ बहुच् પ્રત્યય વિધાયક સૂત્રમાં 'पुरस्ताद्' ગ્રહણથી વિશેષ સ્થિતિને લીધે, ત્યાં 'उत्सर्गसमान-देशाः अपवादाः' એ ન્યાયનો ભલે ત્યાગ કરવામાં આવે, પણ અન્ય સામાન્ય સ્થલમાં 'उत्सर्गसमान० એ નિયમ સર્વત્ર લાગુ પડે છે. તેથી પ્રકૃત સ્થલમાં 'प्रत्योत्तर' એ અપવાદાત્મક સૂત્રમાં 'मपर्यन्तस्य'ની અનુવૃત્તિ વ્યર્થ થઈને પ્રસ્તુત 'अन्तरंगानपि' પરિ.માં જ્ઞાપક છે.

**अत एव तस्मिन्नणि...**(પૃ. ૧૮૪. પં. ૨) આ उत्सर्गसमान. એ ન્યાય સાર્વત્રિક છે, અને પાણિનિને પણ માન્ય હોવાથી 'तस्मिन्नणि च युष्माकास्माकौ' (૪।૩।૨) સૂત્રથી (જો પછી खञ् અને अण् પ્રત્યય આવ્યા હોય તો युष्मद् અને अस्मद् શબ્દના युष्माक અને अस्माक આદેશ થાય છે. यौष्माकीणः, यौष्माकः) આ સૂત્રથી युष्मद् अस्मद्ना સ્થાનમાં युष्माक અને अस्माक આદેશનું વિધાન ચરિતાર્થ થયું. જો उत्सर्ग० એ ન્યાય ન હોત તો 'तस्मिन्नणि च आकङ्' એવું નાનું સૂત્ર કરીને આ સૂત્રથી आकङ् આદેશનું વિધાન કરવામાં આવ્યું હોત તો પણ, आकङ् આદેશ ङित् હોવાથી, 'ङिच्च' સૂત્રથી અન્ત્યાદેશ થતાં युष्म+आक+ ईन સવર્ણ દીર્ઘ, આદિ વૃદ્ધિ, ણત્વ થતાં 'यौष्माकीणः' એવું રૂપ તો સ્હેલાઈથી બની શકત, પણ 'तस्मिन्नणिच च સૂત્રના અપવાદ 'तवकममकावेकवचने' (૪।૩।૩)થી થતાં तवक અને ममक આદેશ, પણ ઉત્સર્ગ સમાનદેશ ન્યાયથી અન્ત્યાદેશ (અન્તના સ્થાનમાં થતાં) થવા માંડતા અનિષ્ટાપત્તિ થશે. તેથી પાણિનિએ आकङ् વાળું નાનું સૂત્ર ન કરતાં युष्माक अस्माक આદેશનું વિધાન કર્યું છે. અને તે વિધાન 'उत्सर्गसमान० એ ન્યાયનું જ્ઞાપક બને છે.

**यद्यपि विरोधे बाधकत्वम्**..(પૃ. ૧૮૪, પં. ૫) જો કે વાર્તિકકારના

મતે એક તેજ બે કાર્યોની પ્રાપ્તિ થવા આવે તો વિરોધ, અને આવો વિરોધ જ્યાં હોય ત્યાં ઉત્સર્ગ અને અપવાદની સમાનદેશતા હોય તો બાધકતા થાય છે. જેમકે 'इकोयणचि' સૂત્ર યણાદેશ કરે છે, જ્યારે अकः सवर्णे એ સૂત્ર સવર્ણ દીર્ઘ કરે છે. આ બંને કાર્યો પરસ્પર વિરુદ્ધ છે. તેથી श्रीशः જેવા સમાન સ્થલમાં બંને એકી સાથે થવાં અસંભવિત છે માટે ત્યાં યણાદેશ ઉત્સર્ગશાસ્ત્ર અને નિરવકાશ વિધિ રૂપ 'अकः सवर्णे०' અપવાદ શાસ્ત્રમાં 'उत्सर्गसमानदेशाः भवन्ति' એ ન્યાય લાગુ પડે છે. જ્યારે ભાષ્યકારને મતે તો વિરોધ વગર કેવલ સંભાવના માત્રથી પણ શાસ્ત્રોમાં બાધ્ય બાધક ભાવ થાય છે. દા.ત. भवेत्. અહીં भव+यास्+त्માં ઉત્સર્ગ અને અપવાદની સમાનદેશતા ન હોવા છતાં 'अतो दीर्घो यञि (૭।૩।૧૦૧) સૂત્રથી વિહિત દીર્ઘનો 'अतो येयः' (૭।૨।૮૦)થી થતો 'इय्' આદેશ બાધ કરે છે. આથી ઉત્સર્ગ અને અપવાદની સમાનદેશતા હોવી જ જોઈએ એવો નિયમ નથી. તો પણ સૂત્રકાર દ્વારા युष्माक, अस्माक આદેશના વિધાનથી આ પ્રસ્તુત પરિ. 'अन्तर...लुग्बाधते' નો સ્વીકાર કરેલો છે.

હવે આ પરિ. સર્વપ્રકારના लुक्માં પ્રવૃત્ત થાય છે તેની ચર્ચા શરૂ થાય છે.

**आद्ये हे त्रपु इत्यादौ**...(પૃ. ૧૮૬, પં. ૫) દા.ત. हे त्रपु. 'त्रपु' શબ્દ નપું. સંબો. એ.વ.માં हे त्रपु એ રૂપ અભીષ્ટ છે. અહીં त्रपु+स्માં એક બાજુ 'स्वमोर्नपुसकात्' (૭।૧।૨૩) સૂત્રથી सुનો 'लुक्' થવા આવે છે, તો બીજી બાજુ 'एङ्ह्रस्वात' સૂત્રથી હ્રસ્વાન્ત અંગ त्रपुને માનીને सुનો લોપ થવા આવે આવે છે. અહીં જો 'स्वमोर्नपुं०' સૂત્રથી स् નો लुक् થાય તો 'प्रत्ययलोपे प्रत्यय लक्षणम्' દ્વારા 'સંબુદ્ધિ'નો सुનો लुक् થયો નથી, પણ स् વર્તમાન જ એમ સમજીને ह्रस्वस्य गुणः (૭।૩।૧૦૮) સૂત્ર દ્વારા સંબુદ્ધિપરક ગુણ થવા આવે છે. પણ 'न 'लुमताङ्गस्य' એ સૂત્રથી પ્રત્યય લક્ષણનો બાધ થતાં, 'सु' ન આવવાથી ગુણ થતો નથી, તેથી हे त्रपु બને છે. પણ હવે અહીં મુખ્ય તો એ સમજવાનું છે કે 'स्वमो०'થી થતો लुक्, एङ् ह्रस्वात् થી થતા સંબુદ્ધિના લોપનો બાધ કરે છે. આથી सुपो धातुः એ સૂત્રથી પ્રાપ્ત થતો लुक् જ પ્રસ્તુત આ પરિ.ના બળથી કેવલ બાધક બનતો નથી. પણ આ સિવાયનાં 'स्वमोर्नपुं० જેવાં સૂત્રોથી થતો लुक् પણ પ્રબલ મનાય છે અને એ પણ અન્તરંગ વિધિનો બાધ કરે છે. (અહીં સર્વ પ્રકારનો लुक् લેવાય છે, પછી એ જોવાનું નથી કે एङ् ह्रस्वात्થી થતો લોપ અન્તરંગ છે કે નહીં અને 'स्वमोर्नपुंसकात०' સૂત્રથી થતો लुक् બહિરંગ છે કે નહીં, કારણ કે પ્રસ્તુત 'अन्तरंगानवि...बाधते' પરિ. પ્રમાણે लुक् અપવાદ શાસ્ત્રની માફક કેવલ અન્તરંગનો જ નહીં પણ, પૂર્વ પર નિત્ય વિધિનો પણ

બાધ કરે છે. બાકી एङ् ह्रस्वात् સૂત્ર કરતાં, स्वमोर्नपुं એ પરસૂત્ર છે. તેથી 'विप्रतिषेधे' સૂત્ર પ્રમાણે પણ एङ् ह्रस्वात्' કરતાં 'स्वमोर्नपुं०' એ સૂત્ર પર હોવાથી 'विप्रतिषेधे-पर'ની મદદથી स्वमोर्नपुं. સૂત્ર જ થઈ પ્રવૃત્ત શકે છે પણ તે બાબત અહીં વિચારવાની નથી.

કેવલ सुब्नो लुक् (सुपो धातुः) જ નહીં, પણ બધા જ પ્રકારના लुक् અન્તરંગ વિધિનો બાધ કરે છે. તેથી 'सनीस्रंसः'માં 'न'નો લોપ થતો નથી.

**अत एव सनीस्रंसः...**(પૃ. १८६, પં ७) स्रस्+यङ् (पौनः पुन्यार्थक)+ अच्માં सन्यङोः થી द्वित्व થયા પછી स्रस्+स्रस्+य्+अच्માં 'नीग्वञ्चुस्रंसुध्वंसु' સૂત્રથી અભ્યાસને नीक् (नी) આગમ થતાં सनीस्रंस्+यङ्+अच्માં य નો લોપ થતાં આખરે 'सनीस्रंसः રૂપ બને છે. પણ હવે અહીં મુખ્ય એ જોવાનું છે કે सनीस्रंस्+य्+अच् માં એક બાજુ 'अनिदितां हलः' એ સૂત્રથી, પછી 'यङ्' એ ङित् પ્રત્યય આવેલો હોવાથી न्નો લોપ પ્રાપ્ત થાય છે અને બીજી બાજુ यङ् નો 'यङोऽचि च' સૂત્ર (२।४।७४)થી 'य्'નો લોપ થવા આવે છે. અહીં અન્તરંગ 'न' લોપનો બાધ કરીને પ્રસ્તુત 'अन्तरङ्ग...वाधते' પરિ.ના બળે 'यङ्'નો लुक् થઈ જાય છે. પછી પ્રત્યય લક્ષણ કરીને न्નો અનિષ્ટ એવો લોપ પ્રાપ્ત થતાં, न लुमताङ्गस्यથી નિષેધ થતાં, પ્રત્યય લક્ષણ થતું નથી, यङ् આવતો નથી, અને ङित् પરકત્વ ન હોવાથી 'अनिदितां' એ સૂત્રથી न લોપ થતો નથી. અહીં મુખ્ય એ જોવાનું છે કે सुपो. ધાતુવાળો सुब् लुक् જ નહીં પણ પ્રસ્તુત પરિ.માં બધા જ પ્રકારના लुक् ને શક્તિશાલી માનવામાં આવે છે. તેથી પ્રસ્તુત ઉદા.માં 'यङोऽचि'થી થતો लुक् પણ અન્તરંગ 'न' લોપનો બાધ કરી શકે છે, (તેથી 'सनीस्रंसः' એવું અભીષ્ટ રૂપ બને છે)

**पञ्चभिः खट्वाभि...** (પૃ. १८६, પં ७) એ જ રીતે पञ्चभिः खट्वाभिः क्रीतः पञ्चखट्वः' આ પ્રયોગમાં તદ્ધિતાર્થમાં દ્વિગુ સમાસ થયેલો છે. पञ्चन्+भिस्+ खट्व+टाप्+भिस्+ठक् (क्रीत એવા અર્થમાં થયેલ ठक् પ્રત્યય) 'अध्यर्धपूर्वद्विगोर्लुगसंज्ञायाम्' (५।१।२८) સૂત્રથી 'लुक्' થાય છે. એ लुक् થયા પછી 'लुक्तद्धितलुकि' (१। २।४९) સૂત્રથી સ્ત્રી પ્રત્યય (टाप्)નો પણ लुक् થાય છે. 'सुपो धातु' સૂત્રથી 'भिस्' વિભક્તિ પ્રત્યયનો लुक् થાય છે. नलोपः प्रातिपदिकान्तस्य' સૂત્રથી न કારનો લોપ થાય અને આખરે 'पञ्चखट्वः' એવું રૂપ બને છે.

અહીં મુખ્ય તો એ જોવાનું છે કે पञ्च+खट्व+टाप् (आ)માં એક બાજુ અન્તરંગ સવર્ણ દીર્ઘ થવા આવે છે અને બીજી બાજુ टाप्નો लुक् થવા આવે છે. સ્ત્રીપ્રત્યય टापनो लुक् બહિર્ભૂત એવા તદ્ધિતના આધારે થતો હોઈ બહિરંગ છે.

આ 'यत् लुक्' પ્રસ્તુત પરિ.ના બળે જ સવર્ણ દીર્ઘનો નિષેધ કરે છે. (અહીં મુખ્ય બાબત એ છે કે આ પરિ.માં કેવલ सुपो धातुः વાળો लुक् નહીં પણ સર્વપ્રકારનો लुक् લેવાય છે. જો पञ्चलट्व+आमां અન્તરંગ સવર્ણ દીર્ઘ પહેલાં કરવામાં આવે અને પછી लुक् થાય તો पञ्चलट्वू એવું હલન્ત અનિષ્ટ રૂપ થવા માંડશે. તેથી સર્વ પ્રકારના लुक् ને શક્તિશાલી આ પરિ.થી ગણવો જ પડે છે.

**एतद्विरोधाद् यत्तद्राजस्य**...(પૃ. १८७, પં २) (१३) तद्राजस्य बहुषु तेनैवास्त्रियाम् (२।४।६२) સૂત્રના ભાષ્યમાં એક પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો છે. अत्यङ्गः, अङ्गानां राजानः इति अङ्गाः तान् अतिक्रान्त इति अत्यङ्गः'માં પદાવધિક અન્વાખ્યાન કરવામાં આવે તો अति+सु+अङ्ग+अण्+शस्+सुमां 'द्वयञ्मागधकलिङ्गसूरमसादण्' સૂત્રથી अण् પ્રત્યય થયો છે. આ अण्ની તે तद्राजाः (४।१।१८४) સૂત્રથી तद्राज સંજ્ઞા થાય છે. તેથી तद्राजस्य बहुषु तेनैवास्त्रियाम् (२।४।६२) સૂત્રથી (બહુત્વ અર્થ વિવક્ષિત હોય તો, સ્ત્રીલિંગને છોડીને, तद्राज પ્રત્યયનો लुक् થાય છે) સૂત્રથી लुक् થાય છે. અને આખરે 'अत्यङ्गः રૂપ બને છે.

**अङ्गान् अतिक्रान्तः**...(પૃ. १८७, પં २) હવે અહીં મુખ્ય તો એ જોવાનું છે કે 'अति+अङ्ग+अण्+शस्+ सु'માં 'तद्राजस्य बहुषु' સૂત્રથી પ્રાપ્ત થતા लुक् ને એક પદની અપેક્ષા હોવાથી અન્તરંગ છે, જ્યારે અપરનિમિત્તક હોવાને કારણે સમાસને કારણે થતાં 'सुब्लुक्' પણ અન્તરંગ છે. આવી રીતે तद्राज लुक् અને सुब्लुक्માં અન્તરંગત્વ સમાન છે. આમ છતાં પરત્વાત્ સમાસ लुक् (सुब् लुक्) થાય છે. પણ આ પછી પ્રત્યય લક્ષણ થતાં (शस् નું આગમન થાય તેમ છે) ત્યાં न लुमताङ्गस्य' સૂત્રથી નિષેધ થતાં બહુવચન शस् પરકત્વ ન હોવાથી तद्राज अण् પ્રત્યયનો लुक् થશે નહીં. ભાષ્યમાં આ રીતે ઉઠાવવામાં આવેલ શંકા પ્રતિપાદક ગ્રંથની વ્યાખ્યા કરતાં કૈયટ કહે છે તેમ 'अन्तरङ्गानपि...लुग्बाधते' આ પરિ.થી तद्राज लुक् सुप् लुक् નો બાધ થશે. જો કે આમાં 'सुब्लुक्'ની પ્રધાનતા બતાવી નથી, પણ ત્યાં પાછો કૈયટ એમ કહે છે કે આ 'अन्तरङ्गानपि...लुग्बाधते' પરિભાષા કેવલ सुब् लुक्ने જ પ્રધાન બતાવે છે. આ રીતે કૈયટનું કથન પરસ્પર વિરોધી હોવાથી સ્વીકારવા યોગ્ય નથી. અહીં કૈયટના કથનમાં કેવળ પ્રૌઢોક્તિનાં જ દર્શન થાય છે, બાકી એમાં કોઈ તથ્ય નથી. કૈયટે ખરી રીતે તો 'એક लुक् બીજા लुक् કરતાં બલવાન છે એ કહેવું અશક્ય છે' એમ કહીને શંકાનું સમાધાન કરવું જોઈતું હતું.

**अनेन न्यायेन**... (પૃ. १८७ પં. ७) પ્રસ્તુત अन्तरङ्गानपि... लुग्बाधते' આ ન્યાયે કે પરિ.માં કહ્યું છે તેમ બહિરંગ लुक् શબ્દથી અન્તરંગ

કાર્યના પ્રતિબંધક લુક્‌નું અને તેનાં પ્રયોજક સમાસ, પ્રાતિપદિક ... અન્ત-રંગાદિ કરતાં પ્રાબલ્ય વ્યક્ત થાય છે. (પર)

**પરિ. ૫૩** पूर्वोत्तरपदनिमित्तकार्यात् पूर्वमन्तरङ्गोऽप्येकादेशो न ॥५३॥

**नन्वेवं सौमेन्द्रे**...(પૃ. १८८, પં. १) सौमेन्द्रः–सोमश्च इन्द्रश्च इति सोमेन्द्रौ (દેવતા દ્વન્દ્વ સમાસ) तौ देवते यस्य સોમ અને ઈન્દ્ર જેના દેવ છે તેવો (યાગ). અહીં 'सास्य देवता' (४।२।२४) સૂત્રથી अण् થતાં सोम+इन्द्र+अण्‌માં 'तद्धितेष्व-चामादेः' (७।२।११७) સૂત્રથી પ્રાપ્ત વૃદ્ધિનો બાધ કરી, 'देवताद्वन्द्वे च' (७।३।२१) સૂત્રથી પૂર્વપદ તથા ઉત્તરપદના આદિ અચ્‌ની એટલે सोमમાં सो તથા इन्द्रના इની ઉભયપદના આદિ સ્વરની વૃદ્ધિ પ્રાપ્ત થાય છે, પણ 'नेन्द्रस्य परस्य' (७।३।२२) સૂત્રથી દેવતા દ્વન્દ્વમાં ઉત્તરપદમાં આવેલા इन्द्रના આદિ અચ્‌ની વૃદ્ધિ થતી નથી. તેથી આખરે એકલા सोमના અચ્‌ની વૃદ્ધિ થતાં, અને सौम+इन्द्र ત્યાં 'आद् गुणः'થી થનાર ગુણ (ગુણરૂપ એકાદેશ) पूर्वोपस्थितिनिमित्तकत्वम् કે शीघ्रोपस्थितिनिमित्तकत्वम् अन्तरङ्गत्वम्' (જેની ઉપસ્થિતિ પૂર્વે થાય કે શીઘ્ર ઉપસ્થિતિ થાય તે અન્તરંગ) નિયમ પ્રમાણે અન્ત-રંગ કાર્ય છે, અને 'देवताद्वन्द्वे च' સૂત્રથી થનાર णित् (अण्) પ્રત્યય નિમિત્તક વૃદ્ધિ કાર્ય બહિરંગ છે. હવે આ વૃદ્ધિ કરતાં 'आद्गुणः'થી પ્રયુક્ત ગુણકાર્ય બળવાન છે. તેથી सोमेन्द्रः એ રૂપ થતાં ઉત્તરપદ इन्द्र નહીં પણ न्द्र એટલું જ છે. તો વૃદ્ધિનો સવાલ જ પેદા થતો નથી. તો પછી વૃદ્ધિ નિષેધક 'नेन्द्रस्य परस्य' એ સૂત્ર કેમ કર્યું ? તેથી આ સૂત્ર વ્યર્થ પડીને પ્રસ્તુત પરિ. पूर्वोत्तरपद०'નું જ્ઞાપન કરે છે.

હવે આ 'पूर्वोत्तर' પરિ. વિદ્યમાન રહેતાં, અન્તરંગ ગુણૈકાદેશનો બાધ થતાં सोम+इन्द्रःમાં 'देवता द्वन्द्वे च'થી પ્રાપ્ત ઉભયપદ વૃદ્ધિમાં, પૂર્વપદની વૃદ્ધિ અભીષ્ટ હોવા છતાં, ઉત્તરપદ इन्द्रમાં વૃદ્ધિ ન થાય એ માટે કરેલું 'नेन्द्रस्य' સૂત્ર ચરિતાર્થ થાય છે અને આખરે 'सौमेन्द्रः' રૂપ થવામાં કોઈ વાંધો આવતો નથી.

હવે આ ચર્ચામાં આગળ વધતાં અહીં 'सौमेन्द्रः'માં 'नेन्द्रस्य' સૂત્ર કોઈને કોઈ રીતે કામનું છે, એટલે કે આવશ્યક કે ચરિતાર્થ છે. તેથી વ્યર્થ પડી શકે તેમ નથી. તેથી પ્રસ્તુત પરિ.નું જ્ઞાપક પણ બની શકે તેમ નથી એ વિષયનો શાસ્ત્રાર્થ શરૂ થાય છે. અને 'नेन्द्रस्य' સૂત્ર વ્યર્થ નથી એ માટે વિવિધ પૂર્વપક્ષ રજૂ કરવામાં આવ્યા છે અને તે બધાયનું એક પછી એક ખંડન કરી આખરે નાગેશ દ્વારા (ઉત્તરપક્ષ) કે સિદ્ધાન્તી દ્વારા 'नेन्द्रस्य' સૂત્રની વ્યર્થતા સિદ્ધ કરી કરવામાં આવી છે. અને તેથી 'नेन्द्रस्य' સૂત્ર પ્રસ્તુત પૂર્વોત્તર પરિ.માં જ્ઞાપક જ છે તેમ સિદ્ધ કરવામાં આવ્યું છે.

**अन्तादिवद्भावस्तु**...(પૃ. ૧૮૮, પં. ૨) અહીં પૂર્વપક્ષ નેન્દ્રસ્ય સૂત્રની ચરિતાર્થતા બતાવવા માટે કહે છે કે :–(૧) એકાદેશ વિશિષ્ટ સૌમેન્દ્રઃમાં 'अन्तादिवच्च' સૂત્રથી પૂર્વાન્તવદ્ભાવથી 'सौमे'માં પૂર્વપદત્વ અને 'एन्द्र'માં પરાદિવદ્ભાવથી 'इन्द्र' શબ્દત્વ આવી શકશે. તો 'इन्द्रत्व' આવતાં નેન્દ્રસ્ય. એ વૃદ્ધિ નિષેધક સૂત્ર ચરિતાર્થ છે. ત્યારે તેનો જવાબ આપતાં સિદ્ધાન્તી કહે છે કે 'उभयत आश्रयणे नान्तादिवत्' અર્થાત્ એક જ એકાદેશને પૂર્વાન્તવત્ અને પરાદિવત્ એમ બનેનો આધાર લઈ પૂર્વાન્તવદ્ભાવ માની શકાય નહીં. (૨) હવે એમ કહેવામાં આવે કે 'अन्तादिवच्च' સૂત્રથી બંને–પૂર્વાન્તવદ્ભાવ અને પરાદિવદ્ભાવ લાવવામાં આવે તો 'उभयतः आश्रयणे'० નિષેધની પ્રવૃત્તિ છે, પણ એકાદેશવિશિષ્ટ સોમેમાં 'अन्तादिवच्च' થી પૂર્વાન્તવદ્ભાવ દ્વારા પૂર્વપદત્વ અને 'एकदेशविकृतमनन्यवत्' એ ન્યાયથી 'न्द्र' ને 'इन्द्र' માની લેવામાં આવે તો શો વાંધો ? આ રીતે અહીં इन्द्र એવું ઉત્તર-પદત્વ મળતાં નેન્દ્રસ્ય વૃદ્ધિ નિષેધક સૂત્ર ચરિતાર્થ થાય છે, (વ્યર્થ નથી.) તો આ પ્રસ્તુત પરિ.નું જ્ઞાપન થઈ શકે નહીં. આનો ઉત્તર સિદ્ધાન્તી આપે છે કે 'अच्'થી રહિત 'न्द्र' અંશમાં આદિ 'इ' રૂપ અચ્નો એકાદેશથી અપહાર થયો છે. વળી 'न्द्र'માં જે अच् (અન્તિમ अच्) છે તેના અચ્નો 'यस्येति च'થી લોપ થયો છે. તેથી 'न्द्र'એ 'अनचूक' (અચ્ વગરનો) અંશ છે. આ 'न्द्र' ઉપર एकदेशविकृत.થી इन्द्र શબ્દત્વાતિદેશ કરવામાં આવે છતાં अच् (અજાદિત્વ)ના અભાવમાં વૃદ્ધિ પ્રાપ્ત જ નથી. તો તેથી વૃદ્ધિનો નિષેધ કરનાર 'नेन्द्रस्य' નિષેધ વ્યર્થ છે. (અને તેથી આ સૂત્ર દ્વારા પ્રસ્તુત પરિ.નું જ્ઞાપન થાય છે.)

**न च परादिवद्भावेन**...(પૃ. ૧૮૮–૧૮૯, પં. ૬–૧) હવે જો એમ કહેવામાં આવે કે સૌમેન્દ્રઃમાં એકાદેશથી વિશિષ્ટ एમાં અર્થાત્ एन्द्रમાં પરાદિવદ્ભાવ કરવાથી ઉત્તરપદત્વ આવશે, જો કે ઉત્તરપદત્વ 'પૂર્વપદ અને ઉત્તરપદ' એ કલ્પનાથી સમજવામાં આવતું હોવાથી અશાસ્ત્રીય કે લૌકિક ધર્મ છે. તેથી પરાદિવદ્ભાવથી ઉત્તરપદત્વ નહીં પણ 'ઉત્તરપદાદ્યચ્ત્વ' ધર્મ અને સોમ્ને એકદેશ વિકૃત ન્યાયથી સોમ માની શકાય તેમ છે. તેથી સોમ્+एन्द्रः વૃદ્ધિનો સંભવ હોવાથી 'नेन्द्रस्य परस्य'થી વૃદ્ધિનો નિષેધ આવશ્યક છે (અન્યથા ઉભયવૃદ્ધિ થતાં 'सौमैन्द्रः' એવો વિકૃત અનિષ્ટ પ્રયોગ બનવાની આપત્તિ આવે છે. તેથી આ 'नेन्द्रस्य०' સૂત્ર વ્યર્થ પડે તેમ નથી અને આ પરિ.માં જ્ઞાપક પણ બની શકશે નહીં. (એટલે કે પ્રસ્તુત પરિ. સ્વીકારી શકાશે નહીં.)

**उत्तरपदाद्यच्स्थानिक**...(પૃ. ૧૮૯, પં. ૧) ત્યારે સિદ્ધાન્તી કહે છે કે 'अन्तादि'० એ સૂત્રથી પરાદિવદ્ભાવથી 'ઉત્તરપદાદ્યચ્ત્વ' ધર્મ આરોપિત કે અતિ-

દિષ્ટ થઈ શકે તેમ નથી, કારણકે તેવું 'अत्त्व' એ તાદ્રૂપ્ય સ્વરૂપ હોવાથી તેનો અતિદેશ થઈ શકે તેમ નથી. અર્થાત્ 'अन्तादि०' સૂત્ર ફક્ત વ્યપદેશરૂપ અતિદેશનું વિધાયક છે. તાદ્રૂપ્યના અતિદેશનું વિધાયક નથી. પૃથક્ અવસ્થિત પદોમાં પ્રાતિપદિક પૂર્વે હોય અને પ્રત્યય પરમાં હોય એવાં સુબન્ત રૂપોની પૃથક્ સ્થિતિમાં જેવો વ્યવહાર, પ્રત્યયત્વ, પ્રાતિપદિકત્વ હોય છે તે પ્રત્યય, પ્રાતિપદિકત્વરૂપ વ્યવહાર (વ્યપદેશ) અતિદેશ જ્યાં એકાદેશ થયો હોય ત્યાં 'अन्तादि०' સૂત્રથી થઈ શકે છે. પણ 'अन्तादि' સૂત્રથી તાદ્રૂપ્ય એટલે કે વર્ણમાત્ર વૃત્તિધર્મ (વર્ણમાં કેવળ રહેનાર ધર્મ, (જેમકે एમાં एत्व)નો અતિદેશ થઈ શકતો નથી. આ રીતે 'सौमेन्द्रः'માં પ્રકૃતમાં एन्द्र ઉત્તરપદ સમજી ત્યાં 'अन्तादिवच्च'થી થતા અતિદેશથી 'ए'ને 'इ' સમજી શકાય તેમ નથી. તેથી વૃદ્ધિ થઈ શકે તેમ નથી, તો नेन्द्रस्य એ વૃદ્ધિ નિષેધ સૂત્રની પણ જરૂર નથી, તેથી 'नेन्द्रस्य' વ્યર્થ પડે છે, અને પ્રસ્તુત 'अन्तरङ्गानपि' પરિ.નું જ્ઞાપક બને છે.

'अन्तादिवच्च' સૂત્ર ઉપરના ભાષ્યમાં પણ કહ્યું છે તેમ 'न हि ताद्रूप्यमतिदिश्यते, रूपाश्रया वा एते विधयः અર્થાત્ अन्तादि.થી તાદ્રૂપ્યનો અતિદેશ થતો નથી. આ વિધિઓ તો તદ્રૂપતા (વર્ણમાત્રવૃત્તિ ધર્મવાળા) હોય છે.

હવે 'अन्तादि' સૂત્રથી તાદ્રૂપ્યનો અતિદેશ થતો નથી. તેથી જ खट्वाभिःમાં खट्व+टाप्+भिस्=खट्वा+भिस् એ સ્થિતિમાં खट्व+आમાં સવર્ણ દીર્ઘ (એકાદેશ) (એટલે કે खट्वा)ને પૂર્વાન્તવદ્ભાવથી खट्व જ સમજી अतो भिस ऐस् (૭।૧।૯) સૂત્રથી भिस્નો ऐस् આદેશ ન થયો અને खट्वैः એવું વિકૃત રૂપ થતું અટક્યું, કારણ કે खट्वा દીર્ઘૈકાદેશ आकारમાં अत्व ધર્મ (તાદ્રૂપ્ય) આવતું જ નથી.

**अत एव पूर्वैषुकामशमः**...(પૃ. ૧૮૯, પં. ૩) આ રીતે જ पूर्वैषुकामशमः જેવાં રૂપોમાં પણ તાદ્રૂપ્યનો અતિદેશ થઈ શકતો નથી. 'पूर्वैषुकामशमः–पूर्वस्यां इषुकामशम्यां भवः इति पूर्वैषुकामशमः અહીં 'पूर्व+इषुकामशमीને तत्र भवः એ અર્થમાં अण् થતાં 'पूर्वेषुकामशमी+अण्'માં 'प्राचां ग्रामनगराणाम्' (૭।૩।૧૪) સૂત્રથી ઉત્તરપદ इषुकामशमीના આદિ अच् 'इ'ની વૃદ્ધિ થાય છે, 'यस्येति च' સૂત્રથી 'मी'ના 'ई'નો લોપ થાય છે અને આખરે पूर्वैषुकामशमः રૂપ સિદ્ધ થાય છે.

અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે 'पूर्व+इषुकामशमी+अण्માં आद्गुणःથી થતો ગુણ અન્તરંગ હોવાથી પ્રથમ થતાં, पूर्वेषुकामशमी થતાં, એકાદેશ 'ए' ઉત્તરપદમાં આદિ अच् 'इ'નો તાદ્રૂપ્યાતિદેશ થઈ શકતો ન હોવાથી, 'प्राचां ग्राम'० સૂત્રથી 'इ'ને થતી (इग्लक्षणा) વૃદ્ધિ (इ ન હોવાને લીધે) થઈ શકે નહીં. વળી 'पूर्वोत्तरपद-

निमित्तात् कार्यात् पूर्वमन्तरङ्गोऽप्येकादेशो न (પરિ. ૫૪) અર્થાત્ 'પૂર્વપદ અને ઉત્તરપદને નિમિત્ત બનાવાને થનાર કાર્યની પહેલાં ભલે અન્તરંગ હોય પણ તે એકાદેશ થતો નથી, એ પરિ.થી पूर्व+इषुकामशमीમાં અન્તરંગ હોવા છતાં ગુણ થતો નથી. તેથી 'इ' મળતાં प्राचां ग्राम०થી वृद्धि થતાં આખરે पूर्वैषुकामशमः' એ અભીષ્ટ રૂપ સિદ્ધ થાય છે. આ ચર્ચા ઉપરથી સિદ્ધ થાય છે કે 'अन्तादि'સૂત્રથી તાદ્રૂપ્ય (વર્ણમાત્ર વૃત્તિ ધર્મ)નો અતિદેશ થઈ શકતો નથી.

**'तदेकदेशमात्रस्य विकाराभावाच्च'** (પૃ. ૧૮૯, પં. ૪) હવે એમ કહેવામાં આવે કે 'सोम+इन्द्रः'માં ગુણ (એકાદેશ) 'ए' થયા પછી सोम् એ શબ્દમાં एकदेशविकृतमनन्यवत् (પરિ. ૩૮)થી પૂર્વપદત્વ અને एन्द्रમાં એજ 'एकदेश०' ન્યાયથી ઉત્તરપદત્વ લાવી વૃદ્ધિ પ્રાપ્ત થાય છે. તેથી એ વૃદ્ધિને રોકવા માટે 'नेन्द्रस्य परस्य' સૂત્ર ચરિતાર્થ થાય છે, એમ પણ માની શકાય એમ નથી, કારણ કે 'એકાર'રૂપ વિકાર પુર્વ અને પર એમ ઉભય દેશસ્થ છે. તેથી એકદેશમાં વિકાર ન હોવાને કારણે 'एकदेशविकृमनन्यवत्' પરિભાષા પ્રવૃત્ત થઈ શકશે નહીં.

**मरुदादिभिरिन्द्रस्य...**(પૃ. ૧૯૦, પં. ૧) 'पूर्वोत्तरपद' એ પરિ.માં 'नेन्द्रस्य परस्य' સૂત્ર જ્ઞાપક છે, પણ તેની જ્ઞાપકતાના ખંડનમાં હવે છેલ્લી વાત કહેવામાં આવે છે તેમ, नेन्द्रस्य परस्य સૂત્ર તો ચરિતાર્થ છે. તેથી એ પ્રસ્તુત પરિ.નું જ્ઞાપક થઈ શકશે નહીં એમ કહેતાં પૂર્વપક્ષી કહે છે કે मरुत् આદિ હલન્ત શબ્દોનો इन्द्र સાથે द्वन्द्व સમાસ થતાં मरुदिन्द्रौમાં 'नेन्द्रस्य परस्य' સૂત્ર વૃદ્ધિને રોકવા માટે ચરિતાર્થ–આવશ્યક છે. તેથી તે 'पूर्वोत्तर' આ પ્રસ્તુત પરિ.માં જ્ઞાપક બની શકે નહીં. તેના જવાબમાં સિદ્ધાન્તી કહે છે કે मरुत् અને इन्द्रના द्वन्द्वમાં इन्द्र શબ્દ આદિમાં 'अच्' વાળો (અજાદિ) અને અકારાન્ત (અદન્ત) હોવાથી अजाद्यदन्तम् (૨।૨।૩૩) સૂત્રથી इन्द्र શબ્દનો પૂર્વ નિપાત થશે. તેથી ત્યાં 'इन्द्र' ઉત્તર પદમાં નહીં હોવાથી 'नेन्द्रस्य પર. એ નિષેધ ચરિતાર્થ થઈ શકે તેમ નથી. તેથી વ્યર્થ પડીને પ્રસ્તુત પરિ.માં જ્ઞાપક બને છે.

આ રીતે વિવિધ યુક્તિઓ દ્વારા નાગેશે 'नेन्द्रस्य परस्य' સૂત્રને પ્રસ્તુત પૂર્વોત્તર પરિ.માં જ્ઞાપક બનાવ્યું છે. (૫૩)

**પરિ૦ ૫૪.** 'अन्तरङ्गानवि विधीन् बहिरङ्गो ल्यब् बाधते ॥५४॥

असिद्धं बहि. (અન્તરંગ) પરિભાષાની બાધક કે અપવાદક પરિ.૫૧ થી ૫૩ છે, તેમ છતાં 'ल्यप्' પ્રત્યય કરતી વખતે એક મુશ્કેલી આવે છે. તેથી પ્રસ્તુત 'अन्तरङ्गानवि...ल्यप् बाधते' પરિ.નો અવતાર થાય છે. **नन्वेमपि प्रधाय प्रस्थाय...**

(પૃ. ૧૯૦ પં. ૫) प्रधाय-प्र+धा+त्वा અને प्र+स्था+त्वामां 'समासेऽनञ् पूर्वे-क्त्वो ल्यप्, સૂત્રથી 'क्त्वा'ની જગ્યાએ ल्यप्(य) થાય છે, અને 'प्रधाय' प्रस्थाय' એવાં અભીષ્ટ રૂપ બને છે. હવે અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે प्र+धा+त्वा' એ સ્થિતિમાં 'दधातेर्हिः' (૭।૪।૪૨) સૂત્રથી 'धा'નો 'हि' આદેશ પ્રાપ્ત થાય છે. એક પદાશ્રિત હોવાથી 'हि' આદેશ અન્તરંગ છે, અથવા તો 'प्रथमं धातुः साधनेन युज्यते पश्चादुपसर्गेण' એ નિયમ પ્રમાણે 'धा' ધાતુનો પહેલાં 'क्त्वा'ની સાથે સંબંધ હોવાથી हि આદેશ અન્તરંગ છે અને પદદ્વયાશ્રિત હોવાથી ल्यप् પ્રત્યય બહિરંગ છે. તેથી પહેલાં 'हि' આદેશ થઈ જતાં प्रहित्य એવા અનિષ્ટરૂપની આપત્તિ થશે. એવી જ રીતે प्र+स्था+त्वामां 'घुमास्थागापाजहातिसां हलि' (૬।૪।૬૬) સૂત્રથી થનાર આનું ईत्व, ઉપર બતાવેલ 'पूर्वं धातुः' નિયમ પ્રમાણે અન્તરંગ છે. તેથી પહેલાં ईत्व થતાં પછી ल्यप्(य) થતાં 'प्रस्थीय' એવું વિકૃતરૂપ બનવાની અનિષ્ટાપતિ થશે. તેથી પ્રસ્તુત પરિ. अन्तरङ्गानपि विधीन् बहिरङ्गो ल्यप् बाधते' આ પરિ. આવવાથી ल्यप्' બહિરંગ હોવા છતાં, તે પહેલાં થાય છે. એથી प्रधाय કે प्रस्थायમાં કોઈ અનિષ્ટત્વ આવતું નથી.

**अदो जग्धिरिति सूत्रे....**(પૃ. ૧૯૧, પં. ૧) પ્રસ્તુત 'अन्तरङ्गा... ल्यप्...बाधते' પરિ.માં 'अदो जग्धिर्ल्यप् ति किति, સૂત્રમાં કરેલું 'ल्यप्' ગ્રહણ જ્ઞાપક છે. (अद् ધાતુની પછી 'ल्यप्' પ્રત્યય આવે કે તકારાદિ કિત્ પ્રત્યય આવે ત્યારે 'अद्' ધાતુના સ્થાનમાં 'जग्धि' આદેશ થાય છે) દા. ત. प्रजग्ध्यमां प्र+अद्+त्वा એ સ્થિતિમાં 'क्त्वा' કિત્ પ્રત્યય પછી આવવાથી, अद्ની જગ્યાએ जग्धृ આદેશ ''अदो जग्धिः' સૂત્રથી થઈ શકે છે, તો 'अदो जग्धिः' સૂત્રમાં 'ल्यप्'નું ગ્રહણ વ્યર્થ છે. આ 'ल्यप्' ગ્રહણ વ્યર્થ પડીને પ્રસ્તુત પરિ. अन्तरङ्गा...ल्ग्बाधतेનું જ્ઞાપન કરે છે. તેથી આ પરિ. હોતાં હવે प्र+अद्+त्वामां जग्धृ આદેશ અન્તરંગ હોવા છતાં તેનો બાધ કરીને બહિરંગ ल्यप् થાય છે. તેથી प्र+ अद्+य (ल्यप्)માં, હવે તાદિ 'કિત્'(क्त्वा) ન રહેતાં जग्धृ આદેશ થશે નહીં. પણ વસ્તુતઃ 'जग्धृ' અભીષ્ટ છે. તેથી 'अदो जग्धि' સૂત્રમાં 'ल्यप्' એ ગ્રહણ કર્યું છે. (स्वांशे चरितार्थम्)

આ સંદર્ભમાં વાંચો: 'जग्धौ सिद्धेऽन्तरङ्गत्वात् ति कितीति ल्यबुच्यते। ज्ञापयत्यन्तरङ्गाणां ल्यपा भवति बाधनम्' (अदो जग्धि) (૨।૪।૩૬) સૂત્ર ઉપરનું ભાષ્ય. (અર્થાત્ 'अदोजग्धिर्ल्यप् ति किति' સૂત્રમાં ल्यप् ગ્રહણ ન કરવામાં આવે તો પણ 'તાદિ કિત્' માનીને प्र+अद्+त्वा એ સ્થિતિમાં અન્તરંગ હોવાથી जग्धृ આદેશ થઈ શકે છે તો આ સૂત્રમાં ल्यप्નું ગ્રહણ કરવામાં આવ્યું છે તે જ જ્ઞાપન કરે છે કે 'ल्यप्' અન્તરંગ કાર્યનો બાધક થાય છે. (૫૫)

પરિ. ૫૫ वार्णादाङ्गं बलीयो भवति ॥५५॥

**नन्वेवमपि इयायेत्यादौ**...(પૃ. ૧૯૧. પં. ૩) 'असिद्धं बहिरङ्गमन्तरङ्गे' એ અન્તરંગ પરિભાષાનો સ્વીકાર કરતાં इयाय જેવા પ્રયોગોની સિદ્ધિમાં મુશ્કેલી આવે છે. इयाय–'इण् गतौ' (બીજો ગણ પરોક્ષ. ભૂત૦ તૃ. પુ. એ. વ.) इ+लिट् (णल्)માં દ્વિત્વ થતાં इ+इ+अમાં ઉત્તરખંડમાં 'अचो ञ्णिति' (૭।૨।૧૧૫) સૂત્રથી વૃદ્ધિ કરતાં इ+ऐ+अ, ऐનો आय् થતાં इ+आय्+अમાં અભ્યાસના 'इ'નો 'अभ्यासस्यासवर्णे' (૬।૪।૭૮) સૂત્રથી इयङ् આદેશ (इय्) થાય છે. તેથી આખરે 'इयाय' રૂપ બને છે. કેટલેક ઠેકાણે અવતરણિકામાં **इयेष**ના પણ ઉલ્લેખ હોવાથી તેની પ્રક્રિયા પણ જોવી આવશ્યક છે.

એ જ રીતે इयेषમાં (इष् પરોક્ષ ભૂત. તૃ. પુ. એ. વ.) इष्+लिट्+णल्(अ) દ્વિત્વ હલાદિ શેષ, इ+इष्+अમાં पुगन्तलघू. સૂત્રથી ગુણ થતાં इ+एष्+अમાં 'अभ्यास-सस्यासवर्णे' સૂત્રથી અભ્યાસના 'इ'નો इयङ् આદેશ થતાં આખરે इयेष રૂપ બને છે.

હવે અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે 'इयाय'માં इ+इ+अ એ સ્થિતિમાં એક બાજુ પરસ્પર સમીપમાં આવેલ 'इ'નો સવર્ણ દીર્ઘ અન્તરંગ છે, જ્યારે બહિર્ભૂત નિમિત્તક (णल्ने માનીને થનાર) अचो ञ्णिति' વૃદ્ધિ બહિરંગ છે. તેથી 'असिद्धं बहि०' અન્તરંગ પરિ.થી બહિરંગ વૃદ્ધિ અસિદ્ધ થતાં, સવર્ણ દીર્ઘ થવા માંડશે તો इ+इ+अ=ई+अ અને પછી વૃદ્ધિ તથા आय् આદેશ થતાં इयायને બદલે आय એવું અનિષ્ટ રૂપ થવા માંડશે. એ સ્થિતિમાં પ્રસ્તુત પરિ. 'वार्णादाङ्गं बलीयः' આવીને આ મુશ્કેલી દૂર કરે છે. આ 'वार्णा'૦ પરિ. અનુસાર (वर्णस्येदं वार्णम्, अङ्गस्येदं आङ्गम् अङ्गाधिकारीयम्) વર્ણસંબંધી કાર્ય કરતાં અંગ સંબંધ કાર્ય વધુ બલવાન ગણાય છે. 'अभ्यासस्यास०'થી થતું इयङ् કાર્ય, अङ्गस्य (૬।૪।૧)ના અધિકારમાં આવેલું હોવાથી આંગ કાર્ય છે, જ્યારે સવર્ણ દીર્ઘ કાર્ય (સંધિ નિયમ પ્રમાણે) વર્ણને થતું હોવાથી વાર્ણ કાર્ય છે. તેથી इ+इ+अમાં આ वार्णा. પરિ.થી आङ्ग કાર્ય પ્રબલ મનાતું હોવાથી आङ्ग કાર્ય 'इय्' થાય છે. इय्+इ+अ અને પછી અભ્યાસોત્તરની 'इ'ની વૃદ્ધિ, તથા आय् આદેશ થતાં 'इयाय' રૂપ બને છે, તેથી કોઈ મુશ્કેલી રહેતી નથી. એવી રીતે इयेषમાં इ+इष्+अમાં આંગ કાર્ય इयङ् પહેલાં થતાં, इय्+इष्+अમાં પછી લઘૂપધગુણ થતાં 'इयेष' રૂપની સિદ્ધિમાં કોઈ મુશ્કેલી રહેતી નથી.

**अभ्यासस्यासवर्णे**...(પૃ. ૧૯૧. પં. ૭) (૨) પ્રસ્તુત 'वार्णा०' પરિ.માં જ્ઞાપક अभ्यासस्यासवर्णे' સૂત્રમાં આવેલ 'असवर्ण' ગ્રહણ છે. अभ्यासभ्यासवर्णे સૂત્રથી

પછી જો અસવર્ણ अच् આવ્યો હોય તો અભ્યાસના इ उ ને અનુક્રમે इयङ् અને उवङ् થાય છે. अभ्यासस्य० સૂત્રમાં અસવર્ણ ગ્રહણ ईषतुः જેવા પ્રયોગમાં इयङ् ન થાય એ માટે કરેલું છે. इष् ધાતુ (પ. ભૂત. लिट् તૃ. પુ. દ્વિ. વ.)માં इष्+लिट्+अतुस्માં 'इ+इष्+अतुस्' થયા પછી, હવે આ પ્રસ્તુત वार्णा. પરિ. ન હોત તો, અન્તરંગ સવર્ણ દીર્ઘ વાર્ણ કાર્યથી બહિરંગ આંગ કાર્ય इयङ्, 'असिद्धं बहि.' પરિ.થી અસિદ્ધ થતાં (इयङ्નો બાધ થતાં) પહેલાં દીર્ઘ થતાં ईष्+अतुस्માં 'इयङ्'ની પ્રાપ્તિ જ નથી તો इयङ्ने રોકવા માટે કરેલું 'अभ्यास' સૂત્રનું 'असवर्णे' ગ્રહણ વ્યર્થ છે. એ 'असवर्णे' ગ્રહણ વ્યર્થ પડીને પ્રસ્તુત वार्णादाङ्गं પરિ.નું જ્ઞાપક બને છે. હવે આ પરિ. આવતાં વાર્ણ કાર્ય દીર્ઘ કરતાં આંગ કાર્ય इयङ् આદેશ બલવાન હોવાથી 'इ+इष्+अतुस्'માં અભ્યાસના इ નો इय् થતાં ईषतुः એ અભીષ્ટ શુદ્ધ રૂપને ઠેકાણે इय्+ईष्+अतुस्=इयिषतुः જેવું અનિષ્ટ રૂપ થવા માંડશે, પણ હવે 'असवर्णे' ગ્રહણથી જ્ઞાપિત થયેલ 'वार्णादाङ्ग' પરિ. ને લીધે આંગ इयङ् કાર્ય બલવાન હોવાથી 'इ+इष्+अतुस्'માં इय् આદેશ થતો નથી. કારણ કે अभ्यासस्या. સૂત્રથી इय् તો જો પછી અસવર્ણ अच् આવેલ હોય ત્યારે થાય છે, જ્યારે પ્રસ્તુતમાં તો इ+इष्+अतुस्'માં અભ્યાસોત્તર 'इ' સવર્ણ છે. તેથી इयङ् ન થયો. આ રીતે અનિષ્ટત્વની નિવૃત્તિ થાય છે. (स्वांशे चरितार्थम् )

**इयङुवङौ....**(પૃ. ૧૯૧, પં. ૯) અહીં હવે પ્રશ્ન થાય છે કે वार्णादाङ्गं પરિ.માં જ્ઞાપક મનાતું असवर्ण ગ્રહણ 'इयङ्' આદિને રોકવા માટે ચરિતાર્થ છે. તેથી પ્રસ્તુત પરિ. वार्णा०નું જ્ઞાપન કરી શકશે નહીં. इ+इष्+अतुस्'માં સવર્ણ દીર્ઘ (વાર્ણ) કાર્ય ભલે અન્તરંગ હોય, પણ 'अभ्यासस्या' સૂત્રથી થતું इयङ् કાર્ય અપવાદ છે, કારણ કે આવા સ્થલોમાં જ્યાં इयङ्ની પ્રાપ્તિ હોય ત્યાં જો સવર્ણ દીર્ઘ જ થતો રહે તો 'इयङ्' માટે કોઈ અવકાશ રહેતો નથી, તેથી 'निरवकाशो विधिरपवादः' એ ન્યાયે અપવાદ બનશે. (તેથી इ+इष्+अतुस्'માં અપવાદત્વેન 'इयङ्' પ્રાપ્ત થતાં 'इयिषतुः' એવું અનિષ્ટ રૂપ ન થાય એ માટે 'असवर्णे' ગ્રહણ કર્યું છે. તેથી હવે 'असवर्णे' ગ્રહણ પ્રસ્તુત પરિ.માં જ્ઞાપક થઈ શકશે નહીં

**न चेयङादिरपवादः**...(પૃ. ૧૯૨, પં. ૧) આનો જવાબ પ્રાચીન સીરદેવ જેવા આચાર્યો એવો આપે છે કે इयङ् વિધાયક સૂત્ર અપવાદ નથી, કારણ કે તે અન્યત્ર इयर्ति જેવામાં સાવકાશ છે. √ऋ गतौ (ઉજો ગણ, વર્તમાનકાળ लट्. તૃ.પુ.એ. વ.) ऋ+लट् (ति) ત્રીજો ગણ હોવાથી लट्માં દ્વિત્વ કાર્ય ऋ+ऋ+तिમાં 'अर्तिपिपर्त्योश्च' (૭૪૭૭) સૂત્રથી અભ્યાસ ऋનો इ અને તે થતાં ૨૫૨ इर्+ऋ+तिમાં હલાદિશેષ થતાં એટલે કે રેફનો લોપ થતાં इ+ऋ+तिમાં ऋનો ગુણ થતાં इ+अर्+तिમાં

'इको यणचि'થી યણ્‌ની અવશ્ય પ્રાપ્તિ જો થાય છે તો યણ્‌ જ થશે, इयङ्‌ થવા માટે કોઈ અવકાશ મળશે નહીં, તેથી अभ्यास૦થી થતો इयङ्‌, યણ્‌ની બાબતમાં તો અપવાદ છે, પણ अकः सवर्णे૦ની બાબતમાં નહીં તેથી इ+इष्‌+अतुस्‌ જેવા સ્થલમાં સવર્ણ દીર્ઘ થઈ જશે, બહિરંગ इयङ्‌ થવાનો નથી. તો પછી इयङ्‌ ને રોકવા 'असवर्णे' ગ્રહણ કેમ કર્યું ? એ વ્યર્થ છે. અને વ્યર્થ પડીને પ્રસ્તુત वार्णादा. પરિ.માં જ્ઞાપક બને છે.

હવે એમ કહેવામાં આવે કે 'अभ्यास' એ સમગ્ર સૂત્ર इयेष જેવા પ્રયોગની સિદ્ધિ માટે આવશ્યક (ચરિતાર્થ) છે. કારણ કે इष्‌+लिट्‌ (णल्‌)માં એક બાજુ पुगन्त. (૭૩।૮૬) સૂત્રથી ગુણ પ્રાપ્ત થાય છે અને બીજી બાજુ लिटि धातोः (૬।૧।૮) સૂત્રથી દ્વિત્વ પ્રાપ્ત થાય છે, ત્યાં ગુણ વિધાયક સૂત્ર પર હોવાથી ગુણ થતાં 'एष्‌+णल्‌' થતાં પછી દ્વિત્વ થતાં 'ए+एष्‌+णल्‌'માં પછી હ્રસ્વ થતાં इ+एष्‌+णल्‌માં અસવર્ણ अच्‌ હોવાથી अभ्या. સૂત્રથી इयङ्‌ આદેશ થાય એ માટે अभ्या. સૂત્ર ચરિતાર્થ છે, તો તે वार्णा.નું જ્ઞાપક બની શકશે નહીં.

એવી રીતે इयायમાં પણ इ+णल्‌માં એક બાજુ 'अचो ञ्णिति च'(૭।૨।૧૧૫) સૂત્રથી વૃદ્ધિ અને બીજી બાજુ 'लिटि धातोः' (૬।૧।૮) સૂત્રથી દ્વિત્વ પ્રાપ્ત થાય છે. અહીં વૃદ્ધિ વિધાયક સૂત્ર પર હોવાથી, વૃદ્ધિ થતાં પછી ऐ+णल्‌માં દ્વિત્વ થતાં ऐ+ऐ+णल्‌માં પછી અભ્યાસનો હ્રસ્વ થતાં इ+ऐ+अમાં પછી असवर्ण अच्‌ હોવાથી 'अभ्यास' સૂત્ર इयङ्‌ કરવા માટે (इयाय રૂપ બનાવવા માટે) ચરિતાર્થ છે, તો પ્રસ્તુત वार्णा પરિ.નું જ્ઞાપક બની શકે નહીં.

**परे त्वेतत्‌ परि०**...(પૃ. ૧૯૨, પં. ૩) આનો જવાબ આપતાં નાગેશ કહે છે કે 'लिटि धातोः' સૂત્રથી દ્વિત્વનો પ્રસંગ પ્રાપ્ત થાય છે ત્યારે इष्‌+अમાં ગુણ(ગુણાદેશ) (અચ્‌ના સ્થાનમાં થતો ગુણાદેશ) અને इ+अમાં થતી વૃદ્ધિ (અચ્‌ ના સ્થાનમાં થતો વૃદ્ધિરૂપ એકાદેશ) થઈ શકે તેમ નથી. કારણ કે 'द्विर्वचनेऽचि' (૧।૧।૫૮) (જ્યારે દ્વિત્વ કરવાનું હોય ત્યારે, એ દ્વિત્વનિમિત્તક अच्‌ પર આવ્યો હોય તો अच्‌ના સ્થાનમાં કે ગુણ કે વૃદ્ધિ જેવો આદેશ થતો નથી) સૂત્રથી इ+एष्‌+अમાં ભલે ગુણ થયો હોય અને 'इ+ऐ+अ'માં ભલે વૃદ્ધિ થઈ હોય છતાં હવે द्विर्वचनेऽचि' સૂત્રથી રૂપાતિદેશ દ્વારા ગુણ અને વૃદ્ધિનો અપહાર થતાં (એટલે કે જ્યાં સુધી દ્વિત્વ થયું નથી ત્યાં સુધી ગુણ અને વૃદ્ધિનો સ્થાની જ અવસ્થિત રહેલો હોવાથી) હવે પહેલાં દ્વિત્વ इ+इष्‌+अ, इ+इ+अ થાય છે. અને પછી ક્રમશઃ ગુણ તથા વૃદ્ધિ પ્રાપ્ત થાય છે, ત્યારે અન્તરંગ હોવાથી સવર્ણ દીર્ઘ તેમનો

બાધ કરે છે. એ સ્થિતિમાં ગુણ કે વૃદ્ધિ ન થવાથી इ+इष्+अ, इ+इ+अ અસવર્ણ अच् ન મળવાથી 'अभ्यासस्यासवर्णे' સૂત્રની પ્રવૃત્તિ થઇ શકશે નહીં. તેથી अभ्यास. સૂત્ર વ્યર્થ પડીને પ્રસ્તુત वार्णा. એ પરિનું જ્ઞાપન કરે છે. હવે वार्णादाङ्ग' પરિ. આવતાં અંગ કાર્ય ગુણ અને વૃદ્ધિ, અન્તરંગ દીર્ઘ કરતાં પ્રબલ મનાતાં, 'इ+एष्+अ અને इ+ऐ+अમાં અસવર્ણ अच् મળવાથી अभ्यास. સૂત્ર સફલ થાય છે. (આ સૂત્રથી इयङ् થાય છે.) આ રીતે अभ्यास. સંપૂર્ણ સૂત્ર પ્રસ્તુત वार्णादा પરિ.માં જ્ઞાપક બને છે.

**न च ए ऐ ओ औ**...(પૃ. ૧૯૩, પં. ૩) હવે કહેવામાં આવે કે ए, ऐ, ओ, औ,માં આચાર અર્થમાં क्विप् પ્રત્યય કરતાં लिट् લકારમાં દ્વિત્વ અને અભ્યાસમાં હ્રસ્વ કરતાં (૧) ए ઉપરથી इ+ए+अ (૨) ऐ ઉપરથી इ+ऐ+अ (૩) ओ ઉપરથી उ+ओ+अ અને (૪) औ ઉપરથી उ+औ+अમાં इयङ् તથા उवङ् કરવા अभ्यासस्य. સૂત્ર આવશ્યક છે તો, તે કથન યોગ્ય નથી. કારણ કે આવાં રૂપોનું અનભિધાન છે, તેથી આ રૂપો માટે अभ्यासस्य. સૂત્રની જરૂર નથી, તેથી વ્યર્થ છે એ રીતે આ પરિ.નું જ્ઞાપન થાય છે.

**यद्यपि भाष्ये यदयमभ्यास०** (પૃ. ૧૯૪, પં. ૩) અહીં આવેલ ભાષ્ય 'दाश्वान् साह्वान् मीढ्वांश्च' (૬/૧/૧૨) સૂત્ર ઉપરનું ભાષ્ય છે.

**न चाकृतपरिभाषया**...(પૃ. ૧૯૪, પં. ૮) હવે इ+इष्+अ (णल्) કે इ+इ +अ (णल्)માં સવર્ણ દીર્ઘ કાર્યની તેમ જ इयेषમાં ગુણની અને इयायમાં વૃદ્ધિની યુગપત્ પ્રાપ્તિ છે. આ બાજુ इ નિમિત્તને લીધે થનાર સવર્ણદીર્ઘ અન્તરંગ કાર્ય છે, અને પેલી બાજુ णल् પ્રત્યયરૂપ નિમિત્તથી પ્રાપ્ત ગુણ તથા વૃદ્ધિ બહિરંગ કાર્ય છે, માટે असिद्धं वहि० એ અન્તરંગ પરિ. (૫૦) પ્રમાણે અન્તરંગ સવર્ણ દીર્ઘની પ્રાપ્તિ પ્રથમ થાય છે, છતાં 'अकृतव्यूहाः' પરિ. (૫૬) એ, અન્તરંગ (असिद्धं)ની અપવાદાત્મક પરિ. આવવાથી, (असिद्धं એ) અન્તરંગ પરિ. પ્રવૃત્ત થશે નહીં, કારણકે ગુણ અને વૃદ્ધિ કાર્ય જો કે બહિરંગ છે, તો પણ તે (ગુણવૃદ્ધિકાર્ય) એવાં છે કે તે કરવામાં આવતાં અન્તરંગ સવર્ણ દીર્ઘ કાર્યનું નિમિત્ત સવર્ણદીર્ઘ નાશ પામે છે. માટે अन्तरंग પરિ. લાગુ પડતી નથી. તેથી 'अकृत' પરિ.ને લીધે અન્તરંગ સવર્ણ દીર્ઘ ન કરતાં, ગુણવૃદ્ધિરૂપ બહિરંગ કાર્ય પ્રથમ કરવામાં આવતાં इ+एष्+अ અને 'इ+ऐ+अ' એ સ્થિતિ થતાં અભ્યાસના इकार પછી અસવર્ણ अच् આવતો હોવાથી, તે इकारની જગ્યાએ इयङ् કરવા માટે 'अभ्यासस्या' સૂત્ર આવશ્યક (ચરિતાર્થ) છે. તેથી હવે 'अभ्यास०' સૂત્ર પ્રસ્તુત वार्णादा० પરિ.માં જ્ઞાપક બની

શકશે નહીં. આનો ઉત્તર આપતાં નાગેશ કહે છે કે 'अकृतव्यूहाः પરિ. ભાષ્યના મતે સ્વીકારવામાં જ આવેલી નથી.

**सा चेयं धर्मिग्राहक**...(પૃ. ૧૯૬, પં. ૧) આ રીતે વિવિધ યુક્તિ પ્રયુક્તિઓથી 'वार्णादाङ्ग०' પરિ.માં 'अभ्यासस्यासवर्णे એ સૂત્ર જ્ઞાપક છે તેમ નાગેશે બતાવ્યું. હવે એક બીજી બાબત ઉપર વિચાર શરૂ થાય છે.–આ अभ्यास० સૂત્ર (કે જે ધર્મિ=મુખ્ય, वार्णादा० એ પરિ.નું જ્ઞાપક છે) તે ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે અહીં જેને અંગાધિકારીય બહિરંગ કાર્ય પ્રાપ્ત થાય છે તેને જ વાર્ણ (વર્ણ સંબંધી) કાર્ય અન્તરંગ પ્રાપ્ત થતું હોય છે. આ રીતે જ્યાં બંને સમાન (એક જ) સ્થાનીને થાય ત્યાં જ આ પ્રસ્તુત वार्णा. પરિ.ની પ્રવૃત્તિ થાય છે. જેમકે इयेषમાં इ+इषूમાં पुगन्त સૂત્રથી ગુણરૂપકાર્ય અંગકાર્ય इषूના इने પ્રાપ્ત થાય છે, જ્યારે સવર્ણ દીર્ઘકાર્યમાં પણ અભ્યાસનો इ અને इषूમાં પણ इ છે આમ સમાન સ્થાનિક આ પરિ. છે.

(यत्तु) કોઈ એમ માને છે કે वार्णा. એ પરિ. જ્યાં વાર્ણ અને આંગ કાર્યોનું સમાનનિમિત્તકત્વ હોય ત્યાં જ પ્રવૃત્ત થાય છે, તો એ માન્યતા ભ્રમ માત્ર છે. આ वार्णादा પરિ. તો સમાન સ્થાનિકત્વમાંજ લાગે છે. જો वार्णा. એ સમાન નિમિત્તકત્વમાં લાગે એવો ખોટો આગ્રહ રાખવામાં આવે તો 'इयाय'માં इ+इ+णलૂમાં વૃદ્ધિરૂપ અંગ કાર્યનું નિમિત્ત 'णल' છે અને સવર્ણ દીર્ઘરૂપ વર્ણકાર્યમાં નિમિત્ત વચલો વર્ણ इ છે. આમ વૃદ્ધિ અને દીર્ઘ કાર્યનું નિમિત્ત સમાન નથી. यत्तुના મતે આ वार्णा પરિ. આવી શકશે નહીં, તો દીર્ઘરૂપ અન્તરંગ વર્ણકાર્ય પ્રથમ થશે અને તેમ થતાં इ+इ+अમાં એ દીર્ઘ થતાં ई+अ એ સ્થિતિમાં अचो.થી વૃદ્ધિરૂપ અંગકાર્ય કરતાં 'आय' એવું અનિષ્ટ રૂપ બનશે. અને આ રીતે વર્ણકાર્ય પ્રથમ કરવામાં આવતાં અભ્યાસોત્તર અસવર્ણ अच् મળવો મુસ્કેલ હોઈ अभ्यास. સૂત્રનો પ્રવૃત્તિ માટે કોઈ ઉદા. મળી શકશે નહીં તેથી अभ्यासस्य० સૂત્ર વ્યર્થ પડશે. એથી નાગેશ કહે છે કે वार्णादा० પરિ.ની પ્રવૃત્તિ માટે સમાન નિમિત્તક કાર્ય નહીં, પણ સમાનકાર્યિત્વ (કે સમાન સ્થાનિકત્વ)માં જ આ वार्णा० પરિ.ની પ્રવૃત્તિ છે.

**स्योन इत्यत्र तु**... (પૃ. ૧૯૬ પં. ૪) આ वार्णादा પરિ. અનિત્ય છે એમ આગળ ઉપર કહેવામાં આવશે, તેથી स्योनः એ રૂપ સિદ્ધ થઈ શકે છે. स्योनःમાં सिव् ધાતુને ઔણાદિક न પ્રત્યય થતાં 'सिव्+न' એ સ્થિતિમાં ગુણનો બાધ કરીને, નિત્ય હોવાથી ऊठ् થતાં सि+ऊ+नમાં એક બાજુ પૂર્વોપસ્થિતિ નિમિત્તક અન્તરંગ (વાર્ણ કાર્ય) यण પ્રાપ્ત થાય છે, તો બીજી બાજુ ગુણરૂપી આંગ–બહિરંગ

કાર્ય પ્રાપ્ત થાય છે. અહીં આ वार्णा. પરિ. દ્વારા આંગ કાર્ય ગુણ બલવાન બનતાં, (यण्નો બાધ થતાં) 'स्योनः' એ ઈષ્ટરૂપ બની શકશે નહીં. પણ હવે આ वार्णा પરિ. અનિત્ય હોવાથી તેથી પરિ.ની પ્રવૃત્તિ ન થતાં, ગુણનો બાધ કરી અન્તરંગ હોવાથી યણાદેશ થતાં स्यू+नમાં 'सार्वधातुका' સૂત્રથી બહિરંગ ગુણકાર્ય થતાં स्योनः એવું રૂપ બની શકે છે.

**न चैवमपीयाय**....(પૃ. ૧૯૬, પં. ૬) હવે એમ કહેવામાં આવે કે જે સૂત્રના આધારે वार्णा. એ પરિ. જ્ઞાપિત થઈ તે अभ्यास० સૂત્રથી 'इयाय'માં इयङ् દુર્લભ છે, કારણકે इयायમાં इ+इ+अ=इ+ऐ+(अ)णल्માં વૃદ્ધિરૂપી અજાદેશ (अच्ના સ્થાનમાં આદેશ) થયો છે. તેમજ इयेषમાં इ+एष्+अમાં ગુણરૂપ અજાદેશ થયો છે ત્યાં 'अचःपरस्मिन् पूर्वविधौ (૧/૧/૫૭) સૂત્રથી સ્થાનિવદ્ભાવ થતાં, અભ્યાસોત્તર સવર્ણ अच् જ છે, તેથી अभ्यास. સૂત્રથી इयङ् થઈ શકશે નહીં. (इयङ् દુર્લભ છે). આનો ઉત્તર આપતાં નાગેશનું એ કહેવું છે કે જો આવી રીતે સ્થાનિવદ્ભાવ જ થાય તો अभ्यास० સૂત્રને પ્રવૃત્ત થવા માટે કોઈ પણ ઉદાહરણ મળી શકશે નહીં. તેથી अभ्यास. સૂત્ર વ્યર્થ પડશે, પણ પાણિનિનું સૂત્ર વ્યર્થ પડી ન શકે. અર્થાત્ अभ्यास. એ સૂત્રારંભના સામર્થ્યને લીધે અહીં સ્થાનિવદ્ભાવ થતો નથી એ જ માનવું યોગ્ય છે.

અહીં એમ પણ પ્રશ્ન થાય કે 'अभ्यास'એ સૂત્ર 'वार्णा' પરિ.માં જ્ઞાપક છે. પણ સાથે સાથે જ્યારે સ્થાનિવદ્ભાવ (અભ્યાસોત્તર ખંડમાં થતો સ્થાનિવદ્ભાવ) અભ્યાસને થતા કાર્યમાં બાધક થતો હોય તો તે સ્થાનિવદ્ભાવ થતો નથી એવું પણ સામાન્ય જ્ઞાપન अभ्यास. સૂત્ર કરે છે. અર્થાત્ સૂત્રારંભના સામર્થ્યથી यावता विना यदनुपपन्नं तत्सर्वं तेन ज्ञाप्यते' એ ન્યાયથી અથવા જેના વગર જે અપૂર્ણ લાગે છે કે જે યુક્તિયુક્ત લાગતું નથી, તે બધું જ્ઞાપન अभ्यास० સૂત્રથી થઈ શકશે એ રીતે **'अभ्या'** સૂત્ર સામાન્યાપેક્ષ જ્ઞાપક છે.

**अत एवारतीत्यादौ**...(પૃ. ૧૯૭, પં. ૧) આમ માનવાથી જ 'आरति' (ऋ ધાતુ ૩જો ગણ लट् વર્તમાનકાળ પ્ર.પુ.બ.વ. યઙ્-લુગન્ત રૂપ) ऋ+यङ्+लट्, ऋ+ऋ+अति,માં 'उरत्'(૭/૪/૬૬) સૂત્રથી અભ્યાસ ऋનો अ रपर થયા પછી 'हलादिः शेषः' (૭/૪/૬૦) સૂત્રથી र्નો લોપ થયા પછી 'ऋतश्च' (૭/૪/૯૨)સૂત્રથી અભ્યાસ 'ऋ'ને रुक् (र्) આગમ થતાં, अर्+ऋ+अतिમાં ऋના સ્થાનમાં यण् (र्) થતાં अर्+र्+अतिમાં 'रोरि (૮/૩/૧૪) સૂત્રથી પૂર્વ રેફનો લોપ અને 'ढ्रलोपे०' (૬/૩/૧૧૧) સૂત્રથી દીર્ઘ થતાં આખરે 'आरति' રૂપ બને છે. હવે અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે अर्+ऋ+अतिમાં ऋના સ્થાનમાં થયેલ यण (र्)નો 'अचः परस्मिन्'થી સ્થાનિવદ્ભાવ થતાં તે ऋ છે એમ મનાતાં રેફનો લોપ

થઈ શકશે નહીં, તો દીર્ઘ પણ થઇ શકશે નહીં, તો आरति એ અભીષ્ટરૂપની સિદ્ધિ થઈ શકશે નહીં. પણ હવે अभ्यास સૂત્રે સામાન્યાપેક્ષ જ્ઞાપક બનીને અભ્યાસને કાર્ય કરવાનું હોય ત્યારે અભ્યાસના ઉત્તરખંડને થયેલો આદેશ સ્થાનિવત્ થતો નથી' એ નિયમ કરતાં તે નિયમથી સ્થાનિવદ્ભાવ થયો નહીં. તેથી અભ્યાસોત્તર ऋ+ ॠ જ ગણાશે. (ऋत्व આવશે નહીં) તેથી 'रोरि' લોપ થઈને પછી દીર્ઘ થઈ જશે. એ રીતે आरति એ અભીષ્ટ રૂપ સિદ્ધ થવામાં કોઈ દોષ આવતો નથી બીજું એમ છે કે 'आरति'માં अर्+ऋ+तिमां જ્યારે સ્થાનિવદ્ભાવ થઈને જે 'आरति' પ્રયોગનું અસિદ્ધિ રૂપ અનિષ્ટ આવે છે તેનું નિવારણ 'न पदान्तद्विर्वचन वरे य लोप स्वरसवर्णानुसारदीर्घजश्चर्विधिषु (१/१/५८) સૂત્રથી થાય છે, કારણકે આ સૂત્રથી દીર્ઘ વિધિમા સ્થાનિવદ્ભાવનો નિષેધ થાય છે.

**अरिय्रियादित्यादौ**...(પૃ. ૧૯૭, પં. ૩) (૧૭) વળી अभ्यासस्या. સૂત્ર એ સામાન્ય જ્ઞાપક હોવાથી 'अरियियात्' 'ऋ ધાતુ યઙ્લુક્ આશીર્વાદાર્થ लिङ् તૃ. પુ. એ. વ. રૂપની સિદ્ધિ થવામાં વાંધો આવતો નથી. ऋ+यङ्+यासुट्+त् માં દ્વિત્વ થતાં ऋ+ऋ+य्+यास्+त्માં उरत् સૂત્રથી અભ્યાસના ऋનો अ અને 'ऋतश्च' સૂત્રથી અભ્યાસને रिक् (रि) આગમ થતાં 'अ+रि+ऋ+य्+यास्+त्માં 'यङोऽचि च' (२/४/७४) સૂત્રથી यङ्નો લોપ કર્યા પછી 'रिङ् शयग् लिङ्क्षु (७/४/२८) સૂત્રથી અભ્યાસોત્તર ऋના સ્થાનમાં रिङ् (रि) આદેશ થતાં 'अरि+रि+यात्'માં અભ્યાસોત્તર रि(रिङ्)નો સ્થાનિવદ્ભાવ થતાં 'अरि ऋ यात्' એમ સમજાતાં પછી अभ्यासस्या० સૂત્રથી इयङ् થતાં अरियूरियात् રૂપ સિદ્ધ થાય છે.

અહીં મુખ્ય બાબત તો એ છે કે अरि+रि (ऋ)+यात्માં સ્થાનિવદ્ભાવ થાય છે અને અભ્યાસોત્તર रिङ्ને ऋ સમજવામાં આવે છે. આ સ્થાનિવદ્ભાવથી પ્રાપ્ત 'ऋ', અભ્યાસકાર્ય इयङ्નો બાધક નથી. તેથી ઉપરના સામાન્યાપેક્ષ જ્ઞાપકને લીધે સ્થાનિવદ્ભાવ થાય છે.

**इयं चाङ्गसम्बन्धिनि**...(પૃ. ૧૯૭, પં. ૫) वार्णादा. પરિભાષા અંગાધિકારીય આંગ કાર્યમાં જ પ્રવૃત્ત થાય છે. પણ જ્યાં અંગાધિકારમાં દર્શાવેલું કાર્ય પ્રત્યયને થતું હોય ત્યાં वार्णादा. પરિ. લાગતી નથી. દા. ત. कुमार्यै. અહીં कुमारी+ङे (ए)માં પહેલાં યણાદેશ થતાં कुमार्+य्+एમાં હવે 'आण्नद्याः' (૭૩।૧૧૨) સૂત્રથી 'आट्' આગમ થતાં आटश्च (૬।૧।૯૦) સૂત્રથી વૃદ્ધિરૂપ એકાદેશ થતાં कुमार्य्+ऐ=कुमार्यै એ અભીષ્ટ રૂપ બને છે. અહીં મુખ્ય બાબત એ છે કે 'आण्नद्याः' એ અંગાધિકારીય સૂત્રથી आट् આગમરૂપ કાર્ય कुमारी એ અંગને થતું નથી, પણ પ્રત્યય 'ङे' (ए) ને થાય છે. જો આ आडागम કાર્ય અંગ ને

થયું હોત તો તે પ્રથમ થાત, અને પછી 'इको यणचि' થી થનાર વાર્ણકાર્ય થયું હોત, પણ અહીં તો પ્રત્યયને વર્ણકાર્ય થતું હોવાથી, પ્રકૃત वार्णा. પરિ. લાગતી નથી અને અન્તરંગ વાર્ણ કાર્ય પ્રથમ થાય છે અને આડાગમરૂપ બહિરંગ અંગ-કાર્ય પછી થાય છે. આ રીતે ભાષ્યકારે કુમાર્યૈમાં यण् પછી आट् કરેલો હોવાથી પ્રસ્તુત પરિ. वार्णा. (અંગાધિકારીય કાર્ય પ્રત્યયને થતું હોવાથી) પ્રવૃત્ત થતી નથી.

**इयं चानित्या....**(પૃ. ૧૯૭, પં. ૭) આ वार्णादा. પરિ.ની અનિત્યતામાં જ્ઞાપક 'च्छ्वोः शूडनुनासिके च' સૂત્રમાં કરેલ 'तुच्छ्वोः=च्छ्वोः' એ તુગ્ વિશિષ્ટ નિર્દેશ છે. प्रच्छ् (ધાતુ)+नમાં तुक् સહિત छના સ્થાનમાં 'च्छ्वोः' સૂત્રથી श् કરવામાં આવે છે. અને प्रश्नः એ રૂપ બને છે. અહીં મુખ્ય તો એ જોવાનું છે કે प्र+छ्+नમાં छ् નો च्छ्वोः સૂત્રથી થતો શકારાદેશ આંગકાર્ય છે અને प्र+छ्માં 'छे च(૬।૧।૭૩) સૂત્રથી થનાર तुक् આગમ વાર્ણકાર્ય છે. હવે આ બે માં 'वार्णादा.' એ પરિ. નિત્ય હોવાથી એની પ્રવૃત્તિ થવાથી આંગ કાર્ય 'च्छ्वोः સૂત્રથી થતા श् પહેલાં થઈ જશે. ત્યાં तुक् સાથેના छની પ્રાપ્તિ જ નથી, તો પછી च्छ्वोः એ સૂત્રમાં सतुक् નિર્દેશ કેમ કર્યો ? એ નિર્દેશ વ્યર્થ પડે છે, અને वार्णा. એ પરિ. અનિત્ય છે એમ જ્ઞાપન કરે છે.

આથી હવે આ પરિ. ન હોતાં અન્તરંગ એવું વાર્ણકાર્ય तुक् પહેલું થઈ જતાં प्र+त् (च्) छ्+नમાં च्छ्वोःમાં જો तुक्નો નિર્દેશ ન હોત તો श થઈ શકત નહીં, પણ સિદ્ધાન્તમાં રૂપ સિદ્ધિ માટે (श् થાય એ માટે) च्छ्वोः એ સૂત્રમાં सतुक् એ श्નો च्छ्वोः એમ નિર્દેશ કર્યો છે. (स्वांशे चरितार्थम्). અહીં મુખ્ય એ બાબત છે કે પ્રસ્તુત वार्णा. પરિ. અનિત્ય છે. (૫૫)

## પરિ. ५६. अकृतव्यूहाः पाणिनीयाः ।।५६।।

**नन्वेवं सेदुषः इत्यादौ....**(પૃ. ૧૯૮, પં. ૧) (૧) सेदुषः– √सद् પરોક્ષ ભૂ.કૃદં.પું.દ્વિ.બ.વ. सद्+लिट् (क्वसु) वस् પછી દ્વિત્વ થતાં स+सद्+वस् પછી એત્વાભ્યાસ લોપ, 'सेद्+वस्'માં 'कृत्तद्धितसमासाश्च' (૧।૨।૪૬) સૂત્રથી પ્રાતિપાદિક સંજ્ઞા, એ પછી દ્વિતીયા વિ. બ. વ. शस् પ્રત્યય થતાં 'सेद्+वस्+अस् (शस्) 'वसोः सम्प्रसारणम्, (૬।૪।૧૩૧) સૂત્રથી 'वस्'ના वનું સંપ્રસારણ 'उ' થતાં सेद्+उस्+अस् ષત્વ વિસર્ગ વગેરે થતાં सेदुषः રૂપ એવું અભીષ્ટ રૂપ થાય છે.

અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે सेद्+वस्+अस् એ સ્થિતિમાં એક બાજુ 'वस्वे-काजाद्घसाम्' (૭।૨।૬૭) સૂત્રથી इट् આગમ થવા આવે છે. વલાદિને થતો આ ઈડાગમ, પૂર્વોપસ્થિતિનિમિત્તક હોવાથી અન્તરંગ છે, જ્યારે પ્રકૃતિ (અંગ)થી બહિ-ર્ભૂત शस्ને માનીને થનાર સંપ્રસારણ બહિરંગ છે. એ સ્થિતિમાં असिद्धं बहि०

એ પરિ.ની મદદથી અન્તરંગ ઇડાગમ બળવાન હોવાથી, તે (इट्) પ્રથમ થવાથી सेद्+इ+वस्+अस् થાય છે. હવે અહીં સંપ્રસારણ થતાં सेदि+उस् અને યણ્ થતાં આખરે सेद्युषः એવું અનિષ્ટ રૂપ બનવાની આપત્તિ આવે છે. એ સ્થિતિમાં પ્રસ્તુત अकृत० પરિ. મદદે આવે છે. હવે આ પરિ. આવતી હોવાથી, અન્તરંગ ઇડાગમના નિમિત્ત वस् એ શબ્દ સ્વરૂપની બહિરંગ સંપ્રસારણ દ્વારા ઉત્તરકાલમાં વિનાશની સંભાવના છે. તેથી પાણિનિના અનુયાયીઓ ઇડાગમથી વિરત થઈ જાય છે. તેથી सेद्+वस्+अस्માં સંપ્રસારણ થતાં આખરે सेदुषः એ અભીષ્ટ રૂપની સિદ્ધિ થાય છે.

આ રીતે नाजानन्तर्ये० ૫૧ થી ૫૫ સુધીની આ પૂર્વની પરિભાષાઓ જેમ અન્તરંગ પરિભાષાની અપવાદરૂપ (બાધક) છે, તેવી રીતે આ પરિ. अकृत० પરિ. પણ 'અન્તરંગ, પરિ.ની બાધક છે.

**अत्र च ज्ञापकं समर्थानाम्....**(પૃ. ૧૯૮, પં. ૭) આ अकृत પરિ. માં જ્ઞાપક 'समर्थानां प्रथमाद् वा' (૪।૧।૮૨) સૂત્રમાં કરેલ સમર્થ ગ્રહણ છે. અહીં 'समर्थानां'નો અર્થ 'कृतसन्धिकार्याणाम्' એવો છે અર્થાત્ જેમને સન્ધિનું કાર્ય કરવામાં આવ્યું છે તેવાં પદોને તદ્ધિત પ્રત્યયો થાય છે. દા. ત. सूत्थितस्य अपत्यं पुमान् इति सौत्थितिः. અહીં सु+उत्थितमां દીર્ઘ સંધિ જેની થયેલી છે सूत्थित શબ્દને અપત્યાર્થક તદ્ધિત इञ् પ્રત્યય થાય છે. જો કે અહીં 'सु+उत्थित+इञ्' માં સવર્ણ દીર્ઘ અન્તરંગ છે અને છેક બહિર્ભૂત इञ् પ્રત્યયના 'ञित्व'ને કારણે 'तद्धितेष्वचामादेः' સૂત્રથી થનાર આદિ અચ્(સ્વર) વૃદ્ધિ બહિરંગ છે. તેથી असिद्धं बहिः०' એ અન્તરંગ પરિભાષા દ્વારા અન્તરંગ દીર્ઘ કાર્ય કરતી વખતે બહિરંગ વૃદ્ધિ અસિદ્ધ (નિર્બલ) બને છે. તેથી સંધિયુક્ત सूत्थितने જ 'इञ्' પ્રત્યય થનાર છે અને 'सौत्थितिः' પ્રયોગ બની શકે છે તો પછી 'समर्थानाम्०' સૂત્રમાં समर्थानाम् ગ્રહણ કેમ કર્યું ? આ સમર્થ ગ્રહણ વ્યર્થ પડીને પ્રસ્તુત 'अकृत' પરિ.નું જ્ઞાપન કરે છે. આથી હવે આ પરિ. આવવાથી ભાવી (થનાર) इञ् નિમિત્તક બહિરંગ વૃદ્ધિ થી અન્તરંગ દીર્ઘના નિમિત્તરૂપ સવર્ણ अच्ના આનન્તર્ય (સામીપ્ય)ના વિનાશ ની સંભાવના હોવાથી તત્પ્રયુક્ત દીર્ઘ કાર્ય કરવામાં આવતું નથી. એવી વ્યવસ્થા થવાથી હવે सु+उत्थितमां પ્રથમ દીર્ઘ થઈ શકશે નહીં. (જો કે સિદ્ધાન્તમાં તો દીર્ઘ આવશ્યક છે.) તેથી દીર્ઘ ન થતાં सु+उत्थित+इञ्માં આદિ સ્વરની વૃદ્ધિ થતાં सौ+उत्थित+इञ् પછી एचोऽयवा० સૂત્રથી 'आव्' આદેશ થતાં 'सावुत्थितिः' જેવો અનિષ્ટ પ્રયોગ ન બને તે માટે 'समर्थानाम्'० સૂત્રમાં 'समर्थ' પદનું ગ્રહણ કર્યું છે. (स्वांशे चारितार्थ्यम् )

**न चात्रैकादेश....**(પૃ. ૧૯૯, પં. ૩) सु+उत्थितः આદિ સ્થલમાં દીર્ઘ એકાદેશ કરતી વખતે વૃદ્ધિની પ્રાપ્તિ જ નથી, કારણ કે વૃદ્ધિ તો इञ् પ્રત્યય ને લીધે થાય છે. તે 'इञ्' તો કૃતસંધિકાર્ય શબ્દને થતો હોવાથી હજુ આવ્યો જ નથી. હવે જ્યારે આ વૃદ્ધિ કાર્ય થાય છે ત્યારે सु+उत्थितःમાંના બંને સવર્ણ अच् છે તેમને પ્રાપ્ત થતું નથી પણ બંને अच् (उ+उ)ની જગ્યાએ થતા સવર્ણ દીર્ઘ (આદેશ)ને પ્રાપ્ત થાય છે, અને એ રીતે વૃદ્ધિ થતાં વિનાશ દીર્ઘૈકાદેશ(ऊ) નો થાય છે. અહીં સવર્ણૈકાદેશરૂપ અન્તરંગ કાર્ય કર્યા પછી જે વૃદ્ધિરૂપ બહિરંગ કાર્યની પ્રાપ્તિ થાય છે તે કાર્ય સવર્ણ દીર્ઘરૂપ અન્તરંગ કાર્યના નિમિત્ત(उ+उ) સવર્ણ 'अच्'નું સાક્ષાત્ વિનાશક નથી તેથી આ ઉદાહરણમાં અન્તરંગ કાર્ય કર્યા પછી પ્રકૃત अकृत० પરિ. લાગુજ પડતી નથી, તો તેના જ્ઞાપનમાં 'समर्थानाम्' એ પદ જ્ઞાપક બની શકે તેમ નથી એમ કહેવામાં આવે તો બરાબર નથી.

**तद्द्वारैव...**(પૃ. ૧૯૯. પં. ૪) કારણ કે વૃદ્ધિ વડે સવર્ણદીર્ઘ એકાદેશ રૂપ કાર્યનો પ્રત્યક્ષ નાશ થાય છે, અને આ એકાદેશના નિમિત્ત ભૂત બંને સવર્ણ 'अच्'નો પણ પરંપરયા નાશ થાય છે. અર્થાત્ જો કે વૃદ્ધિ રૂપ બહિરંગ કાર્યથી પ્રકૃત ઉદા.માં જે બંને સવર્ણ अच् (उ+उ)ની જગ્યાએ દીર્ઘ 'ऊ' થયેલો છે તે બંને (उ+उ)નો સાક્ષાત્ નાશ થતો નથી, પણ તે બંને 'उ'ના સ્થાનમાં થયેલા દીર્ઘૈકાદેશનો નાશ થાય છે, તો પણ તે દીર્ઘૈકાદેશ, બંને 'उ'ની જગ્યાએ થયેલો હોવાથી આદેશના 'ऊ'ની વૃદ્ધિ થતાં, (તે આદેશના નાશથી) જેમની (उ+उ)ની જગ્યાએ તે થયેલો છે તે બે સવર્ણ अच्નો પણ પરંપરાથી નાશ જ ગણાય છે, માટે પ્રકૃત ઉદાહરણમાં પછીથી પ્રાપ્ત થતું બહિરંગ (વૃદ્ધિ) કાર્ય એવું છે કે જે અન્તરંગ કાર્યના નિમિત્તનું વિનાશક બને છે. તેથી નિમિત્ત વિનાશોન્મુખ હોય ત્યારે તત્પ્રયુક્ત વૃદ્ધિ કાર્યને રોકવા માટે अकृत० પરિ.ની જરૂર છે. અને તેથી તેનું જ્ઞાપન કરનાર समर्थानाम् પદ પણ જરૂરી છે.

**न च सौत्थि...**(પૃ. ૧૯૯, પં. ૫) તો હવે પૂર્વપક્ષ असिद्धं એ અન્તરંગ પરિ.નો આશ્રય લઈ सौत्थितिःમાં નિમિત્ત બે 'उ'ના એકાદેશ 'ऊ'નો વૃદ્ધિથી વિનાશ જ થતો નથી એમ સિદ્ધ કરવા ચાહે છે. પૂર્વપક્ષનું કહેવું છે કે सूत्थित+इञ्માં 'सू' દીર્ઘૈકાદેશની જે વૃદ્ધિ થાય છે તે વૃદ્ધિ કાર્ય બહિરંગ છે, જ્યારે 'उ' નિમિત્ત દીર્ઘકાર્ય અન્તરંગ છે. તેથી असिद्धं० એ અન્તરંગ પરિ. દ્વારા, અન્તરંગ દીર્ઘ કાર્ય કરતી વખતે બહિરંગ વૃદ્ધિ કાર્ય અસિદ્ધ ગણાય છે. આ રીતે અહીં અન્તરંગ પરિ. દ્વારા જ અનિષ્ટ દૂર થતું હોવાથી अकृत પરિ.ની જરૂર જ નથી તો તેનું જ્ઞાપક समर्थानाम् પદ કેમ કર્યું ?

આનો જવાબ આપતાં સિદ્ધાન્તી (નાગેશ) કહે છે કે 'समर्थानां प्रथमाद् वा' એ સૂત્રના समर्थानाम् પદથી अकृत० પરિ.નું જ્ઞાપન તો થાય છે જ પણ સાથે યાવતા વિના यदनुपपन्नं तत्सर्वं तेन ज्ञाप्यते' એ ન્યાય પ્રમાણે 'समर्थानाम्' પદની સાર્થકતા માટે જેટલી કલ્પના કરવી હોય તે કરી શકાય તેમ છે. તેથી समर्थानाम् પદ अकृत પરિ.નું તો જ્ઞાપન કરે છે, પણ તે સાથે સાથે अकृत પરિ.ની જ્યાં જ્યાં પ્રવૃત્તિ હોય, ત્યાં असिद्धं એ અન્તરંગ પરિ. લાગતી નથી એવું વધારાનું જ્ઞાપન પણ કરે છે. અને એ રીતે समर्थानाम् પદ આવશ્યક છે.

**यत्तु समर्थग्रहणेन**....(પૃ. ૧૯૯, પં ૭) આ સંદર્ભમાં પૂર્વપક્ષ એમ માને છે કે समर्थानाम् પદથી अकृत. પરિ.નું જ્ઞાપન થતું નથી, પણ 'असिद्धं बहि०' એ અન્તરંગ પરિ. અનિત્ય છે એવું જ્ઞાપન કરે છે. તેથી अकृत० પરિ.ની જરૂર નથી એમ માનવામાં આવે તો શો વાંધો ? તેથી હવે 'અન્તરંગ પરિ.' અનિત્ય ઠરવાથી અન્તરંગ સવર્ણ દીર્ઘની બલવત્તા ન રહેવાથી, બહિરંગ આદિ વૃદ્ધિ થઈ જશે, તો सौ+उत्थितिः અને પછી साधुत्थितिः એવું અનિષ્ટ રૂપ બનશે. તે ન બને એ માટે समर्थानाम् પદ કર્યું છે. અને તેથી समर्थानाम् એટલે 'कृतसन्धिकार्याणाम्' એવો અર્થ આવી શકે છે તેથી એ समर्थानाम् આ પરિ. अकृतમાં જ્ઞાપક બની શકશે નહીં. (અને તેથી પ્રસ્તુત अकृत પરિ.નું અસ્તિત્વ પણ નિર્મૂલ બની જશે.

**असिद्धपरिभाषया**...(પૃ. ૨૦૦, પં. ૧) આનો જવાબ આપતાં સિદ્ધાન્તી કહે છે કે असिद्धं પરિ. તો जात (પૂર્વે થઈ ગયેલ) બહિરંગ કે સમકાલ (યુગપત્) પ્રાપ્ત બહિરંગ કાર્યની અસિદ્ધિ માટે છે. પરંતુ પ્રસ્તુત सु+उत्थित જેવા સ્થલમાં તો દીર્ઘૈકાદેશ કરતી વખતે અન્તરંગ પરિ.ને પ્રવેશ જ નથી, કારણકે सु+उत्थित માં સંધિકાર્ય કરતી વેળાએ તો કોઇ પણ બહિરંગ કાર્ય પ્રાપ્ત થયેલું નથી. એ સ્થિતિમાં समर्थानाम् પદથી असिद्ध बहि० એ પરિ.નું અનિત્યત્વ જ્ઞાપન કરવું સંભવિત નથી. તેથી આખરે સમર્થાનામ્ પદથી अकृतव्यूहा એ પરિ. જ જ્ઞાપિત થાય છે.

**अत एव गोमद दण्डीत्यादौ**... (પૃ. ૨૦૦, પં. ૬) अकृतव्यूहाः એ પરિભાષામાં સંભાવનાને પણ નિમિત્ત માનવામાં આવે છે અને ત્યાં अकृत० ની પ્રવૃત્તિ કરવામાં આવે છે. તેથી गोमद्दण्डी એ પ્રયોગ ઉપપન્ન થાય છે. નહીં તો 'गोमान् दण्डी' એવો વિકૃત પ્રયોગ થાત. અહીં गोमत्+सुમાં 'हल्ङ्याादि' લોપ થતો નથી, પણ 'सुपो धातुः'થી 'सुप्'નો लुक् થાય છે. જો કે 'हल्'થી થતો सुલોપ અન્તરંગ છે, અને 'सुपो धातुः'થી થતો सुप् લોપ બહિરંગ છે. તેથી અન્ત-રંગ પરિ. દ્વારા सु લોપ કરવાનો હોય ત્યારે બહિરંગ सुप् લોપ અસિદ્ધ છે (નિર્બલ થાય છે) એ સ્થિતિમાં જો सुલોપ થાય તો ત્યાં गोमत्+सुમાં

'उगिदचां' સૂત્રથી નુમાગમ અને પછી દીર્ઘ પ્રાપ્ત થતાં 'गोमान् दण्डी' એવો અનિષ્ટ પ્રયોગ થાત. પણ હવે 'સંભાવનાને પણ નિમિત્ત માનીને 'अकृत०' એ પરિ. પ્રવૃત્ત થાય છે' એવો અર્થનો વધારો થવાથી 'गोमान्'માં તો સુ લોપ જ થઈ શકે છે, 'हल्ङ्याब्भ्यः'થી લોપ થયા બાદ તો 'लुक्' થાય એમ નથી કારણ કે જે વિભક્તિ પ્રત્યયનો લુક્ કરવાનો છે તેનો તો 'हल्ङ्याब्भ्याः'થી લોપ થઈ ચૂકયો છે. તેથી હવે 'लुक्' પ્રવૃત્ત ન થતાં લોપ થશે (અને गोमान् दण्डी એવો અનિષ્ટ પ્રયોગ થવા માંડશે.

**अस्ति चात्रापि**... (પૃ. ૨૦૦–૨૦૧, પં. ૮) પણ હવે જો લોપ ન થાય તો लुक् થશે એવી સંભાવના હોવાથી પ્રકૃત अकृत० પરિ.ની गोमत्+सु, दण्डिन्+सुમાં પ્રવૃત્તિ થશે તથા સુલોપ ન થતાં, सुब्लुक् થશે, એથી અનિષ્ટ રૂપની નિવૃત્તિ થશે.

**अल्लोपोऽनः इति**...(પૃ. ૨૦૧, પં. ૨) આ अकृत० પરિ. અનિત્ય છે. એમાં જ્ઞાપક 'अल्लोपोऽनः' (૬।૪।૧૩૪) સૂત્રમાં કરેલું 'अत्' તપર ગ્રહણ છે. એ તપરકરણ '**आनः**' એ પ્રયોગમાં લોપના અભાવ માટે છે. **आनः**. √अन् પ્રાણને શ્વાસ લેવો. (૨જો ગણ) अन्+क्विप्. क्विप्નો સર્વાપહારી લોપ, પ્રત્યય લક્ષણ નિમિત્તક 'अनुनासिकस्य क्विझलोः' (૬।૪।૧૫) સૂત્રથી દીર્ઘ થતાં તૈયાર થયેલ आन् શબ્દના દ્વિતીયા વિ.બ.વ,માં आन्+अस् અને રુત્વ વિસર્ગ થતાં आनः પ્રયોગ બને છે.

**तद्धि आन इत्यादौ लोप**...(પૃ. ૨૦૧, પં. ૩) અહીં अन्+क्विप्+शस्માં 'अल्लोपोऽनः' (૬/૪/૧૩૪) સૂત્રથી 'अ'ના લોપની સંભાવના છે. અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે 'अल्लोपोऽनः' સૂત્રમાં આવેલ 'अत्'માં તપરગ્રહણ કર્યું ન હોત તો 'अ' ૧૮ પ્રકારનો હોવાથી અનો લોપ થાય એમ કહેવાથી आन्+क्विप्+शस्માં આનો લોપ થતાં आनः એ અભીષ્ટ રૂપને બદલે नः એવું અનિષ્ટ રૂપ વિકૃત રૂપ થશે, તે ન થાય એ માટે अत् એ તપરગ્રહણ કરેલું છે. પણ હવે જો તપરગ્રહણ ન કરવામાં આવે તો પણ 'अकृत' પરિ.થી દોષ કે અનિષ્ટ દૂર કરી શકાય તેમ છે. आनः એ પ્રયોગ अकृत પરિ.થી यद्यत्र दीर्घो न स्यात् तर्हि दीर्घनिमित्तविनाशकोऽल्लोपः स्यात् (જો દીર્ઘ ન થાય તો 'अल्लोपोऽनः' સૂત્રથી અનો લોપ થાય એવી સંભાવના કરીને 'अ'ના લોપનું નિવારણ કરી શકાય તેમ છે તો 'अल्लोपोऽनः' સૂત્રમાં अत्માં તપર ગ્રહણ કેમ કર્યું ? એ તપરગ્રહણ વ્યર્થ પડીને જ્ઞાપન કરે છે કે પ્રસ્તુત अकृत પરિ. અનિત્ય છે. હવે आनः વગેરેમાં अकृतની પરિ. ન હોવાથી પહેલાં

દીર્ઘાદેશ થવાને કારણે 'आ'ના લોપના નિવારણ માટે તપરકરણ સાર્થક છે એમ સિદ્ધ થાય છે. (स्वांशे चरितार्थम् ).

આ પ્રસ્તુત अकृतव्यूहाःની બાબતમાં ભટ્ટોજી દીક્ષિતે 'अकृतव्यूहाः'નો અર્થ निमित्तं विनाशोन्मुखं दृष्ट्वा तत्प्रयुक्तं कार्यं न कुर्वन्ति (નિમિત્તને વિનાશોન્મુખ જોઈને તેના લીધે થતું કાર્ય પાણિનિવ્યાકરણના અનુયાયીઓ કરતા નથી.) તેમ સિદ્ધાન્તકૌમુદી (પરિભાષા પ્રકરણ)માં બતાવ્યો છે.

**समर्थानामिति सूत्रे**...(પૃ. ૨૦૧, પં. ૫) કૈયટે समर्थानां प्रथमाद्वा એ સૂત્ર ઉપરના ભાષ્યના પ્રદીપમાં વ્યાખ્યા કરતાં अकृत० પરિ.ની વ્યાખ્યા 'निमित्तापाये नैमित्तिकस्यापायः' એ ન્યાયના આધારે કરી છે. હવે નાગેશ अकृत. એ પરિ. ઉપર કૈયટનું શું મંતવ્ય છે એ વિચાર શરૂ કરે છે. જો કે નાગેશને તો કૈયટ કે ભટ્ટોજી દીક્ષિત કોઈનો મત માન્ય નથી, કારણકે નાગેશ તો આ अकृत. પરિ.ને જ માનતા નથી, અને આ ન માનવાથી એની કોઈ મુશ્કેલી પણ ઉભી થતી નથી.

કૈયટ પ્રમાણેનો अकृत. પરિ.નો અર્થ મૂળમાં નાગેશે આપ્યો છે. કૈયટ પણ अकृत પરિ.માં જ્ઞાપક તો ઉપર જણાવ્યું તેમ 'समर्थानाम् प्रथमाद्वा'માં કરેલું समर्थ ગ્રહણ છે એમ માને છે. अकृत. પરિ.ને લીધે पपुषः જેવા પ્રયોગોની સિદ્ધિ થાય છે. **पपुषः** √पा પાને ઉપરથી બનેલ પ.ભૂ.કૃદ. 'पपिवस् શબ્દનું પું.દ્વિ.વિ. બ.વ.નું રૂપ છે. पा+लिट्, क्वसु, (वसु) પછી દ્વિત્વ पा+पा+वस्+अस्માં સંપ્રસારણ કરીને, ષત્વ આદિ થતાં पपुषः રૂપ સિદ્ધ થાય છે. અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે पपा+वस्+अस्માં એક બાજુ 'वस्वेकाजाद्घसाम्' સૂત્રથી इडागम પૂર્વકાલિક હોવાથી અન્તરંગ હોવાને લીધે પ્રાપ્ત થાય છે, તો બીજી બાજુ બહિરંગ સંપ્રસારણ થવા આવે છે. અહીં બહિરંગ સંપ્રસારણ કાર્ય એવું છે કે તે થતાં અન્તરંગ ઈડાગમના નિમિત્તભૂત वस्ના वलादित्वનો નાશ કરે છે. તેથી 'कारणनाशे कार्यनाशः' એ ન્યાયથી वलादित्वરૂપ નિમિત્તનો નાશ થતાં નૈમિત્તિક इडागमનો પણ નાશ થાય છે. તેથી पपा+उस्માં आનો લોપ થઈને पप्+उस्+अस् અને આખરે पपुषः રૂપ સિદ્ધ થાય છે.

**सूत्थितादिषु**...(પૃ. ૨૦૧, પં. ૮) કૈયટના મતે 'अकृतव्यूहाः' પરિ.નું જ્ઞાપક समर्थानाम् ગ્રહણ છે. 'सूत्थित' શબ્દથી 'इञ्' પ્રત્યય કરતાં, વૃદ્ધિ કરતાં, બે ઉકારની નિવૃત્તિ સવર્ણ દીર્ઘ દ્વારા થઈ છે. તેથી સવર્ણ દીર્ઘ નિમિત્ત છે અને ઉકારદ્વય નિવૃત્તિ નૈમિત્તિક છે. આ રીતે વૃદ્ધિ દ્વારા સવર્ણ દીર્ઘસ્વરૂપ ऊકારની નિવૃત્તિ થતાં નૈમિત્તિક (=ઉકારદ્વય નિવૃત્તિ)ની પણ નિવૃત્તિ થઈ જાય છે. ત્યારે सु+उत्थितिः એ અવસ્થામાં પ્રથમ ઉકારના સ્થાનમાં વૃદ્ધિ થઈ જતાં (અને

આદેશ થતાં, सावुत्थितिः' આ અનિષ્ટ પ્રયોગ ન થવા માંડે, તેને રોકવા માટે સમર્થ ગ્રહણ સાર્થક છે.

**लोकन्यायसिद्धश्चायमर्थः...** (પૃ. ૨૦૨ પં. ૧) अकृतव्यूहाः પરિ. જે ન્યાય ઉપર આધારિત છે તે निमित्तापाये नैमित्तिकस्याप्यपायः' એ ન્યાયમાં બતાવેલ નિમિત્ત બે પ્રકારનાં છે. આ માટે નાગેશે મૂલ ગ્રંથમાં જે વિવેચન કર્યું છે, તે સરલ અને પ્રાંજલ છે.

મૂળ પૃ. ૨૦૨ ઉપર બે પ્રકારનાં કારણ (A) કોઈ ઠેકાણે કારણની નિવૃત્તિથી કાર્યની નિવૃત્તિ થાય છે. જેમકે सेदुषः–અહીં સંપ્રસારણ દ્વારા 'ઈટ્'નું નિમિત્ત વલાદિત્વ ચાલ્યું જતાં, તેને નિમિત્ત માનીને (પહેલાંથી કરેલ) 'इट्' પણ ચાલ્યો જાય છે. (B) કોઈ ઠેકાણે કારણની નિવૃત્તિ થાય છે, તોય કાર્યનીનિવૃત્તિ થતી પણ નથી. જેમકે; पद्व्या, અહીં (पद्+ई+आ)માં પર यण्, દ્વારા પૂર્વ यण्નો નિમિત્ત ईकार નષ્ટ થાય છે, પણ પૂર્વ यण् નિવૃત્ત થતો નથી.

**भाविनिमित्तविनाशे....**(પૃ. ૨૦૨, પં. ૬) કારણનો પછીથી વિનાશ થવાનો છે તેથી તે કારણને લીધે ઉત્પન્ન થનાર કાર્ય કરવું જ નહીં એમ માનવા માટે કોઈ પણ ન્યાયનો આધાર કે સમર્થક દૃષ્ટાન્ત મળતાં નથી એવો કૈયટના મંતવ્યનો આશય લાગે છે.

**परे तु सेदुषः....**(પૃ. ૨૦૩, પં. ૧) અહીં સુધી अकृत પરિ. વિષેનો કૈયટ અને ભટ્ટોજી દીક્ષિતના મત બતાવીને, હવે નાગેશ પોતાનો મત વ્યક્ત કરે છે. નાગેશ આ अकृत પરિ.ને માનતા નથી. આ માટે સૌ પ્રથમ તો अकृत. પરિ. માટે જે **समर्थानाम्** પદ જ્ઞાપક બતાવાયું છે તે તો અન્ય પ્રયોજન માટે આવશ્યક છે, તેથી તે પદ જ્ઞાપક બની શકે તેમ નથી. વળી આ પરિ. ભાષ્યમાં ક્યાંયે સ્વીકારવામાં આવી નથી તેથી अकृत પરિ. ની કોઈ આવશ્યકતા નથી. આ બાબતને समर्थानां प्रथमाद् वा અને 'असिद्धवदत्राभात् સૂત્રના ભાષ્યમાં કૈયટે પણ બતાવી છે.

**यद्यपि प्रतिपदविधित्वम्...**(પૃ. ૨૦૩, પં. ૪) 'वसोः संप्रसारणम्' સૂત્રમાં વસુનું ઉચ્ચારણ કરીને થતો પ્રતિપદ વિધિ સંપ્રસારણ અનવકાશ હોય ત્યારે જ બાધક બને છે, એ સ્થિતિમાં 'वसोः संप्रसारणम्'થી થતા સંપ્રસારણ વિધિને જ્યાં इट्ની પ્રાપ્તિ થતી નથી તેવાં विदुषः જેવાં ઉદાહરણમાં અવકાશ મળે છે. તેથી सेदुषः જેવા ઉદા.માં પ્રતિપદોક્ત (વિધિ) સંપ્રસારણ અનવકાશત્વને કારણે બાધ ન કરી શકે તેમ લાગે છે તો પણ 'वसोःसंप्रसा०'ની પૂર્વપ્રવૃત્તિમાં નિયામક એવું (સંપ્રસારણનું) પ્રતિપદ વિધાન જ થશે. તેથી 'वसोः संप्रसारणम्' એ ઈડા-

ક્રમની પહેલાં થવામાં કોઈ વાંધો આવતો નથી એ બાબત લઘુશબ્દેન્દુશેખરમાં બતાવી છે.

નાગેશ કહે છે તેમ समर्थानां प्रथमाद् वा માં કરેલું समर्थ ગ્રહણ अकृत પરિ.ના જ્ઞાપન માટે નથી, પણ विषुणः' જેવા શબ્દપ્રયોગો માટે ચરિતાર્થ (આવશ્યક) છે.

**विषुण इत्यादौ**...(પૃ. ૨૦૪, પં. ૧) **विषुणः**....विषु (અવ્યય)=બધે ઠેકાણે. विषु सर्वत्र अञ्चतीति विष्वङ्=(सर्वतोगामी), विष्वङ् अस्य अस्तीति विषुणः । અહીં 'लोमादि पामादिपिच्छादिभ्यः शनेलचः'–(૫/૨/૧૦૦) સૂત્રના સંદર્ભમાં આવેલ 'विष्वग् इति उत्तरपदलोपश्चाकृतसन्धेः' વાર્તિક, પ્રમાણે विषु+अञ्च् (अञ्चु)માં સંધિકાર્ય કર્યા પહેલાં મત્વર્થક 'न' પ્રત્યય લાગે છે અને પછી ઉત્તરપદનો લોપ થાય છે. विषु+अञ्च्+क्विप् એ સ્થિતિમાં 'अनिदितां हलः, સૂત્રથી अञ्च्ના न નો લોપ થાય છે. તેથી विषु+अच्+क्विप् સ્થિતિ થાય છે. તે પછી 'विष्वग्...' વાર્તિકથી સંધિકાર્ય પહેલાં न પ્રત્યય થાય છે, અને ઉત્તર પદ अच्નો લોપ થાય છે. ત્યાર પછી विषु+क्विप् (૦)+नમાં ણત્વ થતાં विषुणः એ રૂપ બને છે. હવે અહીં મુખ્ય વાત તો એ છે કે विषु+अच्+नમાં (यण्) સંધિ કર્યા વગર જ 'न' પ્રત્યય કરવામાં આવ્યો તેવી રીતે ભ્રમથી 'सौत्थितिः' જેવા ઉદા.માં સંધિકાર્ય કર્યા વગર, તદ્ધિત પ્રત્યય કરી દેવામાં ન આવે એ માટે અન્તરંગ પરિ. (ન્યાય)થી સિદ્ધ અર્થને જ બીજા રૂપમાં સૂચિત કરવા માટે 'समर्थानाम्' પદની આવશ્યકતા છે. (તેથી તે अकृत પરિ.માં જ્ઞાપક બની શકે તેમ નથી.)

**तत्र हि वैक्षमाणिरित्यन्तरङ्ग**... (પૃ. ૨૦૪ પં. ૩) अकृत પરિ.ના પ્રત્યાખ્યાનનો સંકેત विप्रतिषेधे परं कार्यम् (૧।૪।૨) સૂત્રના ભાષ્યમાં મળે છે. ત્યાં ભાષ્યકારે 'अकृत' પરિ.ના વિષયમાં પણ 'असिद्ध" અન્તરંગ પરિ.થી કામ લઈને 'वैक्षमाणिः' પ્રયોગ આપ્યો છે. वि+ईक्षमाण+इञ्માં इञ् પ્રત્યય નિમિત્તક વૃદ્ધિ થાય છે, અને वैक्षमाणिः એ અભીષ્ટ પ્રયોગ બને છે. 'वैक्षमाणिः' પ્રયોગ असिद्धं એ અન્તરંગ પરિ.ના ઉદા. તરીકે 'विप्रति' સૂત્રના ભાષ્યમાં આપેલ છે. અહીં મુખ્ય વાત એમ છે કે वि+ईक्षमाण+इञ्માં સવર્ણ દીર્ઘ અન્તરંગ કાર્ય છે, જ્યારે 'इञ्' પ્રત્યય નિમિત્તક આદિસ્વરવૃદ્ધિ બહિરંગ કાર્ય છે. હવે 'असिद्धं, અન્તરંગ પરિ. લાગતાં દીર્ઘ એકાદેશ થાય છે. તેથી દીર્ઘ કાર્ય કર્યા પછી वीक्षमाण બન્યા બાદ તદ્ધિત इञ् પ્રત્યય કરીને વૃદ્ધિ થતાં वैक्षमाणिः' રૂપ સિદ્ધ કરેલું છે.

અહીં वि+ईक्षमाण માં 'अकृत' પરિ. લાવીને इञ् પ્રત્યય નિમિત્તક વૃદ્ધિરૂપ બહિરંગ કાર્ય, અન્તરંગ સવર્ણ સંધિનો વિનાશ કરે છે, તેથી વૃદ્ધિરૂપ કાર્ય થશે

નહીં એમ કહીને, તથા 'अकृतव्यूहाः'ના જ્ઞાપક સમર્થ પદથી कृतसन्धिकार्य 'वीक्षमाण' રૂપ તૈયાર થયા પછી જ તદ્ધિત પ્રત્યય (इञ्) થાય છે એમ કહીને ભાષ્યકારે वैक्षमाणिः પ્રયોગની સિદ્ધિ બતાવી નથી, તેથી પણ अकृत એ પરિ. ભાષ્યકારને માન્ય નથી એમ સિદ્ધ થાય છે.

'समर्थानां प्रथमाद् वा' (૪।૧।૮૨) સૂત્ર ઉપરના ભાષ્ય પ્રદીપમાં બતાવ્યું છે તેમ अकृत પરિ. માં જેને જ્ઞાપક માનવામાં આવે છે તે સમર્થ ગ્રહણ તો वार्णादाङ्गम् એ પરિ.થી પ્રાપ્ત થતા અનિષ્ટત્વને રોકવા માટે આવશ્યક છે. (તેથી પણ 'अकृत. પરિ. સિદ્ધ થઈ શકતી નથી.) सौत्थितिःમાં જ્યારે પદ વિભાગપૂર્વક અન્વાખ્યાન કરવામાં આવે છે ત્યારે सु+उत्थित+ङस्+(अस्)+इञ्માં એક બાજુ અન્તરંગ સવર્ણ દીર્ઘ કાર્ય તે વર્ણ કાર્ય છે, અને બહિરંગ વૃદ્ધિ એ અંગકાર્ય છે. તે સ્થિતિમાં આંગ વૃદ્ધિકાર્ય પ્રબલ થતાં તેને રોકવા માટે समर्थानाम् ગ્રહણ છે. (તેથી कृत સંધિકાર્ય 'सूत्थित'ને જ વૃદ્ધિ થાય છે.) આ રીતે समर्थानाम् અન્યત્ર ચરિતાર્થ હોવાથી, अकृत પરિ.નું જ્ઞાપન કરી શકે તેમ નથી.

**अत एव असिद्धवत सूत्रे वसुसंप्रसारणम्**...(પૃ. ૨૦૪. પં. ૬) ભાષ્યકારે अकृत પરિ,નો ઉલ્લેખ કર્યો નથી, પણ पपुषः જેવા પ્રયોગોની સિદ્ધિ માટે અન્ય વાર્તિકનો આશ્રય લીધો છે, તેથી પણ સિદ્ધ થાય છે કે આ अकृत પરિ. માન્ય નથી. અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે पपा+वस्+अस्માં એક બાજુ शस् નિમિત્તક બહિરંગ સંપ્રસારણ અને બીજીબાજુ वलादि નિમિત્તક અન્તરંગ 'आतो लोप इटि च' સૂત્રથી પ્રાપ્ત થતો आ લોપ બંને 'असिद्धवदत्राभात' (૬।૪।૨૨) સૂત્ર કે અધિકાર પ્રમાણે आभीय કાર્ય છે. અહીં आभीय અધિકારમાં આવેલ એક સૂત્રથી સમાનાશ્રય કાર્ય કરતી વખતે બીજા સૂત્રથી થયેલ કાર્ય અસિદ્ધ ગણાય છે. અર્થાત્ અન્તરંગ 'आ' લોપ કરતી વખતે બહિરંગ સંપ્રસારણ અસિદ્ધ થતાં 'पपा'માંના આકારનો લોપ થઈ શકશે નહીં, તો રૂપ સિદ્ધ થઈ શકશે નહીં, અહીં असिद्धवदत्रा (૬।૪।૨૨) સૂત્ર ઉપરના ભાષ્યમાં એક વાર્તિક 'वसुसंप्रसारणमज्विधौ सिद्धम्' અર્થાત્ अच्ने વિધિ કરતી વખતે એટલે આકારનો લોપ કરતી વખતે સંપ્રસારણ કાર્ય અસિદ્ધ માનવું નહીં, અર્થાત્ એ સંપ્રસારણ સિદ્ધ જ છે એમ માનવું. તેથી હવે પરમાં 'उस्' છે એમ માનીને આકારનો લોપ થતાં 'पपुषः' રૂપની સિદ્ધિ થાય છે. આ अकृत પરિ. રહેતાં કૈયટના મતમાં નિમિત્તના અપાયમાં નૈમિત્તિકનો અપાય માનતાં અન્તરંગ હોવાને લીધે इट् થઈ શકે છે, અને इट् થતાં તેને નિમિત્ત માનીને જ આ લોપ થાય છે, તો પછી આ વાર્તિકનું નિર્માણ નિરર્થક કે અસંગત થઈ જશે, તેથી अकृत પરિ.નો અભાવ જ માનવો જોઈએ.

મૂળમાં પૃ. ૨૦૫, પં ૧૨ પૃષ્ઠ ઉપર આપેલો અનુવાદ બરાબર છે, પણ તેમાં બ્રેકેટનાં ચિહ્નો ઉલટા સૂલટી થઈ ગયાં હોવાથી અહીં એજ અનુવાદ ફરીથી લખ્યો છે.

'અન્યથા (જો કૈયટની રીત (પ્રતિપદ વિધિ હોવાથી પહેલાં) સંપ્રસારણ થાય નો આશ્રય લેવામાં ન આવે તો) અન્તરંગ હોવાથી इट् પહેલાં થશે અને એ इट्ने લીધે 'आतो लोपः' સૂત્રથી आ નો લોપ થશે, સંપ્રસારણ उस्ने લીધે નહીં')

**अत एव चौ प्रत्यङ्गस्य** (પૃ. ૨૦૫, પં. ૩) अकृतव्यूहाः પરિ. વાર્તિકકાર કે ભાષ્યકારને માન્ય નથી. તેથી તો 'चौ' (૬।૩।૧૩૮) (જેના અકાર તથા નકારનો લોપ થયો છે તેવો 'अञ्चु' પર હોય તો પૂર્વસ્થિત अण्नो દીર્ઘ થાય છે '**प्रतीचः**' (प्रत्यङ् શબ્દનું પુંલિંગ દ્વિ. બ.વ.)प्रति+अञ्च्+क्विन्+शस् એ સ્થિતિમાં अनिदितां हलः० (૬।૪।૨૪) સૂત્રથી 'अञ्च्ना 'न'નો લોપ થતાં प्रति+अच्+शस् એ સ્થિતિમાં પછી આવનાર शस् પ્રત્યયને નિમિત્ત માનીને अचः (૬।૪।૧૩૮) (જેના નકારનો લોપ થયો છે તે अञ्च्ना અકારનો લોપ થાય છે) સૂત્રથી 'अ'નો લોપ થઈ 'चौ' સૂત્રથી 'ति'ના 'इ'નો દીર્ઘ થતાં प्रतीचः એવું રૂપ સિદ્ધ થાય છે. હવે અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે प्रति+अच्+अस्માં એક બાજુ પૂર્વનિમિત્તક હોવાથી અન્તરંગ યણાદેશ પ્રાપ્ત થાય છે, તો બીજી બાજુ પછી આવનાર शस् પ્રત્યયને કારણે બહિરંગ अ લોપ પ્રાપ્ત થાય છે. અહીં અન્તરંગ હોવાથી પ્રાપ્ત यण्ना નિષેધ માટે વાર્તિકકારે 'चौ प्रत्यङ्गस्य प्रतिषेधः' (પછી चु=अञ्चु આવ્યો હોય તો અન્તરંગ કાર્ય થતું નથી) વાર્તિકથી यण्नो નિષેધ થાય છે. તેથી આખરે प्रति+अच्+अस्માં अ લોપ અને દીર્ઘ થતાં 'प्रतीचः' રૂપ સિદ્ધ થાય છે.

જો अकृत પરિ. સ્વીકાર્ય હોત તો यण्ना નિમિત્તરૂપ अ નો લોપ નષ્ટ થનાર છે, તેથી તત્પ્રયુક્ત યણાદેશ કાર્ય થાય એમ નથી તેથી અનિષ્ટનો કોઈ પ્રશ્ન જ રહેતો નથી, છતાં વાર્તિકકારે યણાદેશનો પ્રતિષેધ કરવા વાર્તિક લખ્યું છે. વળી ભાષ્યકારે આ વાર્તિકનું ખંડન પણ કર્યું નથી. તેથી સિદ્ધ થાય છે કે अकृत પરિ. ભાષ્યકારને માંન્ય નથી.

**अत एव च्छ्वोः शूट्** (પૃ. ૨૦૫, પં. ૬) अकृत પરિ. ભાષ્યકારને માન્ય નથી એ બાબત 'च्छ्वोः शूडनुनासिके च' (૬।૪।૧૯) સૂત્ર ઉપરના ભાષ્યમાં 'अवश्यमत्र ...तुक् प्राप्नोति' કહ્યું છે તે ઉપરથી સૂચિત થાય છે. '**प्रष्टाः प्रश्न**' જેવામાં દા.ત. प्रश्नःમાં पृच्छ् ધાતુને 'यज–यात–यत–विच्छ–प्रच्छ्–रक्षो नङ् (૩।૩।૯૦) સૂત્રથી नङ् (न) પ્રત્યય થતાં प्रच्छ्+नમાં 'च्छ्वोःशूड्'–સૂત્રથી 'च्छ'ની જગ્યાએ 'श्' થતાં प्रश्+न=प्रश्नः એવું રૂપ બને છે. હવે અહીં प्र+छ्+नમાં એક બાજુ 'छे च' સૂત્રથી 'तुक्'

આગમ રૂપ અન્તરંગ કાર્ય પ્રાપ્ત થાય છે અને બહિર્ભૂત (પછીથી થનાર) नङ् પ્રત્યયને માનીને થનાર શકારાદેશરૂપ બહિરંગ કાર્ય પ્રાપ્ત થાય છે. અહીં અન્તરંગત્વને લીધે 'तुक्' થાય છે અને પછી 'तुक्' સહિત 'छ'ના સ્થાનમાં च्छ्वोः સૂત્રથી श् આદેશ થાય એ માટે સૂત્રમાં त् (च्छ्वोः) એવો सतुक् નિર્દેશ કર્યો છે. પણ હવે અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે જો अकृत પરિ. સ્વીકાર્ય છે તો આ પરિ.થી જ प्र+छ्+नમાં 'छे च' સૂત્રથી થનાર तुक्ના નિમિત્ત 'छ्'નો च्छ्वोः સૂત્રથી श् થતાં 'छ्'નો વિનાશ થવાનો છે તેથી તત્પ્રયુક્ત तुक् થઈ શકે એમ જ નથી તો પછી च्छ्वोः સૂત્રમાં 'सतुक्' छ्'નો નિર્દેશ કેમ કર્યો? એ ઉપરથી જ સિદ્ધ થાય છે કે अकृत પરિ. અનિત્ય છે. આ પરિ. અનિત્ય જ નહીં, પણ તેનો અભાવ જ છે એ માટેનું પ્રમાણ ભાષ્યકારે 'च्छ्वोः' સૂત્ર ઉપરના ભાષ્યમાં ઉચ્ચારેલા અહીં 'अवश्यमत्र...तुग्'ના અભાવને માટે પ્રયત્ન કરવો; અન્તરંગત્વને લીધે तुक् પ્રાપ્ત થાય છે' એ શબ્દો છે, બાકી अकृत પરિ.થી सतुक् छ्ના સ્થાનમાં श् આદેશ થતાં જો तुक्ની નિવૃત્તિ સ્વયં થાય છે તો ભાષ્યકારના तुक्ના અભાવને માટે યત્ન કરવો 'એ શબ્દોનો કોઈ અર્થ નથી. તેથી अकृत પરિ.નો અભાવ જ માનવો જોઈએ.

**किं चैषा भाष्ये....** (પૃ. ૨૦૬, પં. ૪) ભાષ્યકારે अकृत० પહેલાંની 'प्रत्ययोत्तरपदयोश्च (૭।૨।૯૭) સૂત્ર જેમાં જ્ઞાપક છે તે 'अन्तरङ्गानपि लुग्बाधते'...(પરિ. ૫૨) અને 'अदो जग्धिर्ल्यप्तिकिति' સૂત્ર જેમાં જ્ઞાપક છે તે अन्तरङ्गानपि ल्यप् बाधते (પરિ. ૫૪) આ लुक् અને ल्यप् વાળી એ બે પરિ.ઓથી સિદ્ધ થનાર પ્રયોજન પ્રસ્તુત अकृतव्यूहाः એ પરિ.થી સિદ્ધ થઈ શકે તેમ છે. તેથી તે બે પરિ. સ્વીકારવી જોઈએ નહીં છતાં પણ સ્વીકારેલી છે તે જ સૂચવે છે કે अकृत. પરિ. ભાષ્યકારને માન્ય નથી.

**पदसंस्कारपक्षे**...(પૃ. ૨૦૬, પં. ૬) આ अकृत પરિ.ની ચર્ચાની સમાપ્તિ થાય છે ત્યાં છેલ્લે એવો પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો છે કે 'हरिर्गच्छति' એ રીતના વાક્યમાં વાક્યસંસ્કાર પક્ષમાં 'हरिर्गच्छति' ઉદાહરણમાં 'हरिः' આદિમાં વિસર્ગ થયા પછી 'गच्छति' સાથે સંબંધ થતાં 'हरिर्गच्छति' એ ઇષ્ટરૂપ સિદ્ધ થઈ જાય છે. પણ 'પદસંસ્કાર પક્ષમાં (એટલે કે પદાન્તરની અપેક્ષા કર્યા સિવાય જ્યાં પદની સિદ્ધિ થાય છે ત્યાં) 'हरिः गच्छति' એવી અનિષ્ટ રચના થવા માંડશે. તેથી अकृत પરિ. માનવી જોઈએ. અર્થાત્ हरि+सु=हरिसमां स्नुं 'रुत्व' કરવા માટે 'खरवसानयो र्विसर्जनीयः (૮।૩।૧૫) સૂત્રથી અવસાનમાં પણ રેફનો વિસર્ગ થાય છે, પણ તે 'हरिः'નો 'गच्छति' સાથે સંબંધ થતાં અવસાનનો ભંગ થાય છે. એ રીતે અવસાન રૂપ નિમિત્ત 'गच्छति' પદના સાંનિધ્યને કારણે વિનાશોન્મુખ હોવાથી અવસાન પ્રયુક્ત

'खरवसानयोः' સૂત્રથી થતું વિસર્ગ કાર્ય થઈ શકશે નહીં. (પણ પદ સંસ્કાર પક્ષમાં તો हरिर् એવું અભીષ્ટ રેફાન્ત રૂપ આ अकृत० પરિ.ને લીધે સિદ્ધ થઈ શકશે, એથી अकृत પરિ. માનવી જોઈએ એમ પૂર્વપક્ષીનું કથન છે.)

આનો નાગેશે જેમ ઉત્તર આપ્યો છે તેમ પદસંસ્કાર પક્ષમાં તો हरिः गच्छति એ જ સાચું છે. વળી हरिर्गच्छति કહેવું હોય તો પદસંસ્કારપક્ષ જ માનવામાં આવતો નથી. 'एकतरपक्षेण लक्ष्यसिद्धौ पक्षान्तरमवलम्ब्य दोषदानमयुक्तम्' એકપક્ષનો આશ્રય લઈને જો લક્ષ્યની સિદ્ધિ થાય તો બીજા પક્ષનો આધાર લઈ દોષ આપવો તે યોગ્ય નથી. આ રીતે પણ अकृत પરિ. માન્ય નથી જ.

અહીં કદાચ એમ કહેવામાં આવે કે अकृत પરિ. ન હોય તો हरिर्गच्छतिની માફક 'हरि ॐમાં 'खर०' સૂત્રથી વિસર્ગ થઈ શકશે નહીં', અને हरिः ॐ પ્રયોગ થઈ શકશે નહીં પણ हरिर् ॐ રહેશે. પણ હવે अकृत પરિ. માનવામાં જ આવતી નથી, તેથી અવસાન નિમિત્તક રેફનો વિસર્ગ થવામાં કોઈ વાંધો આવતો નથી. વળી हरिः ॐ એવો જ પ્રયોગ વેદ મંત્રોના ઉચ્ચારના આરંભમાં પ્રસિદ્ધ છે. हरिर् ॐ એમ નહીં. આ બધાં કારણોથી अकृत પરિ. સ્વીકાર્ય નથી એમ આખરે ગ્રંથકારે સિદ્ધ કર્યું છે. (૫૬)

**પરિ. ૫૭. अन्तरङ्गादप्यपवादो बलीयान् ॥૯૭॥**

કેટલેક ઠેકાણે આ अन्तर....बलीयान् પરિ. સ્વતંત્ર રૂપે માનવામાં આવી છે. પરંતુ परान्नित्यं बलवत्' આદિની માફક આ પણ पूर्वपरनित्य.. (પરિ.) એ પરિ.નું ફલિતાર્થ કથન છે. સ્વતંત્ર પરિ. નથી એમ કેટલાક માને છે.

હવે આ પરિ.માં અપવાદ પદાર્થની જિજ્ઞાસા થતાં 'येनना પરિ.નો આરંભ થાય છે. येन नाप्राप्ते यो विधिरारभ्यते स तस्य बाधको भवति' આ પરિ. (येन ना०) પૂનાથી પ્રકાશિત થયેલ પ. શે. ની આવૃત્તિમાં 'अन्तरङ्गादप्यपवादो बलीयान्' પરિ. ૫૭ ની વૃત્તિમાં વિવેચિત કરવામાં આવી છે, જ્યારે વ્યાડિ, શાકટાયન, ચાન્દ્ર, હૈમ, પુરુષોત્તમનો પરિભાષા પાઠ, નીલકંઠ, શેષાદ્રિનાથ અને ભોજરાજનાં સૂત્રોમાં येन ना. પરિ. સ્વતંત્ર રૂપે આપવામાં આવી છે.

**एवं च विशेषशास्त्रोद्देश्य**...(પૃ. ૨૦૭, પં. ૩) येन नाप्राप्ते. નો જે શાસ્ત્રીય અર્થ નાગેશે આપ્યો છે તેને એક ઉદાહરણ દ્વારા જોઈએ.

गोदः–गाः ददातीति गोदः આ રૂપની સિદ્ધિ પરિ. ૮. ની ટિપ્પણીમાં દર્શાવેલ છે. અહીં गोदः માં कर्मण्यण् સૂત્ર ઉત્સર્ગ કે સામાન્ય કે વ્યાપક કે બાધ્ય

શાસ્ત્ર છે, જ્યારે आतोऽनुपसर्गे कः' સૂત્ર વિશેષ કે વ્યાપ્ય કે બાધક શાસ્ત્ર છે. (क) અહીં વિશેષશાસ્ત્ર 'आतोऽनुपसर्गे कः' છે. (ख) વિશેષ શાસ્ત્રનું ઉદ્દેશ્ય–જ્યાં કર્મ ઉપપદ છે તેવો આકારાન્ત ધાતુ છે. (ग) ત્યાં विशेषशास्त्रोद्देश्य **विशेषधर्म** વિશેષ શાસ્ત્ર એવા आतो૦નું ઉદ્દેશ્ય આકારાન્ત ધાતુત્વ છે. (घ) આવા આકારાન્ત ધાતુત્વથી અવચ્છિન્ન (વિશિષ્ટ) આકારાન્ત ધાતુ છે. (ङ) એવા વિશેષધર્મવાળા આકારાન્ત ધાતુમાં રહેનાર સામાન્ય ધર્મ, જેનું ઉપપદ કર્મ છે. તે પણ આકારાન્ત ધાતુત્વ છે (च) આવા ધાતુત્વથી અવચ્છિન્ન (વિશિષ્ટ) આકારાન્ત ધાતુ છે. (छ) આવો ધાતુ જેમાં ઉદ્દેશ્ય છે તે શાસ્ત્ર 'कर्मण्यण् છે (ज) એ સામાન્ય શાસ્ત્ર कर्मण्यण्નો, વિશેષ શાસ્ત્ર 'आतो'૦થી બાધ થાય છે.

**तदप्राप्तियोगे ... बाधकत्वे बीजम्** । (પૃ. ૨૦૭, પં. ૫) જ્યાં જ્યાં વિશેષશાસ્ત્ર પ્રવૃત્ત થાય છે, ત્યાં ત્યાં સામાન્ય શાસ્ત્રની અવશ્ય પ્રાપ્તિ હોવાથી વિશેષ શાસ્ત્રને પ્રવૃત્ત થવા માટે કોઈ ઉદાહરણ મળી શકતું નથી. તો પછી વિશેષ શાસ્ત્ર વ્યર્થ થવું જોઈએ, પણ પાણિનિ સૂત્ર વ્યર્થ થઈ જ ન શકે, તેથી વિશેષ શાસ્ત્ર વ્યર્થ ન થતાં, સામાન્ય શાસ્ત્રનું બાધક બને છે.

દા.ત. 'आतोऽनुप.' એ વિશેષ શાસ્ત્ર જ્યાં જ્યાં પ્રવૃત્ત થાય છે, ત્યાં ત્યાં कर्मण्यण् એ સામાન્ય શાસ્ત્રની અવશ્ય પ્રાપ્તિ છે, તેવા સંયોગોમાં વિશેષ શાસ્ત્ર आतोनुऽप० સામાન્ય શાસ્ત્ર **कर्मण्यण्** નું બાધક બને છે. જે લક્ષ્ય કે ઉદા, માં ઉત્સર્ગશાસ્ત્રની પ્રાપ્તિ યોગ્યતા ન હોય, તે લક્ષ્યમાં અપવાદ શાસ્ત્રની ચરિતાર્થનો અભાવ આ જ પ્રથમ બાધ બીજ છે. આમાં વિશેષ શાસ્ત્રને પ્રવૃત્ત થવા માટે કોઈ પણ સ્થળ સાંપડતું ન હોવાથી વિશેષ શાસ્ત્ર સામાન્ય શાસ્ત્રનું બાધક થાય છે અને તેથી સામાન્ય શાસ્ત્ર પ્રવૃત્ત થઈ શકતું નથી.

**यथा प्रथमद्विर्वचनस्य**...(પૃ. ૨૦૮ પં. ૧) જેમકે एकाचो द्वे प्रथमस्य (૬।૧।૧) આ સામાન્યશાસ્ત્ર (કે સૂત્ર) ધાતુના પ્રથમ एकाच् વાળા અવયવનું દ્વિત્વ કરે છે, તો 'अजादेर्द्वितीयस्य' (૬।૧।૨) આ વિશેષશાસ્ત્ર અજાદિ ધાતુના દ્વિતીય एकाच् નું દ્વિત્વવિધાન કરે છે. જો કે 'एकाचो द्वे'ની પ્રવૃત્તિ થયા બાદ 'अजादेर्द्वितीयस्य' ની પ્રવૃત્તિ શક્ય છે, તો પણ अजादेः સૂત્ર एकाचो द्वे૦નું બાધક બને છે; અપવાદ થાય છે. તેજ પ્રમાણે अलोऽन्त्यस्य' (૧।૧।૫૨)નું आदेः परस्य (૧।૧।૫૪) બાધક છે, અપવાદ છે. તેથી आदेः परस्य' ના વિષયમાં 'अलोऽन्त्यस्य' સૂત્ર પ્રવૃત્ત ન થતાં 'आदेः परस्य' એ જ સૂત્ર પ્રવૃત્ત થાય છે. एकाचो द्वे અને अलोऽन्त्यस्य એ બે સામાન્યશાસ્ત્ર છે અને अजादेर्द्वितीयस्य તથા आदेः परस्य એ વિશેષ શાસ્ત્ર છે, અને

જ્યાં જ્યાં આ વિશેષ શાસ્ત્ર પ્રવૃત્ત થવાં જોઈએ ત્યાં ત્યાં સામાન્ય શાસ્ત્રની પ્રાપ્તિ અવશ્ય હોય છે; અને સામાન્ય શાસ્ત્રની પ્રવૃત્તિ થયા પછી વિશેષશાસ્ત્ર પ્રવૃત્ત થતાં તે ચરિતાર્થ થવાનો સંભવ છે. ઉદઃ स्थास्तम्भोः पूर्वस्य (૮।૬।૬૧)માં अलोऽन्त्यस्य ની પ્રવૃત્તિ થયા પછી પણ आदेः परस्य ની પ્રવૃત્તિનો સંભવ છે, તો પણ અપવાદ आदेः परस्य, ઉત્સર્ગ 'अलोऽन्त्य'નો બાધ કરે છે, આમ ન માનવામાં આવે તો येन नाप्राप्ते० ન્યાય વ્યર્થ થઈ જાય છે. અને સાથે જ येन ना० ના સમર્થન માટે ઉદ્ધૃત' तक्रकौण्डिन्य-न्याय' પણ વ્યર્થ થઈ જાય છે. જેમકે ब्राह्मणेभ्यो दधि दीयताम् , तक्रं कौण्डिन्याय' (બ્રાહ્મણોને દહીં આપો, અને કુંડિન ગોત્રના બ્રાહ્મણ કૌંડિન્ય ને તક્ર (મઠો) આપો) અહીં બ્રાહ્મણ માત્ર માટે દધિપ્રદાનનો વિધિ સામાન્ય છે, જ્યારે કૌંડિન્ય માટે તક્રદાનનો વિધિ વિશેષ છે. વિશેષવિધિ સામાન્યનો બાધક હોય છે. તેથી બ્રાહ્મણ હોવા છતાં કૌંડિન્યને દહીં આપવામાં આવતું નથી. આમ તક્રદાનથી દધિદાનનો બાધ થાય છે. આથી સિદ્ધ થાય છે કે અહીં વિશેષવિધિનું વ્યાપ્યત્વમાત્ર બાધકતામાં બીજ છે.

અપવાદશાસ્ત્ર અચરિતાર્થ થતું હોવાથી બાધક બને છે निरवकाशो विधिरपवादः. આમાં ભાષ્યકારે દર્શાવેલ गोपायिष्यति વગેરે પણ પ્રમાણ છે.

**अत एवायादयः** ( પૃ. ૨૦૮. પં. ૮ ) गोपायिष्यति. गुपू रक्षणे ( ૧ લો (ભ્વાદિ) ગણ, સામાન્ય ભવિષ્ય लृट् પ્ર. પુ. એ. વ.) गुप् ધાતુમાં 'गुपूधूपविच्छिपणिपनिभ्य आयः' (૩।૧।૨૮) (गुप् धूप्) આદિ ધાતુઓને સ્વાર્થ એટલે પ્રકૃતિના-જ અર્થમાં आय પ્રત્યય થાય છે. વળી આ आय પ્રત્યય, आयादय आर्धधातुके वा (૩।૧।૩૧) (આર્ધધાતુક પ્રત્યયની વિવક્ષામાં आय, इयङ् અને णिङ् આગમ વિકલ્પ થાય છે) સૂત્રથી વિકલ્પે થતાં गुप्+आय्+इ+स्य+ति=गोपायिष्यति રૂપ સિદ્ધ થાય છે.

અહીં મુખ્ય બાબત તો એ છે કે ભાષ્યકારે 'स्यतासी लृलुटोः' (૩।૧।૩૩) થી થતા 'स्य' આદિ પ્રત્યયો પર હોવાથી 'आयादय आर्धधातुके वा' (૩।૧।૩૩) થી થતા आय આદિ પ્રત્યયોનો બાધ કરશે એવો પ્રશ્ન કરીને એનું નિરાકરણ કરતાં કહ્યું છે કે आय આદિ અનવકાશ છે. 'स्य' આદિથી અવ્યાપ્ત એવો 'आय' આદિનો કોઈ વિષય નથી. તેથી आय આદિ પોતાની ચરિતાર્થતા માટે स्य આદિનો અવશ્ય બાધ કરશે. જો કે 'गोपायति' (गुप्) વર્તમાનકાલ, તૃ. પુ. એ. વ.) એ સ્થલમાં 'गुप्' ધાતુને 'आय' પ્રથમ કરવામાં આવે કે 'शप्' પ્રથમ કરવામાં આવે તો પણ 'गोपायति' એ રૂપની સિદ્ધિ તો થઈ જશે, એટલે કે 'आय' પહેલો કરતાં 'गुप्+आय+शप्(अ)+ति'માં 'अतो गुणे'થી પરરૂપ કરતાં 'गोपायति' રૂપ

સિદ્ધ થાય છે, કે 'शप्' પહેલો કરતાં गुप्+अ(शप्)+आय+तिमां 'अकः सवर्णे०'થી સવર્ણ દીર્ઘ કરતાં 'गोपायति' એવું જ રૂપ સિદ્ધ થાય છે. એટલે ગમે તેને પ્રથમ લાવવાથી ઈષ્ટરૂપ સિદ્ધ થાય છે એ કંઈ પ્રશ્નનો ઉત્તર (કે નિરાકરણ) નથી, પણ વાસ્તવિક રીતે તો અનવકાશત્વને લીધે 'आय' પહેલો થાય છે એ ખરો ઉત્તર છે, કારણ કે 'आयादि' વિધાયક વિશેષ સૂત્ર છે, અને शप्, स्य આદિ વિધાયક સામાન્ય સૂત્ર છે. તેથી અનવકાશત્વ (અપવાદ)ને લીધે 'आय' આદિ 'शप् स्य' આદિનો વિકરણનો બાધ કરે છે. આ રીતના ભાષ્યગ્રંથથી आय આદિ વ્યાપ્ય (વિશેષ) નિરવકાશ કે અનવકાશ હોવાથી व्याप्यत्व ને બાધકતાનું બીજ માનવામાં આવ્યું છે.

**अत एव विषयभेदे** (પૃ. ૨૦૯, પં. ૬) આ પછી નાગેશ કહે છે કે ઉત્સર્ગશાસ્ત્ર અને અપવાદશાસ્ત્રનો વિષય અર્થાત્ કાર્યી ભિન્ન હોય તો પણ અપવાદશાસ્ત્ર ઉત્સર્ગશાસ્ત્રનું બાધક થાય છે જ. દા. ત. तिसृणाम्. અહીં त्रि+आम् (ષષ્ઠી વિ. બ. વ.)માં 'त्रि' નો तिसृ આદેશ થયા પછી तिसृ+आम्માં 'ह्रस्वन-द्यापो नुट्' (૭૧૧૫૪) સૂત્રથી 'तिसृ' એ હ્રસ્વની પછી આવેલ आम् ને नुट् આગમ થતાં અને 'न तिसृचतसृ' સૂત્રથી 'नामि' સૂત્ર વડે પ્રાપ્ત થયેલ દીર્ઘનો નિષેધ થતાં આખરે 'तिसृणाम्' રૂપ સિદ્ધ થાય છે. અહીં મુખ્ય પ્રશ્ન એ છે 'तिसृ+आम्'માં એક બાજુ સામાન્યશાસ્ત્ર 'ह्रस्व' સૂત્રથી 'नुट्' આગમ પ્રાપ્ત થાય છે, તો બીજી બાજુ 'अचि र ऋतः' (૭૨૧૦૦)થી 'પછી જો અજાદિ પ્રત્યય આવેલ હોય તો, तिसृ ના ऋ ના સ્થાનમાં र् આદેશ પ્રાપ્ત થાય છે. આ अचि र ऋतः વિશેષ શાસ્ત્ર છે. અહીં 'ह्रस्वनद्या.' એ સામાન્ય શાસ્ત્રનો કાર્યી અને 'अचि र' એ વિશેષ શાસ્ત્રનો કાર્યી ભિન્ન ભિન્ન છે, છતાં 'अचि र' થી થતા र् આદેશ (અપવાદ)થી 'ह्रस्वनद्यापः'થી થતા नुट् (ઉત્સર્ગ)નો બાધ થવો જોઈએ એવી શંકા કરવામાં આવી છે, અને એનો જવાબ ભાષ્યકારે 'न तिसृ चतसृ' (૬૧૪૪) तिसृ અને चतसृ શબ્દને પછી જો नाम् (नुट्+आम्) પ્રત્યય આવ્યો હોય તો દીર્ઘ થતો નથી એ દીર્ઘનિષેધ કરનાર સૂત્રના જ્ઞાપન દ્વારા આપ્યો છે. જો 'र्' આદેશ થાય તો 'तिसृ र् आम्'માં नुट्ની પ્રાપ્તિ જ નથી, તો ત્યાં 'नाम्' પરકત્વ રહેશે નહીં તો 'न तिसृ०' નિષેધ કેવી રીતે લાગશે ? છતાં પાણિનિએ 'न तिसृ०' સૂત્ર કર્યું છે, એ ઉપરથી જ્ઞાપન થાય છે કે 'अचि र ऋतः' (૭૨૧૦૦) નો બાધ કરીને नुट् થાય છે. અહીં મુખ્ય બાબત તો એ જોવાની છે કે કાર્યી ના વિષયનો ભેદ હોય છતાં અપવાદ શાસ્ત્ર સામાન્ય શાસ્ત્રનું બાધક બને છે.

અહીં કોઈક વૈયાકરણ એમ પ્રશ્ન કરે છે કે વિષયનો ભેદ હોય તો અપવાદ ઉત્સર્ગનો બાધક થતો નથી, તો નાગેશ જવાબ આપે છે કે આ પ્રશ્ન બરાબર નથી. કારણકે ભાષ્યકારે વિષયભેદમાં બાધ્યબાધક ભાવનો સ્વીકાર કરીને विन्मतोर्लुक् (૫ા૩ા૬૫) સૂત્રથી टि લોપ માત્રનો જે બાધ સ્વીકારેલો છે, તે અસંગત થશે.

**विन्मतोर्लुका....**(પૃ. ૨૧૦, પં. ૧) स्रजिष्ठः–स्रज् શબ્દને 'अस्मायामेधास्रजो विनिः (૫ા૨ા૧૨૧) સૂત્રથી विनि (विन्) પ્રત્યય થતાં 'स्रग्विन्' એવું તદ્ધિત પ્રત્યયાન્ત રૂપ બને છે. 'अतिशयेन स्रग्वी' 'इति स्रजिष्ठः'માં स्रग्विन्+इष्ठन्માં 'विन्मतोर्लुक्' (૫ા૩ા૬૫) સૂત્રથી 'विन्'નો लुक् થતાં આખરે 'स्रजिष्ठः' રૂપ બને છે. અહીં મુખ્ય બાબત એ છે કે 'स्रग्विन्+इष्ठ'માં એકબાજુ 'टेः' (૬ા૪ા૧૫૫) સૂત્ર (ઉત્સર્ગશાસ્ત્ર)થી 'टि' (इन्) ભાગનો લોપ પ્રાપ્ત થાય છે અને બીજી બાજુ 'विन्मतोर्लुक्' એ સૂત્ર (વિશેષશાસ્ત્ર)થી 'विन्'નો લોપ પ્રાપ્ત થાય છે. અહીં બંને સૂત્રોનાં કાર્યી (કાર્યનો અનુભવ કરનાર) ભિન્ન છે. એકમાં 'टि' 'स्रग्विन्'નો इन् ભાગ છે, તો બીજામાં 'विन्' ભાગ છે. અહીં 'विन्मतो०' સૂત્ર અપવાદ છે. તેથી 'विन्' ભાગનો લોપ થાય છે અને 'स्रजिष्ठः' એ અભીષ્ટરૂપ સિદ્ધ થાય છે. આથી એ પણ સિદ્ધ થાય છે કે કાર્યી ભિન્ન હોય તો પણ વિશેષશાસ્ત્ર સામાન્ય શાસ્ત્રનો બાધ કરે છે.

**'यत्तु दयतेर्दिगि'....**(પૃ. ૨૧૦, પં. ૨) देङ् रक्षणे (ભ્વાદિ ૧ લો ગણ, પરોક્ષ ભૂ. તૃ. પુ. એ. વ.) देङ्+लिट् (त+ए) માં 'दयते दिगि लिटि' (૭ા૪ા૯) સૂત્રથી 'देङ्' ધાતુના સ્થાનમાં 'दिगि' આદેશ થાય છે. પછી दिगि+ए માં 'एरनेकाचोऽसंयोगपूर्वस्य' (૬ા૪ા૮૨) સૂત્રથી 'यण्' થતાં 'दिग्ये' રૂપ બને છે. અહીં મુખ્ય બાબત એ છે કે 'देङ्+ए'માં એક બાજુ लिटि धातोरनभ्यासस्य (૬ા૧ા૮) સૂત્ર (ઉત્સર્ગ શાસ્ત્રથી) દ્વિત્વ પ્રાપ્ત થાય છે અને 'दयते दिगि.' સૂત્ર (અપવાદશાસ્ત્ર) થી दिगि આદેશ પ્રાપ્ત થાય છે. અહીં 'येन ना०' એ ન્યાયે કહ્યા મુજબ અપવાદ શાસ્ત્ર પ્રબલ બનતાં ઉત્સર્ગનો બાધ થતાં આખરે અપવાદ 'दिगि' થાય છે અને તે થયા પછી દ્વિત્વની પ્રાપ્તિનો પ્રસંગ હોવા છતાં 'सकृद्गतौ विप्रतिषेधे यद् बाधितं तद्बाधितमेव०' પરિ. થી બાધ થાય છે. તેથી દ્વિત્વનો પ્રસંગ રહેતો નથી અને 'दिग्ये' એ અભીષ્ટ રૂપ બને છે.

'दिग्ये'ના સંદર્ભમાં 'दयतेर्दिगि० સૂત્ર ઉપરના ભાષ્યપ્રદીપમાં કૈયટે એ કહેલું કે દ્વિત્વ થયા બાદ देङ्ના સ્થાનમાં થતો दिगि આદેશ ચરિતાર્થ થાય છે, પણ તે પ્રૌઢોક્તિ (કલ્પના) મિથ્યા માત્ર છે. તે ભાષ્યપ્રદીપમાં કૈયટે दिगि આદેશને શરૂ-

આતમાં સાવકાશ બતાવીને ચરિતાર્થ માન્યો છે, પણ ત્યાં જ પછીના વાક્યોમાં કૈયટે 'इदानीं तु सामान्यविशेषाश्रयेण नाप्राप्ते द्विर्वचने आरभ्यमाणस्य दिग्यादेशस्य अपवादत्वमुच्यते' કહીને दिगि આદેશને અપવાદરૂપ બતાવ્યો છે. અહીં અપવાદ એટલે કે સામાન્ય શાસ્ત્રનો અનવકાશતામૂલક વિશેષ શાસ્ત્રથી બાધ થાય છે એ જ મત બરાબર છે. (પ્રદીપમાં કૈયટ કહે છે તેમ દ્વિત્વ થયા પછી देङ्નો 'दिगि' આદેશ ચરિતાર્થ છે એ મિથ્યા કલ્પના છે.)

**तक्रकौण्डिन्यन्यायोऽपि** तदप्राप्ति...(પૃ. ૨૧૦, પં. ૬) આ 'येन ना०' પરિ.ની સમાપ્તિ કરતાં નાગેશ એક મહત્ત્વની બાબતનો નિર્દેશ કરે છે કે 'तक्रकौण्डिन्य' ન્યાયથી તથા નિરવકાશતાને કારણે જે બાધ બતાવવામાં આવે છે તે બધું 'येन ना०' એ ન્યાય કે પરિ.ની અંદર જ આવી જાય છે, કારણકે તક્રકૌંડિન્યન્યાયમાં 'ब्राह्मणेभ्यो दधि दीयताम्' એ સામાન્ય વચનમાં 'दधिदान' વિધેય છે અને તેનું ઉદ્દેશ્ય બ્રાહ્મણ છે, જ્યારે 'तक्रं कौण्डिन्याय' એ વિશેષવચનમાં 'તક્રાદાન' વિધેય છે અને કૌંડિન્ય ઉદ્દેશ્ય છે. આમ અહીં વ્યાપ્યવ્યાપક ભાવ છે, કારણકે કૌંડિન્યને જે તક્રદાન કહેલું છે તેથી ત્યાં કૌંડિન્ય માટેના દધિદાનનો કાયમ માટે બાધ થાય છે. (અને એક વિધેયથી બીજા વિધેયનો બાધ થાય છે) તેથી तक्रकौण्डिन्य ન્યાય પણ येन नाप्राप्ते० પરિ. કે ન્યાયની માફક વિધેય વિષયક જ છે.

આ (येन ना०) ન્યાય एकाचो द्वे प्रथमस्य અને अजादेर्द्वितीयस्य એવાં સૂત્રોમાં પ્રવૃત્ત થાય છે. જેમને ઉદ્દેશીને કોઈ વિધેયતા બતાવી છે એવાં સૂત્રોમાં પણ तक्रकौण्डिन्य० ન્યાયની જેમ 'येन नाप्राप्ते०' ન્યાય પ્રવૃત્ત થાય છે. एकाचो द्वे સામાન્ય શાસ્ત્રથી પ્રથમ एकाच् ધાતુને ઉદ્દેશીને દ્વિત્વ વિધેય છે, જ્યારે अजादेर्द्वितीयस्य એ વિશેષશાસ્ત્રથી જ્યાં અજાદિ 'અનેકાચ્' ધાતુ હોય ત્યાં द्वितीय अच् (એટલે કે દ્વિતીય એકાચ્)નું દ્વિત્વ વિધેય છે. આ રીતે (ઉદ્દેશ્ય સહકૃત) વિધેયગત ભિન્નતાને લીધે, एकाचो. વ્યાપક છે, અને अजादे. એ વ્યાપ્ય છે. અહીં પણ येन ना० ન્યાય પ્રવૃત્ત થાય છે.

येनना० એ પરિ.થી ઉત્સર્ગ, સામાન્ય કે વ્યાપક શાસ્ત્ર કે સૂત્રનું વિશેષ કે વ્યાપ્ય શાસ્ત્ર બાધક બને છે. આ રીતે બાધક બનવામાં બીજ એટલે કારણરૂપે મનાતાં ચાર બાધકતા બીજો પાણિનિ વ્યાકરણ શાસ્ત્રમાં પ્રચલિત છે. તેથી તેમની થોડી ચર્ચા આવશ્યક છે.

**(૧) બાધકતા બીજ-૧.** तदप्राप्तियोग्येऽचारितार्थ्यम्. 'तस्य उत्सर्गशास्त्रस्य अप्राप्तियोग्ये स्थलेऽचारितार्थ्यमेव अपवादशास्त्रे बाधकताहेतुः' એટલે કે 'તે ઉત્સર્ગશાસ્ત્રના અપ્રાપ્તિ યોગ્ય સ્થળમાં જે અચરિતાર્થતા તે જ અપવાદશાસ્ત્રમાં બાધકતા બીજ

છે.' અર્થાત્ જ્યાં સામાન્ય કે ઉત્સર્ગશાસ્ત્રની પ્રાપ્તિ નથી તેવું સ્થલ, વિશેષ શાસ્ત્રને પ્રવૃત્ત થવા માટે મળતું ન હોવાથી તે વિશેષશાસ્ત્ર વ્યર્થ થશે, તેજ બાબત વિશેષશાસ્ત્ર સામાન્યશાસ્ત્રનું બાધક બને છે તેમાં કારણ છે. જ્યાં જ્યાં વિશેષ શાસ્ત્ર પ્રવૃત થાય ત્યાં ત્યાં સામાન્ય શાસ્ત્રની પ્રાપ્તિ અવશ્ય હોવાથી, વિશેષ શાસ્ત્રને પ્રવૃત્ત થવા માટે કોઈ પણ ઉદાહરણ મળી શકશે નહીં, તો પછી આ સંયોગોમાં વિશેષશાસ્ત્ર વ્યર્થ જશે. પરંતુ પાણિનિનું શાસ્ત્ર કે સૂત્ર કદાપિ વ્યર્થ ન હોઈ શકે એવો સિદ્ધાન્ત છે. તેથી વિશેષશાસ્ત્ર વ્યર્થ ન થતાં તે, સામાન્ય શાસ્ત્રનું બાધક થાય છે. દા. ત. हे रमे. અહીં रमा શબ્દના સંબોધન એ.વ.માં रमा+सु(सु) એ સ્થિતિમાં हल्ङ्याब्भ्यः...(६।१।६८) એ શાસ્ત્ર કે જે ઉત્સર્ગશાસ્ત્ર છે તેથી સંબુદ્ધિના સુનો લોપ પ્રાપ્ત થાય છે, તો અહીં જ सम्बुद्धौ च' (७३।१०६) સૂત્રથી रमाના આનું एत्व પ્રાપ્ત થાય છે. આ રીતે सु લોપ અને एत्व બંને કાર્યો યુગપત્ પ્રાપ્ત થાય છે. અહીં 'सम्बुद्धौ च'માં 'सबुद्धि' શબ્દ સાક્ષાદ્ ઉચ્ચરિત હોવાથી પ્રતિપદ વિધિ હોઈ વિશેષ શાસ્ત્ર છે. હવે જ્યાં જ્યાં 'सम्बुद्धौ च' એ વિશેષ શાસ્ત્ર પ્રાપ્ત છે, ત્યાં हल्ङ्याब्भ्यः એ સામાન્ય શાસ્ત્રની પણ અવશ્ય પ્રાપ્તિ છે. हल्ङ्याब् એ ઉત્સર્ગશાસ્ત્રના અપ્રાપ્તિ યોગ્ય સ્થળમાં, सम्बुद्धौ च વિશેષશાસ્ત્ર અચરિતાર્થ બને છે, તેથી हे रमा+सुમાં આ પ્રથમ બાધકતાબીજને કારણે सम्बुद्धौ च સૂત્ર हल्-ङ्यापનું બાધક બને છે. (તેથી सम्बुद्धौ च થી સંબુદ્ધિ एत्व થતાં हे रमे+सुમાં આખરે 'एङ्हस्वात्सम्बुद्धेः' સૂત્રથી સુનો લોપ થતાં हे रमे રૂપની અભીષ્ટ સિદ્ધિ થાય છે.

(૨) **બાધકતા બીજ**–૨. तदप्राप्तियोग्येऽचारितार्थ्ये सति कृते चारितार्थ्यम्. (ઉત્સર્ગ શાસ્ત્રની પ્રવૃત્તિ માટે અયોગ્ય એવા લક્ષ્યમાં અચરિતાર્થતા આવે પણ ઉત્સર્ગ શાસ્ત્રની પ્રવૃત્તિ પછી ચરિતાર્થતા આવે તે બીજું બાધકતા બીજ છે. દા.ત. सर्वेषाम्. અહીં सर्व+आम् એ ષષ્ઠી બહુવચનમાં नुडागम કરતા 'ह्रस्वनद्यापो नुट्' (७१।५४) એ ઉત્સર્ગશાસ્ત્રની પ્રાપ્તિ (પ્રાપ્તિની યોગ્યતા) નથી. તો ત્યાં 'आमि सर्वनाम्नः सुट्' (७१।५२) જેવા (અકારાન્ત સર્વનામ શબ્દોને પછી જો आम् આવ્યો હોય તો सुट् આગમ થાય છે.) સૂત્રથી સુડાગમની પણ પ્રાપ્તિ નથી. આથી 'नुडप्राप्तियोगे सुटः अचारितार्थ्यम्' એ અંશ સમન્વિત થાય છે. હવે જો 'सर्व+आम्' આદિમાં नुट् કરી દેવામાં આવે તો પણ सर्व+न्+आम्'માં यदागम પરિ.થી 'नाम्'ને પણ 'आम्' માનીને 'सुट्' ચરિતાર્થ થઈ જ શકે છે. (તેથી नुडप्राप्तियोग्येऽचारितार्थ्ये सति, कृते नुटि सुटः चारितार्थ्यम् આ રીતે દ્વિતીય બાધકતા બીજ 'आमि सर्वनाम्न०:' સૂત્રમાં સ્પષ્ટ છે. તો પણ આ દ્વિતીય બાધકતા બીજ પ્રમાણે વિશેષશાસ્ત્ર સામાન્ય-શાસ્ત્રનું કાયમ માટે બાધક થાય છે, અને સામાન્યશાસ્ત્રને પહેલાં કે પછી ન થવા

દેતાં પોતે જ પ્રવૃત્ત થાય છે. આ દ્વિતીય બાધબીજમાં વિશેષશાસ્ત્ર સામાન્યશાસ્ત્રનું કાયમ માટે બાધક થાય છે, તેથી જ આ બાધબીજમાં तक्रकौण्डिन्य ન્યાય લાગુ પડે છે.

**(૩) બાધકતા બીજ**–૩. तदप्राप्तियोग्येऽचरितार्थ्यो सति कृतेऽप्यचारितार्थ्यम्. અર્થાત્ ઉત્સર્ગશાસ્ત્રની પ્રાપ્તિની યોગ્યતા જેમાં ન હોય તેમાં અચરિતાર્થતા આવે પણ જો ઉત્સર્ગશાસ્ત્રની પ્રવૃત્તિ થઈ જાય તો પછી ત્યાં પણ અપવાદની પ્રવૃત્તિનો અભાવ થાય છે. દા.ત. रमायाम्. અહીં रमा+ङि (સપ્તમી એ.વ.)માં 'ङेराम्नद्याम्नीभ्यः' (૭૩।૧૧૬) સૂત્રથી આબન્ત रमा શબ્દની પછી આવેલ 'ङि'ને आम् આદેશ થાય છે, તે પછી याडापः (૭૩।૧૧૩) સૂત્રથી याट् આગમ કરતાં रमा+या+आम् આખરે रमायाम् રૂપ બને છે. અહીં रमा+ङिमां याडापः ઉત્સર્ગશાસ્ત્રનો બાધ કરી ङेराम्० એ અપવાદ સૂત્રથી ङिનો आम् થાય છે., તે એકવાર आम् થઈ ગયા પછી याडापः સૂત્રથી याट् 'या' થતાં આખરે रमायाम् રૂપ બને છે 'रमा+ङि' એ સ્થિતિમાં याडापः ઉત્સર્ગશાસ્ત્રની પ્રાપ્તિ માટે અયોગ્ય સ્થલોમાં (रुच्याम्, धेन्वाम् જેવાં આબન્તથી અતિરિક્ત સ્થલોમાં) આબન્ત પ્રકૃતિક ङि સ્થાનિક 'आम्' વિધિની ચરિતાર્થતા નથી. તથા 'रमा+या+ङि'માં 'याट्' દ્વારા વ્યવધાન થવાથી आम् આદેશની પ્રાપ્તિ પણ નથી. તેથી આ (याडप्राप्तियोग्येऽचारितार्थ्ये सति याटि कृतेऽपि आमः अचारितार्थ्यम्) એ તૃતીય બાધકતા બીજનું ઉદાહરણ છે.

**(૪) બાધકતા બીજ** ૪. 'तदप्राप्तियोग्ये अचरितार्थ्ये सति अपववादशास्त्र-प्रवृत्त्युत्तरमुत्सर्गशास्त्रप्रवृत्तौ अपवादशास्त्र प्रणयनवैयर्थ्यसंभावना' અર્થાત્ ઉત્સર્ગશાસ્ત્રની પ્રવૃત્તિની યોગ્યતા જે લક્ષ્યમાં ન હોય ત્યાં અચરિતાર્થતા થતાં, અપવાદશાસ્ત્રની પ્રવૃત્તિ પછી, ઉત્સર્ગશાસ્ત્રની પ્રવૃત્તિ થતાં અપવાદશાસ્ત્રની રચનાની વ્યર્થત્વ સંભાવના આ ચોથું બાધકતા બીજ છે. દા.ત. 'स्वमोर्नपुंसकात्' (૭૧।૨૩) એ ઉત્સર્ગ સૂત્રના બાધક 'अतोऽम्' અપવાદ સૂત્રમાં ચોથું બાધકતા બીજ વિદ્યમાન છે. स्वमोर्नपुं-सकात् (નપુંસક અંગ પછી આવેલ सु અને अम्નો લુક્ થાય છે.) શાસ્ત્રની પ્રાપ્તિ માટે અયોગ્ય લક્ષ્યમાં ('अतोऽम्' નપુંસકમાં વર્તમાન અકારાન્ત અંગ પછી આવેલ सु અને अम्નો अम् આદેશ થાય છે.) ज्ञानम् જેવાં સ્થલમાં 'अतोऽम्' (૭૧।૨૪) સૂત્રથી ज्ञान+सुમાં 'अम्' આદેશ કર્યા બાદ ज्ञान+अम्માં હવે 'स्वमोर्नपुंसकात्' (૭૧।૨૩) એ ઉત્સર્ગસૂત્રથી लुक् થતો નથી. કારણકે જો લુક્ થાય તો सु, અને अम् પ્રત્યયનો अम् આદેશ કરનાર 'अतोऽम्' એ અપવાદ શાસ્ત્રના આરંભનો કોઈ અર્થ રહેતો નથી. 'अम्' આદેશ થતાં પહેલાં તો પ્રથમ બાધકતા બીજને લીધે 'अतोऽम्'થી लुक्' શાસ્ત્ર બાધિત થાય છે. આથી 'लुक्' શાસ્ત્રની પ્રવૃત્તિ 'अम्' આદેશના

પહેલાં પણ થતી નથી અને 'अमादेश' પછી પણ થતી નથી તેથી ज्ञानम्' અભીષ્ટ પદ બનવામાં કોઈ મુસ્કેલી રહેતી નથી.

આ રીતનાં ચાર બાધકતા બીજનો પરિચય પણ પ્રસ્તુત બાધ્યબાધકને લગતી પરિભાષાઓની ચર્ચામાં આવશ્યક હોવાથી, તેનો અહીં વિચાર કર્યો છે. હવે પાછા प्रस्तुतमनुसरामः

**क्वचित्तु सर्वथाऽनवकाशः**...(પૃ. ૨૧૦, પં. ૯) येन नाप्राप्ते. પરિ.નો ઉપસંહાર કરતાં નાગેશે કોઈ ઠેકાણે સર્વથા અનવકાશત્વ હોય ત્યારે જ બાધકતા બતાવી છે. જેમકે रमायाम्. रमा+ङिमां ङे राम्नद्याम्नीभ्यः સૂત્રથી ङिના સ્થાનમાં आम् થાય છે અને याडापः સૂત્રથી याट् થતાં रमा+या+आम्માં સવર્ણ દીર્ઘ થતાં આખરે रमायाम् એ અભીષ્ટ રૂપ સિદ્ધ થાય છે.

અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે रमा+ङि એ સ્થિતિમાં 'ङे राम्' અને 'याडापः' બંને સૂત્રોની પ્રાપ્તિ થાય છે. હવે જ્યાં 'ङेराम्' સૂત્રની પ્રાપ્તિ છે ત્યાં 'याडापः' એ સૂત્રની ઉત્સર્ગ કે સામાન્ય શાસ્ત્રની અવશ્ય પ્રાપ્તિ છે, એ સ્થિતિમાં જો દરેક ઠેકાણે याट् આગમ થશે તો रमा+या+ङि એ સ્થિતિ થશે. હવે જો આ રીતે 'याट्' આગમ થાય તો निर्दिश्यमानस्य आदेशा भवन्ति એ પરિ.થી નિર્દિશ્યમાન 'ङि'ના સ્થાનમાં જ आम् આદેશ થતો હોવાથી, આબન્ત અંગ પછી આવેલ ङिની વચ્ચે याट्नुં વ્યવધાન થતું હોવાથી 'ङिની જગ્યાએ आम्' થઈ શકશે નહીં, તો 'ङे राम्०' સૂત્રને અવકાશ જ મળશે નહીં. તેથી ङेराम्સૂત્ર અનવકાશ હોવાથી 'याडापः'નું બાધક થાય છે અને તેથી પહેલાં रमा+ङि એ સ્થિતિમાં જ ङिનો आम् આદેશ થતાં હવે બાધ પ્રવૃત્ત થયા પછી જો ઉત્સર્ગશાસ્ત્રની પ્રવૃત્તિ હોય તો તે થઈ શકતું હોવાથી रमा+आम्ના आम्માં સ્થાનિવદ્ભાવથી 'ङि' બુદ્ધિ કરીને 'याडापः' પ્રવૃત્ત થતાં 'याट्' થતાં रमा+या+आम् પછી સવર્ણ દીર્ઘ થતાં 'रमायाम्' એ અભીષ્ટ રૂપ બને છે.

**अप्राप्तौ तु न तथा यथा पचेयुः**....(પૃ. ૨૧૧, પં. ૩) વળી અપવાદ શાસ્ત્ર પ્રવૃત્ત થયા પછી ઉત્સર્ગશાસ્ત્રની પ્રવૃત્તિ શક્ય ન હોય તો તે પ્રવૃત્ત થતું નથી. જેમકે पचेयुः, √पच् વિધિલિંગ તૃ.પુ.બ.વ.) 'पच्+अ+या (यासुट्)+उस्+(लिङ्)માં 'अतो येयः' (૭।૨।૮૦) સૂત્રથી 'या' ના સ્થાનમાં 'इय्' આદેશ થતાં पच्+अ+इय्+उस्=पचेयुः એ અભીષ્ટ રૂપ બને છે. પણ હવે અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે पच्+अ+यास्+उस्માં એકબાજુ यास्નો 'अतो येयः' સૂત્રથી इय् આદેશ થવા આવે છે અને બીજી બાજુ पच એ અકારાન્ત અંગને 'अतो दीर्घो यञि' (૭।૩।૧૦) સૂત્રથી દીર્ઘ (आ) થવા આવે છે. હવે જો પર હોવાથી 'अतो दीर्घो०'

સૂત્રથી દીર્ઘ થાય તો पचा+या+उस्‌માં 'अतो येयः' સૂત્રથી 'अत्' (તપરકરણ) હોવાથી પણ અહીં હ્રસ્વ અ ન હોવાથી इय् આદેશ થશે જ નહીં તો 'अतो येयः સૂત્ર વ્યર્થ પડશે. આ अतो० ને અવકાશ જ નહીં મળે. એથી નિરવકાશ કે અનવકાશ હોવાથી 'अतो येयः' એ અપવાદ સૂત્રથી इय् આદેશ થાય છે. તેથી पच+इय्+उस्‌માં 'अतो दीर्घो यञि'થી થઈ શકશે નહીં, કારણકે અકારાન્ત અંગને यञादि પરત્વ નથી. તેથી અભીષ્ટ એવું पचेयुः રૂપ સિદ્ધ થાય છે.

તેથી અહીં સારાંશ એટલો જ આવ્યો કે 'रमायाम् એ સ્થળમાં વિશેષશાસ્ત્ર 'ङेराम्' થયા પછી પણ 'याडापः' એ સામાન્ય શાસ્ત્રને પ્રવૃત્ત થવાનું નિમિત્ત કાયમ રહેતું હોવાથી, વિશેષશાસ્ત્ર થયા બાદ પણ સામાન્ય શાસ્ત્ર પ્રવૃત્ત થાય છે, જ્યારે 'पचेयुः' એ સ્થળમાં વિશેષશાસ્ત્ર 'अतो येयः' થયા પછી સામાન્ય શાસ્ત્ર 'अतो दीर्घो यञि'ને પ્રવૃત્ત થવા માટેનું નિમિત્ત કાયમ રહેતું ન હોવાથી સામાન્ય શાસ્ત્ર પ્રવૃત્ત જ થતું નથી. (૫૭)

## પરિ. ૫૮. क्वचिदपवादविषयेऽप्युत्सर्गोऽभिनिविशत इति ॥૫૮॥

સામાન્ય રીતે અપવાદ અને બાધકને એક સમજી લેવામાં આવે છે. કારણકે આ બંનેમાં બાધ્યબાધક ભાવ હોય છે એટલે કે એક સામાન્ય કે ઉત્સર્ગ સૂત્ર એ બાધિત થતું હોય છે અને વિશેષસૂત્ર બાધક થતું હોય છે. અપવાદ કહેવાથી જો 'निरवकाशो विधिरपवादः' જેને અવકાશ ન મળે તે વિધિ અપવાદ કે જે येन नाप्राप्ते પરિ. મૂલક છે, તેમાં સામાન્ય ઉત્સર્ગ શાસ્ત્રનો બાધ કરી, વિશેષ સૂત્ર અપવાદ (બાધક) બનીને પ્રવૃત્ત થાય છે, પણ આ બાધકતા નિરવકાશતામૂલક છે. અહીં બાધક અપવાદની પ્રવૃત્તિ થયા પછી ઉત્સર્ગની પ્રવૃત્તિને અવકાશ હોય તો ઉત્સર્ગ પણ પ્રવૃત્ત થાય છે. આવાં સ્થલોમાં निरवकाशो विधिरपवादः ની પ્રવૃત્તિ હોવાથી એ પારિભાષિક અપવાદ છે, જ્યારે કેટલાંક એવાં સ્થલો છે કે જ્યાં અપવાદ વિધિ ઉત્સર્ગ વિધિનો કાયમ માટે બાધ કરે છે અને આવા સ્થલોમાં વપરાતો 'अपवाद' શબ્દ બાધક એટલા જ અર્થનો બોધક છે, આવો अपवाद કેવલ બાધકતાનો જ બોધ કરાવે છે.

એથી હવે પ્રશ્ન થાય છે કે 'क्वचिदप्यपवाद० આ પ્રસ્તુત પરિ.માં अपवाद પદથી કયો અપવાદ લેવો ? બાધક રૂપ અપવાદ કે નિરવકાશવિધિરૂપ અપવાદ ? આથી નાગેશે અહીં ખુલાસો કર્યો છે કે પ્રસ્તુત પરિ.માં બાધક રૂપ જ અપવાદ લેવો જોઈએ.

આ માટે નાગેશે અપવાદ શબ્દથી બાધક અર્થ લેવો જોઈએ એવું જ્યાં સ્પષ્ટ કહ્યું છે તે 'अजीगणत्' સ્થલ, અને અપવાદ શબ્દથી બાધક અર્થ લેવો જોઈએ એવું જ્યાં ધ્વનિત થાય છે એવું એક સ્થલ બતાવ્યું છે. તેમાં 'अजीगणात्' માટે નાગેશે અહીં મૂલ ગ્રંથમાં વિશદ ચર્ચા કરેલી છે. તેથી કેવલ આ રૂપની સિદ્ધિ કેવી રીતે થાય છે એટલું જ અહીં જોઈએ.

**अजीगणत्**...(પૃ. ૨૧૨, પં. ૧) अजीगणत् (गण् ૧૦મો ગણ, અદ્યતન ભૂત. लुङ् તૃ.પુ.એ.વ.) गण्+णिच्+च्लि+लुङ् એ સ્થિતિવાં 'चङि' (૬।૧।૧૧) સૂત્રથી દ્વિત્વ થતાં, गण्+गण्+अ+तમાં પછી હલાદિશેષથી કેવલ અભ્યાસનો આદિ શેષ રહેતાં ને 'ण्' લોપ થતાં, ચુત્વ તથા अड्આગમ થયા પછી ई च गण: (૭।૪।૯૭) સૂત્રથી અભ્યાસના 'अ'નો 'ई' થતાં 'अजीगणत्' એવું રૂપ સિદ્ધ થાય છે. અહીં મુખ્ય બાબત તો એ છે કે 'हलादि शेषः' એ અવશ્ય પ્રાપ્ત સામાન્ય સૂત્ર છે, જ્યારે 'ई च गण:' એ વિશેષ સૂત્ર છે અને આ પછીની ચર્ચા અહીં મૂલ સંસ્કૃત ગ્રંથમાં કરી છે.

**इको झल् इत्यत्र**...(પૃ. ૨૧૩, પં. ૨) આ પરિ.માં આવેલ 'अपवाद' પદનો બાધક અર્થ લેવો એવું 'इको झल्' એ સૂત્રના ભાષ્યમાં ધ્વનન કર્યું છે. અહીં ધ્વનિત થયેલ ભાષ્યના આશયને સ્પષ્ટ કરવા એક ઉદાહરણ 'चिचीषति' લઈએ. 'चेतुमिच्छतीति चिचीषति' '√चिञ् चयने' પાંચમો ગણ સન્નત (ઈચ્છાદર્શક) लट् (વર્ત.એ.વ.) चि+सમાં 'सन्यङोः (૬।૧।૯) સૂત્રથી દ્વિત્વ થતાં चि+चि+स ધાતુત્વ થવાથી लट्, तिप्, शप्, चि+चि+स+अ+ति એ સ્થિતિમાં अज्झनगमां सनि (૬।૪।૧૬) સૂત્રથી અજન્ત ધાતુ चिને તેની પછી झलादि सन् પ્રત્યય આવતાં અભ્યાસોત્તર 'चि'નો દીર્ઘ થતાં षत्व થતાં આખરે 'चिचीषति' અભીષ્ટ રૂપ બને છે.

હવે મુખ્ય પ્રશ્ન તો એ છે કે चि+चि+स+अ+तिમાં એકબાજુ ધાતુને 'अज्झनगमां' સૂત્રથી દીર્ઘ પ્રાપ્ત થાય છે, જ્યારે બીજી બાજુ 'सार्वधातुकार्ध०' (૭।૩।૮૩) સૂત્રથી ગુણ પ્રાપ્ત થાય છે. એ સ્થિતિમાં અહીં અભ્યાસોત્તર 'इ'નો પહેલાં દીર્ઘ થાય છે. જો અહીં चि+चि+ष+तिમાં 'सार्वधातुका०'થી થનાર ગુણનો આગ્રહ રાખવામાં આવે તો 'अज्झनगमां' સૂત્ર નિરવકાશ (અનવકાશ) થઈ વ્યર્થ થશે. એ સ્થિતિમાં 'निरवकाशा हि विधयः सावकाशान् विधीन् बाधन्ते' એ ન્યાય થી ગુણ વિધાયક 'सार्व' શાસ્ત્રનું બાધક થતાં હવે દીર્ઘ થશે, તેથી 'चिचीषति' એવું અભીષ્ટ રૂપ થાય છે,

પણ હવે એક પ્રશ્ન થાય છે કે चि+ची+ष+ति'માં આ રીતે દીર્ઘ થયા પછી 'सार्व.' સૂત્રથી ગુણ થશે અને તેથી 'चिचेषति' એવા અનિષ્ટ રૂપનો પ્રસંગ

આવશે. તેથી આવા ગુણને રોકવા માટે 'इको झल्' (૧।૨।૯) (ઇગન્ત અંગ પછી આવેલ ઝલાદિ સન્ કિત્ થાય છે) સૂત્રથી 'सन्'ને 'कित्' કરવામાં આવ્યો છે.

હવે અહીં એ શંકા થઈ શકે એમ છે કે 'चिचीषति'માં દીર્ઘ થયા પછી જો ગુણ થાય તો દીર્ઘ વિધાન વ્યર્થ જશે, પણ એ શંકા બરાબર નથી. કારણકે ભાષ્યકાર કહે છે એમ 'सनि–मी–मा–घु–रभ–लभ–शक–पत–पदामच इस्' (૭।૪।૫૪) (પછી 'सन्' પ્રત્યય આવ્યો હોય તો मी, मा, આદિ ધાતુઓના अच्નો 'इस्' થાય છે) સૂત્રથી હ્રસ્વાન્ત मि ધાતુને દીર્ઘ કરવા માટે 'अज्झनगमां' સૂત્ર આવશ્યક છે. '**मित्सति**' डुमिञ् प्रक्षेपणे० સ્વાદિ, ૫મો ગણ ઇચ્છાદર્શક સન્નન્ત, વર્તમાન, लट् (તૃ.પુ.એ.વ.) અહીં मि+सમાં 'सनि मीमा०' સૂત્રથી 'मि'ના इ(अच्)ને 'इस्' આદેશ થતાં मिस्+स, દ્વિત્વ થતાં मिस्+मिस्+स+तिમાં 'अत्र लोपोऽभ्यासस्य' (૭।૪।૫૮) સૂત્રથી અભ્યાસનો લોપ થતાં, 'मिस्+स+ति'માં ધાતુના स्નો 'सः स्यार्धधातुके' (૭।૪।૪૯) સૂત્રથી 'त्' થાય છે. અને આખરે 'मित्सति' એ અભીષ્ટ પ્રયોગ સિદ્ધ થાય છે. અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે मि ધાતુમાં 'सनि मीमा०' સૂત્રથી 'इस्' કરવો આવશ્યક છે, કારણકે 'मित्सति'માં હ્રસ્વ 'इ'નું શ્રવણ અભીષ્ટ છે. તેથી આ इस् આદેશ દીર્ઘ ઈકારાન્ત 'मी'ને થાય તો જ 'मित्सति'માં હ્રસ્વ 'इ'નું શ્રવણ થઈ શકે. અહીં 'डुमिञ्' મૂળ ધાતુને 'सनि मीमा०' સૂત્રથી 'इस्' થાય છે, આ માટે દીર્ઘ ई વાળો मी આવશ્યક છે અને તે 'ई' 'अज्झन०' સૂત્રથી થાય છે. આ રીતે દીર્ઘ 'ई' કરવા માટે 'अज्झन०' સૂત્ર આવશ્યક હોવાથી 'अज्झन०' સૂત્ર વ્યર્થ નથી પણ સાર્થક છે.

હવે મૂળ પ્રશ્ન એ છે 'चिचीषति'માં અભ્યાસોત્તર 'चि'નો દીર્ઘ કરતાં 'अज्झन०' સૂત્રને અનવકાશ બતાવીને, ગુણનો બાધ દર્શાવાયો છે, પણ અહીં ઉપર જોયું એમ (૧) 'अज्झन०'થી થતું દીર્ઘ વિધાન તો સાવકાશ (સાર્થક) છે, વળી એ દીર્ઘ થયા પછી 'सार्वधातुक' સૂત્રથી ગુણનો સંભવ બતાવ્યો છે. પણ 'येन नाप्राप्ते' (પરિ. ૫૭)થી 'अज्झन'ને અપવાદ માનવામાં આવતાં એ, અપવાદના વિષયમાં चि+ची+ष+ति' ગુણને પ્રવૃત્તિ જ નથી. (૨) વળી અપવાદ શાસ્ત્ર (દીર્ઘ) થયા પછી ઉત્સર્ગ (सार्वधातुक)ની પ્રવૃત્તિ બતાવી, તેથી થતા ગુણને રોકવા 'इको झल्'થી 'चि+ची+स+ति'ના 'स्'ને 'कित्' બનાવ્યો છે, આ રીતે ઉત્સર્ગ ગુણની પ્રવૃત્તિ જ થઈ શકે તેમ નથી. તો ભાષ્યમાં બતાવેલ આ બે બાબત (૧) અનવકાશ સ્થલમાં દીર્ઘ ગુણનો બાધક છે તે કથન (૨) અને દીર્ઘ થયા પછી ગુણને સંભવિત બતાવ્યો છે તે બાબત અસંગત થશે.

ભાષ્યકારનું વચન તો ત્યારે જ સંગત થઈ શકશે કે જ્યારે ‘क्वचिदप०’ પરિ.ના ‘अपवाद’ શબ્દનો અર્થ કેવલ બાધક એવો માનવામાં આવે. અને એવું બાધક થયા પછી પણ જો ઉત્સર્ગશાસ્ત્રની પ્રવૃત્તિ સંભવિત હોય તો ઉત્સર્ગ પ્રવૃત્ત થાય છે. ટૂંકમાં क्वचिदप्य એ પરિ.માં આવેલ अपवाद શબ્દ ‘બાધક’ એવા અર્થનો વાચક છે (નિરવકાશ અપવાદ વાચક નહીં) (અને બાધક થયા પછી કવચિત્ ઉત્સર્ગશાસ્ત્ર પણ પ્રવૃત્ત થઈ શકે છે એવું ધ્વનન ‘इको झल्’ સૂત્ર ઉપરના ભાષ્યથી થાય છે.)

**‘यत्तु काञ्चनी’**—‘बाधके प्रवृत्ते यद्युत्सर्ग प्रवृत्तिर्भवति तदा भवत्येव’ અર્થાત્ વિશેષશાસ્ત્ર પ્રથમ પ્રવૃત્ત થયા પછી જો સામાન્ય શાસ્ત્રની પ્રાપ્તિ હોય તો તે પ્રવૃત્ત થાય છે આવો પ્રસ્તુત ‘क्वचिदप्य’ પરિ.નો અર્થ નાગેશે કરેલો છે. અહીં કેટલાક વૈયાકરણો ‘क्वचिद०’ પરિ.નો આ પ્રમાણે અર્થ કરે છે કે જ્યાં વિશેષ શાસ્ત્ર અને સામાન્ય શાસ્ત્ર એ બંને પ્રાપ્ત થાય છે ત્યારે વિશેષશાસ્ત્રને એક બાજુ રાખીને સામાન્ય (ઉત્સર્ગ) શાસ્ત્ર પ્રવૃત્ત થાય છે અને એ માટે काञ्चनी એ ઉદા- હરણ આપે છે.

**काञ्चनी....**(પૃ. ૨૧૩, પં. ૭) कञ्चनस्य काञ्चनस्य वा विकारः (इयं यष्टिः)માં कञ्चन કે काञ्चन શબ્દને ‘प्राग्दीव्यतोऽण्’ (૪।૧।૮૩) એ અધિકારમાં આવેલા ‘तस्य विकारः’ (૪।૩।૧૩૪) એ સામાન્ય ઉત્સર્ગશાસ્ત્રથી ‘काञ्चन’ શબ્દને ‘अण्’ પ્રત્યય થતાં સ્ત્રીલિંગમાં काञ्चनी એવું અભીષ્ટ રૂપ સિદ્ધ થાય છે. અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે ‘तस्य विकारः’ એ ઉત્સર્ગશાસ્ત્રનો બાધ કરીને ‘नित्यं वृद्धशरादिभ्यः’ (૪।૩।૧૪૪) સૂત્રથી ‘काञ्चन’માં આદિ સ્વર વૃદ્ધિ રૂપ હોવાથી વૃદ્ધસંજ્ઞા-હોવાથી ‘मयट्’ પ્રત્યય થઈને પછી સ્ત્રીત્વ વાચક ‘ङीप्’ પ્રત્યય થઈને ‘काञ्चनमयी’ यष्टिः એવો પ્રયોગ બનવો જોઈએ. છતાં ભાષામાં તો ‘काञ्चनी’ એવો જ પ્રયોગ પ્રચલિત હોવાથી હવે પ્રસ્તુત ‘क्वचिदप्य.’ પરિ.ને લીધે, વિકારાર્થક मयट् પ્રત્યય વિધાયક અપવાદ શાસ્ત્રને એકબાજુ રાખીને ઉત્સર્ગશાસ્ત્ર ‘तस्य विकारः’ સૂત્રથી ‘अण्’ થાય છે. પણ ગ્રંથકાર નાગેશને કેટલાકે કહેલો આવો અર્થ બિલકુલ માન્ય નથી, પણ પોતે (નાગેશે) કહેલ અર્થ જ માન્ય છે. એ માટે તેઓ ‘अण् कर्मणि च’ (૩।૩।૧૨) સૂત્રનું ભાષ્ય પ્રમાણ તરીકે આપે છે. તે ભાષ્યમાં બતાવ્યું છે તેમ ‘गोदायो व्रजति’ (ભવિષ્યકાલમાં ગાયો આપનારો જાય છે)માં ‘गाः ददातीति गोदायः’માં गो+दा એ અવસ્થામાં अण् कर्मणि च (૩।૩।૧૨) (કર્મ સંજ્ઞક શબ્દ ઉપપદમાં હોય ત્યારે ક્રિયાનિમિત્તક ક્રિયા (ક્રિયાર્થા ક્રિયા) વાચક ઉપપદ રહેતાં ધાતુને ભવિષ્યકાલમાં अण् પ્રત્યય થાય છે) સૂત્રથી अण् થતાં गो+दा+અમાં ‘आतो युक् चिण् कृतोः’ (૭।૩।૩૩) સૂત્રથી ‘युक्’(य्) આગમ થતાં गो+दा+य्+अ થઈ આખરે गोदायः

એવું અભીષ્ટ રૂપ સિદ્ધ થાય છે. અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે गो+दामां પ્રથમ સામાન્ય ઉત્સર્ગશાસ્ત્ર 'कर्मण्यण्'થી अण् પ્રાપ્ત છે, એનું બાધક 'आतोऽनुप० સૂત્ર છે. તેથી क પ્રત્યય થાય છે. ત્યારે આ आतोऽनुप०નો પણ બાધ કરીને પ્રતિપ્રસવાત્મક એવા અન્ય 'अण् कर्मणि च' સૂત્રથી अण् થતાં गोदायः રૂપ સિદ્ધ બને છે. હવે નાગેશ કહે છે તેમ જો गोदायः એ રૂપ સિદ્ધ કરવું છે તો કેટલાક વૈયાકરણો માને છે તેમ કોઈ ઠેકાણે અપવાદ શાસ્ત્ર 'आतोऽनुपसर्गे०'ને બાજુમાં રાખીને (એટલે અપવાદના વિષયમાં પણ) ઉત્સર્ગ कर्मण्यण्થી अण्ની પ્રવૃત્તિ કરી 'गोदायः' રૂપ બનાવી શકાય તેમ છે છતાં પાણિનિએ 'अण् कर्मणि च' સૂત્રની રચના કરી છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે 'જ્યાં અપવાદ સૂત્ર લાગુ પડે છે ત્યાં એને બાજુમાં રાખી (કોરાણે મૂકીને) ઉત્સર્ગશાસ્ત્ર પ્રવૃત્ત થઈ શકે નહીં. તેથી કેટલાક વૈયાકરણો (यत्तु.) નો મત સ્વીકાર્ય નથી. અને એ રીતે વિચારતાં જ 'अणः पुनर्वचनम्...अनिवृत्त्यर्थम्' એવું 'अण् कर्मणि च' સૂત્ર ઉપરના ભાષ્યમાં આવેલું વાર્તિક સફલ થાય છે.

તો હવે 'यत्तु' કેટલાક વૈયાકરણોની રીતે 'काञ्चनी' પ્રયોગ સિદ્ધ થઈ શકે તેમ નથી તેથી 'काञ्चनेन निर्मिता इति काञ्चनी'માં કાંચનથી નિર્મિત એવા અર્થમાં 'शेषे, अण्' શૈષિક अण् કરીને આ રૂપ સિદ્ધ કરવું જોઈએ એમ નાગેશ કહે છે. (અહીં સ્હેજે કાલિદાસના મેઘદૂતના 'काञ्चनी वासयष्टिः' પ્રયોગનું સ્મરણ થાય છે.)

**बाध्यविशेषचिन्ता**...(પૃ. ૨૧૫, પં. ૧) આ પછી નાગેશ બાધ્યસમાનચિંતા અને બાધ્યવિશેષચિંતા એવા બે પક્ષો વિષે વિચાર કરે છે. જે સ્થલોમાં બાધ્યબાધક ભાવ થાય છે ત્યાં કોઈ ઠેકાણે 'येन नाप्राप्ते'માં 'येन' પદથી પોતાનાથી ઈતર (स्वेतरेण) યોજના કરી, એકાદ સૂત્ર કયા કયા સૂત્રનું બાધક છે એ સંબંધમાં જે વિચાર (चिन्ता) કરેલ હોય છે તે સ્થળમાં **બાધ્ય સામાન્ય ચિંતા** એવો વ્યવહાર થાય છે. (બાધ્ય સામાન્ય ચિંતામાં અપવાદશાસ્ત્ર પોતાના વિષયમાં પોતાનાથી જુદાં (इतर) જે જે સૂત્રો પ્રાપ્ત થાય તે બધાંનો બાધ કરે છે.) દા.ત. तिस्रः त्रि શબ્દ સ્રીલિંગ પ્ર.બ.વ. અહીં त्रि+जस्, સ્રીલિંગમાં तिसृ આદેશ થતાં, 'अचि र ऋतः' એ સૂત્રથી 'ऋ'ના સ્થાનમાં રેફ આદેશ થતાં तिस्+र्+अस्=तिस्रः એવું અભીષ્ટ રૂપ બને છે. અહીં મુખ્ય બાબત તો એ છે કે तिसृ+अस्માં (अ) जसि च (૭।૩।૧૦૯) સૂત્રથી 'ऋ'નો ગુણ પ્રાપ્ત થાય છે. તો (ब) ऋत उत् (૬।૧।૧૧૧) સૂત્રથી ऋના સ્થાનમાં उत् આદેશ પ્રાપ્ત થાય છે. (क) 'प्रथमयोः पूर्वसवर्णः' ૬।૧।૧૦૧) સૂત્રથી પૂર્વ સવર્ણ દીર્ઘ પ્રાપ્ત થાય છે. એમ ત્રણ ઉત્સર્ગ સૂત્રો ગુણ, ઉત્વ અને પૂર્વ સવર્ણ દીર્ઘ કાર્ય કરવા પ્રાપ્ત થાય છે એ ત્રણેયનો બાધ કરી 'अचि र ऋतः' એ અપવાદશાસ્રથી र् આદેશ થતાં तिस्रः એ અભીષ્ટ

રૂપ બને છે. આ રીતે અહીં બાધ્ય સામાન્ય ચિંતા છે. આ માટે ભટ્ટોજીએ 'तिस्र:' રૂપની સિદ્ધિ સમયે 'अचि र ऋत:' સૂત્રના વિવેચનમાં 'गुण–दीर्घ–उत्वानामपवाद:' એમ કહ્યું છે. (દ્રષ્ટવ્ય:–સિદ્ધાન્તકૌમુદી: અજન્ત સ્ત્રીલિંગ પ્રકરણ).

હવે **બાધ્ય વિશેષ ચિંતા** પક્ષનો નિર્દેશ પણ 'येन ना.' પરિ.માંથી મળી રહે છે. આ માટે 'येन ना.'માં 'येन' પદથી 'लक्षणेन' કે 'कार्येण' સમજવામાં આવે છે. 'स्वेतरेण' એમ નહીં.) જે સ્થલ (ઉદાહરણ)માં કોઈ વિશેષ પ્રકારનું અમુક વિશિષ્ટ સૂત્ર (લક્ષણ) કે કાર્ય થવા આવે છે ત્યારે તેવા કાર્યનો આ બાધક (અપવાદ) શાસ્ત્રથી બાધ થશે એ પ્રકારનો વિચાર જ્યાં થાય છે તે **બાધ્ય વિશેષ ચિંતા** પક્ષ છે.

**तद्विशेषचिन्तायाम्**–(પૃ. ૨૧૫, પં, ૫) આ બાધ્યવિશેષ ચિંતાનાં ઉદા. નાગેશ પોતે જ હવે પછીની બે પરિ.ઓમાં આપે છે.

## પરિ. ૫૯. पुरस्तादपवादा अनन्तरान् विधीन् बाधन्ते नोत्तरान् ॥૯૧॥

આ પરિભાષાનો આશય એ છે કે પૂર્વપઠિત અપવાદશાસ્ત્ર પોતાની પછી આવેલા તે જ વિધિનું બાધક થાય છે કે જે વિધિ પ્રથમોપસ્થિત હોય. આનું કારણ એ છે કે किं बाध्यम्' કોનો બાધ કરવો એ આકાંક્ષા પ્રથમોપસ્થિત વિધિ દ્વારા પૂર્ણ થતાં, નિરાકાંક્ષ બનેલું બાધક શાસ્ત્ર પશ્ચાદ્ ઉપસ્થિત શાસ્ત્રનો બાધ કરતું .નથી. દા.ત. 'अवेहि.' અહીં अव+आ+इहिमां अव+एहि બનતાં 'ओमाङोश्च' સૂત્રથી ની પ્રવૃત્તિ માટે 'अन्तादिवच्च' સૂત્રથી પૂર્વાન્તવદ્ભાવ થતાં शिव+एहिमां પરરૂપ થતાં शिवेहि એવું અભીષ્ટ રૂપ સિદ્ધ થાય છે. અહીં પ્રશ્ન એ છે કે शिव+एहिमां 'एङि पररूपम्' (૬।૧।૯૪) સૂત્રથી પરરૂપ પ્રાપ્ત થાય છે. વળી ત્યાં જ 'ओमाङोश्च' (૬।૧।૯૫) સૂત્ર 'एङि पररूपम्' કરતાં પર હોઈ આ સૂત્રથી પણ પરરૂપ પ્રાપ્ત થાય છે. તો અહીં જ 'एत्येधत्यूठ्सु' (૬।૧।૮૯) સૂત્રથી 'एहि' એ અંશ एजादि (एच्+आदि) હોવાથી વૃદ્ધિરૂપ એકાદેશ થવા આવે છે. આ સ્થિતિમાં પ્રસ્તુત पुरस्ताद् પરિ. વ્યવસ્થા કરી આપે છે. 'एत्येधत्यूठ्सु' એ અપવાદ શાસ્ત્ર છે. જો પરમાં एजादि હોય ત્યાં एङि પર. સૂત્રથી પરરૂપ જ થયા કરે તો 'एत्ये.' સૂત્રને પોતાની પ્રવૃત્તિ માટે અવકાશ રહેતો નથી. એ સ્થિતિમાં પ્રસ્તુત 'पुरस्ताद्' પરિ.ની મદદથી 'पुरस्ताद्' પૂર્વમાં પઠિત અપવાદ પોતાની અત્યન્ત સમીપમાં (अनन्तर) વિધિ एङि पर.' સૂત્રનો જ બાધ કરે છે, તેની પછી આવેલ વિધિનો બાધ કરતો નથી. તેથી હવે अव+एहिमां એકબાજુ एत्ये० સૂત્રથી વૃદ્ધિ અને 'ओमाङोश्च'થી પરરૂપ પ્રાપ્ત થાય છે ત્યાં विप्रतिषेधे परं कार्यम्' સૂત્રની સહાયતાથી

'ओमाङोश्च' સૂત્ર પર હોવાથી, એ પ્રવૃત્ત થતાં, પરરૂપ થતાં આખરે शिवेहि એ અભીષ્ટ રૂપ બને છે. (૫૯)

## પરિ. ૬૦. मध्येऽपवादाः पूर्वान् विधीन् बाधन्ते नोत्तरान् ॥६०॥

**नासिकोदरौष्ठ...**(પૃ. ૨૧૬, પં. ૪) બાધ્ય વિશેષ ચિંતા પક્ષનું અવલંબન કરતી આ પરિભાષા પણ મધ્યમાં આવેલ અપવાદ શાસ્ત્ર, પોતાનાથી પૂર્વે આવેલ ઉત્સર્ગશાસ્ત્રનો બાધ કરે છે પોતાની પછી (ઉતરે) આવેલ ઉત્સર્ગનો નહીં દા. ત. (૧) स्वाङ्गाच्चोपसर्जनादसंयोगोपधात् (૪।૧।૫૪) ઉત્સર્ગશાસ્ત્ર. (૨) नासिकोदरौष्ठजङ्घादन्तकर्णशृङ्गाच्च । (૪।૧।૫૫) અપવાદ શાસ્ત્ર. (૩) सहनञ्विद्यमानपूर्वाच्च । (૪।૧।૫૭) ઉત્સર્ગ શાસ્ત્ર.

આ રીતના સૂત્ર અનુક્રમમાં પ્રસ્તુત 'मध्येऽपवादाः' એ પરિ.ની મદદથી મધ્યમાં સ્થિત 'नासिको' અપવાદ, 'स्वाङ्गात्' એ પૂર્વસૂત્રનો બાધ કરી શકે છે, પણ પોતાની ઉત્તરે આવેલ 'सहनञ्' એ સૂત્રનો નહીં.

અહીં 'स्वाङ्गात्' એ સૂત્ર વૈકલ્પિક 'ङीष्' કરે છે, પણ તેમાં असंयोगोपधात्' એવો પર્યુદાસ હોવાથી, એટલે કે જે શબ્દોની ઉપધામાં સંયોગ છે તે પાંચ ओष्ठ, जंघा, दन्त, कर्ण અને शृङ्ग શબ્દોને ङीष् પ્રત્યય પ્રાપ્ત થતો નથી એટલે કે 'स्वाङ्गात्' સૂત્ર 'ओष्ठ' આદિ પાંચ સંયોગોપધત્વ વાળા શબ્દોમાં તો સંયોગોપધત્વ હોવાથી ङीषનું નિષેધક છે, બીજી બાજુ 'सहनञ्' એ સૂત્ર પણ 'ङीष्' નિષેધક છે. આમ બંને ङीष् નિષેધકોમાં એટલે કે स्वाङ्गात् અને सहनञ् માં 'नासिको'૦એ અપવાદશાસ્ત્ર (સંયોગોપધમાં આવેલ) ङीष् નિષેધક स्वाङ्गात् નો જ બાધ કરે છે, અને વૈકલ્પિક ङीष् કરે છે, તેથી बिम्बोष्ठी, बिम्बोष्ठा. હવે सहोष्ठा, अनोष्ठा જેવા અભીષ્ટ પ્રયોગ કે જ્યાં ङीष् નિષેધ કરનાર ઉત્તરસૂત્ર सहनञ् વગેરેનો, 'नासिकोद'૦ એ અપવાદશાસ્ત્ર બાધ કરતું નથી. તેથી અહીં તો सहोष्ठा જ પ્રયોગ થાય છે, सहोष्ठी નહીં, नासिकोदरौष्ठ' સૂત્રથી વૈકલ્પિક ङीष् નહીં.

આ રીતે પૂર્વોપસ્થિત સૂત્રનો બાધ કરીને ચરિતાર્થ થવાને કારણે બાધનની નિરાકાંક્ષતા એ જ પ્રસ્તુત 'मध्येऽपवाद૦ પરિ. માં બીજ છે.

## પરિ. ૬૧. अनन्तरस्य विधिर्वा भवति प्रतिषेधो वा ॥६१॥

વિધિ કે નિષેધ અનન્તરોપસ્થિત (એટલે કે અવ્યવહિત પૂર્વ કે અવ્યવહિત પર) ને જ થાય છે (૧) (A) 'सेर्ह्यपिच्च' (૩।૪।૮૭) સૂત્રથી लोट् (આજ્ઞાર્થ)ના મધ્યમપુરુષ એ.વ.માં થતા सिप्ના સ્થાનમાં 'हि' આદેશ થાય છે. અને આ 'हि'

આદેશ 'अपित' ગણાય છે. (B) वा छन्दसि (૩।૪।૮૮) સૂત્રથી વેદમાં सिप् સ્થાનિક हि વિકલ્પે अपित ગણાય છે.

**ननु वा छन्दसि...** (પૃ. ૨૧૭ પં. ૩) હવે અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે 'वा छन्दसि' સૂત્ર જેમ પોતાની અવ્યવહિત પૂર્વે આવેલા 'सेहर्यपिच्च' સૂત્રથી વિહિત अपित् ને છન્દમાં વિકલ્પે કરવાનું કહે છે. (આ બરાબર, પણ તે સાથે) 'सिप्'ના સ્થાનમાં થતો 'हि' પણ वा च्छन्दसि' સૂત્રથી વિકલ્પે થવો જોઈએ, પણ આનો ઉત્તર એ છે કે પ્રસ્તુત પરિ.થી વિધિ કે નિષેધ અવ્યવહિત પૂર્વને જ થાય એવી વ્યવસ્થા થતી હોવાથી, वा छन्दसि ની અવ્યવહિત પૂર્વે તો 'सेहर्यपिच्च'માં નો अपित् અંશ જ છે. તેથી अपित्‌ત્વનું જ વિકલ્પે વિધાન થાય છે, सि ના સ્થાનમાં થતા हि નું વિકલ્પે વિધાન થતું નથી.

તેવી જ રીતે 'वदव्रजहलन्तस्याचः (૭।૨।૩) સૂત્રથી વિહિત વૃદ્ધિનો એની અવ્યવહિત પછી આવેલ 'नेटि' (૭।૨।૪) સૂત્ર (પરમાં ઈડાદિ सिच् આવ્યો હોય તો) વૃદ્ધિનો નિષેધ કરે છે. આ વાત તો બરાબર છે, પણ અહીં પ્રશ્ન થાય છે કે 'नेटि' એ સૂત્ર જેમ એની પૂર્વે આવેલ 'वदव्रज.' સૂત્રથી થતી વૃદ્ધિનો નિષેધ કરે છે તેમ પૂર્વે આવેલ सिचि वृद्धिः परस्मैपदेषु (૭।૨।૧) સૂત્રથી વિહિત વૃદ્ધિનો પણ તેણે નિષેધ કરવો જોઈએ. વળી 'नेटि' સૂત્રથી પોતાની ઉત્તરે આવેલ 'मृजे-र्वृद्धिः' (૭।૨।૧૪૪) સૂત્રથી થતી વૃદ્ધિનો પણ નિષેધ થવો જોઈએ. આ પ્રશ્નનો ઉત્તર એ છે કે હવે પ્રસ્તુત પરિ.એ કરેલી વ્યવસ્થાથી 'नेटि' એ નિષેધ કાં તો અવ્યવહિત પૂર્વ કે અવ્યવહિત ઉત્તર સૂત્રથી પ્રાપ્ત થતી વૃદ્ધિનો જ થાય છે. તેથી હવે કોઈ પ્રશ્ન રહેતો નથી. આ રીતે પ્રસ્તુત પરિ. પ્રત્યાસત્તિ (સામીપ્ય) ન્યાય-મૂલક છે. એટલે કે અત્યન્ત સમીપમાં આવેલાનો જ વિધિ કે પ્રતિષેધ કરે છે.

**अत एव संख्याव्ययादेः...** (પૃ. ૨૧૭, પં. ૮) પ્રસ્તુત 'अनन्तरस्य' પરિ.માં જ્ઞાપક 'संख्याव्ययादेर्ङीप्' (૪।૧।૨૬) સૂત્રમાં કરેલું ङीप ગ્રહણ છે.

संख्याव्ययादेर्ङीप्–(૪।૧।૨૬) આ સૂત્ર સંખ્યા અને અવ્યય જેની આદિમાં છે તેવા ऊधस् શબ્દને સ્ત્રીત્વની વિવક્ષામાં 'ङीप्' પ્રત્યય કરે છે (द्व्यूध्नी, अत्यूध्नी.) આ સૂત્રની પૂર્વે આવેલ 'बहुव्रीहेरूधसो ङीष्' (૪।૧।૨૫) સૂત્ર ऊधस् શબ્દાન્ત બહુવ્રીહિને સ્ત્રીત્વવિવક્ષામાં 'ङीष्' પ્રત્યય કરે છે (कुण्डोध्नी). અહીં 'द्व्यूध्नी'માં સ્ત્રીત્વમાં 'ङीप्' પ્રત્યય જ અભીષ્ટ છે, ङीष् નહીં જો 'संख्या०' સૂત્રમાં 'ङीप्' ગ્રહણ કર્યું ન હોત તો પૂર્વસૂત્ર (અનન્તરમાં આવેલ વિધિ સૂત્ર 'बहुव्रीहेः' થી વિહિત એવો ङीष् અહીં द्व्यूध्नी માં પણ થવાની આપત્તિ થાય છે. તે ङीष् ન થાય પણ 'ङीप्' જ થાય એ માટે संख्या સૂત્રમાં 'ङीप्' ગ્રહણ કર્યું છે. અને

તેથી પ્રસ્તુત 'अनन्तरस्य' પરિ.નું અસ્તિત્વ છે તેવું જ્ઞાપન થાય છે.

**न क्किचि०**...(પૃ. ૨૧૮, પં. ૧) પ્રસ્તુત પરિ. હોવાથી જ 'न क्किचि दीर्घश्च (૬।૪।૩૯) સૂત્રમાં દીર્ઘગ્રહણ ચરિતાર્થ થાય છે. 'પછી જો क्त्वा પ્રત્યય આવો હોય તો અનિટ્ ધાતુઓ, वन् તથા તનાદિ ધાતુઓમાં થતા દીર્ઘ તથા અનુનાસિક લોપ કાર્યનો નિષેધ કરે છે. દા. ત. 'तन्तिः—तन् (तनु) + ति, तन्+ति અહીં (A) अनुदात्तोपदेशवनतितनोत्यादीनामनुनासिकलोपो झलि क्ङिति' (૬।૪।૩૭) (આ સૂત્ર જો પછી झलादि कित् ङित् પ્રત્યયો આવે તો પૂર્વે આવેલ ધાતુના નકારનો લોપ કરે છે) સૂત્રથી 'न' નો લોપ થવા આવે છે અને (B) 'अनुनासिकस्य क्विझलोः क्ङिति' (૬।૪।૧૫) સૂત્રથી દીર્ઘ થવા આવે છે. પણ પ્રસ્તુત न क्किचि (૬।૪।૩૯) સૂત્રથી બંને કાર્યો (न લોપ અને દીર્ઘ)નો બાધ થાય છે. અને 'तन्तिः' એવું અભીષ્ટ રૂપ બને છે.

અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે 'न क्किचि दीर्घश्च (૬।૪।૩૯) સૂત્ર પોતાની પૂર્વે આવેલ अनुदात्तोप. થી થતા અનુનાસિક લોપનો જેમ નિષેધ કરે છે તેમ કંઈક વધારે પૂર્વે આવેલ 'अनुनासिकस्य' સૂત્રનો પણ બાધ કે નિષેધ કરશે જ તો પછી न क्किचि दीर्घश्च સૂત્રમાં દીર્ઘ ગ્રહણ કેમ કર્યું ? એ દીર્ઘ ગ્રહણ વ્યર્થ પડીને પ્રસ્તુત પરિ अनन्तरस्यनुं જ્ઞાપન કરે છે. હવે આ પરિ. આવતાં અહીં નિષેધક 'न क्किचि' સૂત્રની પૂર્વે બહુ પાસે આવેલ 'अनुदात्तोपदेश'૦થી થતા નલોપનોજ નિષેધ કરી શકે છે, દીર્ઘ વિધાયક સૂત્રનો નહીં, તો 'तन्तिः'માં દીર્ઘની પ્રાપ્તિનો અનભીષ્ટ પ્રસંગ આવે છે તેથી (એ દીર્ઘ ન થાય એ માટે) 'न क्किचि' સૂત્રમાં દીર્ઘ ગ્રહણ કર્યું છે, (स्वांशे चरितार्थम्). અને આ રીતે પ્રસ્તુત પરિ. अनन्तरस्यनुं અ-સ્તિત્વ સિદ્ધ થાય છે.

**लक्ष्यानुरोधाच्च**...(પૃ. ૨૧૮, પં. ૬) પ્રસ્તુત 'अनन्तरस्य' પરિભાષાનો લક્ષ્યાનુસારી વ્યવસ્થાને કારણે કોઈક વાર બાધ થાય છે. એ બાધ અમુક સૂત્રના કોઇક ભાગમાં સ્વરિતત્વની પ્રતિજ્ઞાને કારણે થાય છે. દા. ત.

(૧) ऋन्नेभ्यो ङीप् (૪।૧।૫) સૂત્ર ઋકારાન્ત અને નકારાન્ત શબ્દને ङीप् પ્રત્યય કરે છે.

(૨) टाबृचि (૪।૧।૯) સૂત્ર ઋચા એ અર્થમાં પાદશબ્દાન્ત નામને टाप् પ્રત્યય કરે છે. દા. ત. द्विपदा ऋक्.

(૩) न षट्स्वस्रादिभ्यः (૪।૧।૧૦) સૂત્ર ङीप् અને टाप् નો નિષેધ કરે છે.

(૪) डाबुभ्यामन्यतरस्याम् (૪।૧।૧૩) સૂત્ર અન્નન્ત અને મન્નન્ત શબ્દોને વિકલ્પે डाप् પ્રત્યય કરે છે.

(૫) टिड्ढाणञ्....(૪।૧।૧૫) સૂત્ર ङीप् પ્રત્યય કરે છે.

(A) હવે પ્રસ્તુત 'अनन्तर' પરિ.ને કારણે વાસ્તવિક રીતે 'डाबुभ्याम्' સૂત્ર, टिड्ढाणञ्૦ની અનન્તર (સમીપ) હોવાથી, डाबुभ्याम् સૂત્રમાંથી (डाप्ની અનુવૃત્તિ) કે डाप् વિધિ टिड्ढाणञ्૦માં થવો જોઈએ, પણ એ डाप्ની અનુવૃત્તિ થતી, નથી કારણ કે અહીં ऋन्नेभ्यो ङीप् એ ङीप् વિધાયક સૂત્રમાં ङीप् એ અંશ ઉપર સ્વરિતત્વની પ્રતિજ્ઞા કરવામાં આવે છે, કે જેથી ङीप् ની જ અનુવૃત્તિ એની પછી આવેલાં સૂત્રોમાં થાય છે. અહીં अनन्तर. પ્રસ્તુત પરિ.નો બાધ થાય છે. તેથી હવે डाप्ની અનુવૃત્તિ ન થતાં ङीप्ની જ અનુવૃત્તિ टिड्ढाणञ्૦માં થાય છે. આ રીતની સ્વરિતત્વની પ્રતિજ્ઞાથી અહીં 'अनन्तरस्य' એ પરિ. (વિધિ. અંશ)નો બાધ થયો.

(B) 'अनन्तरस्य विधिर्वा भवति प्रतिषेधो वा' પરિ.નો (તેના પ્રતિષેધ અંશમાં પણ સ્વરિતત્વ પ્રતિજ્ઞાથી બાધ થાય છે. દા. ત. ઉપર જે સૂત્રોનો ક્રમ દર્શાવ્યો છે તેમાં 'ऋन्नेभ्यो ङीप्' અને 'न षट्स्वस्रादिभ्यः એ સૂત્રોની વચમાં 'टाबृचि' એ टाप् પ્રત્યય કરનાર સૂત્ર આવે છે. હવે 'अनन्तर०' પરિ. પ્રમાણે अनन्तर (સમીપમાં) આવેલ टाबृचि સૂત્રનો ('टाप्' નો) જ પ્રતિષેધ 'न षट्स्व.' સૂત્રથી થવો જોઈએ. પણ હવે 'ऋन्नेभ्यो ङीप्'માં ङीप् અંશ ઉપર કરેલ સ્વરિતત્વ પ્રતિજ્ઞા કરવાના કારણે પ્રસ્તુત પરિ अनन्तर.નો બાધ થાય છે, એટલે કે अनन्तर. એ પરિ. આવાં સ્થલોમાં પ્રવૃત્ત થતી નથી. તેથી હવે કોઈ બંધન રહેતું નથી. આથી न षट्स्व० સૂત્ર टाप् અને ङीप्નો નિષેધ કરે છે.

## પરિ. ૬૨. पूर्वं ह्यपवादा अभिनिविशन्ते पश्चादुत्सर्गाः ॥६२॥

**ननु दधतीत्यादौ...** (પૃ. ૨૧૯, પં, ૩) આ પરિ.ની અવતરણિકા આપતાં નાગેશ दधति જેવાં સ્થલોમાં એક પ્રશ્ન ઉઠાવે છે. दधति (डुधाञ् धारण-पोषणयो:) √धा ધાતુ ઉભે ગણ; જુહોત્યાદિ; વર્ત. તૃ.પુ.બ.વ.) 'धा+श्लु+झि દ્વિત્વ, અભ્યસ્ત સંજ્ઞા અને પછી 'अदभ्यस्तात (૭।૧।૪) સૂત્રથી 'झि' પ્રત્યયના 'झ'નો अत् આદેશ धा+धा+अति, दधा+अति અભ્યાસોત્તર 'धा'ના 'आ'નો લોપ થતાં આખરે 'दधति' રૂપ બને છે. અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે, 'दधा+झिમાં એક બાજુ 'झोऽन्तः' (૭।૧।૩) સૂત્રથી થનાર अन्त આદેશ શીઘ્રોપસ્થિતિક હોવાથી અન્તરંગ છે અને 'अदभ्यस्तात्' સૂત્રથી થતો 'अत्' આદેશ પ્રકૃતિ (અભ્યસ્ત) તથા પ્રત્યય 'झ' એ બંનેની અપેક્ષા કરનાર હોવાથી બહિરંગ છે, તથા 'असिद्धं बहि-

रङ्गम्' એ અન્તરંગ પરિ. દ્વારા અન્તરંગ 'अन्तादेश' પ્રથમ થતાં दधति ને બદલે 'दधन्ति' એવું અનિષ્ટ રૂપ પ્રાપ્ત થશે. પણ હવે પ્રસ્તુત પરિ. પૂર્વ અપ. એ પરિ. હોવાને કારણે अदभ्यस्तात्' એ અપવાદ હોવાથી પહેલાં अत् આદેશ થાય છે. (અને આ 'अदभ्यस्तात्' અપવાદનો જે વિષય નથી તેવાં 'भवन्ति,' पचन्ति' ક્રિયા-પદોમાં 'झोऽन्तः' એ ઉત્સર્ગશાસ્ત્ર પ્રવૃત્ત થાય છે.) તેથી હવે दधति એવી અભીષ્ટ રૂપ સિદ્ધિમાં કોઈ મુશ્કેલી નડતી નથી.

**लक्षणैकचक्षुष्कः**...(પૃ. ૨૧૯, પં. ૬) આ પછી નાગેશ આ પરિ.નો અર્થ આપે છે. 'લક્ષણૈકચક્ષુષ્ક–એવા પુરુષોની નજર હમેશાં લક્ષણ એટલે પાણિનીય સૂત્રો તરફ હોય છે અને એવાં સૂત્રો પ્રમાણે તેઓ શબ્દનું સાધુત્વ જાણે છે. તે પુરુષો પહેલાં તો અપવાદના વિષયનું સ્પષ્ટ પર્યાલોચન કરે છે. અને પછી જ્યારે આ (અમુક) લક્ષ્ય અપવાદનો વિષય નથી એવો નિશ્ચય થાય છે ત્યારે તે લક્ષ્યમાં ઉત્સર્ગશાસ્ત્રની પ્રવૃત્તિ કરાવે છે. જો તેઓ સામાન્ય શાસ્ત્રને પ્રવૃત્ત કરાવી પછી વિશેષ (અપવાદ) શાસ્ત્રની પ્રવૃત્તિ કરાવે તો બંને શાસ્ત્ર સરખાં જ પ્રમાણભૂત હોવાથી એક જ એવું અભીષ્ટ રૂપ સિદ્ધ થઈ શકશે નહીં, પણ બે રૂપ (પાક્ષિક રૂપ પણ) થવાની આપત્તિ આવશે. દા. ત. અહીં બતાવેલ 'दधति' રૂપમાં धा+झि' સ્થલમાં 'झोऽन्तः' એ સામાન્યશાસ્ત્ર પ્રથમ લાવ-વામાં આવતાં 'दधन्ति' એવું અનભીષ્ટ (અનિષ્ટ) રૂપ અને અપવાદ શાસ્ત્ર લાવતાં 'दधति' એ અભીષ્ટ એમ બે (વૈકલ્પિક)રૂપ સિદ્ધ થવા માંડશે, પણ લક્ષણૈકચક્ષુષ્ક પુરુષો धा+झि એ સ્થલમાં સામાન્ય શાસ્ત્રની પ્રાપ્તિ જ નથી, પણ અહીં તો અપવાદ શાસ્ત્ર જ પ્રવૃત્ત થાય છે તેમ દૃષ્ટિ રાખીને 'अदभ्यस्तात्' સૂત્ર પ્રમાણે 'दधति' એ ઈષ્ટ રૂપ સિદ્ધ કરે છે.

હવે કદાચ એવો પ્રશ્ન થાય કે આગામી 'अपवादो यद्यन्यत्र चरितार्थस्तर्ह्यन्त-रङ्गेण बाध्यते (પરિ. ૬૬) (જો અપવાદ ક્યાંક અન્યત્ર ચરિતાર્થ હોય તો તે (અપવાદ)નો અન્તરંગ દ્વારા બાધ થાય છે) આ પરિ.ની પ્રવૃત્તિ થતાં, અન્તરંગ झोऽन्तः' દ્વારા 'अदभ्यस्तात्' એ અપવાદનો બાધ થવો જોઈએ તો પછી अन्त આદેશ થતાં दधन्ति એવું રૂપ બનવું જોઈએ. આ પ્રશ્નનો ઉત્તર આપતાં નાગેશ કહે છે કે તેમ 'अपवादो यद्यन्यत्र' એ ન્યાયની પ્રવૃત્તિ 'दधति'માં થઈ શકતી નથી કારણ કે 'अत्' આદેશ વિધાયક અપવાદ શાસ્ત્ર જો 'अन्त' આદેશની અપ્રાપ્તિના સ્થળમાં ક્યાંક ચરિતાર્થ હોત તો તેનો ઉત્સર્ગ (અન્તાદેશ)થી બાધ થાત. પણ 'अदभ्यस्तात् એ અપવાદનો એવો કોઈ પણ વિષય (સ્થલ) નથી કે જ્યાં झोऽन्तः'ની પ્રાપ્તિ થતી ન હોય. (૬૨)

## પરિ. ૬૩. प्रकल्प्य चाऽपवादविषयं तत उत्सर्गोऽभिनिविशते ॥६३॥

**लक्ष्यैकचक्षुष्कस्तु**..(પૃ. ૨૨૦, પં. ૨) (૧) આ પરિ.ના આરંભમાં નાગેશ જેમ કહે છે તેમ જે લક્ષ્યૈકચક્ષુષ્ક પુરુષો છે, તેમની દષ્ટિ પહેલાં લક્ષ્ય (ઉદાહરણ કે શબ્દ–પ્રયોગ) ઉપર પડે છે અને લક્ષ્યને જોઈને તે પ્રમાણે તેની સિદ્ધિ માટે યોગ્ય લક્ષણની કલ્પના કરે છે અને પછી લક્ષણ (સૂત્ર)ની પ્રવૃત્તિ કરાવે છે. તેથી તે લક્ષ્યૈકચક્ષુષ્ક પુરુષને અપવાદ શાસ્ત્રની પર્યાલોચના (વિચાર) વગર જ લક્ષ્યને જોઈને એ જ્ઞાન થઈ જાય છે કે કયાં અપવાદ શાસ્ત્ર અને કયાં ઉત્સર્ગ શાસ્ત્ર પ્રવૃત્ત થવું જોઈએ ? તેથી તેવો પુરુષ અપવાદશાસ્ત્રની પર્યાલોચના વગર જ અપવાદના વિષયોને છોડી દે છે અને ઉત્સર્ગશાસ્ત્રથી લક્ષ્યનો સંસ્કાર કરે છે. એ રીતે તે પુરુષને જો કે અપવાદશાસ્ત્રના સ્મરણની આવશ્યકતા નથી, છતાં મહાભાષ્ય 'पस्पशाह्निक'માં જણાવ્યું છે તેમ 'लोकतोऽर्थप्रयुक्ते शब्दे शास्त्रेण धर्मनियमः क्रियते' અનુસાર તે પણ શાસ્ત્ર પ્રક્રિયાનું સ્મરણ કરીને શબ્દપ્રયોગ એટલા માટે કરે છે કે તેમ કરવાથી ધર્મનો લાભ થાય છે. (૨) પ્રસ્તુત પરિ. प्रकल्प्य चाऽप०માં प्रकल्प्य એટલે પ્રકૃષ્ટ કલ્પના કરીને અર્થાત્ છોડી દઈને. અપવાદ શાસ્ત્રની પર્યાલોચના પહેલાં જ, લક્ષ્યૈક ચક્ષુષ્કની બુદ્ધિમાં ઉત્સર્ગ, (અપવાદ વિષયને બાદ કરીને) આવે છે.

અહીં પૂર્વ પરિભાષા 'पूर्वं ह्यपवादा...पश्चादुत्सर्गाः'માં પ્રસ્તુત 'प्रकल्प्य चाऽप०' પરિ. કરતાં તફાવત એ છે કે પૂર્વ પરિભાષા અનુસાર સર્વત્ર પ્રવૃત્ત થનાર ઉત્સર્ગશાસ્ત્રની વિશેષ સ્થલમાં બુદ્ધિસ્થ અપવાદ શાસ્ત્રથી નિવૃત્તિ થાય છે.

અહીં મૂલ ભાષાન્તરમાં પૃ.૨૨૦ પંક્તિ નં. ૨૪માં ૬૩ અને ૬૪ને બદલે ૬૨ અને ૬૩ એમ સુધારીને વાંચવું.

## પરિ. ૬૪. उपसंजनिष्यमाणनिमित्तोऽप्यपवाद उपसंजातनिमित्तमप्युत्सर्गं बाधत इति ॥६४॥

**यत्तु अभ्याससंज्ञासूत्रे**...(પૃ. ૨૨૧, પં. ૩) આ નૂતન उपसंजनिष्य० એ ન્યાયના મૂલભૂત प्रकल्प्य वापवादविषयमुत्सर्गः प्रवर्तते એ ન્યાયની બાબતમાં થોડો વધારે વિચાર નાગેશ 'यत्तु अभ्याससंज्ञासूत्रे' શબ્દો દ્વારા કરે છે.

નાગેશે અહીં કૈયટના મતની સમીક્ષા કરી છે. તે એક ઉદાહરણ દ્વારા આ રીતે સ્પષ્ટ કરી શકાય. '**यूनः**' (युवन् શબ્દ દ્વિ.બ.વ.) युवन्+शस् (अस्)માં 'श्वयुवमघोनामतद्धिते' (૬।૪।૧૩૩) સૂત્રથી 'व्'નું સંપ્રસારણ તથા પૂર્વરૂપ કરીને यु+उन्+अस्માં, યકારનું સંપ્રસારણ (આ જ સૂત્રથી પ્રાપ્ત થાય છે પણ તેનો 'न संप्रसारणे संप्रसारणम्' (૬।૧।૩૭) સૂત્રથી નિષેધ થાય છે. તેથા यु+उन्+अस्માં દીર્ઘ

થતાં આખરે યૂનઃ એ અભીષ્ટ રૂપ સિદ્ધ થાય છે. હવે અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે युवन्+अम्માં કૈયટ કહે છે એમ જો પહેલાં પ્રથમ यण् (य्)નું श्वयुव० સૂત્રથી સંપ્રસારણ થઈ જાય અને પછી પર यण् (પછીના व्)નું સંપ્રસારણ થાય તો न संप्रसारणे (૬।૧।૩૭) (પછી સંપ્રસારણ આવેલ હોય તો પૂર્વયણનું સંપ્રસારણ થતું નથી.) એ નિષેધ વ્યર્થ પડી જશે. તેથી प्रकल्प्य चाप. એ પરિ.ના બલથી અહીં પર यण् (व्)નું પહેલાં સંપ્રસારણ થાય છે કે જેથી न संप्रसारणे એ નિષેધ લાગી શકે છે.

પણ હવે સવાલ જ એ છે કે આ 'प्रकल्प्य०' પરિ.માં આવેલ પદોનો અર્થ જ ઘટતો નથી. આ પરિ.નો અર્થ અપવાદ વિષયને છોડીને ઉત્સર્ગશાસ્ત્રની પ્રવૃત્તિ થાય છે એવો છે. श्वयुव. એ સૂત્રથી અહીં પૂર્વ યણૂને અને એ જ સૂત્રથી પર યણૂને સંપ્રસારણ પ્રાપ્ત થાય છે એ સ્થિતિમાં એક જ સૂત્ર બંને ઠેકાણે સંપ્રસારણ માટે પ્રાપ્ત થતું હોવાથી આ બાબતનો ઉકેલ આવી શકે તેમ નથી.

**यत्र त्वपवादो निषिद्धस्तत्र...**(પૃ. ૨૨૧, પં. ૯) પ્રસ્તુત પરિ.ની ચર્ચામાં એ ધ્યાન રાખવું જોઈએ કે જો ઉત્સર્ગશાસ્ત્રની પ્રાપ્તિ થઈ ગયા બાદ અપવાદ શાસ્ત્ર પ્રસ્તુત તો થાય, પણ એ અપવાદનો અન્ય શાસ્ત્રથી પ્રતિષેધ થતો હોય તો પુનઃ અપવાદ વિષયમાં પણ ઉત્સર્ગ શાસ્ત્ર પ્રવૃત્ત થઈ જાય છે. દા. ત. 'वृक्षौ'. અહીં वृक्ष+औमां 'वृद्धिरेचि' (૬।૧।૮૮) એ સામાન્ય ઉત્સર્ગશાસ્ત્રથી વૃદ્ધિ એકાદેશ થતાં वृक्षौ રૂપ સિદ્ધ બને છે. હવે પ્રશ્ન એ થાય છે કે वृक्ष+औमां 'वृद्धिरेचि०' એ ઉત્સર્ગશાસ્ત્રની પ્રાપ્તિ છે, પણ ત્યાં એનો બાધ કરી प्रथमयोः पूर्वसवर्णः (૬।૧૦૨) સૂત્રથી, પૂર્વ સવર્ણ દીર્ઘ પ્રાપ્ત થાય છે (તેથી वृक्षा એવા અનિષ્ટ રૂપની પ્રાપ્તિ થાય છે) પણ 'प्रथमयोः' એ અપવાદનો પણ 'नादिचि' (૬।૧।૧૦૪) સૂત્રથી નિષેધ થાય છે, તેથી આખરે ઉત્સર્ગશાસ્ત્ર 'वृद्धिरेचि' સૂત્રથી વૃદ્ધિ થતાં वृक्षौ એ અભીષ્ટ રૂપ સિદ્ધ થાય છે. આથી જ 'तौ सत्' (૩।૨।૧૨૭) સૂત્રમાં આવેલો 'तौ' એ નિર્દેશ સંગત થાય છે. (અન્યથા 'तौ'માં વૃદ્ધિ થઈ શકત નહીં') 'तौ' એ નિર્દેશને કારણે જ 'यस्यावसरो भ्रष्टस्तन्न'નો આ શાસ્ત્રમાં આશ્રય લેવામાં આવતો નથી. (ભ્રષ્ટાવસર ન્યાય જે અવસર ચૂકયો તે સર્વદા માટે ચૂકવો એ આકારનો છે.) અર્થાત્ 'वृद्धिरेचि' સૂત્રનો એકવાર અવસર જતો રહ્યો, તેથી તેને ફરીવાર અવસર ન મળે એ વાત અહીં वृक्षौ કે तौ सत्માં માનવામાં આવતી નથી.

**अत एव तौ सत इत्यादि...**(પૃ. ૨૨૨, પં. ૨) (तौ सत्)માં तौ, वृक्षौ, આદિ સ્થલમાં 'देवदत्तहन्तृहत०' ન્યાયને તો અવકાશ જ નથી. દેવદત્તના

હત્યારા (हन्तृ)ને મારી નાંખવાથી (हत), દેવદત્ત કંઈ જીવતો નથી, પણ દેવદત્તને મારવા પ્રવૃત્ત થયેલા પુરુષના પ્રાણ લઇ લેતાં દેવદત્તના પ્રાણ બચી જાય છે. પ્રકૃત ઉદા. तौ, वृक्षौમાં પણ દેવદત્તસ્થાનીય 'वृद्धिरेचि'નો નાશ કરવા પ્રવૃત્ત થયેલ (हन्तृ) સ્થાનીય 'प्रथमयोः'નો નાશ 'नादिचि' સૂત્રથી થવાથી, 'वृद्धिरेचि' સૂત્ર જીવી જાય છે, અને 'वृद्धिरेचि' એ સૂત્ર વૃદ્ધિરૂપ કાર્ય કરે છે, તેથી 'तौ' 'वृक्षौ' રૂપ બનવામાં કોઈ વાંધો આવતો નથી. આ રીતે तौ, वृक्षौ, देवदत्तहन्तृ ન્યાયનું સ્થલ નથી કારણ કે 'प्रथमयोः' એ અપવાદ વધક (હત્યારા) દ્વારા, હજુ દેવદત્તસ્થાનીય ઉત્સર્ગ વિધિ 'वृद्धि-रेचि'ની હત્યા થઈ નથી, પણ વધક દેવદત્તની હત્યાનો પ્રયત્ન કરી રહ્યો છે, તેવી રીતે 'प्रथमयोः' એ અપવાદ 'वृद्धिरेचि' એ ઉત્સર્ગ વિધિનો બાધ કરવાની (હત્યા કરવાની) ચેષ્ટા કરી રહ્યું છે, ત્યાં જ પ્રતિષેધ શાસ્ત્ર 'नादिचि સૂત્ર 'प्रथमयोः' સૂત્રને મારી નાંખે છે, તેથી वृद्धिरेचि (દેવદત્ત)ની પ્રવૃત્તિ કરવામાં કોઇ વાંધો આવતો નથી. આ રીતે અહીં तौ, वृक्षौ આદિમાં देवदत्तहन्तृ० એ ન્યાયનો કોઈ પ્રસંગ જ નથી.

**प्रतिपदोक्तत्वमपि...** (પૃ. ૨૨૨, પં. ૧૦) હવે આગળ વધતાં નાગેશ કહે છે કે પ્રતિપદોક્ત વિધિઓ પણ નિરવકાશ હોય ત્યારે જ અપવાદ થઇને સામાન્ય શાસ્ત્રની બાધક બને છે. બાધકત્વનું મૂલ નિરવકાશતા છે. જો બધે જ ઠેકાણે ઉત્સર્ગશાસ્ત્ર પ્રવૃત્ત થાય તો અપવાદ શાસ્ત્રને પ્રવૃત્ત થવા માટે કોઈ અવસર મળે જ નહીં, તેથી નિરવકાશ બનવાથી અપવાદશાસ્ત્ર બાધક બને છે. કોઈ પ્રતિપદ વિધિ (જ્યાં અમુક સૂત્રમાં કોઈ એક વિશેષ શબ્દને ઉદ્દેશીને ઉચ્ચારીને અમુક કાર્ય થવાનું કહેલું હોય તો તે પ્રતિપદવિધિ પણ ત્યારે જ અપવાદ બની શકે છે કે જ્યારે નિરવકાશ હોય. એટલે કે પ્રતિપદ વિધિ સામાન્ય શાસ્ત્રનો ત્યાં જ બાધક થાય કે જ્યાં સામાન્યશાસ્ત્રને બાધ્યા સિવાય, તેની ક્યાંય પણ પ્રવૃત્તિ થઈ શકે નહીં, (એટલે કે નિરવકાશ હોય). દા. ત. पादोऽन्यतरस्याम् (૪।૧।૮) (આ સૂત્ર પાદ શબ્દને સ્ત્રીત્વમાં વિકલ્પે ङीप् કરે છે. 'द्विपदी, द्विपात्.' આ સામાન્ય સૂત્ર છે. જ્યારે 'टाबृचि' (૪।૧।૯) (આ સૂત્ર જ્યારે ઋચા વાચ્ય હોય ત્યારે 'पादान्त' શબ્દને टाप् કરે છે. અહીં टाबृचि સૂત્ર 'ऋचि' એવો પદનો ઉચ્ચાર કરીને टाप् કરતું હોવાથી પ્રતિપદોક્ત વિધિ છે. હવે 'पादोऽन्य' એ સૂત્ર જ પાદ શબ્દમાં વૈકલ્પિક ङीप् કરીને (द्विपदी, द्विपात्) એવાં રૂપો બનાવે તો 'टाबृचि'ને અવકાશ મળતો નથી. એ રીતે અહીં 'टाबृचि' એ પ્રતિપદ વિધિ નિરવકાશ હોવાથી, 'पादोऽन्य०' એ સામાન્યશાસ્ત્રનો બાધ કરે છે. આ બાબત 'शेषाद् विभाषा' સૂત્રના ભાષ્યમાં કહેવામાં આવી છે.

**शीघ्रोपस्थितिकत्वेन...**(પૃ. ૨૨૩ પં. ૪) આ રીતે એ સિદ્ધ છે કે

પ્રતિપદ વિધિમાં જે બાધકતા આવે છે, તે શીઘ્રોપસ્થિતિને કારણે તેમાં આવેલી અંતરંગતાને લીધે છે, તે સિવાય કોઈ અન્ય બાબત નથી.

**अत एव हे रमे इत्यादौ**...(પૃ. ૨૨૩. પં. ૭) પ્રતિપદ વિધિ સાવકાશ હોય તો પણ બલવાન બને છે તેનું ઉદા. છે हे रमे. रमा એ આબન્ત પ્રાતિપદિકને સંબુદ્ધિમાં सु પ્રત્યય લાવતાં रमा+सुમાં એક બાજુ 'हल्ङ्याब्भ्यः સૂત્રથી 'सु'નો લોપ પ્રાપ્ત થાય છે, અને બીજી બાજુ 'सम्बुद्धौ च' એ સૂત્રથી 'सम्बुद्धि' એવું વિશેષ પદનું ઉચ્ચારણ કરીને 'एत्व' વિધાયક પ્રતિપદ વિધિ પ્રાપ્ત થાય છે. તેથી 'सम्बुद्धौ'થી एत्व થઈ જતાં रमे+सમાં 'हल्ङ्याब्भ्यः સૂત્રથી सु લોપ થઈ શકશે નહીં', કારણકે આબન્તથી પર सु નથી. હવે સ્થાનિવદ્ભાવથી रमे માં 'आप्त्व' લાવી શકાશે, પણ हल्ङ्याब्भ्यः સૂત્રમાં हल् ङी, आप् એવાં પદોમાં આ રૂપ આ નો પણ પ્રશ્લેષ કરેલો હોવાથી આ રૂપ આ ની જરૂર છે અને તેવા આ માટે સ્થાનિવદ્ભાવ કરવા જતાં 'अनल्विधौ' નિષેધ લાગે છે. એ સ્થિતિમાં 'આ' રૂપ 'आत्व' ન આવતાં 'हल्ङ्याब्भ्यः' સૂત્રથી सु લોપ થઈ શકશે નહીં. આ રીતની શંકા કરીને (ભટ્ટોજી દીક્ષિત દ્વારા) एङ् ह्रस्वात्संबुद्धेः સૂત્રથી જ 'सु'નો લોપ કરવામાં આવ્યો છે. આ રીતે हे रमेમાં सु લોપ કરતી વખતે સાવકાશ પ્રતિપદ વિધિને પણ બલવાન બતાવ્યો છે.

**પરિ. ૬૫. अपवादो यद्यन्यत्र चरितार्थस्तर्ह्यन्तरङ्गेण बाध्यते ॥६५॥**

**ननु अयजे इन्द्रम्**...(પૃ. ૨૨૪, પં. ૧) 'अयज+इ+इन्द्रम्'માં ગુણ રૂપ એકાદેશનું નિમિત્ત 'इ' પ્રથમ ઉપસ્થિત પૂર્વોપસ્થિતિનિમિત્તક હોવાથી आद्-गुणः થી થનાર ગુણકાર્ય અન્તરંગ છે, જ્યારે સવર્ણ દીર્ઘમાં નિમિત્ત 'इ' બહિર્ભૂત હોવાથી, દીર્ઘ બહિરંગ છે. માટે અન્તરંગ 'असिद्धं' પરિ.ના બલથી દીર્ઘ અસિદ્ધ થતાં ગુણ થવો જોઈએ, પણ અન્તરંગ ગુણ કરતાં પણ 'अन्तरङ्गादप्यपवादो बलीयान्' પરિ.ને લીધે દીર્ઘ અપવાદભૂત હોવાથી, અહીં સવર્ણ દીર્ઘ પ્રથમ થશે તો अयज+इ+इन्द्रम् , अयज+ईन्द्रम्, अयजेन्द्रम् એવું અનિષ્ટ રૂપ બનશે. (अयजे इन्द्रम्' એ અભીષ્ટ પ્રયોગ બની શકશે નહીં').

એ અનિષ્ટતાને પ્રસ્તુત પરિ. 'अपवादो' પરિ. રોકે છે. અહીં દીર્ઘ કાર્ય જે અપવાદભૂત બતાવ્યું પણ તે તો भानु+उदयः, हरि+इच्छा ઈત્યાદિ પ્રયોગોમાં इको यणचि એ સામાન્ય સૂત્રથી જે નિમિત્તને લીધે યણાદેશની પ્રાપ્તિ છે એ જ નિમિત્તને લીધે 'अकः सवर्णे'થી દીર્ઘ થાય છે. આ રીતે દીર્ઘ રૂપ અપવાદ અન્યત્ર ચરિતાર્થ છે. તેથી દીર્ઘકાર્યનું નિરવકાશત્વ રહેતું નથી અને એતન્મૂલક

અપવાદત્વ પણ રહેતું નહીં. એ સ્થિતિમાં અન્તરંગ ગુણ કાર્ય દ્વારા સવર્ણ દીર્ઘ અપવાદ હોવા છતાં, એનો (સવર્ણ દીર્ઘનો) બાધ થાય છે.

**यत्तु आगमादेशयो र्न बाध्य**...(પૃ. ૨૨૪, પં. ૭) આ રીતે સવર્ણ દીર્ઘાદેશ અને ગુણૈકાદેશમાં બાધ્યબાધકભાવ 'अयजे इन्द्रम्'માં જોવા મળે છે. આ પ્રસંગે કૈયટનું એવું કથન છે કે આગમ અને આદેશમાં બાધ્ય બાધક ભાવ થતો નથી, કારણકે તેમનાં ફળ ભિન્ન છે. એમાં આગમ મિત્રની માફક ગણાય છે અને આદેશ શત્રુની માફક ગણાય છે. આપણે જોઈએ છીએ કે બ્રાહ્મણોને દહીં આપો અને કૌંડિન્યને કંબલ આપો એમ કહેવામાં આવતાં, કંબલના દાનથી દહીંના દાનનો નિષેધ થતો નથી હા, સર્વે બ્રાહ્મણોને દહીં આપો અને કૌંડિન્યને છાશ (તક્ર), તો અહીં તક્રદાનથી દધિ દાનનો બાધ થાય છે, કારણ કે દધિદાન અને તક્રદાનનું એક જ ફળ ક્ષુધાનિવૃત્તિ છે, જ્યારે કંબલ અને દધિદાનનું ફળ તો શીતાદિનિવૃત્તિ અને ક્ષુધા શાંતિનું છે. તેથી કંબલ દાન જેમ દધિદાનનું બાધક બનતું નથી એમ આગમ કે આદેશ એકબીજાનાં બાધક બનતાં નથી.

આ બાબત च्छ्वो: (૬।૪।૧૯) સૂત્રમાં કૈયટે બતાવી છે, પણ તે યોગ્ય નથી. કારણ કે 'दीर्घोऽकित:' સૂત્રના ભાષ્યમાં ભાષ્યકારે કહ્યું છે કે 'नुक्' દીર્ઘનો અપવાદ છે. દા.ત. 'यंयम्यते' (यम् ધાતુ યઙન્તનું પૌનઃપુન્યાર્થક વર્તમાન તૃ. પુ. એ.વ.) અહીં यम्+य+ते માં દ્વિત્વ यम्+यम्+य+ते માં હલાદિ શેષ આદિ થતાં य+यम् य+ते માં 'नुगतोऽनुनासिकान्तस्य (૭।૪।૮૫) (પછી यङ् કે यङ् लुक् હોય તો અનુનાસિકાન્ત અંગના અદન્ત અભ્યાસને 'नुक्' આગમ થાય છે). સૂત્રથી અભ્યાસને 'न्' (नुक्) આગમ થતાં यन्+यम्+य+ते માં અભ્યાસમાં 'नश्चापदान्तस्य झलि' (૮।૪।૨૪) સૂત્રથી અનુસ્વાર થતાં 'यंयम्यते' રૂપ સિદ્ધ થાય છે. અહીં મુખ્ય બાબત તો એ છે કે य+यम्+य+ते માં એકબાજુ 'दीर्घोऽकित:' (૭।૪।૮૩) (कित् રહિત અભ્યાસના अच्નો, પછી यङ् કે यङ्लुक् આવે ત્યારે દીર્ઘ થાય છે) સૂત્રથી દીર્ઘ આદેશ થવા આવે છે, અને બીજી બાજુ 'नुगतोऽनु०' સૂત્રથી न्(नुक्) આગમ થવા આવે છે. અહીં ભાષ્યકાર કહે છે તેમ દીર્ઘ આદેશનો બાધ કરીને 'नुक्' આગમ થાય છે તેથી यायम्यते નહીં પણ यंयम्यते રૂપ બને છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે આગમ અને આદેશમાં બાધ્યબાધકભાવ થતો નથી એવું કૈયટનું મંતવ્ય બરાબર નથી.

## પરિ. ૬૬. अभ्यासविकारेषु बाध्यबाधकभावो नास्ति ॥६६॥

**नन्वजीगणद् इत्यादौ**...(પૃ. ૨૨૫, પં. ૪) નિરવકાશ વિધિ અપવાદ મનાય છે, અને જો અપવાદ સૌથી બલવાન મનાય છે તો 'अजीगणत्' अ+

गण्+गण्+इ+चङ्=अ)+त् માં અભ્યાસમાં हलादिः शेषः સૂત્રથી ण् નો લોપ થતાં, 'ई च गणः' (७।३।९७) સૂત્રથી અભ્યાસ 'ग' ના 'अ' ને ई થતાં अजीगणत् રૂપ સિદ્ધ થાય છે. અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે અભ્યાસના गण् ધાતુમાં 'हलादिः शेषः' સૂત્રથી 'ण्'નો લોપ થવા આવે છે, પણ જો આ હલાદિ લોપ થાય તો ई चगणः સૂત્ર પ્રવૃત્ત થઈ શકશે નહીં, કારણકે હવે આ गण् (ધાતુ) નથી, આ રીતે 'ई च गणः, ને અવકાશ ન મળવાથી તે અપવાદ થશે અને એ રીતે 'हलादिः शेषः'નો બાધ કરશે અને 'ईत्व' જ પ્રાપ્ત જ થશે, તે પણ अलोऽन्त्यस्य' (१।१।५२)ના બળથી અભ્યાસના ण् ને થશે તો अजीगणत् એ અભીષ્ટ રૂપ બની શકશે નહીં. આ રીતનું અનિષ્ટ પ્રાપ્ત થશે.

એ સ્થિતિમાં પ્રસ્તુત अभ्यास० પરિ. આવે છે અને અભ્યાસના વિકાર (પરિવર્તન) જેવાં કે હ્રસ્વ, દીર્ઘ, ગુણ, હલાદિ શેષ જેવા અભ્યાસમાં થતા વિકારોમાં બાધ્યબાધક ભાવ થતો નથી એમ વ્યવસ્થા થાય છે. તેથી हलादिः शेषः નો બાધ ई च गणः કરી શકતું નથી, તેથી હલાદિ શેષ થતાં ग+गण्માં હવે 'ई च गणः' થી ईत्व થતાં अजीगणत् રૂપ સિદ્ધ થાય છે.

**दीर्घोऽकितः इत्यकिद्ग्रहणम्**...(પૃ. २२५, પં. ७) આ પ્રસ્તુત अभ्यास. પરિ.માં दीर्घोऽकितः (७।४।८३) સૂત્રમાં કરેલું अकित् ગ્રહણ જ્ઞાપક થાય છે.

**अन्यथा यंयम्यते**०... ( પૃ. २२५, પં. ७ ) यंयम्यते-(આ પ્રયોગ આ પૂર્વેની પરિભાષા (६४)ના અંતમાં બતાવ્યો છે. અહીં य+यम्+य+ते પ્રયોગમાં પર તથા અપવાદ હોવાને કારણે नुगतः સૂત્રથી नुक् (न्) આગમ થાય છે. यन्+यम्+य+ते માં આ રીતે न् થતાં, હવે 'दीर्घोऽकितः' (७।४।८३) સૂત્રથી અભ્યાસ અજન્ત ન હોવાથી દીર્ઘ જ પ્રાપ્ત નથી, તો પછી દીર્ઘ ન થાય એ માટે 'अकित्' ગ્રહણ કેમ કર્યું ? તે વ્યર્થ પડીને પ્રસ્તુત अभ्यास० પરિ.નું જ્ઞાપન કરે છે. હવે આ પરિ. આવતાં नुगतः અને 'दीर्घोऽकितः'માં બાધ્યબાધકભાવ રહેતો ન હોવાથી, य+यम्+य+ते માં દીર્ઘ કરતાં પરત્વને લીધે પહેલાં नुक् થસે અને પછી 'दीर्घोऽकित'માં દીર્ઘ એટલું જ પદ હોવાથી, य+यम्+य+ते અભ્યાસનો દીર્ઘ થસે તો यांयम्यते એવું અનિષ્ટ રૂપ ન થાય એ માટે 'दीर्घोऽकितः'માં अकित ગ્રહણ કર્યું છે. તેથી यन्+यम्+य+ते માં અભ્યાસ कित् હોવાથી દીર્ઘ ન થયો. (स्वांशे चरितार्थम्) અને આ રીતે यंयम्यते રૂપ સિદ્ધ થવામાં કોઈ મુશ્કેલી આવતી નથી. પ્રસ્તુત अभ्या० પરિભાષા પર, નિત્ય, અન્તરંગ આદિ બાધક શાસ્ત્રોનું પણ અબાધકત્વ સિદ્ધ કરે છે. તેથી अचीकरत, मीमांसते આદિ પ્રયોગ સિદ્ધ થાય છે.

**तेनाचीकरद्, मीमांसते...**(પૃ. ૨૨૬, પં. ૨) अचीकरत्- कृ ધાતુ, પ્રેરક, लुङ्, અદ્યતન ભૂત, તૃ.પુ. એ. વ.) अ+कृ + णिच्+चङ्+त् માં ધાતુનું દ્વિત્વ થતાં, અભ્યાસમાં 'उरत्' હલાદિશેષ, ચુત્વ વગેરે થતાં अ+च+कृ+इ+अ+त માં, 'अचो ञ्णिति' થી અભ્યાસોત્તર 'कृ' ને વૃદ્ધિ થતાં, अ+च+कार्+इ+अ+त्માં ઉપધા હ્રસ્વ થતાં अचकर+इ+अ+त માં 'सन्वल्लघुनि चङ्परेऽनग्लोपे (૭૪।૯૩) સૂત્રથી અભ્યાસને 'सन्वद्भाव' થતાં, 'सन्यतः' (૭૪।૭૯)થી અભ્યાસના અકારનું 'इत्व' થતાં, दीर्घो लघोः (૭૪।૯૪) સૂત્રથી દીર્ઘ થતાં णिच् ના इ નો લોપ થતાં આખરે अचीकरत् રૂપ બને છે.

હવે મુખ્ય પ્રશ્ન એ છે કે अच+ कर्+इ+अ+त એ સ્થિતિમાં એકબાજુ અભ્યાસને 'सन्वल्लघुनि०' સૂત્રથી 'सन्वद्भाव' થવા આવે છે, અને તેથી 'सन्यतः' સૂત્રથી 'इत्व' થવા આવે છે, અને બીજી બાજુ અભ્યાસ 'च'ના 'अ' ને પર હોવાથી दीर्घो लघोः' (૭૪।૯૪) સૂત્રથી દીર્ઘ થવા આવે છે કે જેથી अचीकरत એ ઈષ્ટ પ્રયોગને બદલે હવે अचाकरत् એ અનિષ્ટ પ્રયોગ થવાની આપત્તિ આવશે. પણ હવે પ્રસ્તુત 'अभ्यास પરિ. હોવાથી, અભ્યાસસંબંધી પરિવર્તનોમાં બાધ્યબાધકભાવ માનવામાં ન આવતો હોવાથી, સન્વદ્ભાવ પ્રથમ થાય છે (અને તત્પ્રયુક્ત सन्यतःથી इत्व પણ થાય છે, અને પછી દીર્ઘ થતાં આખરે 'अचीकरत्' એ અભીષ્ટ રૂપ સિદ્ધ થવામાં કોઈ મુશ્કેલી આવતી નથી.

એ જ રીતે 'मीमांसते' માં मान् ધાતુ ૧ લો ગણ (ભ્વાદિ) વર્તમાન તૃ. પુ. એ. વ.) मान्बध० (૩।૧।૬) સૂત્રથી सन् પ્રત્યય થતાં मान्+सन्+ते, म+मान्+सन्+ते માં એકબાજુ 'सन्यतः' (૭૪।૮૯) સૂત્રથી इत्व થવા આવે છે. જ્યારે मान्बधदान्शान्भ्यो दीर्घश्चाभ्यसस्य (૩।૧।૬) સૂત્રથી सन् પ્રત્યય થતાં એજ સૂત્રથી પછી થતો અભ્યાસનો દીર્ઘ થવા આવે છે. અહીં 'मान्बध સૂત્રથી થતું सन् નિમિત્તક દીર્ઘકાર્ય અન્તરંગ છે, જ્યારે सन् પ્રત્યયને લીધે થનાર इत्व કાર્ય બહિરંગ છે. અહીં असिद्ध એ અન્તરંગ પરિ. પ્રમાણે બહિરંગ इत्व असिद्ध થતાં, દીર્ઘ થતાં 'मीमांसते' એ અભીષ્ટ રૂપને બદલે 'मामांसते એવું અનિષ્ટ રૂપ થવા માંડશે. પરંતુ હવે પ્રસ્તુત 'अभ्यास०' પરિ. હોવાથી 'मान्बधदान्' અને 'सन्यतः' એ બંને સૂત્રો અભ્યાસ વિકાર કરનાર હોવાથી તેમની અંદર બાધ્ય બાધક ભાવ રહેતો નથી. તેથી ઈત્વરૂપ કાર્ય બહિરંગ હોવા છતાં પ્રથમ થાય છે અને પછી દીર્ઘરૂપ અન્તરંગ કાર્ય થતાં मीमांसते એ શુદ્ધ રૂપ સિદ્ધ થાય છે.

**नुकि कृते दीर्घा०** (પૃ. ૨૨૬. પં. ૬) (A) यंयम्यते ઉદા. માં 'नुगतोऽनु' અને दीर्घोऽकितः એમ અભ્યાસમાં વિકાર કરનાર એ બે સૂત્રોની પ્રાપ્તિ છે. આ બે

સૂત્રોમાંથી नुगतोऽनु० સૂત્ર પર અને અપવાદ સૂત્ર હોવાથી પ્રથમ પ્રવૃત્ત કરવામાં આવે છે, ત્યાં દીર્ઘ કરનાર સૂત્રની પ્રાપ્તિ જ થઈ શકતી નથી (આમ કૈયટ કહે છે તે પ્રમાણે અભ્યાસવિકાર કરનાર સૂત્રોની એક પછી એક એવા ક્રમે પ્રવૃત્તિ હોય ત્યાં પ્રસ્તુત अभ्या. પરિ. લાગે છે.) છતાં ભાષ્યકારે यंयम्यतेमां પ્રકૃત अभ्यास. પરિ. લગાડી છે અને दोर्घोऽकितः ના अकित् ગ્રહણની પ્રકૃત પરિ. હોવાથી જ ચરિતાર્થતા બતાવી છે એ ભાષ્યકારે બતાવેલ બાબત સાથે વિરોધ આવે છે. તેથી કૈયટનો મત આદરણીય નથી.

**मान्बधादीनाम्...** (પૃ. ૨૨૬. પં. ૬) (B) એ જ રીતે मीमांसते એ સ્થલમાં 'मान्बधदान्' અને 'सन्यतः' એ બંને અભ્યાસ વિકાર કરનાર સૂત્રોની પ્રાપ્તિ છે. આ બે સૂત્રોમાંથી 'मान्बध'० એ દીર્ઘરૂપ અન્તરંગ કાર્ય કરનાર સૂત્ર હોવાથી પ્રથમ પ્રવૃત્ત થતાં, અભ્યાસનો દીર્ઘ કરવામાં આવતાં, इत्व રૂપ બહિરંગકાર્ય કરનાર 'सन्यतः એ સૂત્રની પ્રાપ્તિ જ થઈ શકતી નથી, કારણકે અભ્યાસમાં अकार નહીં પણ आकार રહે છે. આમ હોવા છતાં પણ અહીં ભાષ્યકારે પ્રસ્તુત अभ्यास० પરિ.ની પ્રવૃત્તિ કરાવી છે, તેથી કૈયટનું મંતવ્ય સ્વીકરણીય નથી.

**પરિ. ૬૭.** ताच्छीलिकेषु वाऽसरूपविधिर्नास्ति ॥६७॥

**ननु तच्छीलादितृन्विषये...** (૧) (A) 'वाऽसरूपोऽस्त्रियाम्' (૩।૧।૯૪) સૂત્ર સ્ત્રીલિંગને છોડીને, કૃદન્તમાં ઉત્સર્ગ અને અપવાદ પ્રત્યયોમાં બંને સરૂપ (સમાન રૂપ ધરાવનાર) પ્રત્યયો હોય તો સરૂપ અપવાદ પ્રત્યય, સરૂપ ઉત્સર્ગ પ્રત્યયનો નિત્ય બાધ કરે છે, પણ જ્યાં ઉત્સર્ગ અને અપવાદ પ્રત્યયોનું રૂપ અસમાન હોય ત્યાં આ બાધ્યબાધક ભાવ વિકલ્પે કરે છે. પણ તાચ્છીલ્યાર્થક પ્રત્યયોના વિષયમાં 'वाऽसरूपोऽस्त्रियाम्' સૂત્રની પ્રવૃત્તિ થતી નથી. (B) आक्वेस्तच्छीलतद्धर्मतत्साधुकारिषु (૩।૨।૧૩૪) (क्विप् પ્રત્યય સુધી વક્ષ્યમાણ પ્રત્યયો તચ્છીલ, તદ્ધર્મ, તત્સાધુકારી અર્થમાં પ્રયુક્ત થાય છે.) (C) 'तृन्' (૩।૨।૧૩૪) સૂત્રથી તચ્છીલ, તદ્ધર્મ, તત્સાધુકારી અર્થમાં ધાતુને तृन् પ્રત્યય થાય છે, કર્તા એવો સ્વભાવ ધરાવતો હોય ત્યારે. कर्ता कटान् અહીં कृ ધાતુને तृन् પ્રત્યય થાય છે. (D) 'ण्वुल्तृचौ' (૩।૧।૧૩૩) સૂત્ર સામાન્ય રૂપે કર્તા અર્થમાં ण्वुल् અને तृच् પ્રત્યયનું વિધાન કરે છે.

આટલી ભૂમિકા તૈયાર કર્યા બાદ હવે આ પરિ.નો વિચાર સરળ બનશે.

(૨) ण्वुल् પ્રત્યય કર્તરિ અર્થમાં થનાર સામાન્ય પ્રત્યય છે. तृन् એ તચ્છીલત્વથી વિશિષ્ટ કર્તરિ અર્થમાં થનાર પ્રત્યય છે. તેથી तृन् પ્રત્યય ण्वुल् નો અપવાદ છે. તેથી હવે જ્યાં આ સામાન્ય વિહિત ण्वुल्, तृन् ના (તચ્છીલ) અર્થમાં

જો થવા આવે તો तृन् સૂત્રથી ण्वुल्तृचौ થી થતા ण्वुल् નો બાધ થવો જોઈએ. (જો કે વસ્તુતઃ तृन् ના વિષયમાં પણ ण्वुल् કોઈ રોકટોક વગર થાય છે.)

(૩) હવે એમ કહેવામાં આવે કે 'वाऽसरूपोऽस्त्रियाम्' સૂત્ર હોવાથી અસમાન રૂપ ધરાવતા ण्वुल् અને तृच् વિકલ્પે થઈ શકે તેમ છે, એટલે કે અસમાન રૂપ ધરાવતો तृन् અપવાદ હોવા છતાં નિત્યબાધ ન કરતાં, ઉત્સર્ગ 'ण्वुल्' નો વિકલ્પે બાધ કરશે, તો कर्ता-कर्तुं शीलः कटान् એ ઈષ્ટપ્રયોગ તો છે, પણ અનિષ્ટ એવો ण्वुल् થતાં 'कटानां कारकः' એવો અનિષ્ટ પ્રયોગ પણ થવા માંડશે તેથી તે અનિષ્ટ દૂર કરવા પ્રસ્તુત 'ताच्छीलिकेषु' પરિ. મદદે આવે છે.

(૪) હવે આ ताच्छी. પરિ. આવતાં તચ્છીલાદિ અર્થોમાં વિહિત तृन् જેવા અપવાદરૂપ પ્રત્યયો, અતચ્છીલાદિ અર્થોમાં વિહિત ઉત્સર્ગ ભૂત ण्वुल् જેવા પ્રત્યયોનો નિત્ય બાધ કરે છે.

(૫) પ્રસ્તુત ताच्छी० પરિ. માં જ્ઞાપક 'निन्दहिंसक्लिश.' (૩।૨।૧૪૬) વગેરે સૂત્રમાં કરવામાં આવેલું वुञ् ગ્રહણ છે. (निन्दहिंस० એ સૂત્ર પ્રમાણમાં લાંબુ છે) તે સૂત્ર निन्द् हिंस् આદિ ધાતુઓને કર્તરિ અર્થમાં 'वुञ्' પ્રત્યય કરે છે. દા.ત. निन्दकः (निन्द्+वुञ्), हिंसकः વગેરે.

હવે અહી મુજબ પ્રશ્ન તો એ છે કે निन्दकः हिंसकः જેવાં રૂપો જ સિદ્ધ કરવાં છે તો તે ण्वुल्तृचौ સૂત્રથી પણ ण्वुल् (वु=अक्) પ્રત્યય થતાં निन्दकः વગેરે રૂપ બની શકે તેમ છે. તો निन्द्, हिंस् જેવા 'એકાચ્' ધાતુઓને 'वुञ्' (अक) પ્રત્યય (કરીને निन्दकः એવું રૂપ સિદ્ધ કરવા માટે) નું વિધાન કેમ કર્યું ? આ 'वुञ्' વિધાન જ વ્યર્થ પડીને પ્રસ્તુત 'ताच्छी' પરિ.નું જ્ઞાપન કરે છે.

**ण्वुलि सिद्धे निन्दहिंस....**(પૃ. ૨૨૭. પં. ૪) (૬) આ સંદર્ભમાં કદાચ કોઈ એમ કહે કે निन्दकः આદિમાં જો ण्वुल् પ્રત્યય કરવામાં આવે તો 'लिति' (૬।૧।૧૯૩) સૂત્રથી પ્રત્યયની પૂર્વેનો વર્ણ ઉદાત્ત થાય છે, જેથી निन्द् ધાતુ एकाच् હોવાથી ઉદાત્ત બને છે અને જો वुञ् પ્રત્યય કરવામાં આવે તો 'ञित्' હોવાથી 'ञ्नित्यादिर्नित्यम्'(૬।૧।૧૯૭) સૂત્રથી निन्दक આદિ આદ્યુદાત્ત બને છે. આ રીતે ण्वुल् કે वुञ् ગમે તે પ્રત્યય કરવામાં આવે, પણ સ્વરમાં તો કોઈક ફરક પડતો નથી. તો પછી निन्दहिंस० જેવું જૂદું સૂત્ર કેમ કર્યું ? આ वुञ् ગ્રહણ અને તે સાથે આ निन्दहिंस સૂત્ર વ્યર્થ પડીને પ્રસ્તુત ताच्छी પરિ. જ્ઞાપન કરે છે.

(૭) હવે આ પ્રસ્તુત ताच्छीली० પરિ. હોવાથી તાચ્છીલ્ય આદિ અર્થમાં થનાર અપવાદાત્મક तृन् ઈત્યાદિ પ્રત્યયો ઉત્સર્ગરૂપ ण्वुल् આદિ પ્રત્યયો કે જે અસરૂપ છે

તો પણ (वाऽसरूपो० સૂત્ર ન લાગતાં) અપવાદ પ્રત્યય 'तृन्' ઉત્સર્ગ સૂત્રથી વિહિત ण्वुल् નો કાયમ માટે બાધક બને છે, તેથી 'कर्ता कटान्' એ જ પ્રયોગ બરાબર છે. ત્યાં 'कटानां कारकः' એવા અનિષ્ટ પ્રયોગની આપત્તિ આવતી નથી.

(૮) આ ताच्छील्य. પરિ. માં ताच्छीलिकेषु એ વિષય સપ્તમીથી એ જ્ઞાપિત થાય છે કે તાચ્છીલ્ય આદિ અર્થોમાં કરેલા અપવાદ तृन् જેવા પ્રત્યયથી ण्वुल् કે જે અતચ્છીલાર્થક છે તેનો, વિકલ્પથી નહીં પણ કાયમ માટે બાધ થાય છે. તેવી જ રીતે 'अलंकृञ् निराकृञ्' (૩।૨।૧૩૬) આદિ સૂત્રથી તાચ્છીલ્ય અર્થમાં થનાર 'इष्णुच्' પ્રત્યય (अलंकरिष्णुः, निराकरिष्णुः), तृन् એ તચ્છીલાર્થક પ્રત્યયનો અને ण्वुल् એ અતચ્છીલાર્થક પ્રત્યયનો કાયમ માટે બાધ થાય છે.

**नन्वेवं कम्रा कमना....** (પૃ. ૨૨૮. પં. ૧) હવે એક પ્રશ્ન જાગે છે કે તચ્છીલાદિ અર્થોમાં થનાર અપવાદ પ્રત્યય, તચ્છીલાદિ અર્થમાં થનાર ઉત્સર્ગનો કાયમ (નિત્ય) માટે બાધક થાય છે એમ છે તો कम्रा, कमना એ બે રૂપ કેવી રીતે સિદ્ધ થશે ? અહીં 'नमिकम्पि' (૩।૨।૧૬૭) સૂત્રથી તચ્છીલ અર્થમાં 'र' પ્રત્યય થાય છે. આ र વિશેષ વિહિત અને અપવાદ પ્રત્યય છે. જ્યારે 'अनुदात्तेतश्च हलादेः (૩।૨।૧૪૯) (અનુદાત્તેત્ હલાદિ અકર્મક ધાતુને युच् (यु=अन) પ્રત્યય થાય છે.) સૂત્રથી વિહિત युच् ઉત્સર્ગ છે, અને તેની સાથે અસરૂપ પણ છે. તો કાયમ માટે युच् નો બાધ થતાં 'कम्राः' એટલું જ રૂપ સિદ્ધ થશે, પણ વસ્તુતઃ અભીષ્ટ એવાં कम्रा, कमना એવાં વૈકલ્પિક રૂપો સિદ્ધ થશે નહીં એ રીતની મુશ્કેલી આવે છે, પણ હકીકતમાં તો कम्रा, कमना બે રૂપો બને છે. તેથી આ પ્રસ્તુત ताच्छी પરિ. **અનિત્ય** છે. આ પરિ. અનિત્ય છે એમાં **જ્ઞાપક** 'सूददीप-दीक्षश्च' (૩।૨।૧૫૩) (सूद् दीप् અને दीक्ष् ધાતુને युच् પ્રત્યય થતો નથી) સૂત્રથી કરેલ दीप् ધાતુને युच् પ્રત્યયનો કરેલો નિષેધ છે. જો આ પ્રસ્તુત પરિ. નિત્ય હોત તો नमिकम्पि० (૩।૨।૧૬૭) સૂત્રથી વિહિત 'र' એ અપવાદ પ્રત્યયથી તેની પૂર્વે આવેલ સામાન્ય (ઉત્સર્ગ) પ્રાપ્ત युच् નો નિત્ય બાધ થાય છે, તો युच् ના નિષેધ માટે (અનુદાત્તેત હલાદિ) दीप् ધાતુને सूददीप० એ સૂત્રમાં દર્શાવવાની જરૂર ન હતી. આ પરિ. અનિત્ય છે, તેથી र પ્રત્યયથી युच् પ્રત્યયનો બાધ નિત્ય થતો નથી, પણ વિકલ્પે થાય છે. તેથી कम्रा અને कमना એવાં અભીષ્ટ બે રૂપો સિદ્ધ થાય છે. (૬૭)

## પરિ. ૬૮. 'क्त-ल्युट्-तुमुन्-खलर्थेषु वाऽसरूपविधिर्नास्ति' ।।६८।।

**नन्वेवं हसितं छात्रस्य ....** (પૃ. ૨૨૮. પં. ૪) (૧) હવે એક પ્રશ્ન થાય છે કે આ પૂર્વે આવેલ 'ताच्छीलिकेषु०' પરિ. ને લીધે તચ્છીલ અર્થને કહેનાર

પ્રત્યયોમાં જ वाऽसरूप० એ સૂત્ર લાગતું નથી, પણ તે સિવાયના પ્રત્યયોમાં તો वाऽसरूप० સૂત્રથી અસરૂપ પ્રત્યયો થવા જોઈએ. તેથી (A) छात्रस्य हसितम् માં 'नपुंसके भावे क्तः (૩।૩।૧૧૪) સૂત્રથી અપવાદ क्त પ્રત્યયના તથા छात्रस्य हसनम् માં ल्युट् च (૩।૩।૧૧૫) સૂત્રથી અપવાદ ल्युट् (अन) પ્રત્યયના વિષયમાં भावे (૩।૩।૧૮) સૂત્રથી વિહિત ઉત્સર્ગ 'घञ् પ્રત્યય પણ થવો જોઈએ. (B) इच्छति भोक्तुम् અહીં समानकर्तृकेषु तुमुन् (૩।૩।૧૫૮) સૂત્રથી વિહિત અપવાદ 'तुमुन्' પ્રત્યયના વિષયમાં 'इच्छार्थेषु लिङ् लोटौ' (૩।૩।૧૫૭) (ઇચ્છાર્થક ધાતુ ઉપપદમાં રહે ત્યારે ધાતુથી लिङ् અને લોટ્ થાય છે) સૂત્રથી ઉત્સર્ગ लिङ् અને लोट् પણ થવા જોઈએ. (C) ईषत्पानः सोमो भवता (તમે તો સ્હેજમાં જ સોમ રસનું પાન કરી શકો છો) માં आतो युच् (૩।૩।૧૨૮) સૂત્રથી વિહિત અપવાદ युच् (अन्) ના વિષયમાં ईषद्-दुःसुषु कृच्छाकृच्छार्थेषु खल् (૩।૩।૧૨૬)સૂત્રથી વિહિત ઉત્સર્ગ પ્રત્યય खल् (અ) પણ થવો જોઈએ.

આ રીતે ઉપર્યુક્ત સ્થલોમાં અનિષ્ટ પ્રસંગ આવે છે. પણ હવે પ્રસ્તુત 'क्त-ल्युट्-तुमुन्० પરિ. આવવાથી क्त-ल्युट्—तुमुन् અને खल् અર્થમાં વિહિત પ્રત્યયો-ના વિષયમાં 'वाऽसरूपः' વિધિ થતી નથી, એટલે કે આ અપવાદ પ્રત્યયો ઉત્સર્ગનો નિત્ય બાધ કરે છે. (૨) આ પ્રસ્તુત પરિ. 'वाऽसरूप' વિધિની અનિત્યતાને લીધે સિદ્ધ થાય છે. (૩) આ અનિત્યતા આ રીતે સિદ્ધ થાય છે : 'अर्हे कृत्यतृचश्च' (૩।૩।૧૬૯) સૂત્ર 'યોગ્ય' એવા અર્થમાં ધાતુને કૃત્ય પ્રત્યય તથા तृच् પ્રત્યય કરે છે, અને આ જ સૂત્રમાં કરેલા च ના ગ્રહણથી 'लिङ्' પણ થાય છે. અહીં अर्हे कृत्यतृचश्च' માં કરેલ च ગ્રહણથી, આ પૂર્વેના लिङ् यदि (૩।૩।૧૬૮) સૂત્રમાંનાં 'लिङ्' અંશનું અનુકર્ષણ (ખેંચાણ, ગ્રહણ) થાય છે. હવે અહીં મુખ્ય બાબત તો એ છે કે 'अर्हे कृत्य०' સૂત્રથી અપવાદ કે વિશેષ વિહિત लिङ् ની સાથે સાથે ઉત્સર્ગ એવા કૃત્ય અને तृच् પ્રત્યયો પણ તે તે લક્ષ્યમાં આવશ્યક છે. જો 'वाऽसरूप' વિધિ નિત્ય હોત તો અપવાદ लिङ् ની સાથે સાથે ઉત્સર્ગ અસરૂપ એવા કૃત્ય અને तृच् પ્રત્યયો પણ થઈ શકે છે. તો પછી अर्हे कृत्य' સૂત્રમાં 'कृत्य' અને 'तृच्' નું ગ્રહણ કેમ કર્યું ? આ ગ્રહણ વ્યર્થ પડીને 'वाऽसरूप' વિધિની અનિત્યતાનું જ્ઞાપન કરે છે. તેથી હવે वाऽसरूपविधि અનિત્ય હોવાથી (અસરૂપ અપવાદ लिङ् થી, ઉત્સર્ગનો નિત્ય બાધ થવાની આપત્તિ આવશે પણ વસ્તુતઃ એ ઉત્સર્ગ कृत्य અને तृच् પ્રત્યયો પણ થાય એ માટે 'अर्हे कृत्य' સૂત્રમાં 'कृत्य' तृच् નું ગ્રહણ કર્યું છે. (આ રીતે स्वांशे चरितार्थम्) (ખરી રીતે તો 'वाऽसरूपविधि' ને અનિત્ય માનીને, તે તે લક્ષ્યોની સિદ્ધિ થઈ શકે છે, તો અહીંની પરિભાષાઓ 'ताच्छीलिकेषु' (પરિ. ૬૭) क्त-ल्युट्-तुमुन्० પરિ. ૬૮

અને હવે પછીની 'लादेशेषु सरूप.' (પરિ. ૬૯) માનવાની કોઈ જરૂર નથી એમ કેટલાક વિદ્વાનો કહે છે.

**પરિ. ૬૯. 'लादेशेषु वाऽसरूपविधिर्नास्ति' ॥૬૯॥**

**ननु श्वःपक्तेत्यत्र...** (પૃ. ૨૨૯. પં. ૪) (૧) હવે પાછો પ્રશ્ન થાય છે કે જો 'क्त-ल्युट् तुमुन्–खल् અર્થમાં વિહિત પ્રત્યયોના વિષયમાં જ 'वाऽसरूप' વિધિ અનિત્ય છે તો 'श्वः पक्ता' (पक्ता–पच् + लुट् + तास् + डा)ના વિષયમાં અપવાદ लुट् ની સાથે સાથે ઉત્સર્ગ लृट् (સામાન્ય ભવિષ્યવાચક) લકારની પણ આપત્તિ આવશે. (કારણકે लुट् અને लृट् બંને અસરૂપ લકાર છે.) (૨) लृट् એ लृट् शेषे च (૩।૩।૧૩) સૂત્ર પ્રમાણે સામાન્ય ભવિષ્યકાળના અર્થમાં થનાર ઉત્સર્ગ લકાર છે. लुट् 'अनद्यतने लुट्' (૩।૩।૧૫) એ પર સૂત્ર પ્રમાણે અનદ્યતન ભવિષ્યત્ અર્થમાં થનાર અપવાદ લકાર છે. જો કે लुट् અને लृट् માં અનુબંધોનો લોપ થતાં બંને ઠેકાણે ('ल्' જ રહેતો હોવાથી) સારૂપ્ય છે તો પણ તેમને ઠેકાણે 'लुट्' માં 'ता' तारौ, तारः' અને लृट् માં 'स्यति, स्यतः, स्यन्ति' આદિ આદેશ થતાં એમનું અસારૂપ્ય કે અસમાનત્વ સ્પષ્ટ જ છે. તેથી 'वाऽसरूपः' સૂત્ર પ્રમાણે અપવાદ लुट् ઉત્સર્ગ लृट् નો કાયમ માટે બાધક ન થતાં વિકલ્પે થશે. તેથી 'श्वः पक्ता' એ સ્થલમાં 'श्वः पक्ष्यति એવો વૈકલ્પિક પ્રયોગ (રૂપ) થવાની આપત્તિ આવશે. તે આપત્તિ ન આવે એ માટે પ્રસ્તુત लादेशेषु. એ પરિ. કહેવામાં આવી છે. (૩) લકારની જગ્યાએ આદેશ થયા પછી તે અસરૂપ થાય છે તો પણ તેમને ઠેકાણે 'वाऽसरूप' એ સૂત્ર લાગુ પડતું નથી એવો આ પ્રસ્તુત પરિ. નો અર્થ છે.

પ્રસ્તુત लादेशेषु'૦ પરિ.માં 'हशश्वतोर्लङ् च' (૩।૨।૧૧૬) (ह અને शश्वत् શબ્દ ઉપપદમાં હોય તો 'लिङ्'ના વિષયમાં 'लङ्' લકાર થાય છે) સૂત્રથી કરેલું 'लङ्'નું વિધાન જ્ઞાપક છે. જો આ लादेशेषु૦ પરિ. ન હોત તો 'परोक्षे लिट्' (૩।૨।૧૧૫) એ પર સૂત્રથી થનાર અપવાદ लिट् લકાર, अनद्यतने लङ्' (૩।૨।૧૧૧) આ પૂર્વ-સૂત્રથી થનાર ઉત્સર્ગ 'लङ्' લકારનો, वाऽसरूप૦ સૂત્ર પ્રમાણે लङ् અને लिट् અસ-રૂપ હોવાથી કાયમ માટે નહીં પણ વિકલ્પે બાધ થતાં વૈકલ્પિક लङ्ની આપોઆપ જ પ્રાપ્તિ છે, તો પછી 'ह शश्वतोः૦ એ સૂત્રથી लङ् પણ થાય છે એવું વિધાન કેમ કર્યું ? આ વિધાન વ્યર્થ પડીને પ્રસ્તુત 'लादेशेषु'...પરિ.નું જ્ઞાપન કરે છે. તેથી હવે 'लादेशेषु' પરિ.ને લીધે लिट् એ, लङ्નો કાયમ માટે બાધક થવાથી 'लङ्' થઈ શકશે નહીં, પણ પાણિનિને તો બંને લકાર ઈષ્ટ છે તેથી 'हशश्वतोः' સૂત્રમાં लङ् ગ્રહણ કર્યું છે. (ह्वांशे चरितार्थम् )

**आदेशकृतवैरूप्य...**(પૃ. ૨૨૯, પં. ૭) હવે અહીં પ્રશ્ન થાય છે કે श्वः

વક્ષામાં થતા लुट् અને પક્ષમાં लृट्‌ની પ્રાપ્તિમાં ल् અવસ્થા (સ્થાની)માં કોઈ અસારૂપ્ય (કે વિરૂપતા) દેખાતાં નથી, પણ 'लानां आदेशाः लादेशाः' લકાર જેમાં સ્થાની છે તેવા આદેશો लुट्‌માં ता, तारौ, तारः અને लृट्‌માં स्यति, स्यतः स्यन्तिમાં વૈરૂપ્ય દેખાય છે. તેથી આ પ્રસ્તુત लादेश० પરિભાષામાં ल्‌ના સ્થાનમાં થતા આદેશોમાં જ ઉત્સર્ગ અને અપવાદત્વની વાત કરવામાં આવે તો શો વાંધો છે ? આનો જવાબ એ છે કે પ્રસ્તુત પરિ.માં લકાર સ્થાનિક આદેશ (પ્રત્યયો)ની અસરૂપતા સ્વીકારવામાં આવતી નથી, પણ આદેશો દ્વારા અસરૂપતાને પ્રાપ્ત થતા લકારોમાં જ અસરૂપતા સ્વીકારવામાં આવે છે. આમાં ભાષ્યકારે કરેલું વિધાન, અને સૂત્રકારે કરેલું વિધાન પ્રમાણ (જ્ઞાપક) છે.

(A) 'लटः शतृशानचावप्रथमासमानाधिकरणे' (૩।૨।૧૨૪) સૂત્રથી (પ્રથમાન્ત પદથી ભિન્ન સમાનાધિકરણ (એક આધાર) હોય ત્યારે लट्‌ના સ્થાનમાં 'शतृ અને 'शानच्' પ્રત્યય થાય છે. આ 'लटः शतृः' સૂત્રમાં ભાષ્યકારે 'नन्वोर्विभाषा (૩।૨।૧૨૧) સૂત્રમાંથી विभाषा પદની અનુવૃત્તિ માનેલી છે. અર્થાત્ 'लटः शतृ' એ સૂત્રના ભાષ્યમાં 'पचति' ઈત્યાદિ પ્રયોગોમાં तिङ्‌ના અપવાદભૂત शतृ આદિ પ્રત્યયો દ્વારા तिङ्‌ના નિત્ય બાધની આશંકા કરીને એ સિદ્ધાન્ત રજૂ કરવામાં આવ્યો છે કે 'शतृशानच्' આદિ પ્રત્યયોની સાથે 'तिङ्' પ્રત્યયોનો પણ સમાવેશ થાય છે, એટલા માટે 'लटः शतृ.' સૂત્રમાં विभाषा પદની અનુવૃત્તિ કરી છે. તેથી પ્રથમા સાથે સામાનાધિકરણ્ય હોય ત્યાં પણ पचन् અને पचति એવાં બે (વૈકલ્પિક) રૂપ બને છે અને પ્રથમા સિવાય (અપ્રથમા સામાનાધિકરણ્યમાં) યોગ વિભાગ સામર્થ્યને કારણે शतृ આદિ પ્રત્યયો નિત્ય થાય છે એવી વ્યવસ્થા એ ભાષ્યમાં કરી છે.

(B) સૂત્રકારે પણ 'लिटः कानज्वा' (૩।૨।૧૦૬) સૂત્રમાં 'वा' ગ્રહણ કર્યું છે. એથી જ્ઞાપન થાય છે કે 'वाऽसरूप' સૂત્રમાં અપવાદનું તાત્પર્ય આદેશત્વથી અનાક્રાન્ત પ્રત્યયો જ લેવામાં આવે છે.' અર્થાત્ તે જ અસરૂપ અપવાદ પ્રત્યય, ઉત્સર્ગનો વિકલ્પે બાધક થાય છે કે જે પ્રત્યય થતો હોય તે આદેશ બનીને આવેલો ન હોય.

કૈયટે 'तौ सत्' (૩।૨।૧૨૭) સૂત્ર ઉપરના ભાષ્યપ્રદીપમાં કરેલ વિવેચન ઉપરથી પણ ધ્વનિત થાય છે કે 'वाऽसरूपोऽस्त्रियाम्'માં અપવાદ (શાસ્ત્ર એમ) કહેવાથી જે આદેશરૂપ પ્રત્યયો ન હોય તેવા જ પ્રત્યયો લેવામાં આવે છે.

આ રીતે સૂત્રકારે અને ભાષ્યકારે બતાવેલ જ્ઞાપન ઉપરથી એ ફલિત થાય છે કે 'वाऽसरूप' વિધિમાં વિવક્ષિત અપવાદ પ્રત્યયો આદેશ સ્વરૂપમાં ન હોવા જોઈએ. તેનું ફલ એ આવ્યું કે भाषायां सदवसश्रुवः (૩।૨।૧૦૮) (ભૂત સામાન્ય એ અર્થમાં सद् वस् અને 'श्रु' ધાતુને વિકલ્પે 'लिट्' થાય છે, અને તે लिट्‌ના સ્થાનમાં क्वसु (वस्) આદેશ નિત્ય થાય છે), સૂત્રથી વિકલ્પથી કરવામાં આવતા लिट्‌ના સ્થાનમાં

વિશેષરૂપે વિહિત क्वसु આદેશ तिङ्નો નિત્ય જ બાધક બને છે, આદેશકૃત અસારૂપ્ય (કે વૈરૂપ્ય)ના આધારે વિકલ્પે થતો નથી. તેથી ભૂત સામાન્યમાં (સામાન્ય ભૂતકાલ એવો અર્થ બતાવવો હોય ત્યારે) निषेदिवान् જેવા જ પ્રયોગો બને છે, ત્યાં પક્ષમાં तिङ् આદિ પ્રત્યયો થતા નથી. (એટલે કે नि+सद्+लिट् (तिप्) (णल्) થઈ निषसाद જેવા પ્રયોગો બનતા નથી. निषसाद પ્રયોગ તો ભૂતકાલ અનદ્યતન પરોક્ષ ભૂતકાલ લિટ્ લકારમાં જ બને છે.

## પરિ. ૭૦. उभयनिर्देशे पञ्चमीनिर्देशो बलीयान् ॥७०॥

(A) અષ્ટાધ્યાયીમાં 'तस्मिन्निति निर्दिष्टे पूर्वस्य (૧।૧।૬૬) આ પરિભાષા સૂત્ર કહે છે તેમ જ્યાં કોઈ શબ્દનો સપ્તમીમાં નિર્દેશ કરીને કોઈ કાર્ય કરવામાં આવતું હોય, તો તે કાર્ય, તે નિર્દેશથી અવ્યવહિત પૂર્વમાં આવનાર વર્ણને થાય છે. તેથી इको यणचिમાં अचि એ સપ્તમી નિર્દિષ્ટ કાર્ય अच्ની પૂર્વે આવનાર इक्ની જગ્યાએ यण् આદેશ થાય છે.

(B) આ સાથે 'तस्मादित्युत्तरस्य (૧।૧।૬૭) આ પરિ. સૂત્ર કહે છે તેમ જ્યાં સૂત્રમાં કોઈ એક શબ્દનો પંચમી વિભક્તિમાં નિર્દેશ કરીને કોઈ કાર્ય કરવાનું કહ્યું હોય તો તે કાર્ય શબ્દની અવ્યવહિત પછી (उत्तर) આવનાર વર્ણને થાય છે. દા,ત. 'उदः स्थास्तम्भोः पूर्वस्य (૮।૪।૬૧). અહીં उदः એ પંચમી નિર્દેશ હોવાથી તેની અવ્યવહિત પછી આવનાર सकार ની જગ્યાએ પૂર્વ સવર્ણરૂપ કાર્ય થાય છે.

**ननु ङमो ह्रस्वात्**...(પૃ. ૨૩૦, પં. ૭). પરંતુ હવે સવાલ એ થાય છે કે જ્યાં કોઈ સૂત્રમાં સપ્તમી વિભક્તિમાં અને પંચમી વિભક્તિમાં એમ બંને પ્રકારના નિર્દેશ થયેલા હોય ત્યાં શું કરવું ? દા.ત. ङमो ह्रस्वादचि ङमुण् नित्यम् (૮।૩।૩૨) આ સૂત્ર હ્રસ્વ સ્વર પછી ङम् ( ङ ण् न् ) આવેલ હોય અને તે ङम् પછી કોઇ સ્વર ( अच् ) આવેલ હોય તો 'ङमुट्' આગમનું વિધાન કરે છે. આ સૂત્રમાં 'ङमः' એ પંચમી નિર્દેશ છે, અને अचि એ સપ્તમી નિર્દેશ છે. એ સ્થિતિમાં એક બાજુ 'तस्मिन्निति' અને બીજી બાજુ 'तस्मादित्यु०' એમ બંને પરિ.ઓ કાર્ય કરવા પ્રવૃત્ત થાય છે ત્યારે કયા કાર્યને (કે સૂત્ર)ને પ્રાથમ્ય આપવું એ પ્રશ્ન થાય છે. આ પ્રશ્નનો જવાબ પ્રસ્તુત પરિ. 'उभयनिर्देशे' આપે છે, અને તેથી પંચમી નિર્દેશ પ્રબલ ગણાય છે. તેથી ङमो ह्रस्वादचि० સૂત્રમાં 'तस्मादि०' પરિ. સૂત્રની પ્રવૃત્તિ થતાં 'ङम्'થી પરમાં આવેલ અવ્યવહિત अच्ने 'ङमुट्' આગમ થાય છે, અને प्रत्यङ्ङात्मा, सुगण्णीशः ઈત્યાદિ લક્ષ્યો સિદ્ધ થાય છે.

'ङमो ह्रस्वादचि'–(૮।૩।૩૨) સૂત્રમાં 'ङमः'એ પંચમી નિર્દેશ એટલા માટે

બલવાન છે કે તે નિરવકાશ હોવાથી અપવાદ છે. જ્યારે આ સૂત્ર 'ङमो ह्रस्वादचि०માં આવેલ 'अचि' પદની એની પછીના 'मय उञो वो वा (૮૩૩૩) (પરમાં જો अच् આવે હોય તો मञ्‌ની પછી આવેલ उञ् (उ)નો व् આદેશ થાય છે.) સૂત્રમાં અનુવૃત્તિ થાય એ માટે આવશ્યક કે ચરિતાર્થ કે સાવકાશ છે, પણ 'ङमः' પંચમ્યન્ત પદ અનવકાશ હોવાથી અપવાદ બનવાથી પ્રસ્તુત 'उभय' પરિ. દ્વારા તે બલવાન ગણાય છે.

હવે डः सि धुट् (૮૩૨૯) (ડકાર પછી અવ્યવહિત ઉત્તરે આવેલ 'સકાર'ને વિકલ્પે धुट् આગમ થાય છે.) સૂત્રમાં 'डः' એ પંચમી નિર્દેશ છે, અને 'सि' એ સપ્તમી નિર્દેશ છે. આ બંને નિર્દેશો અચરિતાર્થ છે. (અર્થાત્ બીજે કોઈ ઠેકાણે આ બંનેનું પ્રયોજન નથી) તો આવા સ્થલમાં પણ પંચમી નિર્દેશને જ પ્રબલ ગણાય છે. કારણકે तस्मिन्निति (૧૧૧૬૬) અને तस्मादि० (૧૧૧૬૭) આ બંને સૂત્રોમાં પર સૂત્ર तस्मादि० સૂત્ર છે. તેથી तस्मादि० સૂત્રજ 'विप्रतिषेधे परं कार्यम्' પ્રમાણે અષ્ટાધ્યાયી પાઠના ક્રમ પ્રમાણે જે પર છે તે સૂત્રજ બલવાન ગણાય છે. અહીં બંને નિર્દેશો અચરિતાર્થ છે.

**एवमुभयोश्चारि...**(પૃ. ૨૩૧, પં. ૫) હવે કોઈ ઠેકાણે બંને નિર્દેશો ચરિતાર્થ હોય તો ત્યાં પણ तस्मादि०થી સહકૃત પંચમી નિર્દેશ જ બલવાન ગણાય છે. દા.ત. 'आमि सर्वनाम्नः सुट्' (૭૧૫૨) (અવર્ણાન્ત સર્વનામસંજ્ઞક શબ્દની અવ્યવહિત પર આવેલ आम् પ્રત્યયને सुट् (स्) આગમ થાય છે) સૂત્રમાં 'आमि' એ સપ્તમી નિર્દેશ છે, અને 'सर्वनाम्नः' એ પંચમી નિર્દેશ છે. આમાંથી 'आमि' એ સપ્તમી નિર્દેશ 'त्रेस्त्रयः (૭૧૫૩) (त्रि શબ્દને પછી જો आम् પ્રત્યય આવ્યો હોય તો त्रय આદેશ થાય છે) સૂત્રમાં અનુવૃત્તિ માટે આવશ્યક (ચરિતાર્થ) છે તો બીજી બાજુ 'आमि सर्वनाम्नः'માં 'आत्' એ પંચમી નિર્દેશ 'आज्जसेरसुक्' સૂત્રમાંથી અનુવૃત્ત થાય છે, તે 'आज्जसेरसुक्', (તે અવર્ણાન્ત અંગથી પર આવેલ जस्‌ને असुक् (अस्) આગમ થાય છે) સૂત્રમાં ચરિતાર્થ થઈ ચૂકેલ છે. આ રીતે આ બંને નિર્દેશો તે તે સ્થાનમાં ચરિતાર્થ થયેલા છે. તેથી તુલ્યબલત્વને કારણે विप्रतिषेधे परं कार्यम् (૧૪૨)ની પ્રવૃત્તિથી પરસૂત્ર 'तस्मादित्युत्तरस्य' એ સૂત્રની બલવત્તા સિદ્ધ થાય છે અને તેથી 'आमि सर्वनाम्नः'માં આવેલ બે નિર્દેશોમાથી પંચમી નિર્દેશ બલવાન બનતાં તદનુસાર 'અવર્ણાન્ત સર્વનામ અંગથી અવ્યવહિત ઉત્તરમાં આવેલ 'आम्‌ને सुट् આગમ થાય છે.' એવો જ અર્થ થાય છે. આ રીતે સપ્તમી અને પંચમી નિર્દેશ બંનેમાં પંચમી નિર્દેશની પ્રબલતા સિદ્ધ થાય છે.

# પરિભાષેન્દુશેખર

## ટિપ્પણ : તૃતીય તંત્ર

**પરિ. ૭૧.** प्रातिपदिकग्रहणे लिङ्गविशिष्टस्यापि ग्रहणम् ॥७१॥

હવે આ પ્રસ્તુત લિંગ વિશિષ્ટ પરિ. કે પ્રાતિ૦ પરિ. અનિત્ય હોવાથી નીચેનાં (સાત) સ્થળોમાં લાગતી નથી. (૧) **द्विषत्परयोः इत्युपपदविधौ** द्विषतीताप:, 'द्विषत्परयोस्तापे:' (૩।૨।૩૯) સૂત્રથી द्विषत् અને पर એ શબ્દો જેને ઉપપદમાં છે તેવા तापि (ताप्) ને खच् પ્રત્યય થાય છે. તેથી द्विषत्+ताप्+अ(खच्)માં 'खचि ह्रस्वः' (૬।૪।૯૪) સૂત્રથી હ્રસ્વ, આખરે मुम् આગમ થતાં द्विषन्तापः રૂપ બને છે. પણ द्विषत्ના સ્ત્રીલિંગરૂપ द्विषती+ताप् ને 'द्विषत्परयोः' સૂત્રથી खच् પ્રત્યય કરીને द्विषतिन्तपः રૂપ બનાવી શકાતું નથી, કારણ કે 'द्विषत्परयोः'માં द्विषत् એ પુલ્લિંગ પદનો જ નિર્દેશ કરેલો છે. પ્રસ્તુત લિંગ વિશિષ્ટ પરિ.થી द्विषत्थी द्विषती પદ લઈ શકાય તેમ નથી, કારણ કે પ્રસ્તુત પરિ. અનિત્ય છે. (૨) **समासान्तविधौ...** સમાસાન્તવિધિમાં આ प्रातिपदिक० પરિ. લાગતી નથી. દા.ત. मद्रराज्ञी. मद्राणां राजा इति मद्रराजःમાં 'राजाहः सखिभ्यष्टच्' (૫।૪।૯૧) સૂત્રથી टच् પ્રત્યય થયેલો છે. પણ मद्राणां राज्ञी માં राज्ञी શબ્દ લિંગવિશિષ્ટ હોવા છતાં આ પરિ. ન લાગવાથી टच् થતો નથી તેથી मद्रराज्ञी. (૩) **महदात्वे**૦માં આ પરિ. લાગતી નથી. 'महान् प्रियः यस्य सः' ત્યાં महत् શબ્દના 'त्‌ના સ્થાનમાં 'आन्महतः समानाधिकरणजातीययोः' (૬।૩।૪૯) સૂત્રથી 'आ' એવો અન્તાદેશ થતાં महाप्रियः એવું રૂપ બને છે, પણ महती प्रिया यस्य सःમાં महती શબ્દને आत्व થતું નથી, કારણકે 'आन्महतः' સૂત્રમાં महत् એ પુલ્લિંગનો જ નિર્દેશ છે (૪) **ञ्नित्स्वरे**૦ 'ञ्नित्यादिर्नित्यम्' (૬।૧।૧૯૭) 'ञ्' ઈત્સંજ્ઞક વર્ણવાળા ञित् અને नित् પ્રત્યયાન્ત પ્રાતિપદિકને આદ્યુદાત્ત સ્વર થાય છે. તેથી दक्षस्य अपत्यम् दाक्षिःમાં दक्ष એ પુલ્લિંગને 'अत इञ्' પ્રત્યય થયેલ હોઈ, (दक्ष+इञ्)માં આદ્યુદાત્ત સ્વર થાય છે, પણ दक्षस्य अपत्यं स्त्री 'दाक्षि' ને 'इतो मनुष्यजातेः' (૪।૧।૬૫) સૂત્રથી સ્ત્રીત્વ વાચક ङीष् પ્રત્યય થતાં તૈયાર થયેલ दाक्षीમાં આદ્યુદાત્ત સ્વર થતો નથી, (૫) **राज्ञः स्वरे ब्राह्मण कुमारयोः**. કર્મધારય સમાસમાં, कुमार અને ब्राह्मण શબ્દ ઉત્તરપદમાં આવેલ હોય તો राजब्राह्मणः અને राजकुमारःમાં પૂર્વપદ राजन ને 'आर्यो ब्राह्मण कुमारयोः' (૬।૨।૫૮) તથા

'राजा च' (६।२।५९) સૂત્રથી પૂર્વપદને પ્રકૃતિસ્વર થાય છે, પરંતુ એ સ્વર રાજબ્રાહ્મણી અને રાજકુમારી માં (આ લિંગવિશિષ્ટ પરિ. અનિત્ય હોવાને લીધે) થતો નથી (६) **बहो र्नञवदुत्तरपदभूम्नि०** (७।२।१७५) જ્યાં ઉત્તરપદાર્થ બહુવચનમાં હોય અને પૂર્વપદમાં बहु શબ્દ હોય એવા સમાસ સંઘાત (જેમાં પૂર્વપદ અને ઉત્તરપદ એ રીતે પદોનો સમૂહ હોય તેવા સમાસ સંઘાત)માં આ સૂત્રથી बहुगोमत એ બહુવ્રીહિ बहवो गोमन्तोऽस्मिन्नगरे तद् बहुगोमत् સમાસમાં અન્તોદાત્ત સ્વર થાય છે, પણ बहुगोमती એવા સ્ત્રીલિંગ વિશિષ્ટ પદમાં આ પરિ. ના બળે આવો અન્તોદાત્ત સ્વર થઈ શકતો નથી. (કારણકે આ પરિ. અનિત્ય છે) (७) વળી જે સૂત્રથી વિભક્તિ નિમિત્તક કાર્ય બતાવ્યું હોય એવા કાર્યના વિષયમાં પણ આ લિંગવિશિષ્ટ પરિ. લાગતી નથી. દા.ત. गोमान् અહીં गो+मत (मतुप्)+सु એ સ્થિતિમાં 'उगिदचां सर्वनामस्थानेऽधातोः' (७।१।७०) સૂત્રથી સર્વનામ સ્થાન વિભક્તિ નિમિત્તક 'नुम्'(न) કાર્ય गोमतમાં થાય છે(गोमान्), પણ સ્ત્રીપ્રત્યય વિશિષ્ટ 'गोमती' नुम् આગમ થતો નથી.

**तत्र समासान्तविधौ अवयव** (પૃ. ૨૩૩. પં. ૫) આ प्रातिपदिक० પરિભાષા, જેમાં અવયવનું ગ્રહણ છે તેવા સમાસાન્ત પ્રત્યય વિધાયક સૂત્રોમાં લાગતી નથી. દા.ત, मद्राणां राजा इति मद्रराजःમાં मद्र+राजन्ને 'राजाहः' સૂત્રથી ષષ્ઠીતત્પુરુષ સમાસમાં, અહીંના આ સૂત્રમાં राजन् એ શબ્દ (સમાસના અવયવ)નો ઉલ્લેખ હોવથી, राजन् ને જ સમાસાન્ત પ્રત્યય टच् થઈ શકે છે, પણ मद्र+राज्ञी એમ સ્ત્રીત્વવિશિષ્ટ राजन् શબ્દ હોય તો, 'राजाहः' સૂત્રથી टच् થઈ શકતો નથી. હવે જો એમ કહેવામાં આવે કે प्रातिपदिक० એ પરિ.થી राजन् કહેવાથી राज्ञी પણ લઈ શકાય તો તે બરાબર નથી, કારણ કે राज्ञी શબ્દ, ષષ્ઠીતત્પુરુષ સમાસનો અવયવ છે, તેથી આવા સ્થળમાં આ પરિ. લાગતી નથી. બાકી સમાસના અવયવને નહીં, પણ આખા સમગ્ર સમાસને (કે સમાસ સંઘાત) તે કોઈ સમાસાન્ત પ્રત્યયનું કાર્ય કરવાનું હોય તો આ પરિ. प्राति० લાગે છે. દા.ત. शेषाद् विभाषा (५।४।३४)થી સમગ્ર બહુવ્રીહિ સમાસને (તે સમાસના કોઈ અવયવને નહીં) થતો સમાસાન્ત कप् પ્રત્યય જેમ **महायशस्कः** (महद् यशः यस्य सः)માં થાય છે, તેવી રીતે टाप्ना (આકારાન્ત સ્ત્રીલિંગ) बह्व्यः मालाः यस्याः सा એ बहुमाला એવા પૂર્ણ (સમગ્ર) બહુવ્રીહિને પણ कप् પ્રત્યય થાય છે અને આખરે बहुमालिका જેવાં રૂપ બને છે.

આ પછી નાગેશ કહે છે કે સમાસસંઘાતમાં પણ જ્યાં સ્વરવિધિ કરવાનો હોય ત્યાં પ્રસ્તુત 'प्राति०' પરિ. લાગતી નથી. એટલે સ્વરવિધિમાં લિંગવિશિષ્ટ પરિ. અનિત્ય છે. આ રીતે આ લિંગવિશિષ્ટ પરિ. અનિત્ય હોઈને જે

સ્થાનોમાં લાગતી નથી, તે સાત સ્થલને સાકલ્ય (સમગ્ર પણે)થી અહીં જ ઉપર જણાવી દીધાં છે.

**नन्वेवं बहुव्रीहेः**...(પૃ. ૨૩૪. પં. ૩). પ્રસ્તુત प्रातिपदिक० પરિ. વિષે વધુ વિચાર કરતાં નાગેશ જણાવે છે કે પ્રાતિપદિકના ગ્રહણમાં લિંગવિશિષ્ટનું ગ્રહણ થાય છે તેના અર્થ એ રીતે સમજવો જોઈએ કે જ્યાં પ્રાતિપદિકનું ગ્રહણ કર્યું હોય ત્યાં કોઈ સ્ત્રીપ્રત્યયનું સામીપ્ય (સમભિવ્યાહાર) થતાં લિંગ વૈશિષ્ટ્ય આવ્યું હોય, એ સ્થલમાં સ્ત્રીપ્રત્યય લાગતાં પહેલાં મૂલ શબ્દમાં રહેલ પ્રાતિપદિકત્વ સામાન્ય એવું પ્રાતિપદિક શબ્દ સ્વરૂપ) અને તદ્વ્યાપ્ય (એટલે પ્રાતિપદિક તરીકે કોઈ વિશેષ આનુપૂર્વી વિશિષ્ટ (જેમકે अतः कृकमि...સૂત્રમાં कुम्भ, पात्र જેવા શબ્દો) ધર્મો પણ સ્ત્રીલિંગ વિશિષ્ટ શબ્દમાં આરોપિત થાય છે. આ બાબતનું 'बहुव्रीहे-रूधसोङीष्' (૪।૧।૨૫) સૂત્રનું ભાષ્ય પણ સમર્થન કરે છે એમ નાગેશ કહે છે. 'बहुव्रीहेः' સૂત્ર ઉપરના ભાષ્યમાં દર્શાવેલ વિગતોમાં પૂર્વપક્ષને જે અસંગતિ જેવું લાગે તો તે બરાબર નથી, એ બાબત કહેવા માટે નાગેશે પૂર્વપક્ષ પ્રમાણે ભાષ્યના મતની અસંગતિ બતાવી, ભાષ્યનો ખરો અર્થ કેવી રીતે કરવો તે પણ અહીં બતાવ્યું છે.

'कुण्डोघ्नी'(જે ગાયનાં આઉ કુંડ જેવાં છે તે)માં कुण्डमिव ऊधः यस्याः सा એ રીતનો બહુવ્રીહિ સમાસ કરી, कुण्डोधस् શબ્દને 'ऊधसोऽनङ्' (૪।૪।૩૧) સૂત્રથી अनङ् આદેશ કરતાં कुण्ड+ऊधन् સ્થિતિ થતાં 'बहुव्रीहेरूधसो ङीष्' (૪।૧।૨૫) (ऊधस् શબ્દાન્ત બહુવ્રીહિને સ્ત્રીલિંગમાં ङीष् પ્રત્યય થાય છે) સૂત્રથી ङीष् પ્રત્યય થતાં, ધ્ માં ના अ નો अल्लोप થતાં આખરે कुण्डोघ्नी રૂપ સિદ્ધ થાય છે. અહીં कुण्डोघ्नी રૂપમાં ભાષ્યકારે કહ્યું છે તેમ 'नद्यृतश्च (૫।૪।૧૫૩) (નદી સંજ્ઞક કે હ્રસ્વ ઋકારાન્ત પદ ઉત્તરપદ તરીકે આવેલ હોય તેવા બહુવ્રીહિને સમાસાન્ત कप् પ્રત્યય થાય છે) સૂત્રથી कप् પ્રત્યયની શંકા કરી છે, કારણ કે 'कुण्डोघ्नी' એ શબ્દ (यूस्त्र्याख्यौ नदी (૧।૪।૩) સૂત્રથી નદી સંજ્ઞક છે, પણ આ નદીસંજ્ઞક कुण्डोघ्नी શબ્દમાં બહુવ્રીહિત્વ ન હોવાથી (બહુવ્રીહિત્વ તો कुण्डोधस्માં છે) कप् પ્રત્યય થઈ શકે જ નહીં, છતાં ભાષ્યકારે कप् પ્રત્યયની પ્રાપ્તિની શંકા કરી છે તે અસંગત દેખાય છે, (नद्यन्तस्य बहुव्रीहित्वाभावात् तदसङ्गतिः). અહીં પૂર્વ-પક્ષી કહે છે તેમ ભાષ્યકારે कप् પ્રત્યયની શંકા કરી એ એક અસંગતિ છે (અહીં कप् પ્રાપ્તિની શંકાજ નથી, જો તેની પ્રાપ્તિની શંકા હોત તો कप् રોકવા માટે સમાધાન આપવું ઉચિત ગણાત (प्राप्तौ सत्यां निषेधः), છતાં ભાષ્યકારે આવી कप्ની પ્રાપ્તિની શંકા કરી, તે कप् ન થાય એ માટે એટલે કે આ શંકાના સમાધાન માટે

જે બહુવ્રીહિ સમાસમાં સુબન્ત નદી સંજ્ઞક અન્ત્યાવયવ તરીકે આવે (ઉત્તરપદ એવું સુબન્ત હોય કે જેની પ્રકૃતિ નદ્યન્ત હોય) તેવાજ બહુવ્રીહિ સમાસને कप् પ્રત્યય થાય છે એવો नद्यन्तप्रकृतिक सुबन्तोत्तरपदकः समासः=नद्यन्तानां यः समासः, 'नद्यृतश्च' સૂત્રનો અર્થ કરીને ભાષ્યકારે તે શંકાનું નિવારણ કર્યું છે. कुण्डोध्नी એ નદ્યન્ત છે તો તેમાં બહુવ્રીહિત્વ નથી (અને कुण्डोधस्માં બહુવ્રીહિત્વ છે તો નદ્યન્તત્વ નથી) તેથી અહીં कप् પ્રત્યય થતો જ નથી, તો कप् પ્રત્યયની શંકા કેવી રીતે કરી ? છતાં આ રીતની શંકા ઊઠાવી છે તેથી 'પ્રસ્તુત પરિ.માં એક વધુ નવો અર્થ મળે છે. 'स्त्री-प्रत्ययसमभिव्याहारे तद्रहिते दृष्टानां प्रातिपदिकत्वतद्व्याप्यधर्माणां विशिष्टेऽपि पर्याप्तत्वमतिदिश्यते' તેથી જ્યાં સ્ત્રી પ્રત્યયનું સામીપ્ય થયેલું છે ત્યાં જ્યારે સ્ત્રીપ્રત્યય ન હતો તે कुण्डोधून्+ई અવસ્થામાં રહેલ પ્રાતિપદિકત્વ 'कुण्डोधस्' શબ્દત્વ, અને એ પ્રાતિપદિકનો વ્યાપ્યધર્મ બહુવ્રીહિત્વનો (હવે સ્ત્રીપ્રત્યયના સામીપ્યમા) અતિદેશ (આરોપ) થાય છે. આ રીતે 'कुण्डोध्नी'માં નદીત્વ તો છેજ અને બહુવ્રીહિનો આરોપ થતાં 'नद्यृतश्च' સૂત્રથી कप् પ્રત્યય થવો જોઈએ એવી શંકા છે. આનો જવાબ એ છે કે કુણ્ડોધ્ની એ સ્થળમાં બહુવ્રીહિ સમાસનો અન્ત્યાવયવ નદીસંજ્ઞક નથી, (પણ 'अस्' જેને અન્તે છે તેવો ऊधस् શબ્દ છે) તેથી कप् પ્રત્યય થતો નથી.

આ રીતે નાગેશ प्रातिपदिकग्रहणे० એ પરિ. માં बहुव्रीहेरूधसो० સૂત્ર ઉપરના જરા ક્લિષ્ટ કહી શકાય તેવી પૂર્વાપર ભાષ્યની ચર્ચા કરી 'સ્ત્રીપ્રત્યયના સામીપ્યમાં સ્ત્રીપ્રત્યયથી રહિત શબ્દમાં રહેલ પ્રાતિપદિકત્વ અને તદ્વ્યાપ્ય ધર્મોનો અતિદેશ થાય છે' એવું જે એક વિશિષ્ટ વિધાન તારવે છે તે નોંધપાત્ર છે.

આ પ્રાતિ૦ પરિ. વિષે વિશેષ માટે વાંચો : ડૉ. વસન્તકુમાર ભટ્ટ 'लिङ्गविशिष्ट-परिभाषा पाणिन्यभिप्रेताऽऽसीन्न वा' (સંસ્કૃત–લેખ). 'विश्वसंस्कृतम्' (વર્ષ. ૧૮/ અંક ૧, માર્ચ, ૧૯૮૧) વિશ્વેશ્વરાનંદ વૈદિક શોધ સંસ્થાન, હોશિયારપુર.

પરિ. ૭૨. विभक्तौ लिङ्गविशिष्टाग्रहणम् ॥७२॥

(૧) युवतीः पश्य (પૃ. ૨૩૫. પં, ૧) અહીં युवति+शस्માં 'श्वयुवमघोनामतद्धिते' (૬।૪।૧૩૩) સૂત્રથી वूમાં 'शस्' વિભક્તિ નિમિત્તક સંપ્રસારણ થવું જોઈએ. જો કે 'श्वयुव' સૂત્રમાં તો युवन् એ પુલ્લિંગ શબ્દનો પાઠ છે, છતાં 'प्रातिपदिकग्रहणे० પરિ.થી કહેવાથી સ્ત્રીલિંગ વિશિષ્ટ શબ્દનું પણ ગ્રહણ થવું જોઈએ. પણ આ પ્રસ્તુત પરિ., પૂર્વેની प्रातिपदिक० એ લિંગવિશિષ્ટ પરિ.ને રોકે છે.

(૨) આ લિંગવિશિષ્ટ પરિ. અનિત્ય છે. 'हरतेरनुद्यमनेऽच्' (૩।૨।૯) ઉદ્યમન 'ઉઠાવવું' અર્થથી ભિન્ન એવા અર્થમાં જ્યાં કર્મ ઉપપદમાં આવેલ છે તે हृ ધાતુને अच् પ્રત્યય થાય છે. દા.ત. अंशहरः. હવે આજ સૂત્રના ઉપર એક વાર્તિક છે शक्ति

लाङ्गल...આ વાર્તિકનો અર્થ આ છે કે शक्ति, लाङ्गल..घट, घटी, धनुष् આ કર્મો જેને ઉપપદમાં છે તેવા ग्रह् ધાતુને अच् પ્રત્યય થાય છે. આ વાર્તિકમાં આવેલ घट શબ્દથી, લિંગવિશિષ્ટ પરિ. થી घटी શબ્દનું પણ ગ્રહણ થઇ શકે છે, તો પણ આ જ વાર્તિકમાં કરેલું 'घटी' શબ્દનું પૃથક્ ગ્રહણ प्राति० લિંગવિશિષ્ટ પરિ.નું અનિત્યત્વ બતાવે છે. આમ प्राति० પરિ. મૂલક આ પ્રસ્તુત પરિ. તેવા અનિત્યત્વ ઉપર આધારિત છે.

**પરિ.. ૭૩.** સૂત્રે लिङ्गवचनमतन्त्रम् ॥७३॥

**गार्ग्यः गार्ग्यौ**:....(પૃ. ૨૩૫. પં. ૬) હવે એક પ્રશ્ન થાય છે કે 'गर्गादिभ्यो यञ्' (૪।૧।૧૦૫) સૂત્ર પ્રમાણે ગર્ગાદિ ગણમાં પઠિત ગર્ગ આદિ શબ્દોને अपत्यम् અર્થમાં यञ् પ્રત્યય થાય છે. હવે अपत्यम्માં એકવચન છે, અને નપુંસક લિંગત્વ છે તેથી गर्गस्य अपत्यम् गार्ग्यम् થવું જોઇએ गार्ग्यः નહીં, વળી गर्गस्य गोत्रापत्ये='गार्ग्यौ' એવું દ્વિવચન રૂપ પણ ન થવું જોઈએ, કારણ કે अपत्यम् એકવચન છે.

આ પ્રશ્નનો આ ઉપર્યુક્ત પરિ. નિકાલ લાવે છે. આ પરિ.નું કહેવું છે કે સૂત્રમાં લિંગ અને વચન અતંત્ર એટલે કે અવિવક્ષિત છે. તેથી એ તરફ લક્ષ્ય ન આપતાં રૂપસિદ્ધિ ઉપર ધ્યાન આપવું જોઈએ.

**अर्धं नपुंसकम्** (પૃ. ૨૩૬. પં. ૧) સૂત્રમાં કરેલું 'नपुंसकम्' પદનું ગ્રહણ આ પરિ. નું જ્ઞાપક છે. કારણકે આ સૂત્રમાં 'अर्धम्' પદ નપુંસકજ છે, છતાં नपुंसकम् પદનો પુનઃ નિર્દેશ કર્યો છે એ ઉપરથી માલુમ પડે છે કે સૂત્રમાં આવેલાં લિંગ તથા વચન અવિવક્ષિત માનવામાં આવે છે, लिङ्गवचनमतंत्रम्. છતા પ્રસ્તુત अर्धं नपुंसकम् સૂત્રમાં તો अर्ध એ નપુંસક જ લેવાય તે માટે अर्धं नपुंसकम् સૂત્રમાં नपुंसकम् પદનું ગ્રહણ કર્યું છે. (स्वांशे चरितार्थम्)

અહીં આવેલા धान्यपलालन्याय માટે ભાષ્યકાર લખે છે કે'तद् यथा कश्चिदन्नार्थी शालिकलापं सतुषं सपलालमाहरति नान्तरीयकत्वात्, स यावदादेयं तावद् आदाय तुषपलालान्युत्सृजति, तथा कश्चिन्मांसार्थी मत्स्यान् सशकलान् सकण्टकानाहरति नान्तरीयकत्वात् । स यावदादेयं तावद् आदाय शकलकण्टकान्युत्सृजति । एवमिहापि नान्तरीयकत्वात् पुंल्लिङ्गेन निर्देशः क्रियते, एकवचनान्तेन च । न ह्यत्र निर्देशस्तन्त्रम् ।' (४-१-९२ (तस्यापत्यम्) સૂત્ર ઉપરનું મહાભાષ્ય).

**પરિ. ૭૪.** नञिवयुक्तम्...॥७४॥

'क्व दिवा भृशा भवन्ति'માં આવેલા भृश શબ્દને 'भृशादिभ्यो भुव्यच्वेर्लोपश्च हलः' (અભૂતતદ્ભાવ, ભાવ પૂર્વે જે નથી તે થાય છે એ અર્થમાં भृशादि ગણ

પઠિત મૃશ, शीघ्र, मन्द, पण्डित આદિ શબ્દોને 'भवति' (થાય છે) અર્થમાં થતો कयङ्‌ પ્રત્યય થવો જોઈએ. દા. ત. अभृशो भृशो भवतीति भृशायते (પહેલાં વધારે ન હતું તે વધારે થાય છે) માં આવો ક્યઙ્ થયેલો છે. અહીં મૃશ શબ્દનો અર્થ નક્ષત્ર પણ થયેલો છે દ્રષ્ટવ્યઃ સં. શ્રીબાલકૃષ્ણ પંચોલી, સિદ્ધાન્તકૌમુદી; ચતુર્થભાગ; નામધાતુ પ્રક્રિયા પૃ. ૫૭).

પણ હવે જ્યાં અભૂતતદ્ભાવની પ્રતીતિ નથી એટલે કે વાસ્તવિક કથન છે ત્યાં મૃશાદિ૦ સૂત્ર લાગતું નથી, અને कयङ्‌ પ્રત્યય થતો નથી. અહીં (दिवा) भृशा भवन्तिમાં 'भृशादिभ्यः' એ ઉપર્યુક્ત સૂત્રથી कयङ्‌ પ્રત્યય થઈને 'भृशायन्ते' એવો પ્રયોગ થવો જોઈએ એવી શંકા છે. પરંતુ પ્રસ્તુત સ્થલમાં મૃશ શબ્દ અભૂતતદ્-ભાવ કે અત્યન્તસદૃશ અર્થનો દ્યોતક ન હોવાથી कयङ्‌ પ્રત્યયનો પ્રસંગ નથી એ સમાધાન છે.

**ओषधेश्च विभक्तौ अप्रथमायाम्**—(પૃ. ૨૩૭. પં.૫)

'ओषधेश्च विभक्तावप्रथयाम्' (વેદમંત્રમાં પ્રથમાથી ભિન્ન વિભક્તિમાં ओषधि શબ્દના અન્ત્ય अच्‌નો દીર્ઘ થાય છે દા.ત. ओषधीभ्यः) આ સૂત્રમાં વિભક્તિવાચક પદ अप्रथमायाम्, नञ्‌થી યુક્ત છે, તો પણ 'विभक्तौ' એ પદ પુનઃ નિવિષ્ટ (મૂકવામાં) કરવામાં આવ્યું છે. વાસ્તવિક રીતે તો 'विभक्तौ' મૂકવાની જરૂર જ ન હતી, કારણકે (नञिवयुक्त०) પરિ. પ્રમાણે 'अप्रथमायां'નો અર્થ પ્રથમાથી ભિન્ન પ્રથમા સદૃશ એમ થઈ શકે છે. અને પ્રથમાથી ભિન્ન પ્રથમા સદૃશ એવો દ્વિતીયાદિ વિભક્તિ એ જ અર્થ થઈ શકે છે. તો પણ તે 'विभक्तौ' પદનો પ્રયોગ કરેલ છે, તે ઉપરથી આ विभक्तौ પદ नञिव પરિ.થી સિદ્ધ થતા અર્થનો કેવલ અનુવાદ (પુનઃ કથન) કરે છે એમ સમજવું જોઈએ.

'अकर्तरि च कारके संज्ञायाम्' (પૃ. ૨૩૭. પં. ૭) કર્તાથી ભિન્ન કારકમાં સંજ્ઞા વાચ્ય હોય ત્યારે ધાતુથી घञ् પ્રત્યય થાય છે. (रञ्ज्=रागः) આ સૂત્રમાં 'कारके' એ શબ્દનું ભાષ્યકારે પ્રત્યાખ્યાન કરેલું છે, કારણ કે नञ्‌થી યુક્ત 'अकर्तरि' પદનો અર્થ આ પરિ. 'नञिवयुक्त०' પ્રમાણે 'कर्तृभिन्ने कर्तृसदृशे' એવો થાય છે, અને આવું કર્તૃ-ભિન્ન, કર્તૃ-સદૃશ ઈતર પ્રકારનું કારક આખરે તો કારક જ થઈ શકે છે. ૭૪

**પરિ. ૭૫.** गतिकारकोपपदानां...सुबुत्पत्तेः॥७५॥

**व्याघ्री, कच्छपा**...(પૃ. ૨૩૮. પં. ૩) व्याघ्री અને कच्छपी ઉદાહરણોમાં 'सुबन्तं समर्थेन सह समस्यते' (સુબન્તનો સમર્થ સાથે સમાસ થાય છે એવો નિયમ હોવાથી घ्रा (૧ લો ગણ) ધાતુને 'आतश्चोपसर्गे' (૩।૧।૧૩૬) ઉપસર્ગ ઉપપદમાં હોય એવા આકારાન્ત ધાતુને 'क' પ્રત્યય થાય છે) સૂત્રથી 'घ्रा' ધાતુને 'क' (अ) પ્રત્યય થાય છે. 'आतो

लोप इटि च' (६।४।६४) સૂત્રથી 'आ' નો લોપ થાય છે, આ પછી घ्र એ કૃદન્ત શબ્દનો વિશેષેણ આ जिघ्रतीति માં ગતિસંજ્ઞક वि અને આ સાથે 'कुगतिप्रादयः' (૨।૨।૧૮) સૂત્રથી ગતિ સમાસ થાય છે અને कच्छाभ्यां पिबतीति इति कच्छपः માં પણ સૌ પ્રથમ 'घ्रः'ની માફક 'पिबतीति' पः એમ प રૂપ કૃપ્રત્યયાન્ત કૃદન્ત 'प' શબ્દ તૈયાર થાય છે. તે 'प' શબ્દનો कच्छ ની સાથે 'उपपदमतिङ्' (૨।૨।૧૯) (ઉપપદ સંજ્ઞક સુબન્તનો, તિઙન્તતદાદિથી ભિન્ન અને સામર્થ્ય યુક્તશબ્દની સાથે નિત્ય સમાસ થાય છે) સૂત્રથી સમાસ થાય છે.

હવે પ્રશ્ન એ થાય છે કે व्याघ्र અને कच्छपને ઉપપદ સમાસ કરતી વખતે બે પદોને લીધે થતા સમાસ કરતાં વિભક્તિ–પ્રત્યય થાય એ કાર્ય અન્તરંગ છે. તેથી 'घ्र' અને 'प'માં પ્રથમ તો વિભક્તિ થવી જોઈએ. તેમાંય વિભક્તિપ્રત્યય લાગે એ કરતાં પણ 'असिद्धं बहिरङ्गमन्त०' અન્તરંગ પરિભાષામાં કહ્યા પ્રમાણે લિંગ કાર્ય અન્તરંગ હોવાથી 'घ्र' અને 'प' શબ્દને પહેલાં લિંગ બોધક પ્રત્યય થવો જોઈએ. જો કે व्याघ्र અને कच्छप એ શબ્દો જાતિ વાચક છે છતાં 'घ्र' અને અને 'प' જાતિવાચક નથી, માટે 'जातेरस्त्रीविषयादयोपधात्' (૪।૧।૬૩) સૂત્રથી જાતિ લક્ષણ (જાતિવાચક) શબ્દને થનાર ङीष् પ્રત્યય व्याघ्र અને कच्छप શબ્દને થઈ શકશે નહીં, તો 'अजाद्यतष्टाप्' (૪।૧।૪) સૂત્રથી टाप् (आ) થતાં 'घ्रा' અને 'पा' રૂપ થશે, પછી તેમને 'सु' એ વિભક્તિ પ્રત્યય લાવ્યા પછી તેમનો અનુક્રમે ગતિ સાથે સમાસ કરતાં व्याघ्रा અને ઉપપદ સાથે સમાસ કરતાં कच्छपा એવાં રૂપો થશે. જો કે આ શબ્દો જાતિવાચક છે, છતાં अदन्त ન હોવાથી જાતિલક્ષણ ङीष् થશે નહીં, અને व्याघ्री, कच्छपी એ રૂપ સિદ્ધ થશે નહીં એ મુશ્કેલી દૂર કરવા આ પ્રસ્તુત 'गतिकारकोप०' પરિ છે,

આ પરિ. આવતાં ગતિ કારક, ઉપપદનો કૃદન્તની સાથે જે સમાસ થાય છે તે 'सुप्' (વિભક્તિ) પ્રત્યય ઉત્પન્ન થતાં પહેલાં થાય છે. તેથી 'सु' પ્રત્યય અને સ્રી વાચક પ્રત્યય લાગે તે પહેલાં જ 'घ्र' અને 'प' એ કૃદન્ત શબ્દનો અનુક્રમે ગતિ અને ઉપપદ સાથે સમાસ થતાં व्याघ्र અને कच्छप એવા જાતિવાચક અદન્ત શબ્દ હોવાથી 'जातेरस्त्रीविषयादयोपधात्' સૂત્રથી 'ङीष्' પ્રત્યય થાય છે તેથી व्याघ्री અને कच्छपी એવાં શુદ્ધ રૂપ સિદ્ધ થાય છે,

અહીં પ્રસ્તુત પરિ.માં આવેલ 'सुबुत्पत्तेः' પદ 'स्त्रीप्रत्ययोत्पत्तेः'નું પણ ઉપલક્ષણ છે. તેથી કૃદન્તને सुप् પ્રત્યય તેમજ સ્રીપ્રત્યય લગતાં પહેલાં ગતિ, કારક, ઉપપદોનો કૃદન્ત સાથે સમાસ થાય છે, એવો અર્થ પણ ધ્યાનપાત્ર છે,

**अश्वकाती....**(પૃ. ૨૩૮. પં ૮) અહીં મૂળમાં મુદ્રણ દોષ થયો છે. તેથા સુધારીને 'अश्वक्रीतीति' એમ વાંચવું. આ પરિ.માંનું સુપૂની ઉત્પત્તિ અને સ્ત્રી પ્રત્યયની ઉત્પત્તિ થતાં પહેલાં સમાસ થાય છે એ વિધાન જેમ ગતિ અને ઉપ પદના વિષયમાં લાગુ પડે છે તેવી જ રીતે કારકાંશમાં પણ લાગુ પડે છે. જો આ પરિ. કારકાંશમાં લાગુ પડતી નથી એમ માનવામાં આવે તો अश्वेत क्रीतामां अश्वेन એ કરણને કૃદન્ત क्रीता શબ્દની સાથે સ્ત્રીપ્રત્યયોત્પત્તિ થયા પછી સમાસ કરવામાં આવે તો, 'क्रीत' શબ્દ અદન્ત હોવાથી 'अजाद्यतष्टाप्' સૂત્રથી 'टाप्' (आ) થતાં अश्वेन क्रीता अश्वक्रीता એવો સમાસ થશે. તે પછી क्रीत પદ અદન્ત રહેતું ન હોવાથી (એટલે આદન્ત રહેતું હોવાથી) 'क्रीतात्करणपूर्वात्' (૪।૧।૫૦) (કરણ સંજ્ઞક શબ્દ જેનો અવયવ છે તે क्रीतान्त પ્રાતિપદિકને ङीष् પ્રત્યય સ્ત્રીલિંગમાં થાય છે) સૂત્રથી ङीष् થઇ શકશે નહીં, તેથા 'अश्वक्रीती' એવું અભીષ્ટ શુદ્ધ રૂપ બની શકશે નહીં. પણ હવે કારકાંશમાં પણ આ પ્રસ્તુત પરિ. સ્વીકારવામાં આવતાં 'अश्वेन' કારકનો 'क्रीत' કૃદન્તની સાથે સ્ત્રી પ્રત્યયની ઉત્પત્તિ પહેલાં જ સમાસ થાય છે તેથી अश्वेन क्रीत=अश्वक्रीत એમ સમાસ થતાં, કૃદન્ત 'क्रीत' શબ્દ અદન્ત રહેતો હોવાથી 'क्रीतात्करणपूर्वात्' સૂત્રથી 'ङीष्' પ્રત્યય થતાં अश्वक्रीती એ શુદ્ધ અભીષ્ટ રૂપ બને છે.

**પરિ. ७૬.** साम्प्रतिकाभावेऽपि भूतपूर्वगतिः ॥७६॥

**गोमान् इत्यादौ नुम् सिद्धिः...**(પૃ. ૨૪૧, પં. ૫) गोमन्तं आत्मन इच्छति' गोमत्यति' (અનેક ગાયોના સ્વામીને ઈચ્છે છે) અહીં गो+मत् (मतुप्)= गोमत् શબ્દને सुप आत्मनः क्यच् (૩।૧।૮) સૂત્રથી क्यच् (य) પ્રત્યય થતાં गो+ मत्+य=गोमत्य અંશને 'सनाद्यन्ता धातवः' (૩।૧।૩૨) સૂત્રથી ધાતુસંજ્ઞા થાય છે. કારણ કે सनादि ગણમાં 'क्यच्' પ્રત્યય પણ પઠિત છે. આ પછી गोमत्य (क्यजन्त) ધાતુને 'क्विप् च' (૩।૨।૭૬) સૂત્રથી क्विप् કરતાં, गोमत्+य्+क्विप् એ સ્થિતિમાં क्विप्'માંના क् અને प् અનુબન્ધોનો તથા व्‌નો લોપ કરી, गोमत्+य्‌માં 'लोपो व्योर्वलि' (૬।૧।૬૬)થી લોપ થતાં આખરે गोमत् રૂપ બને છે. હવે गोमत् શબ્દને પ્ર.એ.વ.નો सु પ્રત્યય લાવતાં गोमत्+स्‌માં 'अत्वसन्तस्य चाधातोः (૬।૪।૧૪) સૂત્રથી ઉપધા દીર્ઘ કરતાં, गोमात्+स्‌માં 'उगिदचां सर्वनाम०' સૂત્રથી नुम् (न्) આગમ કરી, 'गोमान्+त+स्'માં 'स्'નો 'हलङ्याब्भ्यः' (૬।૧।૬૮)થી લોપ કરી, त् નો संयोगान्तस्य लोपः કરી આખરે गोमान् એવું રૂપ બને છે.

હવે અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે गोमत्+सु એ गोमत् એ क्विप् પ્રત્યયાન્ત હોવાથી सनाद्यन्ता धातवः સૂત્ર અનુસાર गोमत् એ ધાતુ છે, તો પછી 'उगिदचां સર્વનામ સ્થાને चाधातोः સૂત્રથી અધાતુને થનારો नुम् અહીં કેવી રીતે થઈ શકે,

એનો ઉત્તર આ પ્રસ્તુત 'साम्प्रतिका०' પરિ. આપે છે કે 'જો હાલમાં ધાતુ હોય તો પણ પૂર્વમાં क्यिप् અને कयच् પ્રત્યય થતાં પહેલાં તો 'गावः सन्ति अस्य' અવસ્થામાં गो+मतुप्=गोमत् (मतुप् प्रत्ययान्त) गोमत् શબ્દ અધાતુ હતો, તેથી પૂર્વકાલિક 'અધાતુ' સંજ્ઞાનો આશ્રય કરીને અહીં 'उगिदचां' સૂત્રથી नुम् આગમ થતાં गोमान् રૂપ બને છે (૭૬)

કેટલાક આ પરિભાષા (साम्प्रतिका०)ને 'काकवद् देवदत्तस्य गृहम्' એ લૌકિક ન્યાયના આધારે રચાયેલી હોવાનું માને છે. 'चित्प्रभा' ટીકામાં જણાવ્યું છે તેમ 'लोके यथा देवदत्तीयगृहोपरितनकाकोड्डयने काकवदिति व्यवहारः यथा वा केनचिद् देवदत्तेन स्वीयगृहे विक्रीतेऽन्येन क्रीतेऽपि देवदत्तगृहमिति व्यवहारस्तथा शास्त्रेऽपि तत्त्वाभावे भूतपूर्वगत्या तद्व्यवहार इति लोकसिद्धयम्' (કીલહોર્ન : પરિભાષેન્દુશેખર. પાર્ટ. ૨, પૃ. ૩૮૬ ઉપરથી ઉદ્‌ધૃત) એટલે કે જેમ લોકમાં દેવદત્તના ઘર ઉપર અત્યારે કાગડા ઉડતા ન હોવા છતાં પૂર્વે ઉડતા હતા એ પૂર્વસ્થિતિનો આશ્રય લઈને काकवद् देवदत्तस्य गृहम्' દેવદત્તનું ઘર કાગડાવાળું છે એવો વ્યવહાર થાય છે. એ જ રીતે દેવદત્ત પોતાનું ઘર વેચી દેતાં, તે બીજાએ ખરીદી લીધું હોવા છતાં પણ પૂર્વે તો તે દેવદત્તનું ઘર હોવાથી 'દેવદત્તનું ઘર' એવો વ્યવહાર થાય છે તેમ વ્યાકરણશાસ્ત્રમાં પણ પૂર્વકાલિક વસ્તુ સ્થિતિનો આધાર લઈને, અત્યારે એ પરિસ્થિતિ ન હોય તો પણ ભૂતપૂર્વ સ્થિતિને લીધે તેવો વ્યવહાર થાય છે.

**પરિ. ૭૭.** बहुव्रीहौ तद्गुणसंविज्ञानमपि ।।७७।।

**लम्बकर्णचित्रगू उदाहरणे...**(પૃ. ૨૪૨, પં. ૫) પ્રસ્તુત પરિભાષામાં તદ્‌ગુણસંવિજ્ઞાનના ઉદાહરણ તરીકે 'लम्बकर्णम् आनय' (લાંબા કાનવાળા (ગર્દભ)ને લાવો) છે. लम्बौ कर्णौ यस्य सः અહીં લંબકર્ણ વ્યક્તિનો (ગર્દભ)નો 'આનયન' ક્રિયા સાથે જ્યારે સંબંધ થાય છે ત્યારે લાંબા કાન (અવયવ) અને તે ધરાવનાર વ્યક્તિ (અવયવી) બંનેનો અવયવાવયવિભાવ રૂપ સમવાય સંબંધ હોવાથી, લાંબા કાન સિવાયની વ્યક્તિને લાવી શકાય તેમ નથી.

જ્યારે 'चित्रगुं पुरुषं आनय'માં ચિત્રવર્ણ ધરાવતી ગાયો અને તેમનો સ્વામી એ બંનેમાં સમવાય કે સંયોગ સંબંધ નથી, પણ સ્વસ્વામિભાવ સંબંધ છે. અહીં અતદ્‌ગુણ બહુવ્રીહિમાં આનયન ક્રિયાનો સંબંધ સ્વામી (માલિક) સાથે છે પણ चित्र અને 'गो' એ અવયવ (શબ્દો) સાથે નથી. જ્યારે શાસ્ત્રીય ઉદાહરણોમાં તદ્. સં. બ. વ્રી.નું ઉદાહરણ 'सर्वादीनि सर्वनामानि' છે, કારણ કે सर्व શબ્દની પણ સર્વનામ સંજ્ઞા થાય છે, જ્યારે અતદ્. સં. બ. વ્રી.નું ઉદાહરણ 'जक्षित्यादयः षट्' ૬।૧।૬ સૂત્ર છે. (આ સૂત્ર પ્રમાણે जक्ष्, અને(૧) जागृ (૨) दरिद्रा

(૩) शास् (૪) चकास् અને (૫) दीधी અને (૬) वेवी, આ ૭ ધાતુઓને અભ્યસ્ત સંજ્ઞા થાય છે, અને તેથી આ ધાતુઓથી બનેલાં जक्षत्, जक्षतौः, जाग्रत्, जाग्रतौ રૂપોમાં 'नुम्' આગમ થતો નથી.) આ સૂત્રમાં ७ ધાતુઓમાં जक्ष् ધાતુ સમાવિષ્ટ નથી. તેથી અ.ત.સં.બ.વ્રી છે. આ માટે જુઓ 'जक्षित्यादयः षट्' સૂત્રની વૃત્તિ: 'षड्-धातवोऽन्ये, जक्षितिश्च सप्तमः एते अभ्यस्तसंज्ञाः स्युः' (સિદ્ધાન્તકૌમુદી: હલન્તપુલિંગ પ્રકરણ).

**પરિ. ૭૮.** चानुकृष्टं नोत्तरत्र ॥७८॥

**ननु वदःसुपि क्यप् च....**(પૃ. ૨૪૩, પં. ૧)અહીં નનુથી શરુ થતા અવતરણનો સારાંશ આ પ્રમાણે છે. (૧) 'अचो यत्' (૩।૧।૯૭) (આ સૂત્ર અજન્ત ધાતુને (કૃત્પ્રત્યય) यत् કરે છે. દા. ત. चेतुं योग्यम् चेयम्). (૨) આ પછી वदः सुपि क्यप् च (૩।૧।૧૦૬) (આ સૂત્ર वद् ધાતુને ભાવ અર્થમાં क्यप् (य) પ્રત્યય કરે છે. દા. ત. ब्रह्मोद्यम् અને चकारथी यत् પ્રત્યય થતાં ब्रह्मवद्यम् થાય છે. (૩) આ પછી भुवो भावे (૩।૧।૧૦૭) સૂત્રથી (ભાવ અર્થમાં भू ધાતુને क्यप् (પ્રત્યય) થાય છે. દા. ત. ब्रह्मणो भावो ब्रह्मभूयम्.

અહીં ખાસ જોવાનું એ છે કે 'वदः सुपि क्यप् च' (૩।૧।૧૦૬) સૂત્રમાંથી भुवो भावे (૩।૧।૧૦૭)માં જેમ 'क्यप्' (પ્રત્યય)ની અનુવૃત્તિ થાય છે, તેમ वदः सुपि માંના 'च' દ્વારા, પૂર્વ સૂત્ર 'अचो यत्'માંથી ખેંચાયેલ (અપકૃષ્ટ થયેલ) यत्‌ની અનુવૃત્તિ, એ પછીના भुवो भावेમાં (૩।૧।૧૦૭)માં પણ જવી જોઈએ. તો પછી 'क्यप् થતાં ब्रह्मभूयम्, અને यत् થતાં ब्रह्मभव्यम् એવાં બે રૂપ બનવાં જોઈએ. (વસ્તુતઃ તો 'ब्रह्मभूयम् એકજ રૂપ બને છે) એ આપત્તિ આવે છે.

પણ હવે આ પરિ.થી પૂર્વ સૂત્ર अचो यत् (૩।૧।૯૭)માંથી, वदः सुपि क्यप् च (૩।૧।૧૦૬)માં ચકાર દ્વારા ખેંચેલ यत् પ્રત્યય 'वदः सुपि' સૂત્ર પૂરતો જ રહે છે. તે 'यत्' પદ પછીના भुवो भावे (૩।૧।૧૦૭) માં જતો નથી. તેથી હવે આ કોઈ આપત્તિ રહેતી નથી.

**णमुल्यनुवर्तमाने**...(પૃ. ૨૪૩. પં. ૪) अव्ययेऽयथाभिप्रेताख्याने कृञः क्त्वा णमुलौ (૩।૪।૫૯) અયથાભિપ્રેતાખ્યાન એટલે કે અપ્રિયને ઉચ્ચસ્વરે, અને પ્રિય ઘટનાને નીચે સ્વરે કહેવામાં આવે ત્યારે अव्यय જેને ઉપપદ તરીકે છે એવા 'कृ' ધાતુને 'क्त्वा' અને णमुल् પ્રત્યય થાય છે. દા. ત, उच्चैः कृत्य, उच्चैः कारम् હવે આ अव्यये० સૂત્રનો 'अव्ययेऽयथा... क्त्वा च' રીતે ન્યાસ કરવામાં આવે તો પણ અહીંના च થી 'स्वादुमि णमुल्' (૩।૪।૨૬) સૂત્રમાંથી णमुल् પદ ખેંચી

શકાશે. છતાં અવ્યયે૦માં णमुल् નું પુનઃ ગ્રહણ એટલા માટે કર્યું છે કે પોતાની (અવ્યય)ની પછી આવેલા 'तिर्यच्यपवर्गे' (૩।૪।૬૦) સૂત્રમાં क्त्वा અને णमुल् બંનેની અનુવૃત્તિ થાય, (એકલા क्त्वा ની નહીં) અને 'तिर्यक्कृत्य' તથા तिर्यक्कारम् એવાં બે અભીષ્ટ રૂપ બને, અન્યથા જો 'अव्यये०' સૂત્રમાં 'क्त्वा च' એવો ન્યાસ કે પાઠ કર્યો હોત તો अव्यये० સૂત્રના 'च'થી 'स्वादुमि णमुल्'નો णमुल् બહુ બહુ તો ખેંચાઈને अव्यये૦માં આવી શકયો હોત, પણ હવે આ પરિ. चानुकृष्ट. ને લીધે तिर्यच्यप૦માં णमुल् જઈ શકશે નહીં, પણ વસ્તુતઃ तिर्यक्कारम् જેવા રૂપની સિદ્ધિ માટે णमुल् આવશ્યક છે, તેથી अव्यये० સૂત્રમાંથી णमुल् લાવી શકાય એ માટે अव्यये સૂત્રમાં णमुल् ગ્રહણ કર્યું છે.

**कुलिजाल्लुक्खौ च...** (પૃ. ૨૪૪. પં. ૩) આ 'चानुकृष्ट' પરિ. ભાષ્ય વિરુદ્ધ હોવાથી તેનું પ્રત્યાખ્યાન થયેલું છે એમ 'कुलिजाल्लुक्खौ च' (૫।૧।૫૫) સૂત્ર ઉપરના ભાષ્યમાં બતાવ્યું છે. (૧) 'आढकाचितपात्रात्खोऽन्यतरस्याम्' (૫।૧।૫૩) (आढकिकी, आढकीना આઢક પ્રમાણનું ધાન્ય રાંધનારી), (૨) द्विगोः ष्ठंश्च (૫।૧।૫૪) द्व्याढकिकी, द्व्याढकीना (૩) कुलिजाल्लुक्खौ च (૫।૧।૫૫) આ રીતનો આ અષ્ટાધ્યાયી ક્રમ છે.

અહીં મુખ્યરૂપે 'कुलिजाल्लुक्खौ च' સૂત્ર વિચારવું આવશ્યક છે. ૧. આ 'कुलिजाद्०' સૂત્રમાં પૂર્વ સૂત્ર 'द्विगो'માંથી 'ष्ठन्'ની અનુવૃત્તિ ભાષ્યકારે કરેલી છે. અને ૨. द्विगोःष्ठंश्च એ સૂત્રમાંના ચકારથી પૂર્વસૂત્ર 'आढका०'માંથી અનુકૃષ્ટ કરેલ 'खोऽन्यतरस्याम्' શબ્દોની પણ અનુવૃત્તિ ભાષ્યકારે कुलिजाद्० સૂત્રમાં કરી છે. અને ૩. આ રીતે 'ष्ठन्'ની સ્વાભાવિક રૂપે, અને 'खोऽन्यतरस्याम्'ની અનુકર્ષણ રૂપે અનુવૃત્તિ એમ બંનેની અનુવૃત્તિ 'कुलिजाद्०' માં કરી, कुलिजाल्लुक्खौ चમાં આવેલ 'लुक्खौ च' એ શબ્દોનું ભાષ્યકારે પ્રત્યાખ્યાન કરેલ છે. આ રીતે આ પરિ. ભાષ્યથી વિરુદ્ધ છે; તેથી સ્વીકારવા યોગ્ય નથી.

**પરિ. ૭૯.** स्वरविधौ व्यञ्जनमविद्यमानवत् ॥७९॥

**अत एव शतुरनुमः...**(પૃ. ૨૪૫, પં. ૨) કોઈ સ્વરને ઉદ્દેશીને જ્યાં કાર્ય કરવામાં આવેલું હોય ત્યાં જ પ્રસ્તુત પરિ, લાગુ પડે છે એવો નિયમ છે. તેથી 'शतुरनुम०' અને 'अचः, कर्तृ०' સૂત્રોમાં अजादी અને अचः એ શબ્દો ચરિતાર્થ થાય છે. शतुरनुमो नद्यजादी (૬।૧।૧૭૩) (નુમ્‌થી રહિત જે 'शतृ' પ્રત્યય, તદન્ત જે અન્તોદાત્ત શબ્દ તેનાથી પર આવેલ નદી, અને અજાદિ વિભક્તિને ઉદાત્ત સ્વર થાય છે. દા. ત. 'जानती' આ અન્તોદાત્ત છે. अचःकर्तृयकि (૬।૧।૧૯૫) (કર્તૃવાચ્યમાં

વિહિત यक् પ્રત્યય પર હોય તો ઉપદેશાવસ્થામાં અજન્ત ધાતુના આદિ વર્ણનો વિકલ્પે ઉદાત્ત સ્વર થાય છે. દા. ત. लूयते केदारः स्वयमेव.

**પરિ. ૮૦.** हल्स्वरप्राप्तौ व्यञ्जनमविद्यमानवत् ॥८०॥

**अस्याश्च यतोऽनाव**...(પૃ. ૨૪૭, પં. ૧) नावा तार्यम् नाव्यम् પ્રયોગમાં 'नौ' શબ્દને 'नौवयोधर्मविषमूल' (૪।૪।૯૧) સૂત્રથી 'तार्य પાર કરવા યોગ્ય' એ અર્થમાં यत् પ્રત્યય થાય છે. नौ+यमां 'वान्तो यि प्रत्यये' (૬।૧।૭૯) સૂત્રથી आव् આદેશ થતાં આખરે नाव्यम् એ अच् વાળું यत् પ્રત્યયાન્ત રૂપ બને છે. હવે અહીં 'यतोऽनावः' (૬।૧।૨૧૩) (नौ શબ્દના यत् પ્રત્યયાન્ત રૂપને બાદ કરીને અન્ય यत्प्रत्ययान्त શબ્દોમાંનો આદિ સ્વર ઉદાત્ત થાય છે) સૂત્રથી 'नाव्यम्'માં આદિ સ્વર ઉદાત્ત ન થાય એ માટે 'अनावः' એ પ્રતિષેધ કર્યો છે. પરંતુ 'प्राप्तौ सत्यां निषेधः' (પ્રાપ્તિ થાય તો નિષેધ કરવો બરાબર છે), અહીં તો यतोऽनावः સૂત્રથી આદિ સ્વરને ઉદાત્તની પ્રાપ્તિ જ નથી, કારણ કે नाव्यम् આદિ વર્ણ 'न' હલ છે, તેથી તે સ્વર થવા માટે યોગ્ય નથી (સ્વર ચિહ્ન તો अच्‌ને લાગે છે.) હવે જો 'नाव्यम्'માં 'न'ની પછી આવેલ 'आ' સ્વર માટે યોગ્ય છે, તો તે આદિમાં નથી. આ સ્થિતિમાં नाव्यम्માં ઉદાત્ત સ્વરની પ્રાપ્તિ જ નથી છતાં अनावः એવો નિષેધ કેમ કર્યો ? એટલે કે સ્વર નિષેધક 'अनावः' એવા પદનું 'यतोऽनावः' સૂત્રમાં ગ્રહણ કેમ કર્યું ? એ 'अनावः' પદ વ્યર્થ પડીને પ્રસ્તુત પરિ. 'हल्स्वरप्राप्तौ०'નું જ્ઞાપન કરે છે. હવે આ हल्स्वर० પરિ. હોતાં 'नाव्यम्'માં 'व्' हल् થવાથી એને બાદ કરીને, નકારોત્તરવર્તી આકારને ઉદાત્ત સ્વર પ્રાપ્ત થશે, પણ તે વસ્તુતઃ અભીષ્ટ નથી, તેથી તે ઉદાત્ત સ્વરને રોકવામાટે 'अनावः' એવો પ્રતિષેધ કર્યો છે, (स्वांशे चरितार्थम्). આ રીતે 'अनावः' ગ્રહણ પ્રસ્તુત हल् પરિભાષાનું જ્ઞાપક બને છે.

**પરિ. ૮૧–૮૨.** निरनुबन्धक......न सानुबन्धकस्य ॥८१॥
तदनुबन्धक......नातदनुबन्धकस्य ॥८२॥

**ननु पूरण गुणेति**...(પૃ. ૨૪૭, પં. ૮) (૧) पूरण–गुण–सुहितार्थ सदव्यय–तव्य–समानाधिकरणेन (૨।૨।૧૧) આ સૂત્રથી પૂરણ પ્રત્યયાન્ત, ગુણવાચક....અને तव्य (અનુબંધ–ઈત્સંજ્ઞક વર્ણ વગરનો) નિરનુબંધક પ્રત્યય જેને અંતે છે તે तव्य પ્રત્યયાન્ત પદની સાથે ષષ્ઠયન્તના સમાસ નો નિષેધ થાય છે. દા.ત. ब्राह्मणस्य कर्तव्यम्. અહીં कर्तव्य પદ कृ ધાતુને तव्य પ્રત્યય લાગતાં બન્યું છે. આ तव्य નિરનુ-બંધક છે. તેથી कर्तव्य નો ब्राह्मणस्यએ ષષ્ઠયન્ત સાથે 'षष्ठी' સૂત્રથી જ્યારે સમાસ થાય છે ત્યારે 'पूरणगुण०' સૂત્રથી નિષેધ થાય છે, તેથી ब्राह्मणस्य कर्तव्यम् . પણ स्वस्य कर्तव्यम्=स्वकर्तव्यम् માં कर्तव्यમાં तव्य હોવા છતાં पूरण० સૂત્રથી ષ. ત. સમાસનો

નિષેધ થતો નથી. કારણકે तव्य બે પ્રકારનો तव्यत् એ સાનુબંધક અને तव्य એ નિરનુબંધક. જ્યાં નિરનુબંધક तव्य લેવાનો કહ્યો હોય ત્યાં સાનુબંધક तव्यत् લઈ શકાય નહીં, કારણ કે પ્રસ્તુત પરિ. निरनुवन्धक तव्यनुं ગ્રહણ હોય ત્યારે સાનુબંધક तव्यનું ગ્રહણ રોકે છે. આથી पूरणगुण૦માં નિરનુબંધક तव्य પ્રત્યયવાળા कर्तव्य પદ સાથેનો ब्राह्मणस्य कर्तव्यम्‌નો ब्राह्मणकर्तव्यम् સમાસ થતો નથી.

(૨) **दिव औत्** (૭।૧।૮૪) સૂત્રથી दिव् એવા અવ્યુત્પન્ન પ્રાતિપદિક, નિરનુબંધક दिव् શબ્દના व्‌નો औत् એવો આદેશ થાય છે. તેથી दिव्+सु=दि+औ+स्=द्यौः. પણ જે ઠેકાણે अक्षैः दीव्यतीति अक्षद्यूःમાં अक्ष+√दिवु (૪થો ગણ સાનુબંધક (ઉકારાનુબંધક)માં अक्ष+दिव्+क्विप्+स्‌માં दिवु સાનુબંધક હોવાથી 'दिव औत्' સૂત્રથી औत् આદેશ થતો નથી. કારણકે निरनुबन्धकग्रहणे એ પ્રસ્તુત પરિ.ને લીધે અવ્યુત્પન્ન પ્રાતિપદિક दिव्‌માં જ औत् થાય છે, સાનુબંધક अक्ष+दिव्‌માં નહીં, તેથી અહીં ऊठ् આદેશ થઈને આખરે अक्षद्यूः રૂપ બને છે.

આમ निरनुबन्धकग्रहणे न सानुबन्धकस्य એ પરિ.ની પ્રવૃત્તિના સંદર્ભમાં पूरणगुण અને दिव औत् બે છે જે સૂત્રો તે ટાંકવામાં આવ્યાં છે; તેમનો અર્થ અહીં સ્પષ્ટ કર્યો છે:

**तथा यतोऽनाव....**(પૃ. ૨૪૭, પં. ૯) હવે **૮૨**મી પરિ. 'तदनुबन्धकग्रहणे ...नुबन्धकस्य'ના સંદર્ભમાં નીચેનાં બે સ્થલો બતાવ્યાં છે.

(૧) यतोऽनावः (૬।૧।૨૧૩) સૂત્રથી 'काम्याः' यत् પ્રત્યયાન્ત काम्यामां થતો આદ્યુદાત્ત સ્વર, ण्यत् પ્રત્યયાન્ત (ईड्+ण्यत्=)ईड्यःમાં થવો જોઈએ, કારણકે અનુબંધ લોપ કરતાં यत् કે ण्यत् સરખા જ દેખાય છે, અને એ રીતે ईड्यःમાં અનભીષ્ટ એવા આદ્યુદાત્ત સ્વરની આપત્તિ આવે છે. પણ હવે तदनुबन्धक એ (૮૩) પરિ.થી નિયમન થાય છે કે જ્યાં यतोऽनावः જેવામાં તકારાનુબંધક यत् પ્રત્યય આવશ્યક છે, ત્યાં 'ण्यत्'માં 'त' અને 'ण्' એમ બે અનુબંધ ધરાવનારો ण्यत् પ્રત્યય લઈ શકાય નહીં, અર્થાત્ હવે આ પરિ. હોવાથી ईड्यः એ 'ण्यत्' પ્રત્યયાન્તમાં 'यतोऽनावः' ની પ્રવૃત્તિ થતી નથી.

**ऋदृशोऽङि**...(પૃ. ૨૪૮, પં. ૧) (૨) **ऋदृशोऽङि** गुणः (૭।૪।૧૬) (પછી अङ् પ્રત્યય (આદેશ) આવે તો ऋકારાન્ત ધાતુ અને दृश् ધાતુના ऋકારનો ગુણ થાય છે) દા.ત. अदर्शत्. दृश्+लुङ् તૃ.પુ.એ.વ. अ+दृश्+अङ्+त्)માં 'अङ्' ङકારાનુબંધક अ ને માનીને ગુણ થતાં 'अदर्शत्' રૂપ થાય છે, પણ જે સ્થળમાં चङ् આદેશ કરેલ હોય એટલે કે च् અને ङ् એવા બે અનુબંધોવાળું સ્થલ હોય ત્યાં तदनुबन्धक० પરિ.ની પ્રવૃત્તિ થવાથી (જ્યાં अङ्‌નો નિર્દેશ કર્યો હોય ત્યાં) चङ् લેવાતો નથી.

આ પરિ.માં જ્ઞાપક 'वामदेवाद् ड्यड्ड्यौ' (૪।૨।૯) સૂત્રમાં આવેલ ड्यत् અને ड्यનું ડિત્કરણ છે. 'वामदेवेन दृष्टं साम इति वामदेव्यम्'માં 'दृष्टं साम' એ અર્થમાં वामदेवाद्० સૂત્રથી वामदेव શબ્દને કાં તો ड्यत् કે ड्य પ્રત્યય થાય છે પછી 'ड'ની 'चुटू' ઈત્સંજ્ઞા થતાં वामदेव+य થાય છે, પછી 'यस्येति च'થી 'व'માં આવેલ 'अ'નો લોપ થતાં वामदेव्यं (साम) રૂપ બને છે. (આ પછી अवामदेव्यम् પ્રયોગમાં नञ् तत्पुरुष સમાસ થાય છે.) હવે મુખ્ય પ્રશ્ન તો એ છે કે वामदेव શબ્દને કેવલ यत् પ્રત્યય કર્યો હોત તો પણ वामदेव्यम् રૂપ સિદ્ધ થઈ શકે છે, તો ત્યાં થતા ड्य ડિત્ કરણ કેમ કર્યું ? આ ડિત્કરણ વ્યર્થ પડીને પ્રસ્તુત निरनुबन्धक. પરિભાષાનું જ્ઞાપક બને છે. એવી જ રીતે वामदेव શબ્દને य પ્રત્યય કરીને જ वामदेव्य રૂપ બની શકે તેમ છે તો ड्यत्માં ડિત્ કરણ કેમ કર્યું ? એ વ્યર્થ પડ્યું અને પ્રસ્તુત 'तदनुबन्धकग्रहणे०' એ પરિ.નું જ્ઞાપન કરે છે.

આ રીતે જ્ઞાપિત થયેલ પરિભાષાથી એ લાભ થાય છે કે अवामदेव्यम् માં 'ययतोश्चातदर्थे (૬।૨।૧૫૬) (नञ्ની પછી વિદ્યમાન य પ્રત્યયાન્ત કે यत् પ્રત્યયાન્ત ઉત્તરપદ આવે તો ત્યાં અન્તોદાત્ત સ્વર થાય છે) સૂત્રની પ્રવૃત્તિ થતી નથી. જો આ પ્રસ્તુત પરિ. ન હોત તો य કે ड्य અને यत् કે ड्यत् આખરે સમાનરૂપ ગણાત. પણ હવે નિરનુબંધ ગ્રહણમાં સાનુબંધક પ્રત્યય લેવામાં આવતો નથી એવી વ્યવસ્થા થવાથી ययतोश्चा०માં य કે यत् કહેવાથી ड्य અને ड्यत् આવી શકશે નહીં. તેથી ययतो० એ સૂત્રની પ્રવૃત્તિ જ થતી નથી. તેથી આખરે 'तत्पुरुषे तुल्यार्थ तृतीया सप्तम्युपमानाव्ययद्वितीयाकृत्याः' (૬।૨।૨) (તુલ્યાર્થ શબ્દ, તૃતીયા વિભક્ત્યન્ત પદ, સપ્તમી વિભક્ત્યન્ત પદ, ઉપમાન વાચક શબ્દ, અવ્યય, અને દ્વિતીયાન્ત, કૃત્ય પ્રત્યયાન્ત શબ્દ આ સાત પૂર્વમાં આવે તો તત્પુરુષમાં પ્રકૃતિ સ્વર થાય છે) સૂત્રથી પ્રકૃતિ સ્વર જ થાય છે. આ જ આશયને આવરી લેતો એક શ્લોક ભાષ્યમાં, અને સિદ્ધાન્ત કૌમુદીમાં 'तद्धित रक्ताद्यर्थ પ્રકરણ'માં આવેલો છે કે "सिद्धे यस्येति लोपेन किमर्थं ययतौ ङितौ । ग्रहणं मा तदर्थे भूद् वामदेव्यस्य नञ् स्वरे ॥" અર્થાત્ वामदेव શબ્દથી य કે यत् પ્રત્યય કરવામાં આવે ત્યારે 'यस्येति च' (૬।૪।૧૪૮) સૂત્રથી અકારનો લોપ થઈને वामदेव्य રૂપ સિદ્ધ થાય જ છે, તો પાણિનિએ આ પ્રત્યયોને ડિત્ કેમ બનાવ્યા ! તેનું કારણ એ છે કે 'ययतोश्चातदर्थे' સૂત્રમાં य અને यत् પ્રત્યયથી ड्य અને ड्यत्નું ગ્રહણ ન થાય અને અન્તોદાત્ત સ્વર ન થાય (પણ આદ્યુદાત્ત સ્વર થાય). (૮૧, ૮૨).

**પરિ. ૮૩.** क्वचित् स्वार्थिकाः प्रत्ययाः प्रकृतितो लिङ्गवचनान्यतिवर्तन्ते ॥८३॥

જ્યાં સ્વાર્થિક પ્રત્યય હોય ત્યાં લિંગ અને વચન, પ્રકૃતિનાં લિંગ અને વચન

પ્રમાણે થાય છે એવો નિયમ હોવાથી कुटीरःમાં 'कुटीशमी' સૂત્રથી સ્વાર્થમાં થયેલ 'र' પ્રત્યયનું લિંગ પણ પ્રકૃતિ 'कुटी' પ્રમાણે સ્ત્રીલિંગ થવું જોઈએ, તેથી कुटीरःમાં થયેલો પુલ્લિંગ પ્રયોગ (અયોગ્ય) છે, એ જ રીતે 'अप्कल्पम्'માં ईषदसमाप्तौ. સૂત્રથી कल्पप् પ્રત્યય થાય છે, ત્યાં પણ નપુંસકલિંગ અને એક વચન અનુપપન્ન છે (કારણકે પ્રકૃતિ अप् શબ્દ નિત્ય સ્ત્રીલિંગ અને બહુવચન છે.) તે સ્થિતિમાં આ પરિભાષા કહેવામાં આવી છે. હવે આ પરિ. હોવાથી ક્યાંક ક્યાંક સ્વાર્થ (પ્રકૃતિના) અર્થમાં થનાર પ્રત્યય પણ પ્રકૃતિનાં લિંગ અને સંખ્યાનું ઉલ્લંઘન કરે છે એટલે કે પ્રકૃતિનાં લિંગ અને સંખ્યાનો ત્યાગ કરે છે. (૮૩).

**પરિભાષા ૮૪.** समासान्तविधिरनित्यः ॥૮૪॥

**प्रतेरंश्वादयः**...(પૃ. ૨૫૧, પં. ૮) તત્પુરુષસમાસમાં प्रति એ પૂર્વાવયવ હોય, અને अंश्वादि ગણ પઠિત એવો (પ્રસ્તુતમાં राजन् શબ્દ કોઈ શબ્દ ચરમાવયવ હોય ત્યારે તે સમાસ અન્તોદાત્ત થાય છે એમ 'प्रतेरंश्वादयः' (૬।૨।૧૯૩) સૂત્રનો અર્થ છે. प्रतिराजः એ ઉદાહરણમાં राजन् શબ્દ તત્પુરુષના અંતે હોવાથી 'राजाहःसखिभ्यष्टच्' (૫।૪।૯૧) સૂત્રથી राजन् શબ્દ ઉત્તરપદમાં આવેલ હોઈ टच् (अ) સમાસાન્ત પ્રત્યય થતાં 'चितः' (૬।૧।૧૬) એ અન્તોદાત્ત સ્વર વિધાયક સૂત્રથી અન્તોદાત્તત્વ થઈ શકે તેમ છે, તો राजन्નો अंश्वादि ગણમાં પાઠ કેમ કર્યો ? એ પાઠ જ વ્યર્થ પડીને જ્ઞાપન કરે છે કે સમાસાન્ત 'टच्' પ્રત્યય ક્યારેક થતો પણ નથી. હવે 'सामान्यापेक्षं ज्ञापकम्' એ વચન અનુસાર બધા સમાસાન્ત પ્રત્યયો આ પરિ. કહે છે, તેમ અનિત્ય થાય છે. (૮૪).

**પરિ. ૮૫.** संनिपातलक्षणो विधिरनिमित्तं तद्विघातस्य ॥૮૫॥

**ननु शतानि**...(પૃ. ૨૫૨. પં. ૪) शत શબ્દનું નપું. પ્ર.બ.વ. शतानि છે. અહીં शत+जस् (शि),માં 'शि सर्वनामस्थानम्' (૧।૧।૪૨) સૂત્રથી 'शि'ની સર્વનામ સંજ્ઞા થાય છે, પછી 'नपुंसकस्य झलचः' (૭।૧।૭૨) સૂત્રથી नुम् આગમ થતાં शतन्+इ એ સ્થિતિમાં 'सर्वनामस्थाने चाऽसम्बुद्धौ (૬।૪।૮) સૂત્રથી દીર્ઘ થતાં 'शतानि' રૂપ બને છે. પણ હવે અહીં એક પ્રશ્ન થાય છે કે शतन्+इ એ સ્થિતિમાં 'ष्णान्ता षट्' (૧।૧।૨૪) સૂત્રથી 'शतन्' એ નાન્ત (નકારાન્ત) ભાગની षट् સંજ્ઞા થતાં 'षड्भ्यो लुक्' (૭।૧।૨૨) સૂત્રથી शि કે (इ)નો લોપ થવો જોઈએ. પણ હવે પ્રસ્તુત संनिपात० પરિ.ને લીધે એ લોપ થતો નથી. એટલે કે शतानिમાં शतએ અજન્ત નપુંસક પ્રકૃતિ, અને તેની પછી આવનાર शि (इ), સર્વનામ સ્થાન એ બંનેનો સંબંધ થવાથી, नुम् આગમ રૂપ કાર્ય થયેલું છે. હવે આ રીતે બંનેના સંબંધથી शत+इમાં આવતાર नुम् પોતે षट् સંજ્ઞા દ્વારા પોતાના આધાર ઉપજીવ્યભૂત (शत અને इના

સંયોગ (સંનિપાત)ને નષ્ટ કરી શકે નહીં, એટલે કે 'इ' (शि)નો લોપ કરી શકે નહીં. તેથી शतानि રૂપ થવામાં કોઈ વાંધો આવશે નહીં.

**उपादास्त...**(પૃ. ૨૫૨, પં. ૫) उप+दीङ् क्षये (૪થો ગણ) આત્મને० लुङ् અદ્યતન ભૂ.તૃ.પુ.એ.વ. અહીં उप+अ+दी+सिच्+त એ સ્થિતિમાં 'मीनाति मिनोति दीङां ल्यपि च' (૬।૧।૫૦) સૂત્રથી આત્વ થતાં उप+अ+दा+स्+त એવી સ્થિતિ થાય છે. હવે અહીં दा રૂપ ધાતુ મળતાં 'दाधा घ्वदाप्' (૧।૨।૨૦) સૂત્રથી 'घु' સંજ્ઞા થઈને 'स्थाघ्वोरिच्च' (૧।૨।૨૭) स्था અને ઘુસંજ્ઞક ધાતુઓને इकारादेश થાય છે અને ત્યાં આવેલ सिच्, कित् થાય છે) સૂત્રથી 'दा'ના 'आ'ને इत्वनी પ્રાપ્તિ છે. તે इत्व થતાં, उप+अ+दि એવું હ્રસ્વ અંગ મળતાં, તેની પછી આવેલ सिच्(स्)નો 'ह्रस्वादङ्गत्' (૮।૨।૨૭) (હ્રસ્વાન્ત અંગ પછી આવેલ सिच्નો, જો પછી झल् આવ્યો હોય તો લોપ થાય છે) સૂત્રથી લોપ થવા માંડતાં दा+सिच्નો સંનિપાત સંયોગ નષ્ટ થશે, અને उपादित એવું વિકૃત રૂપ થવા માંડશે. પણ હવે પ્રકૃત संनिपात० પરિ. હોવાથી दी+ અને सिच् (स्) બંનેના સંબંધને લઈને થયેલ आत्व રૂપ કાર્ય (स्थाघ्वोरिच्च'ની પ્રવૃત્તિ દ્વારા इ કરી) स्નો લોપ કરાવી પોતાના ઉપજીવ્ય दा+सના સંયોગનો વિઘાત કરી શકે નહીં. તેથી હવે 'उपादास्त'માં કોઈ મુશ્કેલી આવતી નથી.

'उपजीव्य' શબ્દની વ્યુત્પત્તિ 'उपजीवयति' એમ છે. અહીં उप+जीव्+णिच् (પ્રેરક)ને 'कृत्यल्युटो बहुलम् (૩।૩।૧૧૩) સૂત્રમાં પ્રયુક્ત बहुलम्ના પ્રભાવથી કર્તૃ અર્થમાં પણ यत् પ્રત્યય થયો છે. उपजीव्य=उपजीवयिता, જીવાડનાર.

**किं च षत्वतुकोरसिद्धः** (પૃ. ૨૫૩. પં. ૬) 'षत्वतुकोरसिद्धः' (૬।૧। ૮૬) સૂત્રમાં तुक् ગ્રહણ કરેલું હોવાથી, તેમજ 'न लोपः... कृति' (૮।૨।૨) સૂત્રમાં 'कृति तुक्' ગ્રહણ કરેલું હોવાથી એ સિદ્ધ થાય છે કે तुग्विधि કરતી વખતે બહિરંગ પરિ. પ્રવૃત્ત થતી નથી. 'षत्वतुकोरसिद्धः' સૂત્રનો અર્થ છે કે 'षत्व' કે तुक् કાર્ય કરતી વખતે, એકાદેશ અસિદ્ધ થાય છે. દા. ત. अधीत्य (अधि+इ+क्त्वा ત્વાનું સંબંધક (ભૂ. કૃ.) અહીં अधि+इ+(क्त्वा)માં 'समासेऽनञ्पूर्वे क्त्वो ल्यप्' (૭।૧।૩૭) સૂત્રથી त्वानी જગ્યાએ ल्यप् (य) થાય છે. પછી अधि+इ+यમાં સવર્ણ દીર્ઘ થતાં अधी+य એવી સ્થિતિ રહે છે. ત્યાં 'षत्वतुकोरसिद्धः' સૂત્રથી દીર્ઘ અસિદ્ધ થતાં तुक् થતાં अधीत्य રૂપ બને છે. હવે અહીં अधि+इ+यમાં બે કાર્ય જેવાં કે तुक् અને દીર્ઘ થવા આવે છે. તેમાં अधि+इ+यમાં કેવલ 'ल्यप्'ના कृत એવા पित्वनी અપેક્ષા કરનાર 'ह्रस्वस्य पिति कृति तुक्' સૂત્રથી થતું तुक् આગમ કાર્ય એ અન્તરંગ કાર્ય છે, અને પદદ્વય સંબંધી બે વર્ણોના

નિમિત્તથી થનારો 'अकः सवर्णे०' સૂત્રથી થતો દીર્ઘ બહિરંગ કાર્ય છે. આ રીતે અન્તરંગ 'तुक्' કાર્ય કરતી વખતે બહિરંગ દીર્ઘ કાર્ય અસિદ્ધ થઈ જ જાય છે તો પછી પાણિનિએ 'षत्वतुकोरसिद्धः' સૂત્ર કરવાની જરૂર ન હતી છતાં એ કર્યું છે તેના સામર્થ્યથી સિદ્ધ થાય છે કે 'तुग्विधि'માં 'असिद्धं वहि०' એ અન્તરંગ પરિભાષા લાગતી નથી.

**'कृति तुग्ग्रहणाच्च'**...(પૃ. ૨૫૩. ૬) એ જ રીતે वृत्रहभ्याम्માં वृत्र+हन्+क्विप्+भ्याम्માં हन्ના नનો લોપ થતાં, 'ह्रस्वस्य पिति०' સૂત્રથી तुक् આગમ થવા આવે છે, પણ તે વખતે 'न लोपः प्रातिपदिकान्तस्य' સૂત્રથી થયેલો 'न' લોપ બહિઃસ્થ નિમિત્તક હોવાથી બહિરંગ હોવાથી, न લોપ અસિદ્ધ થવાથી वृत्रहन्+भ्याम् જેવું જ રૂપ દેખાશે, એ સ્થિતિમાં હ્રસ્વ ન હોવાથી तुक्ની પ્રાપ્તિજ નથી તો પછી પાણિનિએ 'न लोपः सुप्स्वरसंज्ञातुग्विधिषु कृति' (૮।૨।૨) સૂત્રથી (सुब्विधि, स्वरविधि, संज्ञाविधि અને કૃદન્ત પ્રત્યય પરક तुक्ની વિધિ કરવાની હોય તો न લોપ અસિદ્ધ થાય છે) न લોપને અસિદ્ધ બતાવવા कृति तुग् ગ્રહણ કરવું જોઈતું ન હતું છતાં પાણિનિએ આવું ગ્રહણ કર્યું છે તે ઉપરથી સિદ્ધ થાય છે કે कृति तुग्विधिમાં 'असिद्धं वहिरङ्गम्' પરિ. લાગતી નથી.

**सर्वविधसंनिपात०**..(પૃ. ૨૫૪. પં. ૧) संनिपातलक्षणो विधिः આ પરિ.માં संनिपात શબ્દ સર્વ પ્રકારના એટલે કે પૂર્વાપર સંનિપાત તેમજ વિશેષણ વિશેષ્યભાવ એ ઉભય પ્રકારના સંનિપાતનું ગ્રહણ થાય છે એમ સ્વીકારાયું છે. જો પૂર્વાપર સંનિપાતજ સ્વીકારવામાં આવે અને વિશેષણ વિશેષ્યભાવરૂપ સંનિપાત ન સ્વીકારવામાં આવે તો દોષ આવે છે તે એ રીતે કે:—

વાર્તિકકારે કે સિદ્ધાન્તી ભાષ્યે 'कृन्मेजन्तः' (૧।૧।૩૯) સૂત્ર ઉપરના ભાષ્યમાં 'वर्णाश्रयः प्रत्ययो वर्णविचालस्यानिमित्तम्' (વર્ણને માનીને થનારો પ્રત્યય, તે વર્ણના નાશનું કારણ બની શકતો નથી. દા.ત. दाक्षिः. અહીં 'दक्ष' શબ્દને 'अत इञ्' સૂત્રથી इञ् તથા આદિસ્વરની વૃદ્ધિ થતાં 'दाक्ष+इ'માં જે अ (અદન્ત)ને માનીને આવેલ 'इ' यस्येति च' (૬।૪।૧૪૮) ભસંજ્ઞક ઈકાર અને અકારનો, જો તેની પછી 'ई' કે તદ્ધિત પ્રત્યય આવ્યો હોય તો લોપ થાય છે) સૂત્રથી दाक्ष+इञ्માં 'इञ्' પ્રત્યય તદ્ધિત હોવાથી, क्ष માના 'अ'નો લોપ થાય છે, અને दाक्षिः એ રૂપ બને છે.

હવે અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે दक्ष શબ્દના अकार (અદન્ત)ને નિમિત્ત માનીને થયેલો 'इञ्' (આ संनिपात० પરિ. હોવાથી) ઉપજીવ્ય 'अ'નો લોપ કરી શકે નહીં. વળી જે 'अत इञ्' સૂત્રથી 'અદન્ત પ્રાતિપાદિક'ને 'इञ्' પ્રત્યય થાય છે તેમાં अदन्त

એ વિશેષણ છે, અને પ્રાતિપદિક વિશેષ્ય છે, આવો વિશેષણ વિશેષ્યભાવ જેમાં છે તેવા અદન્ત પ્રાતિપદિક दक्ष અને તેને થનાર इञ् પ્રત્યયમાં दक्ष+इञ्‌માં વિશેષણ વિશેષ્યભાવ રૂપ સંનિપાત વાર્તિકકાર કે ભાષ્યકારે પણ સ્વીકાર્યો છે. આ રીતે दाक्ष इञ्‌માં સંનિપાત પરિ.ની પ્રવૃત્તિ થતાં ઉપર જણાવ્યું તેમ દોષ આવશે, दाक्षिः એ રૂપ બની શકશે નહીં. આજ બાબતની નોંધ લેતાં સિદ્ધાન્તીએ પણ વાર્તિક લખ્યું કે 'वर्णाश्रयः प्रत्ययो वर्णविचालस्यानिमित्तम्' તેથી હવે दाक्षिः' दाक्ष+इञ्‌માં अલોપ કરતી વખતે इञ् નિમિત્ત બની શકશે નહીં, તો दाक्षिः એ રૂપ સિદ્ધ થઈ શકશે નહીં, તેથી આ संनिपात, પરિ.ને અનિત્ય માનવામાં આવી છે.

હવે અહીં મુખ્ય બાબત તો એ છે કે વાર્તિકકારને જો વિશેષણ વિશેષ્ય-ભાવ રૂપ સંનિપાત માન્ય ન હોત તો આ પ્રકારનો दाक्षिः વાળો દોષ બતાવી 'वर्णाश्रयः प्रत्ययो वर्णविचालस्यानिमित्तम्' એવું વાર્તિક ન લખત, પણ હકીકતમાં તો આ વાર્તિક લખાયું છે તેથી સિદ્ધ થાય છે કે વાર્તિકકાર અને તદ્દુપલક્ષિત સિદ્ધાન્તીને (પૂર્વાપર સંનિપાત ઉપરાંત), વિશેષણ વિશેષ્યભાવ રૂપ સંનિપાત પણ સ્વીકાર્ય છે.

**न हि प्रत्ययः पूर्वपरसंनिपातनिमित्तकः** (પૃ. ૨૫૪. પં. ૩) અહીં શંકાકાર પૂર્વપક્ષી કહે છે કે 'वर्णाश्रयः प्रत्ययो वर्णविचालस्यानिमित्तम्' એવો દોષ આપી સંનિપાત પરિ.માં વિશેષણ વિશેષ્યભાવ રૂપ સંનિપાત લેવામાં આવે છે એવી સ્થાપના તો કરી, પણ પ્રત્યય તો પૂર્વ કોઈ નિમિત્ત હોય અને પરમાં કોઈ નિમિત્ત હોય એવી રીતના સંનિપાતને લીધી થતો નથી એ તો કેવલ પૂર્વાપરીભાવના જ આધારે હોય છે, એટલે કે આ संनिपात० પરિ.માં પૂર્વ અને પરનો સંબંધ એ જ સંનિપાત લેવામાં આવે છે, તેથી સિદ્ધાન્તીએ બતાવેલ વિશેષણ વિશેષ્યભાવ સંબંધરૂપ સંનિપાત અહીં લઈ શકાય તેમ નથી.

હવે પૂર્વપક્ષીના આ આક્ષેપનું સિદ્ધાન્તી ખંડન કરે છે, પણ એ પહેલાં પૂર્વપક્ષે વ્યક્ત કરેલ 'પ્રત્યય પૂર્વપર સંનિપાત નિમિત્તક હોતો નથી' એ બાબતનો સ્વીકાર કરી લે છે, કારણ કે 'પ્રત્યય પૂર્વપર સંનિપાતક નિમિત્તક હોતો નથી પણ પૌર્વાપર્યભાવવાળો (એટલે કે પૂર્વપર–સંનિપાતવાળો) હોય છે એ બાબત તો પૂર્વપક્ષ અને સિદ્ધાન્તી બંનેને ગ્રાહ્ય છે.

પણ આ પછી સિદ્ધાન્તી કહે છે કે તેમ એણે રજૂ કરેલા 'वर्णाश्रयः प्रत्ययो वर्णविचालस्यानिमित्तं स्यात्'ના બદલે 'अङ्गसंज्ञा तर्हि वर्णविचालस्यानिमित्तं स्यात' એટલે કે 'यस्येति च' સૂત્રથી થતા दाक्ष+इःમાં अ લોપમાં, અંગસંજ્ઞા નિમિત્ત નહીં

થાય. એટલે કે दाक्षिः માં दक्ष+इञ्માં अदन्त પ્રકૃતિ અને इञ् પ્રત્યય એ બંનેના પૂર્વાપર સંનિપાતથી 'यस्मात्प्रत्ययविधिस्तदादि प्रत्ययेऽङ्गम्' (૧।૪।૧૩) સૂત્રથી એ અકારાન્ત પ્રકૃતિની અંગ સંજ્ઞા થાય છે. આ રીતે અંગ સંજ્ઞામાં दक्ष+इञ् નો પૂર્વાપરીભાવ કારણ છે. જો અહીં 'यस्येति च' સૂત્રથી अ લોપ થાય તો दक्ष એ અકારાન્તની થયેલી અંગસંજ્ઞા વિઘટિત થાય છે. (એથી હવે 'यस्येति च'થી અનો લોપ થશેજ નહીં, दाक्षिः એવું રૂપ બનશે નહીં. પણ સિદ્ધાન્તમાં તો दाक्षिः અભીષ્ટ છે. તેથી, આ સંનિપાત પરિ.ને અનિત્ય માનવામાં આવી છે)

આ રીતે સિદ્ધાન્તીએ સૌ પ્રથમ 'वर्णाश्रयः प्रत्ययो वर्णविचालस्य अनिमित्तम्' કહેતાં, પૂર્વપક્ષીએ ત્યાં વાંધો લેતાં, સિદ્ધાન્તીએ 'वर्णाश्रयः प्रत्ययः'ને બદલીને 'अंगसंज्ञा तर्हि वर्णविचालस्यानिमित्तम्' કહેતાં, પૂર્વપક્ષી એમ કહેછે કે આ રીતનાં બંને વિધાનો તો વિરોધી છે. ત્યારે નાગેશ એ બાબતમાં ફેસલો આપતાં કહે છે કે 'अंगसंज्ञा तर्हि वर्णविचालस्यानिमित्तम्'એ એકદેશીની ઉક્તિ છે તેથી એ ગ્રાહ્ય નથી.

આથી હવે આ संनिपात० પરિ.માં પૂર્વાપર સંબંધ રૂપ સંનિપાતની સાથે સાથે વિશેષણ વિશેષ્યભાવરૂપ સંનિપાત પણ લેવાય છે.

**किं चैवं शैवो गार्ग्य**...(પૃ. ૨૫૪. પં. ૬) (અહીં પૂર્વપક્ષી કહે છે તેમ 'वर्णाश्रयः प्रत्ययो वर्ण विचालस्य अनिमित्तम्' એ સિદ્ધાન્તીનું પહેલું વાર્તિક અને अङ्गसंज्ञा वर्णविचालस्यानिमित्तं (स्यात्) આ એકદેશીનું વાર્તિક આખરે તો સમાનાર્થક છે એમ માનવામાં આવે તો નાગેશ અહીં દોષ આપે છે કે शैवः વગેરે રૂપો સિદ્ધ થઈ શકશે નહીં.

(૧) शैवः–शिवस्यापत्यम् शैवः અહીં 'शिव' શબ્દ 'शिवादिभ्योऽण्' (૪।૧।૧૧૨) સૂત્રથી अण् થતાં આદિ વૃદ્ધિ થતાં, 'यस्येति'થી 'अ' લોપ થતાં આખરે शैवः રૂપ બને છે. (૨) गार्ग्यःમાં गर्गस्यापत्यम्માં 'गर्ग' શબ્દને गर्गादिभ्यो यञ् (૪।૧।૧૦૫)થી यञ् થતાં આદિવૃદ્ધિ પછી 'यस्येति' લોપ થતાં 'गार्ग्यः' રૂપ બને છે. (૩) તેવીજ રીતે 'वैनतेयः'માં 'विनतायाः अपत्यं पुमान्'માં 'स्त्रीभ्यो ढक्' (૪।૧।૧૨૦) સૂત્રથી ढक् પ્રત્યય અને પછી 'ढ्'નો 'एय्' આદેશ, આદિ વૃદ્ધિ, અને 'यस्येति च' સૂત્રથી विनता+एयમાં आनो લોપ થતાં 'वैनतेयः' રૂપ બને છે.

હવે મુખ્ય બાબત તો અહીં એ છે કે આ ત્રણેય ઉદાહરણોમાં જે अण्, यञ्, ढक् પ્રત્યયો થયા છે તે, વર્ણને માનીને થયા નથી એટલે કે તે પ્રત્યયો વર્ણાશ્રય કે વર્ણનિમિત્તક નથી પણ શબ્દાશ્રય કે શબ્દનિમિત્તક છે. આ શબ્દોને તે તે अण्, यञ् ढक् પ્રત્યય લાગતાં शिव, गर्ग અને विनता શબ્દની 'यस्मात् प्रत्ययविधिः' સૂત્રથી અંગ સંજ્ઞા થઈ છે. આ રીતે 'शैवः' વગેરે પ્રસ્તુત ત્રણ ઉદાહરણોમાં અંગસંજ્ઞા

અને પ્રત્યય એમ પૂર્વ–પર એમ સંનિપાત છે (વિશેષણ વિશેષ્યભાવરૂપ સંનિપાત નથી) એ સ્થિતિમાં આ ઉદા.માં यस्येति च સૂત્ર આવી શકશે નહીં, કારણકે પ્રસ્તુત 'संनिपात' પરિ. અહીં પ્રવૃત્ત થશે, અને शिव, गर्ग અકારાન્ત અંગનો यस्येति च લોપથી વિઘાત થવા દેશે નહીં.

આ પરિસ્થિતિમાં અહીં નાગેશ એ સિદ્ધ કરે છેકે 'वर्णाश्रयः प्रत्ययः... अनिमित्तम्' અને 'अङ्गसंज्ञा वर्ण...अनिमित्तम्' આ બે વાર્તિકો સમાનાર્થક નથી. તેથી પ્રસ્તુત शैवः, वैनतेयःમાં 'अङ्गसंज्ञा तर्हि वर्णविचालस्य अनिमित्तम्' એજ કહવું આવશ્યક છે એટલે કે अण् આદિ પ્રત્યય 'शैवः वैनतेयः'માં यस्येति च લોપ અનો લોપ કરવામાં નિમિત્ત થઈને (ઉપજીવ્યનો વિરોધ) કરી શકે નહીં. આ સ્થિતિમાં 'वर्णाश्रयः प्रत्ययो. એ સિદ્ધાન્તી સંમત વાર્તિક અનાવશ્યક ઠરશે (વળી वर्णाश्रय० એ વાર્તિક ઉપરથી સિદ્ધ થઈ શકતો સિદ્ધાન્તમાં અભીષ્ટ એવો વિશેષણ વિશેષ્યભાવરૂપ સંનિપાત આવી આ પરિ.માં શકશે નહીં, પણ વસ્તુતઃ वर्णाश्रयः એ સિદ્ધાન્તી સંમત-વાર્તિક છે, વળી સિદ્ધાન્તી વાર્તિકકારે 'संनिपात' પરિ. નિત્ય માનતાં જે દોષ બતાવ્યો છે તે વર્ણાશ્રય પ્રત્યયને લક્ષ્યમાં રાખીને બતાવ્યો છે. તેવી वर्णाश्रयः વાર્તિક સ્વીકારવું જોઈએ. (અને વિશેષણ વિશેષ્યભાવરૂપ સંનિપાત પણ સ્વીકારવો જોઈએ. હવે રહી 'अङ्गसंज्ञा तर्हि वर्णविचालस्य अनिमित्तम्' એ એકદેશી ભાષ્યની ઉક્તિ, પણ એ તો એકદેશી ઉક્તિ હોવાથી ગ્રાહ્ય નથી. તેથી 'शैवः वैनतेयः' આદિમાં यस्येति लोपः લોપ ખુશીથી થઈ શકે છે. આ લોપ થાય તો शैव्+अण् થતાં शैव+अण् એવા પૂર્વપર સંનિપાતનો વિઘાત થશે, એમ માનવું જોઈએ નહીં, કારણ કે एकदेशविकृतमनन्यवत् (પરિ. ૩૭)થી એવો વિઘાત થયોજ નથી એમ સમજી શકાશે.

**ग्रामणिकुलं, ग्रामणिपुत्रः**...(પૃ. ૨૫૪, પં. ૮) આ રીતે પ્રસ્તુત 'संनिपात०' પરિ.માં પૂર્વાપર સંનિપાત (સંબંધ) સાથે સાથે વિશેષણ વિશેષ્યભાવ રૂપ સંબંધ કે સંનિપાત લેવાય છે તેની વિસ્તૃત ચર્ચા નાગેશે અત્યાર સુધી કરે છે. હવે આ સંનિપાત પરિ.નાં ફલ कृन्मेजन्तः સૂત્રના ભાષ્યમાં વાર્તિકકારે બતાવ્યાં છે તે ફલ રૂપ ઉદાહરણો ग्रामणिकुलम्, આદિની केचित् કેટલાકની દૃષ્ટિએ ચર્ચા કરે છે. ग्रामणी+कुलम्, ग्रामणी+पुत्रःમાં 'इको ह्रस्वोऽङ्यो गालवस्य' (૬।૩।૬૧) સૂત્રથી कुल અને पुत्र એ ઉત્તરપદને લીધે હ્રસ્વ થયો છે, એ પછી ग्रामणि+क्विप् એવું क्विप्नुं કૃત્પ્રત્યયત્વ હોવાથી ग्रामणि+कुलम् ग्रामणि+पुत्रःમાં 'ह्रस्वस्य पिति कृति तुक्' સૂત્રથી 'तुक्' થવો જોઈએ, પણ આ પ્રસ્તુત સંનિ. પરિ.ને લીધે થતો નથી. એટલે કે 'इक्' અને ઉત્તરપદ બંનેના સંનિપાતને લીધે થતો ह्रस्व, 'तुक्'માં નિમિત્ત બનીને ઉપજીવ્ય

હ્રસ્વ અને ઉત્તરપદના સંબંધમાં (પૂર્વાપરસંબંધમાં) વિઘાત કરી શકે નહીં. તથા અહીં તુક્ થતો નથી.

જો કે ग्रामणि कुलम्માં તુક્નું નિવારણ કરવા 'असिद्धं बहि०'એ અન્તરંગ પરિ. અને આ (અન્તરંગ પરિ)ની બાધક नाजानन्तर्यं० પરિભાષા આવે છે. પણ તે नाजा०નો અનાદર કરવામાં આવે છે એ 'कृन्मेजन्तः' અને 'ह्रस्वस्य पिति' સૂત્રના ભાષ્યમાં જે બતાવ્યું છે, તે બધું એકદેશી ભાષ્ય છે.

**'संनिपातलक्षणम्...फलति'**—(પં. ૨૫૫, પં. ૪) આ પંક્તિઓમાં નાગેશે આ પરિ.નો અર્થ સ્પષ્ટ કર્યો છે.

**किं चातिदेशिक...**(પૃ. ૨૫૬, પં. ૩) હવે જો એમ કહેવામાં આવે કે જે સ્થલમાં સંનિપાત (પૂર્વાપર સંબંધ)નો વિઘાત થાય ત્યાં તે રોકવા સંનિપાત પરિ. લાગે છે, પણ એવાં સ્થલોમાં તો स्थानिवत् સૂત્રથી અતિદેશ કરવામાં આવતાં ત્યાં વિઘાત થયો જ નથી એમ સમજાશે, તો આ संनिपात० પરિ.ની પ્રવૃત્તિ નથી. દા.ત. हे गौरि. અહીં गौरी+सु (સંબોધન)માં 'अम्बार्थनद्योर्ह्रस्वः' (૭।૩।૧૦૭) સૂત્રથી 'सु'ને માનીને गौरीના દીર્ઘ ઈકારનો હ્રસ્વ થયો છે, તે હ્રસ્વ હવે 'एङ्ह्रस्वात्संबुद्धेः' (૬।૧।૬૯) સૂત્રથી થતા સંબોધનના सु લોપમાં (સંનિપાત પરિ.ના લીધે) કારણ બની શકે નહીં. આ રીતે એક અનિષ્ટત્વ ઉભું થશે. આ અનિષ્ટત્વને રોકવા માટે અહીં स्थानिवत्० સૂત્રનો આશ્રય લેવામાં આવે, એટલે કે सु લોપ થતાં ત્યાં સ્થાનિવદ્-ભાવ કરીને 'सुत्व' બુદ્ધિનો અતિદેશ (આરોપ) કરીને गौरि+सु એવી અવસ્થા કાયમ રાખી શકાય છે, સંનિપાતનો વિઘાત થતો નથી. તેથી संनिपात० પરિ. આ ઠેકાણે લાવવી જરૂરી નથી. અહીં સારાંશ એ છે કે જ્યાં સંનિપાત ના નાશનો અભાવ અતિદેશથી માનવામાં આવે ત્યાં આ પરિ.ને સ્થાન નથી એવું માનવું ભૂલ ભરેલું છે, કારણ કે આવાં આતિદેશિક સ્થલોમાં 'कृन्मेजन्तः' (૧।૧।૩૯) સૂત્ર ઉપરનું ભાષ્ય જોતાં, સંનિપાત પરિ.ની પ્રવૃત્તિ કરવામાં આવી છે, અતિવ્યાપ્તિ રૂપ દોષ આપ્યો છે. અને એ દોષનો સંનિપાત પરિ. અનિત્ય છે એમ કહીને પરિહાર કર્યો છે.

**संनिपातस्याशास्त्रीयत्वात्...**(પૃ. ૨૫૬. પં. ૫) હવે જો એમ કહેવામાં આવે કે સંનિપાત તો અશાસ્ત્રીય કાર્ય છે. (पूर्वापरसम्बन्धः संनिपातः એવી સંનિ-પાતની સંજ્ઞામાં કોઈ શાસ્ત્રીયતા નથી) તેથી સ્થાનિવદ્ભાવ થઈ શકે તેમ નથી. તો અહીં શંકાકાર (પૂર્વપક્ષ) એમ કહે છે કે જો અશાસ્ત્રીય કાર્યમાં સ્થાનિવદ્ભાવ થઈ શકતો નથી તો અશાસ્ત્રીય સંનિપાત સંજ્ઞા કાર્યમાં असिद्धं बहि० પ્રયુક્ત અસિદ્ધતા પણ કેવી રીતે આવશે ? કૈયટે શાસ્ત્રીય કાર્યમાં જ અસિદ્ધત્વની પ્રવૃત્તિ કરાવી છે, અશાસ્ત્રીય કાર્યમાં નહીં. તે સ્થિતિમાં હવે रामाय જેવા સ્થલમાં 'राम+ङे'

એ સ્થિતિમાં 'ङे' ની જગ્યાએ 'य' આદેશરૂપ અન્તરંગ કાર્ય થતાં, તે આદેશને માનીને થનાર બહિરંગ દીર્ઘ કાર્યના સંનિપાતનો નાશ થયો નથી એ બતાવવા અસિદ્ધતા કેવી રીતે મનાય ? અર્થાત્ અશાસ્ત્રીય પદાર્થ કે કાર્યમાં કોઈ શાસ્ત્રીય કાર્ય અસિદ્ધ ગણાતું નથી. તેથી હવે આ સંનિપાત પરિભાષા પૂર્વત્રાસિદ્ધીય કાર્ય એટલે કે ત્રિપાદીસ્થ કાર્યમાં (બાકી अन्तरङ्ग પરિભાષા ત્રિપાદીમાં તો લાગતી નથી) પણ પ્રવૃત્ત થઈ શકશે. તેથી અકારાન્ત અંગને માનીને થયેલો 'ङे'ના 'य' આદેશનો 'राम+य' એ બંનેનો સંનિપાત, દીર્ઘકાર્યને લીધે નષ્ટ થઈ શકે નહીં, તેથી દીર્ઘ કાર્ય થશે નહીં, અને रामाय રૂપ બનશે નહીં એ મુશ્કેલી આવે છે. આ મુશ્કેલીનું નિવારણ 'कष्टाय क्रमणे' એ પાણિનિના સૂત્ર નિર્દેશને લીધે કર્યું છે. એટલે કે જેમ रामायમાં દીર્ઘ થતો નથી એ રીતે कष्टायમાં પણ દીર્ઘ ન થવો જોઈએ. છતાં પાણિનિએ 'कष्टाय' એવો દીર્ઘવાળો कष्टाय क्रमणे નિર્દેશ કર્યો છે, તેથી પ્રસ્તુત સંનિપાત. પરિ. અનિત્ય છે તેથી કોઈ મુશ્કેલી રહેતી નથી.

**ययोः सन्निपातस्य...**(પૃ. ૨૫૭, પં. ૩) આ સંદર્ભમાં નાગેશ એક વિધાન કરે છે કે આ સંનિપાત પરિ.ની પ્રવૃત્તિ માટે, જે બંનેના સંનિપાતને સંનિપાત વિઘાતક વિધિ નષ્ટ કરે છે, તે બંનેનું સંનિપાત નિમિત્તક વિધિમાં ઉપાદાન હોવું જોઈએ એવો આગ્રહ નથી. આ બાબતને જરા વિસ્તારથી સમજીએ. દા.ત. रामाय. જો કે 'रामाय'માં 'राम+य (अदन्त અંગ અને य)ના સંનિપાતને નષ્ટ કરનાર 'सुपि' સૂત્ર છે, અને બંનેનો સંનિપાત નિમિત્તક વિધિ 'ङेर्यः' છે. અહીં જેમના સંનિપાતનો વિઘાત થનાર છે તે अदन्त અંગ તથા 'य'નો સંનિપાતનો 'ङेर्यः'માં તો નિર્દેશ છે, પણ ઘણીવાર સંનિપાત વિઘાતક શાસ્ત્રથી જે બંનેનો સંનિપાત નષ્ટ થવાનો હોય તે બંનેનો સંનિપાત નિમિત્તક શાસ્ત્રમાં ઉલ્લેખ ન મળતો હોય તો સંનિપાત પરિ.ની પ્રવૃત્તિ થતી નથી એવો આગ્રહ રાખવો જરૂરી નથી. દા.ત. दाक्षिः અહીં दक्ष+इञ्માં अदन्त પ્રકૃતિ 'दक्ष'થી 'अत इञ्' એ સૂત્રથી इञ् પ્રત્યય થતાં 'यस्मात् प्रत्ययविधिस्तदादि प्रत्ययेऽङ्गम्' સૂત્રથી પ્રકૃતિ અને પ્રત્યયના સંનિપાત (સંનિધાન કે સંબંધ)ને કારણે 'दक्ष' અંશની અંગસંજ્ઞા થાય છે. આમ અંગ-સંજ્ઞા વિધાયક यस्मात् प्रत्यय० એ સૂત્ર કે શાસ્ત્ર સંનિપાત નિમિત્તક શાસ્ત્ર છે, જ્યારે બીજી બાજુ दक्ष+इञ्માં અકારના લોપ માટે પ્રવૃત્ત થતું 'यस्येति च' શાસ્ત્ર કે સૂત્ર સંનિપાત વિઘાતક શાસ્ત્ર છે. હવે અહીં મુખ્ય તો એ જોવાનું છે કે 'यस्येति च' સૂત્રથી જ્યાં લોપ થાય છે તે अदन्त પ્રકૃતિ અને इञ् પ્રત્યય એ બંનેનો ઉલ્લેખ સંનિપાત નિમિત્તક 'यस्मात् प्रत्यय०' સૂત્રમાં નથી, તેથી હવે संनिपात० પરિ.ની પ્રવૃત્તિ ન થવી જોઈએ આવો આગ્રહ સેવવો જોઈએ નહીં અર્થાત્ यस्मात्० સૂત્રમાં, જેમનો સંનિપાત છે તેવાં अदन्त પ્રકૃતિ અને इञ्નો ઉલ્લેખ નથી, છતાં

संनिपात० પરિ. પ્રવૃત્ત થાય છે. હવે संनिपात પરિ. આવતાં दाक्ष+इञ જેવામાં 'यस्येति च' લાગી શકશે નહીં. તેથી ભાષ્યકારે 'સંનિપાત' પરિ.ને અનિત્ય માની છે. તેથી दाक्ष+इमां 'यस्येति च'થી લોપ થવામાં કોઈ વાંધો આવતો નથી.

**न च कुम्भकारेभ्यः....** (પૃ. ૨૫૭, પં. ૯) 'સંનિપાત' પરિ.ની ચર્ચામાં આગળ વધતાં નાગેશ હવે એમ કહે છે કે 'જે બંનેના સંનિપાત (સંબંધ)ને લીધે થનાર કોઈ કાર્ય, તે સંનિપાતનો સાક્ષાત્ કે પરંપરાથી પણ નાશ કરવામાં નિમિત્ત બની શકતું નથી એવો આ संनिपात० પરિ.નો અર્થ છે. આથી कुम्भ-कारेभ्यः, आधये० આદિ ઉદાહરણમાં કોઈ મુશ્કેલી આવતી નથી.

कुम्भकारेभ्यःમાં कुम्भकार શબ્દના ચતુર્થી વિ.બ.વ.માં कुम्भकार+भ्यस् એ સ્થિતિમાં 'बहुवचने झल्येत्' (૭।૩।૧૦૩) સૂત્રથી 'एत्व' થાય છે. તેથી कुम्भकारे+भ्यस् એવી સ્થિતિ થાય છે. અહીં મૂળમાં कुम्भ+कृ+अण् (कर्मण्यण्)થી થયેલો अण् પ્રત્યય कृत હોવાથી, અને એ જ 'अ'નો ए થયેલો હોવાથી 'कृन्मेजन्तः' (૧।૧।૩૯) સૂત્રથી અવ્યય સંજ્ઞા થવી જોઈએ. અને અવ્યય સંજ્ઞા થતાં 'अव्ययादाप्सुपः' (૨।૪।૮૨) સૂત્રથી भ्यस् વિભક્તિનો लुक् (લોપ) થવો જોઈએ. (એ સ્થિતિમાં પ્રકૃત 'संनिपात०' પરિ.થી भ्यस् પ્રત્યય અને अदन्त પ્રકૃતિ (એ બંનેના સંનિપાતને લીધે થયેલ 'ए' પોતાના ઉપજીવ્ય भ्यस्નો વિનાશ કરી મૂળ अदन्त પ્રકૃતિ તથા भ्यस्ના સંબંધ (સંનિપાત)નો વિઘાત કરી શકે નહીં. આ રીતે 'संनिपात०' પરિ.ની પ્રવૃત્તિને લીધે कुम्भकारे+भ्यस्માં भ्यस्નો લોપ થતો નથી તેથી कुम्भकारेभ्यः એ રૂપ સિદ્ધિમાં કોઈ મુશ્કેલી આવતી નથી.

એ જ રીતે 'आधये' ઉદા.માં પણ आ+धा+कि (कि કૃત્પ્રત્યય) 'उपसर्गे घोः किः' (૩।૩।૯૨) સૂત્રથી 'कि' પ્રત્યય થતાં 'धा' ધાતુના 'आ'નો લોપ થતાં બનેલ 'आधि' શબ્દને ચ.વિ.એ.વ.માં आधि+ङे (ए)માં 'घेर्ङिति' સૂત્રથી ગુણ થતાં 'आधे+ए'માં પણ कृन्मेजन्तःથી અવ્યય સંજ્ઞા થતાં, 'अव्यया०' સૂત્રથી વિભક્તિનો લોપ થતાં आधे એકલી પ્રકૃતિ જ રહેશે, आधये એ અભીષ્ટ રૂપ બની શકશે નહીં. પણ હવે પ્રસ્તુત 'સંનિપાત' પરિ.ની પ્રવૃત્તિ થતાં आधि : एના સંનિપાતને લીધે થયેલો (ગુણરૂપ) 'ए' પોતાને एजन्त કહેવડાવી, અવ્યય સંજ્ઞા પ્રાપ્ત કરી, आधि પ્રકૃતિ અને 'ए' પ્રત્યયના સંનિપાતનો નાશ કરી શકે નહીં, તેથી आधये રૂપ બનવામાં કોઈ મુશ્કેલી નથી.

હવે અહીં कुम्भकारेभ्यःમાં મુખ્ય પ્રશ્ન તો એ છે કે कुम्भकारे+भ्यस्' એ સ્થિતિમાં 'संनिपात' પરિ.થી अव्यया० એ સૂત્રથી થતો भ्यस् વિભક્તિ લોપને

રોકવામાં આવ્યો નથી. પણ અવ્યયસંજ્ઞાને રોકી છે. અહીં ભાષ્યકારે ખરી રીતે તો અવ્યય સંજ્ઞાને લીધે થતો વિભક્તિનો लुक् (કે લોપ) રોકવો જોઈતો હતો. પણ તેમ ન કરતાં અવ્યય સંજ્ઞાને રોકી છે તે અસંગત માલુમ પડે છે. અહીં कुम्भकारे+भ्यस्‌માં પ્રસ્તુત સંનિપાત પરિ.થી વિભક્તિનો लुक्‌ને ભલે રોકવામાં આવે પણ અવ્યય સંજ્ઞાને ન રોકતાં અવ્યય સંજ્ઞા કરવામાં આવે તો શો વાંધો છે ?

હવે જો એમ કહેવામાં આવે કે આવી અવ્યય સંજ્ઞા કરવાનું કોઈ પ્રયોજન નથી. તો તે કથન બરાબર નથી. કારણ કે અહીં कुम्भकारे+भ्यस्‌માં અવ્યય સંજ્ઞા થતાં 'अव्यय सर्वनाम्नामकच् प्राक् टे:' (૫।૩।૭૧) સૂત્રથી 'अकच्' પ્રત્યય થઈ શકે એ પ્રયોજન (કે લાભ) છે. વળી આ अकच्, कुम्भकार શબ્દના 'टि'ને થતો હોઈ 'तन्मध्यपतितस्तद्ग्रहणेन गृह्यते' कुम्भकारे+भ्यस्, કે कुम्भकारके+भ्यस्‌માં 'एकार' અને सुप् વિભક્તિના સંનિપાત (સંબંધ)માં પણ કોઈ વાંધો (કે વિઘાત) આવતો નથી. આ રીતે અવ્યય સંજ્ઞાનું (अकच् રૂપ) ફળ મળતું હોવા છતાં ભાષ્યકાર અહીં અવ્યય સંજ્ઞા રોકે છે તે અસંગત જણાય છે. આ સમયે નાગેશ ભાષ્યકારે કરેલા આ પ્રયત્ન ઉપરથી એક વિધાન કરે છે કે બંનેના સંનિપાતને લીધે થયેલું કાર્ય, તે સંનિપાતનો સાક્ષાત્ કે પરંપરાથી નાશ કરવામાં નિમિત્ત બની શકતું નથી આ રીતનું વિધાન સંનિપાત પરિ.ના સંદર્ભમાં કરવાનું છે. તેથી હવે કોઈ અસંગતિ રહેતી નથી. કારણ કે 'कुम्भकारे+भ्यस्‌માં જો અવ્યય સંજ્ઞા થાય તો ભલે એ પ્રત્યક્ષ રૂપે નહીં તો પરંપરા દ્વારા (એટલે અવ્યય સંજ્ઞા થાય તો लुक् થાય કે અવ્યય સંજ્ઞા થાય તો अकच् થાય (હવે તે अकच् ભલે તન્મધ્યપતિત ગણાતો હોય છતાં) તે लुक् અને अकच् कुम्भकार+भ्यस्‌માં જે સંનિપાત છે તેનો તો વિનાશ જ કરે છે. તેથી અહીં संनिपात० પરિ.ની પ્રવૃત્તિ થતાં હવે કોઈ મુશ્કેલી રહેતી નથી. (અને संनिपात० પરિ. દ્વારા ભાષ્યકારે કરેલું અવ્યય સંજ્ઞાનું નિવારણ યુક્તિ યુક્ત બને છે).

**न च कार्यकालपक्षे**...(પૃ. ૨૫૮. પં. ૩) 'कुम्भकारेभ्य:' 'आधये' આ ઉદાહરણોમાં ઉપર જોયું તેમ એક બાજુ 'अकच्'નો પ્રસંગ, અને બીજુ બાજુ 'अव्ययादाप्सुप:' સૂત્રથી लुक् પ્રસંગ બતાવ્યો. અહીં પૂર્વપક્ષ માને છે તેમ असिद्धं बहि० ની અન્તરંગ પરિભાષાથીજ દોષનું નિવારણ કરી શકાય તેમ છે તો નાહકની संनिपात० પરિ. ને વચ્ચે શું કામ લાવવામાં આવે છે ! આ પૂર્વપક્ષનો જવાબ નાગેશ આ પ્રઘટ્ટકમાં આપે છે, અને તેમાં अकच् પ્રસંગ અને लुक् પ્રસંગમાં કાર્યકાલપક્ષમાં તફાવત બતાવી अकच् પ્રસંગમાં તો असिद्धं बहि०થી કામ ચાલી,

જાય. પણ લુક્ પ્રસંગમાં તો સાંનિપાત० પરિ.ની જરૂર છે તે બતાવે છે તેનો સંક્ષેપમાં સાર જોઈએ.

કાર્યકાલ પક્ષમાં જેટલાં વિધિસૂત્રો હોય છે તેટલાં સંજ્ઞાસૂત્રો પણ બને છે અને એ સંજ્ઞાશાસ્ત્ર કે સૂત્રની વિધિશાસ્ત્ર સાથે એકવાકયતા થાય છે.

(૧) હવે કાર્યકાલ પક્ષમાં 'कृन्मेजन्तः' સૂત્રથી થતી અવ્યય સંજ્ઞા 'अव्ययादाप्सुपः' એજ લુક્ (લોપ) વિધાયક વિધિસૂત્ર સાથે એક વાકયતાપન્ન થાય છે. તેથી कुम्भकारेभ्यः, आधये માં कुम्भकारे+भ्यस्, आधे+एમાં कुम्भकारे. आधेની, આ સંનિપાત પરિ. હોવાથી અવ્યય સંજ્ઞા પ્રાપ્ત નથી કારણ કે એ સંજ્ઞા થવાથી भ्यस् અને ङे નો લોપ થવા આવે છે અને એ રીતે कुम्भकारे+भ्यस्, आधे+ङेના સંનિપાત (સંબંધ)નો વિનાશ થાય છે.

(૨) જ્યારે कृन्मेजन्तःથી થતી અવ્યય સંજ્ઞા. अकच् વિધાયક 'अव्ययसर्वनाम्नामकच् प्राक् टेः' સૂત્ર સાથે એકવાકયતાપન્ન થાય છે, અને તેથી જે अकच् (આગમ) પ્રત્યય થાય છે તે अकच्, 'ટિની પૂર્વે' થતો હોઈ, સંનિપાતનો વિઘાતક ન હોવાથી कुम्भकारे, आधेમાં અવ્યયસંજ્ઞા થશે. પણ આમ કહેવું બરાબર નથી. કારણકે 'अकच्' સાથે એકવાકયતાપન્ન અવ્યયસંજ્ઞા પૂર્વોપસ્થિતિ નિમિત્તક હોવાથી અન્તરંગ છે. કારણકે कृन्मेजन्तः ફક્ત અન્તિમ एकार માગે છે, જ્યારે એ પછી આવનાર નિમિત્તથી થનાર एत्व બહિરંગ છે, કારણકે તે (एत्व) भ्यस् પ્રત્યયને લીધે થનાર છે તેથી असिद्धं बहि० એ પરિને લીધે બહિરંગ 'एत्व' અસિદ્ધ ઠરે છે તેથી જ્યાં 'ए'જ નથી. ત્યાં 'एकारान्त'ન હોવાથી 'कृन्मेजन्तः' સૂત્રથી અવ્યય સંજ્ઞા પ્રાપ્ત નથી. તેથી અવ્યયસંજ્ઞાને લીધે થનારો अकच् પણ પ્રાપ્ત થતો નથી. જ્યારે 'लुग्विधि'માં તો अव्ययादाप्सुपः સૂત્ર 'कृन्मेजन्तः' સાથે, એકવાકયતાપન્ન થયેલ થતી અવ્યય સંજ્ઞા कुम्भकारेभ्यःમાં થતા एत्व, અને आधयेમાં થતા ગુણ કરતાં અન્તરંગ નથી. કારણકે 'एत्व' અને 'ગુણ' એ सुप् 'भ्यस्' અને ङे (ए)નાં જ આશ્રિત છે, તો પછી कृन्मेजन्तः અને अव्ययादाप्सुपः (લુક્ વિધાયક શાસ્ત્ર)ની એક વાકયતા થતાં, પછી सुप् આવ્યો હોય તો एजन्तની અવ્યય સંજ્ઞા થાય છે, અને અવ્યય સંજ્ઞક પદ પછી આવેલ सुप्નો લુક્ થાય છે. આ રીતે એક બાજુ कुम्भकारेभ्यः आधये માં एत्व અને ગુણ, અને બીજી બાજુ અવ્યય સંજ્ઞા અને લુક્ બંને માટે એકજ નિમિત્ત હોવાથી અન્તરંગ બહિરંગ ભાવ શકય નથી. તેથી પ્રકૃત સાંનિપાત० પરિ.ને લાવવીજ પડે છે. તેથી સાંનિપાત० પરિ.ને લાવતાં, સંનિપાત (સંબંધ)ને થનારાં एत्व અને ગુણકાર્ય તે સંનિપાતનો પરંપરયા નાશ કરનાર અવ્યય સંજ્ઞા પ્રાપ્તિરૂપ કાર્યની પ્રવૃત્તિ થવા દેતાં નથી. અને અવ્યય

સંજ્ઞા ન થવાથી મુધ્લુક્. कुम्भकारे+भ्यस्, आवे+ए માં થતો નથી. તેથી આખરે ભ્યસ્‌માં‌ ૪૩૫ થવામાં કોઈ મુશ્કેલી આવતી નથી.

**न यासयोः** (પૃ. ૨૫૮. પં. ૭) હવે નાગેશ આ પરિ. અનિત્ય છે એમાં એક પ્રમાણ તો 'कष्टाय क्रमणे' (૩।૧।૧૪) એવો નિર્દેશ બતાવે છે, જ્યારે બીજું પ્રમાણ 'न यासयोः' (૭।૩।૪૫) એ નિર્દેશ છે એમ કહે છે. અહીં આવેલ या, (यत् સ્ત્રીલિંગ પ્ર.એ.વ.) અને सा, (तद् સ્ત્રીલિંગ પ્ર.એ.વ.)માં यत्+सु, तत्+सुમાં 'त्यदादीनामः' સૂત્રથી અન્ત્ય 'द्'ના સ્થાનમાં 'अ' આદેશ થાય છે, પછી य+अ+सु. त+अ+सुમાં 'अतो गुणे'થી પરરૂપ એકાદેશ થતાં य+सु, त+सुમાં સ્ત્રીત્વની વિવક્ષામાં 'अजाद्यतष्टाप्' સૂત્રથી टाप् (आ) થાય છે. અને પછી हलङ्याब्भ्यः સૂત્રથી या सा આબન્ત (આકારાન્ત) હોવાથી 'सु'નો લોપ થાય છે અને 'या' 'सा' રૂપો બને છે. અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે य+आ+स् त+आ+स्માં સંનિપાત પરિ. આવતાં अकार (ઉપજીવ્ય)ને લીધે આવેલ टाप्, 'અજંન્ત' અને 'सु' પ્રત્યયના સંનિપાતનો વિઘાત ન કરી શકે, તો या सा રૂપ બની શકશે નહીં, તો પછી આચાર્ય પાણિનિએ 'न यासयोः' એ સૂત્રમાં આકારાન્ત या सा એવો નિર્દેશ કેવી રીતે કર્યો? આ નિર્દેશ તો આચાર્ય પાણિનિએ સ્વયં કર્યો છે, તેથી સિદ્ધ થાય છે કે 'સંનિપાત' પરિ અનિત્ય છે.

**अस्या अनित्यत्वे...**(પૃ. ૨૫૯. પં. ૨)

સંનિપાત પરિ. ક્યાં ક્યાં અનિત્ય થાય છે તે સ્થળો નીચે આપવામાં આવ્યાં છે :–

(૧) જો સંનિપાત પરિ. નિત્ય હોય તો दाक्षिःમાં दक्ष પદમાં 'अ' વર્ણને માનીને अत इञ्થી થતો इञ् પ્રત્યય (दक्ष+इञ्માં यस्येति च સૂત્રથી થતા અલોપમાં નિમિત્ત બની શકે નહીં, તો दाक्ष+इञ'માં 'अ'નો લોપ થઈ શકશે નહીં તો दाक्षिः' રૂપ બની શકશે નહીં. પણ હવે આ સંનિ. પરિ અનિત્ય છે તેમ માનતાં 'अ'નો લોપ સરલતાર્થી થઈ શકે છે.

(૨) क्रापयति. डुक्रीञ द्रव्यविनिमयेમાં क्री+णिच्‌માં 'अचो ञ्णिति' સૂત્રથી વૃદ્ધિ થાય છે. क्रै इમાં क्रीङ्जीनां णौ (૬।૧।૪૮) સૂત્રથી આત્વ થાય છે. આ પછી अर्तिह्रीव्ली...क्ष्माय्यातां पुग् णौ' (૭।૩।૩૬) સૂત્રથી पुक् (प्) આગમ થાય છે. તેથી क्रा+प्+इ+अ+ति=क्रापयति રૂપ થાય છે. અહીં क्रा+इ+अ+तिમાં पुक् આગમ થાય તો आ અને णिच्'ના સંનિપાતનો નાશ થાય છે, તેથી 'पुग्' આગમ ન થવો જોઈએ. પરંતુ હવે આ સંનિ. પરિ.ને અનિત્ય માનતાં पुगागम થતાં क्रापयति એ રૂપ સિદ્ધિમાં કોઈ દોષ આવતો નથી.

(૩) अदीदपत्. જો સંનિપાત. પરિ. નિત્ય હોત તો, √दा પ્રેરક લુઙ્ પ્ર.પુ. એ. વ. અહીં अ+दा+णिच् (इ)+चङ्+तમાં अर्तिह्री સૂત્રથી पुक् (प्) આગમ થતા अ+दा+प्+इ+अ+त् એ સ્થિતિમાં 'णौ चङ्युपधाया ह्रस्वः' (૭।૪।૧) સૂત્રથી ઉપધાનો હ્રસ્વ થાય છે. અહીં આકારાન્ત અંગ અને णिच् ના પૌર્વાપર્યને કારણે ઉત્પન્ન થયેલ पुक् આગમ आ તથા इના સંનિપાતનો વિઘાત કરી શકે નહીં, છતાં આ પરિ. અનિત્ય હોવાથી पुगागम થવામાં કોઇ વાંધો આવતો નથી.

(૪) જો સંનિપાત પરિ. નિત્ય હોય તો, या અને सा માં यद् અને तद्ના दનો त्यदादीनामः (૭।૨।૧૦૨)થી अ થતાં अतो गुणेथी પરરૂપ થતાં य+सु त+सुમાં 'अजाद्यतष्टाप्' સૂત્રથી आ થતાં यમાં ના अ અને सु વિભક્તિના સંનિપાતનો નાશ થાય છે. તેથી टाप् (आ) ન થવો જોઈએ છતાં સંનિપાત૦ પરિ. અનિત્ય માનતાં કોઈ વાંધો આવતો નથી.

(૫) पपिवान्–√पा ધાતુ પરોક્ષ ભૂત. કૃ.પું.પ્ર.એ.વ. અહીં पा ધાતુને क्वसु (वसु) પ્રત્યય થતાં, પછી ધાતુનું દ્વિત્વ થતાં, અભ્યાસનો હ્રસ્વ થતાં पपा+वस् એ સ્થિતિમાં वस्वेकाजाद्घसाम् (૭।૨।૬૭) સૂત્રથી (જેમનું દ્વિત્વ થયું છે તેવા આકારાન્ત ધાતુને ઈડાગમ થાય છે એવા આશયના આ સૂત્રથી) इट् (इ) આગમ થતાં पपा+इ+वस्માં 'आतो लोप इटि च' (૬।૪।૬૪) સૂત્રથી आનો લોપ થતાં આખરે पपिवस् રૂપ થાય છે. હવે જો સંનિપાત પરિ. નિત્ય છે તો आकारान्त पा ધાતુને અને वस् બંનેના સંનિપાતનો वस्वेकाजाद् સૂત્ર થી થયેલો इडागम आ નો લોપ કરીને તે રીતે आ+वस्ના સંનિપાતનો વિઘાત કરવામાં નિમિત્ત બની શકે નહીં. છતાં હવે સંનિપાત. પરિ. અનિત્ય માનતાં 'आ'નો લોપ થતાં पपिवस् એ અભીષ્ટ (पपिवान् એ.વ.) રૂપ બને છે.

(૬) अग्निमान् परमवाचा...[A] अग्निमान्–અહીં अग्नि શબ્દ फिट् (પ્રાતિપદિક) છે. તે फिषोऽन्त उदात्तः (फिट् સૂત્ર. ૧) એ ફિટ્ સૂત્રથી અન્તોદાત્ત છે. ત્યાર પછી मतुप् (मत्) પ્રત્યય લાગતાં अग्नि+मत्માં मत् (मतुप्) એ पित् (प्+इत् સંજ્ઞક) હોવાથી 'अनुदात्तौ सुप्पितौ' (૩।૧।૪) (सुप् અને पित् પ્રત્યય અનુદાત્ત થાય છે) એ સૂત્રથી અનુદાત્ત છે. આમ છતાં ह्रस्वनुड्भ्यां मतुप् (૬।૧।૧૭૬) (હ્રસ્વાન્ત અન્તોદાત્ત અને नुट्ની પછી આવેલ मतुप् ઉદાત્ત થાય છે) એ સૂત્રથી मत् અન્તોદાત્ત બને છે. તેથી આખરે अग्निमान्માં 'म्' ઉદાત્ત થતાં બાકીના વર્ણો 'अनुदात्तं पदमेकवर्जम्' (૬।૧।૧૫૮) (જે પદમાં જે વર્ણને ઉદાત્ત કે સ્વરિત થયેલ હોય તે अचूને છોડીને, તે પદમાં બાકી રહેલા अचને અનુદાત્ત સ્વર થાય છે) સૂત્રથી અનુદાત્ત બને છે.

હવે અગ્નિમાન્ એ ઉદાહરણમાં, જ્યારે અન્તોદાત્ત પ્રકૃતિક અગ્નિ શબ્દ અને મતુપ્ બંનેના સંનિપાત (સંનિધાન)થી मतुप् ઉદાત્ત થયો છે, ત્યારે સંનિપાત પરિ. જો નિત્ય માનવામાં આવે તો मतुप्નો ઉદાત્ત સ્વર, પોતાનાથી પૂર્વે આવેલા અગ્નિના અન્તોદાત્તત્વના વિનાશમાં કારણભૂત બની શકે નહીં, તો અગ્નિનું અન્તોદાત્તત્વ નષ્ટ થઈ શકે નહીં. (પણ વસ્તુતઃ તે નષ્ટ થાય એ આવશ્યક છે). તેથી હવે આ 'सांनिपात.' પરિ. અનિત્ય માનવામાં આવતાં अग्निના અન્તોદાત્તત્વને નષ્ટ થવામાં કોઈ વાંધો આવતો નથી.

[B] परमवाचा (તૃતીયા વિ. એ. વ.) અહીં 'अन्तोदात्तात् उत्तरपदादन्यतरस्यामनित्यसमासे' (૬।૧।૧૬૯) સૂત્રથી એકાચ્ અન્તોદાત્ત એવા ઉત્તરપદ वाच् પછી તૃતીયા વિભક્તિના 'आ' પ્રત્યય વિકલ્પે અન્તોદાત્ત થાય છે. તેથી આ પછી परमवाचामां બાકીના સ્વર 'अनुदात्तं पदमेकवर्जम्' દ્વારા અનુદાત્ત થાય છે. અહીં परमवाच्માં वाच् શબ્દ પણ ઉદાત્ત છે. હવે परमवाच्+आमां 'आ'ના ઉદાત્તત્વને લીધે, वाच्માં ના 'वा'માં આવેલ आના ઉદાત્તત્વનો સંનિપાત પરિ.ને લીધે નાશ થઈ શકે નહીં, પણ વસ્તુતઃ તે નાશ અભીષ્ટ છે. તેથી આ સંનિ૦ પરિ અનિત્ય માનતાં કોઈ મુશ્કેલી રહેતી નથી.

(૭) नदि, कुमारि. નદી સંજ્ઞક नदी, कुमारी શબ્દને સંબોધનનો स् (सु) આવતાં 'अम्बार्थनद्योर्ह्रस्वः' (૭।૩।૧૦૭) સૂત્રથી હ્રસ્વ થાય છે. તે પછી 'एङ्ह्रस्वात्सम्बुद्धेः' (૬।૧।૬૯) સૂત્રથી 'स्' (સંબુદ્ધિ)નો લોપ થાય છે. હવે જો અહીં સંનિપાત૦ પરિ. આવે તો, નદીસંજ્ઞા અને सु પ્રત્યયને લીધે થયેલો હ્રસ્વ नदि+सु માં सुનો લોપ કરી સંનિપાત (સંબંધ)નો વિઘાત કરી શકે નહીં અર્થાત્ सुનો લોપ થઈ શકે નહીં. પણ હવે સંનિપાત પરિ. અનિત્ય માનતાં સંનિપાતનો નાશ થવામાં કોઈ વાંધો રહેતો નથી.

(૮) कष्टाय. कष्ट+ङे માં ચ.એ.વ.ના ङे ના સ્થાનમાં 'ङेर्यः' (૭।૧।૧૩) સૂત્રથી 'य' આદેશ થતાં कष्ट+य તથા सुपि च (૭।૩।૧૦૨) સૂત્રથી દીર્ઘ થાય છે. પણ कष्ट અને 'ङे' ના સંનિપાત (સામીપ્ય)ને લઈને થયેલો 'य', 'सुपि च' સૂત્રમાં માગ્યા પ્રમાણે 'यञादि सुप्' બનીને આ સંનિપાત પરિ. ને લીધે દીર્ઘ થવા દેશે નહીં, પણ હવે સંનિપાત પરિ. અનિત્ય માનતાં દીર્ઘ થવામાં કોઈ મુશ્કેલી આવતી નથી.

**પરિ. ૮૬.** संनियोगशिष्टानामन्यतरापाये उभयोरप्यपायः ॥८६॥

**ननु पञ्च**...(પૃ.૨૬૦.૩) पञ्च इन्द्राण्यो देवता अस्येति पञ्चेन्द्रः (યાગ:) (પાંચ ઈંદ્રાણીઓ જેમાં દેવતા છે તેવો યાગ) पञ्च+जस्, इन्द्राणी+जस्થી तद्धितार्थ द्विगु-

સમાસ થયા પછી पञ्चेन्द्राणी શબ્દને 'साऽस्य देवता' (४।२।२४) સૂત્રથી अण् પ્રત્યય થાય છે. પછી पञ्चेन्द्राणी + अण्માં 'द्विगोर्लुगनपत्ये' સૂત્રથી દ્વિગુ નિમિત્તક તદ્ધિત अण् પ્રત્યયનો लुक् (લોપ) થાય છે. પછી 'लुक् तद्धितलुकि' સૂત્રથી સ્ત્રી પ્રત્યય ङीप्‌નો लुक् થાય છે, પણ 'इन्द्रवरुण (४।१।४९) આદિ સૂત્રથી જ્યાં इन्द्र શબ્દને સ્ત્રીત્વની વિવક્ષામાં आनुक् (आन्) આગમ અને ङीष् પ્રત્યય થયેલો છે, તેમાં સ્ત્રી પ્રત્યય ङीष् નો લુક્ તો થયો, પણ आन्‌નું તો શ્રવણ રહેશે, તો 'पञ्चेन्द्रः' એવું અભીષ્ટ રૂપ સિદ્ધિ થઈ શકશે નહીં, એ મુશ્કેલી આવતાં પ્રસ્તુત संनियोग० પરિ. મદદે આવે છે. તેથી જ્યાં इन्द्र શબ્દમાં થયેલા ङीष् પ્રત્યય અને आनुक् આગમ એમ બંને કાર્યોમાં ङीष्‌નો लुक् અપાય (નાશ કે વિશ્લેષ) થયો છે, તો તે સાથે आन्‌નો પણ નાશ થાય છે. તેથી આખરે 'पञ्चेन्द्रः' રૂપ સિદ્ધ થાય છે.

આ પરિ.માં 'बिल्वकादिभ्यश्छस्य लुक्' સૂત્રમાં કરેલું 'छ' ગ્રહણ જ્ઞાપક છે. बिल्वाः सन्ति यस्यां सा'बिल्वकीया'માં बिल्व શબ્દનો नडादि ગણમાં પાઠ છે. તેથી 'नडादीनां कुक् च' (४।२।९१) સૂત્રથી ચાતુરર્થિક 'छ' (ईय) પ્રત્યય અને તેની સાથે 'कुक्' (क्) આગમ થતાં 'बिल्वकीय' રૂપ બને છે. આ પછી 'बिल्वकीयायां भवाः'માં 'तत्र भवः' 'ત્યાં ઉત્પન્ન થયેલ' એ અર્થમાં अण् પ્રત્યય થાય છે. પછી बिल्वकीय+अण् એ સ્થિતિમાં 'बिल्वकादिभ्य०' સૂત્રથી छ (ईय)નો લોપ થતાં આખરે बैल्वकाः એવું રૂપ બને છે. હવે અહીં મુખ્ય પ્રશ્ન તો એ છે કે પ્રસ્તુત 'संनियोग' પરિ. પ્રમાણે, જ્યાં छनो लुक् થાય છે, તો એ સાથે આવનાર 'कुक्'ની પણ નિવૃત્તિ (અપાય) થવો જોઈએ. પરંતુ 'कुक्'ની નિવૃત્તિ ન થાય એ માટે 'बिल्वकादिभ्यश्छस्य' સૂત્રથી કેવલ छनो જ लुक्' થાય એમ કહેલું છે. આ જો 'बिल्वकादिभ्यश्छस्य लुक्' એમ कुक् વિશિષ્ટ સૂત્રને બદલે 'बिल्वादिभ्यः छस्य लुक्' એવું સૂત્ર કર્યું હોત તો પણ ચાલત, છતાં 'बिल्वकादिभ्यः' એવું कुक् સહિતનું સૂત્ર કર્યું છે તેથી એ સિદ્ધ થાય છે કે અહીં कुक्‌નો અપાય થતો નથી, પણ 'बिल्वकादिभ्य० સૂત્રથી કેવલ 'छ'નો જ 'लुक्' થાય છે. આ રીતે અહીં સૂત્રમાં કરેલ 'छ' ગ્રહણ પ્રસ્તુત પરિ.માં જ્ઞાપક છે.

કૈયટે આ संनियोग० પરિ.ને અનિત્ય માને છે, પણ નાગેશે તેનું ખંડન કરેલું છે. (કૈયટ. આ પરિ. ઉપર સમીક્ષા કરતાં લખે છે કે 'संनियोग...शिष्टाना-मन्यतराभावे उभयोरप्यभावः। तद्यथा देवदत्तयज्ञदत्ताभ्यामिदं कार्यं कर्तव्यम्। देवदत्तापाये यज्ञदत्तोऽपि न करोति....लौकिकोऽयं न्यायः। एकैकस्मिन् प्रयोजने येषां सहाधिकारस्तत्रा-न्यतरनिवृत्तौ इतरनिवृत्तिः। (६।४।१५३ સૂત્ર ભાષ્ય ઉપર પ્રદીપ).

**પરિ. ૮૭. ताच्छीलिके णे अण्कृतानि भवन्ति ॥८७॥**

**ननु चुरा...**(પૃ. ૨૬૨, પં. ૫) चुरा (ચોરી) शीलमस्याः सा चौरी એ વિગ્રહમાં

शीलम् (સ્વભાવ, આદત)એ અર્થમાં 'छत्रादिभ्यो णः' (४।४।६२) સૂત્રથી चुरा શબ્દને 'ण' પ્રત્યય થાય છે. પછી चुरा+ण (अ) એ સ્થિતિમાં આદિ અચ્‌ની વૃદ્ધિ चौरा+अ માં 'यस्येति च' સૂત્રથી 'आ'નો લોપ કરી चौर એમ બનતાં સ્ત્રીત્વદ્યોતક 'टिड्ढाणञ्' (४।१।१५) સૂત્રથી ङीप् (ई) પ્રત્યય થતાં चौर+ईમાં ફરીથી यस्येति च' સૂત્રથી अનો લોપ થતાં આખરે चौरी રૂપ બને છે.

હવે આ પરિ. હોવાથી अण् પ્રત્યયાન્તને જે કાર્ય (પ્રસ્તુતમાં ङीप्) થાય છે તે, તાચ્છીલિક (તે સ્વભાવ છે જેનો એવા અર્થમાં થયેલ) ण પ્રત્યયાન્તને પણ થાય છે. તેથી चौरी રૂપ સિદ્ધ થવામાં કોઈ મુશ્કેલી આવતી નથી.

**अन् इत्यणि...**(પૃ. ૨૬૨. પં. ૭) આ પ્રસ્તુત 'ताच्छी०' પરિ.માં कार्मस्ताच्छील्ये (६।४।१७२) (પ્રથમાન્ત कर्मन् શબ્દને 'अस्य शील' અર્થમાં ण પ્રત્યય થતાં टि લોપનું નિપાતન થાય છે) સૂત્રથી થતું 'ટિલોપ'નું નિપાતન, **જ્ઞાપક** છે. (कर्मशीलः) 'कार्मः' અહીં कर्मन् શબ્દને छत्रादि ગણમાં પઠિત હોવાથી 'छत्रादिभ्यो णः' (४।४।६२) સૂત્રથી 'ण्' अ પ્રત્યય થાય છે. પછી આદિ સ્વરની વૃદ્ધિ થતાં कार्मन्+अमां नस्तद्धिते' (६।४।१४४) સૂત્રથી ટિભાગ अन्'નો લોપ થવા આવે છે, ત્યારે अन् (६।४।१६) સૂત્રથી જો अन्'ની પછી 'अण्' આવે તો अन् નો પ્રકૃતિભાવ થાય છે. (અર્થાત્ ટિલોપ થતો નથી). એ સમયે 'अन्'નો બાધ કરી 'कार्मस्ताच्छील्ये' સૂત્રથી ટિલોપનું નિપાતન થાય છે (એટલે કે ટિલોપ થાય છે.) હવે જો પ્રસ્તુત 'ताच्छी०' પરિ. ન હોત તો ण् પ્રત્યય 'अण्' જેવો ન ગણાતાં 'अन्' સૂત્રથી ટિલોપનો નિષેધ કે પ્રકૃતિભાવ પ્રાપ્ત જ નથી તેથી 'नस्तद्धिते' સૂત્રથી ટિલોપ થતાં 'कार्मः' એ અભીષ્ટ રૂપ બની શકયું હોત, છતાં कार्मस्ता० સૂત્રથી ટિલોપનું નિપાતન કેમ કર્યું ? એ ટિલોપનું વિધાન કરતું 'कार्मस्ता०' સૂત્રજ પ્રસ્તુત પરિ. માં જ્ઞાપક છે.

**પરિ. ૮૮. धातोः कार्यमुच्यमानं तत्प्रत्यये भवति ॥८८॥**

**ननु कंस...**(પૃ. ૨૬૩. પં. ૫) कंसपरिमृड्भ्याम् પ્રયોગ માં कंस+परि+मृज् ધાતુ પછી भ्याम् પ્રત્યય આવેલ હોવાથી 'मृजेर्वृद्धिः' (७।२।११४) સૂત્રથી मृज् ધાતુને થતી વૃદ્ધિ, અહીં થવી જોઈએ એ આપત્તિ આવે છે. એ સ્થિતિમાં પ્રસ્તુત 'धातोः' પરિ. આવીને એ મુશ્કેલી દૂર એ રીતે કરે છે કે मृज् ધાતુને વૃદ્ધિ કરનાર 'मृजेर्वृद्धिः' સૂત્ર ત્યાંજ લાગી શકે કે જ્યાં 'मृज्' ધાતુથી વિહિત પ્રત્યય પર આવેલો હોય. અહીં भ्याम् (તૃતીયા વિ.દ્વિ.વ.નો) પ્રત્યય ધાતુને થયેલો નથી, પણ પ્રાતિપદિકને થયેલો છે. તેથી कंसपरिमृड्भ्याम्માં વૃદ્ધિ થતી નથી.

**भ्रौणहत्ये....**(પૃ. ૨૬૩, પં. ૭) આ પરિ.માં જ્ઞાપક 'दाण्डिनायन-हास्तिनायन...भ्रौणहत्य...हिरण्मयानि' (૬।૪।૧૭૪) એ લાંબા સૂત્રમાં આવેલા શબ્દ સૂચિમાં આવેલ भ्रौणहत्यમાં भ्रूणहन्ना 'न'ના સ્થાનમાં કરેલ 'त' આદેશનું નિપાતન છે. भ्रूण+हन् શબ્દને 'ભાવ' કે 'કર્મ' અર્થમાં તદ્ધિત 'ष्यञ् (य) પ્રત્યય થયો છે. भ्रूणघ्नो भावः कर्म वा भ्रौणहत्यम्માં 'हनस्तोऽचिण्णलोः' (૭।૩।૩૨) (જો हन् ધાતુ પછી चिण् કે णल्થી ભિન્ન 'ञित्' કે 'णित्' પ્રત્યય આવ્યો હોય તો 'हन्'ના નકારનો 'त' થાય છે) સૂત્રથી भ्रूणहन्+य, भ्रौणहत्+य=भ्रौणहत्य એવું રૂપ આખરે સિદ્ધ થઈ શકે છે. છતાં આચાર્ય પાણિનિએ दाण्डिनायन० આદિ સૂત્રમાં નિપાતનથી સિદ્ધ થનાર રૂપોની સૂચિમાં भ्रौणहत्य એવો નિર્દેશ કેમ કર્યો ? એ નિર્દેશ વ્યર્થ પડીને પ્રસ્તુત પરિ.નો જ્ઞાપક બને છે. હવે પ્રસ્તુત धातोः પરિ. હોવાથી भ्रौणहत्यમાં થયેલ 'ष्यञ्' એ તદ્ધિત પ્રત્યય છે, તે ધાતુથી થયેલો પ્રત્યય નથી, માટે हनस्तः० સૂત્ર પ્રવૃત્ત થઈ શકે તેમ નથી. પણ વસ્તુતઃ भ्रौणहत्य એવું અભીષ્ટ રૂપ આવશ્યક છે. તેથી પાણિનિએ दाण्डिनायन० સૂત્રમાં એનું નિપાતન કર્યું છે. આ રીતે 'भ्रौणहत्य'એ નિપાતન આ પરિ.માં જ્ઞાપક બને છે.

**પરિ. ૮૯.** तन्मध्यपतितस्तद्ग्रहणेन गृह्यते ॥८९॥

**ननु सर्वक....**(પૃ. ૨૬૪, ૭) સર્વાદિ ગણમાં 'सर्वादीनि सर्वनामानि' (૧।૧।૨૭) માં सर्व શબ્દનો પાઠ છે. તેથી તેની તો સર્વનામ સંજ્ઞા થાય છે, પણ अकच् આગમ વિશિષ્ટ सर्वक 'अव्ययसर्वनाम्नामकच् प्राक्टेः' સૂત્રથી અવ્યય અને સર્વનામ શબ્દોમાં 'टि' પહેલાં થતા अकच्, सर्व्+अक्+अ=सर्वक શબ્દનો પાઠ સર્વાદિ ગણમાં નથી તો પછી सर्वक અને તેનું પ્રથમા વિભક્તિ બ.વ. सर्वके એવું अकच् આગમ પ્રત્યય વાળું રૂપ કેવી રીતે થઈ શકશે ? તેવી જ રીતે उच्चैस् કે उच्चैः શબ્દનો 'स्वरादिनिपातमव्ययम्' (૧।૧।૩૭) સૂત્રમાં બતાવેલ स्वरादि ગણમાં પાઠ છે તેથી उच्चैःની અવ્યય સંજ્ઞા તો થાય, પણ अकच्થી વિશિષ્ટ उच्चकैःની અવ્યય સંજ્ઞા કેવી રીતે થશે ? આમ અહીં सर्वकैः, उच्चकैः જેવાં અભીષ્ટ રૂપોની સિદ્ધિમાં મુશ્કેલી આવે છે, પણ હવે 'तन्मध्य०' પરિ. આવતાં કોઇ શબ્દ વિશેષમાં જે વચ્ચે આવેલ છે તેનું પણ શબ્દ વિશેષથી ગ્રહણ થતા કોઈ મુશ્કેલી રહેતી નથી.

**नेदमदसो**...(પૃ. ૨૬૫. પં. ૧) 'नेदमदसोरकोः' (૭।૧।૧૧) આ સૂત્ર જ્યાં इदम् અને अदस् કકારથી રહિત હોય ત્યારે, તેમને તૃતીયા વિ. બ.વ. માં भिस्ના સ્થાનમાં 'ऐस्' આદેશનો નિષેધ કરે છે, પણ કકાર સહિત इदकम् કે अदकम् એવાં રૂપ હોય ત્યારે 'नेदम०' સૂત્ર લાગતું નથી.સર્વાદિગણમાં इदम् અને अदस् શબ્દનો પાઠ છે, પણ अकच् સહિતના इदम् કે अदस् નો પાઠ નથી. તેથી જો આ

तन्मध्य० પરિ. ન હોત તો इदम् અને अदस् થી इदकम् કે अदकम्नું ગ્રહણ થઈ શકે તેમ ન હતું, કારણ કે इदम् અને अदस्ની વર્ણાનુપૂર્વી (વર્ણક્રમ) ભિન્ન છે, અને इदकम् અને अदकम्ની વર્ણાનુપૂર્વી ભિન્ન છે. તેથી भिस् પ્રત્યયની જગ્યાએ ऐस् આદેશનો નિષેધ કરનાર 'नेदमदसोरकोः'માં 'अकोः' પદ મૂકવાની કોઈ જરૂર ન હતી, છતાં સૂત્રમાં 'अकोः' પદ મૂક્યું છે, તે વ્યર્થ પડીને પ્રસ્તુત 'तन्मध्ये०' પરિ.નું જ્ઞાપક બને છે. હવે 'तन्मध्ये०' પરિ. હોવાથી इदम्थी કકારસહિત इदकम् અને अदस्થી કકારરહિત अदकम् રૂપ પણ લેવાશે, તે સ્થિતિમાં 'इमकैः' 'अमुकैः' એવા અભીષ્ટ રૂપોમાં भिस् પ્રત્યયના 'ऐस्' આદેશનો નિષેધ ન થાય એ માટે 'नेदम०' સૂત્રમાં 'अकोः' ગ્રહણ કર્યું છે. (स्वांशे चरितार्थम्'). આવી રીતે આ तन्मध्य० પરિ. જ્ઞાપક સિદ્ધ છે. ૮૯.

**પરિ. ૯૦.** लुग्विकरणालुग्विकरणयोरलुग्विकरणस्य ॥९०॥

**ननु गाति...**(પૃ. २६५. ४) 'गातिस्थाघुपाभूभ्यः सिचः परस्मैपदेषु' સૂત્રથી પરસ્મૈપદમાં गा, स्था, पा વગેરે ધાતુઓને लुङ्માં થયેલા 'सिच्' (આગમ) પ્રત્યયનો લોપ થાય છે. હવે આમાં ભ્વાદિ ગણ (પહેલા ગણ)ના અલુગ્ વિકરણ 'पा पाने'માં જેમ 'सिच्'નો लुक् (લોપ) થાય છે, તેમ અદાદિ (બીજા) ગણના 'पा रक्षणे' જેવા લુગ્વિકરણ ધાતુના लुङ् લકારમાં પણ सिच्નો લોપ થવો જોઇએ, તેથી હવે अपासीत् એવું અભીષ્ટ રૂપ થવાને બદલે 'अपात्' એવું અનભીષ્ટ રૂપ થવાની મુશ્કેલી આવશે. તે સમયે પ્રસ્તુત 'लुग्विक०' પરિ આવે છે.

**अस्यार्थ्च ज्ञापकः...**(પૃ. २६५, પં. ७) કૈયટ આ પ્રસ્તુત लुग्वि० પરિ.માં જ્ઞાપક તરીકે स्वरतिसूति० (७।२।४४) સૂત્રમાં सूति અને सूयतिનો જે પૃથક્ પાઠ કરેલો છે, તે પાઠ ને આ પરિ.માં જ્ઞાપક માને છે, પણ નાગેશ તેનું ખંડન કરે છે. અને આ પરિ.ને 'यस्य विभाषा' સૂત્રમાં ધ્વનિત થયેલી જુએ છે.

**પરિ. ૯૧.** प्रकृतिग्रहणे ण्यधिकस्यापि ग्रहणम् ॥९१॥

**ननु प्रजिघा०...**(પૃ. २६७, પં ८) प्रजिघाययिषति हि गतौ वृद्धौ च સ્વાદિ. (૫ મો ગણ)નું પ્રેરક સન્નન્ત ઇચ્છા દર્શક) लट् (વર્તમાનકાળ)નું રૂપ. અહીં સૌ પ્રથમ प्र+हि+णिच् (इ)માં णिच् માંના ण् અને च् અનુબંધોનો લોપ, પછી વૃદ્ધિ અને आय् આદેશ प्र+हायि. હવે प्र+हायि ની સનાદ્યન્ત ધાતુ સંજ્ઞા કરી, ઈચ્છાદર્શક सन् પ્રત્યય કરતાં તેને 'इट्' આગમ કરી प्र+हाय्+इ+स એ સ્થિતિમાં 'सन्यङोः' (६।१।९) સૂત્રથી एकाच्નું દ્વિત્વ કરતાં, અભ્યાસ સંજ્ઞા, હલાદિ શેષ, હ્રસ્વ, 'कुहोश्चुः' (७।४।६२) સૂત્રથી અભ્યાસના હકારનો झकार, પછી अभ्यासे चर्च' (८।४।५४)થી झकारनो

जकार, पछी सन्वतः (७।४।७९)थी અભ્યાસ અકારનું ઇત્વ, કરતાં प्र+जिहाय्+इ+स એ અવસ્થામાં 'हेरचङि' (७।३।५६) સૂત્રથી (અભ્યાસની પછી આવેલ 'हि' ધાતુના અવયવ 'ह'નો 'घ' (कुत्व) થાય છે, પણ જો તેના પછી चङ् આવેલ હોય તો કુત્વ થતું નથી) સૂત્રથી ह् નો घ् થતાં षत्व થતાં प्रजिघायिष એવી પ્રકૃતિ (અંગ) બને છે. અહીં ફરીથી ધાતુસંજ્ઞા કરી लट्, तिप्, शप् થતાં प्र+जिघाय्+इ+ष+अ+ति માં 'णिच्'ના इकार નો ગુણ, अयादेश, अतोगुणे (६।१।९७) સૂત્રથી પરરૂપ થતાં આખરે प्रजिघाययिषति રૂપ બને છે.

**अचङीति**....(પૃ. २६८, પં. २) પ્રસ્તુત 'प्रकृतिग्रहण०' પરિ.માં 'हेरचङि' સૂત્રમાં આવેલ 'अचङि' પદ **જ્ઞાપક** છે. કારણ કે 'हि' ધાતુના लुङ् (અદ્યતન ભૂ.તૃ. પુ.એ.વ.)માં अजीहयत રૂપ બને છે. અહીં अ+जी+हय+अ(चङ्)+त् માં 'हेरचङि'થી ह्नो घ ન થાય એ માટે 'अचङि' એ પ્રતિષેધ કર્યો છે, પણ વસ્તુતઃ 'हय्' એ 'हि' મૂળ ધાતુ નથી, પણ 'हि' ઉપરથી બનેલ પ્રેરક (ण्यन्त)નું રૂપ છે. તેથી અહીં 'हि' ન હોવાથી कुत्व પ્રાપ્ત જ નથી, ત્યારે 'प्राप्तौ सत्यां निषेधः' (પ્રાપ્તિ હોય તો નિષેધ કરવો વ્યાજબી છે) છતાં 'अचङि' એવો નિષેધ કેમ કર્યો ? આ 'अचङि' વ્યર્થ પડીને પ્રસ્તુત પરિ. 'प्रकृति०'નું જ્ઞાપન કરે છે. તેથી હવે 'प्रकृति ग्रहणे' પરિ. આવતાં 'अचङि' નિષેધ ચરિતાર્થ કે સાર્થક થાય છે, કારણ કે આ પરિ.થી હવે 'हि'ના ગ્રહણથી णिच्-णि જેમાં અધિક છે તેવા (ણ્યધિક) રૂપનું પણ ગ્રહણ થઈ શકે છે, તેથી હવે ण्यन्त ह्નું कुत्व ન થાય, અને 'अजीघयत्' એવું અનિષ્ટ રૂપ બને તેથી 'अचङि' નિષેધ કર્યો છે. (स्वांशे चरितार्थम्). (९१).

**પરિ. ९२.** अङ्गवृत्ते पुनर्वृत्तावविधिः ॥९२॥

**ननु युष्म०**...(પૃ २६८, પં. ४) युष्म+भ्यम् એ સ્થિતિમાં 'बहुवचने झल्येत्' (७।३।१०३) (અકારાન્ત અંગ પછી झलादि વિભક્તિ પ્રત્યય सुप् આવ્યો હોય, પૂર્વેના अ નો ए થાય છે.) સૂત્રથી 'एत्व' પ્રાપ્ત થાય છે. તેમ થતાં 'युष्मेभ्यम्' એવો અનિષ્ટ પ્રયોગ થવાની આપત્તિ આવે છે. પણ હવે આ પરિ. કરવામાં આવતાં કોઈ મુશ્કેલી કે આપત્તિ રહેતી નથી. અર્થાત્ युष्म+भ्यम् માં युष्मद् એવું અંગને માનીને 'अङ्गस्य' (६।४।१) એ અધિકારમાં આવતા ('अङ्गस्य' અધિકાર સૂત્ર છે. અષ્ટાધ્યાયીમાં છઠ્ઠા અધ્યાયના ચોથા પાદથી, સાતમા અધ્યાયના અન્ત સુધી अङ्ग અધિકાર ચાલે છે. આ અધિકારમાં આવેલાં સૂત્રોને અંગાધિકારીય સૂત્રો, તથા આવાં સૂત્રોથી થતા કાર્યને અંગાધિકારીય કાર્ય કહે છે.) 'भ्यसोभ्यम्' સૂત્રથી भ्यस् ની જગ્યાએ भ्यम् એવું એક અંગાધિકારીય કાર્ય થઈ ગયું છે, ત્યાં ફરીથી 'बहुवचने०' સૂત્રથી एत्व રૂપ અંગાધિકારીય કાર્ય થઈ શકે નહીં.

આ રીતે આ પરિ, હોવાથી युष्मभ्यम् માં આવેલ 'एत्व'ની આપત્તિનું નિવારણ થાય છે. (अङ्गवृत्ते०માં अङ्गे वृत्तम्–तस्मिन् અહીં अङ्ग એ પદનો અર્થ અંગાધિકારમાં वृत्त એટલે થયેલું. 'पुनर्वृत्तौ'માં वृत्तिनो અર્થ પ્રવૃત્તિ છે. अविधिः એટલે અવિધાન.)

**एषा च ज्यादा०**...(પૃ. ૨૬૯. પં. ૧) આ 'अङ्गवृत्ते०' પરિ.માં 'ज्यादादीयसः' (૬।૪।૧૬૦) સૂત્રથી થતું आत्व વિધાન **જ્ઞાપક** છે. 'अयमनयोरतिशयेन प्रशस्यः'માં प्रशस्य શબ્દને (ईयस्) ईयसुन् પ્રત્યય થતાં प्रशस्य+ईयस् માં 'ज्य च' (૫।૩।૬૧) સૂત્રથી प्रशस्य ના સ્થાનમાં 'ज्य' આદેશ થાય છે. તે પછી ज्य+ईयस्માં 'ज्यादादीयसः' (૬।૪।૧૬૦) (ज्य શબ્દની પછી આવેલા ईयसुन् પ્રત્યયના આદિ વર્ણના સ્થાનમાં 'आत्' થાય છે.) સૂત્રથી ईकार નો 'आ' (आत्) આદેશ થાય છે.

ज्यायान् પ્રયોગની સિદ્ધિ બીજી રીતે પણ થઈ શકે છે. 'बहोर्लोपो भू च बहोः' (૬।૪।૧૫૮) સૂત્રમાંથી 'लोप' પદની અનુવૃત્તિ કરી 'ज्यादादीयसः' ને બદલે 'ज्यादीयसः लोपः'માં એવો ન્યાસ ('ज्य' પદ પછીના ईयस् ના ई નો લોપ થાય છે) કરીને ईयस् ના ई નો લોપ કરતાં 'ज्य+यस्' પછી 'अकृतसार्वधातुकयोर्दीर्घः' (૭।૪।૨૫) સૂત્રથી 'ज्य'ના 'अ' નો દીર્ઘ કરતાં ज्यायान् રૂપ બની શકે છે તો 'ज्यादादीयसः' સૂત્રમાં आत्व વિધાન કેમ કર્યું ? આ 'आत्व વિધાન વ્યર્થ પડીને પ્રસ્તુત પરિ.નું જ્ઞાપન કરે છે. હવે આ પરિ. આવતાં એક અંગ કાર્ય 'ई'નો લોપ રૂપ થઈ ચૂકયું છે ત્યાં પુનઃ દ્વિતીય અંગકાર્ય દીર્ઘકાર્ય થઈ શકે નહીં. તે સ્થિતિમાં 'ज्यादादीयसः' સૂત્રથી ईयस् ના 'ई'ના સ્થાનમાં કરેલું आत्व વિધાન સફળ થાય છે. (स्वांशे चरितार्थम्).

**अत एव भिन्न**...(પૃ. ૨૬૯. પં. ૩) જો કે અહીં આ બે અંગાધિકારીય કાર્ય ભિન્ન સ્થાનમાં થાય છે એક અંગાધિકારીય લોપરૂપ કાર્ય 'ई'માં થાય છે, જ્યારે બીજું અંગાધિકારીય દીર્ઘરૂપ કાર્ય 'ज्य'માં આવેલ 'अ' ને થાય છે. છતાં આ પરિ.નું જ્ઞાપન કરતા ज्यादादीयसः' એ સૂત્ર ઉપરના ભાષ્યના સમર્થનથી આવાં બે અંગાધિકારીય ભિન્ન સ્થાનમાં પ્રવૃત્ત થતાં હોય તો પણ પ્રસ્તુત 'अङ्गवृत्ते' પરિ. લાગે છે. (૯૨).

પરિ. ૯૩. ૧. संज्ञापूर्वकविधेरनित्यत्वम् ॥९३.१॥

હવે અહીંથી શરૂ થતી નવ પરિભાષાઓ ૯૪ થી ૧૦૨ એવી છે કે જેમનો ભાષ્યમાં ક્યાંય નિર્દેશ થયો નથી કે તે ધ્વનિત પણ થઈ નથી, તેથી નાગેશને તે માન્ય નથી. કેટલાક વૈયાકરણોએ આ પરિ.ઓનો ઉલ્લેખ કરેલ હોવાથી નાગેશે

પણ તે પરિ.ઓને અહીં આપી છે. પણ તેમનું ખંડન કરેલું છે. આવી પરિભાષાઓમાં પહેલાં પરિ. संज्ञापू० આ પ્રસ્તુત પરિ. આવે છે.

**यत्तु ओरो०**...(પૃ. २७०, પં. ५) કેટલાક વૈયાકરણો કહે છે કે પાણિનિએ 'ओर्गुणः' (६।४।१४६) સૂત્રમાં (अ, ए ओની ગુણ સંજ્ઞા થાય છે. अदेङ् गुणः) સંજ્ઞા વાચક 'ગુણ' શબ્દનો પ્રયોગ કર્યો છે, તેના બદલે ओरोत् (उનો ओत् થાય છે) એવું સૂત્ર કરવું જોઈતું હતું. વળી 'गुणः' એ સંજ્ઞામાં ગુરુનિર્દેશ છે, गुणः કહેવામાં ગૌરવ છે તેના કરતાં ओत्+કહેવામાં લાઘવ પણ છે. તો 'ओरोत्' એવું સૂત્ર કરવું જોઈએ આવો પૂર્વપક્ષ ઊભો થતાં આ પ્રસ્તુત संज्ञा० પરિ. આવે છે.

આ પરિ. જે વિધિ, સંજ્ઞાપૂર્વક થતો હોય તેને અનિત્ય બનાવે છે. ओर्गुणः સૂત્રથી થતો ગુણવિધિ પણ સંજ્ઞાપૂર્વક છે એટલે કે ભસંજ્ઞા ધરાવતા ઉકારાન્તનો ગુણ થાય છે તેથી તે ગુણવિધિ–અનિત્ય છે.

હવે જ્યાં ओर्गुणः સૂત્રમાં સંજ્ઞાવાચક ગુણ શબ્દથી 'ग् उ ण् अ' એવી આનુપૂર્વીનો નહીં, પણ ગુણસંજ્ઞાથી 'अ ए ओ' એ જે વિધેય છે તેમનો જ બોધ થાય છે, ત્યાં આ પ્રસ્તુત પરિ. ઉપસ્થિત થઈ પ્રસ્તુત ગુણકાર્યની અનિત્યતા બતાવે છે. તેથી स्वायम्भुवम्' ('धाम स्वायम्भुवं ययुः' કુમાર સર્ગ २१).માં स्वयम्भुवः इदम्માં स्वायम्भू+अण्માં ओर्गुणःથી ગુણ થતો નથી, પણ अचिश्नु (६।४।७७) સૂત્રથી उवङ् થતાં આખરે स्वायम्भुवम् પ્રયોગ થાય છે.

પૂર્વ વૈયાકરણો જેવા કે વ્યાડિ (५३), પુરુષોત્તમ દેવ (८३), સીરદેવે (७१) આ પરિ.નો સ્વીકાર કરેલો છે. પણ આ પરિ. ભાષ્યમાં અનુક્ત હોવાથી સ્વીકારી નથી. તેથી નાગેશના મતે તો स्वायम्भुवं ન થતાં ओर्गुणःથી ગુણ જ થવો જોઈએ તેથી स्वयम्भू+अण् ગુણ અને અવાદેશ થતાં स्वायम्भवम् પ્રયોગજ થવો જોઈએ.

આ પરિના સંદર્ભમાં ભટ્ટોજી દીક્ષિત લખે છે કે 'उप्रत्यय निमित्तको लघूपधगुणः संज्ञापूर्वको विधिरनित्यः इति न भवति इति आत्रेयादयः । भवत्येवेत्यन्ये । क्षिणोति क्षेणोति (દ્રષ્ટવ્ય: સિદ્ધાન્ત કૌમુદી, તનાદિપ્રકરણ).

**પરિ. ९३.२.** आगमशास्त्रमनित्यम् ॥९३.२॥

**तथा नि लोट्**...(પૃ. २७०. પં. ८) आनि लोट् (८।४।१६) (ઉપસર્ગ સ્થિત નિમિત્ત પછી આવેલ लोट् લકાર આજ્ઞાર્થ સંબંધી आनि (ઉત્તમ પુ.એ.વ.) ના નકારનો 'ण' આદેશ થાય છે. (દા ત. प्रभवाणि. ધાતુ ના પરસ્મૈ પદ આજ્ઞાર્થ (लोट्) ઉત્તમપુરુષ એ.વ.ના રૂપમાં મૂળ 'मि' પ્રત્યયને સ્થાને 'नि' આદેશ થાય છે,

અને તેને आट् (आ) આગમ કરતાં આખરે 'आनि' પ્રત્યય છે. હવે આ प्रभवाणिना भवानि રૂપ ઉપસર્ગસ્થ નિમિત્ત र (ऱ्)ની પછી लोट् લકારમાં આવેલ आनि આદેશના 'न'નું ણત્વ आनि लोट् (૮।૪।૧૬) સૂત્ર કરે છે. હવે आनि लोट्थी જો 'नि' પ્રત્યયના 'न'નું જ ણત્વ થાય છે તો 'नि लोट्' એવું નાનું જ સૂત્ર કરવું જોઇતું હતું. છતાં आनि लोट् એ મોટું સૂત્ર આગમ आ સહિતનું કેમ કર્યું ? તે ઉપરથી આ પરિ. આગમ૦નું જ્ઞાપન થાય છે.

આથી આ પરિ.ને લીધે सागरं तर्तुकामस्य જેવા પ્રયોગોમાં 'इडागम' અનિત્ય છે. તેથી तृ+तुम्=तर्तुम्માં ઈડાગમ થયો નથી. તેવીજ રીતે शाकं पचानस्य જેવા પ્રયોગોમાં પણ पच् ધાતુના વર્તમાન કૃદન્ત આત્મનેપદમાં આને मुक् (૭।૨।૮૨) સૂત્રથી થતો આગમ (આગમ શાસ્ત્ર) मुक् (म्) અનિત્ય હોવાથી થયો નથી તેથી पचमानस्यने બદલે पचानस्य રૂપ થયું છે. (ભટ્ટોજી પણ क्षुब्धः ઉપર લખે છે. 'क्षुब्धो राजेति त्वागमशास्त्रस्यानित्यत्वात्' क्षुब्धस्वान्त...(૭।૨।૧૮). (પૂર્વકૃદન્ત પ્રકરણ)

આ પ્રસ્તુત પરિ. आगम० પરિ.નો વ્યાડિ (૭૬), પુરુષોત્તમ દેવ (૮૪), સીરદેવ (૯૮) આ આચાર્યોએ સ્વીકાર કરવા છતાં નાગેશે આનો સ્વીકાર કર્યો નથી.

**પરિ. ૯૩.૩.** गणकार्यमनित्यम् ॥९३.३॥

**तथा तनादि**...(પૃ. ૨૭૧ પં. ૩) तनादिकृञ्भ्यः उः સૂત્રમાંનું कृञ् ગ્રહણ વ્યર્થ પડે છે, અને આ ઉપર્યુક્ત પરિ. गण૦નું જ્ઞાપન કરે છે. તેથી હવે तनादि ગણને માનીને થતો 'उ' વિકરણ પ્રત્યય (ગણપ્રત્યય, કે ગણકાર્ય), અનિત્ય મનાય છે. તેથી कृञ्નું ગ્રહણ કર્યું, કારણ કે कृञ् ધાતુને માટે 'उ' પ્રત્યય અવશ્ય અભીષ્ટ છે.

**तेन न विश्वसेद्**...(પૃ. ૨૭૧, પં. ૬) આ પરિ. માનવાથી न विश्वसेदविश्वस्तम्' (પંચતંત્ર),માં वि+श्वस्+शप् (अ)+विधिलिङ्માં श्वस् ધાતુ બીજા (અદાદિ) ગણનો હોવા છતાં તે ગણનું કાર્ય 'अदादिप्रभृतिभ्यः शपः' (૨।૪।૭૨) સૂત્રથી થતું વિકરણ પ્રત્યયનું લોપ કાર્ય અનિત્ય મનાયાથી અહીં शप्નો લોપ થયો નથી તેથી विश्वसेत्' રૂપ થયું છે, નહીં તો विश्वस्यात् એવું રૂપ થાત.

પુરુષોત્તમદેવ (૧૦૯), સીરદેવ (૧૧૮) આ 'गण०' પરિ.ને સ્વીકારતા હોવા છતાં નાગેશે આ પરિ.ને માન્ય ગણી નથી.

**પરિ. ૯૩.૪.** अनुदात्तेत्त्वलक्षणमात्मनेपदमनित्यम् ॥९३.४॥

આચાર્ય પાણિનિએ ધાતુપાઠમાં 'चक्षिङ् व्यक्तायां वाचि' કહીને चक्षिङ् (चक्ष्) ધાતુ 'अनुदात्तेत्' (ઈ-સંજ્ઞા વાળો 'इ' અનુદાત્ત) હોવાથી 'अनुदात्तङित आत्मने-

पदम्' સૂત્રથી આત્મનેપદ બની જ શકે છે (अनुदात्त० સૂત્ર अनुदात्तेत् તથા ङित् ધાતુઓને આત્મનેપદ કરે છે) તો પછી चक्षमां (ઇત્સંજ્ઞક) ङ, 'ङित्' करण અર્થાત્ 'ङ' અનુબંધ શું કામ લગાડયો ? એ ङित्करण વ્યર્થ પડીને પ્રસ્તુત પરિ. अनु०નું જ્ઞાપન કરે છે. આ પરિ.માં આવેલ लक्षण પદનો અર્થ 'નિમિત્ત' છે.

આ પરિ.ને લીધે अनुदात्तेत्त्वને લીધે થતું આત્મનેપદ અનિત્ય હોવાથી 'स्फायन्' જેવા પ્રયોગો શુદ્ધ ગણાય છે. વાસ્તવિક રીતે 'स्फायी वृद्धौ' ભ્વાદિગણનો ધાતુ अनुदात्तेत् (આત્મનેપદી) છે. તેથી તેના વર્તમાન કૃદન્તમાં शतृ પ્રત્યય ન થતાં આત્મનેપદનો 'शानच्' પ્રત્યય થવો જોઈએ, અને સ્ફાયમાનઃ (निर्मोकः= (સાપની કાંચળી) એવો પ્રયોગ થવો જોઈએ. પરંતુ હવે આ अनुदात्तेत्. પરિ.ને લીધે अनुदात्तेत्' ધાતુને કોઈક ઠેકાણે આત્મનેપદ અનિત્ય થવાથી, પરસ્મૈપદનો પણ પ્રત્યય (પ્રકૃત પ્રયોગમાં शतृ) થવાને લીધે स्फायन् એવું અભીષ્ટ રૂપ થાય છે. આ રીતે धनक्षये वर्धति जाठराग्निः' જેવાં સુભાષિત વાક્યોમાં वृधु ધાતુ આત્મનેપદ હોવા છતાં, આ પરિ.ને લીધે આત્મનેપદ અનિત્ય બનતું હોવાથી અહીં वर्धति એવું પરસ્મૈપદી રૂપ પ્રયુક્ત થયું છે.

**પરિ. ૯૩.૫.** नञ्घटितमनित्यम् ॥९३.५॥

**तथा विनार्थनञा....**(પૃ. ૨૭૨. પં. ૩) 'तत्सादृश्यमभावश्च तदन्यत्वं तदल्पता। अप्राशस्त्यं विरोधश्च नञर्थाः षट् प्रकीर्तिताः' (વૈયાકરણ ભૂષણસાર) नञर्थ પ્રકરણ માંની કારિકા પ્રમાણે (૧) તેની સરખો (૨) તેનો અભાવ (૩) તેથી ભિન્ન (૪) અલ્પતા (૫) નિંદા (અપ્રાશસ્ત્ય) અને (૬) વિરોધ એમ नञ्ના ૭ અર્થો છે. તેમાંથી વિના કે અભાવ એવો અર્થ બતાવતા नञ्નો एक શબ્દ સાથે સમાસ કરી 'न एकम् इति अनेकम्' એ રીતનો પ્રયોગ 'अनुदात्तं पदमेकवर्जम्' (૬।૧।૧૫૮) (પદમાં એક વર્ણને છોડીને બાકીના વર્ણો અનુદાત્ત સ્વરવાળા થાય એ આશયના આ) સૂત્રમાં अनुदात्तपदमनेकम्' એવી સૂત્ર રચના પણ થઈ શકતી હતી, તો 'अनु०' સૂત્રમાં एकवर्जम् (એકના વિના) એવા नञर्थ० પદનું ગ્રહણ કેમ કર્યું ? આ वर्जम् પદ વ્યર્થ પડીને પ્રસ્તુત પરિ. नञ्घटित०નું જ્ઞાપન કરે છે. હવે આ પરિ. હોવાથી अनुदात्तपदमनेकम्' સૂત્ર (ન્યાસ)થી થતો અનુદાત્ત સ્વર અનિત્ય થવાથી કોઈક ઉદાહરણમાં થશે, કોઈકમાં નહીં થાય એવી અવ્યવસ્થા પેદા થશે. તેથી એ અવ્યવસ્થાને રોકવા 'अनेकम्'ના ઠેકાણે 'एकवर्जम्' એવું પદ મૂકયું (સ્વાંશે ચરિતાર્થ).

**हे सुभ्रु इत्यादि**...(પૃ. ૨૭૨. પં. ૫) આ પરિ. नञ्घटित. પ્રમાણે नञ् થી યુક્તકાર્ય અનિત્ય હોવાથી 'हा पितः क्वासि हे सुभ्रु बह्वेवं विललाप सः' (ભટ્ટિ

કાવ્ય) (હે પિતાજી. હે સુંદર ભમ્મર વાળી! તું ક્યાં છે) सुभ्रू' શબ્દને નદીસંજ્ઞા થાય છે, અને अम्बार्थनद्योर्ह्रस्वः' (૭।૩।૧૦૭) સૂત્રથી સંબોધનમાં 'भ्रू'નો 'ऊ' હ્રસ્વ થયો છે. બાકી 'नेयङुवङ्स्थानावस्त्री' (૧।૪।૪) (જે ઈકારાન્ત અને ઊકારાન્ત શબ્દને ક્રમશઃ इयङ् અને उवङ् આદેશ કહેલ છે તે શબ્દોને 'यू स्त्र्याख्यौ नदी' સૂત્રથી પ્રાપ્ત થતી નદી સંજ્ઞા થાત નહીં, અને सुभ्रूમાં હ્રસ્વત્વ થાત નહીં પણ હવે नेयङुवङ् સૂત્રમાં આવેલ 'अस्त्री' પદ નञ्થી યુક્ત (ઘટિત) છે તેથી અનિત્ય મનાતાં, सुभ्रूમાં નદી સંજ્ઞાનો નિષેધ नेयङुवङ्થી થતો નથી. તેથી 'यूस्त्र्याख्यौ' પ્રમાણે નદી સંજ્ઞા થતાં सुभ्रु એવું હ્રસ્વત્વ થાય છે.

આ પરિ. જો કે વ્યાડિ, પુરુષોત્તમ, સીરદેવમાં મળતી નથી, પણ કાલાપ પરિભાષા સૂત્રમાં **नञा निर्दिष्टमनित्यम्** ..(૩૭) સ્વરૂપમાં મળે છે, પણ નાગેશે આને માન્ય રાખી નથી.

**પરિ. ૯૩.૬.** आतिदेशिकमनित्यम् ॥९३.६॥

**પરિ. ૯૩.૭.૮.** सर्वविधिभ्यो लोपविधिरिड्विधिश्च बलवान् ॥९३.७.८॥

પૂનાની ભાંડારકર ઓ. રિ. ઈ. તરફથી મુદ્રિત થયેલ પરિભાષેન્દુશેખરની આવૃત્તિમાં ઉપરની બંને પરિભાષાઓ સાથે આપવામાં આવી છે. તેમાંથી અહીં પ્રથમ आतिदेशिकमनित्यम् પરિ. વિષે વિચારી લઈએ.

'लोटो लङ्वत्' (૩।૪।૮૫) આ સૂત્ર પ્રમાણે लङ् લકાર હ્યસ્તન ભૂતકાલમાં જેવું કાર્ય થાય છે તેવું કાર્ય लोट् (આજ્ઞાર્થ)માં પણ થાય છે. આ રીતે लोट्ને लङ्वत् માનવાનું કહેતું હોવાથી लोटो लङ्वत् એ આતિદેશિક (અતિદેશ–આરોપ) કાર્ય સૂત્ર છે, અને તે દ્વારા થતું કાર્ય આતિદેશિક કાર્ય છે.

જો કે નાગેશે આ પરિ.નું જ્ઞાપક કે ફલ બતાવેલ નથી, કારણકે ભાષ્યકારે અન્ય કેટલીક પરિભાષાઓની માફક આ પરિભાષાને પણ સ્વીકારી નથી. છતાં કેટલાક વ્યાડિ (૯૫) જેવા વૈયાકરણો આ પરિ.ને સ્વીકારે છે તો અન્ય વૈયાકરણો 'लोटो लङ्वत्' સૂત્રને બદલે 'ङ्लोट्' એવો ન્યાસ કરે છે અને કહે છે કે 'लोट्'માં ङ् (કે જે लङ्માં દેખાય છે)ની માફક કાર્ય થાય એટલું જ કહેવાથી સંક્ષેપથી ચાલી શકે તેમ છે તો लोटो लङ्वत् એવું મોટું સત્ર કરવાની શી જરૂર છે. આ સૂત્ર વ્યર્થ પડીને આ आति० પરિ.નું જ્ઞાપન કરે છે કે 'સાક્ષાત્ વિધાનથી જે કાર્ય થાય છે તે આતિદેશિક વિધાનથી થતું નથી. અને છતાંય એવું આતિદેશિક વિધાન કરવામાં આવે તો અનિત્ય છે. દા.ત. जुहुतु' (√हु ૩જો ગણ જુહોત્યાદિ, આજ્ઞાર્થ लोट् તૃ.પુ.બ.વ.) અહીં हु+झि દ્વિત્વકાર્ય

'जुहु+झि'માં 'अदभ्यस्तात्' સૂત્રથી 'झ्'ના સ્થાનમાં 'अत्' કરતાં 'जुहु अत् इ' થયા પછી 'एरुः' સૂત્રથી उत्व થતાં 'जुह्वतु' એવું અભીષ્ટ રૂપ બને છે. અહીં 'जुह्वतु'માં પ્રશ્ન એ થાય છે કે 'लोटो लङ्वत्'થી लङ् જેવો અતિદેશ થતાં 'सिजभ्यस्तविदिभ्यश्च' (૩।૪।૧૦૯) આ સૂત્ર (सिच् પ્રત્યય, અભ્યસ્ત સંજ્ઞા વાળા ધાતુઓ તથા विद्‌ની પછી ङित् લકારોમાં આવેલ 'झि'નો जुस् (उः) આદેશ થાય છે.)થી जुहु+झिમાં झिનો जुस् (उस्) થતાં 'जुहु+उस्'માં यण् કાર્ય, અને વિસર્ગ થઈને 'जुहुवुः' એવું અનિષ્ટરૂપ બનશે, પણ હવે આતિદેશિક કાર્ય અનિત્ય માનતાં जुस् થતો નથી, અને તેથી 'जुह्वतु' એવાં અભીષ્ટરૂપ બનવામાં કોઇ મુશ્કેલી આવતી નથી.

કેટલાક અન્ય વૈયાકરણો પ્રસ્તુત 'आतिदे०' પરિ.માં જ્ઞાપક 'प्रत्ययलोपे प्रत्ययलक्षणम्' (૧।૧।૬૨) સૂત્ર માને છે. જો स्थानिवदादेशोऽनल्विधौ (૧।૧।૫૬) સૂત્રથી જ અતિદેશ સિદ્ધ થાય છે તો 'प्रत्यय.' સૂત્ર કરવાની જરૂર નથી, આ સૂત્ર વ્યર્થ છે, તે વ્યર્થ પડીને પ્રસ્તુત आतिदे० પરિ. વ્યર્થ છે એવું જ્ઞાપન કરે છે. આ વિષયમાં ભૈરવમિશ્ર લખે છે કે स्थानिवत्सूत्रेण हि सिद्धे प्रत्ययलोपे इति सूत्रारम्भ सामर्थ्यात् इति भावः (ભૈરવમિશ્રઃ કીલહોર્ન, પરિ. શે. ભા. ૨, પૃ. ૪૪૫ ઉપરથી ઉદ્ધૃત).

**सर्वविधि...** (પૃ. ૨૭૪. પં. ૫) હવે 'सर्वविधि०...बलवान्' પરિભાષામાં બે અંશ છે. (૧) सर्वविधिभ्यः लोपविधिः बलवान् ।।९३.७।। અને (૨) सर्वविधिभ्यः इड्विधिः बलवान् ।।९३.८।।

તેમાં અહીં 'सर्वविधिभ्यः लोपविधिः' પરિ,માં प्रत्ययलोपे प्रत्ययलक्षणम्' સૂત્ર જ્ઞાપક છે એમ પ્રાચીન વૈયાકરણો માને છે. 'कानि+सन्ति' ઉદાહરણમાં कानि+अस्+अन्तिમાં એક બાજુ 'इको यणचि'થી યણાદેશ પ્રાપ્ત થાય છે, તો બીજીબાજુ 'श्नसोरल्लोपः'– (૬।૪।૧૧૧) સૂત્રથી अस् ધાતુના 'अ'નો લોપ પ્રાપ્ત થાય છે, ત્યાં 'सर्वविधिभ्यो लोप०' પ્રસ્તુત પરિ.થી 'अ'નો લોપ બલવાન ગણાય છે, તેથી અચ્પરકત્વ ન મળવાથી 'यण्' આદેશ થતો નથી. તેથી હવે 'कानि सन्ति'માં કોઈ મુશ્કેલી રહેતી નથી.

આ પરિ.ના બીજા 'सर्वविधिभ्यः इड्विधिर्बलवान्' અંશમાં आर्धधातुकस्येड्वलादेः (૭।૨।૩૫) સૂત્રમાં કરેલ 'इड्' ગ્રહણ જ્ઞાપક છે. જો 'नेड्वशि कृति' (૭।૨।૮) સૂત્રમાંથી 'इट्'ની અનુવૃત્તિ 'आर्ध०' સૂત્રમાં આવી શકે છે, તો ફરીથી 'आर्ध०' સૂત્રમાં 'इड्'ગ્રહણ કેમ કર્યું ? આ 'इड्' ગ્રહણ વ્યર્થ પડીને પ્રસ્તુત 'सर्वविधिभ्यः इड्विधिः' પરિ.નું જ્ઞાપન કરે છે. નાગેશના મત પ્રમાણે 'आर्ध०' મૂળમાંના 'इड्' ગ્રહણનું ભાષ્યકારે પ્રત્યાખ્યાન કરેલું છે, તેથી એ 'इड्' ગ્રહણ પ્રસ્તુત પરિ.માં જ્ઞાપક થઈ શકતું નથી.

આ બંને 'सर्वविधिभ्यः लोप०' અને 'सर्वविधिभ्यः इड्विधिः' પરિ.ઓ ને વ્યાડિ પુરુષોત્તમદેવ અને સીરદેવે સ્વીકારેલી છે, પણ નાગેશે ભાષ્યમાં અનુક્ત હોવાથી સ્વીકારેલી નથી.

**પરિ. ૯૩.૯.** प्रकृतिग्रहणे यङ्लुगन्तस्यापि ग्रहणम् ॥९३.९॥

**यदपि ननु...**(પૃ. ૨૭૪. પં. ૮) हन् ધાતુનું પૌનઃપુન્યાર્થક 'यङ्लुक्'માં આશીર્લિંગમાં वध्यात् એવું રૂપ બને છે. અહીં हन्+या+त, માં यङ्लुक् પ્રયોગમાં ધાતુના ह નું દ્વિત્વ વગેરે કરતાં जङ्घन्+या+त्માં 'हनो वध लिङि' (૨।૪।૪૨) સૂત્રથી 'जङ्घन्' ના સ્થાનમાં वध् આદેશ થતાં वध्यात् એવું અભીષ્ટ રૂપ બને છે. પણ હવે પ્રશ્ન થાય છે કે પ્રસ્તુત ઉદાહરણમાં 'हन्' નથી, પણ 'जङ्घन्' છે તો 'हन्'ને સ્થાને થતો 'वध्' આદેશ થઈ શકશે નહીં એ મુશ્કેલી આવે છે, પણ હવે પ્રસ્તુત પરિ. આવતાં हनो वध એ સૂત્રમાં 'हन्' એ (મૂલ) પ્રકૃતિના ગ્રહણમાં જેના અન્તમાં यङ्નો लुक् થયો છે તેવા રૂપનું પણ ગ્રહણ થાય છે તેથી वध् આદેશ થવામાં કોઈ મુશ્કેલી આવતી નથી.

આ प्रकृतिग्रहणे० પરિ.નો અર્થ ન્યાયસિદ્ધ છે, તેથી એમાં કોઈ નવીનતા નથી. કારણકે અષ્ટાધ્યાયીના છઠ્ઠા અધ્યાયમાં આવેલાં लिटि धातोरनभ्यासस्य (૬।૧।૮), सन्यङोः (૬।૧।૯) સૂત્રો દ્વારા થતું દ્વિત્વ કંઈ નવીનતા લાવતું નથી, પણ મૂળ ધાતુનો બેવડાવીને પ્રયોગ કરે છે એટલું જ. તેથીજ પાણિનીય શાસ્ત્રનો સિદ્ધાન્ત છે કે 'द्विष्प्रयोगो द्वित्वं षाष्ठम्' અર્થાત્ છઠ્ઠા અધ્યાયમાં જે દ્વિત્વનું વિધાન કરવામાં આવે છે તે પ્રકૃતિ (ધાતુ)નું કેવલ બે વાર કરેલું ઉચ્ચારણ માત્ર છે. તેથી દ્વિત્વ થયા પછી જે શબ્દરૂપ સમુદાય સિદ્ધ થાય છે તે પ્રકૃતિ રૂપજ છે.

**एकाच्द्विर्वचनन्याय...**(પૃ. ૨૭૫. પં. ૮) 'एकाच् द्विर्वचनन्याय' એ રીતનો છે કે જ્યારે વૃક્ષ પવનથી હાલે ત્યારે તે અવયવો સાથે હાલે છે, ત્યાં એકલો સ્કંધ હાલતો નથી, એ રીતે ધાતુના પ્રથમ एकाच्નું દ્વિત્વ થાય એમ કહેવામાં આવે ત્યારે એક अच् વાળા વ્યંજનનું દ્વિત્વ થાય છે એમ સમજવું.

આ પ્રસ્તુત प्रकृति૦ને વ્યાડિ, શાકટાયન, ચન્દ્રગોમી, કાતંત્ર, કલાપ, ભોજ, પુરુષોત્તમદેવ, સીરદેવ આદિ આચાર્યોએ સ્વીકારેલી છે, પણ નાગેશે માન્ય કરેલી નથી, કારણકે આનો ભાષ્યમાં ક્યાંયે ઉલ્લેખ નથી.

**પરિ. ૯૩. ૧૦.** विधौ परिभाषोपतिष्ठते नानुवादे ॥९३.१०॥

**यद्यपि ननु०...**(પૃ. ૨૭૬. પં. ૬) शालायां भवः शालीयःમાં शाला શબ્દને 'वृद्धाच्छः' (૪।૨।૧૧૪) (વૃદ્ધસંજ્ઞક શબ્દને 'तत्र भवः' ('ત્યાં ઉત્પન્ન થયેલો' એ

અર્થમાં छ' (ईय) પ્રત્યય થાય છે. તેથી शाला+छ(ईय) અને 'यस्येति च'થી आनो લોપ થતાં આખરે शालीयः રૂપ સિદ્ધ થાય છે.

હવે મુખ્ય પ્રશ્ન એ છે કે वृद्धाच्छः સૂત્રથી વૃદ્ધસંજ્ઞક શબ્દને 'छ' પ્રત્યય થાય છે. આ સંજ્ઞા કરનારું સૂત્ર 'वृद्धिर्यस्याचामादिस्तद् वृद्धम्' (૧।૧।૭૩) (જે શબ્દના અચ્ (સ્વર) સમુદાયમાં આદિ अच् વૃદ્ધિ સંજ્ઞક એટલે કે आ ऐ औमांथी એક હોય તે શબ્દની વૃદ્ધ સંજ્ઞા થાય) છે. પ્રસ્તુત 'वृद्धिर्यस्याचाम्' સૂત્રમાં 'वृद्धि' પદનું શ્રવણ છે, તેથી 'इको गुण वृद्धी' (૧।૧।૩) (ગુણ અને વૃદ્ધિ શબ્દનું ઉચ્ચારણ કરીને જ્યાં ગુણ કે વૃદ્ધિ પદનું વિધાન હોય ત્યાં इकः (इक् ના) એવા ષષ્ઠી વિભક્ત્યન્ત પદની ઉપસ્થિતિ થાય છે) સૂત્ર અહીં ઉપસ્થિત થશે. તેથી 'वृद्धिर्यस्याचाम्' સૂત્રનો અર્થ इक्‌ને ઠેકાણે થનાર વૃદ્ધિ જે શબ્દના આદિ अच् રૂપે હોય તે શબ્દને વૃદ્ધ સંજ્ઞા થાય એવો થશે. આ પ્રમાણે અર્થ થતાં लैगवायनः (लिगोरपत्यं=लैगवः, लैगवस्यापत्यं लैगवायनः) જેવાં ઉદાહરણોમાં વૃદ્ધ સંજ્ઞા થઈ શકશે, પણ शालीयःમાં આવેલ 'शाला' શબ્દને વૃદ્ધ સંજ્ઞા થઈ શકશે નહીં, કારણકે 'शाला'માં આદિ સ્વર 'शा'નો 'आ' इक् પ્રત્યાહારમાં આવતો નથી, તો હવે शालामां वृद्धाच्छः સૂત્ર પ્રવૃત્ત નહીં થાય, તો शालीयः એ રૂપ બની શકશે નહીં એ મુશ્કેલી આવે છે. ત્યારે આ પ્રસંગે પ્રસ્તુત विधौ परि०' આવે છે. આ પરિ.નું તાત્પર્ય એ છે કે (કોઈ) પરિભાષાને ઉપસ્થિત કરનાર લિંગ (ચિહ્ન)ની ઉપસ્થિતિ સૂત્રના વિધેય અંશમાં થાય છે, અપ્રધાન (અનુવાદ) અંશમાં નહીં. દા.ત. मृजेर्वृद्धिः' (૭।૨।૧૧૪) 'मृज्' ધાતુને વૃદ્ધિ કરનાર આ સૂત્રમાં 'इको गुणवृद्धी' પરિ.ને ઉપસ્થિત કરનાર वृद्धिः એ લિંગ 'ચિહ્ન' પડયું છે, વળી આ 'मृजे र्वृद्धिः સૂત્રથી થતી વૃદ્ધિ વિધેય છે. તેથી इको गुण० એ પરિ. ઉપસ્થિત થાય છે, પણ वृद्धिर्यस्याचामादिस्तद्वृद्धम्' એ સૂત્રમાં વૃદ્ધિ ઉદ્દેશ્ય કે અનુવાદના વિશેષણરૂપ હોવાથી, (વૃદ્ધિ એ) વિધેય ન હોવાથી 'इको गुण०' પરિ., वृद्धिर्यस्याचाम्० સૂત્રમાં ઉપસ્થિત થતી નથી.

**अनूद्य०...पतिष्ठते०** (પૃ. ૨૭૭. પં. ૨) પરિભાષા અનૂદ્યમાન (એટલે અનુવાદ્ય કે ઉદ્દેશ્ય) ના અર્થનું નિયમન કે સંકોચ કરવા માટે ઉપસ્થિત થતી નથી; એટલે કે ઉદ્દેશ્યના વિશેષણ સાથે પરિભાષા સંબદ્ધ કે અન્વિત થતી નથી. આ દૃષ્ટિએ 'वृद्धिर्यस्याचाम्०' સૂત્રનું પરીક્ષણ કરતાં (૧) वृद्धम्' પદ અનૂદ્યમાન કે ઉદ્દેશ્ય છે, કારણ કે वृद्ध' પદને ઉદ્દેશીને (આ સૂત્રમાં) કંઈ (જેના अच् સમુદાયમાં આદિ 'अच्' વૃદ્ધિ સંજ્ઞક છે તે વૃદ્ધ કહેવાય છે) કહેવામાં આવે છે. (૨) वृद्धिर्यस्या०માં આવેલ वृद्धि પદ, वृद्धनुं વિશેષણ છે. તેથી અનૂદ્યમાન 'वृद्ध'ના વિશેષણ રૂપે આવેલ वृद्धि' પદમાં इको गुणवृद्धी પરિભાષા ઉપસ્થિત થતી નથી. (આથી ઉલટું मृजेर्वृद्धिः

(૭।૨।૧૧૪) જેવાં વિધિ સૂત્રોમાં इको गुण० પરિ. ઉપસ્થિત થાય છે). 'विधौ परिभाषा उपतिष्ठते'નો આશય 'विधेयविशेषणनियामिका परिभाषा भवति' અર્થાત્ 'વિધેયના વિશેષણના અર્થનું નિયમન કે સંકોચ કરવા માટે પરિભાષા ઉપસ્થિત થાય છે' એવો છે દા.ત. मृजेर्वृद्धिः'માં वृद्धिः પદ વિધેય છે, તેનું વિશેષણ मृज् ધાતુ છે, કારણ કે 'मृज्' ધાતુની વૃદ્ધિ થાય એવો વિશેષ અર્થ 'मृज्' એ પદથી આવે છે, તથા વિધેય 'वृद्धि'ના વિશેષણ રૂપ मृज्માં 'इको गुण०' એ પરિ. ઉપસ્થિત થાય છે.)

હવે ઉપરની આ વ્યવસ્થા પ્રમાણે 'शालीयः' એ રૂપની સિદ્ધિ થવામાં કોઈ વાંધો આવતો નથી, કારણ કે 'विधौ परिभाषोपतिष्ठते नानुवादे' આ પ્રસ્તુત પરિ. મુજબ इको गुणवृद्धी એ નિયામક પરિ. 'वृद्धिर्यस्याचाम्'માં ઉપસ્થિત થતી નથી; તેથી शाला શબ્દ જેના अच् સમુદાયમાં આદિ વર્ણ વૃદ્ધિ સંજ્ઞક એટલે કે आ ऐ औ માંથી કોઈ (आ) હોવાથી 'शाला' પણ વૃદ્ધ સંજ્ઞક પદ હોવાથી (ईय) પ્રત્યય થતાં शालीयः રૂપની સિદ્ધિ થવામાં કોઇ મુશ્કેલી આવતી નથી.

**પરિ. ૯૪.** उपपदविभक्तेः कारकविभक्तिर्बलीयसी ॥९४॥

**ननु नमस्**...(પૃ. ૨૭૮. પં. ૮) नमस्करोति देवान्, नमस्यति देवान् જેવાં સ્થળોમાં नमस्करोति અને नमस्यतिમાં नमस् એ વિશેષ પ્રકારનું પદ પાસે આવવાથી नमः स्वस्ति० (૨।૩।૧૬) સૂત્રથી ઉપપદ એવી ચતુર્થી વિભક્તિ થવા આવે છે, જ્યારે 'देव' એ પદ કર્મરૂપ સંબંધથી ક્રિયાપદ સાથે અન્વિત હોવાથી 'कर्मणि द्वितीया' (૨।૩।૨) સૂત્રથી દ્વિતીયા વિભક્તિ પણ થવા આવે છે. અહીં આ રીતે બે વિભક્તિઓ પ્રાપ્ત થતાં 'विप्रतिषेधे परं कार्यम्'ની સહાયતાથી 'नमः स्वस्ति०' સૂત્ર પર હોવાથી ચતુર્થી વિભક્તિ જ થવી જોઈએ ત્યારે પ્રસ્તુત उपपद०' પરિ.આવીને કારક વિભક્તિને જ બલવાન બતાવે છે, તેથી દ્વિતીયા વિભક્તિ થતાં नमस्करोति देवान् આદિ પ્રયોગો બને છે.

**कारकविभक्तित्वञ्च**...(પૃ. ૨૭૯. પં. ૧) આ પંક્તિમાં નાગેશ કારક વિભક્તિની જે વ્યાખ્યા આપે છે તે પ્રમાણે જે પદાર્થ ક્રિયાનો જનક છે તેના વાચક શબ્દથી જે વિભક્તિ આવે છે તે કારક વિભક્તિ કહેવાય છે. આ પ્રકારની વ્યાખ્યાથી પ્રથમા વિભક્તિ કારક વિભક્તિ બને છે. કેટલાક માને છે તેમ 'कारके' સૂત્ર પ્રમાણે કારકના અધિકારમાં આવતી વિભક્તિ તે કારક વિભક્તિ, પણ તે મંતવ્ય બરાબર નથી, કારણ કે કારકના અધિકારમાં કર્મ, કરણ, સંપ્રદાન આદિ કારકો આવે છે, પણ प्रातिपदिकार्थ० (૨।૩।૪૬) આદિ સૂત્રથી જ્યાં પ્રથમા વિભક્તિ થાય છે તેવું કર્તૃકારક આ 'कारके' અધિકારમાં આવતું નથી; તો પ્રથમાને

કારક વિભક્તિ કહી શકાશે નહીં, વસ્તુતઃ પ્રથમા વિભક્તિ પણ કારક વિભક્તિ જ છે. તેથી નાગેશે આપેલ 'क्रियाजनक...' જ કારક વિભક્તિની વ્યાખ્યા માનવી જોઈએ. તેથી હવે પ્રથમા વિભક્તિ પણ કારક વિભક્તિ બની શકે છે.

પ્રથમાનું આવું કારક વિભક્તિત્વ ભાષ્યકારને પણ અભિમત છે, તે બાબત सहयुक्तेऽप्रधाने (૨।૩।૧૯) સૂત્રના ભાષ્યમાં પણ ધ્વનિત થઈ છે. 'सहयुक्ते०' સૂત્રમાં अप्रधाने ગ્રહણનું પ્રત્યાખ્યાન કરતી વખતે એમ જણાવ્યું છે કે पुत्रेण सह आगतो देवदत्तः' એ ઉદાહરણમાં 'सह' પદના અર્થમાં જેમ पुत्र શબ્દનો અન્વય હોવાથી તૃતીયા વિભક્તિ થાય છે, તેમ 'देवदत्त' પદનો પણ અન્વય હોવાથી તેની તૃતીયા થવી જોઈએ. આ રીતનો પ્રશ્ન થતાં જવાબ રૂપે એ કહેલું છે કે 'पुत्रेण सहागतो देवदत्तः' આગમન ક્રિયાનો કર્તા દેવદત્ત પ્રધાનરૂપે અને पुत्र શબ્દ અપ્રધાન રૂપે વિવક્ષિત છે. देवदत्त આગમન ક્રિયાનો જનક હોવાથી, આ પદ (પ્રથમા) કારક વિભક્તિવાળું છે, તેથી 'उपपदविभक्ते...' એ પરિ.ના બળથી કારક વિભક્તિ બલવાન હોવાથી देवदत्तःમાં કારક વિભક્તિ (પ્રથમા જ) થાય છે.

**इयं च वाचनिकयेव**...આ પરિ. વાચનિકી છે, એ સાથે 'तत्र च दीयते कार्यं भववत्' (૫।૧।૯૬) સૂત્ર ઉપરના ભાષ્ય માં ધ્વનિત થઈ છે એમ કૈયટે સ્પષ્ટ કહ્યું છે. तत्र च दीयते० સૂત્રનો અર્થ (કાલવાચક સપ્તમ્યન્ત પદને 'આપવામાં આવે છે, તે અર્થમાં (દા.ત. मासे गते दीयते) અને 'જે કરવા જેવું છે' (कार्यम्) એ અર્થમાં तत्र भवः' (૪।૩।૫૩) સૂત્રથી 'भवः' અર્થમાં જેવા પ્રત્યયો થાય છે, તેવા પ્રત્યયો અહીં પણ થાય છે) એવો છે. અહીં હવે ભાષ્યમાં પ્રશ્ન ઉઠાવવામાં આવ્યો છે કે तत्र च दीयते એ સૂત્રથી થતું કાર્ય 'तत्र भवः' સૂત્રથી જો થઇ શકે છે તો પછી 'तत्र च दीयते' એ સૂત્ર વ્યર્થ ગણવું જોઈએ. ત્યારે એનું સમાધાન કરવામાં આવ્યું છે કે 'तत्र च दीयते०' અને 'तत्र भवः' એ બે સૂત્રોજ જુદાં છે. 'तत्र दीयते'માં तत्रમાં દેખાતી સપ્તમી ભાવસપ્તમી (સતિ સપ્તમી) કે ઉપપદ સપ્તમી વિભક્તિ છે. અહીં 'यस्य च भावेन भावलक्षणम्' (૨।૩।૩૭) સૂત્રથી 'गोषु दुह्यमानासु गतः'માં જેમ ભાવ સપ્તમી થતી હોય છે, એ રીતની ભાવ સપ્તમી થઈ છે. આ સપ્તમી ઉપપદ વિભક્તિ છે, જ્યારે 'तत्र भवः'માં तस्मिन्निति तत्र માં દેખાતી સપ્તમી ઔપશ્લેષિક અધિકરણ સપ્તમી છે, કે જે કારક વિભક્તિ છે. આ બે સપ્તમીઓમાં 'उपपदविभक्तेः कारकविभक्ति र्बलीयसी' એ વચન દ્વારા કારક વિભક્તિ (અધિકરણ સપ્તમી) બલવાન છે. આ રીતે પ્રસ્તુત પરિ. વાચનિકી રૂપે છે અને સાથે સાથે ધ્વનિત પણ થયેલી છે.

**एतेन क्रियान्वयित्वं**...(પૃ. ૨૭૯ પં. ૫) હવે 'क्रियान्वयित्वं कारकत्वम्' (ક્રિયા સાથે જેનો અન્વય થાય છે તેને કારક કહેવાય છે) એવી કારક–વ્યાખ્યાનું નાગેશ ખંડન કરે છે, તે માટેનું કારણ પણ ઉપર આપેલી દલીલ જ છે. એટલે કે ક્રિયા સાથે અન્વિત હોય તેને જ કારક માનવામાં આવે તો જેવી રીતે અધિકરણ (કારક) સપ્તમી ક્રિયામાં અન્વિત થાય છે તેવી રીતે ભાવે સપ્તમી પણ ક્રિયામાં અન્વિત થાય છે તેથી બંને સમાન થતાં, એક સપ્તમી કરતાં બીજી સપ્તમીને બલવાન માની શકાશે નહીં પણ ભાષ્યકારે તો ઉપર બતાવ્યા પ્રમાણે અધિકરણ (કારક) સપ્તમીને બલવાન માની છે તે બાબત અસંગત થશે. વળી क्रियान्वयित्वं कारकत्वम्' એવી વ્યાખ્યા સ્વીકારવામાં આવતાં પ્રથમા વિભક્તિ કારક વિભક્તિ બની શકશે નહીં, કારણકે પ્રથમા વિભક્તિનો ક્રિયા સાથે નહીં, પણ ક્રિયાપદના પ્રત્યય સાથે અન્વય થાય છે. આ રીતની મુશ્કેલી આવતાં क्रियान्वयित्वं कारकत्वम्'ને બદલે क्रियाजनकार्थविभक्तित्वं कारकविभक्तित्वम्' એવીજ વ્યાખ્યા વધુ ઈષ્ટ છે.

**ये तु प्रधानीभूत**..(પૃ. ૨૭૯. પં. ૭) કેટલાક વૈયાકરણો કારક વિભક્તિની બલવત્તા, અન્ય રીતે સિદ્ધ કરે છે તે સીરદેવ આદિના મતનું નાગેશ સમાલોચના કરી ખંડન કરે છે. કેટલાકનો મત એવો છે કે 'વાકયમાં આવનાર પ્રધાન ક્રિયા સાથે જે વિભક્તિનો સંબંધ થાય તે કારક વિભક્તિ છે (અને તે ઉપપદ વિભક્તિ કરતાં બલવાન છે) પણ તેનું ખંડન કરતાં નાગેશ કહે છે કે જો પ્રધાન ક્રિયા સાથે સંબંધ થવાથી બલવત્ત્વ મનાતું હોય તો જેમ 'कटे आस्ते 'स्थाल्यां पचति'માં જેવાં કારક અધિકરણ વિભક્તિવાળા સ્થલમાં પ્રધાન ક્રિયા સાથે કારકનો સંબંધ છે એજ રીતનો (પ્રધાન ક્રિયા સાથેનો સંબંધ) 'गोषु दुह्यमानासु गतः' (गोदोहनदशायां गतः)માં ભાવે સપ્તમીનો પણ આખરે તો પ્રધાન ક્રિયા સાથેજ સંબંધ (અન્વય) થાય છે. તેથી પ્રધાનક્રિયામાં અન્વિત હોવું એ કારક વિભક્તિના લક્ષણનું બલવત્ત્વ સિદ્ધ થઈ શકે તેમ નથી.

**नमो वरिवः**....(પૃ. ૨૭૯. પં. ૮) 'नमो वरिवश्चित्रङः क्यच्' (૩।૧।૧૯) સૂત્ર ઉપરના ભાષ્યમાં પણ 'नमस्यति देवान्'માં ચતુર્થીનું નિવારણ 'उपपदविभक्तेः' એ વચનથી કર્યું છે, પ્રધાનીભૂત ક્રિયાની દલીલથી નહીં. (તેથી उपपद० बलीयसी' એ પરિભાષાને વાચનિકી માનવી એ જ માર્ગ શ્રેયસ્કર છે.)

**एतेन क्रियाकारकसम्बन्धः**....(પૃ. ૨૮૦. પં. ૧) આ પ્રઘટ્ટકમાં નાગેશ પૂર્વપક્ષી (કૈયટ)નું ખંડન કરે છે. પૂર્વપક્ષી પ્રમાણે આ उपपद० પરિ. ન હોય

તો પણ અહીંની બે પ્રકારની વિભક્તિઓમાં 'અન્તરંગ બહિરંગ ન્યાય'થી બલાબલત્વ સિદ્ધ થઈ શકે તેમ છે એટલે કે ક્રિયા અને કારકનો સંબંધ અન્તરંગ (અને તેને લઈને થતી કારક વિભક્તિ પણ અન્તરંગ છે) જ્યારે સમીપમાં આવેલ પદની સાથે સંબંધ થતાં જે વિભક્તિ આવે તે બહિરંગ છે. (કારણ કે તેનો સંબંધ કોઈપણ ક્રિયાનો અધ્યાહાર કરીને, તે અધ્યાહૃત ક્રિયાનું કારક માનીને તેને ઉપપદ-વિભક્તિ થવા આવે છે તેથી એ બહિરંગ). આ રીતે પ્રસ્તુત उपपद० પરિ. અન્તરંગ બહિરંગભાવ મૂલક (કે બીજા શબ્દોમાં કહીએ તો પ્રધાનાપ્રધાન મૂલક જ છે એમ કૈયટ આદિનું કહેવું છે, પણ નાગેશ તેનું ખંડન કરે છે. તે ખંડનનો આશય એ છે કે देवेभ्यो नमः એમ કહેવામાં આવે કે नमस्यति देवान् એમ કહેવામાં આવે ત્યાં અર્થની બાબતમાં કોઈ ફરક નથી, (અહીં પ્રથમ देवेभ्यो नमः'માં नमस् પદની પારિભાષિક અવ્યય સંજ્ઞા છે, જ્યારે नमस्यति देवान्માં नमस् પદ क्यच् પ્રત્યયાન્ત હોવાથી 'सनाद्यन्ता धातवः' સૂત્રથી પારિભાષક ધાતુસંજ્ઞા ધરાવે છે, આટલોજ કેવલ પારિભાષિક ફરક છે; બાકી અર્થની દૃષ્ટિએ કોઈ ફરક નથી), કારણ કે नमस्यति देवान्માં 'देव' પદનો नमः પદના નમસ્કાર ક્રિયારૂપ અર્થ સાથે ક્રિયા કારક રૂપ સંબંધથી અન્વય થાય છે. અહીં 'नमस्यति'નો અર્થ પણ मुण्डयतिની જેમ ક્રિયારૂપજ છે. 'मुण्डयति'માં 'मुण्डमिश्रश्लक्ष्ण...'(૩।૧।૨૧) આદિ (નામધાતુ) સૂત્રથી मुण्ड मिश्र આદિ શબ્દોને 'कृञर्थ' (કરવું) એ અર્થમાં (मुण्डं करोति)માં मुण्डને णिच् પ્રત્યય થતાં આખરે मुण्डयति રૂપ બને છે. આ मुण्डयति (મુંડન કરે છે)માં मुण्ड શબ્દમાં જેમ ક્રિયારૂપ અર્થ રહેલો છે, તેવી રીતે नमस्यतिમાં પણ नमस् પદનો ક્રિયારૂપ જ અર્થ છે. તેથી આ બાબતમાં ભૈરવમિશ્ર લખે છે કે :–

'ननुः नमः पदस्य नामत्वेन तदर्थस्याक्रियत्वात्तत्र क्रियाकारकभावसम्बन्धेनान्वय इत्यनुपपन्नमित्यत आह । अत्र चेति । नमस्यतीत्यत्रेत्यर्थः । मुण्डस्येवेति यथा तत्र णिजन्तस्य धातुत्वात्तद्घटक मुण्डशब्दार्थस्य क्रियात्वं तथा नमस्यतीत्यत्र कयजन्तस्य धातुत्वात् तद्घटक नमः पदार्थस्य क्रियात्वमिति भावः" ભૈરવમિશ્રઃ (કીલહોર્ન. પરિ. ભાગ–૨, પૃ. ૪૫૭ ઉપરથી ઉદ્ધૃત).

પરિ. ૯૫. अनन्त्यविकारेऽन्त्यसदेशस्य ॥९५॥

**ननु अदमुयङ**...(પૃ. ૨૮૦. પં. ૭) अदमुयङ्માં 'अमुम् अञ्चति' એ વિગ્રહમાં अदस्+अञ्च् ને 'ऋत्विक् दधृक्' (૩।૨।૫૯) આદિ સૂત્રથી क्विन પ્રત્યય થાય છે. અહીં क् અને न् અનુબંધોનો લોપ થતાં अदस्+अञ्च्+व्માં 'अनिदितां हल उपधायाः' (૬।૪।૨૪) સૂત્રથી अञ्च् ના 'न' નો લોપ થયા પછી 'वेरपृक्तस्य' (૬।૧।૬૭) સૂત્રથી व् નો લોપ થાય છે. એ પછી अदस्+अच्+सुમાં 'विष्वग्देवयोश्च

'देवयोश्च०' (૬।૩।૯૨) આદિ સૂત્રથી 'अदस्' ના 'अस्' એ ટિભાગનો अद्रि આદેશ થતાં 'अद्+अद्रि+अच्+स्' સ્થિતિમાં 'अदसोऽसेर्दादु दो मः' (૮।૨।૮૦) સૂત્રથી (स् રહિત अदस् ના द પછી અવ્યવહિત ઉત્તરે આવેલા વર્ણના સ્થાનમાં 'उ' કે 'ऊ' થાય છે. અને 'द' નો 'म' થાય છે) સૂત્રથી 'अद्+अद्+र्+इ+अच्+स्' માં 'अदस्'ના द् ની પછી આવેલા ઉત્તર द् ની જગ્યાએ 'म्' અને અવ્યવહિતોત્તરે આવેલા र् નો उ થતાં 'अदमु+इ+अच्'માં 'इ'નો यण् થતાં अदमुयच् થતાં અને च् નું 'क्विन् प्रत्ययस्य कुः' (૮।૨।૬૨) સૂત્રથી कुत्व એટલે ङ् થતાં આખરે 'अदमुयङ्' રૂપ બને છે.

હવે અહીં મુખ્ય પ્રશ્ન એ છે કે अद्+अद्रि+अच्માં બંને 'द' ની જગ્યાએ 'अदसोऽसेः'થી म् અને 'उ' થવાં જોઈએ, તેમ થતાં હવે अदमुयङ् જે શુદ્ધ રૂપ બને છે તેને બદલે હવે વિકૃત अमुमुयङ् રૂપ બનશે, (જો કે ભટ્ટોજિ દીક્ષિતના આધારે તો 'अमुमुयङ्' રૂપ પણ શુદ્ધ છે) તેથી મુશ્કેલી આવશે, તેથી એ મુશ્કેલી દૂર કરવા પ્રસ્તુત 'अनन्त्य०' પરિ. આવે છે.

**अन्त्यसदेश...तदर्थः** (પૃ. ૨૮૧, પં. ૧) પ્રસ્તુત પરિ.ના અર્થ પ્રમાણે अद्+अद्रि+अच् માં અવ્યવહિત પૂર્વે બે द સાથે આવેલા હોઈ તે બંનેને 'मुत्व' અને તેની પછીના વર્ણને उकार આદેશ થતાં अमुमुयच् એવું વિકૃત રૂપ બનશે તેથી નાગેશે પોતે જ આ પરિભાષાનો અર્થ પણ અહીં બતાવ્યો છે.

કેટલાક વૈયાકરણોને अनन्त्य પરિ. માન્ય નથી, તેમના મતે 'अदसोऽसेः' સૂત્ર પ્રમાણે अदद्रि+अच्માં ના બંને दकारના સ્થાનમાં मकार અને તે બંને दकारમાં આવેલા (अ) વર્ણનો ઉકાર થતાં अमुमुयच् જે રૂપ થાય છે, તે જ ઈષ્ટ રૂપ છે.

આ પરિ. 'ष्यङः सम्प्रसारणम् (૬।૧।૧૩) તથા 'अदसोऽसेर्दादु दो मः (૮।૨।૮૦) સૂત્રના ભાષ્યમાં વચન રૂપે પઠિત છે, ન્યાય કે જ્ઞાપકથી સિદ્ધ નથી. (૧) ભટ્ટોજિ દીક્ષિતે આ પરિ.ને 'अनन्त्यविकारे'ને બદલે 'अन्त्यबाधेऽन्त्यसदेशस्य' એવું સ્વરૂપ આપ્યું છે. (૨) આ વિષયમાં 'अदसोऽद्रेः पृथङ्मुत्वं केचिदिच्छन्ति लत्ववत् । केचिद-न्त्यसदेशस्य नेत्येकेऽसेर्हि दृश्यते' એવું ભાષ્યકાર નિર્દિષ્ટ શ્લોકવાર્તિક છે, કે જેમાં વિભિન્ન મતો નો સંગ્રહ કરેલો છે. (૩) પ્રસ્તુત આ પરિ. ને વ્યાડિ, પુરુષોત્તમદેવ અને સીરદેવે સ્વીકારેલી છે. તેમણે કહ્યું છે કે અનેક ક્લિષ્ટ કલ્પનાઓ દ્વારા પરિભાષાના ફલોની અન્યથા સિદ્ધિ બતાવવી તેના કરતાં આ પરિ. સ્વીકારવામાં લાઘવ છે. આ સંદર્ભમાં ભાષ્યકારે આપેલ શબ્દો બહુ મહત્વના છે.

'न हि भिक्षुकाः सन्तीति स्थाल्यो नाधिश्रीयन्ते न च मृगाः सन्तीति यवा नोप्य

न्ते । दोषाः खल्वपि साकल्येन परिगणिताः प्रयोजनानामुदाहरणमात्रम् । ...तस्माद्यान्येत-स्याः परिभाषायाः प्रयोजनानि तदर्थमेषा परिभाषा कर्तव्या प्रतिविधेयं दोषेषु' ('न संप्रसारणे संप्रसारणम्' (६।१।३) સૂત્ર ઉપરનું ભાષ્ય).

**પરિ. ૯૬.** नानर्थकेऽलोन्त्यविधिरनभ्यासविकारे ॥९६॥

**ननु अव्यक्त...**(પૃ. ૨૮૩. ૯) 'पटत्' ધ્વનિનું અનુકરણ કરતો શબ્દ છે. તે પછી 'इति' અવ્યય આવતાં, 'अव्यक्तानुकरणस्यात इतौ' (૬।૧।૯૮) (કોઈ ધ્વનિનું ફરી ઉચ્ચારણ તે અનુકરણ કહેવાય છે, તેમાં આવેલ જે अत्, એની પછી 'इति' શબ્દ આવ્યો હોય તો પરરૂપ એકાદેશ થાય છે) સૂત્રથી 'पटत् इति'માં 'अत्+इ'ના સ્થાનમાં પરરૂપ 'इकार' થાય છે. તેથી 'पटिति' રૂપ બને છે. પરંતુ હવે પ્રશ્ન થાય છે કે 'पटत् इति'માં 'अव्यक्तानुकरणस्यातः'માં अतः એ પષ્ઠી નિર્દેશ હોવાથી 'अलोऽन्त्यस्य' (૧।૧।૫૨)પરિ.થી પરરૂપ અન્ત્ય अल् એવા त् ના સ્થાનમાં થવું જોઈએ, તેમ થતાં 'पटत्+इति'માં पट+इति થશે પછી 'आद्गुणः'થી ગુણાદેશ થતાં 'पटेति એવું અનિષ્ટ રૂપ થવાની આપત્તિ આવશે, પણ હવે આ પરિ. આવતાં અનર્થક 'पटत्' એવા વર્ણસમુદાયમાં 'अलोऽन्त्य' પરિ.ની પ્રવૃત્તિ થતી નથી, તેથી કોઈ મુશ્કેલી આવતી નથી. (૨) આ પરિ. 'अलोऽन्त्यात् पूर्व उपधा' (૧।૧।૬૫) સૂત્રના ભાષ્યમાં પઠિત છે. અને ત્યાં જ આ પરિ.ના પ્રયોજનોને અન્યથા સિદ્ધ બતાવી, 'नानर्थके' પરિ.નું પ્રત્યાખ્યાન કરવામાં આવ્યું છે.

**પરિ. ૯૭.** प्रधानाप्रधानयोः प्रधाने कार्यसम्प्रत्ययः ॥९७॥

**ननु ब्राह्मणवत्सा...**(પૃ. ૨૮૪. પં. ૬) જેમ हंसी च हंसश्चએ વિગ્રહમાં 'पुमान् स्त्रिया' (૧।૨।૬૭) સૂત્રથી એક શેષ થતાં 'हंसौ' એ રૂપે બને છે તેમ 'ब्राह्मणवत्सा च ब्राह्मणीवत्सश्च'માં પણ 'पुमान् स्त्रिया' સૂત્રથી એક શેષ થવો જોઈએ અને ब्राह्मणवत्सौ એવું રૂપ થવું જોઈએ. કારણકે જેમ ब्राह्मणश्च ब्राह्मणी च ब्राह्मणौ અથવા वत्सश्च वत्सा च वत्सौમાં સ્ત્રીપુંસ્ત્વ માત્ર કૃત જે વિશેષ (ભેદ) છે, તેવી રીતનો જ ભેદ અહીં 'ब्राह्मणवत्सा' તથા 'ब्राह्मणवत्स'માં છે, તો 'ब्राह्मणवत्सौ' એવી જાતનું અનિષ્ટ રૂપ થવાની મુશ્કેલી આવશે. ત્યાં આ પરિ. આવે છે. ને મુશ્કેલી દૂર કરી આપે છે.

(૧) આથી ब्राह्मणवत्सा (ब्राह्मणस्य वत्सा)માં આવેલ પુલ્લિંગ 'ब्राह्मण' અપ્રધાન છે, 'वत्सा' સ્ત્રીલિંગ પ્રધાન છે. (૨) જયારે ब्राह्मणीवत्सः (ब्राह्मण्या वत्सः)માં 'ब्राह्मणी' સ્ત્રીલિંગ અપ્રધાન છે અને वत्स પુલ્લિંગ પ્રધાન છે. અહીં પ્રધાન એવો 'वत्स' શબ્દ એક ઠેકાણે પુલ્લિંગ છે અને અન્યત્ર સ્ત્રીલિંગ છે, એટલું જ નહીં (આટલો

જ વિશેષ ભેદ નથી), પરંતુ તે ઉપરાંત એ પણ ભેદ છે કે એક ઠેકાણે અપ્રધાન બ્રાહ્મણ શબ્દ પુલ્લિંગ છે, અને 'ब्राह्मण्या वत्सः'માં સ્રીલિંગ છે. જ્યાં કેવલ મુખ્યરૂપે સ્રી અને પુંસ્ત્વને લીધે ભેદ હોય ત્યાં જ એકશેષ થાય છે. અહીં તો અપ્રધાન સ્રીત્વ પુંસ્ત્વકૃત પણ વિશેષ (કે ભેદ) છે. અહીં 'पुमान्स्त्रिया'થી થતું એકશેષરૂપ કાર્ય બ્રાહ્મણ અને બ્રાહ્મણી એ અપ્રધાનના ઠેકાણે થઈ શકતું નથી. તેથી ब्राह्मणीवत्सश्च ब्राह्मणवत्सा च એમનો ब्राह्मणवत्सौ એવો એક શેષ થઈ શકતો નથી. આ ઉદાહરણોમાં કેવલ પ્રધાન શબ્દમાં જ સ્રીત્વ અને પુંસ્ત્વ એ ફરક નથી પણ અપ્રધાન શબ્દમાં પણ તેવો ફરક હોવાથી, એકશેષ થઈ શકતો નથી, તેથી કોઈ મુશ્કેલી આવતી નથી.

આ 'प्रधानाप्रधान०' પરિ. લૌકિક ન્યાયથી સિદ્ધ છે. તે ન્યાય કૈયટે દર્શાવ્યો છે. 'यथा लोके बहुषु गच्छत्सु राजा गच्छतीति प्रधानं राजा व्यपदिश्यते। राज्ञश्च प्राधान्यं तदधीनप्रवृत्ति निवृत्तित्वादन्येषाम् इति' (૧।૨।૬૯ સૂત્ર ઉપરનું મહાભાષ્ય: કૈયટ).

**પરિ. ૯૮.** अवयवप्रसिद्धेः समुदायप्रसिद्धिर्बलीयसी ॥९८॥

**ननु स्वस्रादित्व...**(પૃ. ૨૮૫. પં. ૮) 'न षट्स्वस्रादिभ्यः' (૪।૧।૧૦) સૂત્રમાં દર્શાવેલ 'स्वसृ'થી શરૂ થતાં 'स्वस्रादि' ગણમાં 'જનની' અર્થ વાચક 'मातृ' શબ્દનો પાઠ હોવાથી ત્યાં 'ऋन्नेभ्यो ङीप्' (૪।૧।૫) સૂત્રથી પ્રાપ્ત થનાર 'ङीप्'નો નિષેધ થાય છે તો 'परिच्छेतृ' (માપનાર) અર્થવાચક એવા અને √मा માપવું, એ ઉપરથી બનેલ 'मातृ' શબ્દને પણ સ્રીલિંગમાં 'ऋन्नेभ्यो ङीप्'થી પ્રાપ્ત થતા ङीप्નો 'न षट्स्वस्रादिभ्यः'થી નિષેધ થવો જોઈએ. તેથી માપનારી સ્રી માટે 'मात्री' શબ્દનો પ્રયોગ અભીષ્ટ હોવા છતાં હવે ङीप्નો નિષેધ થતાં 'मात्री' રૂપ બની શકશે નહીં. એ રીતની અહીં મુશ્કેલી આવે છે, ત્યારે આ પરિ. 'अवयव...' આવીને તે દૂર કરે છે. આ પરિ. હોવાથી હવે જનની વાચક સમુદાય-રૂઢિ શબ્દ જ 'स्वस्रादि' ગણમાં લેવાય છે, પણ પરિચ્છેતૃવાચક (કે જેમાં અવયવાર્થની કલ્પના છે તે) માતૃ (માપનાર)નું ગ્રહણ 'स्वस्रादि' ગણમાં થતું નથી. તેથી 'ऋन्नेभ्यो ङीप्'થી ङीप्નો નિષેધ થતો નથી. તેથી માપનાર સ્રી માટે 'मात्री' શબ્દનો અભીષ્ટ પ્રયોગ થવામાં કોઈ મુશ્કેલી આવતી નથી.

આ પરિ. 'योगाद् रूढिर्बलीयसी' એ ન્યાય ઉપર આધારિત છે અને 'रथाधिकरण' ન્યાયથી આ પરિ. સિદ્ધ થાય છે.

મીમાંસાના 'રથકારાધિકરણ' 'वर्षासु रथकारोऽग्निमादधीत'માં 'रथं करोतीति रथकारः' આ વ્યુત્પત્યર્થ (અવયવાર્થ)ની ઉપેક્ષા કરી સંકર જાતીય 'કરણી'માં

માહિષ્યથી ઉત્પન્ન થયેલા રૂઢ એવા રથકારનું જ रथकारः પદથી ગ્રહણ થાય છે. યાજ્ઞવલ્કય સ્મૃતિ (૩।૧૧૯) કહે છે તેમ ક્ષત્રિય પુરુષે, શૂદ્ર જાતીય સ્ત્રી જાતિ સાથે લગ્ન કરતાં, ઉત્પન્ન થયેલી જે કન્યા તે करणी કહેવાય છે. અને વૈશ્યની પુત્રી, અને ક્ષત્રિય પુરુષના લગ્નથી ઉત્પન્ન થયેલ પુત્ર 'माहिष्य' કહેવાય છે. હવે આવો 'माहिष्य'ને करणी સાથે લગ્ન કરે અને જે પુરુષ સંતાન થાય છે તે 'रथकार' કહેવાય છે. આ રીતે रथकार શબ્દ करणी અને माहिष्यના પુત્ર અર્થમાં રૂઢ છે.

**પરિ. ૯૯.** व्यवस्थितविभाषयापि कार्याणि क्रियन्ते ॥९९॥

**ननु वातायने...**(પૃ. ૨૮૬. પં. ૭) વાતાયન=ઝરોખો, બારી એ અર્થમાં પ્રયુક્ત 'गवाक्ष' એવા શબ્દમાં गो+अक्षમાં 'अवङ् स्फोटायनस्य (૬।૧।૧૨૩) સૂત્રથી 'अवङ्' (अव) આદેશ થાય છે, અને 'गवाक्षः' એવું રૂપ સિદ્ધ થાય છે. પણ આ 'अवङ्' વિકલ્પે થતો હોવાથી, પક્ષમાં गो+अक्षः गोऽक्षः એ પણ રૂપ બને છે, પરંતુ તેથી 'બારી' અર્થની પ્રતીતિ થતી નથી, બાકી સામાન્ય રીતે નિયમ તો એવો છે કે કોઈ રૂપ વૈકલ્પિક ભલે થાય પણ તેથી સમાન અર્થ નીકળવો જોઈએ. અહીં વૈકલ્પિક રૂપ गोऽक्षः તો બને છે પણ તેથી વાતાયન અર્થ પ્રાપ્ત થતો નથી એ મુશ્કેલી આવે છે, ત્યાં આ व्यवस्थित० પરિ. આવે છે. આ પરિ.નો આશય એ છે કે વિશિષ્ટ વિષયમાં વ્યવસ્થિત વિભાષાથી પણ કાર્ય થાય છે. જે 'विभाषा' ઈષ્ટ લક્ષ્યની સિદ્ધિને ધ્યાનમાં રાખી વ્યવસ્થા કરતી હોય, અમુક કાર્ય ક્યાં નિત્યરૂપે ક્યાં વિકલ્પરૂપે કરવું એવા પ્રકારની વ્યવસ્થા કરી આપે તે વ્યવસ્થિત વિભાષા કહેવાય છે. તેથી 'બારી' અર્થ વાચક 'गवाक्षः'માં નિત્ય अवङ् થાય છે, ત્યાં ('બારી' અર્થમાં) गो+अक्षः ને પ્રકૃતિભાવ થઈને 'गो + अक्षः' કે પૂર્વરૂપ થઈને गोऽक्षः એવું રૂપ બનતું નથી.

વ્યવસ્થિત વિભાષા લક્ષ્યાનુરોધથી એટલે કે ઈષ્ટ રૂપ સિદ્ધિને ધ્યાનમાં રાખીને પ્રવૃત્ત થાય છે. આ માટે शाच्छोरन्यतरस्याम् (૭।૪।૪૧) સૂત્રના ભાષ્યમાં એક કારિકા છે : 'देवत्रातो गलो ग्राहः इति योगे च सद्विधिः । मिथस्ते न विभाष्यन्ते गवाक्षः संशितव्रतः ॥' કૈયટ અનુસાર આ કારિકાનું વિશ્લેષણ આ પ્રમાણે છે. (૧) देवत्रात–(देवैः त्रातः). 'नुद–विद–उन्द–त्रा (૮।૨।૫૬) આદિ સૂત્રથી (नुद्–विद्, त्रा, આદિ ધાતુઓના પ્રયોગોમાં 'निष्ठा' (ક. ભૂ. કૃ.માં) નિષ્ઠા પ્રત્યય 'त'નો વિકલ્પે 'न' થાય છે, પણ જ્યાં देवत्रातः, भवत्रातः જેવા સંજ્ઞાવાચક (વ્યક્તિવાચક સંજ્ઞા) શબ્દો છે ત્યાં 'त'નો न થતો નથી. હા, જ્યાં ક્રિયા શબ્દ છે, ત્યાં त्रातः, त्राणः માં વિકલ્પે નત્વ થાય છે. (૨) गलः—'अचि विभाषा' (૮।૨।૨૧) સૂત્ર (પછી અજાદિ પ્રત્યય આવતાં 'गॄ' ધાતુના 'र्' ને ઠેકાણે વિકલ્પે 'ल' થવાનું કહે

છે. આમ છતાં આ વિભાષા) વ્યવસ્થિત વિભાષા હોવાથી, પ્રાણ્યંગવાચક ગલ (કંઠ–ગળું) એવો અર્થ હોય તો ત્યાં નિત્ય लत्व થાય છે. જ્યારે વિષ (ઝેર) અર્થ હોય ત્યારે 'गरः' અને ક્રિયાશબ્દ (ગળવું) હોય ત્યારે गरः, गलः બંને રૂપો થાય છે. (૩) ग्राहः–'विभाषा ग्रहः' (૩।૧।૧૪૩) સૂત્રથી 'ग्रह्' ધાતુને 'ण' પ્રત્યય વિકલ્પે થાય છે, પણ આ વિભાષા વ્યવસ્થિત વિભાષા હોવાથી જલચર (મગરમચ્છ) અર્થમાં નિત્ય 'ण्' પ્રત્યય થાય છે. ग्रह्+ण (અ) ग्राहः, પણ સૂર્ય, ચંદ્રાદિ ગ્રહ વાચ્ય હોય તો ત્યાં ण् પ્રત્યય થતો નથી, પણ ત્યાં તો 'पचाद्यच्' થતાં 'ग्रहः' એમ જ થાય છે. (૪) इतियोगे च सद्विधिः–પરસ્મૈપદ વર્તમાન કૃદન્ત शतृ અને આત્મનેપદ વર્તમાન કૃદંત 'शानच्' આ બંને પ્રત્યયોને 'सत्' કહેવામાં આવે છે 'तौ सत्' (૩।૨।૧૨૭). અહીં 'लक्षणहेत्वोः क्रियायाः' (૩।૨।૧૨૬) સૂત્ર लट् ના સ્થાનમાં शतृ અને शानच् (–सत्) આદેશ વિકલ્પે કરે છે, પણ જ્યારે વર્તમાનકાળના રૂપોમાં પછી इति આવ્યો હોય અને इति શબ્દથી હેતુનું અભિધાન થયું હોય ત્યારે अत् કે आनच् થતા નથી. દા. ત. हन्तीति पलायते (મારે છે તેથી ભાગે છે), वर्षतीति धावति (વરસે છે તેથી દોડે છે). અહીં 'सद्' પ્રત્યય એટલે કે शतृ शानच् થતા નથી. (૫) गवाक्षः આ ઉદા.ની ચર્ચા ઉપર આવી ગઈ છે. (૬) संशितव्रतः– 'शाच्छोरन्यतरस्याम्' (૭।૪।૪૧) સૂત્રથી अन्यतरस्याम्–વિભાષા હોવાથી 'शो तनूकरणे' ધાતુને 'आदेच उपदेशेऽशिति' સૂત્રથી (૬।૧।૪૫)થી 'आत्व' થયા બાદ વિકલ્પે इत्व થાય છે તો सं+शा+त=संशातव्रतः એવો પ્રયોગ પણ બનવો જોઈએ, પણ અહીં 'વ્રત' એવો અર્થ હોવાથી નિત્ય इत्व થાય છે.

અહીં કારિકામાં 'मिथस्ते न विभाष्यन्ते' નો અભિપ્રાય એ છે કે એક જ વિષયમાં વિકલ્પ થતો નથી, પણ વિષયનો ભેદ હોય તો વિકલ્પ થાય છે. દા.ત. 'કંઠ' એ અર્થમાં 'गलः'માં 'लत्व' નો વિકલ્પ થતો નથી, પણ ક્રિયા શબ્દમાં उद्गारः, उद्गालः માં વૈકલ્પિક लत्व થઈ શકે છે.

આ કારિકામાં બધી વ્યવસ્થિત વિભાષાઓ આવી શકી નથી. આ તો કેટલાંક જ ઉદાહરણો છે. બાકી परिक्रयणे सम्प्रदानमन्यतरस्याम् (૧।૪।૪૪), अजेर्व्यघञपोः (૨।૪।૫૬) જેવી પણ વ્યવસ્થિત વિભાષાઓ છે.

**પરિ. ૧૦૦.** विधिनियमसम्भवे विधिरेव ज्यायान् ॥१००॥

જ્યારે કોઈ એવી શકયતા હોય કે અમુક શાસ્ત્રે અપૂર્વ વિધાન કરેલું હોય અર્થાત્ અપૂર્વ વિધિ હોય અને એ પણ સંભવ હોય કે તે શાસ્ત્ર અન્યત્ર વિહિત બાબતનું નિયમન કરતું હોય, અર્થાત્ નિયમ વિધિ હોય, તે સ્થિતિમાં ત્યાં વિધિ માનવામાં આવે છે, નિયમ નહીં.

વિધિ નિયમ આદિના સંદર્ભમાં પ્રસિદ્ધ મીમાંસક કુમારિલ ભટ્ટની કારિકા જાણીતી છે. विधिरत्यन्तमप्राप्तौ नियमः पाक्षिके सति । तत्र चान्यत्र च प्राप्तौ परिसंख्येति गीयते' અહીં જે બતાવેલ છે તે વિધિ ત્રણ પ્રકારણો છે, સ્થલના સંકોચને કારણે અહીં તો તેમના ઉદાહરણનો માત્ર નિર્દેશ કરીશું. (૧) अपूर्वविधिः- દા. ત. अग्निहोत्रं जुहुयात् स्वर्गकामः (२) नियमविधिः-દા. ત. व्रीहीन् अवहन्ति અને (૩) परिसंख्याविधिः-દા. ત. पञ्च पञ्च नखा भक्ष्याः.

અહીં વ્યાકરણ શાસ્ત્રના સંદર્ભમાં પરિસંખ્યા શબ્દ 'નિયમ'નો વાચક છે. દા.ત. 'कृत्तद्धितसमासाश्च' (૧૨૧૪૬) સૂત્રમાં સમાસ ગ્રહણને નિયમાર્થક માનવામાં આવ્યું છે. અર્થાત્ 'अर्थवदधातुः...(૧૨૧૪૫) આદિ સૂત્રથી જ્યાં સમાસ અને તેનાથી ભિન્ન વાકયને પ્રાતિપદિક સંજ્ઞા પ્રાપ્ત થાય છે ત્યારે 'कृत्तद्धित સૂત્રમાં સમાસથી ભિન્ન પૂર્વભાગ ઘટિત સમુદાય (વાકયમાં) તે પ્રાતિપદિક સંજ્ઞા ન થાય એ રીતના નિયમ માટે સમાસ ગ્રહણ કરેલું છે.

'નિયમ શાસ્ત્રની વિધિ મુખે પ્રવૃત્તિ થાય છે' એવો એક શાસ્ત્રીય નિયમ છે કે પક્ષ છે. આ પક્ષનો સ્વીકાર કરવામાં આવતાં નિયમ વિધિમાં ત્રણ દોષ આવે છે. (૧) જે કાર્યનું વિધાન થયું હોય તેનો અન્યત્ર અભાવ, (૨) પૂર્વે જે કહેવામાં આવ્યું છે તેનું જ પુનઃ કથન उक्तानुवाद, અને (૩) નિયમમાં અન્યત્ર વિહિત (=પ્રાપ્ત) નો બાધ પણ થાય છે. આ ત્રણ દોષ આવે છે.

જ્યારે નિયમ શાસ્ત્રની પ્રવૃત્તિ નિષેધ મુખે થાય છે એટલે કે કોઈ પણ સૂત્રનો નિયમ પરક અર્થ કરવામાં આવતાં (૧) તે સૂત્રમાં ઉચ્ચરિત શબ્દોનો જે વાસ્તવિક અર્થ થાય છે તેનો પરિત્યાગ કરવો પડે છે. (૨) સૂત્રમાં ઉચ્ચરિત શબ્દો દ્વારા, જ્યાં નિષેધાત્મક અર્થ કહેલો નથી તેવા અર્થની કલ્પના કરવી પડે છે. (૩) અને પૂર્વે પઠિત એવા વિધિ સૂત્રનો નિયમ સૂત્રમાં અનુવાદ કરીને વિધિ સૂત્રથી પ્રાપ્ત થનાર કાર્યનો બાધ કરવો પડે છે.

સારાંશ એ છે કે કોઈ સૂત્રને નિયમપરક માનતાં શ્રુતહાનિ, અશ્રુતકલ્પના અને પ્રાપ્ત બાધ એવા ત્રણ દોષ ઉભા થતા હોવાથી અને એ રીતે ગૌરવ થતું હોવાથી જ્યાં સુધી શકય હોય ત્યાં સુધી સૂત્ર નિયમપરક ન માનતાં વિધિપરક માનવું તે યોગ્ય છે.

આ રીતે આ પરિ. મીમાંસા ન્યાયના આધારે રચાયેલી હોવાથી યુક્તિ સિદ્ધ પરિ છે.

**પરિ. १०१.** सामान्यातिदेशे विशेषानतिदेशः ॥१०१॥

**ननु आशंसायां...**(પૃ. ૨૮૮ પં. ૧) 'आशंसायां भूतवच्च' (૩।૩।૧૩૨) સૂત્રથી (ઈચ્છારૂપી અર્થનું અભિધાન કરવા માટે, એટલે કે જે ઈષ્ટ વસ્તુ પ્રાપ્ત થઈ નથી, તે પછી પ્રાપ્ત થાય એવી ઈચ્છા વ્યક્ત કરાય ત્યારે ભૂતકાળવાચક પ્રત્યય પણ લાવવામાં આવે છે એમ કહેલું હોવાથી જેમ लुङ्નો અતિદેશ થાય છે તેમ लङ् અને लिट्નો પણ અતિદેશ થવાની આપત્તિ આવે છે. 'आशंसायां भूतवच्च' સૂત્રથી 'देवश्चेद् वर्षिष्यते' એ અર્થમાં જેમ देवश्चेद् अवर्षीत्માં અભીષ્ટ એવો लुङ् નો પ્રયોગ કરવામાં આવે છે, તેમ देवश्चेद् अवर्षत्માં लङ् અને देवश्चेद् ववर्ष એવો लिट्નો પ્રયોગ થતાં અનિષ્ટાપત્તિ થશે, તેથી તે દૂર કરવા આ પરિ. આવે છે. આનો આશય એ છે કે અહીં જે 'आशंसायां भूतवच्च' કહ્યું છે તેથી ભૂતસામાન્યમાં વિહિત लुङ्નો જ અતિદેશ થાય છે, અનદ્યતન આદિ ધર્મ વિશેષથી વિશિષ્ટ लङ् કે लिट्નો નહીં. આ માટે વાંચો ભૈરવમિશ્રઃ 'एवं च सामान्यधर्मावच्छिन्ननिमित्तककार्येऽतिदिश्यमाने सति विशेषधर्मावच्छिन्ननिमित्तककार्यातिदेशो नेति फलितम्' (કીલહોર્ન, પરિ. શે. પૃ. ૪૭૫ ઉપરથી ઉદ્ધૃત).

'ब्राह्मणवत् अस्मिन्क्षत्रिये वर्तितव्यम्' આ ક્ષત્રિય વિષે બ્રાહ્મણ જેવો વ્યવહાર કરવો જોઈએ, અર્થાત્ બ્રાહ્મણ સામાન્ય પ્રયુક્ત અભ્યુત્થાન આદિ કાર્ય કરવું (પણ યજ્ઞિય કાર્યમાં વરણઆદિ ન કરવુ એમ) આ રીતે આ પરિ. લોક ન્યાય મૂલક છે.

**પરિ. १०२.** प्रत्ययाप्रत्ययोः प्रत्ययस्य ग्रहणम् ॥१०२॥

**ननु तित्स्वरितम्..** (પૃ. ૨૮૮. પં. ૯) 'किरति' 'कॄ' विक्षेपे, ધાતુ, તુદાદિ, છઠ્ઠો ગણ, कॄ+अ(श)+तिमां 'ॠत इद् धातोः' (૭।૧।૧૦૦) સૂત્રથી 'ॠ'ના સ્થાનમાં इत् (इ) આદેશનું વિધાન થતાં इ રપર થતાં किर्+अ+ति किरति રૂપ બને છે. અહીં પ્રશ્ન એ છે કે किरतिમાં થયેલા इत् આદેશમાં त्ની इत् સંજ્ઞા થવાથી તે तित् હોવાથી 'तित्स्वरितम्'થી સ્વરિત સ્વર થવાની અનિષ્ટાપત્તિ આવે છે પણ તે આ પ્રસ્તુત પરિ.થી દૂર થાય છે. કારણકે હવે આ પરિ. હોવાથી સ્વરિતત્વ માટે तित् એવા પ્રત્યયનું ગ્રહણ થાય છે, પણ અપ્રત્યય આદેશનું ગ્રહણ થતુ નથી. તેથી किरतिમાંના इ કારને સ્વરિત સ્વર થતો નથી. તેથી હવે કોઈ આપત્તિ રહેતી નથી.

આ પરિ. સૂત્રકાર અને વાર્તિકકારને માન્ય નથી. તેથી કૈયટ પણ લખે છે કે 'प्रत्ययाप्रत्ययोः प्रत्यये सम्प्रत्यय इति परिभाषा भाष्यकावार्तिककाराभ्यां न क्वचिदाश्रिता' (૬।૧।૧૮૫) સૂત્ર ઉપર ના ભાષ્ય ઉપર કૈયટ પ્રદીપ). તેથી નાગેશને મતે આ પરિ. ગ્રાહ્ય નથી.

**પરિ. ૧०૩.** 'सहचारितासहचरितयोः सहचरितस्यैव ग्रहणम् ।।१०३।।

**ननु विपराभ्यां जेः...**(પૃ. ૨૯०. પં.૧) 'विपराभ्यां जेः' (૧।૩।૧૯) સૂત્રથી वि અને 'परा'ના યોગમાં 'जि' ધાતુને આત્મનેપદ થાય છે, તો 'परा सेना जयति' (ઉત્કૃષ્ટ કે અન્ય સેના વિજય પામે છે) માં પરાનો યોગ હોવાથી जि ધાતુને આત્મનેપદ થવાની જ્યારે આપત્તિ આવે છે, ત્યારે આ પરિ. તે દૂર કરી આપે છે. અહીં પ્રસ્તુત परा जयति सेनामां परा ઉપસર્ગ ન હોવાથી આત્મનેપદ થતું નથી, તેથી કોઈ મુશ્કેલી આવતી નથી.

राम...(પૃ. ૨૯० પં. ૬) रामलक्ष्मणौ માં પણ સાદશ્ય જ નિયામક છે. રામ અને लक्ष्मणનું दशरथपुत्रत्व 'दाशरथित्व' સમાન ધર્મ હોવાથી 'राम' ના 'પરશુરામ' 'બલરામ' જેવા અર્થ હોવા છતાં, અને लक्ष्मण ના પણ સારાં લક્ષણો ધરાવતો માણસ, કે દુર્યોધનનો પુત્ર લક્ષ્મણ, 'સારસ' પક્ષી એમ અનેક અર્થ હોવા છતાં, દશરથાપત્ય (દાશરથિ) લક્ષ્મણના સાહચર્ય (સાદશ્ય)થી રામ દશરથ પુત્ર જ લેવાય છે, પરશુરામ કે બલરામ નહીં. એવી રીતે દશરથાપત્ય રામના સાહચર્યથી લક્ષ્મણ પણ દશરથ પુત્ર જ લેવાય છે.

આ બાબતમાં ભર્તૃહરિની કારિકા પણ સુપ્રસિદ્ધ છે. संसर्गो विप्रयोगश्च साहचर्यं विरोधिता । अर्थः प्रकरणं लिङ्गं शब्दस्यान्यस्य संनिधिः ।। सामर्थ्यमौचिती देशः कालो व्यक्तिः स्वरादयः । शब्दार्थस्यानवच्छेदे विशेषस्मृति हेतवः ।। (વાકયપદીય ૨/૩૧૫–૩૧૬).

**પરિ. ૧०૪.** श्रुतानुमितयोः श्रुतसम्बन्धो बलवान् ।।१०४।।

**ननु अस्थि**...(પૃ. ૨૯૨. પં. ૧) प्रियसक्थ्ना ब्राह्मणेन, प्रियं सक्थि (સાથળ) यस्य ब्राह्मणस्य અહીં 'प्रियसक्थि' અંગ પુંલિંગ છે, કારણકે અન્યપદાર્થ બ્રાહ્મણ પુંલિંગ છે. અહીં प्रियसक्थि+आ ('टा' તૃ.વિ.એ.વ.)માં 'अस्थि–दधि–सक्थि–अक्ष्णामनङुदात्तः' (૭।૧।૭૫) સૂત્રથી अस्थि આદિ શબ્દોને अनङ् (अन्) એવો અન્તાદેશ થાય છે. વળી આ अस्थिदधि० સૂત્ર કે શાસ્ત્ર અંગાધિકારમાં પઠિત છે. તેથી 'पदाङ्गाधिकारे तस्य च तदुत्तरपदस्य' (પરિ. ૨૯) મુજબ 'अस्थि' આદિ શબ્દને તો ખરો જ પણ 'अस्थि' આદિ શબ્દો જેને અંતે છે તેને પણ अन् થાય છે. વળી 'नपुंसकस्य झलचः' (૭।૧।૭૨) સૂત્રમાંથી 'नपुंसकस्य' પદની અનુવૃત્તિ આવે છે. તેથી 'अस्थिदधि०' સૂત્રનો અર્થ એ થશે કે 'अस्थि આદિ શબ્દાન્ત નપુંસકલિંગક અંગની પછી તૃતીયા વિભક્તિનો અજાદિ પ્રત્યય આવતાં, તે અંગમાંના અન્ત્ય 'इ'ની જગ્યાએ 'अनङ्' (अन्) એવો આદેશ થાય છે. હવે આ રીતે સૂત્રાર્થ કરતાં, 'प्रियसक्थ्ना ब्राह्मणेन'માં 'प्रियसक्थि'એ નપુંસક નહીં, પણ પુંલિંગ હોવાથી 'प्रियसक्थ्ना'માં अनङ् તો આદેશ થઈ શકશે નહીં તો 'प्रियसक्थ्ना (ब्राह्मणेन)' એવો અભીષ્ટ પ્રયોગ બની શકશે

નહીં એ મુશ્કેલી આવશે, ત્યારે આ દૂર કરવા પ્રસ્તુત પરિ. 'श्रुतानुमितयोः' પરિ. આવે છે. શ્રુતત્વ અને અનુમિતત્વના સંદર્ભમાં વૈદ્યનાથ કહે છે કે :–अत्र हि श्रुतत्वं साक्षादुच्चरितत्वम् । अन्यतराकाङ्क्षारूपस्थानप्रमाणलब्धत्वञ्च । अनुमितत्वं तूभयाकाङ्क्षारूपप्रकरणप्राप्तत्वमिति बोध्यम् । (પરિ. શેખર. સં. વૈદ્યનાથ પાયગુંડ પૃ. ૨૧૪) આનંદાશ્રમ સંસ્કૃત ગ્રંથાવલિ (૭૨) પૂના (૧૯૧૩).

अस्थिदधि० સૂત્રમાં પ્રકરણવશાત્ આવવાને કારણે 'अङ्गस्य' એ પદ અનુમિત છે, જ્યારે 'अस्थिदधि०' આદિ સાક્ષાદુચ્ચરિત હોવાને કારણે 'श्रुत' છે. હવે પ્રશ્ન થાય છે કે 'नपुंसकस्य' પદનો अङ्गस्यએ અનુમિત સાથે કે अस्थिदधि०એ 'श्रुत' એમ બેમાંથી કોની સાથે સંબંધ કરવો? એના ઉત્તરમાં આ પરિ. કહે છે કે 'श्रुत' અને 'अनुमित'માં 'श्रुत' સાથે જ સંબંધ બલવાન છે. તેથી नपुंसक એ વિશેષણનો સંબંધ સાક્ષાત્ શ્રુત (સૂત્રપઠિત) अस्थि અને सक्थिની સાથે થાય છે. તેથી શ્રુત એવા अस्थि, सक्थि શબ્દો નપુંસકલિંગમાં હોવા જોઈએ એટલું જ પૂરતું છે. (પછી નપુંસકલિંગ ધરાવનાર 'सक्थि' શબ્દ જેને અંતે છે એવો प्रियसक्थि શબ્દ અહીં બ્રાહ્મણનું વિશેષણ હોવાથી ભલે પુંલિંગ હોય). આથી પ્રકરણાદિથી પ્રાપ્ત એવો अङ्गस्यનો સંબંધ કે જે અનુમિત છે તેના કરતાં શ્રુત સંબંધ બલવાન ગણાય છે. તેથી प्रियसक्थिમાં सक्थि શબ્દ તો નપુંસકલિંગનો હોવાથી તેને अनङ् થાય છે, તેથી 'प्रियसक्थ्ना' રૂપને સિદ્ધ થવામાં કોઈ મુશ્કેલી નથી.

મીમાંસા–શાસ્ત્રમાં જૈમિનિનું મીમાંસા સૂત્ર 'श्रुतिलिङ्गवाक्यप्रकरणस्थानसमाख्यानां समवाये पारदौर्बल्यमर्थविप्रकर्षात्' (૩।૩।૭) સુપ્રસિદ્ધ છે. અહીં ગણાવેલ શ્રુતિ, લિંગ આદિ ૭ પ્રમાણોમાં પછી પછીનું પ્રમાણ પૂર્વ પૂર્વની અપેક્ષાએ દુર્બલ હોય છે, કારણ કે પૂર્વ પૂર્વ પ્રમાણથી જલ્દી અર્થબોધ થાય છે, જ્યારે પછી પછીનાં પ્રમાણોથી અર્થબોધ થવામાં વિલંબ થાય છે. આ ન્યાયના આધાર ઉપર જ આ 'श्रुतानु०' પરિ. રચાયેલી છે, તેથી આ પરિ. યુક્તિ સિદ્ધ છે. આ મીમાંસા ન્યાય પણ આખરે તો લૌકિક વ્યવહારના આધારે જ રચાયેલો છે. તેથી હવે 'अस्थि-दधि०'એ સૂત્રમાં અનુવૃત્ત એવું 'नपुंसकस्य' પદ સૂત્રમાં સાક્ષાત્ પઠિત (શ્રૌત) એવા अस्थिदधि० શબ્દોનું વિશેષણ થાય છે, પ્રકરણ કે અધિકારથી પ્રાપ્ત 'अङ्गस्य' પદનું વિશેષણ થતું નથી.

**પરિ. ૧૦૫.** 'लक्षणप्रतिपदोक्तयोः प्रतिपदोक्तस्यैव ग्रहणम्' ॥१०५॥

**परमकारकेण**...(પૃ. ૨૯૩. પં. ૭) 'परमकारकेण'એ પ્રયોગમાં परमश्चासौ कारकश्च परमकारकः એવો કર્મધારય (પ્રથમા તત્પુરુષ કે વિશેષણ) સમાસ છે, પછી તેને તૃતીયા વિ. એ. વ. લાગતાં परमकारकेण એ રૂપ સિદ્ધ થાય છે. જો કે

परमकारकेणમાં परमेण कारकेण એવો વિગ્રહ કરીને પણ કર્મધારય (તત્પુરુષ સમાસ કે વિશેષણ સમાસ) કરી શકાય છે. કારણ કે 'विशेषणं विशेष्येण बहुलम्' (૨।૧।૫૭) સૂત્રથી થતો કર્મધારય (કે વિશેષણ સમાસ) કેવલ પ્રથમાન્ત પદોમાં જ નહીં, પણ દ્વિતીયાન્ત તૃતીયાન્ત આદિ પદોમાં પણ થઈ શકે છે. તેથી જ કૈયટ કહે છે કે 'विशेषणसमासो न प्रथमान्तानामेव भवति, अपि तु द्वितीयाद्यन्तानामपि'.

परमेण कारकेण इति परमकारकेणમાં આવેલ પદો તૃતીયાન્ત હોવાથી તૃતીયા તત્પુરુષ સમાસ હોવાની ક્ષણિક ભ્રાન્તિ થાય છે, પણ ખરી રીતે આ તૃતીયા ત. સ. નથી પણ विशेषणं विशेष्येण० સૂત્ર કે લક્ષણથી તૃતીયાન્ત વિશેષણ परमेण અને તૃતીયાન્ત વિશેષ્ય कारकेण વાળો લાક્ષણિક કર્મધારય (કે જેનું બીજું નામ તત્પુરુષ છે એવો) સમાસ થાય છે. તૃતીયા તત્પુરુષ સમાસ તો ત્યારે જ થયો કહેવાય કે જ્યાં 'तृतीया तत्कृतार्थगुणवचनेन' (૨।૧।૩૦) સૂત્રથી કે તેની પછી આવેલાં સૂત્રો કે જેમાં तृतीया પદની અનુવૃત્તિ થાય છે એવાં સૂત્રોથી થતો સમાસ હોય તે તૃતીયા તત્પુરુષ સમાસ કહેવાય परमकारकेणએ સમાસ આવાં 'तृतीया तत्कृता०' કે તેના અધિકારમાં આવેલાં કોઈ સૂત્રથી થયો નથી. 'तृतीय तत्कृता०' જેવાં સૂત્રોમાં तृतीया પદનો સાક્ષાત્ નિર્દેશ કરીને સમાસનું વિધાન કરેલું હોવાથી આ સમાસ પ્રતિપદોક્ત તત્પુરુષ (પ્રતિપદોક્ત તૃતીયા તત્પુરુષ) સમાસ છે. આવો આ તૃતીયા તત્પુરુષ परमकारकेणમાં થયો નથી, પણ विशेषणं विशे० એ સૂત્રથી થયેલો લાક્ષણિક કર્મધારય (તત્પુરુષ) સમાસ છે.

હવે આપણે મુખ્ય બાબત ઉપર આવીએ કે परमकारकेणમાં परमेण એ તૃતીયાન્ત પદ સાથે कारकेणનો સમાસ થતાં તૃતીયાન્ત પૂર્વપદ હોવાથી અહીં 'तत्पुरुषे तुल्यार्थतृतीयासप्तम्युपमानाव्ययद्वितीयाकृत्याः (૬।૨।૨) (તુલ્યાર્થક, તૃતીયાન્ત, સપ્તમ્યન્ત ઉપમાન વાચક, અવ્યય, અને દ્વિતીયાન્ત, કૃત્યપ્રત્યયાન્ત આ સાતમાંથી કોઈ એક, તત્પુરુષ સમાસમાં પૂર્વપદમાં આવે તો ત્યાં પૂર્વપદમાં પ્રકૃતિ સ્વર થાય છે.) સૂત્રથી જેમ 'किरिणा काणः' किरिकाणः એ તૃતીયા તત્પુરુષમાં, 'किरिणा'એ તૃતીયાન્તપદ પૂર્વ પદ તરીકે આવતાં, જેમ પૂર્વપદમાં પ્રકૃતિ સ્વર થાય છે તેમ 'परमेण कारकेण' એ વિગ્રહમાં પરિનિષ્ઠિત વિભક્તિ સાથે વિશેષણ કે કર્મધારય સમાસ થવાથી અને કર્મધારય પણ તત્પુરુષ સમાસ જ હોવાથી, પૂર્વપદ તૃતીયાન્ત પદ છે, તેથી પ્રકૃતિસ્વર થવાની આપત્તિ આવે છે.

એજ રીતે 'गातिस्थाघुपाभूभ्यः सिचः परस्मैपदेषु' (૨।૪।૭૭) સૂત્રથી જેમ 'पा पाने' (૧લો ગણ ભ્વાદિ) ના लुङ् કે સામાન્ય ભૂતકાળમાં 'सिच्'નો लुक् (લોપ) થાય

છે, તેવી રીતે वै' शोषणे (ભ્વાદિ. ૧ લોગણુ)માં 'आदेच उपदेशेऽशिति' સૂત્ર દ્વારા वै ને। पा થતાં (ऐने। आ થતાં)लुङ्‌માં જ્યાં ખરી રીતે તો अपासीत्' રૂપ બને છે, ત્યાં પણુ अ+पा+स्+त'એ અવસ્થામાં 'स्'ને। લોપ થવાની અને તેથી 'अपात्' એવા અનિષ્ટ રૂપની આપત્તિ આવે છે, તે સમયે પ્રસ્તુત પરિ. लक्षणप्रति० પરિ. આવે છે.

આ પરિ.માં આવેલ लाक्षणिक એટલે કોઈ એક લક્ષણુ (સૂત્ર) પ્રવૃત્ત થતાં જે રૂપ બને છે તે લાક્ષણિક કહેવાય છે, જ્યારે पदं पदं निर्दिश्य उक्तम् इति प्रतिपदोक्तम् એટલે કે તે તે વિભક્તિ વિશેષ અને પ્રકૃતિવિશેષને। સાક્ષાત્ નિર્દેશ કરીને જે વિધાન થાય તે પ્રતિપદોક્ત કહેવાય છે. આ રીતે આ પરિ.થી લાક્ષણિક અને પ્રતિપદોક્ત કાર્યમાંથી પ્રતિપદોક્ત પદનું જ ગ્રહણુ કરવામાં આવે છે. તેથી 'परमेण कारकेण इति परमकारकेण'માં 'तत्पुरुषे तुल्यार्थ' સૂત્રથી પૂર્વપદ પ્રકૃતિ સ્વરત્વ પ્રાપ્ત થવાની આપત્તિ દૂર થાય છે, કારણકે આ સૂત્રમાં એવોજ તૃતીયાન્ત તત્પુરુષ સમાસ લેવાશે કે જે तृतीया तत्कृतेन गुणार्थवचनेन (૨।૧।૩૦) તૃતીયા પદના નિર્દેશવાળા સૂત્રથી સિદ્ધ થતો હોય. અહીં परमेण कारकेणમાં તો કર્મધારય (લાક્ષણિક તત્પુરુષ) સમાસ છે, જે પ્રતિપદોક્ત તૃતીયાન્ત તત્પુરુષ નથી. તેથી હવે કોઈ આપત્તિ રહેતી નથી. એજ રીતે गातिस्था० સૂત્રમાં જે ધાતુ 'पा' રૂપે જ ધાતુ-પાઠમાં જ્યારે ઉક્ત (પ્રતિપદોક્ત) હોય ત્યારે જ सिच्‌ને। લોપ થાય છે. 'अपासीत्'માં તો મૂળ वै शोषणे ધાતુ કે જેને लक्षण (સૂત્ર) 'आदेच उपदेशेऽशिति' (૬।૧।૪૫) સૂત્રથી आ' થાય છે તે લાક્ષણિક હોવાથી, गातिस्था० સૂત્રમાં તે લાક્ષણિક पाનું ગ્રહણુ થતું ન હોવાથી, सिच्‌ને। લોપ થવાની, હવે કોઈ આપત્તિ રહેતી નથી.

**इदमेव**...(પૃ. ૨૯૪. પં. ૭) એ તો સ્વાભાવિક છે કે જ્યાં પ્રતિપદોક્ત હોવાને લીધે જે સૂત્ર શીઘ્ર કે પ્રથમ ઉપસ્થિત થાય તેનું જ ગ્રહણુ થાય ત્યાં એવા સૂત્રની પ્રવૃત્તિ પછી વિલંબથી જે ઉપસ્થિત થાય તે લક્ષણનું ગ્રહણુ ન થાય. लक्षण प्रति० પરિમાં બીજ રૂપે આ શીઘ્રોપસ્થિતિ અને વિલંબોપસ્થિતિ છે.

**इयञ्च वर्णग्रहणे**...(પૃ. ૨૯૫. પં. ૧) આ પરિ.ની પ્રવૃત્તિ વર્ણના ગ્રહણુ વિષયમાં પણુ થાય છે. દા.ત. 'ओत्' (૧।૧।૧૫) સૂત્રના ભાષ્યમાં આ જ પરિ ભાષાના બલ ઉપર એ કહેવાયું છે કે 'आत्' એ સૂત્રથી એવા 'ओ' (ओकारान्त)ની પ્રગૃહ્ય સંજ્ઞા થાય છે કે જે સ્વત: સિદ્ધ ओ છે. જેમકે 'अहो ईशाः' આમાં 'अहो' માં સ્વત: સિદ્ધ પ્રતિપદોક્ત 'ओ' છે, જ્યારે अनदः अदः अभवत् इति अनदोऽभवत् (જે એ ન હતો તે થઈ ગયો) એ ચ્વિરૂપમાં अदः अभवत्‌માં સંધિના કારણે अदस्+ अभवत्‌માં રુત્વ, ઉત્વ ગુણુ થતાં ओकारान्त अदो+अभवत्‌માં 'एङः पदान्तादति' (૬।૧।૧૦૯) સૂત્રથી પૂર્વરૂપ સંધિ થતાં 'अदोऽभवत' રૂપ બન્યું છે. અહીં

'अदोऽभवत्'માં ओत् સૂત્રથી પ્રગૃહ્ય સંજ્ઞા થતી નથી, કારણકે 'अदो'માં જે ઓ (વર્ણ) આવ્યો છે તે, अहो ईशाःમાં આવેલ अहो જેવો સ્વતઃ સિદ્ધ કે સ્વાભાવિક ઓ (વર્ણ) નથી, તેથી लक्षणप्रति० પરિ. લાગતાં પ્રતિપદોક્ત ઓ (अहो ईशाः)માં જ પ્રગૃહ્ય સંજ્ઞા અને તત્પ્રયુક્ત સન્ધિનો અભાવ થાય છે, પણ લાક્ષણિક अदोऽभवत्માં 'ओत्' સૂત્ર લાગતું નથી, તેથી અહીં તો अदोऽभवत् એમ સંધિ થાય જ છે.

**अनित्या चेयम्**...(પૃ. ૨૯૫. પં. ૪) 'भुवश्च महाव्याहृतेः' (૮।૨।૭૧) સૂત્રમાં કરેલું 'महाव्याहृति' પદનું ગ્રહણ આ પરિ.ની અનિત્યતામાં જ્ઞાપક છે. આ સૂત્ર કહે છે તેમ ॐ भूर्भुवः स्वः એવી મહાવ્યાહૃતિ હોય ત્યાં भुवस्ના 'स्'નો 'रु' વિકલ્પે થાય છે. અહીં (પૃથ્વી) વાચક પ્ર.બ.વ. (भूः भुवौ भुवः)માં भुवश्च०' સૂત્રથી વિકલ્પે रु' ન થાય, એ માટે 'महाव्याहृति' પદનું તે સૂત્રમાં ગ્રહણ કરેલું છે.

જો 'लक्षणप्रतिपद०' પરિ. નિત્ય હોત તો લાક્ષણિક भूः भुवौ भुवः વાળા 'भुवः'નું ગ્રહણ થઈ શકે તેમજ નથી તો ત્યાંનું रुत्व' રોકવા માટે કરેલ महाव्याहृति' પદ વ્યર્થ જશે, પણ लक्षणप्रति० એ પરિ. અનિત્ય હોવાથી 'महाव्याहृति' પદ સાર્થક બને છે.

**પરિ. ૧૦૬.** गामादाग्रहणेष्वविशेषः ।।૧૦૬।।

**ननु देङः**...(પૃ. ૨૯૫. પં. ૬) હવે 'लक्षणप्रतिपदोक्तयोः' પરિભાષા સ્વીકારવામાં આવતાં કેટલાક પ્રશ્નો પેદા થાય છે તે બાબત દર્શાવતાં નાગેશ કહે છે કે :–

(૧) देङ् रक्षणे અને दो अवखण्डनेમાં आदेच उपदेशे' સૂત્ર (લક્ષણ)થી 'आत्व' થયું હોવાને કારણે 'दाधा ध्वदाप्' (૧।૧।૨૦) સૂત્રથી 'घु' સંજ્ઞા થશે નહીં, કારણ કે 'दाधा'० સૂત્ર પ્રતિપદોક્ત दा'ને घु સંજ્ઞા કરે છે, देङ् કે दोમાં મૂળ दा નથી, ત્યાં घु સંજ્ઞા થઈ શકશે નહીં. (પણ વસ્તુતઃ) घुસંજ્ઞા તો અભીષ્ટ છે.

(૨) मेङ् प्रणिदानेમાં થતા લાક્ષણિક आत्वને કારણે ણત્વ વિધાયક 'नेर्गद–नद–घु–मा–स्यति' (૮।૪।૧૮) આદિ સૂત્રમાં દર્શાવેલ मा ધાતુથી પ્રતિપદોક્ત માનું ગ્રહણ થતું હોવાથી, 'मेङ्'માંથી બનેલા मा ધાતુનું ગ્રહણ ન થવાથી प्रणिमाता (प्र+नि+मेङ्+तृच्) ઈત્યાદિમાં णत्व થશે નહીં (પણ વસ્તુતઃ णत्व ઈષ્ટ છે.)

(૩) એ રીતે 'गै शब्दे'માં आदेच उपदेशे સૂત્રથી 'आत्व' થવાને કારણે गा' લાક્ષણિક થવાથી 'गीयते' આદિમાં 'घुमास्थागापाजहातिसां हलि' (૬।૪।૬૬) સૂત્રમાં ગૃહીત પ્રતિપદોક્ત 'गा'નું જ ગ્રહણ થઈ શકે, પણ गैનું ગ્રહણ થઈ શકે નહીં તેથી घुमा સૂત્રથી ईत्व થઈ શકશે નહીં, તો અભીષ્ટ એવું 'गीयते' રૂપ બની શકશે નહીં. આ રીતે અનેક મુશ્કેલીઓ આવે છે તેમને દૂર કરવા પ્રસ્તુત પરિ. 'गामादा' આવે છે,

અને જે વ્યવસ્થા કરી આપે છે તેથી હવે ઉપર દર્શાવેલાં રૂપોની સિદ્ધિમાં કોઈ મુશ્કેલી રહેતી નથી.

**પરિ. ૧૦૭.** प्रत्येकं वाक्यपरिसमाप्तिः ॥१०७॥

હવે પ્રશ્ન થાય છે કે वृद्धिरादैच् (૧।૧।૧) સૂત્રથી થતી 'आत्' અને ऐच् (ए ओ) ને ઉદ્દેશીને વિધીયમાન વૃદ્ધિ સંજ્ઞા आदैच् એ સમુદાયની થવી જોઈએ, आ ए औ ની અલગ અલગ રૂપ રૂપે નહીં, તે સ્થિતિમાં પ્રસ્તુત પરિ. આ પ્રશ્નનું નિરાકરણ કરે છે. તેથી હવે वृद्धिरादैच् સૂત્રથી 'आ ऐ औની અલગ અલગ વૃદ્ધિ સંજ્ઞા થાય' એમ પ્રત્યેકમાં વાક્યની પરિસમાપ્તિ થાય છે. देवदत्तादयो भोज्यन्ताम् કહેવાથી देवदत्तयज्ञदत्त विष्णुमित्रा भोज्यन्ताम् દેવદત્ત, યજ્ઞદત્ત, વિષ્ણુમિત્રમાંથી દરેકને ભોજન કરાવો એવો વાક્યાર્થ ફલિત થાય છે. અહીં ભોજન ક્રિયાનો સંબંધ દેવદત્ત આદિ પ્રત્યેકની સાથે જેમ અલગ અલગ છે, એવી રીતે વૃદ્ધિ વિધાયક શાસ્ત્રમાં आ ऐ औ માંથી દરેકનો વૃદ્ધિ સાથે અલગ અલગ સંબંધ થાય છે.

**પરિ. ૧૦૮.** क्वचित्समुदायेऽपि ॥१०८॥

હવે જો પ્રત્યેકમાં વાક્યની પરિસમાપ્તિ હોય તો 'हलोऽनन्तराः संयोगः' (૧।૧ ૭)થી ખરી રીતે अच् રહિત અનેક हल् (વ્યંજનો)ની સંયોગ સંજ્ઞા થાય છે ત્યાં, 'प्राक्कडारात् समासः' (૨।૧।૩) સૂત્રના અધિકારમાં આવેલ 'सह सुपा' (૨।૧।૪)સૂત્રથી બે પદોનો સમાસ થતાં તે પદ સમુદાયની સમાસ સંજ્ઞા થાય છે ત્યાં, उभे अभ्यस्तम् (૬।૧।૫) સૂત્રથી બેવડાયેલ વર્ણ (સમુદાય)ની અભ્યસ્ત સંજ્ઞા થાય છે ત્યાં, તે સ્થિતિમાં હવે પ્રત્યેક વ્યંજનની સંયોગ સંજ્ઞા થવાની આપત્તિ આવશે છે, એ રીતે બે પદના સમુદાયને સમાસ કહેવાને બદલે એક પદને સમાસ કહેવાની આપત્તિ આવશે, એ જ રીતે બેવડાયેલ ન હોય તેવા એક વર્ણને પણ અભ્યાસ કહેવાની આપત્તિ આવશે, એ સમયે પ્રસ્તુત પરિ. क्वचित्समु० આવીને વ્યવસ્થા કરતાં કહે છે કે 'ક્યાંક ક્યાંક લક્ષ્યાનુસાર વાક્યાર્થ સંબંધની પરિપૂર્ણતા સમુદાયમાં પણ જોવા મળે છે, તેથી હવે ઉપરની મુશ્કેલી રહેતી નથી.

**પરિ. ૧૦૯.** अभेदका गुणाः ॥१०९॥

પાણિનિ વ્યાકરણમાં તે તે સૂત્રમાં ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિત, અનુનાસિક, નિરનુનાસિક આ પાંચને વર્ણના ગુણધર્મો તરીકે ગણવામાં આવે છે. વેદમાં જેમ સ્વરો છે; તેમ વેદાંગ સાહિત્યમાં વ્યાકરણમાં તે તે સૂત્રો ઉપર સ્વરો ઉદાત્ત, અનુદાત્ત, સ્વરિતનાં ચિહ્નો મૂકવામાં આવતાં હતાં (કાલક્રમે એ લુપ્ત થયાં એ જુદી વાત.) આ બાબતનો નિર્દેશ કરનારાં स्वरितेनाधिकारः (૧।૩।૧૧) (સ્વરિત ચિહ્નથી યુક્ત શબ્દ સ્વરૂપનો અધિકાર જાણવો જોઈએ.) આદિ સૂત્રો જાણીતાં છે.

વ્યાકરણશાસ્ત્રમાં પ્રત્યેક अच् (સ્વર), ઉદાત્ત અનુદાત્ત કે સ્વરિત એ ત્રણ સ્વરો પૈકી એક સ્વરમાં ઉચ્ચારાય છે. હવે અહીં એક પ્રશ્ન થાય છે કે અષ્ટાધ્યાયીમાં પાણિનિએ જે ગુણથી વિશિષ્ટ (યુક્ત) અકારાદિ વર્ણોનું ઉચ્ચારણ કર્યું હોય ત્યાં તે જ ગુણથી વિશિષ્ટ અકારાદિ વર્ણ લેવામાં આવે તો ઘણાં સ્થળોમાં કે સૂત્રોમાં મુશ્કેલી ઉભી થશે. જેમકે, 'यूस्त्र्याख्यौ नदी' (૧।૪।૩). આ પ્રસંગે એ પણ જરા વિચાર કરવો આવશ્યક છે કે શાસ્ત્રમાં જાતિપક્ષ અને વ્યક્તિપક્ષ એમ બે પક્ષો છે. એમાં જાતિપક્ષમાં દા.ત. એક જ अનો ઉચ્ચાર કરતાં अणुदित्० સૂત્રથી अની આખી જાતિ (૧૮ પ્રકારનો) अ લેવાય છે, તેવી રીતે इ, उ પણ ૧૮ પ્રકારના લેવાય છે, પણ જ્યાં વ્યક્તિપક્ષ માનવામાં આવે છે ત્યાં તો જે ગુણ યા ધર્મથી વિશિષ્ટ વર્ણ કે વ્યક્તિ (સૂત્રમાં કે અમુક ઠેકાણે) આવેલ હોય તે જ લેવાય, અન્યધર્મથી વિશિષ્ટ ન લેવાય એ સ્વાભાવિક છે. તે સ્થિતિમાં अणुदित् જેવું સૂત્ર એક अ ૧૮ વ્યક્તિઓને, અઢારેય પ્રકારના अ ને લઈ શકે એવી વ્યવસ્થા પ્રસ્તુત પરિ. કરી આપે છે. પ્રસ્તુતમાં આવશ્યક હોવાથી આ બાબતની આટલી આનુષંગિક ચર્ચા કરી છે.

હવે શાસ્ત્રમાં ઉદાત્તત્વ અનુદાત્તત્વ કે સ્વરિતત્વ જેવા ગુણો જે વર્ણના બતાવ્યા હોય તે જ લેવવા જોઈએ, કારણકે गुणा भेदकाः ગુણો–ધર્મો (ભેદક–વ્યાવર્તક જૂદા જૂદા હોય છે), તો પછી यू स्त्र्याख्यौ नदी (૧।૪।૩) જેવા સ્થલોમાં મુશ્કેલી આવે છે.

**ननु यू...**(પૃ. ૨૯૮. પં. ૨) यूस्त्र्याख्यौ नदी (૧।૪।૩) 'ईश्च ऊश्च इति 'यू' પ્રથમા વિ.દ્વિ.વ. આ સૂત્રથી દીર્ઘ ઈકારાન્ત અને દીર્ઘ ઉકારાન્ત નિત્ય સ્રીલિંગ શબ્દની નદી સંજ્ઞા થાય છે. અહીં 'यू'+औમાં प्रथमयोः पूर्वसवर्णः (૬।૧।૧૦૨) સૂત્રથી પૂર્વ સવર્ણ દીર્ઘરૂપ એકાદેશ થાય છે. फिषोऽन्त उदात्तः' (ફિટ્સૂત્ર. ૧) સૂત્રથી यू એ પ્રાતિપદિકનો ऊ ઉદાત્ત છે. औ વિભક્તિ પ્રત્યય अनुदात्तौ सुप्पितौ (૩।૧।૪) સૂત્ર પ્રમાણે અનુદાત્ત છે. પછી यू+औમાં प्रथमयोः સૂત્રથી ऊ અને औની જગ્યાએ થનારો એકાદેશ एकादेश उदात्तेनोदात्तः (૮।૨।૫) સૂત્રથી ઉદાત્ત થાય છે. તેથી यूस्त्र्याख्यौ નદીમાંનો 'यू' શબ્દ પાણિનીય સ્વરપ્રક્રિયા અનુસાર ઉદાત્ત સ્વરમાં ઉચ્ચારાયેલો હોવાથી 'स्वं रूपं शब्दस्याशब्दसंज्ञा' (૧।૧।૬૮) સૂત્ર અનુસાર શબ્દ કે વર્ણનું પોતાનું જ સ્વરૂપ લેવાતું હોઈ હવે ઉદાત્ત સ્વરથી ભિન્ન (અનુદાત્ત આદિ) સ્વરમાં ઉચ્ચરિત દીર્ઘ ઈકારાન્ત અને ઊકારાન્ત નિત્ય સ્ત્રીલિંગ શબ્દને નદી સંજ્ઞા પ્રાપ્ત થઈ શકશે નહીં આ એક આપત્તિ આવશે. (અહીં यूस्त्र्या० સૂત્રમાં તો ઉદાત્ત સ્વરવાળા દીર્ઘ ઇકાર કે દીર્ઘ ઊકારનું ગ્રહણ થતું હોવાથી તેથી ભિન્ન (અનુદાત્ત આદિ)

દીર્ઘ ई, દીર્ઘ ऊ ધરાવતા શબ્દને સંજ્ઞા થશે નહીં એ મુશ્કેલી આવશે. જો કે अणुदित સૂત્રથી એક ગુણ (અહીં ઉદાત્ત)થી વિશિષ્ટ अण् પ્રત્યાહારસ્થ વર્ણો દ્વારા ગુણાન્તરથી વિશિષ્ટ વર્ણોનું પણ ગ્રહણ થાય છે, પણ એ તો જાતિપક્ષમાં જ બને તેમ છે.) તે સ્થિતિમાં 'अभेदका गुणाः' આ પ્રસ્તુત પરિ. મદદે આવે છે, અને કહે છે કે કોઈ એક ગુણથી વિશિષ્ટ વર્ણનું ઉચ્ચારણ કરવામાં આવે તો તે ઉદાત્ત આદિ ગુણ, ગુણાન્તરવિશિષ્ટ (અન્ય) વર્ણોને રોકતો નથી. તેથી यूल्या० જેવામાં ભલે ઉદાત્ત દીર્ઘ ઇકાર, ઉદાત્ત દીર્ઘ ઊકારનું ગ્રહણ થયું હોય છતાં ત્યાં અનુદાત્ત દીર્ઘ ઇકાર અનુદાત્ત દીર્ઘ ઊકારનું પણ ગ્રહણક શાસ્ત્ર अणुदित्० સૂત્રથી ગ્રહણ થવામાં કોઈ વાંધો આવતો નથી.

હા. એક વાત ચોક્કસ છે કે જ્યાં આચાર્ય પાણિનિએ કોઈ ગુણવિશેષનો નિર્દેશ પ્રયત્નપૂર્વક કર્યો હોય ત્યારે તો તદ્‌ગુણમાત્રવિશિષ્ટ વર્ણનું જ ગ્રહણ થાય છે. દા.ત. अनुदात्तादेरञ्' (૪।૨।૪૪) (જેનો આદિ વર્ણ અનુદાત્ત છે તેવા પ્રાતિપદિકને 'समूह' એવા અર્થમાં 'अञ्' પ્રત્યય થાય છે. कपोतानां समूहः कापोतम्. એ જ રીતે मायूरम्. અહીં अनुदात्तादेः' સૂત્રમાં અનુદાત્ત સ્વરનો વિશેષ રૂપે નિર્દેશ હોવાથી તે અનુદાત્તાદિજ વિવક્ષિત છે.

**अत्र चास्थि....**(પૃ. ૨૯૮ પં. ૬) अभेदका० પ્રસ્તુત પરિ.માં 'अस्थिदधिसक्थि-अक्ष्णाम् अनङ् उदात्तः'માં કરેલું उदात्त' ગ્રહણ જ્ઞાપક છે. अस्थिदधि०' સૂત્રમાં આવેલ अस्थि दधि આદિ શબ્દોમાં अन् (अनङ्) એવો જે આદેશ થાય છે, તે अन्' ને ઉદાત્ત સ્વર (ચિહ્ન) લગાવીને જ 'अन्'નો ઉદાત્ત ગુણયુક્ત ઉચ્ચારણનો નિર્દેશ કરવાથી 'अन्' ઉદાત્ત બની શકે તેમ છે, તો अस्थि दधि०' એ સૂત્રમાં 'उदात्तः' ગ્રહણ કેમ કર્યું ? એ વ્યર્થ પડે છે, અને પ્રસ્તુત 'अभेदका०' પરિ.નું જ્ઞાપન કરે છે. તેથી ઉદાત્ત સ્વરના નિર્દેશવાળો अन् કહેવાથી, અનુદાત્ત अन् વગેરેનું પણ ગ્રહણ થવા માંડશે, પણ अस्थिदधि०થી થતો अनङ् તો ઉદાત્ત જ રહે, એ બતાવવા अस्थि સૂત્રમાં 'उदात्तः' પદનું ગ્રહણ કર્યું છે. (स्वांशे चारितार्थ्यम्)

**પરિ. ૧૧૦.** बाधकान्येव निपातनानि ॥११०॥

**ननु सर्वनामानि...**(પૃ. ૩૦૨. ૫) 'सर्वादीनि सर्वनामानि' (૧।૧।૨૧) સૂત્રમાં સર્વનામ એ સંજ્ઞાવાચક શબ્દ હોવાથી 'पूर्वपदात्संज्ञायामगः' (૮।૪।૩) સૂત્ર થી 'सर्वनाम' પદમાં આવેલ 'न' નો 'ण' થવો જોઈએ, છતાં અહીં પાણિનિએ 'णत्व' (सर्वणाम) કરેલું નથી, એટલે કે 'सर्वनाम'માં પાણિનિએ ણત્વાભાવથી વિશિષ્ટ એવો જ 'सर्वनाम' શબ્દ નિપાતિત કર્યો છે (સ્વીકારી લીધો છે). પણ હવે પ્રશ્ન થાય છે કે તે ણત્વનો અભાવ सर्वादीनि सर्वनामानि જેવાં 'વેદ'ની જેમ

સમજવામાં આવતાં સૂત્ર પૂરતો જ હોઈ શકે, લોકમાં કે શિષ્ટભાષામાં તો ણત્વ થવું જોઈએ, એ રીતે ણત્વ થવાની મુશ્કેલી આવે છે.

આને દૂર કરવા પ્રસ્તુત 'बाधका०' પરિ. આવે છે અને કહે છે કે 'નિપાતનો હમેશાં બાધક જ હોય છે.' એનો આશય એ છે કે એકવાર પાણિનિએ 'सर्वनाम' એવો ણત્વાભાવ વિશિષ્ટ પ્રયોગ નિપાતિત કર્યો, તેથી તે પ્રયોગ દરેક અવસ્થામાં ણત્વાભાવથી જ યુક્ત રહે છે, ત્યાં णत्व થતું નથી. વળી અહીં યુક્તિ એ છે કે 'येन नाप्राप्ते यो विधिरारभ्यते स तस्य बाधको भवति' એ ન્યાયથી એટલે કે યત્કર્તૃક 'पूर्वपदात्' સૂત્રથી ણત્વની અવશ્ય પ્રાપ્તિ હતી, છતાં પાણિનિએ 'सर्वनाम' એવો ણત્વાભાવ વિશિષ્ટ નિપાતનનો જ આરંભ કર્યો, તે (નિપાતન) જ સૂચન કરે છે કે ણત્વનો હમેશાં (સૂત્રમાં કે ભાષામાં) અભાવ જ રહે છે.

પુરુષોત્તમદેવ, સીરદેવ, નીલકંઠ દીક્ષિત, હરિભાસ્કરે આ પરિ.નું જ્ઞાપક, તથા ફલ બતાવ્યાં છે, છતાં આ પરિ.ના સ્વીકારની બાબતમાં વિવાદ છે.

**પરિ. ૧૧૧.** पर्जन्यवल्लक्षणप्रवृत्तिः ॥१११॥

**ननु उखधातोः...**(પૃ. ૩૦૩, પં. ૬) મહાભાષ્યના 'इको झल्' (૧।૨।૯) સૂત્રના ભાષ્યમાં 'कृतकारि खल्वपि शास्त्रं पर्जन्यवत्, कृते–सिद्धेऽपि, कारि =कार्यविधायकम् શાસ્ત્ર પર્જન્ય સમાન હોય છે અર્થાત્ વૃષ્ટિ જે જગ્યાએ પાણી ન હોય તે ઉષર ભૂમિમાં, અને જલપૂર્ણ સરોવરમાં બંને ઠેકાણે વરસે છે. તે સ્થિતિમાં उ+उख्+ अतुस्માં 'ह्रस्वः' સૂત્રથી કોઈ લાભ ન હોવા છતાં હ્રસ્વ થાય છે. આ પછી उ+ उख्+अतुस्માં સવર્ણ દીર્ઘ થતાં આખરે ऊखतुः રૂપ બને છે. અહીં ह्रस्वः' સૂત્રથી પુનઃ હ્રસ્વ પ્રાપ્ત થાય છે, પણ તેથી ऊखतु: એ અભીષ્ટ રૂપને બદલે उखतुः' એ અભ્યાસમાં હ્રસ્વત્વવાળા અનિષ્ટ રૂપની આપત્તિ થાય છે. તેથી 'लक्ष्ये लक्षणं सकृदेव प्रवर्तते' એટલે કે ઉદાહરણમાં લક્ષણ (સૂત્ર) એક જ વાર પ્રવૃત્ત થાય છે એવો ન્યાય હોવાથી, હવે ह्रस्वः' સૂત્રની પુનઃ પ્રવૃત્તિ થઈ શકતી નથી. તેથી કોઈ મુશ્કેલીની સંભાવના નથી.

**પરિ. ૧૧૨.** निषेधाश्च बलीयांसः ॥११२॥

'स्यन्दू प्रस्रवणे' (ભ્વાદિ, ૧ લો ગણ) આત્મનેપદ ધાતુમાં પહેલાં તો 'वृद्भ्यः स्यसनोः' (૧।૩।૯૨) સૂત્રથી 'स्य' સામાન્ય ભવિષ્યકાળના વિષયમાં 'स्यन्द्' ધાતુ પરસ્મૈપદ બને છે. એ પછી 'न वृद्भ्यश्चतुर्भ्यः' (૭।૨।૫૯) સૂત્રથી જ્યારે આત્મને-પદનું કોઈ નિમિત્ત વિદ્યમાન ન હોય (એટલે કે પરસ્મૈપદ હોય ત્યારે) સકારાદિ

આર્ધધાતુકને ઈડાગમનો નિષેધ થાય છે. તેથી 'स्यन्त्स्यति' રૂપ અને આત્મને-પદમાં 'स्यन्दिष्यते' એમ બે અભીષ્ટ રૂપો બને છે.

**ननु स्यन्दूधातोः...**(પૃ. ૩૦૫. પં. ૪) અહીં 'स्यन्त्स्यति'માં 'न वृद्भ्यश्चतुर्भ्यः' સૂત્રથી થતો ઈડાગમનો નિષેધ કેવલ સકારાદિ પ્રત્યયની જ અપેક્ષા કરતો નથી, પણ આત્મનેપદ નિમિત્તત્વાભાવ રૂપ નિમિત્ત (પરસ્મૈપદ)ની પણ અપેક્ષા કરે છે. આ રીતે આ નિષેધ બહિર્ભૂત અધિક નિમિત્તક હોવાથી બહિરંગ છે, જ્યારે અહીં મૂળ ધાતુ स्यन्द्માં દીર્ઘ ऊ ની 'ઈત્' સંજ્ઞા હોવાથી આ 'ऊदित्' હોવાથી આવા ऊदित् ધાતુઓમાં 'स्वरति–सूति–सूयति–धूञ्–ऊदितो वा' (૭।૨।૪૪) સૂત્રથી 'स्वृ' આદિ અને ऊदित् ધાતુઓમાં વલાદિને વિકલ્પે इट् આગમ થાય છે. આ વિકલ્પ અન્તરંગ છે. તેથી અહીં બહિરંગ નિષેધ કરતાં, અન્તરંગ વૈકલ્પિક ઈડાગમ શક્તિશાલી હોવાથી, ઈડાગમ થવો જોઈએ. તેથી વિકલ્પે ઈડાગમ થતાં 'स्यन्त्स्यति'ની સાથે 'स्यन्दिष्यति' એવું અનિષ્ટ રૂપ થવાની મુશ્કેલી આવે છે, તે દૂર કરવા આ પરિ. આવે છે. તેથી કોઈ મુશ્કેલી રહેતી નથી.

વ્યાકરણશાસ્ત્રમાં પોતાના ઉપજીવ્ય આધાર કે આશ્રય કરતાં પણ નિષેધ બલવાન ગણાય છે.

**मीमांसकरीत्या**...(પૃ. ૩૦૬, ૨). મીમાંસામાં પણ નિષેધની ચર્ચા આવે છે. ત્યાં મીમાંસકોના સિદ્ધાન્ત પ્રમાણે શ્રુતિ કહે છે તેમ उदिते जुहोति 'સૂર્યોદય થતાં હોમ કરે છે, 'अनुदिते जुहोति' 'સૂર્યોદય ન થયો હોય ત્યારે હોમ કરે છે' એ રીતે 'अतिरात्रे षोडशिनं गृह्णाति, नातिरात्रे षोडशिनं गृह्णाति' આદિ બધી શ્રુતિઓ સરખી રીતે જ પ્રમાણભુત હોવાથી, શ્રુતિઓમાં પરસ્પર વિરોધ માનવામાં આવતો નથી. તેથી उदिते० अनुदिते૦માં જો કે પરસ્પર વિરોધ દેખાય છતાં ત્યાં વિરોધ ન માનતાં વિકલ્પ માનવો જોઈએ એવો મીમાંસા ન્યાય છે. વિધિ નિષેધનો ઉપજીવ્ય (આશ્રય કે આધાર હોવાથી) વિધિ પ્રબળ છે તેથી વિધિનો સર્વથા બાધ કરવો અનુચિત છે. તેથી તેવાં નિષેધનાં સ્થલોમાં વૈકલ્પિક વિધિનો સ્વીકાર કરવામાં આવે છે.

એ જ રીતે વ્યાકરણશાસ્ત્રમાં પણ જો નિષેધ હોય છતાં ત્યાં વૈકલ્પિક વિધિ પણ થયા કરે તો सर्वादीनि सर्वनामानि (૧।૧।૨૭) સૂત્રથી સર્વનામ સંજ્ઞા વિધિનો द्वन्द्वे च (૧।૧।૩૧) સૂત્રોક્ત નિષેધથી અત્યન્ત બાધ સિદ્ધ થવાને બદલે મીમાંસા ન્યાયની રીત અનુસાર વિકલ્પે જ સર્વનામ સંજ્ઞા થશે તો जसि विभाषा (૧।૧।૩૨) સૂત્રથી સર્વનામ સંજ્ઞાનું વિકલ્પે વિધાન કેમ કર્યું ? આ ઉપરથી સિદ્ધ થાય છે વ્યાકરણશાસ્ત્રમાં મીમાંસા ન્યાય સ્વીકારવામાં આવતો નથી. આ નિષેધક સૂત્ર,

વિધાયક સૂત્રનું બાધક જ બને છે. આ વિષે ભૈરવમિશ્ર કહે છે. કે લોકમાં એવી પ્રસિદ્ધ છે કે જેના ઉન્મૂલન માટે જે પ્રવૃત્ત થાય છે તે ઉન્મૂલયિતા ઉન્મૂલનીય કરતાં અધિક બલવાન સમજાય છે. કંસથી કૃષ્ણ અધિક બલવાન ગણાય છે. એ રીતે વિધિની નિવૃત્તિ માટે થનાર નિષેધની પ્રવૃત્તિ બલવાન ગણાય છે. આમ આ પરિ. લૌકિક ન્યાય ઉપર આધારિત છે.

'लोकेऽपि यस्योन्मूलनाय यस्य प्रसक्तिर्भवति ततस्तस्य बलवत्त्वं कंसात्कृष्णस्येव' (કીલહોર્ન. પરિ. પૃ. ૫૦૫ ઉપરથી ઉદ્ધૃત).

**પરિ. ૧૧૩.** अनिर्दिष्टार्थाः प्रत्ययाः स्वार्थे ॥११३॥

**ननु अत्यन्त...**(પૃ. ૩૦૬, પં. ૯) इञ् ढक् ढक् આદિ તદ્ધિત પ્રત્યયો 'અપત્ય' અર્થનો બોધ કરાવે છે તેથી તે પ્રત્યયો છે એ તો બરાબર, પણ જ્યાં कमेर्णिङ्' (૩।૧।૩૦) कम् ધાતુથી સ્વાર્થમાં 'णिङ्' પ્રત્યય થાય છે, देवात्तल्' (૫।૪।૨૭) સૂત્રથી 'देव' શબ્દને સ્વાર્થમાં 'तल्' પ્રત્યય થાય છે, 'यावादिभ्यः कन्' (૫।૪।૩૦) સૂત્રથી याव' વગેરે શબ્દથી સ્વાર્થમાં कन् પ્રત્યય થાય છે, આ રીતનાં સૂત્રોથી થનાર સ્વાર્થિક પ્રત્યયોનો કોઈ અર્થ ન હોવાથી તેમને પ્રત્યય ન કહેવા જોઈએ. આ રીતની આપત્તિ જાગતાં પ્રસ્તુત अनिर्दिष्टा. પરિ આવે છે.

**यस्यार्थ...**(પૃ. ૩૦૭, પં. ૨) આ રીતે પ્રત્યયનો અર્થ 'प्रत्येति प्रत्याययति अर्थम् इति प्रत्ययः' એટલો જ નથી, પણ 'यस्यार्थः प्रकृत्या प्रत्याय्यते सोऽपि प्रत्ययः' (અર્થાત્ જે અર્થનું પ્રત્યાયન (બોધ) કરાવે તે જ કેવલ પ્રત્યય કહેવાતો નથી, પણ જેનો અર્થ પ્રકૃતિ ઉપરથી જાણી શકાય છે તે પણ પ્રત્યય કહેવાય છે.

અહીં એ લક્ષ્યમાં રાખવું જોઈએ કે પ્રકૃત પરિભાષા अनिर्दिष्ट०માં આવેલ પ્રત્યય શબ્દથી આદેશ કે આગમનું ગ્રહણ થઈ શકતું નથી, કારણ કે તે કોઈ પણ અર્થના વાચક ન હોવાથી તેમની પ્રત્યય એવી સંજ્ઞા થઈ શકતી નથી.

**પરિ. ૧૧૪.** योगविभागादिष्टसिद्धिः ॥११४॥

**इष्टसिद्धि...**(પૃ. ૩૦૭ પં. ૭) પાણિનીય સૂત્રો ઈષ્ટ રૂપોની સિદ્ધિ કરવા માટે રચાયેલાં છે. પણ જ્યાં યોગ વિભાગ (સૂત્ર તોડયા વગર) કર્યા સિવાય, કોઈ સૂત્રથી ઈષ્ટ પ્રયોગની સિદ્ધિ થઈ શકે નહીં તો તેવા સ્થળમાં યોગવિભાગ કરીને પણ તે ઈષ્ટ રૂપની સિદ્ધિ કરવામાં આવે છે.

દા.ત. 'समासेऽनञ् पूर्वे क्त्वो ल्यप्' જ્યાં નઞપૂર્વકનો સમાસ ન હોય ત્યાં ધાતુથી થયેલાં क्त्वाનો ल्यप् (य) થાય છે. અહીં 'क्त्वः' (क्त्वानुं ષષ્ઠી વિ. એ. વ.) क्त्वा+ङस्માં 'क्त्वा'ના आનો 'आतो धातोः' (૬।૪।૧૪૦) (આકારાન્ત

ધાતુના આ નો લોપ થાય છે) એ સૂત્રથી લોપ થઈ શકશે નહીં. કારણ કે 'कृत्वा' એ ધાતુ નથી. તે સ્થિતિમાં 'आतो धातोः' એ સૂત્રનો (યોગનો) વિભાગ કરવામાં આવે છે. તેથી ક્યાંક ધાતુથી ભિન્ન 'આ'નો પણ લોપ થાય છે. (દ્રષ્ટવ્યઃ—'आत इति योगविभागाद् अधातोरप्याकारलोपः क्वचित्' સિદ્ધાન્ત કૌમુદી, અજન્ત પુલ્લિંગ પ્રકરણ).

આમ છતાં એ ધ્યાન રાખવું જોઈએ કે આ યોગવિભાગ ઈષ્ટ રૂપની સિદ્ધિ કરવા માટે છે, તેથી આવો યોગ વિભાગ કરવાથી અનિષ્ટ રૂપની આપત્તિ થતી હોય તો તે (યોગવિભાગ) કરવામાં આવતો નથી દા.ત. 'हाहाः' ગન્ધર્વવાચક આકારાન્ત 'हाहा' શબ્દનું ષ.એ.વ. 'हाहाः' થાય છે. પણ હવે જો आतो धातोःના आतः એવા યોગ વિભાગથી જો आकारનો લોપ થતાં हाहः એવું અનિષ્ટ રૂપ થતું હોય તો તેવા ઠેકાણે યોગવિભાગ કરવામાં આવતો નથી.

આ પરિ. યુક્તિસિદ્ધ છે. યોગવિભાગ કરીને તૈયાર કરેલ પૃથક્ સૂત્રો તો કેવળ ઈષ્ટરૂપોની સિદ્ધિ કરવા માટે છે.

**પરિ. ૧૧૫.** पर्यायशब्दानां लाघवगौरवचर्चा नाद्रियते ।।११५।।

પાણિનિ વ્યાકરણમાં 'नाम'ને બદલે 'प्रातिपदिकम्', વિકલ્પવાચક 'वा' એવા શબ્દના ઠેકાણે विभाषा, अन्यतरस्याम् એવાં પદોનો પ્રયોગ થાય છે, પણ આવો (प्रातिपदिकम्, विभाषा अन्यतरस्याम् જેવાનો) પ્રયોગ થતાં તે ગૌરવ ગણાવું જોઈએ. એ રીતે પૂર્વપક્ષે રજુ કરેલા પ્રશ્નનો જવાબ આપતાં આ પરિ.માં કહ્યું છે કે પર્યાયવાચી શબ્દોમાં લાઘવ કે ગૌરવની ચર્ચાને મહત્ત્વ આપવામાં આવતું નથી.

**પરિ. ૧૧૬.** ज्ञापकसिद्धं न सर्वत्र ।।११६।।

(પૃ. ૩૦૮, પં.૩) આ પરિ.નો સારાંશ એ છે કે જ્યાં જ્ઞાપક સિદ્ધ પરિ.ને લાવતાં ઈષ્ટરૂપની સિદ્ધિ થઈ શકે ત્યાં જ એનો ઉપયોગ કરવો, પણ જ્યાં આ પરિ. લગાડવાથી અનિષ્ટ રૂપો સિદ્ધ થવાની આપત્તિ આવી પડે ત્યાં આ પરિ.ને અનિત્ય માનીને તેનો ઉપયોગ કરવો નહીં, કારણકે પરિભાષાનો મુખ્ય હેતુ, કોઈ પણ ઈષ્ટરૂપની સિદ્ધિ કરવાનો જ હોય છે.

ङ्याप्प्रातिपदिकात् (૪।૧।૧) સૂત્રના ભાષ્યમાં 'प्रातिपदिकग्रहणे लिङ्गविशिष्टस्यापि ग्रहणम्' પરિ ની વ્યાખ્યા અને ફલ બતાવ્યા પછી, આ પરિ. માનવમાં આવતાં જે દોષો આવવાનો સંભવ છે, એનું નિવારણ કરવું એમ કહેતાં ભાષ્યકાર દર્શાવે છે કે 'न हि दोषाः सन्तीति परिभाषा न कर्तव्या, लक्षणं वा न प्रणेयम् । न हि भिक्षुकाः सन्तीति स्थाल्यो नाधिश्रीयन्ते। न च मृगाः सन्तीति यवा नोप्यन्ते', तस्माद् यान्येतस्याः

परिभाषायाः प्रयोजनानि तदर्थमेषा कर्तव्या, प्रतिविधेयञ्च दोषेषु' એટલે કે કોઈ પરિભાષા માનતાં દોષ આવે તેનો મતલબ એ નથી કે તે પરિભાષા કે લક્ષણની રચના કરવી જ નહીં. ભિખારીઓ છે તેથી કંઈ (ચૂલા ઉપર) તપેલી ચઢાવવાનું ટાળવામાં આવતું નથી, હરણો છે તેથી જવ લાવવાનું છોડી દેવામાં આવતું નથી, અમુક પરિ. માનતાં જે પ્રયોજનો હોય, તેમની સિદ્ધિ માટે એ પરિ. બનાવવી જ જોઈએ અને દોષોનો સંભવ હોય તો તેને માટે પણ કોઈ ઉપાય કરવો જોઈએ.

**यथा तत्स्थाने...**(પૃ. ૩૦૯, પં. ૧) 'तत्स्थानापन्नः तद्धर्मं लभते' જેના સ્થાનમાં જે આવ્યો છે તે (આદેશ), તે (સ્થાની) ના ધર્મને પ્રાપ્ત કરે છે. ગુરુના સ્થાનમાં આવેલ ગુરુ પુત્ર પણ ગુરુની માફક સત્કાર પ્રાપ્ત કરે છે. આ રીતે આદેશમાં સ્થાનીનો ધર્મ લૌકિક ન્યાયથી જ સિદ્ધ છે. આ જ લૌકિક ન્યાય સિદ્ધ અર્થનું પ્રતિપાદક स्थानिवत्. સૂત્ર છે.

**પરિ. ૧૧૭ पूर्वत्रासिद्धीयमद्वित्वे ॥११७॥**

'पूर्वत्रासिद्धम्' સૂત્ર અધિકાર સૂત્ર છે. તેનો અર્થ છે સપ્તાધ્યાયીનાં સૂત્રોની દૃષ્ટિએ ત્રિપાદી (આઠમા અધ્યાયના બીજા, ત્રીજા અને ચોથા પાદમાં દર્શાવેલ શાસ્ત્ર (સૂત્ર) અસિદ્ધ થાય છે, અને ત્રિપાદીમાં પણ પૂર્વવર્તી શાસ્ત્ર દૃષ્ટિએ પરવર્તી શાસ્ત્ર અસિદ્ધ થાય છે. પણ ત્રિપાદીમાં પણ દ્વિત્વકાર્ય કરવું હોય તો આવી અસિદ્ધતા થતી નથી.

**ननु द्रोग्धा द्रोग्धा द्रोढा द्रोढा...**(પૃ. ૩૦૯, પં. ૩).

द्रुह् ધાતુને तृच् પ્રત્યય થતાં द्रुह्+तृ (तृच्) એ સ્થિતિમાં 'वा द्रुहमुहष्णिहाम्' (૮।૨।૩૩) સૂત્રથી 'ह्'ના સ્થાનમાં વૈકલ્પિક 'घ्' આદેશ થાય છે. તેથી આખરે द्रोग्धा રૂપ બને છે, અને જ્યાં 'घ्' થતો નથી ત્યાં 'हो ढः' (૮।૨।૩૧) સૂત્રથી ह् ના સ્થાનમાં ढ् આદેશ થાય છે; તેથી આખરે द्रोढा રૂપ બને છે. આ રીતે द्रोग्धा અને द्रोढामां પછી 'नित्यवीप्सयोः' સૂત્ર દ્વારા દ્વિત્વ થતાં द्रोग्धा द्रोग्धा, द्रोढा द्रोढा એવાં રૂપ બને છે.

આ જ રૂપસિદ્ધિને જરા વિગતે જોઈએ; કે જેથી અનિષ્ટ ક્યાં આવે છે તેનો સ્પષ્ટ ખ્યાલ આવે. (૧) द्रुह् ધાતુને तृच् પ્રત્યય થતાં द्रुह्+तृच् એ સ્થિતિમાં (ત્રિપાદીમાં કહેલ ઘત્વ, ઢત્વ એ ત્રૈપાદિક કાર્ય નહીં પણ 'नित्यवीप्सयोः' (૮।૨।૧૨) એ સાપાદિક સૂત્ર પ્રમાણે દ્વિર્વચન (દ્વિત્વ) 'द्रुह+तृ द्रुह+तृ થાય છે. પછી पुगन्तलघूपध ગુણ થતાં द्रोह्+तृ द्रोह्+तृ થાય છે. આ પછી 'वा द्रुह०' એ ત્રૈપાદિક સૂત્રથી ह् નો વિકલ્પે घ् થાય છે, અને જ્યાં વૈકલ્પિક घ् ન થાય ત્યાં

'हो ढः' સૂત્રથી ढ् થાય છે. તેથી द्रोघ्+ता, द्रोढ्+ता એવી સ્થિતિ થાય છે. પછી બંને તकार નો 'झषस्तथोर्धोऽधः' (૮।૨।૪૦) સૂત્રથી ધ્ થતાં द्रोघ्+धा, द्रोढ्+धा' એવી સ્થિતિ થાય છે. પછી પ્રથમ ભાગમાં झलां जश् झशि (૮।૪।૫૩) સૂત્રથી घ् નો ग् થાય છે, તેથી द्रोग्धा થાય છે, અને દ્વિતીય ભાગ द्रोढ्+धामां 'ष्टुना ष्टुः' (૮।૪।૪૧) સૂત્રથી 'ध्' નો ढ' થાય છે, તેથી द्रोढ्+ढा બને છે. તે પછી 'ढो ढे लोपः' (૮।૩।૧૩) સૂત્રથી પૂર્વ ढ् નો લોપ થતાં द्रोढा એવું રૂપ થાય છે. આ રીતે જ્યાં घत्व થયું છે તે द्रोग्धा અને ઘત્વાભાવમાં द्रोढा એમ द्रोग्धा द्रोढा રૂપ બને છે. હવે અહીં દ્વિત્વ થતાં द्रोग्धा–द्रोढा, द्रोग्धा–द्रोढा એવું અનિષ્ટ યુગ્મક થવાની આપત્તિ આવે છે. (વાસ્તવમાં તો દ્વિર્વચન થતાં द्रोग्धा, द्रोग्धा અને द्रोढा द्रोढा એવું યુગ્મક જ અભીષ્ટ છે.) આ અનિષ્ટાપત્તિમાં મૂળ કારણ તો 'नित्यवीप्सयोः' (૮।૨।૧૨) સૂત્રની સૌ પ્રથમ પ્રવૃત્તિ થાય છે એ છે. (મૂળ द्रोह्+तामां એક બાજુ नित्यवीप्सयोः (૮।૨।૧૨) દ્વિત્વ પ્રાપ્ત થાય છે, જ્યારે એ જ સ્થિતિ द्रोह्+तामां 'वा द्रुह्' (૮।૨।૩૩) સૂત્રથી ઘત્વ પ્રાપ્ત થાય છે. અહીં पूर्वत्रासिद्धम् (૮।૨।૧) સૂત્ર પ્રમાણે 'त्रिपाद्यामपि पूर्वं प्रति परं शास्त्रमसिद्धं स्यात्' અનુસાર ઘત્વ કાર્ય અસિદ્ધ થતા પહેલાં દ્વિત્વ થાય છે. તેથી द्रोह्+ता द्रोह्+ता હવે 'ઘત્વ' વિકલ્પે થતું હોવાથી એક ભાગ (પૂર્વભાગ)માં द्रोग्धा અને ઘત્વ વિકલ્પે કારણે બીજા ભાગમાં ढत्व થતાં द्रोढा એમ द्रोग्धा–द्रोढा, द्रोग्धा–द्रोढा એવું અનિષ્ટ યુગ્મક થવાની આપત્તિ આવે છે). આ આપત્તિને દૂર કરવાને પ્રસ્તુત पूर्वत्रासि० પરિ. આવે છે. હવે આ पूर्वत्रा० પરિ.થી થતી વ્યવસ્થા પ્રમાણે દ્વિર્વચનથી ભિન્ન કાર્યમાં (अद्वित्वे). 'पूर्वत्रासिद्धम्' પ્રવૃત્ત થતાં ત્રિપાદીમાં પૂર્વ દ્વિત્વ શાસ્ત્રની દૃષ્ટિએ પર ઘત્વ વિધાયક શાસ્ત્ર 'वा द्रुह०, અસિદ્ધ થઇ શકે, પણ અહીં તો દ્વિત્વ જ કાર્ય છે તેથી 'पूर्वत्रासिद्धम्' લાગુ પડતું નથી. એ સ્થિતિમાં 'नित्यवीप्सयोः' (૮।૧।૧) સૂત્ર કરતાં वा द्रुह० (૮।૨।૩૨) સૂત્ર પર હોવાથી ઘત્વ વિધાયક શાસ્ત્ર પ્રથમ પ્રવૃત્ત થાય છે. તેથી द्रोह्+ता=द्रोग्धा અને ઘત્વ વિકલ્પે થતું હોવાથી બીજા અંશમાં 'ઢત્વ' થતાં द्रोढा એવાં વૈકલ્પિક રૂપ સિદ્ધ થાય છે, અને પછી 'नित्यवीप्सयोः દ્વિત્વ વિધાયક સૂત્ર પ્રવૃત્ત થતાં द्रोग्धा–द्रोढा द्रोग्धा–द्रोढा એમ બે યુગ્મકો સિદ્ધ થાય છે.

पूर्वत्रासिद्धीयमद्वित्वे'માં अद्वित्वे અંશ 'पूर्वत्र'નું વિશેષણ છે. તેથી દ્વિત્વથી ભિન્ન કાર્ય કરવું હોય ત્યારે પૂર્વની પ્રત્યે પર અસિદ્ધ થાય છે, એવો આ પરિભાષાનો અર્થ સિદ્ધ થાય છે.

**પરિ. ૧૧૮.** एकस्या आकृतेश्चरितः प्रयोगो द्वितीयस्यस्यास्तृतीयस्याश्च न भविष्यति ॥११८॥

આ પરિ.માં આવેલ आकृति શબ્દનું તાત્પર્ય કાને પડતો આકાર એમ છે.

આ પરિ. કહે છે તેમ પૂર્વ પ્રયુક્ત શબ્દની સાથે આકૃતિમાં સામ્ય ધરાવનાર સમાન ધ્વનિવાળા શબ્દનો જ સહ પ્રયોગ કરવો જોઈએ. गोषु...એ ઉદા.માં આકૃતિનું સામ્ય गोषु अश्वेषुના પ્રત્યયાંશમાંજ શકય છે, જ્યારે પ્રકૃત્યંશમાં તો गो' અને 'अश्व' એ આનુપૂર્વી ભિન્ન હોવાથી આકૃતિ સામ્ય નથી, તેથી गोषु अश्वेषु स्वामी એ વાકયમાં જો गोषु એ સપ્તમી વિભક્તિથી આરંભ કર્યો છે તો તેની સાથે મેળ બેસાડવા માટે 'अश्वेषु' સપ્તમીનો જ પ્રયોગ કરવો જોઇએ અને જો गवां કહેવામાં આવે તો अश्वानाम् એ જ પ્રયોગ કરવો જોઈએ, અહીં જો गोषु अश्वानां स्वामी જેવુ વાકય પ્રયોજવામાં આવે તો 'ભગ્ન પ્રક્રમતા' દોષ આવે છે. (પણ હવે આ પરિ.થી 'गोषु अश्वानां स्वामी' વાક્યરચનાને રોકવામાં આવતાં કોઈ મુશ્કેલી આવતી નથી) કારણકે અહીં गोषु अश्वेषु स्वामीમાં, જો गोषुમાં સપ્તમી વિભક્તિ પ્રત્યય છે, તો તેની પછી પણ આવેલ એક જ સપ્તમ્યર્થવાળા પ્રકૃત્યન્તર (अश्व)નો પ્રયોગ થવો જોઈએ. વળી गोषु अश्वानां स्वामी એવો વિભિન્ન વિભક્તિક પ્રયોગ કરવામાં આવે તો ગાયોના સમૂહમાં અશ્વોનો સ્વામી છે, 'अश्वानां स्वामी गोषु तिष्ठति' એવા કોઈ જ જુદો જ અર્થ થવા માંડશે, તેથી પ્રસ્તુત एकस्या० પરિ. જે માર્ગ બતાવે છે તે જ શ્રેયસ્કર છે. આ રીતે સમાનાકાર રાખવાનો આગ્રહ કરતી પ્રસ્તુત एकस्या० પરિ.નું મૂલ લાઘવ છે, કારણકે સમાન આકાર ધરાવનાર શબ્દોના પ્રયોગથી અર્થની પ્રતીતિમાં વિલંબ ઉભો થતો નથી, જ્યારે गोषु अश्वानां स्वामी એવી કઢંગી રચનામાં અર્થનો બોધ થવામાં તો વિલંબ થાય છે, પણ સાથે સાથે ભાષા સૌષ્ઠવની દૃષ્ટિએ પણ વાંધો આવે છે.

આ પ્રકૃત પરિ. एकस्या० લૌકિક ન્યાયના આધારે રચાયેલી છે, कृञ् चानु प्रयुज्यते लिटि (૩।૧।૪૦) સૂત્ર ઉપરના ભાષ્યની વૃત્તિમાં કૈયટે બતાવેલ વિચારો પણ પ્રકૃત પરિ.ના સંદર્ભમાં ધ્યાનપાત્ર છે. यथाहि–खादिरे बध्नाति पालाशे बध्नाति, इत्यादौ विकल्पितेषु साधनेषु येनैव साधनेनोपक्रान्ता क्रिया तेनैव निर्वाह्यते। तस्माद्योऽर्थो यया शब्दाकृत्या प्रतिपादयितुमुपक्रान्तस्तथैवासौ निर्वाह्यो नत्वन्यथाशब्दाकृत्येत्यर्थः । एवं हि प्रतिपत्तिलाघवं भवति। અર્થાત્ 'ખેર' સાથે બાંધે છે, ખાખરા સાથે બાંધે છે એવાં વૈકલ્પિક સાધનોમાં જે સાધનથી ક્રિયાનો આરંભ કર્યો, તે સાધાનોથી જ ક્રિયાનો નિર્વાહ થાય છે. તેથી જે અર્થનું પ્રતિપાદન જે પ્રમાણેની શબ્દાકૃતિથી શરૂ કર્યું હોય, તેથી જ નિર્વાહ કરવો, કોઈ બીજી શબ્દાકૃતિ દ્વારા નહીં.

**પરિ. ११९. सम्प्रसारणं तदाश्रयं च कार्यं बलवत् ॥११९॥**

પ્રસ્તુત 'संप्रसारणं' પરિ.થી અહીં સંપ્રસારણ અને તેને આશ્રિત એવું પૂર્વરૂપ કાર્ય બલવાન ગણવામાં આવે તો व्यच्+व्यच्+अમાં અભ્યાસમાંના यकार નો हलादिः शेषः'થી લોપ થતો નથી પણ અભ્યાસના યકારનું સંપ્રસારણ અને પૂર્વરૂપ થતાં

આખરે विव्याध રૂપ બને છે. જો કે અહીં અભ્યાસના વકારનું સંપ્રસારણ થવા આવે છે, પણ તેનો 'न संप्रसारणे संप्रसारणम्'થી નિષેધ થાય છે. ભાષ્યકારે પ્રકૃત 'संप्रसारणं' પરિ.નું પ્રત્યાખ્યાન કરેલું છે.

પરિ. ૧૨૦.૧ क्वचिद्विकृतिः प्रकृतिं गृह्णाति ॥१२०.१॥

'निसमुपविभ्यो ह्वः' (૧।૩।૩૦) સૂત્ર (नि, सम्, उप, वि પૂર્વક 'ह्वेञ्' ધાતુને આત્મનેપદ થાય છે 'निह्वयते') સૂત્રમાં 'ह्वः' રૂપ સિદ્ધ થઈ શકે છે. 'ह्वः' એ રૂપ ह्वेञ् ધાતુને 'आदेच उप०' સૂત્રથી આત્વ કરીને તૈયાર થયેલ 'ह्वा' એ આકારાન્ત શબ્દને आतो धातोः સૂત્રથી आकार નો લોપ કરીને પંચમી વિ.એ.વ.નું રૂપ બન્યું છે. અહીં 'निसमुप०' સૂત્રમાં एकारान्त ह्वे માં વિકૃત (પરિવર્તન પામેલ) આકારાન્ત ह्वा થી પ્રકૃતિ ह्वे નું ગ્રહણ થયેલું છે. એ રીતે આવાં સ્થળોમાં આ પરિ.નું ફળ જોવા મળે છે.

આ પરિ. નાગેશ અનુસાર નિર્મૂલ છે, અને ભાષ્યમાં અનુચ્ચરિત છે. આ પરિ. સીરદેવે માની છે, જ્યારે નાગેશના પૂર્વવર્તી નીલકંઠ દીક્ષિત અને હરિભાસ્કરે આનું ખંડન કર્યું છે.

પરિ. ૧૨૦.૨. औपदेशिकप्रायोगिकयोरौपदशिकस्यैव ग्रहणम् ॥१२०.२।

જ્યાં મૂળરૂપ (ઉપદેશ)માં અને પ્રયોગમાં પ્રાપ્ત થનાર બંને પ્રકારનાં શબ્દ સ્વરૂપોના ગ્રહણનો સંભવ હોય ત્યાં ઔપદેશિક શબ્દસ્વરૂપનું જ ગ્રહણ થાય છે, પ્રાયોગિક શબ્દસ્વરૂપનું નહીં. દા.ત. अधोक् (ઔપદેશિક) અને दामलिट् (પ્રાયોગિક શબ્દ સ્વરૂપ).

अधोक्–दुह् ધાતુ રજો ગણ, (अदादि) હ્યસ્તન (लङ्) ભૂ. ત્રુ. પુ. એ. વ.) अदुह्+त (लङ्) માં 'दादेर्धातोर्घः' (૮।૨।૩૨) (જેની આદિમાં दकार છે એવા ધાતુના ह् ના સ્થાનમાં घ થાય છે.) સૂત્રથી हનો घ થાય છે. પછી घ નું જશ્ત્વ કરતાં ग् અને चर्त्व કરવામા આવતાં क् થતાં અને दुह् ના दनो 'एकाचो बशो भष्' (૮।૨।૩૭) સૂત્રથી 'भष्मात्र' એટલે ध् થતાં, ति ના त् નો લોપ થતાં આખરે अधोक् રૂપ સિદ્ધ થાય છે. અહીં જો કે लावस्थायामेव अट् એ સિદ્ધાન્ત પ્રમાણે दुह्+लङ् એ અવસ્થામાં જ दुह् ને ભૂતકાલદર્શક अट् (अ) આગમ થતાં अ+दुह्+लङ्માં દકારાદિ ધાતુ ન હોવાથી, (કારણ કે दुह् ધાતુ अकारादि છે.) ह નું घत्व થવું જોઈએ નહીં, છતાં હવે આ પરિ. આવવાથી अ दुह् એ પ્રાયોગિક દશામાં ભલે દકારાદિ નથી, પણ ઔપદેશિક એટલે કે ધાતુપાઠ (ઉપદેશ)માં સાક્ષાત્ પઠિત दुह् દકારાદિ હોવાથી 'दादेः' સૂત્રથી ह् નો घ થતાં अधोक् એવું અભીષ્ટ રૂપ બને છે.

જ્યારે 'दामलिहम् आत्मनः इच्छति' માં क्यच् કરી, એ પછી क्विप् પ્રત્યય કરીને, સનાદ્યન્ત ધાતુસંજ્ઞા કરીને दामलिह्+क्यच्+क्विप् માં क्विप् નો સર્વાપહારી લોપ થયા બાદ અકાર અને યકારનો લોપ કરી, दामलिह् રૂપમાં 'होढः' થી ઢત્વ ડત્વ અને ટત્વ થતાં તૈયાર થયેલા दामलिट् રૂપમાં અત્યારે પ્રાયોગિક દશામાં दामलिह् એ દકારાદિ હોવા છતાં, (ઔપદેશિક દશામાં ધાતુ लिह् હોવાથી) અહીં 'दादेर्धातोः' સૂત્રથી घत्व થતું નથી. (નહીં તો दामलिक् એવું અનિષ્ટ રૂપ થાત.)

આમ ઉપર્યુક્ત પ્રયોજનોની સિદ્ધિ માટે પ્રાચીન આચાર્યોએ આ પૂર્વેની विकृतिः प्रकृतिं न गृह्णाति અને પ્રસ્તુત ઔપ૦ બંને વાચનિક પરિભાષાઓને માનેલી છે, પણ પરવર્તી આચાર્યોએ આ બંને પરિ.ને માની નથી. કારણ કે આ પરિ.ઓનાં પ્રયોજનો અન્યથા સિદ્ધ છે. વળી એમનાં જ્ઞાપક પણ મળતાં નથી. જો કે આ પરિ.ઓનાં સમર્થકો દ્વારા એમનાં જ્ઞાપક આપવાની ચેષ્ટા થઈ છે.

**પરિ. ૧૨૦.૩.** श्तिपा शपानुबन्धेन निर्दिष्टं यद्गणेन च। यत्रैकाज्ग्रहणं चैव पञ्चैतानि न यङ्लुकि ॥१२०.३॥

**नन्वजर्घाः...**(પૃ. ૩૧૪ પં. ૭) હવે પ્રશ્ન થાય છે કે अजर्घाःમાં गृध् ધાતુ, यङ्लुक् (હ્યસ્તનભૂત. બી. પુ. એ. વ.)માં ચોથા ગણનો गृध् ધાતુ હોવાથી વિકરણ પ્રત્યય श्यन्(य) થવો જોઈએ. વળી बेभिदीति માં સાતમા ગણનો 'श्नम्' (न) વિકરણ પ્રત્યય થવો જોઈએ. તેમજ बेभिदिता માં 'एकाच उपदेशेऽनुदात्तात्' (૭।૨।૧૦) સૂત્રથી ઈડાગમનો નિષેધ થવો જોઈએ. આ રીતે આ પ્રયોગોમાં કેટલીક મુશ્કેલીઓ આવે છે, તેમને દૂર કરવા પ્રસ્તુત પરિ. આવે છે.

આ પરિ. આવવાથી તે તે પ્રયોગોમાં આવેલી મુશ્કેલીઓ કેવી રીતે દૂર થાય છે તે નીચે સવિસ્તર દર્શાવ્યું છે.

(A) **अजर्घाः**–गृधु ધાતુ (अभिकाङ्क्षायाम्)–ચોથા (દિવાદિ) ગણના ધાતુ ઉપરથી यङ्लुगन्त અનદ્યતન (लङ्) બીજો પુ.એ.વ. (૧) गृध्+यङ् (૨) जगृध्+यङ् (દ્વિત્વ) (૩) जर् गृध्+य (અભ્યાસમાં રપરત્વ) (૪) जगर्ध्+य+लङ् (અનદ્યતન ભૂતકાલનો લકાર) (૫) जगर्ध्+य+सिप् (स्) (દ્વિ. પુ. એ. વ. પ્રત્યય) (૬) अजर्गृध्+य्+स् (અડાગમ) (૭) अजर्गृध्+स् (यङ् નો લોપ) (૮) अजर् गर् ध्+स् (અભ્યાસોત્તર 'गृ' ના 'ऋ' નો ગુણ) (૯) अजरगर् ध् (स નો લોપ) (૧૦) अजर्घर् ध् (भष्भाव) (૧૧) अजर्घर् द् (જશ્ત્વ) (૧૨) अजर्घर्+(र्) (द નો रु) (૧૩) अजर्घर् र् ('रो रि' સૂત્રથી પ્રત્યયના र् ની પૂર્વેના રેફનો લોપ) (૧૪) अजर्घार् (ढ्रलोपे० સૂત્રથી દીર્ઘ) (૧૫) अजर्घाः (રેફનો વિસર્ગ)

અહીં મુખ્ય શંકા એ છે કે अजर्घाःમાં દિવાદિગણ (૪થા ગણ)નો વિકરણ પ્રત્યય श्यन्(य) થવો જોઈએ, (श्यन् એ ગણ પ્રયુક્ત કાર્ય છે), પણ હવે પ્રસ્તુત श्तिपा शपा० આ પરિ.ને લીધે એ કાર્ય થતું નથી.

[B] बेभिदीति–भिद् ધાતુ ૭મો रुधादि ગણ, यङ् लुक्, लट् (વર્તમાનકાળ) તૃ. પુ. એ. વ. (૧) भिद्+यङ् (य) (भिद् ને यङ् પ્રત્યય) (૨) बिभिद्+य (ધાતુનું દ્વિત્વ) (૩) बेभिद्+य (અભ્યાસનો ગુણ) (૪) बेभिद्+लट् (ति) (य् નો લોપ તથા 'वर्तमाने लट्') (૫) बेभिद्+ई+ति=बेभिदीति (પ્રત્યયને ईट् આગમ થઈને આખરે बेभिदीति રૂપ બને છે. बेभिदीति એ यङ् लुक् રૂપમાં પણ અહીં भिद् ધાતુ रुधादि ગણીય (સાતમો ગણ) હોવાથી 'श्नम्' (न) વિકરણ પ્રત્યય થવો જોઈએ. (પણ પ્રસ્તુત श्तिपा शपा० પરિ.ને લીધે આ ગણકાર્ય થતું નથી.

[C] बेभिदिता–भिद् નું ૧ લો ભવિષ્ય (लुट्) તૃ. પુ. એ. વ. (૧) बेभिद्+य (મૂળ ધાતુને यङ् (य) અને દ્વિત્વ અને અભ્યાસનો ગુણ (૨) बेभिद्+लुट् (ता) (य्)નો લોપ અને ભવિષ્યાર્થદર્શક लू (लुट्) ता (૩) बेभिद्+इ+ता (ઈડાગમ)–बेभिदिता (છેલ્લું તૈયાર થયેલું રૂપ).

અહીં 'बेभिदिता'માં ઉપદેશમાં भिद् ધાતુ 'एकाच्' હોવાથી 'एकाच उपदशे-ऽनुदात्तात्' સૂત્રથી 'इट्'નો નિષેધ થવો જોઈએ. પણ હવે આ પ્રસ્તુત श्तिपा शपा० પરિ.ને લીધે 'एकाच् उप०' એ સૂત્રથી નિર્દિષ્ટ ઈડાગમનો નિષેધ થતો નથી.

આ श्तिपा शपा० પ્રસ્તુત પરિ.નો અર્થ તો મૂળમાં આપ્યો છે, તેથી અહીં કેવલ ક્રમશઃ એ ઉદાહરણો ચર્ચ્યાં છે. (૧) જે સૂત્રમાં श्तिप् (ति)નો નિર્દેશ કરીને કોઈ કાર્ય બતાવ્યું હોય તો તે કાર્ય 'यङ् लुक्' પ્રયોગમાં થતું નથી. (श्तिपा निर्दिष्टं कार्यं यङ् लुकि न भवति।) આનું ઉદાહરણ 'प्रन्यजङ्घनीत्' છે. प्र+नि+हन्+यङ्लुक्+लङ् (तिप्)માં 'नेर्गदनद' આદિ સૂત્રથી 'णत्व' થતું નથી, કારણ કે આ नेर्गद० સૂત્રમાં हन् ધાતુનો श्तिप् (ति) સાથે 'हन्तेः' એવો નિર્દેશ થયેલો છે. 'नेर्गद–नद–पत–पद–घु–मा–स्यति–हन्ति'–એમ પ્રમાણમાં લાંબુ સૂત્ર છે (૮–૪–૧). (ઉપસર્ગસ્થ નિમિત્ત (र्) ની પછી ઉપસર્ગના न નો પછી જો गद् આદિ ધાતુ આવ્યા હોય તો ण થાય છે. (૨) જ્યાં शप् નો નિર્દેશ કરીને કોઈ કાર્ય થતું હોય છે 'यङ्लुक्' માં થતું નથી. દા. ત. बर्भरिषति–भर्तुम् इच्छति. बर्+भर्+स+ति- આ યઙ્લુગન્ત ઈચ્છા દર્શક પ્રયોગમાં सनीवन्तर्ध (૭।૨।૪૯) આદિ સૂત્રથી વિકલ્પે इडागम થવા આવે છે. પણ આ સૂત્રમાં 'भर' (भृ+शप्+अ) એવો શબન્ત નિર્દેશ હોવાથી, યઙ્લુક્‌માં વૈકલ્પિક इडागम થતો નથી, પણ 'आर्धधातुकस्येड् वलादेः' સૂત્રથી નિત્ય

इट् થાય છે. सनीवन्तर्ध० એ પૂરું સૂત્ર આ પ્રમાણે છે. 'सनीवन्तर्धभ्रस्जदम्भुश्रिस्वृयूर्णुभरज्ञपिसनाम् (७।२।४९) (ઈવન્ત ધાતુ, ऋध, भ्रस्ज, दम्भु, श्रि, स्वृ, यू, ऊर्णु, भृ, ज्ञप्, शप् આ ધાતુઓની પછી આવેલ 'सन्' ને વિકલ્પે ઈડાગમ થાય છે.) (૩) અનુબંધ દ્વારા નિર્દિષ્ટ કાર્ય યઙ્લુકમાં થતું નથી. હવે અનુબંધ બે પ્રકારના હોય છે. (૧) સ્વરૂપાનુબંધ અને (૨) ઈત્સંજ્ઞક અનુબંધ.

(A) સ્વરૂપાનુબંધ–शीङ् स्वप्ने (અથવા दीङ्) 'ङ्' એ અનુબન્ધ (ઈત્) છે. આ સ્વરૂપાનુબંધ છે. દા.ત. शेशीतः–शीङ् ધાતુ, યઙ્લુગન્ત लट् (વર્તમાનકાળ) દ્વિ. વ. (तस्). અહીં 'शीङः सार्वधातुके गुणः'થી ગુણ થતો નથી. (देदितः–यङ्लुगन्त दीङ् ધાતુ क्त (કર્મણિ ભૂ. કૃ. ૩૫)માં 'दीङो युडचि क्ङिति' (६।४।६३) સૂત્રથી 'युट्' (य्) આગમ થતો નથી, કારણ કે આ બંને સૂત્રોમાં અનુબંધ (ङ्) નો સ્વરૂપથી નિર્દેશ થયેલો છે.

(B) હવે ઈત્સંજ્ઞક અનુબંધનો જેમાં નિર્દેશ હોય તેવું અનુબંધ પ્રયુક્ત કાર્ય પણ 'યઙ્લુક'માં થતું નથી. દા.ત. शेशयीति. આમાં મૂલ ધાતુ 'शीङ्'માં ङ्કાર ઈત્સંજ્ઞક અનુબંધ છે. અહીં યઙ્લુગન્ત એવા 'शेशयीति' માં शीङ् ङित् હોવાથી 'अनुदात्त ङित् आत्मनेपदम्' સૂત્રથી આત્મનેપદ થવું જોઈએ, પણ ઉપર્યુક્ત પરિ.ને લીધે ઈત્સંજ્ઞકાનુબંધ પ્રયુક્ત (ङ्કારાનુબંધ પ્રયુક્ત) આત્મનેપદ થતું નથી.

(૪) ગણનો નિર્દેશ કરીને થતું કાર્ય યઙ્લુક્માં થતું નથી. દા.ત. देदिवीति– दिव् દિવાદિ ૪થો ગણ યઙ્લુગન્ત, વર્તમાન (लट् તૃ. પુ. એ. વ.) અહીં दिव् ચોથા ગણનો હોવાથી दिवादिभ्यः श्यन् (૩।૧।૬૯) એ સૂત્રથી ચોથા ગણથી પ્રયુક્ત 'श्यन्' (य) પ્રત્યય થતો નથી. તેવી રીતે बेभिदीतिमां भिद्–૮મો ગણ 'रुधादिभ्यः श्नम्' (૩।૧।૭૮) સૂત્રથી પ્રયુક્ત श्नम् (न) થતો નથી.

(૫) જ્યાં एकाच् એવા પદનો નિર્દેશ કરીને કોઈ કાર્યનું વિધાન બતાવ્યું હોય તો તે યઙ્લુક્માં થતું નથી. દા.ત. बेभेदिता, चेच्छेदिता.' भिद्, छिद् (૭મો ગણ)માં इडागमनो નિષેધ થતો નથી.

નાગેશ, આ श्तिपा' પ્રકૃત પરિ. ભાષ્યમાં અનુક્ત તેને હોવાથી અપ્રામાણિક માને છે. બીજી વાત એ પણ છે કે અહીં પરિ.માં જે ઉદાહરણો આપવામાં આવ્યાં છે તે બધાં યઙ્લુગન્ત પ્રયોગનાં છે. 'યઙ્લુક્'ને પ્રાચીન આચાર્યોએ चर्करीत' એવું નામ (સંજ્ઞા) આપેલું છે. 'चर्करीतं च' આ ગણ સૂત્રનો સિદ્ધાન્તકૌમુદીમાં અદાદિ (બીજા) ગણની સમાપ્તિમાં નિર્દેશ છે. જેમ अदादि ગણમાં વિકરણ પ્રત્યયનો લોપ થાય છે, તેમ યઙ્લુગન્ત ધાતુઓમાં પણ એવો લોપ કરવો એવો આ ગણ સૂત્રનો

અર્થ છે. આ સ્થિતિમાં હવે ગણપ્રયુક્ત પ્રત્યયાદિ જે કાર્ય છે, તે યઙ્લુગન્તમાં થવાનું જ નથી. તેથી હવે श्तिपा शपा० પરિ. માં બાકી રહેતાં એ ચાર કાર્યોને છાન્દસ માનવાં જોઈએ. છન્દ (વેદ)માં બધાં કાર્યો વૈકલ્પિક મનાય છે. ભાષામાં એવાં છાન્દસ કાર્યોનો અભાવ હોય છે. તેથી ભાષા (લોકવ્યવહાર)માં એવા કોઈ અનિષ્ટ પ્રયોગની આપત્તિ આવી શકે તેમ નથી. તેથી આ પ્રસ્તુત श्तिपा० પરિ. ન માનવી જોઈએ. આમ છતાં કેટલાક વ્યાખ્યાકારો આ બધી ક્લિષ્ટ કલ્પનાઓ કરવી એ કરતાં પ્રકૃતિ श्तिपा० પરિ. માનવું એ જ ઔચિત્યપૂર્ણ છે એમ માને છે.

**પરિ. ૧૨૧.** पदगौरवाद् योगविभागो गरीयान् ॥१२१॥

હવે એક પ્રશ્ન થાય છે કે रधिजभोरचि' (૭।૧।૬૧) (A) (रध् અને जभ् ધાતુને, પછી જો अच् આવ્યો હોય તો नुम् (न) આગમ થાય છે.) (B) 'नेट्यलिटि रधेः' (૭।૧।૬૨) (લિટ્ સંબંધી इट् ને છોડીને, અન્ય इट्‌માં रध्‌ને नुम् થતો નથી) એમ બે સૂત્રોમાં 'रध्' ધાતુનો ઉલ્લેખ કરી સૂત્રના જે વિભાગો કર્યા છે તેના કરતાં (૧) जभोऽचि (૨) रधेश्च (૩) नेट्यलिटि એવી રીતે યોગ વિભાગ કરીને ત્રણ સૂત્રો કરવામાં આવે તો શો વાંધો ? કારણ કે ઉપરનાં બે સૂત્રોનો જે અર્થ થાય છે તે જ આ ત્રણ સૂત્રોનો પણ અર્થ થાય છે. આ રીતની રચનામાં બે વાર रधि ગ્રહણ કરવું પડતું નથી. તેથી લાઘવ થાય છે.

આ પ્રશ્નનો ઉત્તર પ્રસ્તુત पदगौरवाद् પરિ. આવે છે. અધિક સંખ્યા ધરાવતાં પદોને લીધે થતા ગૌરવ કરતાં, યોગવિભાગ એટલે કે એક સૂત્રની અનેક સૂત્રોમાં ભાગ પાડીને રચના કરવાનું કામ અધિક ગૌરવવાળું ગણાય છે. પદગૌરવ સહ્ય છે, પણ યોગવિભાગનું ગૌરવ અસહ્ય છે. કારણકે યોગવિભાગ કરવામાં આવતાં અલગ અલગ વાક્યોની રચના કરવી પડે છે. તેથી વાક્યાર્થ બોધમાં પણ અધિક બુદ્ધિ વ્યાયામ થાય છે, અને અધિક કાલની અપેક્ષા રાખવી પડે છે. તેથી અધિક ગૌરવ છે. આનાથી ઉલટું એક યોગમાં ભલે પદનું આધિક્ય હોય છતાં એટલું ગૌરવ થતું નથી. કારણકે અહીં પદાર્થબોધની સામગ્રી શાબ્દબોધ (વાક્યાર્થબોધ) ની સામગ્રી કરતાં ઓછી હોય છે.

આ રીતે આ 'पदगौरवाद्' પરિ. લાઘવ ગૌરવમૂલક લોકન્યાયથી સિદ્ધ છે, કારણકે લોક વ્યવહારમાં પણ એ જોવા માટે છે કે જે વાત અલ્પ પ્રયત્નથી સાધ્ય હોય ત્યાં વધુ પ્રયત્ન કરવાનું કષ્ટ લેવામાં આવતું નથી.

નાગેશ આદિ આચાર્યો આ પરિ. માનતા નથી, કારણકે ભાષ્યકારે આ પરિ.નો ક્યાંયે નિર્દેશ કર્યો નથી.

**પરિ. ૧૨૨.** अर्धमात्रालाघवेन पुत्रोत्सवं मन्यन्ते वैयाकरणाः ॥१२२॥

વૈયાકરણોને મન અડધી માત્રાના પણ લાઘવની કિંમત છે. એથી આ જ બાબતની ચર્ચા एओङ् શિવસૂત્રમાં ભાષ્યકાર જેવાએ પણ કરી છે. સ્વરોના સમૂહમાં આવતા एकार, ओकार જેવા દીર્ઘસ્વર દ્વિમાત્રિક માનવામાં આવે છે, એક માત્રિક નહીં. આમ છતાં જો એક માત્રિક હ્રસ્વ 'एकार' હોત અને એક-માત્રિક હ્રસ્વ ओकार' હોત તો પાણિનિએ एओङ्એ પ્રત્યાહાર સૂત્રમાં આવા એક માત્રિક 'ए' અને 'ओ'નો જ સંકેત કર્યો હોત. આવા હ્રસ્વ એકમાત્રિકનો સંકેત કરવામાં માત્રાકૃત લાઘવ થાય પણ છે. જેમકે एओङ સૂત્રમાં હ્રસ્વ एની એક માત્રા, હ્રસ્વ ओની એક માત્રા, અને ङ् વ્યંજનની અડધી માત્રા એમ અઢી માત્રા છે. જ્યારે દીર્ઘ ए ની બે માત્રાઓ, દીર્ઘ 'ओ'ના બે માત્રાઓ એમ ચાર માત્રા અને ङ्ની અડધી માત્રા તો સાડાચાર માત્રા થાય છે. તેથી આવી સાડા ચાર માત્રાઓથી થતું ગૌરવ કરવું એના કરતાં અઢી માત્રા વાળું જ एओङ् સૂત્ર કરવું જોઈએ.

હવે આવા एङ्નો જ્યાં નિર્દેશ છે તે 'अदेङ् गुणः' સૂત્રને ઠેકાણે પાણિનિએ 'अदे ओ गुणः' એવું સૂત્ર કરવું જોઈએ, કારણકે અહીં દીર્ઘ एकार અને દીર્ઘ ओकार એમની જ ગુણ સંજ્ઞા કરવી ઈષ્ટ છે. તેવી 'एओङ्' સૂત્રથી અઢી માત્રા અને) 'अदे ओ गुणः' સૂત્રમાંના દીર્ઘ ए તથા ओની ચાર માત્રા (અને વ્યંજન ङ्' ની અડધી માત્રા) એમ કુલ સાડા છ માત્રા થાય છે.

અર્ધમાત્રાનું લાઘવ પણ બહુ મૂલ્યવાન છે એમ સમજવા છતાં અહીં પાણિનિએ एओङ्' એવું સાડાચાર માત્રાવાળું સૂત્ર અને अदेङ गुणःમાં જ્યાં (एङ्ની અઢી માત્રા છે એવાં જેમાં કુલ સાત માત્રા આવે છે તેવાં બે સૂત્રો एओङ् પ્રત્યાહાર સૂત્ર અને अदेङ् गुणः) લખ્યાં છે, તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે અર્ધ एकार અને અર્ધ ओकार ક્યાંયે પઠિત નથી, વેદમાંની એક શાખામાં અર્ધ एकार અને અર્ધ ओकार ઉચ્ચારણની જો કે પ્રથા છે. તો પણ ભાષ્યકાર કહે છે તેમ पारिषदकृतिरेषा तत्रभवताम् । नैव हि लोके, नान्यस्मिन् वेदेऽर्ध एकारः अर्धः ओकारो वास्ति' ।

આનો સારાંશ એ છે કે ભાષ્યમાં ભાષ્યકારે અર્ધમાત્રાના લાઘવ સંબંધે પણ વિચાર કરેલો છે તેથી નાગેશ પણ अर्धमात्रा० એ પરિ.નો આદર કરે છે.

અહીં એ પણ ખ્યાલ રાખવો જોઈએ કે જે અનેક પદોથી ઘટિત સૂત્ર હોય છે, ત્યાં માત્રા લાઘવનો નહીં, પણ પદ લાઘવનો પણ વિચાર કરવામાં આવ્યો હોય છે. આ ઉપરથી વૈયાકરણોને લાઘવ કેટલું બધું પ્રિય હોય છે તેનો ખ્યાલ આવે છે.

## તૃતીયતંત્રનું ટિપ્પણ સમાપ્ત

# अथ परिभाषाणामकाराद्यनुक्रमेण सूची



× = भाष्येऽनुपलब्धापि तत्सम्मता

÷ = भाष्ये ध्वनिता

* = भाष्यविरुद्धा

| 1 | | 2 | 3 | 4 | 5 | 6 | 7 |
|---|---|---|---|---|---|---|---|
| २५ | उत्तरपदाधिकारे० | ११२ | ३९५ | — | — | — | ६.३.५० |
| ९४ | उपपदविभक्तेः कारक० | २७८ | ५९६ | — | ४८ | १०३ | २.३.१९ |
| ६४ | उपसंजनिष्यमाणनिमित्तः० | २२१ | ५४० | — | — | — | × |
| ९ | उभयगतिरिह भवति | ७४ | ३४६ | ७ | — | — | १.१.२३ |
| ७० | उभयनिर्देशे० | २३० | ५५३ | — | ६३ | — | १.१,६७ |
| ३७ | एकदेशविकृत० | १३४ | ४२७ | — | १४ | ४० | ४.१.८३ |
| १७ | एकयोगनिर्दिष्टानां० | १०० | ३७८ | — | — | १४ | ४.१.२७ |
| ११८ | एकस्या आकृतेः० | ३१० | ६२० | — | — | — | ३.१.४० |
| ५ | एकान्ताः | ७० | ३४२ | — | — | — | १.३.९ |
| १२०.२ | औपदेशिक प्रायोगिकयोः० | ३१२ | ६२२ | ५ | ४ | ८१ | × |
| ३ | कार्यकालं संज्ञा० | ६० | ३२५ | ५० | १०६ | ११७ | १.१.११ |
| १० | कार्यमनुभवन् हि० | ७६ | ३४८ | १९ | ९५ | २ | १.१.५९÷ |
| २८ | कृद्ग्रहणे गतिकारक० | ११६ | ४०२ | ९३ | ४६ | ६२ | १.४.१३ |
| ६८ | क्तल्युट्तुमुन्खलर्थेषु० | २२८ | ५४९ | — | ७६ | ३६ | ३.१.९४ |
| ४६ | क्वचित् कृताकृतप्रसङ्ग० | १५१ | ४४५ | — | — | — | ६.४.६२ |
| १०८ | क्वचित् समुदायेऽपि० | २९७ | ६१२ | २९ | ३० | ७९ | १.१.१ |
| ८३ | क्वचित् स्वार्थिकाः० | २५० | ५६८ | — | ५८ | ५८ | ५.३.६८ |
| ५८ | क्वचिदपवादविषयेऽपि० | २११ | ५२९ | ८३ | ११५ | ३३ | ७.४.८२ |
| १८ | क्वचिदेकदेशोऽप्यनुवर्तते | १०२ | ३८० | २३ | २५ | ८ | ६.१.९३ |
| १२०.१ | क्वचिद् विकृतिः प्रकृतिं० | ३१२ | ६२२ | — | — | ४१ | × |
| ९३.३ | गणकार्यमनित्यम् | २७१ | ५९० | — | १०९ | ११८ | × |
| ७५ | गतिकारकोपपदानां० | २३८ | ५६० | — | ४७ | ३२ | ४.१.४८ |
| १०६ | गामादाग्रहणेष्वविशेषः | २९६ | ६११ | — | ६९ | १०५ | १.१.२० |
| १५ | गौणमुख्ययोर्मुख्ये० | ९२ | ३६६ | ४ | ५ | १०० | १.१.१५ |
| ३१ | ग्रहणवता प्रातिपदिकेन० | १२८ | ४१९ | ६९ | ७८ | ५५ | ४.१.१४ |
| ७८ | चानुकृष्टं नोत्तरत्र | २४३ | ५६४ | ५९ | ८७ | ४६ | * |
| ११६ | ज्ञापकसिद्धं न सर्वत्र० | ३०८ | ६१८ | — | ११८ | १२६ | × |
| ८२ | तदनुबन्धक.....नातदनु० | २४८ | ५६६ | — | ३८ | ५२ | ४.१.१५ |
| ८९ | तन्मध्यपतितः० | २६४ | ५८५ | १८ | १९ | ७५ | ७.१.५४ |
| ८७ | ताच्छीलिके णेऽणकृतानि० | २६२ | ५८३ | — | ६६ | ७३ | ६.४.१७२ |

| 1 | | 2 | 3 | 4 | 5 | 6 | 7 |
|---|---|---|---|---|---|---|---|
| ६७ | ताच्छीलिकेषु वाऽसरूप० | २२७ | ५४७ | २७ | २८ | ४३ | ३.२.१५० |
| ८८ | धातोः कार्यमुच्यमान० | २६३ | ५८४ | — | ५५ | ७४ | ७.२.११४ |
| ७४ | नञिवयुक्तमन्य० | २३६ | ५५९ | ५४ | ९७ | ३१ | ३.१.१२ |
| ९३.५ | नञ्घटितमनित्यम् | २७२ | ५९१ | — | — | — | × |
| ५१ | नाजानन्तर्ये वहिष्ट्व० | १७६ | ४८४ | ८० | ४२ | ७० | १.४.२ |
| ९६ | नानर्थकेऽलोऽन्त्य० | २८४ | ६०१ | — | ९३ | ११३ | १.१.६५ |
| ६ | नानुवन्धकृतमनेकाल्त्वम् | ७० | ३४३ | १२ | ११ | ६ | १.३.९ |
| ७ | नानुवन्धकृतमनेजन्तत्वम् | ७२ | ३४४ | — | १३ | ४५ | १.३.९ |
| ८ | नानुवन्धकृतमसारूप्यम् | ७४ | ३४५ | १३ | १२ | ३८ | १.३.९ |
| ८१ | निरनुवन्धक.....न सानु० | २४८ | ५६६ | ४७ | ३६ | ५० | ४.१.१५ |
| १२ | निर्दिश्यमानस्यादेशाः० | ८४ | ३५८ | — | ३५ | ५ | ६.४.१३० |
| ११२ | निषेधाश्च वलीयांसः | ३०५ | ६१५ | — | — | — | १.१.६३ |
| १२१ | पदगौरवाद् योगविभागः | ३२१ | ६२६ | ७४ | ९८ | ११० | × |
| २९ | पदाङ्गाधिकारे तस्य च० | १२० | ४१० | — | — | — | १.१.७२ |
| ४२ | परान्नित्यं वलवत्० | १४८ | ४४२ | — | — | — | × |
| १११ | पर्जन्यवल्लक्षणप्रवृत्तिः | ३०४ | ६१५ | ६४ | ८६ | ८७ | १.२.९ |
| ११५ | पर्यायशब्दानां० | ३०८ | ६१८ | — | — | १२२ | × |
| ३९ | पुनः प्रसङ्गविज्ञानात्० | १४० | ४३३ | ८२ | ४० | २१ | ७.४.१० |
| ५९ | पुरस्तादपवादाः० | २१५ | ५३४ | ९ | ८ | ४४ | ६.१.८९ |
| ६२ | पूर्वं ह्यपवादा० | २१९ | ५३८ | — | — | — | २.३.४६ |
| ११७ | पूर्वत्रासिद्धीयमद्वित्वे | ३०९ | ६१९ | — | ११० | — | ८.८.१ |
| ३८ | पूर्वपरनित्यान्तरङ्ग० | १४० | ४३२ | — | — | — | × |
| ५३ | पूर्वोत्तरपदनिमित्त० | १९० | ४९७ | — | — | — | १.४.२ |
| ६३ | प्रकल्प्य वाऽपवाद० | २२० | ५४० | — | — | ९४ | २.३.४६ |
| ९१ | प्रकृतिग्रहणे ण्यधिक० | २६८ | ५८६ | ७० | ७३ | ९० | ७.३.५६ |
| ९३.९ | प्रकृतिग्रहणे यङ्लुगन्त० | २७५ | ५९४ | ६० | ७२ | ६८ | × |
| ३६ | प्रकृतिवदनुकरणं० | १३४ | ४२७ | ८६ | ११४ | १८ | ८.२.८६ |
| २३ | प्रत्ययग्रहणे यस्मात्० | १०८ | ३८६ | — | ४४ | २५ | १.४.१३ |
| २४ | प्रत्ययग्रहणे चापञ्चम्याः | ११० | ३९२ | — | — | — | १.१.७२ |
| १०२ | प्रत्ययाप्रत्यययोः० | २८९ | ६०६ | — | ९२ | ११४ | ६.४.१ |
| १०७ | प्रत्येकं वाक्य० | २९७ | ६१२ | २८ | २९ | ७८ | १.१.१ |

| 1 | | 2 | 3 | 4 | 5 | 6 | 7 |
|---|---|---|---|---|---|---|---|
| ९७ | प्रधानाप्रधानयोः० | २८५ | ६०१ | ६७ | — | १०२ | ३.१.१ |
| ७१ | प्रातिपदिकग्रहणे० | २३२ | ५५५ | २५ | २६ | २८ | ४.१.१ |
| ७७ | बहुव्रीहौ तद्गुण० | २४१ | ५६३ | ८ | ६ | ४२ | ६.१.१ |
| ११० | बाधकान्येव निपातनानि | ३०२ | ६१४ | — | — | — | १.१.२७ |
| १९ | भाव्यमानेन० | १०२ | ३८२ | ३० | ३१ | ११ | १.१.६९ |
| २० | भाव्यमानोऽप्युकारः० | १०४ | ३८२ | ३१ | — | — | ६.१.१८५ |
| ६० | मध्येऽपवादाः० | २१६ | ५३५ | — | ९ | ४७ | ६.१.१०२ |
| १३ | यत्रानेकविधमान्तर्यं० | ८८ | ३६३ | — | — | — | १.१.५० |
| २ | यथोद्देशं संज्ञा० | ६० | ३२५ | — | १०५ | ११६ | १.१.११ |
| ११ | यदागमास्तद्गुणीभूताः० | ७८ | ३४९ | १७ | १८ | ४ | १.१.२० |
| ३३ | यस्मिन् विधिस्तदादौ० | १३० | ४२२ | — | ७५ | १२ | १.१.७२ |
| ४८ | यस्य च लक्षणान्तरेण..... तदप्यनित्यम् | १५२ | ४४७ | — | — | — | ७.१.२३ (कैयटः) |
| ४७ | यस्य च लक्षणान्तरेण..... तदनित्यम् | १५१ | ४४५ | — | — | — | ६.२.१९७ |
| ११४ | योगविभागादिष्टसिद्धिः | ३०७ | ६१७ | ६८ | १०० | १२१ | ३.१.४६ |
| १०५ | लक्षणप्रतिपदोक्तयोः० | २९४ | ६०८ | ३ | ३ | ३९ | ६.२.२ |
| ४५ | लक्षणान्तरेण प्राप्नुवन्० | १५० | ४४३ | ७८ | — | — | × |
| ६९ | लादेशेषु वाऽसरूप० | २२९ | ५५१ | — | — | — | ३.१.९४ |
| ९० | लुग्विकरणालुग्विकरण० | २६५ | ५८६ | ४३ | ६७ | ८३ | ७.२.१५÷ |
| २१ | वर्णाश्रये नास्ति० | १०४ | ३८३ | — | ५२ | — | १.१.६२ |
| ५५ | वार्णादाङ्गं बलीयः | १९१ | ५०२ | — | ७४ | ६६ | ३.२.३ |
| ४१ | विकरणेभ्यो नियमः० | १४६ | ४३८ | — | ५३ | १९ | १.३.६० |
| १०० | विधिनियमसम्भवे० | २८७ | ६०४ | — | — | १०९ | ६.४.४९÷ |
| ९३.१० | विधौ परिभाषोपतिष्ठते० | २७७ | ५९४ | — | — | — | × |
| ७२ | विभक्तौ लिङ्ग० | २३५ | ५५८ | — | २७ | २९ | ७.१.१. |
| ३० | व्यपदेशिवदेकस्मिन् | १२२ | ४११ | — | — | — | १.१.२१ |
| ३२ | व्यपदेशिवद्भावोऽप्राति० | १२८ | ४२० | ६१ | ७९ | ५६ | १.१.७२ |
| ९९ | व्यवस्थितविभाषयापि० | २८७ | ६०३ | ३२ | ६२ | १२४ | ७.४.४१ |
| १ | व्याख्यानतो विशेष० | ५९ | ३२४ | ५८ | १२० | १ | लण् माहे.सू.६। |

| 1 | | 2 | 3 | 4 | 5 | 6 | 7 |
|---|---|---|---|---|---|---|---|
| ४३ | शब्दान्तरस्य प्राप्नुवन्० | १४९ | ४४३ | ७७ | -- | — | २.४.८५ |
| ४४ | शब्दान्तरात् प्राप्नुवतः० | १५० | ४४३ | -- | -- | -- | × |
| १२०.३ | शिपा शपाऽनुबन्धेन० | ३१५ | ६२३ | -- | -- | — | × |
| १०४ | श्रुतानुमितयोः० | २९२ | ६०७ | — | १०२ | १०७ | × |
| ९३.१ | संज्ञापूर्वकविधेरनित्यत्वम् | २७० | ५८८ | ५३ | ८३ | ७१ | × |
| २७ | संज्ञाविधौ प्रत्यय० | ११६ | ४०२ | ७१ | ८१ | २७ | १.४.१४ |
| ८५ | संनिपातलक्षणो विधिः० | २५२ | ५६९ | १० | १० | ६४ | १.१.३९ |
| ८६ | संनियोगशिष्टानां० | २६० | ५८२ | ४१ | ६५ | ७२ | ६.४.१६३ |
| ११९ | सम्प्रसारणं तदाश्रयं० | ३११ | ६२१ | — | १०३ | ५९ | ६.१.१७ |
| ४० | सकृद्गतौ विप्रतिषेधे० | १४१ | ४३३ | ३५, ८१ | ३९ | २० | १.४.२ |
| ८४ | समासान्तविधिरनित्यः | २५१ | ५६९ | ७५ | ८२ | ६३ | ६.२.१९७ |
| ९३.८ | सर्वविधिभ्य इड्विधिः० | २७४ | ५९२ | ५६ | ९० | ८१ | × |
| ९३.७ | सर्वविधिभ्यो लोपविधिः० | २७४ | ५९२ | ५७ | ९१ | १११ | × |
| ३५ | सर्वे विधयश्छन्दसि० | १३४ | ४२६ | — | ५६ | २४ | ३.१.८५ |
| ३४ | सर्वो द्वन्द्वो विभाषैक० | १३२ | ४२४ | ७३ | ५० | १६ | १.२.६३ |
| १०३ | सहचरितासह० | २९० | ६०७ | — | ९२ | ११४ | २.३.८÷ |
| ७६ | साम्प्रतिकाभावे० | २४१ | ५६२ | १४ | १५ | ३७ | ६.१.१७७ |
| १०१ | सामान्यातिदेशे० | २८८ | ६०६ | ९१ | ६४ | १०६ | ६.३.६८÷ |
| ७३ | सूत्रे लिङ्गवचन० | २३५ | ५५९ | — | ११७ | ३० | ४.१.९२ |
| २६ | स्त्रीप्रत्यये चानुप० | ११४ | ३९६ | -- | ४५ | २६ | ६.१.१३ |
| ४९ | स्वरभिन्नस्य प्राप्नुवन्० | १५३ | ४४८ | -- | -- | -- | २.४.८५ |
| ७९ | स्वरविधौ व्यञ्जनम० | २४४ | ५६५ | ३३ | ३२ | ५३ | ६.१.२२३ |
| ८० | हल्स्वरप्राप्तौ० | २४६ | ५६६ | -- | -- | -- | ६.१.२२३ |

## શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૩ | પાણિનિએ | પાણિનીય આચાર્યોએ |
| ૬ | ૧ | સ્વરિત્વની | સ્વરિતત્વથી અધિકારની |
| ૧૦ | ૧૦ | પ્રમાણે | પ્રમાણો |
| ૧૩ | ૧૫ | પાણિનિની જેમ | પાણિનિના જેવી |
| ૧૯ | ૨ | પૌર્વાત્ય | પૌરસ્ત્ય |
| ૨૪ | ૧૯ | ધાતોરય | ધાતોરયં |
| ૩૨ | ૩૦ | कार्यो | कार्यी |
| ૩૪ | ૨૮ | नामार्थ | नामार्थ |
| ૪૮ | ૪ | नि+इ+घञ् | नी+इ+घञ् |
| ૫૬ | ૧૬ | भाष्यकारहैरिणा | भाष्यकारैर्हरिणा |
| | | **પ્રથમ તંત્ર** | |
| ૭૬ | ૧૨ | कार्यमनुभर्वान्हि | कार्यमनुभवन् हि |
| ૭૭ | ૨૭ | कार्यी | कार्यी |
| ૭૮ | ૨ | इत्स्य | इत्यस्य |
| ૭૮ | ૧૬ | यमुद्दिश्यं | यमुद्दिश्य |
| ૮૮ | ૧૮ | प्रथाने | स्थाने |
| ૯૦ | ૨ | स्थान्तः | स्थानतः |
| ૯૦ | ૧૦ | इन्यादौ | इत्यादौ |
| ૯૪ | ૭ | तदुपद्देश्यक | तदुद्देश्यक |
| ૧૦૬ | ૭ | तदन्तन् | तदन्तान् |
| ૧૧૪ | ૭ | राजकुमारीरित्यादौ | राजकुमारिरित्यादौ |
| ૧૨૨ | ૧૪ | वहुपुत्र | वहुपुत्र |
| | | **દ્વિતીય તંત્ર** | |
| ૧૪૧ | ૫ | ग्रवृत्त्य | प्रवृत्त्य |
| ૧૫૫ | ૨૫ | યના લોપનું | યૂના લોપનું |
| ૧૬૭ | ૨૩ | સંબંધ | સમાસ |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૨૮ | ૨૦ | गञ् પ્રત્યય | घञ् પ્રત્યય |
| ૨૩૫ | ૬ | इत्येकवचनपुसकाभ्यां | इत्येकवचननपुंसकाभ्याम् |
| ૨૩૭ | ૨ | तथार्थगतिररित | तथार्थगतिरस्ति |
| ૨૩૮ | ૮ | तेनाश्वक्रीतिति | तेनाश्वक्रीतीति |
| ૨૫૬ | ૬ | चेत्तेर्हय० | चेत्तर्हि |
| ૨૬૩ | ૯ | ૬૦૫૨૨૬ | ૬૦૫૨૬ |
| ૨૯૫ | ૨૨ | मेङ् (व्यतिहारे) | मेङ् (प्रणिदाने) |
| ૨૯૯ | ૧ | કે | કેવલ |
| ૩૦૬ | ૨ | एव वर्णसंज्ञादेर् | एव सवर्णसंज्ञादेर् |
| ૩૦૮ | ૩ | १२६ | ११६ |
| ૩૧૫ | ૨૦ | वर्भरिष्यति | वर्भरिषति |
| ૩૯૭ | ૫ | ई નો | इ નો |
| ૪૦૩ | ૨૪ | અતિવ્યાપિને | અતિવ્યાપ્તિને |
| ૪૨૪ | ૭ | બંનેમાં સપ્તમીમાં | બંને સપ્તમીમાં |
| ૪૩૨ | ૫ | પરશાસ્ત્ર કરતાં નિત્ય | પરશાસ્ત્ર, તેનાં કરતાં નિત્ય, |
| ૪૫૩ | ૨૬ | (બહુપેક્ષ) | (બહ્વપેક્ષ) |
| ૪૫૭ | ૨૧ | તેનો બહિરંગતા | તેની બહિરંગતા |
| ૪૬૦ | ૧૯ | અન્તરંગ પરિ.નો | અન્તરંગ પરિ.ની |
| ૪૭૮ | ૨૭ | यण् કરર્યા | यण् કાર્ય |
| ૫૦૩ | ૩૧ | તે થતાં ૨૫૨ | તે ૨૫૨ થતાં |
| ૫૨૯ | ૬ | 'अतो दीर्घो यञि'થી થઈ | 'अतो दीर्घो यञि'થી દીર્ઘ થઈ |
| ૫૪૫ | ૧૯ | (૬૪) | (૬૫) |
| ૫૪૮ | ૧૭ | મુજખ્ય | મુખ્ય |
| ૫૬૭ | ૯ | अक्षर्दीध्यति | अक्षैर्दीव्यति |
| ૫૬૯ | ૧૨ | (પ્રસ્તુતમાં राजन् શબ્દ | (પ્રસ્તુતમાં राजन् શબ્દ) |
| ૫૯૩ | ૮ | जुबुः | जुहुवुः |
| ૬૨૪ | ૨૭ | થતું હોય છે | થતું હોય છે તે |
| ૬૨૫ | ૨૬ | અનુક્ત તેને હોવાથી | અનુક્ત હોવાથી તેને. |

—×—

## ગ્રંથ પરિચય

નાગેશ ભટ્ટ કે નાગોજિ ભટ્ટનો પરિભાષેન્દુશેખર ગ્રંથ સંસ્કૃત વ્યાકરણ શાસ્ત્રનો બહુમૂલ્ય અને પાયાનો ગ્રન્થ છે. વ્યાકરણની પરિભાષાઓ વિષે નાગેશના મતને સર્વોપરિ માનવામાં આવે છે. આ ગ્રંથ જેટલો મહત્વનો છે એટલો જ દુર્બોધ અને દુરૂહ પણ છે.

આ ગ્રંથ ઉપર નાગેશના વિશિષ્ટ અને સંક્ષિપ્ત વિચારોને સમજાવતી લગભગ ૨૫ કે ૩૦ ટીકાઓ સંસ્કૃતમાં લખાઈ છે; છતાંય તે વિષય અભ્યાસીઓને માટે એટલોજ ગહન રહ્યો છે. ગુજરાતી ભાષામાં આ ગ્રંથ વિષે કાંઈ પણ સામગ્રી ન હોવાથી માતૃભાષાના માધ્યમ દ્વારા અભ્યાસ કરનારને ઘણી કઠિનતા ભોગવવી પડતી હતી. પ્રસ્તુત ગ્રંથના પ્રકાશનથી ગુજરાતના અભ્યાસીઓને ઘણી જ રાહત અને સહાય મળશે. ગુજરાતી ભાષામાં સૌ પ્રથમવાર પ્રગટ થતા આ ગ્રંથમાં મૂળ ગ્રંથને વફાદાર રહી તેને જ સ્પષ્ટ કરવાનો સુકૃત પ્રયાસ કરવામાં આવ્યો છે. ભાષાન્તર ઉપરાંત આમાં આપવામાં આવેલ સર્વગ્રાહી ટિપ્પણ ગ્રન્થની ઉપાદેયતામાં અનેરો વધારો કરે છે. અન્તે પરિશિષ્ટની સૂચિમાં આપેલા મહાભાષ્યના સંદર્ભો વ્યાકરણના અભ્યાસીઓ અને સંશોધકોને અતિશય ઉપયોગી બની શકે તેવા છે.

— સંપાદક

---

**પરિભાષેન્દુશેખર :** કિંમત રૂ. ૩૮-૦૦

**(ગુજરાતી અનુવાદ, પ્રસ્તાવના અને વિવેચનાત્મક ટિપ્પણ)**